" એ વિચાર કર્યો હતો પણ એ એમના કોઇ સગાનાં કામમાં આખો દિવસ રોકાવાના હતા એટલે એમણે ના કહી."

" ના આપ કદાચ એમને ત્યાંથી નાશી જાઓ અને એમને આપની પરોણાગતનો લાભ મળતો અટકીજાય તેથી ના કહી. એમના પર એક કામમાં હુકમનામું થવાનું હતું અને બીજું કામ એમની હવેલી પર ધીરેલા પૈસા ન ભરાય તો હવેલી વેચાવવા સંબંધિનું હતું. હવે આપ નગરશેઠને ત્યાં તો બહુ રહ્યા. થોડા દિવસ મારે ત્યાં તો પધારો."

" હું તો હવે એકાદ દિવસમાં ઉપડીજ જવાનો વિચાર કરું છું

" મારે ત્યાં થોડા દિવસ તો આપને રોકાવુંજ પડશે."

રતનલાલના આગ્રહને વશ થઇ રા. પ્રબોધ તેમને ત્યાં એક અઠવાડીયું રોકાયા. તેમનો રસિકા આવવાનો હેતુ તે દરમીઆન પાર પડ્યો. આ બહિશાળી રસિક યુવાનની રસિક અને સુંદર પત્નીમાં એને રસિકાનગરીની સુકુમારતા, મૃદુતા, અને રસિકતા મૂર્તિમંત જણાયા.

" રતનલાલ, રસિકામાં મારો સમય નકામો નથી ગયો ! રસિકાએ મને ભેટ આપી તે આ કરતાં પણ બીજું ઘણું યે આપ્યું છે."

" અને તે હું આપની આવતી નવલકથામાં જોવાની આશા રાખું છું. કહેતા હો તો તમારી હવે પછી પ્રગટ થવાની નવલકથાનું નામ કહું."

" શું ! "

" નગરશેઠ ! "

રા. પ્રબોધ હર્ષ અને પ્રસંશા ભરી આંખે રતનલાલ તરફ જોઇ રહ્યા. " હા તમારી કલ્પના તદ્દન ખરી છે.. પણ એ નવલકથામાં બીજું કંઇ પણ આવશે."

" એક રસિક, અનુરૂપ અને પ્રેમાળ જોડું"

ત્યાર પછી નવલકથાકારે રસિકાની રજા લીધી. એમના આગમન પ્રસંગ કરતાં પણ વધારે મોટી સંખ્યામાં સાહિત્યરસિક જનો નવલકથાકારને વળાવવા આવ્યા હતા. બધામાં મોખરે નગરશેઠ હતા.

સીટી વાગી. ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી. નગરશેઠ સાક્ષરશ્રીની પાસે ડબ્બામાં બેઠા હતા ત્યાંથી ઉઠ્યા. ઓચિંત તેમને કંઇક યાદ આવ્યું. તેમણે ધીરે સ્વરે રા. પ્રબોધને કહ્યું: " હું તો પેલા વીશ રૂપીઆ આપને આપવાનું ભૂલીજ ગયો. હવે તો હું આપને મનીઓર્ડરથી જરૂર મોકલાવીશ "

" મોકલજો, મોકલજો " કહેતી હોય તેમ છુકછુક કરતી ટ્રેન ઉપડી ગઇ.

---

### આજની અમેરિકન

આજની અમેરિકન સ્ત્રી જીવનના ઉલ્લાસમાં માને છે. નાનપણથીજ તે આત્મવિશ્વાસ કેળવે છે. શિક્ષણ એવી રીતે અપાય છે કે થોડા વખતમાં ઘણી બાબતો વિષે સામાન્ય જરૂરીયાતનું જ્ઞાન મેળવી લે. પુરૂષોના જેવી દરેક બાબતમાં થવાની આકાંક્ષા તેમને થાય છે અને પુરૂષો સાથે ગાઢી મિત્રતા બાંધે છે. પુરૂષ મિત્રોને હળવા મળવાની હકીકત માબાપથી છુપાવતી નથી. પોષાક અને પાવડર પફમાં તે પુષ્કળ નાણાં ખરચે છે. જરૂર પડે તો ખાધા વિના ચલાવી લે પણ રેશમી મોજાં ખરીદે આ બધા સંજોગોને પરિણામે તે સ્વતંત્ર મગજની થાય છે અને પુરૂષો પર શેઠાઇ ભોગવવા ઇચ્છે છે. છૂટાછેડા માટે અમેરિકા પંકાય છે તે આ પરિણામેજ !

# ખાટકી.

લેખિકાઃ બ્હેન "જ્યોત્સ્ના" શુકલ

"તમે સાંભળ્યું ?" જયંતભાઈએ પૂછ્યું અને ઉમેર્યું: "પેલા રામલાલનો વિવાહ થયો."

સરલાને જરા નવાઈ લાગી. "રામલાલનો વિવાહ થયો !" એણે પૂછ્યું, "કોની સાથે ?"

જયંતભાઈએ કહ્યું: "કોની સાથે એ પ્રશ્નનો ઉત્તર દેવો એ જરા અઘરો છે."

"કેમ, દશ બાર વર્ષની ઢીંગલી સાથે તો વિવાહ નથી કર્યો ને ?"

"ના રે, એવડી મ્હોટી ઢીંગલીને રામલાલ બીચારો શું કરે ?" જયંતભાઈએ હસીને કહ્યું.

"એટલે ?" સરલાએ બ્હીતાં બ્હીતાં પૂછ્યું.

"રામલાલની ભવિષ્યની પત્ની અત્યારે માત્ર દોઢ વર્ષની કન્યા છે" જયંતભાઈએ કહ્યું.

ધરતીકંપ થયો હોય એમ ત્યાં બેઠેલાં બધાં ચમકી ઉઠયાં. દોઢ વર્ષની કન્યા સાથે રામલાલનો વિવાહ ? જગત આગળ વધે છે કે પાછળ હઠે છે ?

× × ×

રામલાલ એક વણિક ગૃહસ્થ છે. એની ઉમ્મર લગભગ ત્રીશથી ચાળીશ વર્ષની અંદર હશે. દરેક વર્ષ પર એની પહેલી વારની સ્ત્રીએ એના અતિ જુલમથી કંટાળીને ...ા પડીને આપઘાત કર્યો હતો. મૂર્ખ પત્નીએ ચઢાવેલા આ કલંકને લીધે બીજી પત્ની ખરિદવામાં એને બહુ મુશ્કેલી નડી. મહિનાઓ અને વર્ષો પસાર થયાં પણ એની આશાને અંકુર ન ફુટયા તે ન જ ફુટયા. જ્યાં જ્યાં ન્હાની મ્હોટી કન્યાઓ હતી ત્યાં બધે થઈ શકે એટલા બધા પ્રયત્ન એણે કર્યા. કોઈના કાલાવાલા કર્યા, કોઈને પગે પડયો, કોઈને નજરાણાં મોકલ્યાં. મંદિરમાં રૂપાનો હિંડોળો કરાવી આપવાની માનતા રાખી; માતાને વાજતે ગાજતે વધામણું માન્યું; મહાદેવને સોનાનું છત્ર ચઢાવવાની લાંચ આપી; પણ કોઈ પ્રસન્ન થયું નહીં. ગામ પરગામથી જોષીઓને બોલાવી ગ્રહ જોવડાવ્યા; જપ કરાવ્યા, વ્રત કર્યાં, અપવાસ કર્યા; પણ બધી મહેનત નિષ્ફળ ગઈ. એનું એકલપણું ટાળનાર, એને રાંધી જમાડનાર, એનું ઘર સંભાળનાર, અને એની સેવા કરનાર સ્ત્રીજાતિનું એક પણ પ્રાણી એ ખરીદી શકયો નહીં.

એને રોષ ચઢયો. સ્ત્રી જેવી ક્ષુલ્લક વસ્તુ પ્રાપ્ત કરવા માટે આટઆટલો શ્રમ કરવો પડે એ એને અસહ્ય લાગ્યું. ઘણાય પુરુષો સ્ત્રીઓ પર જુલમ ગુજારે છે; તેમને કોઈને કશું થતું નથી. એનો એકલાનો એવો શો અપરાધ થયો હતો કે એને આટલું બધું ખમવું પડે ? સ્ત્રીજાતિનું નામ પણ ન લેવાનો એણે નિશ્ચય કર્યો.

પણ નિશ્ચય કોનો ટકયો છે ? એજ રાતે

એને સ્વપ્નું આવ્યું: જાણે પોતે વૃદ્ધ થયો છે અને મરણ પથારીએ પડયો છે; જાણે ખાટલા પાસે એક નવયૌવના સુંદરી મ્લાન વદને અશ્રુ સારતી બેઠી છે; અને એના ઢીલા, કરચલી વળેલા ઠંડા પગો પર હાથ ફેરવી તેમાં ગરમી આણવાનો મિથ્યા પ્રયાસ કરી રહી છે; જાણે એનો કોઇ પિત્રાઇ ભાઇ હાથમાં એની મિલ્કતનું વિલ લઇને એના તરફ જોતો બેઠો છે; કેવું ભયંકર દૃશ્ય ?

એ ચમકીને જાગી ઉઠયો. એની છાતી ધડક ધડક થતી હતી. એને સર્વાંગે ઘામ છૂટયો હતો. એણે દીવો સળગાવ્યો અને આખા ઓરડામાં નજર ફેરવી લીધી. એની ખાત્રી થઇ કે ઓરડામાં પોતે એકલોજ હતો. એકલોજ હતો ? શા માટે એ એકલો હતો ? સ્વપ્નમાં જોયેલી પેલી નવયૌવના સુંદરી એને યાદ આવી. એનો નિશ્ચય તુટી ગયો. એ વૃદ્ધ નહોતો. શા માટે એ હજી પ્રયાસ ન કરે ?

બીજે દિવસે સવારે એ ઉઠયો ત્યારે એનો ફરી પરણવાનો નિશ્ચય દૃઢ થયો હતો. પણ પેલી સ્વપ્નમાંની સુંદરીની હવે એને જરાયે દરકાર નહોતી. એને ક્યાં પ્રેમ કરવો હતો ? એને તો માત્ર સ્ત્રીજાતિનું એક પ્રાણી જોઇતું હતું.

પણ એનું નસિબ ફરતું હતું. એને દિવસ સારો ઉગ્યો હતો. આગલી રાતના સ્વપ્ન વિષે વિચાર કરતો એ બેઠો હતો એટલામાં એના નામનો એક તાર આવ્યો. એનો લક્ષાધિપતિ કાકો હૃદય બંધ પડી જવાથી એકાએક મરણ પામ્યો હતો. કાકાને કંઇ સંતતિ નહોતી એટલે રામલાલ તેનો એકલો વારસ હતો.

આ શોકકારક સમાચારની એણે ન્યાતમાં ખબર કરી. સગાં વ્હાલાં દોડી આવ્યાં. રામલાલ રડી શકાય એટલું રડયો, બે ચાર મિનિટ બેશુદ્ધ પણ થઇ ગયો, પરન્તુ અંતે વૃદ્ધ સ્ત્રી પુરુષોનાં આશ્વાસનભર્યાં વચનોથી એ શાંત થયો.

દશ દહાડા સુધી એણે કાકાનો પૂરેપૂરો શોક પાળ્યો. અતિ આગ્રહ વિના એ કંઇ પણ ખાતો નહીં, કામ વિના એક અક્ષર પણ બોલતો નહીં, ગમે એવી હસવા જેવી વાત હોય તો યે હાસ્યની છાયા પણ મ્હોં પર આવવા દેતો નહીં. દશ દહાડા પછી કાકાની ઉત્તર ક્રિયા એણે ભારે ધામધૂમથી કરી. કાકાની પાછળ છૂટે હાથે દાન કર્યાં. લોકો બધા વિસ્મિત થઇ ગયા. વૃદ્ધ કાકાને માટે જેને આટલી લાગણી છે તેનું હૈયું કેવું કોમળ હોવું જોઇએ એમ બધાને લાગ્યું. કેટલાક એના એકલવાયા જીવનની દયા ખાવા લાગ્યા. એની તાજી શ્રીમંતાઇ જોઇ કેટલાકને એની સાથે મૈત્રી કરવાનું મન થયું. કોઇ કોઇ માતાઓને પોતાની પુત્રીઓને આ લક્ષાધિપતિનો ઘરમાં ગૃહિણી બનીને મ્હાલતી જોવાના પણ કોડ થયા.

× × ×

મગન બ્હેનની ઉમર લગભગ પીસતાળીશની ઉપર હશે. એના મ્હોં પર કરચલીઓ પડી છે. આંખોમાં ભયંકર વિલાસપ્રિયતા જણાય છે. એની ભમરો ઘડી ઘડીએ ઉંચી નીચી થયા કરે છે અને વાતો કરતી વખતે મ્હોંના અને આંખોના હાવભાવ જોનારને કમકમા ઉપજાવે છે. એનો અવાજ થડકે છે.

સવારના દશ વાગ્યા હતા. મગનબ્હેન દેવસ્થાનમાં પાટલા પર બેઠાં હતાં. એના હાથમાં તુળશીની માળા હતી. માળા ફેરવતાં ફેરવતાં એની ઝીણી આંખો જરા જરા વારે રસ્તા પર પડતા બારણા તરફ જતી હતી. એની છઠ્ઠી પુત્રી સુલોચના એક ખૂણામાં ભાગેલાં રમકડાં લઇને રમતી હતી. બીજી છોકરીઓ પરણીને સાસરે ગઇ હતી ત્રણ પુત્રો પરગામ નોકરી પર હતા. એના વૃદ્ધ પતિ સ્વામીની

તૈયારી કરતા હતા. જરા વારે છોકરીને કંઇ ત્રાગ્યું ને ત્હેણે રડવા માંડયું. મગનબ્હેન ધાંટો પાડીને પતિને ઉદ્દેશીને બોલ્યાં " સાંભળ્યું ! આ છોકરી કેમ રડે છે, જરા જુઓ તો ખરા."

એટલામાં એણે એક સ્ત્રીને ઓટલા પર ચઢતી જોઇ. એણે આંખો બંધ કરી દીધી ને ' જે શ્રી કૃષ્ણ ' નો અસ્પષ્ટ ઉચ્ચાર કરતાં કરતા માળાના મણકા ફેરવવા માંડયા.

ઓટલા પર ચઢેલી સ્ત્રી અંદર આવીને બોલીઃ " કેમ બ્હેન, અત્યારમાં મ્હને કેમ તેડાવી ? "

પણ મગન બ્હેનનું ધ્યાન માળા ફેરવવામાં હતું. એણે આંખ ઉઘાડીને જોયું પણ નહીં. આવેલી સ્ત્રી ત્યાં બેસી ગઇ અને છોકરીને રમાડવા લાગી પાએક કલાકે મગન બ્હેન પૂજામાંથી નિવૃત્ત થયાં.

" હરિ બોલો, હરિ બોલો હરિ બે સો ભાઇ,
હાર ન બોલે ત્હેને રામ દુહાઇ "

ગાતાં ગાતાં ત્હેણે આંખ ઉઘાડી.

" જે શ્રી કૃષ્ણ લલિતા બ્હેન ! ક્યારના આવ્યાં છો ! " એણે આવેલી સ્ત્રીને પૂછયું.

" જે શ્રી કૃષ્ણ બ્હેન, આ જરાવાર થઇ. ત્હમે પૂજામાં હતાં એટલે બોલી નહીં. કેમ અત્યારમાં મ્હારૂં શું કામ પડયું ! " લલિતાએ પૂછ્યું.

" કામ તો શું હોય; ત્હમારા જેવા મ્હોટાં માણસને અમે શું કહીએ ? હવે તો ભાઇ લાખોપતિ થયા એટલે બ્હેન પણ થવાનાં ને ! " મગનબ્હેન મ્હોં મલકાવી બોલ્યાં.

" ના રે બ્હેન, મોંઘાં શાનાં ? ને ભાઇએ બીચારો ક્યાં મોંઘો છે ! ઠીક છે; મૂઆ આપણા લોકમાં કંઇ અક્કલ છે ! "

" કેમ, કેમ ? " મગનબ્હેને ઉતાવળથી પૂછ્યું.

" કેમ શું ! લાખોપતિ થયો એમાં શું વળ્યું ? બીચારાને કોઇ રોટલા ટીપી આપનાર છે ? મૂઆઓને ઇશ્વર દીકરીઓ આપતો શા માટે હશે ? " લલિતાએ ગળગળા અવાજે કહ્યું.

કપાળ પર કરચલીઓ ચઢાવતાં ઝીણી આંખો કરીને મગનબ્હેને કહ્યુંઃ " પણ મ્હેં તો સાંભળ્યું હતું કે ચંદનગોરીની છોકરી યમુના..."

" એ છોકરીનું નામ ન લેશો મ્હારી આગળ. " લલિતા ધાંટો પાડીને બોલી ઉઠીઃ

" કેમ વારૂ, શું થયું ! " મગનબ્હેને અજાયબ થઇ પૂછ્યું.

" આખું ગામ જાણે છે ને ત્હમેજ નથી જાણતાં ! " લલિતાએ કંઇક અજાયબીથી પૂછ્યું અને કહ્યુંઃ " ચંદનગૌરી જાણે કે દીકરીને ઘોડાગાડીએ ફેરવું, ને ગાદી તકીએ બેસાડું, ને સોના મોતીએ મઢી લઉં; પણ દીકરીના નસીબમાં ઠીકરૂં હોય તે કેમ ટળે ? દીકરીએ ના કહી; જાણે મ્હેરો રામલાલ એને પરણવા બેસી રહ્યો હોય ને ? હવે પરણશે કોઇ ટુકડાખાઉ સાથે. હું તો એવી છોકરીના મ્હો પર થુંકું ય નહિં. "

મગનબ્હેનની આંખો ચમકવા લાગી. દીકરીને ઉછેરતાં એનો દમ નીકળી જતો હતો. કેઇ સારો જેવો ખરીદનાર મળે તો કાંઇ ખોટું હતું ? એણે કહ્યુંઃ " મૂર્ખા લોકો છે. રામલાલ જેવો જમાઇ સાત જન્મેયે ન મળે પણ જરા વખત ખરાબ છે એટલે ચાર છ હજાર રૂપિયા આપવાના કર્યા હોત તો ઘણા તૈયાર થાત. "

" એ તો અમે નથી જાણતાં ? અમે અમારૂં કરવાનું બાકી રાખ્યું હશે ? પણ મૂઇ આજકાલની છોકરીઓથીજ તોબા છે. હું તો કહું છું, ભગવાન કોઇને એવી દીકરી ન આપે."

" દીકરીઓ મ્હોટી કરે ત્યારે સંતાપ ને ? " મગનબ્હેન બોલ્યાં. અને પછી સુલો-

સનાને માથે હાથ ફેરવતાં, જાણે સુલોચનાને જ પૂછતાં હોય તેમ હસતાં હસતાં કહેવા લાગ્યાં: "કેમ છોકરી, ત્હારે સોના મોતીએ મઢાવું છે ? હોય તો, રામલાલ સાથે નક્કી કરી નાખીએ ?"

બાળક સુલોચના માતાને હસતી જોઈને હસવા લાગી. મગનબ્હેન પ્રસન્નમુખે લલિતાના સામું જોઈ બોલ્યાઃ "લો બ્હેન, આ છોકરી તો તૈયાર થઈ ગઈ."

લલિતા હસી.

"કેમ થાય છે વિચાર ?" મગનબ્હેને પૂછ્યું.

"શાનો ?"

"ત્હમે યે શું મ્હારાં માઈ, આટલું નથી સમજતાં ? હું કહું છું કે આપણેજ ગોઠવી દઈએ. ના કહેનારાં કહેતાં રહેશે અને વ્હીલા મ્હોંએ જોયા કરશે. સુલોચના ને રામલાલ; લોકોને કહીએ કે આવી જાઓ.."

"એમ તે કાંઈ થાય ? આવડી બાળક..." લલિતા અચકાતી અચકાતી બોલી.

"ઓ હો ! એમાં તે શું ? પેલો મંછુ સાઠ વર્ષે દશ વર્ષની કન્યા ઉપાડી લાવ્યો ને ? રામલાલ તો પાંત્રીશના છે." મગનબ્હેને દાઝલ કરી.

"પણ આ છોકરી ક્યારે મ્હોટી થાય ?"

"અરે, કાલે મ્હોટી થશે, છોકરીની જાતને મ્હોટી થતાં કેટલી વાર ? મળવાના વાંધા છે ત્યાં ન્હાની મ્હોટી શું કરો છો ? આવો, થઈ જાઓ તૈયાર, આપણો સંબંધ પણ ગાઢો થશે ને બે વાત. હજાર ઓછા આપજે."

"તેનું તો કંઈ નહીં."

"ત્યારે શો વાંધો છે ? રામલાલ કંઈ ના પાડવાના છે ?"

"ના રે, રામલાલ શા સારૂ ના પાડે ? દશ દશ વર્ષે એને ત્યાં કંસાર રંધાશે, તે કડવો લાગવાનો છે ?" લલિતા હાથનો લ્હેકો કરીને બોલી.

"ત્યારે કબુલ ?" મગનબ્હેને હર્ષઘેલાં થઈ પૂછ્યું.

"હા બ્હેન, ત્હમારા મ્હોંમાં સાકર." લલિતાએ કહ્યું. "ત્હમારી દીકરીના નશિબમાં એ પૈસો ભોગવવાનો હશે તેથીજ પેલી મૂર્ખીને આવું સૂઝ્યું."

"મ્હારી દીકરી છે જ નશિબદાર. સપમલાંની પણ એવીજ હો લલિતા બ્હેન !" પુત્રીને લીધે મળનાર પૈસાનો વિચાર કરતાં મગન બ્હેને સુલોચનાના ગુણ ગાયા. એ પછી થોડીક વાતચીત કરીને બેઉ છૂટાં પડ્યાં.

મગનબ્હેને રસોડામાં જઈને આ આનંદના સમાચાર પતિને જણાવ્યા; અને એની ખુશાલીમાં થોડો કંસાર કરવાની આજ્ઞા આપી પાછાં બ્હાર આવીને માળા ફેરવવા બેઠાં.

એજ દિવસે બપોરે સુલોચના સાથે રામલાલનો વિવાહ થયાના સમાચાર એની ન્યાતમાં ફરી વળ્યા; સગાં વ્હાલાંમાં ગોળધાણા વ્હેંચાયા. રામલાલને ત્યાં ચહાપાણી થયાં ને માતાને વધામણું દેવાયું.

× × ×

"પણ રામલાલ આ છોકરીને પરણીને કરશે શું ?" તે રાતે સરલાને ત્યાં એકઠા થયેલા મિત્રોમાંનો એક બોલ્યો.

"મ્હને એજ સમજ નથી પડતી." સરલા ગમગીન ચ્હેરે બોલી, "આપણને તો આ વાત સાંભળીને પણ કમકમાં આવે છે. એને એવું કશું થતું નહીં હોય ? છોકરીની વાત બાજુએ મુકીએ તોયે, એના પોતાના હિતની દૃષ્ટિએ પણ આમાં એને શો લાભ થશે ? એ છોકરી ક્યારે મ્હોટી થશે ને ક્યારે એને ત્યાં આવશે ?"

"એને ત્યાં આવશે ત્યારે તો એ ઘરડો

ડોસો થયો હશે." સરલાનો પતિ કૈંક તિરસ્કારથી બોલ્યો.

"આવો વિવાહ એણે કર્યોજ શા માટે ?" સરલા ફરી બોલી.

"એમ થાય છે કે એને ત્યાં જઇને એને એવો ફટકારી કાઢું કે ફરીથી કોઈ બાળક છોકરીનું નામ દેવાનો પણ કોઇ વિચાર ન કરે." એક મિત્ર જોસથી મુઠીઓ વાળતાં બોલ્યો.

બીજા એક મિત્રે મજાક કરતાં કહ્યું: "બીચારાને કોઇજ પરણાવે નહીં ત્યારે એ કરે પણ શું ?. કોઇની પણ સાથે વિવાહ થયો છે એટલું આશ્વાસન તો ખરું ?".

"પણ એવું આશ્વાસન તો એ ઝાડ સાથે વિવાહ કરીને પણ મેળવી શકત." સરલાએ ચીડવાઇને કહ્યું.

"તમે જાણતાં નથી બ્હેન; ઝાડ કંઇ એની વૃદ્ધાવસ્થામાં એને કામ લાગવાનું હતું ? એ મરી જાય પછી એની પાછળ વૈધવ્ય પાળવાનું હતું ? આ છોકરી તો પંદર વર્ષે યે મ્હોટી થશે ને ?" પેલા મિત્રએ કહ્યું.

"અને મ્હને બીજો પણ એક વિચાર આવે છે." સરલાનો પતિ બોલ્યો, "ધરડો થયા પછી એને પત્ની મળે કે નયે મળે; એટલે અત્યારથી વિવાહ કરીને એકાદ કન્યા 'રિઝર્વ્ડ' રાખી હોય તો શું ખોટું ? એ મ્હોટી થાય ને એને ત્યાં આવે એ દરમ્યાનમાં તો ચાહે તો એક પછી એક બીજાં બે ચાર લગ્ન કરી શકે ને તે પત્નીઓને સ્વધામ પહોંચાડી શકે; ને ત્યારે છેલ્લીવારે આ તો તૈયારજ હોય."

બધા હસી પડયા. પણ સરલાએ ગંભિર ચ્હેરો રાખીને કહ્યું: "મ્હને આ વાતમાં આવી મજાક જરા પણ ગમતી નથી.".

એટલામાં બહારથી વાજાંનો ધ્વનિ આવ્યો. એક ગોલાનો ચાર પાંચ વર્ષનો છોકરો ઘોડે ચઢીને પરણવા જતો હતો. સરલાના પતિએ કહ્યું: "પત્નીની કિંમત રામલાલના મનથી આ ગોલાના છોકરાના કરતાં વધારે નહીં હોય"

"તમે યે કેવી સરખામણી કરો છો ? ગોલાના છોકરાને તો સારું માઠું સમજવા જેટલી શક્તિજ નથી, રામલાલ સાથે એની સરખામણી કરવી એ એને અન્યાય કરવા જેવું છે. જે સમજવા છતાં આવું કામ કરે છે તે માણસ તો ફાડી ખાનારાં પશુથીયે ભયંકર છે."

## લગ્ન પ્રથાઓ.

બોન્ડા પોરજા (દક્ષિણ હિંદ) ની એક જાતિમાં કન્યા પસંદ કરેલા માણસને જંગલમાં લઇ જાય અને ત્યાં તેની પીઠે બળતું લાકડું લગાડે. જો તે સહન કરી લે અને દુઃખની ચીસ ન પાડે તો વર તરીકે તેની પસંદગી થાય.

આસામની કેટલીક જાતિઓમાં કન્યા લગનનું કહેણ મોકલે છે અને વર તે કબુલ રાખે તો તેણે કન્યાના કુટુંબમાં આવીને રહેવું જોઇએ. અર્થાત વર સાસરે જાય, કન્યા નહિ. પત્ની ગમે ત્યારે છુટાછેડા કરી તેને હાંકી કાઢે. બાળકો માતા પાસેજ રહે એટલુંજ નહિ પણ પોતાની તેમજ પતિની કમાણીની મીલાત પણ પત્ની પાસેજ રહે.

# કન્હૈયાને !

લેખક : રા. રમણીક કીશનલાલ મહેતા.

જ્યહારે થાતો લોપ ધર્મનો
અવતાર ધરે તું જ, કન્હૈયા !
પ્રતિજ્ઞાપાલન તું કર આવી
સહવા ક્યહાં સૂધી દુઃખ ? કન્હૈયા ! ૧

જે ભારત તુજ લીલાસ્થળ ને
વળી સૌનો શિરતાજ, કન્હૈયા !
પાપ તાપથી આજ રડે છે
લાજે મુખ ઢાંકે આજ, કન્હૈયા ! ૨

સુણવાને ફરીથી તલપે સૌએ
દિવ્ય બંસીનાં ગાન, કન્હૈયા !
સકલ શાન્તિનો દાતા તું છે
દે ગીતા-રસજ્ઞાન, કન્હૈયા ! ૩

ભૂખે જો ! ભારત ટળવળતું
આપીશ ક્યહાં તું ખીર ? કન્હૈયા !
નગ્ન નારીઓ આંહી વસે છે
હરીશ ક્યહાં તું ચીર ? કન્હૈયા ! ૪

દુઃખદાયક કળિકાળ પ્રવર્તે
નિર્મૂળ થાયે વંશ, કન્હૈયા !
સ્હાય થજે તું સત્વર આવી
આતમ વંશના હંસ, કન્હૈયા ! ૫

ચિન્તા સરમાં આજ ડુબ્યો છે
ગ્રાહ ગ્રસિત સમ દેશ, કન્હૈયા !
ગજરક્ષા સમ રક્ષણ કરજે
ઘટે ન ગૌરવ લેશ, કન્હૈયા ! ૬

કયમ પ્રિયતમ પ્રતિકુળ બન્યો
થા જ હવે અનુકૂળ, કન્હૈયા !
હિન્દ હૃદયેથી ખેંચી લે જે
ત્રિવિધ તાપની સૂળ, કન્હૈયા ! ૭

દૈન્ય-દૈવે વ્યાધિ—ભેષથી
ભારતનો કીધો નાશ, કન્હૈયા !
અમીવર્ષણ હ્હેં નવ કીધું
રચીશ ક્યહાં રસરાસ ? કન્હૈયા ! ૮

સુખ-નાવડું ડમમગ ડોલે
સ્વાર્થ-સિન્ધુની મ્હાંય, કન્હૈયા !
પાર ઉતારણ કુશળ નાવિક
સૌની કરજે સ્હાય, કન્હૈયા ! ૯

સર્વનાશ થાતાં પ્હેલાં જરી
વિચારજે તુજ ભૂલ. કન્હૈયા !
આવ્યો અવસર લેશ ચૂકયો તો
થાશે સઘળું ડુલ, કન્હૈયા ! ૧૦

ફસાયો વીરા ! ક્યાં જઇને તું ?
જરા જો ભારત-હાલ, કન્હૈયા !
કાળ બકાસુર પીઠી રહ્યો છે
ગો-ગોપી-ગોપાલ, કન્હૈયા ! ૧૧

ભરી સભામાં ખેંચી રહ્યો છે
હાય ! દુઃશાસન ચીર, કન્હૈયા !
હિન્દી- પદ-સુતાની રાખજે
લાજ આજ તું વીર, કન્હૈયા ! ૧૨






લેખકઃ મનુભાઇ જોધાણી.

અંધારી ઘમઘોર રાત અને મેઘલી મંડાએલી; આકાશમાં સર્વ તારાઓ પણ અદૃશ્ય થઇ ગયા હતા. તમરાઓનો ધીમો પણ વાતાવરણને ભયંકર કરતો ગણગણાટ સંભળાતો હતો. રસ્તો તદ્દન નિર્જન થઇ ગયો હતો. દશ વાગ્યાના સુમારે ચોમાસાની એ અંધાર પક્ષની ભયંકર રાત્રીએ જ્યારે સર્વ કોઇના દ્વારો બંધ થઇ ગયા હતા, ત્યારે આ સુપ્રસિદ્ધ ગણિકાના મકાનમાંથી દિપાવલીનો આછો પ્રકાશ રસ્તા પર પથરાએલો હતો.

" છોકરા ! " આધેડ ઉપરાંત વય વાળી પણ ગૌરવથી યુવાની બતાવવા પ્રયત્ન કરતી એ ગણિકાએ પોતાની મખમલ જડેલી હિંડોળા ખાટે બેઠાબેઠા બૂમ મારી

" કેમ બાઇ ! " સોળેક વર્ષની ઉમ્મરે પહોંચેલા, યુવાનીમાં પ્રવેશ કરતા એક કુમારે જવાબ આપ્યો.

" દારૂ લાવ ! "

" દારૂ. "

છોકરો બહાર આવ્યો. એણે ઝોકાં ખાતી દાસીને હાક મારી સાવધ કરી અને દારૂ માગ્યો.

" દારૂ તો...... નથી. "

" હે ! શું કહ્યું ? "

" હા...... "

" કેમ કહ્યું નહિ ? તને ખબર નથી કે જ્યારે દારૂ થઇ રહેવા આવે ત્યારે અગાઉથી જાણ કરવું જોઇએ ? બાઇને અત્યારે દારૂ જોઇએ છે. કયાંથી કાઢશું ? " ગુસ્સામાં એના હોઠ બીડાયા; આંખો લાલ બની; અને એ તિરસ્કારમાં પાછો વળ્યો.

અને પાછળ દાસી નફ્ફટાઇમાં ખડ ખડ ખડ હસી.

" બાઇ, દારૂ......... "

" કેમ, લાવ્યો કે... ? "

એ ચૂપ રહ્યો.

" લા...વો... " ગણિકાના હાથો દારૂ લેવા લંબાયા.

" પણ......... "

" હાં ? "

" દારૂ તો સાંજનો થઇ રહ્યો છે. "

" તો કેમ લાવી રખ્યો નથી ? " એના મુખમાંથી ગુસ્સાની જ્વાળા નીકળી ગઇ.

" મને કોઇએ કહ્યું નહિ. હું શું જાણું ? "

" આખર તો વાણીઆને ? છૂટવાનો રસ્તોજ શોધે. " ગુસ્સાનો એ ગણગણાટ અંધારાના તમરાના ગણગણાટ સાથે ભળી ગયો અને નીરવ શાન્તી ફેલાઇ. વાતાવરણ ભયંકર થતું જતું હતું. અને બે શરીર ધ્રુજતા હતાં. એક ગુસ્સામાં, બીજું બ્હીકમાં.

" પણ દારૂ વગર મારાથી નહિ રહેવાય, જા કોઈ કલાલને ત્યાંથી લઇ આવ " બાઇનો હુકમ છૂટયો.

" પણ અત્યારે ? "

" કેમ ? " એના હોઠ પીસાયા.

" બહાર તો જુઓ. અંધારૂં જોઇ છાતીજ ફાટી જાયને ! "

" બ્હીક ! બ્હીક હજુએ તારામાં વાસો રાખી રહી છે ? " એનાં ભવાં ઉંચા ચડ્યા.

" બ્હીક તો બાઇ મને નથી, પણ કલાલની દુકાન અત્યારે ઉઘાડી હશે ? "

" તે જોવાનું કામ મારૂં નથી, તારૂં છે. જાં, તપાસ કર અને ગમે તેમ કરી દારૂ લાવ."

" વાર...રૂ..." એનો ધ્રુજતો અવાજ એ શાન્ત દિવાનખાનામાં ઘુંટડી પેઠે ઉંબરના રણકારાના ઘુંજારા પેઠે ગુંજ્યો.

[ ૨ ]

હીરાશેઠ આ ગામના નગરશેઠ હતા. પૈસો એમના પગમાં અથડાતો. લક્ષ્મીદેવી એમને સાક્ષાત પ્રસન્ન થએલાં. અને ભાગ્યદેવી પણ એટલી તુષ્ટમાન થએલી કે શેઠ જે જે પાસા નાખે તેમાં હંમેશાં પોબારજ હોય. કમાગારના સ્વપ્ના પણ ન આવે.

શેઠને ઘેર મોટી ઉમરે પુત્ર અવતર્યો. દાસ દાસીઓના હાથ તળે મોટો થતાં એ બારેક વર્ષનો થયો, ત્યાં તો શેઠ એને ગામની સુપ્રસિદ્ધ ગણિકા પાસે લઇ ગયા.

ગણિકાએ વૃદ્ધ નગરશેઠને પોતાને ત્યાં આવતા દૂરથી જોયા. એ ફફી; અને પોતાના વાળ સમા કરી વસ્ત્ર સંકોર્યાં. અને એ દૂરથી, આવતા શેઠને અનિમિષ નયને જોઇ રહી.

એના હૃદયમાં હજારો ગડમથલો થઇ રહી. કદિ નહી ને આજે આ શેઠ કેમ આવતા હશે વારૂ? અને તે જેના વિચારમાં કદી ન આવે, તેને ગણિકાગૃહ તરફ નજર કરવાનો વખત ક્યાંથી આવ્યો ?

શેઠ આવી પહોંચ્યા. ગણિકાએ એમને આવકાર આપી આસન પર બેસાડ્યા. અને પોતે દૂર કેડું વાળી ઉભી રહી. નફટ ગણાતી ગણિકાએ આજે સ્વાભાવિક લજ્જાદેવીનું આમંત્રણ સ્વીકાર્યું હતું.

દાસદાસીઓ તો બહાર નીકળી ગયાં. ગણિકાએ ઉંચું મોઢું કર્યું અને શેઠ તરફ તીરછી દૃષ્ટિ ફેંકી શેઠ તો પોતાના વિચારમાંજ હતા. જેને કોઇ જાતના અશુદ્ધ વાતાવરણમાંય અયોગ્ય વિચાર ન સુઝે તેને ફીકર શી ?

" શેઠ...બા...પા......" ગણિકાનો અવાજ ધ્રુજી ઉઠ્યો. એ બોલી ન શકી. બ્હીક શરમ અને ગભરાટ મિશ્રિત તેનો અવાજ છાતીએથી ગળામાં સમાઇ ગયો. હોઠે ન આવ્યો. ને એ છૂપો ગણગણાટ એના સિવાય કોઇએ ન સાંભળ્યો.

" બાઇ, " શેઠે ખોંખારો ખાધો, પુત્ર તરફ વાત્સલ્યથી જોયું અને ગણિકાને સંબોધી.

" જી " એટલીજ નમ્રતાથી જવાબ વાળી એણે શેઠ સામે જોયું. એક પુત્રી કે બ્હેન જેટલી સ્નેહાળ અને શરમાળ દૃષ્ટિથી પોતાના પિતા સામે જુએ તેવી રીતે તેણે જોયું.

" આ મ્હારો એકનો એક પુત્ર છે. ભવિષ્યમા એ આ ગામનો નગરશેઠ થવાને સરજાયો છે. પણ એને યોગ્ય તાલીમ આપવાની ખાસ જરૂર છે. "

" ઓ...હો...! એમાં શું ? બાઇ તો દેખાય છે જ હુશિયાર. શું એમનું ભવ્ય લલાટ છે ? જરૂર એ આ નગરનું નાક થવાના. મોરના ઇંડાને કાંઇ ચિત્રામણ ન્હોય. જરૂર હોય ? " ગણિકાએ ગાપણ લેવા માંડયું.

" હા. પણ એણે નીશાળનું જ્ઞાન તો પંડ્યા પાસેથી લીધું છે. હવે તો વ્યવહારીક જ્ઞાન એને જોઇએ. "

" તે આપના હાથ તળે અનુભવી થશે. "

" ના. દુનીઆમાં પાંચ ઠેકાણે ચતુરાઇ-અનુભવ મળે છે તે તમે નથી જાણતાં ? "

અજ્ઞાત ગણિકા એ ન સમજી.

"અને એ પાંચેમાં વધારે અનુભવી અને આદર્શ થવું હોય તો ઉત્તમ સ્થળ એકજ છે."

"કયું ?" ગણિકાએ ઉત્સુકતામાં સાંભળવા ડોક લંબાવી. એની સુરમાવાળી આંખ આતુર થઇ અને એણે પોતાનાં કપડાંને પગ તળે દબાવ્યાં.

"તમારે ત્યાં ?"

"હેં............" સાંભળતાંજ ગણિકા ઉભી થઇ ગઇ.

"શેઠ, મશ્કરી......"

"મશ્કરી ન હોય. સત્ય વાત છે."

શેઠની મક્કમતા એણે જોઇ. એને લાગ્યું કે શેઠ સાચું કહે છે. અથડાઇ, કુટાઇ, સંસારના અનેક કાવાદાવા જોઇ, અનેક માણસોના પરિચયમાં આવી, અશુદ્ધ વાતાવરણમાં પણ નિર્લેપ રહી અવિશુદ્ધ ચારિત્ર્ય ઉજ્જવળ રાખવું હોય અને અનુભવી થઇ સંસારના વિકટ પ્રશ્નોની ગુંચો ઉકેલવા સમર્થ અને કાબેલ થવું હોય તો ગણિકાના ઘર સિવાય બીજી કોઇ નિશાળ નથી.

"ત્યારે, આ પુત્રને હું તમારે ત્યાં અનુભવી થવા લાવ્યો છું."

"ભલે."

"એ વિદ્યાર્થી તમારી પાસેથી કેવી વિદ્યા મેળવે છે, તે જોયા પછી તમને ઇનામ મળશે." અને શેઠ તો સડસડાટ બ્હાર નીકળી ગયા.

શેઠનો પુત્ર ડાહ્યો અને આજ્ઞાંકિત હતો. વિદ્યા મેળવવી હોય તો ગુરૂ આજ્ઞા હંમેશા શિરસાવંદ્ય માનવી જોઇએ એમ એ સમજતો અને ગણિકાનો પડયો બોલ એ ઉપાડી લેતો. પણ કામ કરવાવાળી દાસીઓનો તોટો ન હતો. એને તો અનુભવ માટે સર્વ સ્થળે પોતાની નજરજ ફેરવવાની હતી.

શેઠપુત્રને આ ગણિકા હંમેશા છોકરો કહીનેજ બોલાવતી અને જાણે પોતે એક ચાકર તરીકે એને ગણતી હોય એમ એની સાથે વર્તતી. પણ એ સમજુ આ શેઠપુત્ર મ્હોટું પેટ રાખી ગળી જતો. વિદ્યા મેળવવા સેવા તો કરવીજ પડે, ને !

[ ૩ ]

ઝરમર ઝરમર વરસાદના ઝપાટા આવે જતાં હતા. સર્વત્ર અંધારું હતું. પગતળે કચરાતાં કોઇ પાંદડાના ખખડાટે વાતાવરણ ભયંકર થયે જતું. તમરાઓનો અનેવાજ કાન ઉપર અપ્રિય થઇ પડયો હતો. તેવે વખતે શેઠપુત્ર હાથમાં દારૂનો શીશો લઇ બહાર નીકળ્યો.

ભયંકર અંધારી રાત્રી જોઇ-એનું દીલ ધડકવા લાગ્યું. કાળજું કંપી ઉઠયું અને એના શરીરમાંથી બ્હીકની કંપારી છૂટી. આખર બાળક તે બાળકજને !

એ પાછો ગયો.

"કેમ ? લાવ્યો કે ?"

"ના, બાઇ. બહાર બહુજ ભયંકર છે. એકલા જવાની હિંમત ચાલે તેવું નથી. તો..."

"એ નહિ ચાલે. જા... ....." એણે સત્તાવાહી અવાજે ઉચ્ચાર્યું.

"પણ......"

"બહુ બ્હીક લાગે છે ?"

"હા."

"અરે બીક કેવી ? આપણે ધારીએને કે બે પોલીસ આગળ અને બે પોલીસ પાછળ ચાલે છે. આગળ ફાનસવાળો ચાલે છે અને વચ્ચે બડો પોતે ચાલે છે."

"વાહ કેવી મજાની વાત !" પાસે બેઠેલી એક દાસીએ ઉચ્ચાર્યું.

શેઠપુત્રે જોયું કે જેમ જેમ મોડું થાય છે, તેમ તેમ ભયંકરતા વધતી જાય છે અને આજે દારૂ આપ્યા વગર આ છોડે તેમ નથી. એ મૂઝાયો પણ બુદ્ધિશાળી હોવાથી એણે વખત વિચાર્યો. મકાનમાંથી નીકળી એ રસ્તાપર

શીતળતા અને મઘમઘાટ પ્રસરી રહ્યો હતો. સુંદર સરોદો કોયલો કરી રહી હતી. અને સરિતાનું મીઠું આપન મનને આલ્હાદક હતું. માદક દાર્થ જમ્યા પછી શેઠનો નિદ્રાદેવીને ખોળે ળ્યા પણ જેને અહિંથી છૂટી બીજાનું મન ાગ્યવવાનું હોય એની વેશ્યાને ઉંઘ કેની ?

એ ઉઠી: નીચે આવીઃ. અને વાટિકાંમાં ખાંભા તળે ગઇ. સુંકર પાકેલી કેરી લઇ એણે સાફ કરી અને તેને ઘોળી તેની એક રસપીચકારી શેઠના ધોતિયામાં નાખી. જાણે પોતે કાંઇ જાણુતીજ ન હોય એમ એ ચાલી ગઇ.

નમતા પહોરે શેઠપુત્ર જાગ્યો. અને આળસ મરડી અંગેઅંગને એણે હચમચાવ્યું. અચાનક એની દૃષ્ટિ પેલા રસપર પડી.

એની વિદ્યા ભૂલાઇ ગઇ. એ શરમાયો. પોતાથી કદી ન થઇ જાય એવી ભૂલ એણે જોઇ. એ સ્વગત બબડયો. " ઝાડો થઇ ગયો........."

વખતની રાહ જોતી બે દાસીઓ બીજા ઓરડામાંથી તગતગતી દેખાતી. એ દોડી આવી.

" શેઠ, આ શું ?"

શેઠ શરમાઇ ગયા.

" ઓહો ! એમાં શું ! એને સાફ કરવા આપવાની જરરજ નથી. નોકર માણસો જાણે ઠીક નહિ. લાવો હું ચાટી જાઉં !"

" અરે...અરે..."

" કાં ? "

" એવું તે ખવાય ? " ખંચાતો એ બોલ્યો.

" એ તો સ્નેહની કીંમત છે સમજ્યા ! પતિવ્રતાને એવો યોગ મળવો ધન્ય છે ! " પ્રપંચી વેશ્યા જાણે એની સ્નેહરાશી પતિવ્રતા પત્ની ન હોય એવો ડોળ બતાવવા મંડી. નિષ્ણાત પણ આ શેઠ તાકી રહ્યો. એ વેશ્યાની યુક્તિ ન ..યો અને એ ચાટતી વેશ્યાના મુખ ..ર નજર ચોંટી રહી.

" શાબાશ ! એવું તો મારી સ્ત્રી પણ ન કરે. "

" નાથ, તમારી પ્રસાદી... .."

શેઠ લટ્ટુ બનતો ગયો અને છેવટે તો વેશ્યાએ જાગીર, માલ, મીલ્કત, બંગલા સઘળું શેઠ પાસે લખાવી લીધું. એ ત્યાં રહેવા લાગ્યો. ઘેર મદઘેલી યૌવના સ્ત્રીને વિરહના દવમાં બળતી છોડી એ ચાલ્યો ગયો. રસ્તાની ભીખારણ બનાવતાં એને દયા ન આવી.

પણ ચતુર સ્ત્રી એ સમજી ગઇ. એણે પોતાના ભાગ્યનો દોષ જોયો ને પોતાના સાસરાના બીજા મકાનમાં રહેવા ગઇ. એણે પિયર જઇ પિતાના વૈભવને ન ઇચ્છ્યો. પિતાની પાલખી કરતા સાસરાની શૂળી એણે ઉત્તમ ગણી.

છ માસમાં તો શેઠને વેશ્યાની વૃત્તિ ઉપર તિરસ્કાર આવ્યો. પોતાની રમણી બીજા સાથે હસે, અને આનંદ કરે એ એને ન ગમ્યું. એ ઘડીઘડીમાં છેડાઇ પડતો. પણ સ્વાર્થી વેશ્યાને એની શી દરકાર હોય ? મધપૂડામાં હવે મધ ક્યાં હતું ?

એક દિવસ બન્ને લડી પડયા. એણે શેઠને દાસીઓ પાસે ધક્કો મરાવી બહાર કાઢયો. શેઠના પુત્રની આખો કપડી ગઇ. દૃષ્ટિ પડળ અદૃશ્ય થયું અને પોતાને રસ્તાનો ભિખારી થએલો એણે જોયો. એ નિરાશ વદને ઘેર ગયો. મહાકષ્ટે દિવસ ગુજારતી સ્ત્રીએ પોતાના પતિને આશ્વાસન આપ્યું. અને એ બધું ભૂલી જવા એણે સમજાવ્યો.

" પણ મેં તને બહુ દુઃખ દીધું." ઓશીયાળા મોંદે શેઠ બબડયા.

" હોય, નાથ ! એમા શું ? હિંદુ રમણીને હમેશા કસોટી તો હોયજ છે. "

" પણ હું એ કપટી સ્ત્રીનો પ્રપંચ ન જાણી શક્યો .." એની આંખમાં અશ્રુઓ

દેખાયાં. એ ભીની થએલી આંખમાં પરતાવો સ્પષ્ટ વાંચી શકતો.

"આપણું ભાગ્ય!"

"અને મેં તને રીબાવી. પ્રભુ મને એ માફ કરશે?"

"હું માફ કરું પછી પ્રભુને માફ કરવાની ના હોયજ ક્યાંથી?"

"એ...મ...તે...હો...ય!"

"પતિવ્રતા સ્ત્રીનું પ્રાબલ્ય પ્રભુ કરતાં પણ વધે. સમજ્યા?"

"ત્યારે મને માફ કર..."

"માફ..." એણે સજળ નયને પોતાનું મોઢું છુપાવ્યું. પાછલું દુઃખ એની આંખે તરવર્યું પણ આખર તો આર્ય રમણીને!

[ ૫ ]

બુદ્ધિશાળી સ્ત્રીઓ પોતાનો દાવ ખેલે છે. એ ગુમાવેલું પાછું મેળવવા પ્રયત્ન કરે છે. અને છેવટે વિજય વરમાળા પહેરે છે.

એણે અનેક વિચારમાળામાંથી મેર આવતા પહેલાં એક મણકો પકડી લીધો. એનું હૃદય બેવડા આનંદથી કુદવા લાગ્યું. એની આંખોમા નુર ચમક્યું. એ ઉઠી અને પોતાની વિશ્વાસુ બ્હેનપણીને સાથે લઇ એ ઉપડી.

જે ગણિકા પાસે અભ્યાસ કરી શેઠનો પુત્ર પારંગત બનેલો તેની મુલાકાતે એ ગઇ. અંદર વૃદ્ધાવસ્થાને આરે પગ મૂકતી એ હીંડોળે બેઠી હતી. એણે એ બન્ને નવીન આગંતુક સ્ત્રીઓને નીરખી પણ ઓળખી ન શકી. એણે ધીમેથી ઉચ્ચાર્યું.

"બ્હેન! ઘર ભૂલ્યાં લાગો છો." ખાનદાન સ્ત્રીઓને ઓળખી જતાં એને વાર ન લાગી. પણ તેઓ કોના ઘરની હતી તે ખબર એને ન હતી.

"કાં?" આવનારમાંથી શેઠની પુત્રવધુએ પ્રશ્ન કર્યો.

"તમે કોઇ તમારાં સગાંને મળવા આવ્યા જણાવ છો."

"હા."

"અને આતો એક ગણિકાનું ઘર છે. સમજ્યા!" જાણે શીખામણ આપતી હોય એમ એણે શબ્દો ઉચ્ચાર્યા. પોતાના ઘરે પુરુષોનીજ અવરજવર હોય અને કદી કોઇ ખાનદાન સ્ત્રીને આવતાં ન જોઇ હોય એ ગણિકાને આવી ખાનદાન સ્ત્રીઓ પોતાને આંગણે આવેલી જોતાંજ એને કાંઇ કાંઇ વિચારો આવી ગયા હતા.

બન્ને સ્થિર ઉભી રહી, જવાની નિશાની ન જણાઇ. અને ગણિકાને વ્હેમ પડ્યો.

"બ્હેન! કેમ મારું જ કામ છે?"

"હા."મક્કમતા દર્શાવતો અવાજ આવ્યો.

"શું?"

"તમારા શિષ્યને બચાવવા."

"કોણ? કયો શિષ્ય?"

"નગરશેઠનો પુત્ર!..." એને એ નીચું જોઇ ગઇ.

"અરે...હા..." જાણે ઘણે દિવસે યાદ આવ્યું હોય એમ આશ્ચર્યમાં એ બોલી ઉઠી.

"તે ફસાયા છે."

"ન હોય, કદિ ન હોય. મારી પાસે તાલીમ લેનાર પુરૂષ કદિ, ક્યાંઇ ન ફસાય" એણે ગર્વથી જવાબ વાળ્યો.

"પણ એ ખોટું પડ્યું."

"હેં......"

"હા."

"તો તો મારી જાત લાજે. મારું શિક્ષણ એળે જાય! મારી જાતે એવું સાંભળવા કરતાં મને મરણ વધુ ઇષ્ટ લાગે." એની દૃષ્ટિએ દારૂને બદલે પેશાબનો શીશો તરવરવા લાગ્યો.

"પણ એ બધું તમે જાણો. હવે એને બચાવવા કાંઇ ઉપાય?"

ગણિકા વિચારમાં પડી ગઇ. પણ શેઠની પુત્રવધુ કાંઇ ઓછી બુદ્ધિશાળી હતી ? એણે કહ્યું "બાઇ, મુંઝાવ માં. મારે તમારી મદદની જરૂર છે. બાકી તો હું સુધારી લઇશ."

" ત્યારે મેં શેઠનું લુણ ખાધું છે. એને માટે તમે જે કહેશો તે કરીશ." ગણિકા ટટ્ટાર થતાં બોલી.

" વચન ! "

" હા. વચન. "

થયું. અને એ બન્ને તરતજ પાછી વળી. "

× × ×

" બાપા ! "

ગાદી ઉપર બેઠા બેઠા નામું લખતા શેઠે માથું ઉંચું ઉપાડ્યું. બાપે પોતાની પુત્રી જોઇ. એ ગળગળા થઇ ગયા. ઉઠયા અને એને પોતાની પાસે બેસાડી હાથ ફેરવવા લાગ્યા. વર્ષો પહેલાનું વાત્સલ્ય ઉભરાયું.

" બેટા ! અત્યારે ક્યાંથી ! "

" બાપા...એક કામ પડયું છે. " નીચું જોઇ એ બોલી.

" એક નહિ પણ એકવીશ. બોલ, બેટા શું કામ છે ?"

" મારે એમને બધું પાછું અપાવવું છે."

શેઠ બધી વાત જાણતા હતા. પુત્રી બુદ્ધિશાળી છે એ એ સમજતાં અને એમણે તરતજ બધી રીતે મદદ કરવા કબુલ્યું.

" બાપા...બે લાખ રૂપીઆ આપો. હું તમને એ બધા પાછા આપીશ. "

" નારે, બેટા ! આ બધું કોનું છે !. મારે તારા વગર બીજું કોણ છે ! " અને [illegible] ચ્હેરા ઉપર દીલગીરી છવાઇ. આટલું [illegible] ધન વાપરનાર બાઇની ખોટ એ [illegible] પુત્રવધુને જણાઇ અને એ પણ રડી

રૂપીઆ લઇ એ ઘેર આવી. અને બીજે દિવસેજ એણે પોતાનો વિચાર અમલમાં મુકી દીધો.

[ ૬ ]

" બાઇ, જુઓ તો ખરાં ! " દાસીએ આશ્ચર્યમાં પોતાની બાઇને બોલાવી અને નીચે વાળતા ભંગી તરફ એણે આંગળી કરી.

વેશ્યાએ એ જોયું. સોનાની સળીઓવાળા સાવરણાથી શેરી વાળતો ભંગી એણે જોયો. પૈસાની લાલચુ વેશ્યાને એ છીનાળી લેવાનો લોભ લાગ્યો. એણે યુક્તિથી દાસીને ખસેડીને એ ભંગીને પાછલે બારણેથી અંદર બોલાવ્યો.

સંકોચાતો એ ભંગી દૂર ઉભો.

" અંદર, આવો. બીઓ નહિ. "

" પણ, હું...ભં...ગી......"

" અહીં કોણ જાણનાર છે. આવો અંદર આવો. "

ભંગીએ પોતાનો પાસો સવળો પડતાં જોયો. એ ધીમે પગલે અંદર ગયો.

એણે પોતાની અગાઉની જીંદગી યાદ કરી. સર્વ તેના સ્મરણપટ પર કોતરાઇ ગયું. એ કંપ્યો. પણ દેખાવા દીધું નહિ. વેશ્યા પણ એને ઓળખી શકી નહિ. એ તો લોભમાં અંધ બની ગઇ હતી.

અને તે દિવસે તો એ સાવરણો મુકીને ગયો.

બીજે દિવસે એ બીજો સોનાનો સાવરણો લઇને ગયો વળી એ પ્રમાણે બન્યુ. અને ત્રીજે દિવસે તો એ ત્યાં જઇને એના સાથે હિંડોળે હિંચવા લાગ્યો. ત્યાં તો શેઠની પુત્રવધુ અને પેલી ગણિકા આવી પહોંચ્યા. એમણે ક્રોધથી વેશ્યા તરફ જોયું ! ભંગી ધ્રુજતો હોય એમ દેખાયો અને વેશ્યા શરમની મારી નીચું જોઇ ગઇ.

" આ...કોણ ! " ગણિકાએ પ્રશ્ન કર્યો. એ બોલી ન શકી.

" ભં...ગી...છું..."

" હેં...ભંગી ?..." અને ગુસ્સામાં ગણિકાના હોઠ દબાયા.

" બાઇ, માફ કરો. ભૂલ થઇ. મને ફજેત ન કરશો."

" ફજેત ! ફજેતાઇથી બ્હીએ છે ? "

" હું ભૂખે મરી જઇશ. " એ કરગરી પડી.

" બીજાને ભૂખે મારવામાં આનંદ આવે છે ?" તેણે શેઠની પુત્રવધુ તરફ આંગળી કરી.

" એ કોણ ? " એણે દયામણે ચહેરે પૂછ્યું.

" નગરશેઠની પુત્રવધુ. " લાલ આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો.

વેશ્યાને નગરશેઠનો પુત્ર સાંભર્યો. એને ભીખારી બનાવ્યો તે યાદ આવ્યું. એને નફટ હાસ્ય છૂટ્યું પણ એ અંતરમાંજ દબાઇ ગયું. સત્તાવાહી ગણિકા પાસે એ દબાઇ ગઇ. શેઠની પુત્રવધુના ચ્હેરાની એના ઉપર પ્રતિભા પડતી હતી.

" માફ કરો. "

" માફ...? "

અને વેશ્યા રડી પડી. એણે શેઠના પુત્રે આપેલા દસ્તાવેજો અને સઘળું ધન પાછું આપી દીધું. એણે પસ્તાવો કર્યો.

" આજે તો જવા દઉં છું. પણ હવેથી ચેતજે. આવા પાપી ધંધા માટે......"

" મને પણ તિરસ્કાર છે. તમારી સાથે રાખી મને......"

અને તરતજ શેઠની પુત્રવધુ ત્યાં આવી. " બ્હેન ! તમારા સારા વિચારો તમને સદ્‌માર્ગે દોરશે પણ હવે કોઇને......સ્ત્રીને પતિસેવા વગર મોક્ષ નથી. "

" હા. પણ કોઇ મળે તો ને ! " વેશ્યાનો પસ્તાવો સ્પષ્ટ દેખાતો.

" મારો નોકર છે. " ગણિકાએ કહ્યું.

એ ન બોલી. પણ એનું હૃદય મુંગી હા કહેતું હતું, એ એણે જોયું.

બીજે દિવસે એમનાં લગ્ન થઇ ગયાં. અને આર્ય રમણીએ એ વેશ્યાને બચાવી લઇ અધમતાને માર્ગે દોરાતા ધનવાનોનો માર્ગ બંધ કર્યો. અપકાર ઉપર ઉપકાર કરનાર એ બુદ્ધિશાળી સ્ત્રીએ પોતાની જાહોજલાલી પાછી મેળવી.

× × ×

" પ્રિયે ! આ બધો તારો પ્રતાપ ! " આનંદ ઉર્મીઓમાં ઉછળતા નાવે વિહાર કરતાં શેઠે કહ્યું.

" ના. તમારો. તમે જો ભંગી......" એ કંપી ઉઠી.

અને ખડખડાટ હાસ્ય સંભળાયું : "વેશ્યાને કોઇ ન છેતરે તે તમારાથી છેતરાઇ. " પાછળથી આવતી વેશ્યાએ ઉચ્ચાર્યું અને મનની શંકા સમાધાન થતાં, આભાર માની એ ગઇ.

---

**સ્વાશ્રય.**

અમેરિકામાં બે ભાઇઓ વસે છે જે હાલમાં મીનેસોટા યુનીવર્સીટીમાં વિદ્યાભ્યાસ કરે છે. તેઓ હાલ તેમનું ખર્ચ કેવી રીતે કાઢે છે તે ખાસ જાણવા જેવું છે. એ બને ભાઇઓ સાત વર્ષની ઉમ્મરના હતા ત્યારથી, તેમણે ટપાલની ટીકીટો ભેગી કરવાનું કામ શરૂ કરેલું. આજે એ ધંધામાં તેઓ મહિને ૭૦૦ થી ૪૦૦ ડોલર કમાઇ શકે છે અને એ આવકમાંથી તેમનું કોલેજ ખર્ચ બરાબર નીકળી રહે છે. તેમણે ટીકીટોના સંચય બાબતમાં એક માસિક પત્ર પણ કાઢવા માંડયું છે. અત્યારે આ બંને ભાઇઓનાં નામ અમેરિકાના મોટામાં મોટા ટીકીટ-વેપારીઓના દફતર ઉપર ચડી ચૂકવાં છે.



# વ્યાધિ !

લેખક: શ. જલદ.

"ડાક્ટર સાહેબ, ત્યારે હવે તમે છેવટના શા નિર્ણય પર આવ્યા છો ?" ભગવાનદાસ શેઠે દવાખાનામાં પ્રવેશતાંજ પ્રશ્ન કર્યો.

"પધારો ! શેઠ, પધારો, ! હું દીલગીર છું કે મારાથી આપની વાતનો કોઇ રીતે સ્વીકાર નહિ થઇ શકે ! " છાપામાંથી માથું ઉંચુ કરી, આગન્તુક તરફ ખુરશી ફેરવી, વર્તમાનપત્ર મેજપર મૂકી ડાકટર મહેન્દ્રકુમારે જવાબ આપ્યો.

"પણ, તમારે આ અમૂલ્ય અવસર મુકવા જેવો નથી હો ! " આગ્રહ કરતા હોય એ ભાવે શેઠે ડાકટરને કહ્યું.

"કેમ ! " મહેન્દ્રકુમારે ચશ્માં લુછતાં લુછતાં પૂછ્યું.

"આપને એ તો વિદીત હશે કે અમે બે ભાઇઓ વચ્ચે આગળ પાછળ એક પુત્રીજ છે. મારા સ્વ. વડીલ ભાઇ પોતા પાછળ મણિકુંવર ઉપરાંત વીસ થી પચીસ હજારની રોકડ, દશ થી પંદર હજારનો દરદાગીનો અને તેટલીજ કીંમતની સ્થાવર મીલકત મૂકતા ગયા છે. હું પોતે આજ પચ્ચાસની કોરેમોરે જઇ ચડ્યો છું. મારા જેવા અભાગીઓના ગૃહે હવે પારણું બંધાય એ વિચાર માત્ર વ્યર્થ છે; એટલે મારી જે થોડી ઘણી મીલકત છે તેના વારસદાર પણ તમેજ થશોને ! અમે તો બાપથી દતર્યા છીએ એટલે બહુ તો માંડ બે ચાર દિવાળીઓનાં દર્શન કરવાનાં ! પછી અમારી પુંજીનો માલીક કોણ ! માટે જ તમને દબાણ કરું છું કે અમારી મણિકુંવરનો હાથ તમે સ્વીકારો " ભગવાનદાસે પોતાની તથા તેમના ભાઇની તમામ સ્થાવર જંગમ મુડીનો સરવાળો કરી બતાવી ડાકટરને લલચાવવા પ્રયત્ન કર્યો.

"આપનું કહેવું યથાર્થ છે મેં પણ એ વિષે પુરેપુરો વિચાર કરી લાભાલાભના સરવાળા બાદબાકી કરી જોયા છે. એ બધાની તારવણી એટલીજ કે શેઠ ! મારાથી નાની હા નહિ બની શકે. " ડાકટરે વિવેકપૂર્વક જવાબ આપ્યો.

"કેમ ! અમારી દીકરીમાં કંઇ ખોડખાપણ જુઓ છો ! " ગંભીર ચહેરે ભગવાનદાસે પુછ્યું.

"એવા શબ્દો મેં ક્યારે પણ ઉચ્ચાર્યા છે ? " ડાકટરે સામો પ્રશ્ન કર્યો.

"તો પછી શ્રીફળ સ્વીકારવામાં આપને શી હરકત છે ? લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે તમે મોં સંતાડશો કે ? " શેઠે સીધો પ્રશ્ન કર્યો.

"તમારી મણિકુંવરની વય જોતાં એ હજી એક બાળા કહેવાય ! આટલી નાની અને અપરિપકવ વયે તમે એના વેવિશાળની ઉપાધિમાં પડયા છો એ જાણી મને પારાવાર દીલગીરી થાય છે. અલબત મને આર્થિક લાભ થવાનો સંભવ છે છતાં એ લાભ ખાતર

એક કુમળી બાળાના કીમતી જીવનને વિના કારણે બગાડવું એ મારા જેવા કોઇ પણ શિક્ષિત યુવક માટે શ્રેયસ્કર નથી." ડાક્ટરે ખરી બીના જાહેર કરી.

"ડાક્ટર સાહેબ! તમે ભણ્યા પણ હજી ગણ્યા નથી. આપણા અટપટા વ્યવહારથી તમે કેવળ અજ્ઞાન છો. કન્યા અને ઉકરડો સરખાં કહ્યાં છે; એટલે એમને વધતાં કેટલી વાર! ચોરીમાંજ કન્યા એક વેંત તો વધે છે! લગ્ન બાદ પીયેર અને સાસરીઆં વચ્ચે આવજા થશે એટલે એકાદ બે વરસમાં અમારી મણિકુંવર મોટી થઇ રહેશે." ભગવાનદાસે યેનકેન પ્રકારે ડાક્ટરને સમજાવવા માંડયું.

"એવા દંભી અને એકલપેટા વ્યવહારથી પરમાત્મા મને સર્વદા અજ્ઞાન રાખે એમ હું નિરંતર પ્રચ્છું છું." ડાક્ટરે સ્હેજ જોરથી કહ્યું.

"તમે રહ્યા અંગ્રેજી ભણેલા! નહિ તો આવા કાર્યમાં વળી આંટલો વાદવિવાદ શાનો! હું તો તમારા સુખ માટે આવ્યો છું, એમાં મારો સુદ્દલેય સ્વાર્થ નથી. આ 'છ' આનાના ધંધામાં બાટલીઓમાં પાણી ભરી ભરી તમે કોઇ દિવસ શ્રીમન્ત થવાના નથી; અને જો મારૂં કહ્યું માનશો તો એકજ સપાટે તમે લાખ રૂપીઆના સ્વામી બની જશો. માટે જો તમારા દિ ધરે હોય તો અમારી મણિકુંવરનો હાથ સ્વીકારી લો!" છેલ્લો પાસો નાખતાં ભગવાનદાસે કહ્યું.

"એવી પરાઇ પુંજી પર યથેચ્છ તાગડધિન્ના કરવા એ મારો સિદ્ધાન્ત નથી. મને પરમકૃપાળુ પરમાત્મા અને મારા દક્ષિણ હસ્ત ઉપર અવિચળ વિશ્વાસ છે. લક્ષાધિપતિ ન થવો તો કંઇ વાંધો નથી કિંતુ કોઇ પણ શ્રીમંતની તહેનાત ખોટી ખુશામત કર્યા વગર, કેવળ નીતિના માર્ગે, અને પરમાત્માની બક્ષી સ્હેમથી, મારા પોતાના 'છ' આનાના સ્વતંત્ર ધંધામાં અલ્પ રોટલો પ્રાપ્ત કરાશે તો હું સંતોષ માનીશ. મારા પોતાના સ્વાર્થ ખાતર એક સુકોમળ અબળાનો ભોગ લેવાય એ હું જોવા નથી ચાહતો." ડાક્ટરે સ્પષ્ટપણે કહ્યું.

"ત્યારે, હવે આ ઉલ્ટનેજ જવાનું છે ને?" ઉઠતાં ઉઠતાં શેઠે પૂછ્યું.

"તમારી વાતનો મારે અસ્વીકાર કરવો પડયો છે એ બદલ ક્ષમા કરશો." અદબ પૂર્વક ડાક્ટરે કહ્યું.

"ભવિષ્યમાં તમને પસ્તાવાનો અવસર ન આવે તો સારૂં." આટલું કહી, કોઇ દર્દીને દવાખાનામાં દાખલ થતો જોઇ, ભગવાનદાસ ઉઠયા.

ડૉ. મહેન્દ્રકુમારના પહેલા ધર્મપત્નિ સૌ. સવિતાગૌરી ટુંક પરિચિત જીવન ગુજારી, પ્રાયમસનો ભોગ બની, સ્વર્ગગામી થયા હતા. પુરેપુરી યુવાનાવસ્થાએ તેઓ વિધુર બન્યા હતા. સૌ. સવિતાગૌરીને સ્વર્ગસ્થ થતાં લગભગ છ માસ થઇ ચુકયા હતા; અને શોકદર્શક કાળી પાઘડી ડાક્ટરના શીરેથી ઉતરી ચુકી હતી. તેઓ કોઇ સુઘડ, સુસંસ્કારી, શિક્ષિત, સદ્‌ગુણી, અને ઉમરલાયક કન્યાની શોધમાં હતા ત્યાં તો ભગવાનદાસ પોતાના સ્વ. ભાઇ જગમોહનદાસની એકની એક પુત્રી મણિકુંવરના પાણિગ્રહણ માટે મહેન્દ્રકુમારને વિનવી રહ્યા હતા.

[ ૨ ]

મણિકુંવર માંદગીના સમયે મહેન્દ્રકુમાર પાસે દવા લેવા આવતી. તેનું વય માંડ અગીઆર વર્ષનું ગણાય. જગમોહનદાસ શેઠ માત્ર અઢી વર્ષની મૂકી પરલોકવાસી થયા હતા; એટલે તેને ઉછેરી મોટી કરી કેળ... સઘળો બોજો પ્રભાવતી ઉપર આવી... પ્રભાવતી પોતે સાવ નિરક્ષર... તેણે શ્રીમંત માતપિતાની એ...

મણિકુંવરની કેળવણી પાછળ બહુજ થોડું ધ્યાન આપ્યું હતું. મણિકુંવરે માતપિતાને ઘેર કોઇ દિવસ પાણીનો કળશીઓ ભરવા જેટલો શ્રમ ઉઠાવ્યો ન હતો એટલે તેનું શરીર દેખાવડું હોવા છતાં ચરબીથી ફુલેલું હતું. દાદરા ચઢતાં ઉતરતાં પણ તેને શ્વાસ ચઢી આવતા. પાકશાસ્ત્રનો તેને સુદ્દલેય અનુભવ ન હતો. રાંધણકળાથી કેવળ અજ્ઞાન રાખવામાં તેના પૂજ્ય વડીલો ગૌરવ સમજતા. ગૃહકેળવણી પાછળ જેટલું ધ્યાન આપવામાં આવ્યું હતું તેથી વિશેષ કાળજી લાડપાનમાં અને ખોટી ટાપટીપ માટે લેવાઇ હતી. નિશાળમાં જઇ તેણે લખવા વાંચવા પુરતું શિક્ષણ સંપાદન કર્યું હતું. સ્વભાવે તે બહુજ ભોળી હતી; છતાં સારૂં નરસું પારખવાની તેનામાં સારી શક્તિ વિકાસ પામી હતી.

ડાકટર અને પોતાના વચ્ચે થયેલ વાતચિત જ્યારે ભગવાનદાસે પોતાની ભાભીને કહી સંભળાવી ત્યારે ગંગાસ્વરૂપ પ્રભાવતી અત્યંત ક્રોધિત ચહેરે ગાજી ઉઠી: "તમારા જેવા નિર્માલ્યથી આવાં કામ પાર પડયાં છે કે! આપણી મણિકુંવરમાં શું એબ છે કે એ ડાકટરને આવી પરીસમી સ્વરૂપવાન અને લક્ષ્મીના અવતાર સમ છોકરી ન ગમી! કામડાની કેટે રતન હોય કે! તમે તો વાતમાં ને વાતમાં ડાકટર, ડાકટર કરતા હતા પણ હવે જોયું કે એ ડાકટરે આપણા જેવા શ્રીમન્તનું કેવું હડહડતું અપમાન કર્યું છે! જેના નશીબમાં ગરીબાઇ જ લખાયેલ હોય એ કોઇ કાળે શ્રીમન્ત થઇ શકતો નથી! ભવિષ્યમાં હવે હું મારૂં ધાર્યું કરીશ." આવા પ્રકારની ઉપાલંભભરી સરસ્વતી (!) સુણી ભગવાનદાસ ઝંખવાણા પડી ગયા અને આગ્બા તેના રીસાઇ ત્યાંથી ચાલતી પકડી.

ભગવાનદાસ અને મહેન્દ્રકુમાર વચ્ચે થયેલ ...ને હજી થોડા દિવસ નહિ થયા હશે ત્યાં તો ડાકટરને કાને વાત આવી કે પ્રભાવતીએ પોતાનું ધાર્યું જ કર્યું. તેણે કોઇ પણ સગાં સ્નેહીની સંમતિ વિના, અનુભવીઓની અનુમતિ વિના અને ચાર ચતુર અને સારા પુરૂષોની સલાહ સિવાય, પાંત્રીસેક વર્ષના વિધુર ફુલચંદ સાથે પોતાની લાડકી પુત્રીનું ભવિષ્ય જોડી દીધું. આ ફુલચંદ પ્રભાવતીના દિવાનખાનાની બાજુની ખોલીમાં રહેતો હતો; તે તાજેતરમાંજ ઘરભંગ થયો હતો. આગલા ઘરવાસથી તેને ચાર સંતાનો પ્રાપ્ત થયાં હતાં નાની અને છેલ્લી પુત્રી સિવાય ત્રણે બાંડુઓ અને માતા પંદર દિવસમાંજ પ્લેગના કારમા પંજામાં સપડાઇ મૃત્યુવશ થયા હતા. અન્ય કોઇ લાયક યુવકની ભાળ ન કરતાં કે કોઇ કુટુંબીજનને નહિ ચેતાવતાં પ્રભાવતીએ આ અળખામણો સંબંધ સાધી એક પ્રકારની "હાય" વ્હોરી લીધી હતી. તેના તમામ સગાંઓએ અને સ્નેહીઓએ તે દિવસથી તેના ઘરનો ઉંબરો ત્યજી દીધો. આવો અયોગ્ય સંબંધ પોતાની પુત્રીને રૂચશે કે નહિ તે તપાસવાની હિન્દુ માબાપોને કયાં ગરજ રહી છે! મણિકુંવર પોતે આ વેવિશાળથી સાવ વિરૂદ્ધ હતી. તે છોગ્ગોક કહેતી ફરતી કે હું ચોરીના ચોથા ફેરે જીભ કચરી મરીશ. જ્યારે આ શબ્દો પ્રભાવતીના બ્હેરા કાને આવતા ત્યારે મણિકુંવરને ખૂબ સહન કરવું પડતું. મણિકુંવરની આંતરિક સાફ નામરજી છતાં તેજ વર્ષના વૈશાખ માસમાં માત્ર સાડા અગયાર વર્ષની કાચી ઉમરે તેને બળાત્કારે અખંડ સૌભાગ્યવતીની ઉપાધિ આપવામાં આવી. તેના સ્થૂળ દેહનો સ્વામી રઝળુ ફુલચંદ થયો.

[ ૪ ]

"પ્રભાવતી બ્હેન! મણિકુંવર તો અત્યંત લેવાઇ ગઇ છે." સ્રીઓના ઘેરામાંથી અવાજ આવ્યો.

"શું કરૂં! હું તો હવે કાયર થઇ ગઇ છું. કોણ જાણે કેવા શુકને એ છોકરીએ જન્મ લીધો છે કે જ્યારથી એ અવતરી છે ત્યારથી મારા ઘરનું નખ્ખોદ વળતું ગયું છે." રોષમાંજ પ્રભાવતીએ કહ્યું.

"પણ જણાય છે શું?" બીજીએ પ્રશ્ન કર્યો.

"જ્યારથી પરણાવી છે ત્યારથી માંદી ને માંદીજ રહી છે. એકે દિવસ સાજી મેં જોઇ નથી. આજ લગભગ વર્ષ થવા આવ્યું પણ વાંધા બંધ થતા નથી. એ વાંધાથી શરીર સાવ ધોવાઇ ગયું છે! રહ્યો છે એના શરીર ઉપર લોહીનો છાંટો!" પ્રભાવતીએ જવાબ આપ્યો.

"એમ હોય તો કોઇ સુયાણીને બતાવી જુઓ!" એકે સલાહ આપી.

"અજ્ઞાન અને અભણ સુયાણી કરતાં કોઇ વિલાયત જઇ પાસ થઇ અનુભવ પામેલ બાઇ ડાકટરને બતાવો તો સાચો અભિપ્રાય મળી રહેશે." બીજીએ પોતાનો અનુભવ કહી બતાવ્યો.

"એવડી મોટી ફી ખરચવાની કાંઇ જરૂર નથી. મને એવું દર્દ થયું હતું ત્યારે બાજુના બાપા, જમનાદાસ ડાકટરની દવા લઇ આવ્યા; અને એ દવાના બે બાટલીએ મને સંપૂર્ણ આરામ થઇ ગયો'તો." ત્રીજીએ પોતાની આત્મકથા કહી બતાવી.

"આપણા બાઇ બાઇના દર્દમાં ડાકટર શું સમજે! નળબજારવાળા ગોરા ગાંધીનો કાંટાળો ખવરાવો! આઠ આનાના ઓસડમાં જેટલો ગુણ છે તેટલો ફાયદો ડાકટરના કડવા ઝેર જેવા બાટલામાં નથી." ચોથીએ ચોક પુર્યો.

"પ્રભાવતી બ્હેન! એ બધું બસ કરો! પણ પહેલાં મારૂં કહ્યું કરી જુઓ! મુમ્બાદેવીના મંદિરમાં એક સાધુ બેસે છે; તેની પાસે જઇ પૂછાવી જુઓ કે કોઇ કુળદેવની નડતર તો નથી ને! દેવ ઘોકો લઇને મારતા નથી પણ મૂળ ઉખેડી નાખે! આજકાલનાં અંગ્રેજી ભણેલા ભલે એમાં ન માને પણ આપણા ઘરડાઓ કહી ગયા છે તે ખોટું નથી કહી ગયા!" પાંચમી બાઇ ગર્જના કરતી બોલી.

"પાલખી મહોલ્લાવાળો સૈયદ એથી પણ વિશેષ હોશિયાર છે. મારી ઝમકુને આવુંજ દર્દ થતાં પ્રથમ અમે ડાકટર વૈદ પાછળ કેટલાયે રૂપીઆ ખર્ચ્યા પણ કંઇ ન વળ્યું. અંતે એ સૈયદે દોરો કરી આપ્યો જેને લોબાનનો ધૂપ આપી ઝમકુની સાથળે બાંધતાં જ એ ભયંકર ગણાતો રોગ જડમૂળથી નીકળી ગયો. ખરચ પણ પુરૂં સવાપાંચ આના!" છઠ્ઠી બાઇએ પોતાનો અભિપ્રાય કહી સંભળાવ્યો.

"ધર્મનો છાંટો નાખો! કે કોઇ દેવસ્થાનની માનતા કરો, અથવા તમે પોતે અમુક ચીજો નહિ ખાવાની બાધા લો! ધર્મ કર્યું હશે તો કોઇ દિવસ આડું ઉભું રહેશે!" સાતમા નંબરે પોતાનું મૌનવ્રત છોડયું.

એક રાતે મણિકુંવરની તબીયતના સમાચાર જાણવા આવેલ બાઇઓ જેને જેમ ફાવે તેમ પોતપોતાના અનુભવોનું દિગ્દર્શન કરાવી રહી હતી. વિધવિધ જાતના સાચા ખોટા વિતકોની આ ગપ્પપોથી સાંભળી અનુભવવિહોણી પ્રભાવતી પહેલાં તો અવાક્ બની ગઇ, પણ એ વાતમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી વળતે દિવસથી બનતા દરેક ઉપાયો યોજવા પોતે વચન લીધું.

બીજેજ દિવસે મણિકુંવરની સાથળે સૈયદનો મંત્રેલ દોરો બાંધવામાં આવ્યો. સાધુના જોએલ અને મંત્રેલ અડદના આખા દાણા

ખવડાવવાનું ચાલુ કરવામાં આવ્યું. કાંટાળાનો રસ પાવાનું પણ સાથે સાથે શરૂ કરવામાં આવ્યું. પોતાની એકની એક પુત્રી સાજી ન થાય ત્યાંસુધી પ્રભાવતીએ પોતે દૂધ, ઘી અને સાકર ખાવાં બંધ કર્યાં; અને શરીર બરાબર થતાં તેર ગોમણી અને સાત ભૂદેવો જમાડવાનો મન સાથે સંકલ્પ કર્યો. આ ઉપરાંત અનેક દેવસ્થાનોનાં નામે નાની મોટી માનતાઓ માની તે તો વધારામાં. આ સામટા ઉપચારોનું પરિણામ એ આવ્યું કે મણિકુંવરની પ્રકૃતિ વિશેષ બગડવા માંડી. પહેલાં તો તે હરતી ફરતી હતી પણ હવે તે સાવ પથારીવશ રહેવા લાગી ઉઠતાં બેસતાં આંખે તમ્મર આવતાં; મગજ ફરવા લાગ્યું; અને હૃદયના ધબકારા વધુ પડતી સંખ્યામાં સંભળાવા લાગ્યા; તેનું શરીર હવે તદન નીચોવાઇ ગયું હતું. તેની ખીલતી અને અપરિપક્વ કાયામાં જીવલેણ પાંડુરોગે પ્રવેશ કર્યો.

[ ૪ ]

એક દિવસે વધતી જતી અશક્તિના પરિણામે મણિકુંવરને તાવ ચડી આવ્યો. છાતીમાંથી સટકા અને પેટમાંથી શૂળ નીકળવા માંડયા. પ્રભાવતીએ રબરની કોથળીમાં ગરમ પાણી ભરી પેટ તથા છાતી શેકવાનું શરૂ કર્યું. તાવના જોરમાં મણિકુંવર કણસતી હતી. આ દશા અવલોકી મણિની માતાનું સ્ત્રીહૃદય ગભરાઇ આવ્યું. પ્રભાવતીના નેત્રમાંથી થોડાક અમૂલ્ય કીંમતી અશ્રુઓ મણિકુંવરના કપાળ પ્રદેશને ભીંજવી નીચે ખરી પડયાં. પુત્રી ચમકી ગઇ; ચક્ષુ ખોલી માતાની દયાર્દ્ર દશાનું દર્શન કરી હિંમતથી બોલી: "માડી ! તું શા માટે રવે છે !"

"બેટા ! અમસ્થી." આંસુઓ લુછતાં પ્રભાવતી બોલી.

"ના ! સાચું કહે." મણિએ આગ્રહ કર્યો

"આજ તારા પિતા હોત તો આપણા ઘરે કીડીઆરા માફક માણસો ઉભરાતા હોત !" આંખો સાફ કરતાં પ્રભાવતીએ કહ્યું.

"તારે માણસની શી જરૂર છે ?" મણિકુંવરે તાણીને પૂછયું.

"તારી આવી ગંભીર માંદગીનાં પ્રસંગે હું એકલી કેટલેક ઠેકાણે પુગી વળું !" પ્રભાવતીએ જવાબ આપ્યો.

"એકલી કયાં છો! ફુલચંદ નથી ! તને તારા જમાઇ સિવાય ત્રીજા માણસની ગંધ પણ કયાં પાલવે છે !" રોષભર્યા અવાજે મણિકુંવરે કહ્યું.

જમાઇરાજનું અભિધાન સાંભળી પ્રભાવતી સાવ લેવાઇ ગઇ. કારણ કે આજ બાર માસ થયા ફુલચંદ નોકરી વગર ભવાઇની માફક ભટકતો હતો. જ્યારથી તેનું વેવિશાળ નક્કી થયું ત્યારથી તેની દાનત ફરી હતી. 'શ્રીમંત સાસુની અઢળક મીલકતનો હું જ માલીક થઇશ" એ સ્વપ્નાં–એ વિચારોએ એને નોકરી રૂચતી નહિ. લગ્ન થયા કે લાગલોજ તે ઘરજમાઇ થયો. ખાવાપીવાનું અને સુવા બેસવાનું પણ તેણે સાસુને લાંજ રાખ્યું. સાસુ પગ ભરાવે તેટલા પગ ભરતો; પ્રભાવતી પાણી પાય તેટલું પાણી તે પીતો. ફુલફટાકીઓ ફુલચંદ કેવળ સાસુજીવ બન્યો હતો.

પોતાની પુત્રીના મ્હોંએ જમાઇરાજનું નામ સાંભળી પ્રભાવતીના ચહેરે કાળી શાહીના ડાઘા દેખાણા. મણિકુંવરના બોલવાનો ભાવાર્થ તે બરાબર સમજી ગઇ. તેને પણ ફુલચંદ પ્રત્યે એક જાતનો તિરસ્કાર ઉત્પન્ન થયો. પોતાની ટુંકી સ્ત્રી-બુદ્ધિનું ફળ તે પામી ગઇ.

અને મણિકુંવર ફૂલચંદને મુદ્દલેય નથી ચાહતી. તેની પણ હવે તેને જાણ થઇ.

" તેં તારૂં ધાર્યું કર્યું તો બીજાં પોતાનું ધાર્યું શા માટે ન કરે ?" વધુ ક્રોધનો ઉભરો બહાર કાઢતાં મણિકુંવરે કહ્યું.

" એટલે ?" પ્રભાવતી આતુર નયને પુત્રી તરફ જોઇ રહી.

" એટલે એજ કે તારા ઘરે આવવાની બીજાઓને શું ગરજ પડી છે!" વધુ મેણું મારતાં મણિકુંવરે કહ્યું.

આ વજ્ર સરખા શબ્દો કાને પડતા પ્રભાવતી સ્તબ્ધ થઇ ગઇ; પણ પોતાના ઉગ્ર સ્વભાવનું પ્રદર્શન પુત્રીની શીથિલ પ્રકૃતિને વિશેષ હાનીકારક નીવડશે એમ સમજી નરમાશભર્યે અવાજે કહ્યું: " મણિ ! મેં તો'તું ધાર્યું કે તારો વર આટલો આળસુ, અનઘડ અને પરાઇ પુંજી પર નાચનારો હશે." કોથળી ફેરવતાં ફેરવતાં પ્રભાકુમારી બોલી.

" એ તો શીંગડા પુંછડા વિહોણો પશુ છે. એનામાં પાશવવૃત્તિ બહુજ વિકાસ પામી છે એ વિલાસી પતિએ મારી કુમળી, કોમળ અને ખીલતી દેહલત્તાને સાવ છુંદી નાખી છે. તું જેને વાંધા કહે છે એ વાંધા નથી પણ આગ્રહે સ્વીકારાયેલ ગૃહસ્થાશ્રમનું પરિણામ છે. હવે એ કહેવાતા વાંધા જીવલેણ નીવડે એજ મારી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે." કરયુગલ જોડી બળતા હૃદયે મણિકુંવરે કહ્યું.

" મણિ ! મણિ ! આ તું શું કહે છે ?" આશ્ચર્યમુગ્ધ થઇ માતાએ પૂછ્યું.

" હું સત્યજ કહું છું. અકથ્ય વાતનું કથન કરી રહી છું. માડી! આ બધું તારા દુરાગ્રહનું પરિણામ છે. એ સઘળો દોષ તારોજ છે. સમગ્ર ન્યાતમાં મારો સમોવડીઓ મુરતીઓ કોઇ ન સાંપડયો કે ફુલચંદ જેવા બોદા યુવકનો પનારો મારે પડયો છે! શરૂઆતથીજ તેં મને અંધારા કૂપમાં ઉતારી છે તો હવે મારા સારૂ શા માટે આટલી તણાય છે? તું આજેજ એને ગાડીયું પકડાવી દે તો આવતી કાલથી નોકરી કરવાનું સુઝશે. બાકી જ્યાં સુધી તું તારી વીશીમાં ખાવા પીવાનું આપીશ ત્યાંસુધી એને શી પરવાર છે !" મણિકુંવરે સાફ સાફ જણાવી દીધું.

" મણિ! ગઇ ગુજરી વિસરી જા! મારી ભૂલનું પરિણામ આજ હું પ્રત્યક્ષ નિહાળું છું. સ્ત્રીઓની બુદ્ધિ પાનીએ કહી છે એ અસત્ય નથી. તારૂં શ્રેય શામાં છે એ ત્હારા મ્હોંએ સાંભળવા માગું છું." વાત બદલતાં પ્રભાવતીએ પૂછ્યું.

" મારા દર્દને દફવા તેં ઘરના ઘણાયે આલુડા સાલુડા કર્યાં, પણ દિન પ્રતિદિન મારી સ્વાસ્થ્યશક્તિ વિશેષ ઘસાતી જાય છે. આ મારો વ્યાધિ નાબુદ થાય એમ મને લાગતું નથી માટે—"

" બેટા ! તું આમ ન બોલ ! નિરાશ થયેલીને વધુ નિરાશ ન બનાવ ! મારૂં સર્વસ્વ તુંજ છે." પુત્રીઘેલી માતા ડસકાં ખાતાં વચમાં બોલી.

" માડી ! હું મારી વેદના બરાબર સમજું છું. મારી વ્યાધિ અસાધ્ય છે; એનું ખરૂં કારણ કોઇ હજી કળી શકયો નથી." મણિએ બગાસું ખાતાં કહ્યું.

" તોપણ આપણે કોઇ બાહોશ ડાક્ટરની સલાહ લઇએ તો ઠીક. તારા જીવથી મને પૈસા અધિક વ્હાલા નથી ! બોલ, તને કયા ડાકટર પર વિશ્વાસ છે, શ્રદ્ધા છે ?" માતાએ પૂછ્યું.

" તેં ઘણા અનાડી ઊંટ વૈદોના ઓસડીઆં મને પાયાં છે; તેટલાજ પૈસા દાક્તર

ધામા પખવાડે ખોયા છે. ઉપરાંત તેં પોતે પણ બની શકતી દરેક બાધાઓ રાખી છે; છતાં શું તો સુધરવાને બદલે સોનાપુરનો પંથ કાપતી જાઉં છું. આજ મારી એટલીજ માગણી છે કે આવતી કાલે ડાકટર મહેન્દ્રકુમારને અત્રે બોલાવવા. તેમની દવા મને હંમેશાં અનુકુળ આવે છે" મણિકુંવરે ધીમા સ્વરે કહ્યું.

મહેન્દ્રકુમારનું નામ સાંભળી પ્રભાવતી રાતી પીળી થઇ ગઇ પણ મણિ પાસે આજ સંપૂર્ણપણે પરાજીત થઇ છે એમ સમજી 'ભલે', કહી તે કોથળીમાં ગરમ પાણી ભરવા રસોડામાં ગઇ.

[ ૫ ]

બીજે દિવસે, મણિકુંવરની ઇચ્છાને આધીન થઇ તેની તબીયત બાબત સલાહ કાજે ડૅા. મહેન્દ્રકુમારને ઘરે બોલાવવામાં આવ્યા. ડાકટરનાં દર્શન થતાંજ એ માંદલી મણિકુંવરમાં અજબ પ્રકારની સ્ફૂર્તિનો સંચાર થયો; એ શક્તિના જોરે તે પથારીમાંથી બેઠી થઇ ગઇ. ડાકટરે તેની રક્તહિન પણ રંગરના દડા માફક ફુલેલી લીંબુવર્ણી કાયાને બારીકપણે અવલોકી.

"ડાકટર સાહેબ ! જેવું હોય તેવું કહેજો ! અમે તો આ માંદગી પાછળ હેરાન થઇ ગયા છીએ." દયામણા ચહેરે પ્રભાવતીએ કહ્યું.

"બ્હેન ! શરીરમાં લોહીનું એક ટીપું રહેવા નથી પામ્યું. તમે પણ વગર સારવારે ખેંચવામાં કંઇ મણા રાખી છે કે ?" ડરાવવાના ભાવથી ડાકટરે કહ્યું.

"પણ હવે કરવું શું ?" અધીરી પ્રભાવતી બોલી ઉઠી.

"સઘળી પરીક્ષા પરથી મને લાગે છે કે તમારી મણિકુંવર પાંડુરોગનો ભોગ બની છે ! એ ભયંકર વ્યાધિમાંથી મુક્ત થવાં એને ઓછામાં ઓછા ૭ માસ લાગશે. સારવાર માટે રક્તવર્ધક દવાનું ઇન્જેકશન હંમેશાં આપવું ખાસ જરૂરનું છે. ઉપરાંત પીવાની દવા પણ વમરે નિયમસર આપતાં રહેવું. ખોરાકમાં દૂધ, છાશ અને મોસંબીના રસ સિવાય બીજી એક પણ ચીજ એને ખરે નકામી છે."

"કેટલા ઇન્જેકશન આપવા પડશે !" પ્રભાવતીએ વચમાંજ પૂછ્યું.

"ઓછામાં ઓછા બાર. જો મારી સલાહ પ્રમાણે વર્તવા વચન આપો તો તો મણિકુંવરની તબીયત બરાબર સુધરી જશે." ડાકટરે નરમ પણ મીઠા શબ્દોમાં ખરી હકીકત સંભળાવી.

"તમને જેમ ફાવે તેમ કરો પણ મારી મણિકુંવરને પુરતો આરામ કરી દયો. પાંચ પચીસનું વધારે ખરચ થાય એની મને પરવા નથી." પુનઃ દયામણે ચહેરે પ્રભાવતીએ કહ્યું.

"આવતી કાલથીજ ઇન્જેકશન આપવા શરૂ કરીશ; તમારા માણસને દવા માટે દરરોજ મોકલતા રહેજો. નિયમસર દવાનું સેવન કરશો તો પરમાત્મા બધું સારૂ કરશે" દિલાસો આપી ડાકટર પાછા વળ્યા.

વળતે દિવસથી મહેન્દ્રકુમાર દરરોજ માણકુંવરને ઇન્જેકશન આપવા જતા. ધીમે ધીમે ડાકટરની પાંચ પંદર મીનીટની હાજરી મણિકુંવરને રૂચવા લાગી. ડાકટર જ્યારે ઇન્જેકશન આપી ઉંબરા બહાર નીકળતા ત્યારે તે તેમની પાછળ એકી ટસે જોઇ રહેતી. ક્યારે ક્યારેક ડાકટરના આગમનની રાહ જોઇ પથારીમાં બેઠી રહેતી; તો ક્યારે ક્યારેક ઇન્જેકશનનો સામાન ગરમ કરવા પ્રાયમસ સળગાવવામાં મદદ કરતી છતાં અગ્યાર દિવસ સુધી મણિકુંવર ડાકટર સાથે એક શબ્દ ન બોલી; પ્રભાવતીની હાજરીમાં તેમ થવું મુશ્કેલ હતું.

બારમે દિવસે ડાક્ટર ઇન્જેક્શન આપવા હંમેશના નિયમ કરતાં સ્હેજ મોડા ગયા. બાર ઇન્જેક્શનો પુરા થતાં તેઓ દેવલાલી હવાફેર માટે જવાના હોવાથી પ્રભાવતી તથા ફુલચંદ કંઇ ખરીદી સારૂ બહાર ગયા હતા. ડાક્ટર પોતાનું કામ પતાવી, કોટ પહેરી, ઘર છોડવાની તૈયારી કરતા હતા ત્યા તો મણિકુંવર ધીમે સ્વરે બોલી, " મહેન્દ્ર કુમાર ! મારો રોગ મટશે કે ? "

" શા માટે નહિ મટે ! બાર દિવસમાંજ તમને આઠ આના સુવાણ છે તો પાણી બદલ થતાં તમે હતા તેવા થઇ જશો. " હિંમત આપતાં ડાક્ટરે કહ્યું.

" બીજે જન્મ ધરીશ ત્યારે હતી તેવી થઇશ. " કંઇક ખિન્ન હૃદયે મણિકુંવર બોલી.

" આવા દર્દમાં દર્દી દવા પી પી કંટાળી જાય છે. છતાં તમારે જરાયે નિરાશ થવાનું કંઇ પ્રયોજન નથી. " ડાક્ટરે વ્યાધિનું ટુંક સ્વરૂપ સમજાવતાં કહ્યું.

" મને આજ આઠ આના સુવાણ જુઓ છો તે તમારા ઇન્જેક્શનના પ્રતાપ નથી. તમારી થતી હંમેશની હાજરી મારી વ્યાધિ ભૂલાવી દે છે. મારી વ્યાધિનું મૂળ કારણ આ...છે. "

" મણિકુંવર આ શું કહો છો ! તમે ઔધર્મથી ખંડિત થાઓ છો. " ડાક્ટરે મણિકુંવરને આગળ બોલતાં અટકાવી કહ્યું.

" પતિ પ્રત્યેના સ્ત્રીઓના ધર્મો તમારાથી હું વધુ સારી રીતે સમજું છું. આપણા વૈવિશાળની જ્યારે વાતો થતી હતી ત્યારે હું " ડાક્ટરની ધર્મપત્ની થઇશ " એ વિચારેજ મનમાં ફુલાતી. ભાવિ સંસારના સુખ માટે મેં મારા મગજપ્રદેશમાં અનેક કિલ્લાઓ ચણી રાખ્યા હતા; પણ મહેન્દ્રકુમાર, તમારી પ્રમાણિક અને નિષ્ઠુર ' ના 'એ આજ મારો આખો નારીભવ બગાડયો છે. બોલો, મારી સઘળી વેદના, વ્યથા કે વ્યાધિનું એકજ કારણ આપ પોતે છો કે નહિ ?... તમે ભલે આ રોગને પાંડુ રોગ ગણી સાધ્ય સમજો. દર્દીને મરતાં સુધી હિંમત આપવી એ આપનો ધર્મ છે; પણ મારૂં અંતઃકરણ સાફ સાફ કહે છે કે બાળીને ભસ્મ કરતી આંતરિક વ્યાધિમાંથી હું બચવાની નથી. દિલનાં દર્દની દવા કયારેય સાંપડી છે કે ! " મણિકુંવરે હિંમતપૂર્વક દર્દનું ખરૂં કારણ સમજાવતાં કહ્યું.

" મણિકુંવર ! પાછલું વિસરી જાઓ ! પડયું પાનું સુધારી લ્યો અને મળ્યું સ્વીકારી લ્યો ! એમાંજ તમારી મહત્તા છે. " ડાક્ટરે કહ્યું.

" ત્યાંજ આપણા સ્વાર્થી સમાજની નાગાઇનાં દર્શન થાય છે. પરણાવનાર અને પરણનારની ભૂલનાં ભયંકર પરિણામો હજી અમારા જેવી નિરાધાર અબળાઓ કેટલા વર્ષો સુધી સહ્યા કરશે ! તેઓને માટે સમાજે કંઇ સજાઓ ઘડી છે કે નહિ ! " તિરસ્કાર-ભરી દૃષ્ટિએ મણિકુંવરે કહ્યું.

ત્યાં તો દાદરપર કોઇનો પગરવ સંભળાયો. વિચારસમુદ્રમાં ડુબેલ ડાક્ટરે કંઇ પ્રત્યુત્તર ન વાળ્યો; પણ પ્રભાવતીના સ્વચ્છંદી મન સ્ત્રીપણાને ધિક્કારતા તે ત્યાંથી ચાલતા થયા.

× × ×

અને ચાર માસ પછી દેવલાલીથી સમાચાર આવ્યા કે વીસ વર્ષની બાળવયે એ આશાભરી આંતરિક વ્યાધિથી પીડાતી, અને પોતાની માતાની જીદને અને પરણનાર પશુ તુલ્ય પતિની અતિશય વિષયલાલસાને શ્રાપ આપતી મણિકુંવરનો જીવન-દીપ ઓલવાઇ ગયો. હાય ! બાળ લગ્ન ! હાય ! વિષયલાલસા !

# કલ્લોલિની.*

લેખકઃ રા. ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા.

( ઉભા રહો તો કહું એક વાતડી બિહારીલાલ : એ રાગ. )

ચાલી વ્હાલી ઉજમાળી ઉમંગમાં, કલ્લોલિની;
મીઠાં જળને ઝુલાવતી ઉછંગમાં, કલ્લોલિની.
એ તો પર્વત પિતાની કુમારિકા, કલ્લોલિની;
પૂણ્યયોગની એ પરિચારિકા, કલ્લોલિની.
વનવગડા વીંધીને આવતી, કલ્લોલિની;
રંક રાયના સમાન ભદ્ર ભાવતી, કલ્લોલિની.
બે કાંઠડે મોતીછોળ છલકતી, કલ્લોલિની;
અમી આંખડી સદાયે મલકતી, કલ્લોલિની.
પાય પાવન જ્યાં પ્રેમે ધર્યો, કલ્લોલિની;
સુખભંડાર ત્યાં અમરે ભર્યો, કલ્લોલિની.
પતિદેવનાં નિમંત્રણ આવીઆં, કલ્લોલિની;
વ્હાલા વેણલાં મસ્તકે ચઢાવીઆં, કલ્લોલિની.
એનો સામરં સાદ્યબો ડોલી રહ્યો કલ્લોલિની;
એના હિલડાના દ્વારને ખોલી રહ્યો, કલ્લોલિની.
અણુમાંથી વિરાટમાં ભળી ગઇ, કલ્લોલિની;
દ્વૈતમાંથી અદ્વૈતમાં મળી ગઇ, કલ્લોલિની.
અમી મીઠડા અભેદ જગે જામશે, કલ્લોલિની;
સ્વર્ગે સુખડાં સંસારી જનો પામશે, કલ્લોલિની.

* અપ્રસિદ્ધ "રાસમુકુટ" માંથી.




# " સુવાવડમાં સારવાર. "

લેખકઃ ડૉ. મોહનલાલ જગન્નાથ પાઠક.



-પાત્રો-

મુળજીભાઇ...બેલવાડના શેઠ મંગળદાસના મુનિમ
શંકરપ્રસાદ...મુળજીભાઇના પુરાણમતાભિમાની મિત્ર.
પ્રો. ચંદ્રવદન...બેલવાડની કોલેજના પ્રોફેસર
ડૉ. શ્યામસુંદર, એમ. બી. બી. એસ. ઉત્સાહી ને યુવાન ડૉક્ટર
શેઠ વેણીદાસ...બેલવાડનાં અગ્રગણ્ય આગેવાન અને ઉદાર ધનિક
શેઠ મંગળદાસ...વેણીદાસનાં મિત્ર અને શ્રીમંત ગૃહસ્થ
પોપટ...શંકરપ્રસાદનો પુત્ર
રામજીભાઈ.. બેલવાડના વૈદ્યરાજ
વિજયા. શંકરપ્રસાદની સુવાવડી સ્ત્રી
માસીબા...શંકરપ્રસાદના, અસલના રીતરિવાજને ચ્હાનારા
દયા—શંકરપ્રસાદની બ્હેન
રતની—અસલના રિવાજની અભણ અને ગંદી દાયણ
ડૉ. કુસુમકુમારી શાહ, એમ. ડી. વિદ્વાન લેડી ડૉક્ટર.

એ સિવાય નોકર, સિપાઇ, મોટર ડ્રાઇવર વિગેરે

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો

( બેલવાડનાં એક રસ્તાપર શંકરપ્રસાદ અને મુળજીભાઇ ભેગા થઇ જાય છે. )

મુળજીભાઇ-જય શ્રી કૃષ્ણ શંકરપ્રસાદભાઇ!

શંકરપ્રસાદ—જય શ્રી કૃષ્ણ, જય શ્રી કૃષ્ણ!

મુળજી—કેમ તમે તો હમણાં કંઇ દેખાતા નથીને. અમારે ત્યાં આવતાયે નથી! ગુસ્સે તો નથી થયા ?

શંકરપ્રસાદ—માફ કરો! મુળજીભાઇ, વાત કરવાનો વખત નથી, અત્યારે જવા દો.

મુળજી—એટલી શી ઉતાવળ ? ક્યાં જવું છે ?

શંક૦પ્ર૦—( દયાજનક મુખથી ) શું કહું, ભાઇ! ઘરમાં તબીયત ઘણી બગડી છે, તેથી પેલી રતની દાયણને તેડવા જાઉં છું.

મુળજી—પણ થાય છે શું ?

શંકરપ્રસાદ—આજે પ્રસુતિ થાય એમ લાગે છે, બેભાન બની ગઇ છે, શું કરું મુળજીભાઇ! કાંઇ સુઝતું નથી! ( આંખમાંથી આંસુ ખરવા માંડે છે. )

મુળજી—ગભરાશો મા, આંસુ પાડવાનો આ વખત નથી. ચાલો હું પણ તમારી સાથે આવું.

( એક ગંદી ગલીમાં રતનીને ઘેર બન્ને જાયછે.)

શંકરપ્રસાદ—રતની, ઓ રતની; બારણું ઉઘાડ.

( ઘણી વાર થયા છતાં અંદરથી જવાબ નથી મળતો. શંકરપ્રસાદ ફરી બારણું ખખ-

ડાવી જોરથી બુમ પાડે છે. રતની આંખો ચોળતી અને બડબડતી બારણું ઉઘાડે છે.)

શંકરપ્રસાદ—ચાલ રતની, જલ્દી ઘેર ચાલ, ઉતાવળ કર.

રતન—અરે રે! હું જાણું કે હેઠ તમે આવેલા ઓહે નીતો એટલી વાર ની લગાડતે.

મુળજી—વારૂં ચાલો, રતની, હવે વાર ન લગાડ. જલ્દી જવુંજ જોઇએ.

રતન—ઉં આ અમણા આવી. જરા વાર ઉભા રેજો.

શંકરપ્રસાદ—(કરગરીને) રતની, જલ્દી કરને બાપ.

(ત્રીસેક મીનીટમાં સૌ ઘર તરફ જાય છે.)

## પ્રવેશ ૨ જો.

(સ્થળઃ-શંકરપ્રસાદનું ઘર. એક અંધારા ને ભેજવાળા ઓરડામાં વિજ્યા પ્રસુતિની જીવલેણ વેદનાથી પીડાય છે. પાસે નણંદ અને માસીબા બેઠા છે.)

માસીમાં—(ચિંતા ને દુઃખગ્રસ્ત મુદ્રાથી) બ્હેન દયા, લાવ બા પેલો માતાજીનો પ્રસાદ.

(દયા પ્રસાદ લાવે છે.)

માસીમા—વહુ બેટા આ પ્રસાદ લે તો.

વિજ્યા—(ગુસ્સાથી) નાખો ચૂલામા તમારો પ્રસાદ! વેદનાથી મારો જીવ જવા બેઠો છે, ને તમને પ્રસાદ સુઝે છે કોઇ દાક્તરણ કે મીડવાઇફને બોલાવવા કહું છું, ત્યાં તમારો જીવ જાય છે. ઓ બા, મરી ગઇ રે!

દયા—ભાભી, એવું શું કરતાં હશો. માતાજીનો પ્રસાદ તે તરછોડાય?

વિજ્યા—હાય, હવે શું કરં? મારો જીવ જાય છે. ઉંઉંઉં......(ચીસ પાડે છે.)

માસીબા—(સ્વાગત) માતાજી, સુવાવડ સુખરૂપ પાર પાડજે. પાંચ રૂપીઆની ગીરાઇ વહેંચીશ. નાળીએર ચઢાવીશ. ઓ નાથજી બાવા, બ્હારે ધાજો. બાપજી છોકરો થશે તો તારે ખોળે ધરીશ

(રતની અને શંકરપ્રસાદ આવી પ્હોંચે છે.)

માસીમા—રતની ચાલ માડી વહેલી ચાલ.

(રતની ઘરમાં જાય છે. ને ગંદા હાથે પોતાનાં અડાણુી ઉપાયો અજમાવે છે. બીજી બાજુ માસીબા વૈદરાજને તેડવા પોપટને મોકલે છે.)

## પ્રવેશ ૩ જો.

(સ્થળઃ શંકરપ્રસાદનાં ઘરનો આગલો ભાગ. રામજીભાઇ વૈદ્ય આવે છે. શંકરપ્રસાદ તેમને આવકાર આપે છે.)

શંકરપ્રસાદ—અ.વો વૈદરાજ.

(રામજીભાઇ વૈદ્ય ચપટી તપકીર નાકમાં ખોસી ખોંખારો ખાય છે.)

રામજીભાઇ—(ખોં, ખોં કરતાં) શું છે ભાઇ, શા માટે બોલાવ્યો?

માસીમા—ભાઇ, ક્યારથી વહુ પીડાય છે. છુટકારો થતો નથી. તેથી તમને બોલાવ્યાં.

રામજી—(રૂઆબથી) કંઇ એમા શું! (એક પડીકી ચમચીમાંથી બ્હાર કાઢે છે.) આ જુઓ અમારા બાપાજીએ ખાસ બનાવેલી શતપુટી અભ્રક ભસ્મ.........

પોપટ—(એક બાજુએ) એમને શતપુટી ચડતા ઓડી છતાં ભસ્મ કોણ જાણે ક્યારે થશે!

રામજી—આ આસવ અમારા બાપાજીએ બહુજ સંભાળપુર્વક સાચવેલો.

પોપટ—(એક બાજુએ) આ આસવ વાપરવાથી આંસુ સારવાનો વખત જલ્દી આવશે એમ લાગે છે!

રામજીભાઇ—અને આ બાપાજીનુંજ બનાવેલું "દ્રાક્ષારિષ્ટ"

પોપટ--(બાજુએ) પ્રભુ જાણે કે હવે આ ઉંટવૈદ કેવું અરિષ્ટ ઉભું કરશે!

રામજીભાઇ—( માસીબાને ) જુઓ, આ ભસ્મ મધમાં મેળવી આપી દો. અબઘડી ગુણ !

( એટલામાં વિજયાની કારમી ચીસ સંભળાય છે. )

પોપટ—બાપા હું દાકતરણને બોલાવી લાવું ?

શંકરપ્રસાદ—ગધેડા, બેસ છાનો, બોલ્યા. દાકતરણને તેડી લાવું ? શું કામ ? અક્કલ વગરનો !

રામજીભાઇ—પોપટ ! રે ગાંડા, અમારા વખતમાં ક્યાં હતી એવી દાકતરણો ? તે વખતે નો'તી થતી કે સુવાવડ ? ( પોપટ ચુપચુપ બેસી રહે છે. )

માસીબા—વૈદરાજ, હું તો દાકતરણને ઉંબરોએ ન ઓળંગવા દઉં. !

( રતનીથી કંઇ વળતું નથી. અને મંત્રેલુ પાણી, હેમગર્ભની માત્રા કેશર કસ્તુરી વિગેરે ઇલાજો કરવામાં આવે છે. માસીબા અનેક દેવ દેવીઓની બાધા, માનતા માને છે. ફાયદો કંઇ થતો નથી. રતની અનઘડ ઉપાયથી બચ્ચું ખેંચી કહાડે છે. મા અને બાળક તરતજ મરણ પામે છે. બધા પોક મૂકીને રડવા માંડે છે. )

## પ્રવેશ ૪ થો.

( પ્રો. ચંદ્રવદનનું દીવાનખાનુ. પ્રોફેસર અને ડૉ. શ્યામસુંદર વાતો કરતાં બેઠા છે. )

પ્રોફેસર—ડૉકટર, આજ કેટલાયે દિવસથી હું તમને પૂછું પૂછું, ને ભૂલી જાઉં છું. આજે ઠીક યાદ આવ્યું.

ડૉકટર—( વચ્ચે ) હા, ઠીક સ્મરણ કર્યું. તે દહાડે તમે કહેતા હતા તેમ આજે મને ફુરસદ છે. પૂછો, જે પૂછવું હોય તે.

પ્રોફેસર—મારો પ્રશ્ન ડૉકટર સાહેબ એ છે કે આપણા ગરીબ વર્ગમાં સુવાવડ વખતે આટલી દુઃખદ દુર્દશા કેમ થતી હશે !

ડૉકટર—તમારો પ્રશ્ન સહજ સ્પષ્ટ કરો તો ઠીક.

પ્રોફેસર—જેમને આપણે અભણ, અડાણી ને હલકા માનીએ છીએ એવા ભીલ દુબળા વીગેરે જાતિનાં લોકોને સુવાવડમાં હેરાનગતી ભોગવવી પડતી નથી. જંગલમાં પણ પ્રસૂત થનારી અથવા પ્રસૂત થયા પછી બીજેજ દહાડે મજુરીએ જનારી સ્ત્રીઓના દાખલા ઘણાંયે જોવામાં આવે છે. એ લોકોમાં સુવારોગ, કષ્ટ-પ્રસૂતી અને બાળમરણનું ભયંકર પ્રમાણ કદીયે જોયું છે ?

ડૉકટર—તમારો આશય હું સમજ્યો. મ્હેનત મજુરી કરનારી સ્ત્રીઓની સુવાવડ બહુ રહેલાઇથી ને સુખપૂર્વક પાર ઉતરે છે, એ વાત સાચી છે. અમેરિકાનાં રેડ ઇંડિયન્સ, આફ્રિકાનાં સિંધીઓ વિગેરે લોકોની સ્ત્રીઓને પ્રસૂતીનું કષ્ટ લેશ પણ સહન કરવું પડતું નથી. અને આપણી વાત ! સુખી અને શ્રીમાન કુટુંબની સ્ત્રીઓને પ્રસૂતિકાળ આવે કે, ડૉકટર, નર્સ કે મિડવાઇફની ધમાચકડી શરૂ થઇ જાય છે ! ને દિવસે દિવસે એમાં વધારો થતોજ જવાનો ! ખરેખર તમારો પ્રશ્ન મહત્વનો અને વિચારવા જેવો છે. એના તરફ સમાજ ન માફ થઇ શકે એવી બેદરકારી બતાવે છે, એ દુઃખજનક છે. આ વિષય વ્યાપક અને વિસ્તૃત હોવાથી એની સંપૂર્ણ ચર્ચા માટે એક આખો દિવસ પણ પૂરતો ન થાય.

પ્રોફેસર—વિસ્તૃત નહિ પણ કેટલીક સ્થૂળ રૂપરેખા આ વિષયની મને કહેશો તો બસ છે.

( એટલામાં ડાકટરનો નોકર તેમને તેડવા આવે છે. અને આ વિષય અહીં અટકે છે.)

ડૉકટર—પ્રોફેસર સાહેબ, અમને ઘડીની પણ ફુરસદ માગી ન મળે. અજ્ઞાનથી કે ભૂલથી રોગના ભોગ થઇ પડેલા લોકો

નિસર્ગ નિર્મિત આરોગ્ય મેળવી આપવું એજ મારૂં ઉચ્ચ અને પવિત્ર ધ્યેય હોવાથી મારે કેટલીયે વાર મારા પોતાનાં સુખને, વિનોદને અને વિશ્રાંતીને ઠોકરે મૂકી ફરજ બજાવવી પડે છે. ઠીક કાલે આપણે આ વિષયની ચર્ચા કરીશું.

( ડૉકટર જાય છે. )

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

( સ્થળ—ડૉ. શ્યામસુંદરની ડીસ્પેન્સરી. ડૉ. કુસુમકુમારી શાહ, એમ. ડી. ડોકટરની રાહ જોતાં મેડીકલ જર્નલના પાનાં ફેરવી રહ્યાં છે. થોડીવારે ડોકટર આવે છે. )

કુસુમ—ડોકટર, કેટલી વાર ? ક્યારથી રાહ જોઉં છું. તમે પણ ઠીક કસી મરી ધીરજને !

ડોકટર—( વિનોદમાં ) ઓહો, કોણ એ ? ડોકટર કુસુમકુમારી શાહ, દીલગીર છું. ક્ષમા કરજો.

કુસુમ—ઠીક પણ ડોકટર પેલી યોજના માટે તમે શી વ્યવસ્થા કરી તે કહો.

ડોકટર—ઠીક યાદ કર્યું. તે દિવસે હું શેઠ વેણીદાસને ત્યાં ગયો હતો. આખી યોજના સમજાવી. તેમણે પોતાના ગત પત્નીના સ્મરણાર્થે આ કાર્યમાં મદદ તરીકે પંદર હજાર રૂપીઆ આપવા કબુલ કર્યા છે. બીજી પણ કેટલીક મદત આપવાનું આશ્વાસન તેમણે આપ્યું છે.

કુસુમ—શરૂઆતમાં સફળતા તો સારી મળી ગણાય.

ડોકટર—કેમ ન મળે ? અગત્યમાં બળ હોય તો સફળતા મળેજ.

કુસુમ—પણ ડોકટર, એક બીજી વાત તમે જાણો છો ?

ડોકટર—( અધીરાઇથી ) શી ?

કુસુમ—પેલા શંકરપ્રસાદની પત્ની મરણ પામી. અત્યંત ખેદજનક સ્થિતિમાં.

ડોકટર—શાથી ?

કુસુમ—કેળવાયલી, કુશળ નર્સની સહાયના અભાવે બિચારીને પરલોકનો રસ્તો લેવો પડયો. કહે છે કે સુવાવડ માટે કોઇ અનઘડ દાયણને બોલાવવામાં આવી હતી.

ડોકટર—માય લોર્ડ ! કેવું ઘોર અજ્ઞાન આપણા લોકોનું ! પ્રભુ જાણે આવી ને આવી સ્થિતિ ક્યાં સુધી રહેશે !

કુસુમ—આમ બોલ્યે ન ચાલે. સ્થિતિને સુધારવી એ આપણા હાથની વાત છે. મનુષ્ય દૃઢ પ્રયત્ન કરે તો આજે નહિ તો કાલે નિઃસંશય યશ મેળવે.

ડોકટર—વારૂ પણ એ શંકરપ્રસાદની સવિસ્તર હકીકત મારે જાણવી છે. કહેશો ?

કુસુમ—મારે હવે ડિસ્પેન્સરીમાં જવુંજ જોઇએ. કાલે મળીશ. ચાલો, ડોકટર, જયજય.

( ડોકટર કુસુમ શાહ જાય છે. )

### પ્રવેશ ૨ જો.

(સ્થળ—પ્રો. ચંદ્રવદનનું દિવાનખાનું ડોકટર શ્યામસુંદર અને પ્રોફેસર વાત કરતાં બેઠા છે)

ડોકટર—ત્યારે, આપણે ગઇ કાલનો વિષય શરૂ કરીએ. ઉચ્ચ કહેવાતી કોમોમાં પ્રસૂતિ-કાળે દુઃખદ દશા કેમ ઉભી થાય છે, એ તમારો પ્રશ્ન ખરૂં ને ?

પ્રોફેસર—હા, એ વિષયની સ્થૂળ રૂપરેખા હું જાણવા માંગું છું.

ડોકટર—પ્રોફેસર સાહેબ, આજકાલ આપણા દેશમાં જે ભયાનક શારીરિક હ્રાસ થતો જાય છે, અને તેને લીધે જે શારીરિક અવનતિ નજરે પડે છે. તેજ આનું મૂળ ને સબળ કારણ છે આ નાશના સર્વ કારણોની ચર્ચા કરવા માટે એક ગ્રંથ લખવો પડે છતાં ટુંકમાં કેટલાક કારણો કહું છું. પૌષ્ટિક અને સાત્વિક

આહારનો અભાવ ગોવધ અને તેને લગતાં બીજાં કારણોને લીધે દુધ ઘીની અછત, વ્યાયામ વિષે બેદરકારી, વર્તમાન જીવનકલહ અને ઉદ્યોગ ધંધાને લીધે શારીરિક આરોગ્ય પર થતી ભયંકર અસર, પરભાષા દ્વારા અપાતું શિક્ષણ, અનેક વિષયોથી મગજપર વધી જતો ભારે બોજો, ચહા, કોફી, દારૂ, બીડી, વગેરે ઘાતક વ્યસનોનું વધતું જતું પ્રમાણ, બ્રહ્મચર્યવ્રત પાલન પ્રત્યે અક્ષમ્ય બેદરકારી, બાળલગ્ન જેવા અનિષ્ટ સામાજીક રિવાજો અને ધર્મ ને નીતિના બંધનોની શિથિલતા વગેરે. એ સિવાય એક બીજું મહત્વનું અને મૂળ કારણ જોઇશું તો તે આરોગ્ય શાસ્ત્રનું સંપૂર્ણ અજ્ઞાન. સેંકડે પંચાણું ટકા લોકો શરીરનાં આરોગ્ય, દિર્ઘાયુષ્ય ને સ્વચ્છતા ( અંગત કે સાર્વજનિક ) વિષે લેશ પણ જ્ઞાન ધરાવતાં નથી ! તો પછી આપણા આજનાં યુવકોનું આરોગ્ય અત્યંત શોકજનક હોય તો શી નવાઇ ?...

પ્રોફેસર-( વચ્ચે ) પણ તમે મૂળ વાત તો છોડીજ દીધી !

ડોક્ટર-હા, તેપણ કહું, ધીરજ રાખો. આ સર્વ પરિસ્થિતિનું પરિણામ આપણને સર્વને સહન કરવું પડે છે. એ આપણે જોઇ રહ્યા છીએ. આપણા દેશનું ભયંકર મરણ પ્રમાણ જોતાં મારા કથનની સત્યતા જણાઇ આવશે.

મૂળમાંજ દેશમાં બાળલગ્નનું પ્રમાણ વધારે છે. તેમાંજ અકાળે અને દિલ કંપી ઉઠે એવા ફલાજોથી થતું રજોદર્શન, અવયવો પૂરેપૂરા ખીલવા પામે તે પહેલાં સ્ત્રીસમાગમનો વિધિ, કજોડાથી અથવા અપક્વ દશામાં ગર્ભ ધારણ, ઘરનાં કલેશાદિથી ગર્ભવતી સ્ત્રીનું બગડેલું આરોગ્ય, સુવાવડમાં જ્યાં ત્યાં જણાતી અસ્વચ્છતા; આ બધાની અસર આપણી નિર્દોષ બહેનોપર થયા વગર ભાગ્યેજ રહે ! આથીજ આપણામાં સુવાવડ પછી બીજો જન્મ મળ્યો એમ માનવામાં આવે છે.

આ કારણને લીધે જ આપણા દેશમાં આજે કેટલીએ સ્ત્રીઓ પ્રસુતિ વેળા એજ અથવા તો ત્યાર પછી સુવારોગ જેવા ભયંકર રોગથી પછડાઇ આજે નહિ તો કાલે મરણને શરણ થાય છે. અને બાલ મરણ વિષે તો કાંઇ કહેવાપણું જ નથી ! આખા જગતમાં એ બાબતમાં હિંદનો નંબર પ્રથમ આવે છે. આખી લોક સંખ્યાના એક પંચમાશ જેટલું બાલમરણ પ્રમાણ આપણે ત્યાં છે ? ન્યૂયોર્કમાં હજારે ૭૧ બાલકો મરણ પામે છે ત્યારે આપણા મુંબઇમાં એ સંખ્યા ૫૫૬ થી પણ વધી જાય છે ! કેટલો ભયંકર સંહાર !

પ્રોફેસર--ડોક્ટર આજે તમારી વાતથી મને ઘણું જાણવાનું મળ્યું. ખરેખર, આપણી બહેનોની આ દયાજનક દશા જોઇને દિલ દુઃખથી ઉભરાઇ જાય છે. ડોક્ટર, આ દશામાંથી મુક્ત થવાને કોઇ યોજના યોજી શકાય કે નહિ ?

ડોક્ટર—હા, શા માટે નહિ ? પણ એ વિષે આપણે કાલે વાત કરીશું, કેમકે એજ કાર્યને માટે ડૉ. કુસુમકુમારી શાહ મારે ત્યાં આવવાના છે માટે તમે પણ મારે ત્યાં આજે પધારજો. ચાલો જય જય.

પ્રોફેસર—જય જય.

( ડોક્ટર જાય છે. )

## પ્રવેશ ૩ જો.

( સ્થળઃ--ડૉ. શ્યામસુંદરની ડિસ્પેન્સરી. ડૉ. શ્યામસુંદર, ડૉ. કુસુમ શાહ અને પ્રોફેસર ચંદ્રવદનનો વાર્તાલાપ. )

ડોક્ટર-શેઠ વેણીદાસે ગઇ કાલે પેલા પંદર હજાર રૂપીઆ મને આપી દીધા છે.

ડૉ. કુસુમ—ત્યારે હવે શી યોજના કરીએ ?

ડૉક્ટર—મેં એક યોજના તૈયાર કરી છે.

પ્રોફેસર—( અધીરાઈથી ) તે યોજના શી છે ?

ડૉક્ટર—આપણે ' સ્વાસ્થ્ય સંરક્ષક સમિતિ ' નામથી એક સંસ્થા સ્થાપીએ. તેને માટે એક કાયમી ફંડ ભેગું કરીએ. સમિતિનો મુખ્ય ઉદ્દેશ આખા જનસમાજનાં આરોગ્ય સુધારવાનો રાખીએ છતાં સ્ત્રીઓનાં અને બાલકોનાં આરોગ્યનો અને સુવાવડની સારવારનો સવાલ પ્રથમ હાથ ધરીએ.

ડૉ. કુસુમ—તમારી આ યોજના ખરેખર પ્રસંશનિય છે. હું એમાં બને એટલી સ્હાય કરવા એક પગે તૈયાર છું.

ડૉક્ટર—( વિનોદથી ) હા, તમારો એક પગ અને મારો એક પગ મળીને બે પગ થયા. પછી આપણી સંસ્થા કેમ ન ચાલે ?

પ્રોફેસર—પણ તમારા બે પગને મારી લાકડીના ટેકાની જરૂર પડે તો શેનો ?

ડૉ. કુસુમ—પ્રો. સાહેબ, અમારી સંસ્થાને માત્ર બેજ પગની જરૂર છે એવું નથી. ' અધિકસ્ય અધિકં ફલં ' !

ડૉક્ટર—ચાલો, હવે આ વિનોદ અહીંજ પડતો મુકીશું અને આ મહત્વના કાર્યનોજ વિચાર કરીશું.

પ્રોફેસર—હવે આ સમિતિ પ્રથમ કયા કાર્ય હાથ ધરશે તે કહેશો ?

ડૉ. કુસુમ શાહ—તે આ રહ્યાં. ભાષણો, ભીઝર્ટર્ન તથા સિનેમા અને લેખો દ્વારા જનસમાજમાં આરોગ્ય વિષેનું જ્ઞાન ફેલાવવું, આરોગ્ય, વૈદક, શરીરશાસ્ત્ર વગેરે વિષયોના પુસ્તકો, માસિકો વગેરેથી ભરપૂર એવા વાંચનાલયો શહેરનાં મુખ્ય મુખ્ય ભાગમાં ખોલવાં; બાલસ્વાસ્થ્ય સંરક્ષક કાર્યાલય, દવાખાનાં અને સુતિકાગૃહો ઉઘાડવા; ગરીબ તથા નિરાધાર રોગીઓના ઘરે જઈ તેમના ઓસડ-પાણીની વ્યવસ્થા કરવી, સ્વયંસેવકોનું મંડળ ઉભું કરવું; કેળવાયેલી સ્ત્રી ડૉક્ટરો, નર્સીસ અને દાયણો મારફતે સ્ત્રીસમાજમાં સુવાવડને લગતી માહિતીનો ફેલાવો કરવો; આરોગ્ય ખરાબ કરનારી બાબતોને શોધી કાઢી તેનો નાશ કરવા માટે મ્યુનિસિપેલીટીનું ધ્યાન ખેંચવું; વિવિધ સ્થળેથી વિદ્વાનોને બોલાવી ભાષણો અપાવવાં. અને ' સ્વાસ્થ્ય સપ્તાહ ' ઉજવવા. આવા અનેક કાર્યો કરી શકાય !

પ્રોફેસર—અધધધ ! કેટલો જબરદસ્ત આ કાર્યક્રમ ! પણ આટલા બધા કાર્યો શી રીતે અમલમાં મૂકી શકાય ?

ડૉક્ટર—પ્રોફેસર સાહેબ, જેમ જેમ સંસ્થાની આર્થિક સ્થિતિ સુધરતી જશે, અને જેમ જેમ સંસ્થાના સ્તુત્ય તથા ઉપયુક્ત કાર્યનું મહત્વ લોકો સમજતા જશે, તેમ તેમ એક એક નવું કામ સંસ્થા હાથ ધરતી જશે.

પ્રોફેસર—પણ પ્રથમતઃ કયું વિધાયક કાર્ય આપણે હાથ ધરીએ ?

ડૉક્ટર—' સુવાવડ અને બાલઉછેર ' એ બે બાબતો પ્રથમ, હાથમાં લેવી જોઈએ. સૌથી પહેલી આવશ્યકતા એનીજ છે.

ડૉ. કુસુમ શાહ—ઠીક ત્યારે, હવે આપણે ઉઠીશું.

( બધા જાય છે. )

## અંક ૩ જો

### પ્રવેશ ૨ જો

( શેઠ મંગળદાસનું નિવાસસ્થાન શેઠના મુનીમ મુળજીભાઈ જહાર ચોપડા લઈને બેઠા છે. )

મંગલી—( ગભરાટથી ) મુનીમજી, મુનીમજી, શેઠને બોલાવો ! બાઈ સાહેબ બહુ ગભરાય છે.

મુળજીભાઈ—( અધીરાઈથી ) એટલે, શું થાય છે ?

મંગળી—સુવાવડ થશે એમ લાગે છે. બાઇ બેભાન થતાં જાય છે.

મુળજીભાઇ—(ઉતાવળથી) ઓ દામુ, મોટર લઇજા અને શેઠને જલ્દી બોલાવી લાવ.

(થોડી વારે શેઠ મોટરમાં આવે છે)

શેઠ—(ગભરાટ ભર્યા સ્વરે) કેમ મુળજીભાઇ શું છે ?

મુળજીભાઇ—શેઠાણીની તબીયત વધુ બગડતી જાય છે.

શેઠ—તો પેલી રતની દાયણને કેમ ન બોલાવી ?

મુળજીભાઇ—સાહેબ ક્ષમા કરજો, એ દોઢ ડાહી રતનને ભૂલ્યે ચૂક્યે પણ ન બોલાવશો.

શેઠ—(આશ્ચર્યથી) કારણ ?

મુળજીભાઇ—શેઠ સાહેબ, તે દિવસે મારા મિત્ર શંકરપ્રસાદની પત્ની એ રીતે મરણ પામી! સુવાવડ જેવા પ્રસંગમાં બેદરકારી રાખવાથી તે બિચારી મરણ પામી. તે તો કોઇ કેળવાયલી નર્સ કે ડાકટરણને બોલાવવા કહેતી હતી પણ કોણ સાંભળે ? રતનીના અણઘડ ઇલાજો અજમાવાયા ! અને અંતે પરિણામ ખરાબ આવ્યું ! આ બધું મેં મારી નજરે દીઠું છે. માટે કહું છું કે અભણ ગંદી દાયણનાં ઉપચારોને આશરે સુવાવડ જેવા પ્રસંગમાં કદી ન રહેવું.

શેઠ—ત્યારે હવે તમારી શી સલાહ છે ?

મુળજીભાઇ—મારી તો એ સલાહ છે કે કોઇ હોંશીયાર કેળવાયલી ડાકટરણને જ બોલાવવી.

(એટલામાં શેઠ વેણીદાસ આવે છે.)

વેણીદાસ—જય શ્રી કૃષ્ણ શેઠ મંગળદાસ! આ શી ધમાલ છે ?

શેઠ—કંઇ નહિ પ્રસુતિકાળનો સમય છે. ઘરનાં બૈરાંઓ કહે છે કે સુવાવડ સ્હેલાઇથી થાય એમ લાગતું નથી. કોઇ ડૉકટરને બોલાવવાની તજવીજ કરીએ છીએ.

વેણીદાસ—અરે અત્યાર સુધી મને કેમ ન જણાવ્યું ? આવા કેસો તો હમણાંજ વિલાયતથી પાસ થઇ આવેલાં જાણીતાં ડૉ. કુસુમકુમારી શાહનેજ સોંપવા જોઇએ. હું તેમને સારી રીતે ઓળખું છું. મુળજીભાઇ દામુને મોટર લઇને મોકલો. ડૉ. કુસુમકુમારીને તરત બોલાવી લાવે.

(મોટર લઇને દામુ જાય છે.)

## પ્રવેશ ૨ જો.

(સ્થળ—શેઠ મંગળદાસનું ભવ્ય મહાલય. ડૉ. કુસુમકુમારી હથિયારની બેગ લઇને મોટરમાં આવે છે.)

વેણીદાસ—આવો ડૉકટર, તમને થોડો શ્રમ આપવો પડયો. ક્ષમા કરજો.

ડૉ. કુસુમ—(હસીને) શેઠ, એ બધો વ્યવસાયજ એવો છે. એમાં શ્રમ શાનો! ઠીક પણ મને શા માટે આટલી ત્વરાથી બોલાવી!

(ડૉ. કુસુમને ઘરમાં લઇ જાય છે. ડૉ. ગરમ પાણીમાં દવા નાંખી હાથ સાફ કરે છે. તપાસતાં કુદરતી રીતે સુવાવડ થાય એમ ન લાગવાથી ચીપીયાનો ઉપયોગ કરી ફતેહમંદીથી બચ્ચું જન્માવે છે. પુત્રરત્ન પ્રાપ્તિથી શેઠ મંગળદાસ અને આપ્તજનો ખુશી થાય છે. ડૉ. કુસુમકુમારી સર્વ કાર્યથી પરવારી બહાર આવે છે.)

શેઠ મંગળદાસ—ખરેખર ડૉક્ટર, તમારો અનંત ઉપકાર થયો. તમારા આ ઉપકારનો બદલો વાળવા હું અસમર્થ છું.

ડૉક્ટર—એમાં શેનો ઉપકાર ? વ્યાધિગ્રસ્ત તથા સંકટગ્રસ્ત જનોને નિઃસ્વાર્થ વૃત્તિથી સહાય કરવી એ તો અમારૂં કર્તવ્ય છે. અને એજ ધ્યેયાનુસાર મેં મારૂં જીવન ગાળવાનો નિશ્ચય કર્યો છે. પણ હવે રજા લઇશ.

મુળજીભાઇ—(શેઠને બાજુએ લઇ જઇને) એમની ફીનું શું ?

મંગળદાસ—એમને પાંચ સો સોની નોટો આપો. (મુળજીભાઈ ઘરમાંથી નોટો લાવી ડોક્ટરને આપે છે.)

ડોક્ટર—અરે, આ શું?

મંગળદાસ—(હાથ જોડી) મારી આ અલ્પ ભેટ; ફૂલ નહિ તો ફૂલની પાંખડી સ્વીકારી આભારી કરશો.

ડોક્ટર—નહિ, નહિ, મારે તો તમારી પાસે એક પૈસો પણ નથી લેવો. માત્ર અમે સ્થાપેલી સંસ્થાને બને તેટલી મદદ કરવા તમને આગ્રહપૂર્વક વિનવું છું. તમારા ઉદાર મિત્ર શેઠ વેણીદાસ એ સંસ્થાની સર્વ હકીકત જણાવશે. હવે મારે જવુંજ જોઇએ. કાલે મળીશ.

(ડો. કુસુમકુમારી જાય છે.)

મંગળદાસ—(આશ્ચર્યથી) જોયું વેણીદાસ! કેટલી નિષ્કામવૃત્તિ! મારા આશ્ચર્યનો તો પારજ ન રહ્યો.

વેણીદાસ—હા, એમણે પોતાનું જીવન આ કાર્યનેજ સમર્પણ કરી દીધું છે.

મંગળદાસ—ઠીક ત્યારે, એ સંસ્થાની હકીકત કહેશો?

(શેઠ વેણીદાસ 'સ્વાસ્થ્ય સંરક્ષક સમિતિ' ની બધી હકીકત કહે છે. મંગળદાસને યોજના પસંદ પડે છે. મંગળદાસ ગામ બ્હારનો પોતાનો વિશાળ બંગલો સંસ્થાને આપી દેવાનું વચન આપે છે. શેઠ વેણીદાસ જાય છે)

## પ્રવેશ ૩ જો.

(સ્થળ—ડો. કુસુમકુમારી સાહેબનો કન્સલ્ટીંગ રૂમ. ડો. કુસુમકુમારી "માઇક્રોસ્કોપ"-માં રક્ષાબ્ધ તપાસી રહ્યા છે. એટલામાં ડો. શ્યામસુંદર આવે છે.)

ડો. કુસુમકુમારી—આવો ડોક્ટર, કાંઇ નવલા સમાચાર?

ડોક્ટર—ગઇ કાલે એક પારસી ગૃહસ્થે આપણી સંસ્થાને રૂપીઆ એક હજાર આપવાનું કબુલ કર્યું છે. અને મ્યુનિસિપાલિટીએ પણ દર વર્ષે રૂા. ૫૦૦ આપવાની કબુલાત આપી છે. આ તો બધું બરાબર થાય છે પણ—

ડો. કુસુમકુમારી—પણ, કહીને અટકયા કેમ? આગળ ચલાવો.

ડોક્ટર—કાર્યની તરત શરૂઆત કરવા માટે એક મકાનની આવશ્યકતા છે. તે કયારે મળે એની મને ચિંતા થયા કરે છે.

ડો. કુસુમ—હા, એ એક મુશ્કેલી છે ખરી. પણ પ્રભુ કૃપાથી આપણી એ મુશ્કેલી ઝટ ટળી જશે. વારૂ, પણ એને માટે જનસમાજને જાગૃત કરવા માટે આપણે શા પ્રયત્નો કરવા જોઇએ તે કહેશો?

ડોક્ટર—હાલ તો એકજ ઉપાય, વ્યાખ્યાનોદ્વારા જનસમાજને સર્વ માહિતી સરલતાથી સમજાવવી.

(એટલામાં શેઠ મંગળદાસના મુનીમ મુળજીભાઇ એક પત્ર લઇ આવે છે ને ડો. કુસુમકુમારીને આપે છે. તેમને ખુરશીપર બેસાડી ડોક્ટર પત્ર વાંચે છે.)

ડો. કુસુમકુમારી—(આનંદથી) લો ડોક્ટર સાહેબ, હમણાંજ આપણે વાત કરી તે પ્રમાણે પ્રભુની કૃપા!

ડોક્ટર—(આશ્ચર્યચકિત થઇ) એટલે? એવું તે એમાં શું છે?

ડો. કુસુમકુમારી—ગઇ કાલે મને શેઠ મંગલદાસે બોલાવી હતી. પ્રથમનો મને સહજ આશ્ચર્ય થયાં. ત્યાં ગઇ તો બાઇ સાહેબ ગભરાતાં હતાં. મેં ઉપચારો કર્યા અને સુખ રૂપ પ્રસુતિ થઇ.

ડોક્ટર—પછી?

ડો. કુસુમ—તેમણે મને પાંચસો રૂપીઆ આપવા માંડયા. પણ મેં તો માત્ર આપણી સંસ્થાને બને એટલી મદદ કરવાની વિનંતી

કરી એક પૈસો પણ ન લીધો. શેઠ વેણીદાસ ત્યાં બેઠેલા હતાં તેમની પાસે સંસ્થાની માહિતી મેળવવાનું કહી હું ત્યાંથી બીજા દરદી માટે ચાલી ગઈ.

ડૉક્ટર—( વિનોદથી. ) પછી તેમણે કાંઇ આપ્યું કે નહિ ?

ડૉ. કુસુમ—આ તેમનો પત્ર જુઓ. તેમણે તેમનો સુંદર બંગલો " સૂતિકાગૃહ " ( મેટરનીટી હોમ ) માટે આપી દીધો છે !

ડૉક્ટર—ઓ હો, તમારા સંકલ્પની સિદ્ધી થઇ ખરી !

મુળજીભાઇ—( અધવચ્ચે ) પણ હવે ચાલશોને ? સૌ રાહ જોતા હશે.

ડૉ. કુસુમ—ચાલો ડૉક્ટર !

ડૉક્ટર—વળી ક્યાં ?

ડૉ. કુસુમ—અરે, શેઠ મંગળદાસે આજે આપણને ગાર્ડનપાર્ટીમાં બોલાવ્યા છે.

( બધા શેઠ મંગળદાસને ત્યાં ગાર્ડન પાર્ટીમાં જાય છે પાર્ટી પછી કેટલાક ગૃહસ્થો સાથે ઓળખાણ થાય છે. અને સંસ્થાને વધુ સહાય મળે છે. )*

* ગૃહલક્ષ્મીના આધારે.

# દાણલીલા.

(લોકગીત)

સંગ્રાહક: રા. મૂળશંકર પ્રેમજી વ્યાસ.



નહિ આવું હો, નંદજીના લાલ રે,
મેઠાં અમારાં રે;
વાલા વળગોમાં, વિઠ્ઠલરાય રે,
અમે નહિ તમારાં રે.
કાન તારે ને મારે આજ રે,
થાશે જોયા જેવી રે;
મારે માથે છે મહી કેરાં માટ રે,
ગોરસ ઢોળી રે.
કાન કાંકરડી મત નાખ રે,
વળતાં વાગે રે;
મારી સાસુડી ચતુર સુજાણ રે,
ઝબકીને જાગે રે.
તમે આયરીયાંની જાત રે,
કંઈ ના જાણો રે;
મારી લાખ ટકાની લાજ રે,
એકવાર રાખો રે.






લેખક રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ.

ઉન્હાળાની રજાઓ પૂરી થઇ. વિદ્યાલયો ઉઘડ્યાં. મેટ્રિક પસાર થયેલા યુવાનો કોલેજમાં દાખલ થવા શહેરો તરફ ઉપડવા લાગ્યા. યુવાન મુખારવિંદ પર નવીન પદવી પ્રદર્શિત કરવા, અતિશય ગંભિર દેખાવા તેઓ પ્રયત્ન આદરતા. આગળ વધેલા વિદ્યાર્થીઓ કરતાંય એમનું શાણપણ વધી જતું લાગતું. એમનો દેખાવ જ તદ્દન જુદો પડી આવતો. વિશ્વવિદ્યાલયી કહેવરાવવાનો લ્હાવો લેવાનો સમય આવી લાગ્યો હતો. છોકરવાદીના પિંજરમાં પૂરાઇ રહેલા આજે સ્વતંત્ર વાતાવરણમાં ઉડવા સમર્થ હતા. પોતાના એક કુમારજીવન પર તુચ્છકારથી દૃષ્ટિપાત કરતા અવનવા સ્વાંગમાંજ સૃષ્ટિ આગળ ઉપસ્થિત થયા હતા.

રેલ્વે ટ્રેઇનના ઇન્ટર ને ત્રીજા વર્ગના ડબ્બાઓ વિવિધ પ્રકારના લોકોથી ઉભરાતા. બૈરાંના ખાસ ડબ્બામાં પણ વાડામાં પૂરાયલાં ઘેટાંની કળા દૃષ્ટિગોચર થતી. છતાંય એટલી ન્હાની જગ્યામાં પણ તેઓ નિરાંતે આનન્દમાં બેઠેલાં જણાતાં. ' દશ માણસો બેસે ' વાળી રેલ્વે કમ્પનીની નોટીસ આભી બની અવમાનિત નજર ફેંકી રહી હતી–રેલ્વે કંપની નહિ.

મધ્યરાત્રિનો સુમાર થયો હતો. ટ્રેઇન પાટા પર ધમધમાટ દોડી રહી હતી. ઉતારૂઓને ઝોકું પણ આવતું નહિ. થર્ડક્લાસની ભીડમાં નિદ્રાને સ્થાન મળે ખરું ! શાન્ત રજની પણ રેલ્વેના ઘસારે કમ્પતી ભાસતી. અન્ધારઘેરી રાત્રિમાં એક બે તારલા, આગીઆના ઉડતા પ્રકાશ ને પાટાની બાજુમાં જ ઉડતા તણખાના ચમત્કાર માત્ર આંખને આનન્દતા. એન્જીનના ધુમાડાનાં કાળાં વાદળાં બન્ધાઇ ત્વરાથી ઉંચે ચઢી રહ્યાં હતાં. અવારનવાર આવતો વીજળીનો ઝબુકો ઉતારૂઓનાં અન્તર વીંધી નાંખતો, એમના દેહમાં પણ વસી રહેલા જવલંત આત્માની ઝાંખી કરાવતો. અન્ધકારને ઓથે અવની અદૃશ્ય થઇ હતી.

બારીઓ ઉઘાડી હોવા છતાં બ્હાર કશું પ જણાતું નહિ. ગાડીની અંદર ઉતારૂઓને માંડ ઉભા રહેવાની સગવડ મળે એટલીએ જગ્યાની છૂટ આપવામાં રેલ્વે કમ્પની પાપ માનતી, છતાંય સ્ત્રીઓ તો ગાઢ સખીભાવથી વાતે વળગી હતી. ટ્રેઇનમાં પ્રવાસ કરતાં એમને એ આકસ્મિત સંયોગ હતો તે વાત વિસરાઇ ગઇ હતી. અવનીની અવતાર લીલા યા મનના કલ્પના તરંગમાં પણ ફરી મળવાનો સંભવ ન હોતો. આખાય સ્ત્રી સમૂહમાં એક કાઠિયાવાડમાં ઉછરેલી ગુજરાતી બાઇ વાતચીતમાં વચ્ચેજ આગળ પડતો ભાગ લેતી. સ્વપ્નસૃષ્ટિમાંથી યે ઉઠી ગયેલી યુવાનીમાં પાંથી પાડતી હશે એ સ્થાને અત્યારે સિન્દૂરરેખા જણાતી. એકાન્તતા સાક્ષી રહી હોય તેમ તે પણ સ્વપતિમાથી શરમાતી. એણે ખભે શાલ વીંટી હતી. અલંકારથી સાદેલાં અંગનુ પ્રદર્શન કરતા ખાસ

સંભાળ લેતી પરન્તુ દન્તાવલિવિહોણું એ વદન ધોળીને ય કદરૂપું લાગતું. પુષ્કળ ભીડ હતી છતાંય કેટલાક સાલ્લા, એલ્યુમિનિઅમનો એક ન્હોટો લોટો ને શાકતરકારી વગેરેથી વીંટાયલું એક મ્હોટું પોટલું પાટીઆ પર આડું રાખી અઢેલીને તે બેઠી હતી. આગ્રહથી આણી રાખેલો દેખાવ સ્વાશ્રયના સિદ્ધાન્તમાં એની નિશ્ચલતા પ્રગટ કરતો.

બાજુમાં નિશાળે જતી એક ન્હાનકડી બાલા નજરે પડતી. સુધરેલા કુટુમ્બની જણાતી. હાથ પણ પરાણે મૂકાય તેટલી જગ્યા પર કોકડું વળી તે બેઠી હતી. ટ્રેનના ધબકારે તાલ સાચવતાં પેલી વૃદ્ધાનાં પાસાદાર અંગો એ કુમળી કળીમાં ખૂંપી જઇ પ્રવાસની લ્હાણ પરખાવતાં. પરન્તુ થોડી વાર પછી એ બાઇને પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો હોય તેમ જણાયું “ બેટા ! માફ કરજે ” તે વૃદ્ધાએ પેલી બાલાને કહ્યું. “ઘરડા માણસને થાંભલાની માફક ટટાર બેસી રહેવું કેટલું અશક્ય છે તે તું સમજે છે. ત્હારી ઉંમરની હું હતી ત્યારે તો દસ દસ રાતો આમ ને આમ બેસી રહેતી. એવા પરિશ્રમની મ્હને જરાય વિસાત ન્હોતી.” બિચારી બાલા! ઉતારૂઓના ધમસાણમાં પહેલેથીજ અતડું લાગતું હતું ત્યાં ઉપર પ્રમાણે વચનામૃતો ઝીલવાં પડ્યાં તેથી એની તો એ શરમાઇ ગઇ કે આછા સ્મિતથીજ પ્રત્યુત્તર વાળી શાન્ત બની ગઇ.

ડબ્બામાં બીજી બે બાલિકાઓ પણ હતી. તેમનાં વદન પર તન્દુરસ્તીની ચોકખી છાપ હતી. તેમણે આસમાની રંગનાં રેશમી પોલકાં પહેર્યાં હતાં. એમના શ્યામ મુખમંડળ સાથે મળતાં ન આવવાથી વિચિત્ર લાગતાં. પોતાના યુવાન જીવનના વિષાદની વાતોમાં તલ્લીન બની ગયાં હતાં. અજાણ્યા સમૂહમાં પોતાની છૂપી વાતો જરા પણ સંકોચ વિના અવિરત વહેવરાવી તેઓ કદાચ સાન્ત્વન પામતાં હશે. પેલી વૃદ્ધાને પણ તેમની વાતોમાં રસ પડ્યો જણાતો હતો. એક બાલાની મા મરી ગઇ હતી. બીજીની બ્હેન જીવતી ન્હોતી. એકનો પતિ તેના પર ભાવ ન્હોતો રાખતો. બીજીની સાસુ તેના પર દોર ચલાવતી. આમ વાતો ચાલતી. એટલામાં પેલી ડોસીનો પેલી નિશાળે ભણતી બાલા પર ઓચિન્તો મિજાજ ગયો “ અલિ એય ! સાંભળે છે ? ત્હેં ત્હારાં ઘરેણાં કેમ નથી પહેર્યાં ? પરણેલી છે, સવાસણ છે, વળી ઘરડી પણ નથી થઇ ગઇ છતાંય આમ બેદરકાર કેમ ! ત્હારે બા ! શું દુઃખ છે?” એ બે બાલામાંથી એક મ્હોટી હતી તેણે જવાબ વાળ્યોઃ “ માજી ! દુઃખનો તે કાંઇ પાર છે ? પરંતુ ગણાવે શો ફાયદો ? મ્હારી ભત્રીજીના લગ્નમાં હું મ્હારે પીએર ગઇ હતી. ત્યાં કમનસીબે મ્હારાં અર્ધાં ઘરેણાં ચોરાઇ ગયાં. મ્હારી સાસુએ એ વાત જાણી ત્યારે એવાં તો મ્હેણાં માર્યાં કે કોઇએ સાંભળ્યાં હોત તો મ્હનેજ ચોર માની લેત. હું તો સ્હામો જવાબજ શાનો વાળું ? દીકરાને વેગી એકઠું કરેલું ઘરેણું ખોવાય તે સહુને ય સાલે. નુકસાન થયું તે માટે એમની તરફથી દિલાસો મળે તેની તો આશાજ રાખવાની નહિ. તેથીજ બાકીનાં ઘરેણાં ન પહેરવાના મ્હેં સોગંદ લીધા છે. આવું કાંઇ થાય છે ત્યારે એ લોકો મ્હારા બાપને નાહક ગાળોથી વધાવે છે. એ સાંભળી મ્હારું હૃદય તો ભેદાઇ જાય છે. એથી તો કશું ન પહેરીએ એજ સારું. ”

પેલી નિશાળે જતી બાલાના સુંવાળા અંગોમાં પેલી વૃદ્ધાએ ધીમેથી પોતાના ઘુંટણો ગોદાવ્યા–“ પણ ઢોળ ચડાવેલાં ઘરેણાં લાવી પેલાં ચોરાયલાં ઘરેણાંની જગાએ કેમ ન જોડવી દીધાં ? એ વખત તો શિક્ષામાંથી બચી જવાત ને પૈસા આવત ત્યારે નવાં

ઘરેણાં લાવી તેમની જગ્યાએ પાછાં મૂકી દેવાત."

"બ્હેન !" એ બાઇની ઓળખીતી એક બાઇ બોલી ઉઠીઃ "ત્હમે તો લોકોને અજબ શિખામણ આપતાં જણાવ છો. પ્રવાસમાં પણ ત્હમારે એમ કર્યા વિના ચાલતું નથી." "અહા !" પેલી વૃદ્ધાએ જવાબ વાળ્યોઃ "બીજાનાં દુઃખ જોઇ મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. એને દુઃખ પડ્યું ત્યારે તે આંસુ સારતી હતી; એટલે એને સલાહ આપવાની મ્હારી ફરજ નહિ ? પ્રભુએ મ્હને ઉમ્મર ને અનુભવ આપ્યો તો મ્હારે બીજાને મદદ ન કરવી ? મ્હારી પાસે તો બધાંય દુઃખના ઇલાજ તૈયાર છે."

ટોળામાં એક ન્હાની માતા પણ હતી, અત્યાર સુધી તે મુગી મુગી સાંભળી રહી હતી. પાટલીના છેક ખૂણે તે બેઠેલી હતી. એના ખોળામાં એનું માદું છોકરૂં પડ્યું પડ્યું હાંફતું હતું. તે જરાય હાલતું ચાલતું નહિ. માનુષી બાલક કરતાં એ સુકી માછલી જેવું વધારે લાગતું. તેના નાકે એક મ્હોટી સોનાની વાળી હતી. પુરાણા નગરની ખાઇ જેવી તે લાગતી. એણે સુતરાઉ સાડી પહેરી હતી. ધુળ જેવું એક જરા મ્હોટું પડતું પોલકું હતું. પરન્તુ પેલા માંદા બાલકને તો ફલાલીનના ઝભલાં ને શાલથી તદ્દન વીંટી લેવામાં આવ્યું હતું. વધારે પડતાં વસ્ત્રોનો વીંટો વાળેલો હોવાથી તેના જરાતારમાં રામ રમી જશે એમ પલેપલ શંકા થતી. એ કમનસીબ બાલક ત્રાસથી વારંવાર પોતાનાં ઝીણાં ચક્ષુઓ ઉઘાડતું. સ્હામે થવા મથતું હોય તેમ રડતું. એના રૂદનથી એની વ્હાલસોઈ માતા એની સંભાળ લેવા તુરત તત્પર થઇ જતી. ગંદી શાલનાં થોડાંક વધારે થર એક તેના નાક સુધી ઉંચે ચઢાવતી. એની મતિ પ્રમાણે બાલકને ઉંઘાડવાની એ સારામાં સારી રીત હતી.

પેલી વૃદ્ધાના શિખામણના શબ્દોથી આ યુવાન માતા પર ઠીક પ્રભાવ પડ્યો. સ્વાભાવિક રીતે એ વાતોમાં ભળવા તે બાબત આવી. એટલે પેલી ડોસીની નજરે બરાબર પડી. બગાસાં ખાતાં ને દુઃખ દૂર કરવા આંગળાંના ટચાકા ફોડતાં તેણે પ્રશ્ન કર્યોઃ "આ છોકરાને કેટલા મહિના થયા હશે ? બિચારૂં કેટલું સુકલકડી જેવું છે ? એને કેટલામો મહિનો જાય છે !"

"મહિના ! અરે માજી! એને તો હમણાંજ દોઢ વર્ષ પુરૂં થયું. વિધાત્રીની મહેરથી ઓરડીમાંથી એને એક ક્ષણ પણ બહાર કાઢ્યું નથી. શરદી લાગે એવો પ્રસંગજ પાડ્યો નથી. આટલા બધા તાપમાં પણ જા ! હું તો બધીએ બારીઓ બંધ રાખું છું; છતાંય માજી! એની આગળ બધાય દાક્તરોના હાથ હેઠે પડ્યા છે."

"કોઇની નજર લાગી હશે" પેલાં માજીએ ફોડ પાડ્યો. "કરનાળી આગળ એક તળાવ છે તેમાં માથાબોળ નવરાવજે એટલે સારૂં થઇ જશે." નજરને નામે કઇ 'જાતનું ભુત વળગતું હશે તે તો પ્રભુ જાણે. પરન્તુ એ આતુર માતાના મનમાં માજીની સલાહ તુરત ઠસી ગઇ. "માજી ! એ તલાવની મ્હને ચોક્કસ નિશાની આપો. રસ્તામાંજ કરનાળી જવાની ગાડી બદલાશે. હું જરૂર મીયાગામ ઉતરી પડીશ."

એ વૃદ્ધા બાઇની એક વિજયા નામે સાથી પણ સાથેજ હતી. તેને હંમેશાં ટીકા કરવાની ટેવ પડી ગઇ હતી. ઉપરની વાતચીત સાંભળી તે બોલી ઉઠીઃ "બળ્યું તારાબ્હેન ! બીજાનાં છોકરાંની તે આમ મજાક હોય ? ત્હમારા ઉંટવૈદાનું અવળું પરિણામ આવ્યું તો ? નાહક બીજાના શાપ શું કામ વ્હોરી લો છો ?" આ સાંભળી કરનાળીના તલાવની સંજીવની શક્તિ પર તારાબ્હેન એક લાંબું

લાયક ભાષણ આપવા જતાં હતાં તેવામાં તેમનું ધ્યાન વળી બીજે ખેંચાયું.

એક ન્હાનકડા સ્ટેશન આગળ ટ્રેઇન થોભી. ઓએક ધ્યાન ખેંચાવાનું એ કારણ ન્હોતું. એવા છમકલાથી તારાબ્હેન ધ્યાનભંગ થાય એ બનેજ નહિ પરન્તુ એમના જ ડબ્બાનું બારણું ખોલી એક વિધવા અન્દર ચઢી આવી. સાથે બે ટ્રંકો ને નેતરની વિવિધ પ્રકારની ટોપલીઓનું મ્હોટું બન્ડલ પણ લેતી આવી. તેની પાછળજ એક છોકરો ને છોકરી પણ ચઢયાં. જેવું એ બાઇએ બારણું ઉઘાડયું કે તુરતજ વર્ષાદના એક ઝાપટાએ પણ તેની પાછળ આવવાનું ઉચિત ધાર્યું હતું. બારણાની નજીક બેઠેલાં-માંથી ઘણાયને તેમની માનુષી ભાવનાઓ પ્રદર્શિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ભિચારીએ વિધવા તરફ બધીયે આંખો ખેંચાઇ તેનો દેખાવ તદ્દન નિર્દોષ હતો; એના માથમાં કયાંક કયાંક પળીયાં ડોકીયાં કરતાં હતાં; છતાંય તે ટટાર ને તદન મજબુત હતી. એના બાળકની વય ૭ સાત વર્ષની હતી. બાલિકા બાર તેર વર્ષની દેખાતી. તે જરાક શ્યામળી, પાતળી ને ઉંચી હતી. એનાં ભાવહીન મ્હોટાં ગોળ ચક્ષુઓ એને કશીયે ગમ ન પડતી હોય તેવો ભાસ આપતા. એના વાળ બને તેટલા સખત ઓળી પાછળ સખત અંબોડો વાળી લેવાથી એનું વિશાળ કપાળ વધારે વિશાળ લાગતું. વધારે વાળ ન હોવા છતાં પેલા ગોળાકારમાં અંબોડો વાળેલો હોવાથી જરા મ્હોટો દેખાતો તેની મધ્યમાં પીનો ને સોયા ખોસેલા હતા. આખાય દેખાવમાં લોખંડના આરા ને વાળ-ની કિનારવાળું એ અજબ ચક્ર હતું એની આંખો અસાધારણ શાન્ત હતી પરન્તુ તેમાં બુદ્ધિનો સ્હેજ પણ ચમત્કાર ન્હોતો. એનો પહેરવેશ પણ સારો ન્હોતો. ટાપટીપથીજ વિચિત્ર. બાર્ણેજ ઉભેરાતું. ડબ્બામાં આવી ત્યારે તે તદ્દન બીલાઇ ગઇ હતી. એની માતાએ છોકરાને તથા પોતાને બેસવા જેટલીજ જગ્યા કરી એટલે એ બાલિકાને એક ખૂણામાંજ ઉભા રહેવાની ફરજ પડી. વળી એના હાથમાં એક કદરૂપું ભારે પાટેલું લટકી રહ્યું હતું. થોડી વારમાંજ એની માતાનો હુકમ થયો: “ કાશી–ઉભી છે કેમ ? બેસી જા ” પરન્તુ કયાં બેસવું એ પ્રશ્ન વિચારવાની એ માતાએ તસ્દી લીધીજ ન્હાતી. છતાંય આજ્ઞાધારક બાલા નિરાંતે આવી પાણીથી છલકાતા ડબ્બાના તળીયા પર પલાંઠી વાળી બેસી ગઇ, અન્યની પેઠે પાટીઆ પર જગા કરવાનો તેને પણ સરખોજ હક્ક હતો એ વાત જ તેના મગજમાં ઉતરી નહિ. ઢંગ વગરનાં સાદા વસ્ત્રોથી અનાકર્ષક થઇ પડયાથી કોઇ ખુણે ખાંચરે ખાલી જગ્યા પર બેસવા બોલ-વવાની પણ કોઇને દયા ન આવી. પરન્તુ આટલી બધી વાર સુધી મુગા બેસી રહેવાનું તારાબ્હેનના ભડભડિયા સ્વભાવને બીલકુલ ગમ્યું નહિ. ઉતારૂની સંખ્યામાં છેવટના ઉમે-રણથી નવિન જ્ઞાનપ્રાપ્તિ થવાનો સંભવ લાગ્યો. પેલી વિધવાની આત્મકથા ને તેના કુટુંબનો ઇતિહાસ સાંભળવા તે તલપાપડ થઇ રહ્યાં. એટલે પેલી છોકરી ભીના તળીયા પર બરાબર બેસી શકે તે પ્હેલાં પાનના પાણીથી વાયુ ભરાયલું તારાદેવીનું મોઢું ખળખળ અવાજ કરતું તેના નાક આગળ આવેલું જણાયું. એની આછી અક્કલને પણ એટલી તો સ્હેજ પડી કે તે મ્હોં ના માલિકને તેનામાં રસ પડયો હતો. પોતાની વિગત જાણવા તે આતુર હતી. પ્રત્યુત્તર વાળવો કે નહિ તે જાણવા તે અર્ધ મુગી છોકરીએ માતા સ્હામી પોતાની દષ્ટિ ફેરવી લીધી પ્રશ્નનો જવાબ આપવામા પણ અસંખ્ય શાસ્ત્રોમાંના ઓદ આદેશનોય ભંગ થઇ જશે એવો તેનો ભય હતો એટલે કાશીની માતાએજ પુત્રીની જવા-

બદારી ઉઠાવી લીધીઃ " બ્હેન ! એ મ્હારી દીકરી છે અમે બ્રાહ્મણ છીએ."

" તમારી દીકરી ! " તારાબ્હેને આશ્ચર્ય બતાવ્યું: " મ્હને તો લાગ્યું કે એ તમારી પૌત્રી હશે. કદાચ પાછલી વયમાં સાંપડી હશે; ને આ તમારો પુત્ર છે ? " પ્રત્યુત્તરમાં કાશીની માએ હા ભણી. " મારો એ એકનો એક દીકરો પાંચ પાંચ છોકરીઓની માતા થયા પછી મ્હેં પ્રભુની અનેક વાર પ્રાર્થના કરી. અન્તે પ્રભુની મ્હેર થઇ પરન્તુ નસિબ એ ડગલાં આગળનું આગળ ! એવો આનંદ મ્હારાથી લાંબા સમય સુધી જીરવાય એમ ન્હોતું. નિર્માયું. એક વર્ષનોય નહિ થયો હોય ત્યાં તો તેના બાપને પ્રભુએ બોલાવી લીધા."

' માયાળુ તારાબ્હેને માવાથી પોતાનું કપાળ કુટ્યું: " કોઇ ખરાબ ગ્રહ નડયો હશે; નહિ તો બા ! આટલુ બધું દુઃખ પડેજ કેમ ? અર્ધા ડઝન માંડવાની પીડા કંઇ ઓછી હોય છે ? ને બ્હેન ! આ છોકરીને હજી પરણાવી કેમ નથી ? "

તારાના સ્વભાવનો તાજો ઉભરો જોઇ વિજયા તો અકળાઇ રહી. તેની વાતોનું વ્હેણુ રોકવા તે વચ્ચે પડીઃ " તારા બ્હેન ! એની તમારે શી પંચાત ? " પરન્તુ વિજયાને સાંભળે જ કોણ ? જરાય અસ્વસ્થ થયા વિના તારાએ તો ચલાવ્યું: " બીજાના દુઃખમાં દુઃખી થવાનું તો શાસ્ત્રોએ પણ કહ્યું છે. દુઃખીયાં હૃદયને હલકાં કરવાં એ તો સહુનીય ફરજ કહેવાય. " તારાબ્હેનના એવા ઉન્નત વિચારોથી કાશીની માતાનું હૃદય ભરાઇ આવ્યું: " એના લગ્નનું નક્કી કરવાજ હું મુંબાઇ જાઉં છું; નહિ તો વળી અમે ગામડિયાં આવી રેલ્વેની મુસાફરીઓ શું કામ વ્હોરી લઇએ. અભાગણીના બાપ નહિ ત્યારે મ્હારે બીજાના પગ લુછવા જવાનું ? એકાદ વરની ભાળ મળી છે પરંતુ એ લોકોનો એવો મિજાજ છે કે કન્યાને બતાવવા અમારે મુંબાઇ જવું પડે છે. જેના ભોગ લાગ્યા હોય એને પાને પુત્રીઓ પડે ! " છેલ્લા વાક્યથી કાશીનાં નયન ઉચકાયાં, તેની માતા ને પેલી વૃદ્ધા ઉપર ઠરી રહ્યાં. પરન્તુ પલવારમાં જ પાછી કોકડુંવાળી વાતચીત સાંભળી રહી. એની આંખમાં અવમાનની છાયા ન્હોતી. અશ્રુની ચમક ન્હોતી. વિષાદયેર્યાં ધ્રુસકાંથી એના હૃદયે પણ એની માતાના કટુ શબ્દોને પાછા વાળવા પ્રયત્ન કર્યો ન્હોતો. એવાં કપરાં વેણુ સહેવાનો એનો સ્વભાવજ પડી ગયો હતો. અવમાનો ગળી જઇ અન્તર રીઢું બની ગયું હતું. કઠોર શબ્દો કૃપાણુશા કારી ઘાવ કરતા એવું કોઇનાય કલ્પામાં આવતું નહિ.

તારાડોસીએ કાશીને પ્રશ્ન કર્યો " બેટા ! ત્હારૂં નામ શું ? " કાશીએ વળી પાછું તેની માતા તરફ જોયું. દરેક પળે માતાની સૂચનાની વાટ જોવાની એને ટેવ પડી ગઇ હતી. " કહે બેટા ! " તેની માતાએ આજ્ઞા કરીઃ " કોઇય વાઘો નથી. "

બાલિકા જન્મવાથી મહાન અપરાધ થયો હોય તેવું એના વદને સ્પષ્ટ જણાવ્યું: " કાશી. "

" બેટા ! પ્રભુ જરૂર સહાય કરશે. ત્હારૂં લગ્ન જરૂર થશે. " તારાબ્હેને આશ્વાસન આપ્યું.

વિજયાએ મ્હોં મરડયું: ' બ્હેન ! હવે ત્હારાં ટાયલાં બન્ધ કરને. "

ઉપકારવૃત્તિ વહેવરાવતાં તારાને આ કંટક સાલ્યું: " શા માટે ? હું કાંઇ ખોટું કહું છું ! " તારાબ્હેન વળી કાશીની માતા તરફ વળ્યાં: " જુઓ બ્હેન ! મુંબાઇ ઉતરો કે તુરતજ તમારી કાશી માટે નવા જમાનાનું સરસ નામ શોધી કાઢજો. અત્યારના જવાનીઆ કાશી કે ગંગાને પરણેજ નહિ. એ બધાં ખોચરાની સાલનાં નામ. " બીજી બાજુ

ષુર પહેરલી પેલી બાલા બેઠી હતી તેને વાત બદલવા વિજયાએ પુછ્યું: "બ્હેન ! ત્હમારું નામ શું ?"

જવાબમાં તે બાલા આછું હસી: "શોભના."

મનુષ્યમાત્ર પોતાનાજ વલણનો સેવક છે. આ નવી ખબરનો તારાએ તુરતજ ઉપયોગ કર્યો. પોતાની ઉપકારવૃત્તિને વધુ બહલાવવા પ્રયત્ન આદર્યો. "સાંભળ્યું ને ?" તારા ડોસીએ કાશીની માતાનું ધ્યાન ખેંચ્યું. "એવું કોઇ નામ ત્હમારી દીકરીનું ય પાડજો.- શોભના-વિમળા-અરવિન્દા-એવું કોઇ. મ્હારે ય બ્હેન ! આઠ દીકરીઓ હતી. બાધીયે કાંઇ સુવર્ણ પ્રતિમાઓ ન્હોતી પણ નામ પાડવામાં હું કાંઇ પાછી હઠું ? કનકલતા, કંચનગૌરી, વગેરે નામ રાખ્યાં હતાં."

નામના અદભૂત ગુણોથી કાશી અદ્યાપિ અજ્ઞાન હતી, એટલે તે બોલી ઉઠી: "નામમાં તે વળી શું ?" એમ કહી શોભના તરફ દૃષ્ટિપાત કરવાની તક સાધી. સદ્ભાવથી ઉભરાતી પોતાની આંખોનો પૂરો આવિર્ભાવ પણ કરી શકી નહિ. ન્હાનપણથી જ અર્ધવિહોણો દૃષ્ટિપાત કરવા ટેવાઇ ગયેલી હોવાથી એનો આત્મા શરમાયો-પિંજરના સળીયામાંથીયે બ્હાર નજર કરતાં ભેવ લાગ્યો.

કાશી આગળ આવી એટલે એનો વિશાળ ભાલપ્રદેશ દેખાઇ આવ્યો. એના એકેએક વાળ સંભાળથી ઉંચે લેવામાં આવ્યા હતા; એટલે એ તરફ તારાનું ધ્યાન ખેંચાયા વિના રહ્યુંજ નહિ. અનાયાસે પ્રાપ્ત થયેલી ચીજ પર તે અભિપ્રાય આપવાનું ચુકેજ નહિ. "હાય હાય ! કેવા ખરાબ વાળ ઓળ્યા છે. કેટલી અજુઘડ રીત ? આમ દેખાવડી નથી ને વળી વાળ આ પ્રમાણે ઓળી કપાળનું સપાટ મેદાન ચોકખું કરે એટલે એના સ્હામું ય કોણ જુએ ?" આવી ટીકાથી પણ કાશીને જરાય અસર થતી જણાઇ નહિ. નીચું ઘાલી દેવાને બદલે તેણે ખાલી નેત્ર ટગર ટગર જોયાં કર્યું. તારા ડોસીએ એકાએક શોભનાને આગળ ખેંચી. "જુઓ આણે કેવા સરસ વાળ ઓળ્યા છે ? કાશીના વાળ આમ ઢીલા ઓળવા જોઇએ. એનું મ્હોટું કપાળ જરા ઢાંક્યું સારું. ગાયના વાળને તે આમ તાણી બન્ધાતા હશે ?"

કાશીની આ તો શોભના તરફ જોઇજ રહી. એની નવિન કળાનો ભેદ ઉકેલવા મથી રહી. બિચારી શોભના શરમાઇ ગઇ. એણે આડું જોયું:

પરન્તુ તારાબ્હેનની વાણીનો અસ્ખલિત પ્રવાહ પાછો શરૂ થયો. "વરરાજાના કુટુમ્બીઓ આગળ ત્હમારી છોકરીને આમ ઢીલા વાળ ઓળીને મોકલજો. કપાળ પર મોતીની સેરો લટકાવજો. સપાટ મેદાન જેવું કપાળ જરા પણ નજરે પડવું ન જોઇએ."

કાશીની માતાના વદન પર વિષાદ વાદળ છવાતું જણાયું. "પણ એ એકલીજ ખોડ ક્યાં છે ? એ શામળી પણ વધારે છે." તારાડોસી ગ્રુમ.ની તોરથી ઉછળ્યાં: "ઓહો ! એમાં તે શું ? મ્હે તો આઠ આઠ દીકરીઓ પરણાવી કાળી છે તેમાં શું થઇ ગયું ? ગમે તેવી કાળી કન્યા લાવોને ? ગમે તેવાં કદરૂપાં અંગ છાને રહ્યાં ? એને હું ન પરણાવી આપું તો મ્હારું નામ તારા નહિ."

"મ્હારે તો માત્ર છોકરી જોઇએ" તેણે આગળ ચલાવ્યું "જુઓ હું કહું તે સંભળો. બજારમાંથી ચાર પૈસાનો પાવડર લઇ આવજો. એના વદન પર લગાવવાથી તે દેખાવડી લાગશે. વળી સૂરજ આથમી ગયા પછીજ એ લોકો પાસે જજો. બિજબત્તીના દિપક પ્રગટાવજો. કાશીને કહેજો કે માથું જરાય નીચું ન નમાવે. માથું નીચું નમાવ્યાથી

માણસ કાળું લાગે સમજ્યાં ! વરના કુટુમ્બીઓ એનો હાથ જોવા માગે તો હથેળી બતાવજો."

"પરન્તુ વહુને દિવસે જોવા બોલાવે તો ?" કાશીની બાએ પ્રશ્ન કર્યો. જડબુદ્ધિના આવા પ્રશ્નથી તારા ડોસી તુચ્છકારનું હસ્યાં. 'એમ પણ બને. પણ માગ્યા મેહ કાંઇ વરસતા નથી. મ્હારી બાઇ ! જરા અક્કલ દોડાવીએ. એમ કહીએ કે અમારા કુટુમ્બમાં નવવધુને દિવસે બતાવવાનો રિવાજ નથી. કોઇ કામમાં નકાર ભણાય એટલે એ કાર્ય કોઇ કરેજ નહિ." તારાડોસીના જવાબના જોરથી ને તે પાછળ રહેલી તર્કશક્તિથી તે વિધવાને અસર થયા વિના રહીજ નહિ. તારાબ્હેનના જ્ઞાનરૂપી મદિરાથ તે મસ્ત બનવા લાગી. વિજયા તો હસવા લાગી. "તારાબ્હેન ! ત્હમારી તો ડાંગળી જરા અસકી જણાય છે."

પરન્તુ તારાબ્હેન એવાં મ્હેણાં સાંભળવા રોકાય તેવાં કયાં હતાં ! "ઓહો !" તે તડૂક્યાં "આજ ડાહ્યાં ડમરાં ! પરોપકાર કરવા કોઇ જતું હોય તેનેય નાહક અથડાવી મારે." બાહ્યદર્શને પોતાના જ્ઞાનભંડારથી સંતોષ પામી, શોભનાતે પોતાના પક્ષમાં લેવા વિનવતી દૃષ્ટિ ફેંકી, તેમણે વધુ વેગથી ધસારો કર્યો "અલી બ્હેન ! તું શું કહે છે ?" પણ શોભના તો માત્ર આછું હસીનેજ પ્રત્યુત્તર વાળી શકી એનું ઉત્તેજન પણ તારાબ્હેન માટે ઓછું ન્હોતું. પેલા માંદા બાલકવાળી બાઇ પણ તારાબ્હેનની પરોપકારી વૃત્તિનો લાભ લેવા આતુર બની હતી એટલે તેણે આ તક સાધી. અત્યારસુધી તે દૂરના ખુણામાં બેઠી હતી ત્યાંથી ઉઠી આગળ આવી, "પણ બ્હેન ! જોવા આવનાર બધાય વરપક્ષનાજ હશે તેની શી ખાત્રી ?" "ના રે" કાશીની માતાએજ વચ્ચેથી એ પ્રશ્ન ઉઠાવી લીધો, "કુટુમ્બી નહિ. માત્ર થોડાંજ સગાંસંબંધી." "તો ત્હમારી પુત્રીને છેલ્લી ઢબ પ્રમાણે લુગડાં પહેરાવો. પછી સરસ ફેશનબંધ છબી પડાવો. છબી પાડનાર ગમે તેવી કારૂપી આકૃતિને પણ સુંદર બનાવી દે છે." તે માંદા બાલકવાળીએ ચર્ચામાં ઝંપલાવ્યું. "મ્હારે પણ એક ન્હાની બ્હેન હતી. એ બિચારીના કાનનું ઠેકાણું ન્હોતું. આંખો પણ ટપકાં જેવી હતી પરન્તુ ફોટોગ્રાફર સાહેબની મહેરબાનીથી છબીમાં તો તે પાંખવિહોણી પરી જેવી લાગી. ત્હારી પુત્રીનું વિશાળ કપાળ ને બેસી ગયેલા ગાલ એની કરામતથી રમણીય બની જશે." આ વચન સાંભળી કાશી વળી પાછી અવળી ફરી. નવિન અજબ સૂચનાને અવિકારી શાન્ત દૃષ્ટિથી અભિનન્દી. એટલામાં તેની માતાએ ગાબખો લગાવ્યો. "અલિ કાશી ! આટલી મ્હોટી થઇ ત્હોય પુતળીની પેઠે આમ ઉંચી નીચી કેમ થાય છે ?" બિચારી કાશીએ તુરત જ અસલ સ્થિતિ ધારણ કરી લીધી. ખરાબે ચડેલી નાવ સમી ભાસી.

તારાસુન્દરી શોભના તરફ આંગળી કરી બોલ્યાં: "પણ બ્હેન ! કાશીનો અંબોડો આ બ્હેન જેવો ઢીલો વાળવાનું ભૂલશો નહિ હોં. એનાં વાળ બરાબર ન વળે તો માથે એક બીજો રૂમાલ જોરથી દબાવી રાખજો. એટલે વાળ નીચા ઓળાશે ને વદન પણ સુન્દર લાગશે." હવે વિજયાનો વારો આવ્યો. તે આગળ આવી "બ્હેન ! ત્હમારી બધીય અક્કલ ખરચી નાંખી તો પાંચી પાંચણેનું પુરાણ પણ સાથે સાથે કેમ નથી ઉકેલતાં ?"

ધૈર્યથી અડગ ઉભેલા બાવીર સમાં તારાડોસી પણ આ વાક્યે લાલચોળ થઇ ગયાં. "એ કહેવામાંય શો વાંધો છે ? હા ! એ વેળા મ્હારી વાત મારી ગઇ હતી. મ્હારી સૌથી ન્હાની કનકનું મુખ જરા વધારે શામળું હતું પાંચી પાંચણે રંગ સમાવવાનું માથે લીધું હતું. સર્વ ક્રિયા પૂરી થતાં સુધી રંગ ઉખડશે નહિ એમ તેણે ખાત્રી આપી હતી, પરન્તુ

એમ ન થયું ને ત્રણ દિવસમાંજ અમારી બાજી પકડાઇ ગઈ. એ લોકોએ મ્હારી નાદાન દીકરીનું જીવન ધુળધાણી કરી નાખ્યું. મ્હારે પણ મ્હારાં ઘરેણાં વેચવાં પડયાં. એ ધાંધળ શમાવતાં હું એ દર્જનના ખાડામાં ઉતરી."

કાશીની માતાએ ધીમેથી જ્વાબ કર્યો, "છોકરીને દુઃખ પડે તેમાં આપણે શું કરીએ? નારીના નશીબમાં તો જ્યાં જુઓ ત્યાં દુઃખ ને દુઃખ. પણ બ્હેન! કાળે કરી બધાય ઘા રૂઝાય. મ્હારે માથેથી એક વાર આ બલા ટળે એટલે નિરાંત." અજાણ્યા સંકટના ભણકારે કાશી ધ્રુજી ઉઠી. તેની માને વળગી પડી. તેના લાંબા પાતળા હાથ તેની માતાની સાડી પકડી રહ્યા. પરન્તુ માતાએ તો દીકરાને ખોળામાં લઇ કાશીને દૂર ખસેડી. "અલિ ઝંપતે! આટલો ભાર શાનો મુકે છે? ઉભી થા. મનુને માટે મિઠાઇ લાવ. બિચારો કેટલો વખત ખાધા વિના પડી રહે? ત્હારે પણ એકાદ બે કકડા ખાવા હોય તો ખા." કાશી મીઠાઇ લેવા ચાલી પરન્તુ એને ઉભા થવું પડયું. પુરાણા કાળના દૈત્ય સ્હામું જોતાં હોય તેમ તારાડોસીનું મ્હોં કટાણું થયું—કમ્પતે સ્વરે બોલવા લાગ્યાં—" આ તે છોકરી કે તાડનું ઝાડ? આ ગામડીયા લોકોને ને અક્કલને આડવેર. છોકરીઓને ભૂખી રાખતાં એમના બાપનું શું જતું હશે? કુંવારી કન્યાને દુધ ઘી પવરાવવામાંજ એમનો માતૃસ્નેહ ઉભરાઇ જતો હશે. પરન્તુ પુત્રી વધવા માંડે એટલે રોકી રોકાય ખરી? અલિ કાશી! આમ સિપાઇની પેઠે ટટાર કેમ ચાલે છે? અત્યારથી જરા લચકાઇને ચાલતી જા.." પગલે પગલે પોતે નવિન અપરાધમાં આવી પડતી એ કાશીને માલુમ હતું. છોકરીઓને ઉંચાં વધવાની ના પાડનારના આદેશની વિરૂદ્ધ જઇ તેણે પાપ કર્યું હતું, એ વાતથી તો તે તદ્દનજ અજાણ હતી. બિચારી બાલા! અત્યારસુધી અંગની મોહકતાનું પૃથક્કરણ કરી સુધારણા કરવાની નવી નવી રીતો શોધવામાં તે તલ્લીન બની હતી. પરન્તુ અત્યારે તો મિઠાઇનો ટુકડો ખાવાની આશામાં હતી, એટલામાં તારાસુન્દરીના ધડાકાથી એને બીજાજ પ્રકારની બીક લાગી. રખેને મિઠાઇ ખાવાથી તે એકાએક ઉંચી વધી જાય. હાથથી મિઠાઈ સંતાડી દીધી. શરીર વાંકુ વાળી, માથું નીચું નમાવી, કુંવારી કન્યા જેમ બેઠી. બીજાથી છૂપાઇને ખાશે તોજ તેનો વાંક નહિ નીકળે એમ તેને લાગ્યું.

સુરત આવ્યું. ગાડી ઉભી રહી, તારાસુન્દરી વિજય સાથે ઉતર્યાં. જતાં જતાં તે બોલતાં ગયાં;" જો જો—બ્હેન! સંભાળજો. મ્હારા કહ્યા પ્રમાણે ચાલશો તો કાશીનું જરૂર ઠેકાણું પડશે. કામ પતી જાય ત્યારે મ્હારા નામનું કંઇક ધર્માદા કરજો."

કાશીની માતા જવાબ આપી ચૂક્યાંઃ "બ્હેન! મ્હારી પુત્રીનું ભાગ્ય ખુલશે તો ત્હમારી જીવનપર્યન્ત ગુલામ બની રહીશ."

[ ૨ ]

કાશીના પિતાનો એક પિત્રાઇ ભાઇ મુંબાઇમાં કોઇ વહેપારીની પેઢી પર ગુમાસ્તી કરતો હતો. કેટલીયે ગડમથલ પછી એક સુનસરના છોકરા જોડે કાશીનો વિવાહ નક્કી કર્યો હતો. કાશીનાં કાકી વરના બહુ બહુ વખાણ કરતાંઃ "અરે! એ યુવાનની સુન્દરતાની તો વાતજ પૂછશો ના. જ્ઞાનનો ભંડાર. ગયે વર્ષે તો કમનસિબેજ મેટ્રિકમાં નપાસ થયો હતો. આ વેળા કેવો સહેલાઇથી પસાર થઇ ગયો!"

વરનો મામો લગ્નની દલાલીનો ધંધો કરતો. ઘણાંય લાકડે માંકડાં વળગાડી આપ્યાં હતાં. એ ધંધાથી એણે એ પૈસા પણ કર્યા હતા. ક્રિયા કાંડ શરૂ થાય કે દ

પૈસાથી એ ગોરનું તરભાણું તો ભરાઇ જવુંજ જોઇએ. પલ્લાની બાબત વેવાઇઓ જ્યારે વાગ્યુદ્ધ માંડે ત્યારે એ બાઇ પંચ બની બેસતા; ને એ પદવીની રૂએ કન્યાનાં વડિલો પાસેથી વળી થોડુંક પડાવતા. કન્યાનો બાપ બિચારો કન્યા આપી ત્યારથીજ દલિત ગણાય. કાશીને લગ્નગાંઠથી ગાંઠી તેનું સંસારનાવ સહેલાઇથી તરતું કરી આપવા આ માણસે કૃપા કરી સ્વીકારી થવા કબુલ્યું હતું. બદલામાં બે હજાર રોકડા, કાશીનું પલ્લું ? કાશીની માતાનાં થોડાંક ઘરેણાં પણ પડાવવાની વેતરણમાં હતા. કાશીથી મ્હોટી ચાર પુત્રીઓ પરણાવતાં માતાનાં ઘણાંય ઘરેણાં ખલાસ થઇ જવા આવ્યાં હતાં. કાશીના પિતાની વય કાંઇ ઓછી ન્હોતી. કાશીનું ઠેકાણું પાડવા તેમણે જેમ તેમ કરી એટલાં ઘરેણાં કાશીની માતાને સંઘરી આપ્યાં હતાં. એમાંનો મ્હોટો ભાગ દલાલની ત્રીજોરી ભરનાર હતો. કેટલુંક કયાસો પાર ઉતારવામાં વપરાશેજ. સટ્ટાને પણ ભૂલાવે તેવો એ મહાન પ્રશ્ન હતો.

પાંચી પાંચણની પણ તેમને મદદ મળી ગઇ. જોવા આવનાર આગળ કાશીને ઉભી કરવામાં આવી. તેના મુખારવિન્દને ટાપટીપથી દેખાવડું કરવામાં આવ્યું હતું. તારાડોસીની સલાહ અક્ષરશઃ પળાઇ હતી. મોહનાં તમામ બાહ્ય સાધનો ખાલી દેવામાં આવ્યાં હતાં. ઘરેણાં તો લાધ્યાંજ હતાં. અસ્ત થતા સૂર્ય તરફ વદન ફેરવી તે ઉભી.. અદશ્ય થતી આછી જ્યોત તેને સ્પર્શી રહી. ઝળહળતા પ્રકાશમાં મીણબત્તીનો પ્રકાશ ભેળવવામાં આવ્યો. એનો સુવર્ણા નામે પરિચય કરાવવામા આવ્યો. યંત્રથી ચાલતા પુતળા પેઠે તેણે ખંડમાં પ્રવેશ કર્યો. જરા નીચી નમી, ઉંચાઇને આચ્છાદતી, શરમથી લચકાતી હોય તેમ ઉભી રહી. જોવા આવનાર સંઘ તેની ભભકથી અંજાયો. " કન્યા કંઇ ખરાબ નથી. માત્ર કપડાં ને પાવડર વધારે પડતાં છે " હાજર જવાબી દલાલે ટાપસી પૂરી " શું કરીએ ? એ તો આજકાલની પ્રથા પડી. કન્યાની ખરી કીંમત આંકવા જરા ઓછી રદીઆળી માનજો. બીજું શું ? " કેટલી કજુપ ગણવી તેનો નિર્ણય કરતાં સહુ ગુંચવાયા. પરન્તુ એ પ્રશ્ન ઉડાવવા તેમણે વિષય બદલ્યો " બ્હેન ! " તેમણે કન્યાનેજ પ્રશ્ન કર્યો " શું વાચો છો ? "

બિચારી કાશી ! બીજી ચોપડી પણ પૂરી કરી ન્હોતી. પરન્તુ આજે તો વાચેલી ચોપડીઓની એક લાંબી નામાવલિ તે કડકડાટ ગણાવી ગઇ. પુરાતન કાલથી અર્વાચીન યુગ સુધીના તમામ શ્રેષ્ઠ ગ્રન્થોનો સમાવેશ કરી દીધો હતો.

બોલવા ચાલવાથી માંડી નવવધુનાં તમામ લક્ષણોની તપાસ થઇ. અન્તે કન્યા પસંદ પડી છે એમ જાહેર થયું. ઉત્તમ નહિ પરન્તુ કંઇ ખોટી પણ નહિ એવો નિર્ણય થયો. સુવર્ણાના સ્વાંગમાં કાશીને એવી તો આબાદ છૂપાવી દેવામાં આવી હતી કે પરિક્ષકોની અનુભવી આંખો પ્હેલાંની વ્યક્તિનું અસ્તિત્વ ઓળખવા અસમર્થ થઇ. વર તો બહારગામ હતો. તેનાં માબાપ પણ દૂર પડયાં હતાં. એ લોકોની જાણ બ તર સુવર્ણાની છબી પડાવવામાં આવી. પાવડર ને કપડાંથી ભરચક ભરેલી કાશી કરતાંય એ છબી વધારે દીપી ઉઠી.

સવળા ગ્રહના યોગે સુવર્ણાનું લગ્ન નિર્વિઘ્ને સંપૂર્ણ થયું.

લગ્ન બાદ થોડાક દિવસ પછી તે પોતાના વર સાથે સાસરે આવી. સંબંધીઓ મહેમાનોથી આખુંય ઘર ભરાઇ ગયું હતું. મધ્યાન્હ સૂર્ય તપી રહ્યો હતો સુવર્ણાની આંખો પણ રડી રડીને સુઝી ગઇ હતી. એનું તમામ સ્વરૂપ અદશ્ય થઇ ગયું હતું. અલંકાર પણ ઉડી ગયા હતા. એટલે ધાર્યા કરતાં તેનું

આશ્ચર્ય કમી જણાયું. ગાડીમાંથીજ વર તો વિષણ્ણ વદને બ્હાર નીકળ્યો. વધુને વધાવવા જતાંજ સુવર્ણાના હાથનો શામળો રંગ સાસુજીની નજરે પડ્યો. એ ચીસ પાડી ભાગ્યાં: "ઓ બાપ! કેટલી બધી કાળી ! બધાં કહેતાં હતાં તે કે. વહુ તો દેખાવડી છે!" એના અનુભવી ભાઇએ પણ એ વજ્રપાતથી મસ્તક નમાવ્યું. "ખરેજ! આપણે છેતરાયાં. તે દિવસે તો તે ગૌરવદની લાગતી હતી. મ્હારું કશું ન માનતા હો તો ધીરૂભાઇને પૂછી જુઓ. તે પણ અમારી સાથેજ હતા." પરન્તુ સાસુજીએ ધીરૂભાઇને પૂછવાની તસ્દી ન લીધી. એમણે તરતજ નવવધુનો ઘુમટો દૂર કર્યો. કાશીનું ફીકું મુખ નજરે પડયું. લગ્નની અનિયમિતતાથી તે શોષાઇ ગઇ હતી. પરન્તુ સાસુજીએ તો ત્રાડ પાડી. "ઓય મા! આ તે કન્યા કે સાવરણીનું ઠુંઠું ? આ છોકરી કે કાળુ ઘુવડ !—અરે ? આ તો તે દિવસવાળી. તે દિવસે આપણને ટ્રેનમાં મળી હતી તે. હાય વિધાતા! હું બીજી પર ઉપકાર કરવા ગઇ ત્યાં પરિણામ મ્હારેજ વેઠવું પડયું. હાથે કરીને મ્હારી કટાર મ્હેં મ્હારાજ હૈયામાં ઝુલાવી દીધી. આ કળજુગમાં ધર્મનું નામ નિશાનજ નથી. કેવું કપટ ? શરમ છે શરમ." કાશીની પેલી અવિકારી આંખો ધારણ કરી આ સુવર્ણા સાસુ રહ્યાસ્હ્યાં જોઇજ રહી કાશીના પેલા નિપૂણ મામાજીએ—દલાલે— તમામ શક્તિ અજમાવી પોતાના કુટુમ્બીઓને શાપ આપ્યો. "મ્હારા સમ— જો આનું વેર ન લઉં તો. મ્હારી સાથેય આવું છળ કર્યું ? વ્યાજ સાથે પાછું ન વાળું તો મ્હારૂ નામ નહિં. હું કોણ ? ઝેરી સાપ !" તારા ડોસીએ પોતાની પુત્ર વધુનું ધ્યાન ખેંચ્યું: "સાંભળ્યું કે ? ઓ બીચારું ! ઘેર જઉં ત્યાં ત્હારી માતાને કહેજે કે કાળી ચામડી આમ સહેલાઇથી નથી વેચાતી. અમારી બરાબરી કરવા ભારોભાર સોનું મોકલે ત્યારેજ આ ઘરને પગથીયે ચડજે. મ્હારા દીકરાને બીજી કન્યા અપાવીશ રહમજી !"

કાશી આજ્ઞાધીન વ્યકિત પ્રમાણે નીચું જોઇ રહી

સ્ત્રી જન્મથીજ દુઃખમાં સડવા સરજાયલી છે એ સૂત્ર તેને જન્મથીજ શિખવવામાં આવ્યું હતું. એને તો તારાનાં એ વચનોથી જરાય નવાઇ ન લાગી લાકડે માંકડું વળગાડનાર મામાજી બોલ્યા: "તારા શું જોઇ રહી છે? બકવાદ બંધ કર. વરકન્યાને વધાવી લે. જે થાય છે તે સારાનેજ માટે. જ્યારે જ્યારે કલહારની જરૂર પડે ત્યારે માત્ર ચંકલીજ ફેરવવાની રહી !"

આ પ્રમાણે કાશીના પરિણીત જીવનની શરૂઆત થઇ. પરમાનન્દપૂર્ણ એ નવિન નાટકની સફલતામાં પોતે ભજવેલા ભાગને તારાસુન્દરીએ બડાઇ હાંકી વર્ણવ્યા કે નહિ તે તો રામ જાણે ! પરન્તુ એટલું તો ચોકકસજ કે કાશીની માતાએ તો તારાડોસીનો અન્તઃકરણપૂર્વક આભાર માન્યોજ હશે.×

---

× મૂળ લેખિકા સીતાદેવી.




લેખિકા: સૌ. કુસુમલતા રમણીકલાલ મોદી.

"રામા, હજી ત્હારા શેઠ સ્ટેશન પરથી આવ્યા નથી?" રસોડામાંથી હાથ લુછતાં લુછતાં આવતી વિમળાએ દીવાનખાનામાં પ્રવેશતાં રામાને પ્રશ્ન કર્યો.

"નાય બાઇ. ટેશન પર કુણાલા લેવા ગયા છે!" રામાએ અર્ધમિશ્રિત ગુજરાતીમાં જવાબ આપ્યો. મુંબઇના રામાઓ મોટે ભાગે હવે એવીજ ભાષા બોલવા લાગ્યા છે.

"મેર રોયા, આઠ આઠ દિવસથી ઘરમાં ગવાયાં કરે છે ને હજી ત્હને ખબર નથી? એતો પેલા મનુભાઇ હમણા મરી ગયા ને? એનો છોકરો આપણે ત્યાં રહેવા આવવાનો છે. કોણ જાણે, વળી આવીને એ શું ધાડ મારશે!"

વિમળાના બોલવા પરથી આવનાર વ્યક્તિ તરફ એને કેટલું સન્માન હતું તે સ્પષ્ટ જણાઇ આવતું હતું. એના ચ્હેરા પર કંઇક ક્રોધ–કચવાટના મિશ્રભાવ તરવરી રહ્યા હતા.

"અરે બાઇ, બાઇ, ઘરમદી ખીલાડી ગઇ." હે કહી વિમળા દોડી ને સર્યૂને બુમ પાડી. પણ સર્યૂ ક્યાંથી સાંભળે? એ તો પોતાના પિતા તથા ભાઇને સ્ટેશન પરથી આવતા જોવા ગેલેરીમાં ઉભી હતી.

[ ૨ ]

મણીલાલ સાધારણ સ્થીતિનો–સમજુ માણસ હતો. સ્વભાવે તો બહુજ શાંત હતો. કોઇકજ વખત જ્યારે વિમળા બહુ કંટાળો આપતી ત્યારે ચ્હીડાતો, પણ તેની ચ્હીડ લાંબો વખત રહેતી નહિ. વિમળા દશ વર્ષની ઉમ્મરે તેને ઘેર આવી હતી. ગામડામાં ઉછરેલી–કંઇક ઉદ્ધત સ્વભાવની વિમળા મુંબઇની નવી નવી રીતભાતો, ગાડી–ઘોડા–મોટર–ટ્રામ વગેરે જોઇ પ્હેલાં તો ગભરાઇજ જતી. રસ્તે ઉતરવું હોય તો એકલાં જવાની હિંમતજ નહિ. ચાર વર્ષ સુધી મણીલાલના માતુશ્રીના હાથ નીચે તે પલોટાઇ. તેમના અવસાન પછી તેણે ઘર સંભાળી લીધું. નાની ઉમરમાં મણીલાલના ટુંકા પગારમાં પણ તે નીભાવતી. કામકાજમાં તો તે પાવરધી થઇ ગઇ પરંતુ સ્વભાવ તો એનો એજ રહ્યો. કુતરાની પુંછડી વાંકી તે સીધી થાય? તેમ વિમળાને વાતવાતમાં ખોડ કાઢવાની ટેવજ પડી ગઇ. મણીલાલ બહુ નરમ હોવાથી–તેમ ઘરમાં કોઇ નાનું મોટું ન હોવાથી તકરાર–મતભેદ થવાનો પ્રસંગ જવલ્લેજ ઉભો થતો. કોઇ પ્રસંગે મણીલાલ ગુસ્સે થાય પણ તરજ સર્યૂ અને નાના વિનોદની વાતો સાંભળી હસી દેતો. બાર વર્ષની સર્યૂ જાણે તેના પિતાની પ્રતિમા રૂપ હતી. તેનો ગૌર સુકુમાર દેહ દયાથી વિભૂષિત હતો. તેની આંખોમાંથી અમીવર્ષણ થતું. તેની વાણીની મિઠાશ અને હાસ્યનું માધૂર્ય દરેકને વશ કરવા શક્તિમાન હતાં. તેના બાલીશતાભર્યાં પરંતુ ગૂઢ પ્રશ્નોનો ઉકેલ કરવા ઘણીવાર

ગુંચવાડો ઉભો હતો. બધાયને સર્યૂ બહુ વ્હાલી હતી. મણીલાલને તો જાણે નયનોનું તેજ. ગોવિંદ તેડવા ન આવ્યો હતે તો સર્યૂ ગેલેરીમાંથી ખસતે નહિ. કચવાતે મને તે મા પાસે ગઇ.

" કેમ અલી, આટલા ઘાંટા પાડયા તે સંભળાયા નહિ કે ? શું કરતી'તી ? "

" અરૂણભાઇ ને બાપાજીને જોતી હતી. શું કામ છે બા ? "

" આવડી મોટી થઇ તોયે અક્કલ ન આવી ! શું જોવું'તું એમાં ? ઘરમાં આવે ત્યારે જોજેને. શું આપી દેવાના છે તમારા અરૂણભાઇ ? ચાલ આ જરા કોથમરી ચુંટીને સમારી આપ જોઇએ. "

ભોળી સર્યૂ માતાનું મર્માળુ વાકય સમજી શકી નોહ તેથી બોલી: " બા, તું એમ કેમ કહે છે ? એ આપે તો આપણાથી કંઇ લેવાય ? મનુકાકા ને કાકી મરી ગયાં એટલે હવે તો ઉલટું આપણે એને આપવું જોઇએ ને ? હવે તો અરૂણભાઇ દરરોજ આપણે ઘેર રહેશે કેમ બા ? બાપાજી કહેતા હતા કે એ બહુ સારા છે. "

" હવે બેસ બેસ ચીબાવલી, મુંગી મુંગી ત્હારૂં કામ કર "

મણીલાલના ભાઇ મનહરલાલ અમદાવાદમાં રહેતા હતા. નાનપણથી જ તે નોકરી અર્થે ગયા અને ત્યાંજ તેમને ગોઠી ગયું. તેમનાં પત્ની મનોરમા બે વર્ષ પહેલાં ટાઇફોઇડમાં ગુજરી ગયાં. મનુભાઇ (મનહરલાલ) પણ મહીના પહેલાંજ એકાએક હાર્ટફેઇલ થવાથી સ્વધામ ગયા. અરૂણ—તેમનો એકનોએક —લાડકવાયો પુત્ર નિરાધાર થયો. ભર્યા સંસારમાં અટુલો ઓશિઆળો થઇ ગયો. મણીલાલ સિવાય તેના કોઇ સંબંધી ન હતાં. એકાંત ઘરમાં માતાપિતાની છબી જોઇ અરૂણ આંસુ સારતો. એ અશ્રુ લુછી આશ્વાસન આપનાર કોઇ ન હતું. ભવિષ્યની ચિંતા તેના હૃદયને પ્રજાળી રહી હતી. રાત દિવસ એ પ્રભુને સ્મરતો. દુઃખીયાનો બેલી રામ એ તો દુનીઆનો ધારો જ છે ને ? સુખમાં કયારેય ન સાંભરે તે દુઃખે સાંભરે. મણીલાલના ઉદાર હૃદયમાં એકલવાયા અરૂણ માટે લાગણી હતી. તેણે બહુ આગ્રહથી તેને પોતાને ત્યાં આમંત્ર્યો, ને અરૂણ જવા તૈયાર થયો. ન જાય તો યે શું કરે ? બીજો ઉપાયજ કયાં હતો ? હમણાં તે મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો. ભણતર ન બગડે એ આશયથી તેને જવાની મરજી થઇ, અને મણીલાલને તાર કરી પોતાના આવવાના ખબર આપ્યા. તાર સાંભળતાંજ વિમળાનો બકબકાટ શરૂ થયો. કોઇ આવે તે તેને જરીયે ગમતું નહિ. મણીલાલની બીકે બોલાતું નહિ. એટલે મનમાંજ ખોરવાતી ને કોઇની રીસ કોઇ પર ઉતરતી. સર્યૂના શબ્દે જાણે તેના હૃદયમાં તડ પાડી.

" સર્યૂ, વિનોદ, શું કરો છો ? જુઓ અરૂણભાઇ આવ્યા. " મણીલાલનો અવાજ આવ્યો. સર્યૂ કોથમરી સમારતી મુકી દોડી. વિમળા પણ હાથ ધોઇને આવી. " કેમ કાકી " કહી અરૂણ વિમળાને પગે પડયો.

" આવ. ભાઇ, કેમ છે ? તબીયત તો સારી છે ને ? લેવાઇ બહુ ગયો હોં. "

" અરૂણભાઇ. હવે ત્હમે અહિં રહેશોને ? હું તમને મારાં ને સર્યૂ બ્હેનનાં રમકડાં દેખાડીશ. "

" ચાલ, હવે અરૂણને ન્હવડાવી જમાડ. બે દિવસનો ભૂખ્યો હશે. હું યે આવું છું કપડાં કાઢીને. " એમ વિમળાને કહી મણીલાલ અંદર ગયા

[ ૩ ]

" સાંભળો છો કે ? આ અરૂણ કયાં

સુધી રહેવાનો છે ? " " કેમ કયાં સુધી રહેવાનો છે ? હવે તો અહિંજ રહેશે ને. બીજે કયાં જાય ? "

" કયાં જાય તે ગમે ત્યાં જાય. જેને કોઇ ન હોય તે કયાં જતા હશે ! આવી મોંઘવારીમાં અમે તો ગમે તેમ કરતાં હોઇએ ત્યાં વળી આ બીજી મૂર્તિ ઉભી થઇ. હું તે કયાં સુધી વેઠ કરતી ફરૂં. એ તો તમેજ છો એવા, નહિ તો કોણ ફુલુ રાખવાનું હતું ? "

"આવો કેવો ત્હારો સ્વભાવ છે ?" મણી લાલે જરા કડક થઇ કહ્યું " આપણે હોઇએ ને એ બીજો રહે તે સારૂં દેખાય ! એ શું તને ભારે પડે છે ? કેવો ભલો ને સાલસ છોકરો છે. એના આવ્યા પછી મ્હારી અર્ધી ચિંતા ઓછી થઇ. બે મહીનાથી આવ્યો છે છતાં જણાયો છે એકે દહાડો ! "

" મારે શું ? ઓછું મારા બાપનું જાય છે ? આ તો જરા રહેજ પુછવા આવ્યાં તેમાં તો જાણે કેવું કરી મુકે છે. ભલે ને ગમે એટલા આવે મારે શું તેમા ! " બડબડાટ કરતી વિમળા ચાલી ગઇ. અરૂણ પર એને બિલકુલ ભાવ હતો નહિ. એની પાછળ તે દરરોજ બબડતી. અરૂણ ઘણી વખત સાંભળતો. પણ શું કરે ? કોઇ વખત એકાન્તમાં જઇ આંસુ સારતો, સર્યૂ તેને કારણ પુછતી. પણ તે એને ઉડાવતો. ભોળી સર્યૂ શું જાણે કે તેની માતાજ તેના રૂદનનું કારણ છે. તે સમજતી કે મનુકાકા યાદ આવવાથી રડે છે. સર્યૂ ઘણી વખત અરૂણ સાથે આનંદથી વાત કરતી. તેને પોતાનું લેશન બતાવતી, કવિતા ગાતી. સર્યૂને લીધેજ અરૂણને ત્યાં ગમતું. ઘણી વખત તેને કપડાં હાથે ધોવાં પડતાં. પોતાના રૂમમાં કચરો કાઢવો પડતો પણ બિચારો કંઇ બોલતો નહિં. સર્યૂ માની બીકે મણીલાલને કહેતી નહિ. તેને અરૂણની બહુ દયા આવતી, ને હંમેશ તેનું ઉપરાણું તાણતી.

[ ૪ ]

બધી સ્કુલોમાં વેકેશન પડી હતી. બપોરે જમીને સર્યૂ, વિનોદ અને અરૂણ હિંચકા ખાતા હતા. તેવામાં સર્યૂનું ધ્યાન ન રહ્યું ને વિનોદ હિંચકા પરથી પડી ગયો. વિમળા અવાજ સાંભળી દોડી આવી ને અરૂણને ધમકાવવા લાગી: " કેમ અરૂણ, એટલું તારાથી છોકરાને જોવાતું નથી ? ઉંધે માંથે પડયો તે ભાન છે કે નહિ ? આખો દિવસ આમ તેમ ફરવું. છે કંઇ બીજો ધંધો ? હવે તું મોટો થયો, કંઇ ન્હાનો નથી કાલ સવારે સત્તરમું બેસશે. ને સર્યૂ તું એ હમણાં બહુ છાપરે ચઢી છે હોં. અરૂણ જોડે આખો દિવસ શું ગપાટા મારે છે ? હવે મોટી પરણવા જેવડી તો થઇ તોયે અકકલ ન આવી. એમ કોઇની જોડે ઝટ લઇને વાતો કરવા બેસી જવું એ સારૂં ન કહેવાય. કાલથી કરજે બધું કામ પછી જોઉં છું કેમ ગપ્પા મારે છે ? "

" બા મ્હેં શું ગપાટા માર્યા ? અરૂણભાઇ શું કોઇ છે ? મોટા મામાના શાંતિ જોડે તો તું કહે છે વાત નથી કરતી, ને અરૂણભાઇ માટે એમ કેમ કહે છે ? વિનોદ તો મ્હારે લીધે પડી ગયો તેમાં અરૂણભાઇને શા માટે વઢે છે ? એ રીસાઇ જશે ત્યારે ? કાલે પાઠમાં આવ્યું હતું કે કોઇ ઘેર આવે તેની સારી બરદાસ્ત કરવી. જો એનું મ્હોં કેવું થઇ ગયું ? "

" મુંગી મરને તું ! કોણ તને પુછે છે તે ડાહલી થવા બેઠી. હમણાંની બહુ બોલતાં શીખી છે તે આનાંજ કામ લાગે છે બધાં. સાંજે એમને આવવા દો. આજે તમારી વાત છે. "

[ ૫ ]

રાત્રે વાળુ કર્યા પછી મણીલાલ આરામચેર પર પડયા પડયા આજનું વર્તમાનપત્ર વાંચતા હતા. વિનોદ રમવાનાં પાના લઇ અંકો

બનાવવા પ્રયત્ન કરતો, પણ પાનાં વારંવાર પડી જાય એટલે સર્યૂને બોલાવી ગોઠવી આપવા કહેતો. સર્યૂ ટેબલ પાસે પડેલી ખુરશી પર બેસી શાળામાંથી લખવા આપેલો 'પ્રમાણીકતા' ઉપર નિબંધ લખતી હતી. અરૂણ પાસે પડેલા સોફાપર બેસી તાજેજ આવેલો 'ગુણસુન્દરી'નો મહિલા અંક ઉથલાવતો હતો. એવામાં વાંચતા વાંચતા મણીલાલને કંઇ યાદ આવ્યું ને તેમણે વાત કાઢીઃ "અરૂણ, જરા અહિં આવતો." અરૂણ પાસે પડેલી ખુરશી પર બેઠો. મણીલાલે ધીમેથી કહ્યું "અરૂણ, આપણી જ્ઞાતિના વસન્તરાય શેઠને તો તું ઓળખે છે ને? તેમની એકની એક પુત્રી સુવર્ણાનું વેવિશાળ તારી સાથે કરવા તેમણે મને બેચાર વખત કહ્યું. આજેજ સવારે મારી ઑફીસમાં આવી તેમણે બહુ આગ્રહ કરી પોતાની માંગણી કબુલ રાખવા કહી ગયા છે. મ્હેં તને પૂછ્યા સિવાય મારાથી ન થાય એમ જણાવી આજે તો વાત લંબાવી છે. ત્હારો શું વિચાર છે? ત્હારી ઇચ્છા ઉપરાંત હું કંઇ પણ કરવા માંગતો નથી. સુવર્ણાને તું ઓળખે છે કે નહિ? ગયે શનીવારે સર્યૂને તેને ઘેર તેડી જવા આપણે ત્યાં એ આવી ત્યારે ત્હેં એને જોઇ હતી? ખાનદાન કુટુંબની એ કન્યા નમ્ર, વિવેકી તેમજ શાણી છે. માતા પ્રમાણે પુત્રી પણ આવડતવાળી અને વ્યવહારિક બુદ્ધિની છે. સર્યૂની સખી હોવાથી હું તેને સારી રીતે ઓળખું છું. નામ પ્રમાણેજ તે સુવર્ણ જેવી શુદ્ધ-નિખાલસ છે. તને વાંધો ન હોય તો મારી પૂર્ણ સંમતિ છે."

અરૂણ તો સાભળીને જાણે હેબતાઇ જ ગયો. તે ધર્મસંકટમાં આવી પડયો. શું જવાબ આપવો તે તેને સુઝ્યું નહિ. કાકીનો સ્વભાવ તે જાણતો હતો. પોતાનાજ શા હાલ છે, તેનું તેને પુરેપુરૂં ભાન હતું. મણીલાલ તો એ વાતથી અજ્ઞાતજ હતા. હા કહે તો કાકીના હાથ નીચે નાહક ભિખારી બાળા રીબાય. ના પાડે તો લક્ષ્મી સમી કન્યા હાથથી જાય. નાયે ન કહેવાય ને હાયે ન કહેવાય. તે મૌન રહી નીચું જોઇ રહ્યો. મણીલાલ તેના હૃદયમાં શી ગડમથલ ચાલે છે તે સમજ્યા નહિ. ફરીથી તેમણે અરૂણને પૂછ્યું.

"કાકા, હાલમાં શું ઉતાવળ છે. હજી તો હું ભણું છું. હમણાં લગ્ન કરવા મ્હારો વિચાર નથી. જ્યાં સુધી હું પુરતું કમાઇ સંતોષકારક રીતે મારૂં ગુજરાન ન કરી શકું ત્યાં સુધી મ્હારે પરણવાનો વિચારજ ન કરવો જોઇએ, એમ હું માનું છું. લગ્ન પછી કેટલી જવાબદારી માથે પડે છે તે હું સમજું છું. સ્વતંત્ર થયા વગર પરણી હું તે કુમળી કળીને કરમાવવા નથી ઇચ્છતો. અવિનય થતો હોય તો ક્ષમા કરશો. પણ કાકા, તમારા સિવાય જગતમાં મ્હારૂં કોઇજ નથી. તમારા છત્ર નીચે હું સુખમાં દિવસ ગુજારૂં છું. તેથીજ આજે છુટથી વાત કરવા લલચાઉં છું. વસંતરાયને યોગ્ય લાગે તે જવાબ આપશો."

મણીલાલ પહેલા તો સાંભળીજ રહ્યા. અરૂણના વિચાર તેમણે વખાણ્યા પરંતુ વસંતરાયનો આગ્રહ જોતાં ના પાડી તેમનું મન નારાજ કરવાની હીંમત ચાલતી નહિ. આથી અરૂણને તેમણે સમજાવવા માંડયો: "અરૂણ હું બેઠો છું, ત્યાં સુધી તારે શી ચિંતા છે? મ્હારે મન કંઇ તું જુદો નથી. જેવા સર્યૂ, વિનોદ તેવો તું. મારૂં તે તારૂંજ છે. હું કમાઉં છું તે કોને માટે? તમારાજ સુખને માટે. મ્હારો તો વિચાર છે કે વેવિશાળ કરવાં, લગ્ન આવતે વર્ષે કરવા કહેશું. વસંતરાય સુધારક હોવાથી લગ્ન લંબાવવા વાંધો નહિ લે."

પાણીના લોટા લઇને આવતી નિમળાએ

બ્હાર ઉભા ઉભા મણીલાલના શબ્દો સાંભળ્યા. વિવાહની વાત સાંભળી એકની સાથે બે થશે, એ વિચારે તેને કાયર કરી ને તેનો બકવાટ શરૂ થયો.

"હા હવે ભાઇને પરણાવવો બાકી છે, તે પરણાવી લો. સર્યૂ લગ્ન કરવા જેવડી થઇ એને માટે તો આંખજ ઉઘડતી નથી. ભાઇમાં હજી કમાવાની તો સંપત નથી,–તો બૈરીનું શું પુરૂં કરશે ? હું કંઇ બધાના વૈતરાં કરવાની નથી. પરણે તો રહે જુદો. કંઇ ન્હાનો નથી."

મણીલાલે કંઇ-જવાબ દીધો નહિ. બોલવાથી વાત વધી જાય એ વિચારે તે ચુપજ રહ્યા ને હાલ તુરત તો એ વાત બંધ પડી. દિવસે દિવસે વિમળાનો પટપટારો વધવાજ લાગ્યો ને કંટાળી અરૂણે કૉલેજની હોસ્ટેલમાં રહેવા જવાનો વિચાર કર્યો. મૅટ્રીક્યુલેશનમાં તે ફતેહમંદીથી પસાર થયો હતો. અને તેણે ઝેવીયરમાં પ્રીવીયસની ટર્મ ભરી હતી.

[ ૬ ]

"અરૂણભાઇ, તમે કેમ બધું બાંધી ગે ?"

"તને ખબર નથી બ્હેન ? હું હોસ્ટેલમાં રહેવા જાઉં છું."

"કેમ તમને અહિં નથી ગમતું ? હા, હું સમજી. બા તમને વઢે છે તેમાંજ ને ? એ તો મને પણ વઢે છે. તમે બાપાજીને કહ્યું ?"

"હા કાકાએ મને માંડમાંડ રજા આપી છે. બ્હેન, તું કંઇ મનમા ન લાવતી. મારે કયાં સુધી અહિ પડી રહેવું ? હવે કંઇ હું ન્હાનો નથી. હું દરરોજ તમને મળવા આવીશ, પણ સર્યૂ ત્હારા વગર મને જરાયે નહિ ગમે." એટલું કહેતાં અરૂણની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. સર્યૂ પણ રડવા જેવી થઇ ગઇ. બરોબર આઠ મહીને અરૂણે કાકાનું ઘર તજ્યું. વિમળા સિવાય બધાંના મનને દીલગીરી થઇ. સર્યૂ તથા નાનો વિનોદ અરૂણના બન્ને હાથ પકડી રહ્યાં, ને દરરોજ આવવાની કબુલાતે અરૂણ છુટો પડયો.

"બાપાજી, અરૂણભાઇને કેમ કાઢી મૂકયા ? આજે સવારે સર્યૂબ્હેન બહુ રડતી હતી."

"શું કરૂં ભાઇ, કોણ જાણે કયે પુણ્યે ત્હારી મા મ્હારે પનારે પડી છે. એને લીધે અરૂણ ઘરમાંથી ગયો."

"ત્યારે તમે બાને વઢતા કેમ નથી ? હવે મને ગમતું નથી. અરૂણભાઇ પાછા નહિ આવે ?" વિનોદ ગળગળો થઇ ગયો. તેની આંખમાં અશ્રુબિન્દુ ચમકવા લાગ્યાં.

"ના, ભાઇ, હવે કંઇ આવે ! તું રડ નહિ હો. પાછા બોલાવશું. હવે સુઇ જા." નિર્બોધ બાલક આંખો મીચી સૂઇ ગયો.

[ ૭ ]

અરૂણ ગયા પછી છોકરાંઓ આખો વખત એને સંભારી રડતાં ને પાછો બોલાવવા કહેતાં. મણીલાલને પણ પાછી ચિંતા આવી પડી. વિમળા સાથે તે બહુ બોલતો નહિ. પોતાને આશરે પડેલા–માબાપ વિહોણાં ભત્રીજાને ઘરમાં સ્થાન નહિ, એ વિચાર એને મુંઝવતો. વિમળાનો રોજનો પટપટારો ન સહન થવાથી એણે અરૂણને બ્હાર રહેવા સંમતિ આપી. સંમતિ આપતાં એનું દીલ ઘવાયું. દુનીઆ તેને શું કહેશે ? વિમળા આગળ તેનું કંઇ ચાલતું નથી, એમ લોકોમાં બોલાશે એ તે સમજતો હતો. પણ કંકાસથી તે બહુ દૂર રહેતો. રૂચિ વગર ખાધેલું સ્વાદિષ્ટ ભોજન પણ અપ્રિય થઇ પડે છે એ ન્યાયે તેણે અરૂણને ઘરમાં રાખવાનો વિચાર ફેરવ્યો. સર્યૂને અરૂણ વગર ચેન પડતું નહિ. અરૂણના માયાળુ સ્વભાવે વિમળા સિવાય બધાંનાં

મનમાં સદ્‌ભાવ ઉત્પન્ન કર્યો હતો. ફક્ત વિમળાનેજ તે ખૂંચતો. તેના ગયા પછી સર્યૂ વિનોદ આખો દિવસ તેને પુછયા કરતાઃ "અરૂણભાઇને કેમ કાઢી મૂકયા?" પણ વિમળા આથી વધારે ચીડાતી. બે ત્રણ દિવસે અરૂણ કાકાને ત્યાં મળવા આવતો હતો. તે દિવસે જાણે બાળકોને શેર લોહી ચઢતું.

પંદરેક દિવસ સુધી અરૂણ ઘેર ન આવવાથી સર્યૂને ચિંતા થવા માંડી. મણીલાલે ખબર કાઢી તો અરૂણને દશબાર દિવસથી તાવ આવતો હતો એમ જણાયું. મણીલાલ વિમળાને લીધે તેને ઘેર લાવી શકયો નહિ. તેથી તે તથા સર્યૂ ત્યાં જઇ તેની ચાકરી કરતા. સર્યૂની કાળજી ભરી માવજતથી અરૂણને ધીમે ધીમે આરામ થવા લાગ્યો. પરંતુ ચિંતા તથા ઉજાગરાને લીધે સર્યૂને તાવ આવવા લાગ્યો. બે દિવસ તો એણે બહુ ગણકાર્યું નહિ. તેમજ કોઇને કહ્યું પણ નહિ, ત્રીજે દિવસે તાવ બહુ જોશમાં હતો. ડોકટરે નબળાઇ તથા મન પર બોજો જણાવી કહ્યું કે 'એની લાગણી ઉશ્કેરાય એવી કંઇ પણ વાત એની પાસે કરવી નહિ. ફક્ત એનું મન આનંદમાં રાખવું.' સર્યૂ આખો દિવસ અરૂણભાઇને કેમ છે, એમ પુછયા કરતી ને તેનીજ ઝંખના કરતી તથા એને ઘેર લાવવા કહેતી. સર્યૂના તાવે વિમળાને કંઇક નરમ પાડી ને તેણે અરૂણને બોલાવી લાવવા મણીલાલને કહ્યું. મણીલાલને તો બંનેની ચિંતા હતી. સર્યૂનો મંદવાડ હોવાથી તેનાથી અરૂણ પાસે બરાબર જવાતું નહિ. બંને એકજ જગાએ હોય તો બંનેનું સચવાય. તે તરત ગાડી કરી અરૂણને લઇ આવ્યો. અરૂણ ફક્ત સર્યૂને ખાતરજ આવ્યો. હજી તેનામાં થોડી ચાલવાની તાકાત આવી હતી. ધીમેથી સર્યૂના બિછાના પાસે આવી તેણે તેના માથા પર હાથ ફેરવ્યો.

"કોણ, અરૂણભાઇ? તમને બાએ આવવા દીધા? હવે જતા નહિ હોં. મને ગમશે નહિ બાને તો બાપાજી વઢયા હતા. તમે જશો તો હું સારી નહિ થાઉં."

"ના બ્હેન, હું નહિ જાઉં. તું સુઇ રહે. હવે હું અહિંજ રહીશ. જલદી સારી થઇ જા."

[ ૭ ]

આજે શ્રાવણી પૂર્ણિમા એટલે બળેવનો તહેવાર છે. આજે કેટલીએ બ્હેનોનાં અંતરનાં ઉંડાણમાંથી નીકળતી આશિષો બંધુઓને સ્નેહમાં ઓતપ્રોત કરી રહી હતી. નાની સરખી રક્ષામાં રહેલા પ્રેમનાં અનેરાં તત્વો ભાઇ બ્હેનના દિવ્ય સ્નેહને રક્ષા રૂપી સાંકળથી જકડી રહ્યાં હતાં. સર્યૂને મન આજના જેવો આનંદદાયી દિવસ બીજો કોઇ નથી. તે આજે અરૂણભાઇને ને વિનોદને રક્ષાબંધન કરવાની છે. તેણે પોતાને હાથે રક્ષા તૈયાર કરી ને ઉપર ગોટ અને ટીકીથી નાનો સરખો છક્કાર કાઢી ભર્યો હતો. પહેલા કરતાં તદ્દન બદલાયેલી વિમળા પૂર્ણ ઉત્સાહથી રસોઇ કરતી. વસંતરાયની પુત્રી સુવર્ણા સાથે આજે અરૂણનો સંબંધ બંધાઇ ચૂકયો હતો, અને આજે તે જમવા આવવાની હતી. હિંદુ લલનાઓને સાસુપદે સ્થાપિત થવાની બહુ હોંશ હોય છે. વિમળાની એ હોંશ પૂરી હતી. તેનું હૃદય આજે એ લ્હાવો લેવા તલસી રહ્યું હતું. હવે તે અરૂણને પુત્રવત્ પાળે છે. વિનોદ અને અરૂણ બંને તેને સમાન છે. બપોરે સર્યૂ સુવર્ણા (પહેલાંની સખી–હવે તો ભાભી) ને તેડવા ગઇ. વિમળાએ તેના જમણા પગનો અંગુઠો કંકુ લગાડી દુધે ધોયો (જ્યારે વહુ પહેલી વખત આવે છે ત્યારે એ પ્રમાણે પગ ધોવાનો લગભગ બધી જ્ઞાતિમાં રિવાજ છે.)

અને સુવર્ણા કુમકુમ પગલે ઘરમાં આવી. સર્વ-વિનોદના આનંદનું તે પુછવું જ શું ? સાંજે સાગર દેવતાની પૂજા કરી આવ્યા પછી બંને ભાઇઓને રાખડી બાંધી. અરૂણ તરફથી પાંચ અને વિનોદ તરફથી ચાર રૂપીઆ લઇ તે ખખડાવતી પિતા પાસે દોડી ગઇ. અને એ રૂપીઆના ઝણકારમાંથી નીકળતા દિવ્ય સ્નેહનાં સંગીતમાં લીન થઇ ગઇ. વાંચક ! આવતી વસંતપંચમીએ સર્વ તેના અરૂણ-ભાઇના લગ્નની મિજલસમાં પધારવાનું આમંત્રણ દઇ રહી છે. કેમ, શોભામાં અભિવૃદ્ધિ કરશો ને ?



# રક્ષા બંધન.

લેખિકાઃ સૌ. દીપકબા દેશાઇ.

( રાગ )

( રાગ.-વસંત તણે વારણે સખિ. )



બાંધી રક્ષા અમોલી અતિ હર્ષથી હો બ્હેન,
વ્હાલા વીરાનાં લઉં વારણાં સખિ !
ભર્યા ભાવો અનેરા મનમોદથી હો બ્હેન,
વ્હાલા વીરાનાં લઉં વારણાં સખિ !

( સાખી )

હૈયાના હીરથી ગુંથી, મનમૌક્તિકની હાર;
વત્સલતા હીરકણી ઝગે, પ્રેમ પુષ્પ ગુલાબ.
શ્રૃંગાર સોળ સજી બની હું સોહાગિની;
હૃદયે ભ્રાતૃભાવ શો ઉભરાય રે હો બ્હેન,
વ્હાલા વીરાનાં લઉં વારણાં સખિ !



( સાખી )

શીળા ભાવો વીરના, અમૃત વરસે નેન;
અમીઝરણાં શાં જો વહે, અખંડ સ્નેહનાં વ્હેણ.
વ્હાલા વીરાની સાથ ભાભી શી સોહાવતી;
વદને શિયલતેજના અંબાર રે હો બ્હેન,
વ્હાલા વીરાનાં લઉં વારણાં સખિ. !

# "પેલું પોસ્ટ કાર્ડ" યાને "નિરંજના."

લેખિકા: કુ બ્હેન કાન્તા

આજે મને વસંતલાલના પ્રેસમાં રહ્યાને અઢી ત્રણ વર્ષ થયાં. જેમ જેમ દિવસો જાય છે તેમ તેમ મ્હારો અને વસંતલાલનો પરિચય વધતો જાય છે. હું અને વસંત કૉલેજમાંથી સાથે થયેલા અને બી. એ. સુધી એક સરખા સાથેજ પાસ થયા. એટલે વસંત સાથે આજે ૮ વર્ષથી મને મહોબત છે; છતાં આટલા વર્ષમાં મેં કદી એને પ્રફુલ્લિત મને કશામાં રસ લેતો જોયો નથી. કૉલેજમાં હતા ત્યારે એ ભલો અને એના પુસ્તકો ભલાં; અત્યારે જોઉં છું તો એ ભલો, એનું પ્રેસ-ભલું અને એનું માસિક ભલું. વસંત એમ. એ. થયો. એમ. એ. થયા પછી વસંતે એક માસિક કાઢવાનો વિચાર કર્યો. એણે એક પ્રેસ પણ કાઢયું. માસિકનું નામ વસંતે "નિરંજના" રાખ્યું અને પ્રેસનું નામ પણ "નિરંજના પ્રીન્ટીંગ પ્રેસ" રાખ્યું. તે વખતે મને થયું કે નિરંજના નામ વસંતને ઘણુંજ પ્રિય હશે.

વસંત ૨૭–૨૮ વર્ષનો પૂર યુવાન ગૃહસ્થ છે. શરીરે કદાવર, ઉંચો અને ઘઉં વર્ણનો એની મુખાકૃતિ જરા લાંબી અને નાક તીણું અણીવાળું છે. એનું કપાળ ભવ્ય છે અને જોનારને લાગે કે એ એક કોઇ મહાન હોશિયાર વ્યક્તિ છે. કોઇને પણ તેનાપર મોહ ઉપજે એવો એનો આકર્ષક દેખાવ છે. હાસ્ય માત્ર કોઇકવાર જ એના મુખ પર જણાતું. એ હંમેશ વિચારમાં રહેતો અને મોજશોખમાં એને બીલકુલ મઝા પડતી નહીં. આ પ્રમાણે મેં એને પ્રથમ કૉલેજમાં જોયો. કૉલેજમાં વસંત અને હું એકજ બાંકડાપર બેસતા અને તેથી અમારી વચ્ચે ઓળખાણ થયું. હોસ્ટેલમાં પણ એકજ રૂમમાં રહેવાનું થયું એટલે અમારી મિત્રાચારીમાં વધારોજ થતો ગયો. વસંતને ઘણીવાર હું વિચારગ્રસ્ત જોતો ત્યારે, અને કૉલેજની મોજશોખોમાં બીલકુલ રસ લેતાં જોતો નહિ ત્યારે વસંત બહુ દુઃખી માણસ છે એમ મને તરત લાગતું. એનાપરના મ્હારા સ્નેહને લીધે એની ચિંતા દૂર કરવા મને ઘણું મન થતું.

વસંતના બાળપણ માટે હું એટલુંજ જાણતો કે એ માતપિતા વિનાનો અનાથ બાળક હતો તેથી હોસ્ટેલમાં આવી રહ્યો હતો અને હાલમાં પણ એમ. એ. થયા પછી બે ઓરડા રાખી એકલો રહ્યો છે. બાળપણમાં એ એના પિતાશ્રીના કોઇ નિકટના સબંધી રસિકલાલ કરીને હતા તેને ત્યાં રહેતો હતો. વસંત કૉલેજમાંથી ઘણીવાર ત્યાં જતો.

આજે વસંતને મેં સાડાચાર વાગે મ્હારે ઘેર બોલાવ્યો હતો. સાડાપાંચ થયા તોપણ વસંત ન આવ્યો. ૭ વાગ્યા સુધી વાટ જોઇ હું કપડાં પહેરી વસંતને ઘેર ગયો. બારણું

ઠોકયું પણ કંઇજ ઉત્તર ન મળ્યો. ફરી જરા જોસથી ઠોકયું એટલે વસંતના ચાકરે બારણું ઉઘાડયું અને હું અંદર ગયો. વસંતના ઓરડામાં હું ધીરે રહીને દાખલ થયો અને જોયું તો વસંત પોતાના લખવાના ટેબલ પર હાથ ટેકવી, બેઠો બેઠો પોતાના ટેબલ પર પડેલા એક અતિ સુંદર ' પોસ્ટ કાર્ડ ' સામે એકી નજરે જોઇ રહ્યો હતો. વસંત ' પોસ્ટ કાર્ડ ' જોવામાં એટલો તો મશગુલ હતો કે મારા જવાની પણ એને ખબર પડી નહિ. મ્હારી નજર પણ એ પોસ્ટ કાર્ડ પર પડી. એ ' પોસ્ટ કાર્ડ ' અતિ સુંદર કોઇ સ્ત્રી હસ્તાક્ષરથી લખાયલું હતું. વસંતે એને એક સુંદર ફ્રેમમાં મઢાવી ટેબલ પર મુકયું હતું અને જાણે એ ' પોસ્ટ કાર્ડ ' એને પૂજ્ય હોય એમ મને લાગ્યું. આ પોસ્ટ કાર્ડ ત્રણ ચાર દિવસથીજ વસંતના ટેબલ પર મુકાયું હોવું જોઇએ કારણ મેં પહેલા એ કદી જોયું ન હતું.

મ્હારાથી ન રહેવાયું એટલે મ્હેં વસંતને ખભે હાથ મૂકયો. તેને હવે કંઇક ભાન આવ્યું અને એકદમ ચોંકી નજર ઉંચી કરી. તે કંઇક આશ્ચર્ય પામ્યો અને શરમાઇ જઇ તરતજ એણે નજર નીચી ઢાળી દીધી.

મેં પૂછ્યું: ' વસંત ! આજ તું આટલો બધો વિચારમગ્ન કેમ દેખાય છે ? " એને વાસે હાથ ફેરવતો બાજુ પર પડેલી ખુરશી પર હું બેઠો. તેના તરફથી કશો જવાબ ન મળવાથી મેં ફરી પૂછયું: " આજે ત્હને શું થયું છે ? જોની મ્હા તદન ઠંડીગાર થઇ ગઇ છે. ત્હારા મનની મુંઝવણ મને નહિ કહે ? તું નથી જાણતો કે તને દુઃખી જોઇ મ્હારો આત્મા કેટલો બળે છે ? "

વસંતના મનમાં કંઇક અસર થઇ હોય એમ મને લાગ્યું. તેણે ઉંચું જોયું. પેલા પોસ્ટ કાર્ડ સામુંજ ફરી એની નજર પડી અને બે અશ્રુબિંદુ એની આંખમાંથી સર્યાં.

મ્હારા ખભાપર પોતાનું મસ્તક ઢાળી દઇ વસંતે કહ્યું: " ભાઇ જ્યોતિષ ! મ્હારા જીવનનું સાર્થક હવે થઇ ચુકયું છે મ્હારા માસિકની કિંમત આજે અંકાઇ ચુકી હોય એમ મ્હને લાગે છે. લે જો આ પોસ્ટ કાર્ડ." કહી વસંતે પેલું ફ્રેમમાં બીડેલું અતિમોહક ' પોસ્ટ કાર્ડ ' મ્હારા હાથમાં મુકયું. મેં તે આતુરતાથી લીધું અને નીચે પ્રમાણે વાંચ્યું:

કુંજ વિલા, મલબાર હીલ,
મુંબઇ તા. ૬ ઠ્ઠી ઓગસ્ટ' ૨૬

મી. એડીટર,
" નિરંજના પ્રીન્ટીંગ પ્રેસ."
સેન્ડહર્સ્ટ રોડ, ગીરગામ.

આપનું 'નિરંજના' નામનું માસિક મેં જોયું છે, ત્યારથી તેમાંના લેખો, વાર્તાઓ, ચિત્રો અને બીજી અન્ય માહીતીઓ માટે મને ઘણું ગમ્યું છે, માટે આવતા માસથી મ્હારા નામનો આપના ગ્રાહકોની સંખ્યામાં વધારો કરી આભારી કરશો. લવાજમ મની-ઓર્ડરથી મોકલ્યું છે. એજ

લી. સૌ નિરંજના શશીકાન્ત દલાલ.

આ પ્રમાણે પોસ્ટ કાર્ડ લખાયલું હતું. હું તો એ વાચી વિચારમાં પડી ગયો. એક સ્ત્રી ગ્રાહક વધવાથી વસંતને જીવનનું સાર્થક શી રીતે લાગ્યું હશે ? વળી જે નામનું વસંતનું પ્રેસ—જે નામથી ચાલતું એવું માસિક, અને તેજ નામની આ સ્ત્રી. આ બધો ભેદ હું તો કઇ સમજી શક્યો નહિ. શું આ બ્હેન સાથે વસંતને પહેલેથી કાંઇ સંબંધ હશે ? પણ આટલા વર્ષથી વસંતને મુખે આ નામ કદી સાંભળ્યું નથી. પ્રિય વાંચક ! નિરંજના કોણ હશે તે હું કળી શકતો નથી. આ નિરંજનાએજ વસંતના મનને ઉદ્વેગી બનાવ્યું હોય એમ મને લાગ્યું.

આમ હું વિચાર કરી રહ્યો હતો એટલે વસંતે પૂછ્યું: "જ્યોતિષ! કેમ કાંઇ બોલતો નથી? શું આ પોસ્ટકાર્ડે તને પણ દિગ્મુઢ કરી દીધો છે? મેં ઉત્તરમાં કહ્યું: "વસંત! આ બધો ભેદ હું કળી શકતો નથી. આ એક સ્ત્રી ગ્રાહક તરફથી મળેલા પોસ્ટકાર્ડને આટલી બધી અગત્યતા તેં શામાટે આપી હશે? એ બધું હું કલ્પી શકતો નથી. માત્ર એટલુંજ અનુમાન કરી શકું છું કે આ બ્હેનનું નામજ યાદ રાખવાને ખાતર કદાચ ત્હેં ત્હારા પ્રેસ અને માસિકનું નામ 'નિરંજના' રાખ્યું હોય."

વસંતે એક દીર્ઘનિશ્વાસ મુકી કહ્યું: "ભાઇ જ્યોતિષ! આજે ત્હને મ્હારી જીંદગીનુ બધું રહસ્ય કહી મ્હારાં હૃદયદ્વાર ત્હારી આગળ ખુલ્લાં મૂકવાનું મને મન થાય છે. તેં આજે પાંચ પાંચ છ છ વર્ષથી મારા જીવનને રસિક બનાવવાનું મથન કર્યું છે. ત્હને મારી વાત ન કહું તો કોને કહું? લે સાંભળ મારી જીવન કથા: મ્હારા બાળપણ વિષે તું તદ્દન અજ્ઞાનજ છે માટે પ્રથમથીજ હું મ્હારો ઇતિહાસ શરૂ કરીશ. હું માત પિતા વિનાનો અનાથ બાળક છું. નાનપણમાંથી મ્હારા પૂજ્ય માતા પિતા મ્હને ભાઇ બ્હેન વિનાનો એકલો મુકી આ અસાર સંસાર છોડી સ્વર્ગે સીધાવ્યાં. તે વખતે મારૂં કોઇ નિકટનું સગું નહિ હશે, એટલે મ્હારા પિતાશ્રીના ખાસ મિત્ર રસિકલાલ મને પોતાને ઘેર લઇ ગયા અને એક પુત્ર જેટલી મારી કાળજી લીધી. અણસમજુ હતો એટલે રસિકલાલ અને તેનાં પત્નિ મદનલક્ષ્મીને જ માત પિતા સમજતો અને એના છોકરાઓ પણ મને 'મોટાભાઇ' કહી બોલાવતા. પછી હું નિશાળે જતો થયો અને કંઇક સમજણમાં આવ્યો.

વર્ષો વિત્યાં અને હું અંગ્રેજી ૫ મી ક્લાસમાં આવ્યો. તે વખતે રસિકલાલનો મોટો છોકરો ૧૧-૧૨ વર્ષનો હતો. એક છોકરી ૯-૧૦ વર્ષની હતી. તેથી નાના બે છોકરાઓ હતા. સર્વે મને મોટાભાઇ કહી સંબોધતાં. એ છોકરાઓને પણ મ્હારા પર ઘણો પ્રેમ હતો. પોતાનું લેસન પણ મ્હારી પાસેજ શીખતાં. હું પણ તેમને રીઝવવામાં જ આનંદ પામતો! એ ચાર ભેગી પાંચમી અમારા પાડોસી મોહનલાલની નીરૂ પણ આવતી. એની ઉમ્મર પણ તે વખતે ૯-૧૦ વર્ષની હતી. મોહનલાલ અમારા જુના પડોસી હતા અને ઘણાજ માયાળુ ગ્રહસ્થ હતા. તેમને એકજ પુત્રી હતી અને તેનું નામ નિરંજના રાખ્યું હતું."

"નિરંજના અમારી બાળરમતમાં ભાગ લેતી અને આખો દિવસ અમારી સાથેજ રહેતી. જ્યારે રસિકલાલના છોકરાં શીખવા બેસે કે એ પણ પોતાનું પુસ્તક લાવે ને કહે 'મ્હને શીખવો.' કોઇકવાર એ પાંચેને રીઝવવા હુ વાર્તાઓ જોડી કાઢતો અને હસવાની રમુજી વાતો કહી એ લોકોને ગમ્મત કરાવતો. નિરૂ આ બધામાં બહુજ રસ લેતી જણાતી. મ્હને પણ રસિકલાલના છોકરાંઓ પર પ્રેમ હતો તેથી વિશેષ નિરૂ પર લાગ્યો. જ્યારે છોકરાઓ મસ્તી કરતાં ત્યારે મારી નજર નીરૂ પરજ રહેતી, કોઇવાર મને છોકરાંઓ વાંચવા દેતાં નહિ અને ચોપડી હાથમાંથી ઝુંટાવી લેતાં. તેમાં નિરૂ પણ સામેલ હતી. લખતો હોઉં ત્યારે તો મ્હારો હાથ હલાવી જાય. વાંચતો હોઉં તો છાનામાના આંખો બંધ કરી જાય નિરંજના કોઇક વખત મ્હારી કામની ચોપડી પર લખી પણ જતી. પણ કુદરતી રીતેજ મ્હને જરાય ગુસ્સો આવતો નહિ. હું તેમાં હરખાતોજ અને મને મઝા પડતીજ. પણ ફરી એમ ન કરવા એને સમજાવતો. અને લેસન કરવામાં છોકરાઓ હેરાન કરવા ત્યારે જેમ તેમ સમજાવી એ લોકોને દૂર કરી ફરી વાંચવા બેસતો. આ પ્રમાણે દિવસ વ્યતિત

થતા. જેમ જેમ સમય પસાર થતો હતો તેમ તેમ નિરંજનામાં કંઇ નવીનતાજ જણાતી અને નિરંજનામય જીવન થતું જતું લાગ્યું. એ અદ્દભુત દેવી નિરંજનાએ મ્હારા મનમાં અજબ લાગણી પેદા કરી હતી. નિરંજના ઘડું વર્ણની હતી. છતાં એ અતિ મોહક લાગતી. એને ગાવાનો પણ અત્યંત શોખ હતો. ગાંડુ ઘેલું આખો દિવસ લવ્યા કરતી. એના એ અર્થ વિનાના ગીતડાંમાં પણ મને કંઇક અવનવી મધુરતા લાગતી;અને મ્હારા મનને આશ્વાસન મળતું હોય એમ મને લાગતું. પણ નિર્દોષ નિરૂ આમાંનું કંઇ સમજતી નહિ. આમ દિવસો જતા હું મેટ્રીકમાં આવ્યો. તે વખતે મને એવો વિચાર આવ્યો કે ભવિષ્યમાં નિરૂ મ્હારી થાય તો કેવું સારૂં ? અરે રે ! પણ જ્યોતિષ ! આ વસંતના એવાં અહોભાગ્ય ક્યાંથી હોય ? હું અનાથ બાળક સગાસંબંધી વિનાનો. મોહનલાલ તો મ્હોટા શેઠીઆ; વળી એકની એક પુત્રી એટલે મ્હારા જેવાને તો નજ આપે, એમ ધારી હું નિરાશ થતો. હું મારા મનનું કહ્યું કોઇને કહેતો નહિ. મૂંગે મોઢે પ્રભુએ જે સ્થિતીમાં મૂકયો હતો તેમાંજ આનંદ માનતો અને હજુએ તેમજ છે."

"એટલામાં મેટ્રીકની પરીક્ષા આવી. બધા વિચારો બાજુએ મૂકી હું વાંચવામાં તલ્લીન થયો અને મેટ્રીક પાસ થયો. પછી મ્હારે કોલેજમાં જવાના દિવસો પાસે આવ્યા. પિતાજી થોડી પૂંજી મૂકી ગયા હતા એટલે મને વિચાર આવ્યો કે મ્હારે કોલેજની હોસ્ટેલમાં જઇનેજ રહેવું. પૂરતી સમજણમાં આવેલો એટલે એ આખા કુટુંબનો અત્યંત પ્રેમ હોવા છતાંએ મને એ લોકને ત્યા વધુ રહેવું ગમ્યું નહિ. મ્હારો આ વિચાર મ્હારા પાળક માતાપિતાને મેં જણાવ્યો. એ સાંભળી એ લોક ઘણાજ દીલગીર થયા અને મને એ લોકથી વિખુટા ન પડવા ઘણું સમજાવ્યો છતાં હું તો એકનો બે થયો નહિ. આખરે મને હોસ્ટેલમાં રહેવા જવાની તેમણે રજા આપી, પણ મ્હારે રોજ એ લોકને ઘેર જઇ મળી આવવું, એવું વચન તેમણે લીધું.

"કોલેજમાં જવાના દિવસો પાસે આવ્યા ત્યારે છોકરાઓને ખબર પડી કે હું અન્ય સ્થળે રહેવા જાઉં છું. આ સાંભળી એ લોકના શોકનો પાર રહ્યો નહિ અને "મોટાભાઇ અમને તમારા વગર નહિ ગમે, અમને એકલાં મૂકી તમે જશો નહિ" વગેરે કહી મને ઘણું સમજાવવા લાગ્યા. નિરૂને પણ આ વાતની ખબર પડી. હું આબાપ વિનાનો નિરાધાર બાળક હતો તેથી રસિકલાલને ત્યાં ઉછરી મોટો થયો હતો એમ પણ એણે જાણ્યું. આ સાંભળી નિરંજના બહુ આશ્ચર્ય પામી અને દુઃખી થઇ.

"એ દિવસની મ્હને આજે સ્મૃતિ આવે છે ત્યારે હૃદય ફાટી જાય છે. એ નિર્દોષ બાળાના શબ્દો મ્હારે કાને અથડાતા હોય એમ મને લાગે છે. તે દિવસે નિરંજના "મોટાભાઇ તમને મારી બા બોલાવે છે" કહી પોતાને ઘેર તેડી ગઇ. હું ગયો કે તરત રડવા લાગી અને કહ્યું કે "મોટાભાઇ! મને એકલી મૂકી અન્ય સ્થળે રહેવા જશો ના. તમે મારે ત્યાં રહેતા હોત તો હું કદી જવા દેત નહિ. તમે જશો પછી મારૂં લેસન મને કોણ કરાવશે ?" પછી એની માતા આગળ જઇ કહેવા લાગી: "બા ! મોટાભાઇને આપણે ત્યાં રાખોની. મને તો લાગે છે કે એજ મારા ભાઇ છે." હું આ બધું સાંભળી અવાચકજ થઇ ગયો. થોડીક વાર મુંગા રહ્યા પછી નિરૂને મેં શાંત પાડી અને સમજાવીને કહ્યું કે "કોલેજમાં જઇએ એટલે ત્યાંજ રહેવું પડે. હું કોલેજમાંથી તને ત્હારા પાઠ શીખવવા આવીશ માટે બીલકુલ ગભરાઇશ નહિ." વિગેરે કહી એ પ્રેમાળ બાળાને રીઝવી હું ઘેર ગયો."

" કોલેજ ઉઘડી અને દરેકને દુઃખી કરી હું હોસ્ટેલમાં રહેવા ગયો. જ્યોતિષ ! ત્યાર પછીનું તો સર્વ તને વિદિત છે. મ્હારા જીવનની બાહ્ય રૂપરેખા તો તારી જાણમાં છે. માત્ર અંદરનું સમાયલું રહસ્ય જ તને વિદિત ન હતું. કોલેજમાં ત્હારી સાથે મિત્રાચારી થઇ. કોઇ સાથે મને બોલવા ગમતું નહિં પણ મ્હારા જીવનને રસમય બનાવવાને જેમ કોઇ દૈવી શક્તિ મને દેખાઇ હોય તેમ તું મને લાગ્યો અને ત્હારી સાથે મેં ગાઢ મૈત્રી કરી. આપણે બી. એ. સુધી સાથે જ પાસ થયા કીધું. આ ચાર વર્ષો દરમ્યાન નિરૂ મોટી થઇ ગઇ.

" હું એમ. એ. માં ગયો. નિરૂ પણ ૧૬ ૧૭ વર્ષની યુવાન બાળા થઇ. એ થોડું ઘણું અંગ્રેજી શીખેલી હતી. મ્હારા હોસ્ટેલમાં રહ્યાંથી હું એને થોડું મળતો એટલે અમારો પરિચય કંઇક ઓછો થતો ગયો. વળી એના પિતાએ સ્વજ્ઞાતિના એક પૈસાદાર યુવક સાથે એના વિવાહ કર્યા અને ૧૮ વર્ષની થાય તે પહેલાં લગ્ન પણ કરી દીધા. નિરંજના સાસરે ગઇ પછી હું એને મળ્યો નથી. રસિકલાલ શેઠ એ મકાન ખાલી કરી બીજે ઠેકાણે રહેવા ગયા હતાં અને નિરૂના લગ્ન પછી મોહનલાલ શેઠ અચાનક ન્યુમોન્યા થવાથી સ્વર્ગે સીધાવ્યા હતા એટલે નિરૂના માતુશ્રી પોતાને વતન જઇ રહ્યાં. "

" રસિકલાલને ત્યાં હું વારંવાર જ્યાજ કરતો અને હજીએ જાઉં છું. રસિકલાલે મને એક બે વાર લગ્ન માટે પુછ્યું હતું પણ મેં નામરજીજ બતાવી હતી. મ્હારા જીવનમાં મને કંઇ રસ પડતો નહિ તેથી એમ. એ. થયાં પછી શું કરવું તે સુઝ્યું નહિ. પણ મારા વિદ્યાર્થી જીવન દરમ્યાન મને એમજ થતું કે " નિરંજનાનું " નામ કોઇ પણ પ્રકારે અખંડ રહે એવું મારે કંઇ કરવું. વળી આ જીવન લોકસેવા બજાવી પરમાર્થમાં ગાળવાની પણ મારી મોટી ઉમેદ હતી. આ બન્ને ચીજો કયે પ્રકારે એક કાર્યથીજ સાધી શકાય એમ મને વિચાર આવતાં એક પ્રેસ ઉઘાડી ' નિરંજના પ્રિંટીંગ પ્રેસ ' નામ રાખું એવા નિર્ણય પર આવ્યો અને તે અમલમાં મુકાયો. પછી સાહિત્ય દ્વારા લોકસેવા કરવા માટે એક માસિક કાઢવાનું મન થયું અને તેનું નામ ' નિરંજના ' રાખ્યું.

ફરી વસંતે બોલવા માંડયું: " મ્હારી જીંદગીનો હેતુ એ હતો કે હું માસિક કાઢું અને એ ' નિરંજના' ના નામે પ્રખ્યાત થાય અને એના હાથમાં એ આવે અને વાંચી મારી ગ્રાહક થાય. આજે એ આશા પણ 'પોસ્ટ કાર્ડે' પૂરી પાડી છે. ત્રણ ચાર દિવસ પર આ પોસ્ટ કાર્ડ મને મળ્યું. એ મળતાં મ્હારા આનંદનો પાર રહ્યો નહિં. "મારા માસિકની કીંમત આજે અંકાઇ " એવા હૃદયોદ્‌ગાર મુખમાંથી નિકળી પડયા. એ પોસ્ટ કાર્ડને હું અદ્વિતીય સ્થાન આપું છું અને તેથી મારૂં પૂજ્ય ગણી મ્હારા ટેબલપર ફ્રેમમાં મઢાવી રાખ્યું છે. આ પોસ્ટ કાર્ડ મારામાં નવીન આશા-નવું ચેતન આપ્યું હોય એમ મને લાગે છે. " આટલું બોલી વસંત અટકયો. એની આંખો અશ્રુથી ભરાઇ આવી.

# બારડોલી.

લેખક: રા. છગનલાલ મોતીલાલ તપોધનમ

( ચાલો...ઉડીને...આજ રમત રમીએ નવી...રે. ) એ રાગ.

સુંદર ભારતમાં...અણમૂલો એક મહાલ છે...રે...
જેનું શુરભૂમી કે...બારડોલી...નામ...
જે, જે શ્રવણે સુણશે...પાતક સર્વ ટળી જાશે રે...સુંદર. ૧

(સાખી) કૃષિકારો વસતા ઘણા.. કરતા કૃષિનું કામ...
અન્યોન્ય સહુ સ્નેહથી...સંપી રહેતા તમામ...
ત્યાં તો ચાલુ સાલે મહેસુલમાં વૃદ્ધિ થઇ...રે...
જેથી સર્વ પ્રજાનાં મન થયાં ઉદાસ ..
ત્યારે સર્વ જનો તો સંપીને રોજે ભજ્યા રે...સુંદર. ૨

(સાખી) કીધી સ્તુતિ ઇશની...નોંધારા આધાર
વારે ચઢજો વિઠ્ઠલા...સુણી પ્રજાનો પોકાર
જેથી પ્રભુના પેગંબર...રૂપે ત્યાં આવીયા...રે...
જે છે સાચી ગુર્જર...ગિરાના સરદાર...
જગમાં નામ ગાંધીને પટેલનાં...દીપાવીયાં...રે...સુંદર. ૩

(સાખી) કીધી પ્રજા સૌ એકઠી...બારડોલી મુકામ
શાંતિ સ્થાપી સર્વમાં...આપ્યાં હિંમત હામ...
પ્રથમે સિમલાની ઑફીસે...દાદ ઘણી કરી...રે...
લખીયું રૈયત સઘળી થઇ રહી છે હેરાન...
ત્યારે જપ્તીના હુકમોની રમખાણો થઇ...રે...સુંદર. ૪

(સાખી) ધન, માલ, ઘર જપ્ત કર્યાં ...વળી ઢોર, ખેત જમીન...
કીધો સહુએ સંપથી...સત્યાગ્રહ સ્થાપિત...
મરીશું...જેલે જઇશું...પણ મહેસુલ નહિ...આપશું...રે...
એવી સર્વજનોએ લીધી પ્રતિજ્ઞા સાર...
પ્રભુ એમ રક પ્રજામાં નવચેતન રસ...રેડજો...રે...સુંદર. ૫

(સાખી) નવચેતન રસ...વેંઢથી...નવજીવન તો થાય...
હિંદુ અને મુસલીમ સહુ...સંપે રહેજ સદાય...
જાણો જન્મભૂમીને જનની...સ્વર્ગ સમાન...છે...રે...
લહી સૌ કરજો તન મન...ધન...કુરબાન...
સહું પ્રભુ ભારતમાં હો...સોનાનો સ્વરાજ્યનો...રે...સુંદર. ૬

# ભિખારણ.

લેખકઃ રા. "વિનાયક"

વર્તમાન સ્થિતિ ગમે તેવી હોય તો પણ એના કરમાયલા, શીક્કા વદન પર બારિકીથી જોનારને ભૂત અમીરી ઝળકતી દેખાયા વિના રહેતી નહિ. આજ કેટલાંય વર્ષનાં પ્રભાત ઉગ્યાં ને આથમ્યાં. કેંક શિયાળાની કકડતી ઠંડી પૃથ્વી માતાની ગોદમાં લપાઇને એણે સહી હતી. કેંક ઉન્હાળાના પ્રખર તાપ ધનિક-લત્તાના માર્ગ પર નીતરતે દેહે એણે સંહ્યા હતા. કેંક ચોમાસાનાં ભયંકર વાવાઝોડાં કંપાવનારાં ગગનગર્જન અને આખીય પૃથ્વી જાણે હમણાંજ બાળી ભસ્મ કરશે એવી ત્રાસદાયક વિજળી, કાળરાત્રીનાં તુમુલ તોફાન વચ્ચે એણે એક નિર્જન બન્ધ મકાનના ઓટલાપરજ જોયાં અને સહ્યાં હતાં.

એ એક ભિખારણ હતી. હતી તો ભિખારણ પણ એના તરફ જોનાર ભાવભીનો બન્યા વગર ન રહેતો. સ્ત્રીઓની તો એ સ્હેજે અનુકંપા મેળવતી. અને એ જ્યારે પ્રભાતના પ્રથમ પ્રહરે પોતાના અતિ મધુર કંઠથી ગીત આલાપતી ભિક્ષા લેવા નીકળતી, ત્યારે મીઠી નિદ્રામાંથી જાગતાંજ પ્રભુનું ભાન થઇ જતું. એનો કંઠ અતિવ મધુર ને કોમળ હતો. એના ગાનમાં એક એવી આકર્ષક ભાવભરી કરુણતા સતત વહ્યા કરતી કે એ ગાતી ત્યારે આ યંત્રવત્ જગતપ્રવાહ પરબ્યાત સ્થિર થઇ જતો. પાછી મજુરીએ જતા મજુરનો વખત પુરાઇ ગયો હોય, કે શાક લેવા નીકળેલા શેઠીઆ કે નોકર-રસોયાને ગમે તેટલું જલદી શાક લાવવાનું હોય; મોર્નિંગ ટાઇમે મોડું થવાથી દોડતા વેગે જતા વિદ્યાર્થી હોય કે દર્દીની છેલ્લી ઘડીએ વિઝિટ લેવા, કાયદા મુજબના છેલ્લા પાવરથી દોડતી મોટરમાં જતા ડોકટર હોય; સર્વેને એ ભિખારણ પોતાનો સુન્દર આલાપ કાઢે ત્યારે ત્યાં અટકીજ જવું પડતું.

મધુરતા એ એક પ્રકારનું મહાબળ છે. સર્વ આકર્ષણના કેન્દ્ર દેદિપ્યમાન સવિતાદેવે પ્રભાત અને સન્ધ્યા પ્રકટાવ્યાં કે સાધ્યાં ન હોત તો એની કોઇ પૂજા ન કરત. ભરી પ્રકૃતિના સમ્પૂર્ણ સૌન્દર્યરૂપ શશિરાજે પૂર્ણિમા કે ચાંદની પ્રકટાવી કે ચમકાવી ના હોત તો એનાં કાવ્યો કોણ રચત ? મધુરતા લાગણીને ભાવનામય બનાવી પોષે છે-વિકસાવે છે. અભિમાનીને નમ્રતાના પાઠ પઢાવે છે; કામીઓ પાસે નિષ્કામની કિંમત કરાવે છે. મધુરતા એટલે પ્રેમ અને પ્રેમ એટલે મધુરતા. અને બન્ને એક થયાં એટલે તે સાધુતા. મોટા મોટા મુનિવરોને પ્રકૃતિની મધુરતાએજ ઇશ્વરની પ્રથમ ઝાંખી કરાવી છે.

આ ભિખારણને મધુરત દેવી વરી ના હોત તો આ જીવનમાંથી એ ક્યારનીય ભૂખી ને તરસી રિબાઇ રિબાઇ પૂરી થઇ હોત.

× × ×

એની કથા કરુણ છે. રૂઢિવશ હિન્દુપ્રજાનો એમાં ક્રૂર ઇતિહાસ છે.

ઘણી ઉચ્ચ ગણાતી કેટલીક હિન્દુ કોમોમાં લગ્નનાં સાટાં થાય છે. એટલે કે પોતાની પુત્રી આપીને સાટામાં–બદલામાં પુત્રી લેવી. મણીના કાકાની ઉમ્મર મોટી હોવાથી એના બાપે કાકાના સાટામાં અઢી વર્ષની ઉમ્મરે એને પરણાવી દીધી હતી. બિચારી દુઃખમાં જન્મી દુઃખમાંજ મરવા સરજાયલી હોય તેમ છ જ માસ લગ્નને થયા ને એનો બાલપતિ મરણ પામ્યો. દુઃખના ડુંગર બાલપણમાંજ એના ઉપર ખડકાયા.

સુખી કે દુઃખી, દિવસોને જતાં વાર લાગતી નથી. કાળનું ચક્ર નિયમિત ગતિથી એનું કાર્ય કર્યું જ જાય છે. આજે મણીની વય ૧૬ વર્ષની હતી. હવે એ મોટી થઇ વૈધવ્યધર્મ (!) પાળવો જોઇએ.

સઘળા શુભ પ્રસંગો ત્યાજ્ય ગણી દુનિયાના બધાં દુઃખો પોતાના માની સદા શોકમય જીવનમાં ઝરાયા કરવું તેનું નામ વૈધવ્યધર્મ. ઘરને ખૂણેજ જીવન પસાર કરવું, આ ફાની દુનિયાની માયાવી વસ્તુઓ ઉપર નજર સુદ્ધાં ન નાખવી, કોઇ પણ પરપુરુષ સાથે બોલવું નહિ–ત્હેની સ્હામેય ના જોવું, સાસરે હોય તો જેઠાણી દેરાણી અને પિયર હોય તો બ્હેન ભોજાઇનાં છોકરાં રમાડવાં, રસોડાં સિવાય જગતનાં કોઇ પણ અન્ય વ્યાપારમાં એણે માથું મારવું નહિ–હાં, સગાસમ્બન્ધી કે ઓળખાણ પિછાણમાં કોઇ મરી ગયું હોય તો ત્યાં જઇ આગલું પાછલું સંભારી, છાતી કુટી, રાગડા તાણી રડવાં આરડવુંજ જોઇએ. આ બધા વૈધવ્યધર્મના પેટા નિયમો છે. આ સિવાય અધિકારહીન એક પણ કામ વિધવા કરે-તો ત્હેનો દેવ રૂઠશે. આખું જગત નર્કમા જાય–એથી ત્હેના સગાસમ્બન્ધી કે આડોશીપાડોશી એને ધગધગતા ઉન્હા ડામ દેતાં ના અચકાય. !

કમનશીબ બિચારી મણી. દુર્ભાગ્યમાં ખામી હશે તે ઇશ્વરે એને સૌન્દર્યવાન બનાવી. એટલે એને તો નમાલામાં નમાલા નિયમનું કડકમાં કડક રીતે પાલન કરવાનું. જો ચુકી તો હાર માર્યા.

કોઇ પ્રેમના પેગમ્બરે, જીવનના કલહોમાં પ્રેમથી વિજય મેળવી શકાય છે, એમ કહ્યું છે. બિચારીના કર્મે એ સૂત્ર પણ જુઠું ઠર્યું. મણી દેખાવે સુન્દર તેમ સ્વભાવેય સ્નેહાળ હતી. ઘણા દુઃખી પ્રાણીઓ એના સ્નેહભર્યા બે શબ્દોથી શાન્ત પડયા હતા. પણ એના વૈધવ્યધર્મના પાલનમાં એ સ્નેહવૃત્તિજ શંકારૂપ નીવડી. મણી આબાલવૃદ્ધ સાથે સ્નેહભરી વર્તણુક રાખતી. એક વખત કાંઇક કાંઇક કામે બીજે ઘેર એને પ્રભુદાસ પાસે જવું પડયું.

પ્રભુદાસ એક ઉછળતો આદર્શવાદી નવજુવાન હતો. નવયુગના સંસ્કાર એનામાં જાગૃત થવા લાગ્યા હતા. ગુજરાતને અને તેની સાથે હિન્દને–જગતને નવસંસ્કૃતિના મહાનમન્ત્રો જીવનમાં રટાવવાના એને સ્વપ્ન આવતાં. એણે સંસ્કૃતિનો જીવનમન્ત્ર પોતામાં પચાવવા માંડયો હતો.

પ્રભુદાસનો સ્નેહભર્યો ભાવ મણીએ અનુભવ્યો. એણે જીવનમાં આજેજ આવો સ્નેહ જગતમાં હશે એમ જાણ્યું. તે પછીથી પ્રભુદાસનું સંસ્કૃત વર્તન એના હૃદયમાં સમી ગયું. વખત જતાં પ્રસંગ મળતાં મણીએ એક વખત પોતાની હૃદયકથા પ્રભુદાસને કહી નાખી. વિધવાનું સંસાર ઝાળમાં બળતું જીવન પ્રભુદાસને અસહ્ય લાગ્યું. તે પછી એઓ કોઇક વખત મળતાં અને ભવિષ્ય ઉકેલવા મિથ્યા પ્રયત્ન કરતાં.

પણ વૈધવ્યધર્મના કાયદાનું મણી આમ છડેચોક ખન્ડન કરે એ હિન્દુ સમાજથી

જોઇ રહેવાય ! તો તો હિન્દુ ધર્મ રસાતાળ જાય. દુનિયા નર્કના કીડાથી ખદબદી ઉઠે ! ભાભીની કરડી આંખ મણી ઉપર શરૂ થઇ. માબાપ તો ગુજરી ગયાં હતાં. એ તો દુઃખમાં દુઃખ કમેશાબાજ કરે. જગતનો એવો ક્રમ થઇ પડગો છે. અન્ય પાડોશી બૈરાં પણ આંગળી ચીંધી વાતે વળગ્યાં. ન છુટકે પછી એ પ્રશ્ન ભાઇને હાથ પર લેવો પડયો ને બિચારી વિધવા બ્હેનને હિન્દુધર્મની હયાતી ખાતર નોટીસ આપવી પડી. "પ્રભુદાસ સાથે બોલશે તો ઘર બહાર કાઢીશ."

મણીને હવે આ અસહ્ય થઇ પડ્યું. પોતાનાં દુખી જીવનમાં પ્રભુદાસ તરફથી જે કાંઇ બે શબ્દ શાન્તવનના મળતા તેય મા ભાઇને ખુંચ્યા. ભાભીનો કોપ તો દીને દીને વિકરાળ રૂપ લેતોજં હતો. એક દિવસ મણીને ચોરીછુપીથી પ્રભુદાસ સાથે વાત કરતાં ભાભીએ જોઇ. પરવાર્યાં. રાત્રે ભાઇ દુકાનેથી આવ્યા ને બિચારી નિરાધાર વિધવાને ભૂખી ને ભૂખી ઠોકર મારી બળજોરીથી બહાર કાઢી. બારણા સખ્ત રીતે ભીડી દેવામાં આવ્યાં. એક નિર્દોષ અને નિરાધાર સ્ત્રીના આવા બેહાલ કર્યા પછી ભાઇભાભીને મન શાંન્તિ વળી. પ્રભુનો પ્રકોપ ઓછો થયો જણાયો. એ હિન્દુસમાજ !!!

× × ×

તે દિવસની મણી તેજ આજની ભિખારણ.

× × ×

બાગની શોભાનો સમ્પૂર્ણ આનન્દ ભોગવવો હોય તો પ્રકૃતિના નિષ્કામ ભકત બનવું પડે. ભિખારણના નશીબે કે કમનશીબે એના ગાનનો–એની મિઠાશનો એક ઘેલો ભક્ત આ શહેરમાં જણાયો.

પ્રભુદાસ આજ મહિનાએક થયા આ શહેરમાં આવ્યો હતો, અહી એક "વિશ્વસંઘ" નામની સંસ્થા જનસેવાના કાર્યોમાં ઘણોજ સારો ફાળો આપતી હતી. એના પ્રમુખ એક પ્રખર વિદ્વાન અને મહાન તત્વજ્ઞાની હતા. કેટલાંક કાર્યોર્થે પ્રમુખ સાહેબ અઠવાડીયાં માટે પ્રભુદાસના શહેરમાં ગયા હતા. પ્રભુદાસે એ વખતેજ બી એ. એલ.એલ. બી. ની પરીક્ષા ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવી પસાર કરી હતી. નવ સંસ્કૃતિનાં સ્વપ્નમાં રાચતા સેવાપરાયણ દિલને વકીલાતનો જુઠ્ઠો અને લાંચીઓ ધંધો કરવા કરતાં કાંઇક સેવાકાર્ય સાધવું હતું. એવામાં પેલા પ્રમુખ સાહેબે પોતાના "વિશ્વ સંઘ" દ્વારા વિશ્વમન્ત્ર ફુંકવા સંઘમાં જોડાવા વિનંતિ કરી. વધુ વાટાઘાટ અને સહવાસે પ્રમુખ સાહેબનું દિલ પ્રભુદાસમાં વધુ પરોવાયું ને "વિશ્વસંઘ" ના મુખ્ય મન્ત્રી તરીકે જોડાવા કહ્યું. સંઘના એક મન્ત્રી અમેરિકા માનસશાસ્ત્રના ખાસ અભ્યાસ માટે જતા હોવાથી ત્હેમની જગ્યાએ કોઇ ઉત્સાહી અને ભાવનાશીલ મન્ત્રીની જરૂર હોવાથી પ્રભુદાસનાં સ્વપ્નાં સિદ્ધ કરવાની એને ઘણી જલદી તક મળી ગઇ હતી.

પ્રભુદાસ નિષ્કામ ભક્તિનાં મૂલ મૂલી શકતો હતો. એણે પેલી દિને દિને દુબળી થતી જતી ભિખારણને પોતાને ત્યાં આમન્ત્રી. એક સુન્દર ગીત ભિખારણે શરૂ કીધું. ભિખારણની કમ્મરે દીન મુખે બેઠેલાં એક નાનકડાં બચ્ચા તરફ પળે પળે જોતો પ્રભુદાસ ભિખારણના ગાનમાં ભાનભુલો બન્યો. ગાન પૂરું થયું. પ્રભુદાસે ભિખારણના ફીક્કા હાથમાં અડધો મૂકયો ગરીબ બિચારી ભિખારણ ગદગદ થઇ ગઇ. એક આભારભરી મીઠી નજર પ્રભુદાસ ઉપર નાંખી તે જતી રહી.

પ્રભુદાસ આજે તે દિનનો મજબૂત બાંધાનો ફેન્સી પ્રભુદાસ ન્હોતો. એક ભયંકર માંદગીએ એને તાવી નાંખ્યો હતો. તે પછી બહુશ્રમી આજની કેળવણીના અંસીમ પરિશ્રમે તેવો ને

તેવોજ રહ્યો હતો. અને વિદ્યાર્થી જીવનની ફક્કડતા ત્યજી એણે સેવા સંઘનો ખાદીનો અંચળો ઓઢયો હતો. ઘણાજ પરિવર્તન પામેલા મરદ જેવડા પ્રભુદાસને ન તો મણી ઓળખી શકી કે ન તો દુબળી અને છોકરા-વાળી મણીને પ્રભુદાસ પિછાણી શકયો.

તો પણ મણી પ્રભુદાસને ત્યાં લગભગ દરરોજ ભિક્ષાર્થે આવતી. અને દિને દિને પ્રભુદાસ ત્હેનો ભક્ત બનતો જતો હતો. કેટલોક વખત આ ક્રમ આમનો આમ ચાલ્યો. ઘણા વખતે ઉભયના અન્તરમાં વહેમ જાગૃત થયો હતો. અને ઉભયને એક બીજાને જોતાંજ એક-બીજાની પ્રથમ મૂર્તિ યાદ આવતી હતી. આખરે એક પળ એવી આવી જ્યારે એ બે વચ્ચેનો ભયંકર પડદો ફાટી ગયો.

એક દિવસે પ્રભુદાસે વિચારવશ બની મણીને આ દશાનું કારણ પૂછ્યું. મણી આજ કેટલાંય વર્ષે પેલા વિદ્યાર્થી પ્રભુદાસને ત્યાંનો પ્રથમ પ્રસંગ યાદ કરી પોતાની જીવનકથા કહેવા બેઠી. જેમ જેમ વાત આગળ ચાલતી તેમ તેમ પ્રભુદાસની દૃષ્ટી સ્હામે ભૂતપ્રસંગ ખડા થતા ગયા. તે ક્ષણે ક્ષણે પેલા ગરીબ બાળકને જોવા લાગ્યો.

"પછી ?" સ્વપ્નવત્ પ્રભુદાસ વચમાંજ બોલી પડયો. અને આ મણીજ હોવી જોઇએ એમ લાગ્યું.

"પછી ? પછી શું ! હું નિર્ભાગી વિધવા ભાઇએ પાળેલા કુતરા કરતાંય ગઇ. ભયંકર કાળરાત્રીએ મ્હને એણે બહાર કાઢી અને બેભાન જેવી હું કયાં ગઇ ત્હેનું મ્હને ભાન નથી. પણ બીજે દિવસે દુનિયાના નર્કાગાર-વેશ્યાવાડામાં મ્હારી એક ઓ-માલિકના વચનો હું ઉપાડતી હતી એમ મ્હને લાગ્યું."

મણીનાં અશ્રુ માતાં નથી. નિસાસા સમાતા નથી. પેલું બાળક બેઠું બેઠું માતાને રોતી જોઇ આંખમાંથી અજાણે અશ્રુ સારવા લાગ્યું. આવાં બાળક કરતાંય હિન્દુસમાજની બુદ્ધિ અને દયા ગયાં છે એ જાણી પ્રભુદાસને કમ્પારી વછુટી. મણીએ આગળ ચલાવ્યું.

"ત્યાં મ્હને ફટકારી ફટકારી ગાતાં શિખવવામાં આવ્યું. મ્હારો કંઠ મધુર હતો એટલે હું એને વધુ ઉપયોગી થઇ પડી. હું ગાતાં શીખી. અને પછી ?...ઓ ભગવાન્! મ્હારો જન્મ આપ્યો તો આપ્યો પણ પુનઃ કોઇ ઓને આ હિન્દુસમાજમાં જન્મ ન દેતો." ઉંચુ જોઇ ચોધાર અશ્રુપ્રવાહે પ્રભુને પ્રાર્થી એક અતિ કરુણ હાયભર્યો નિઃશ્વાસ પેલાં બાળક તરફ જોઇ એણે નાંખ્યો. પ્રભુ-દાસથી આ ન જોવાયું-ન રહેવાયું. જોરથી આંખો બંધ કરી, કરુણ દુઃખને દુર ખંખેરી હિંમત લાવતો હોય તેમ એણે બળપૂર્વક માથું હલાવ્યું. મણીએ આ જોયું ને એનો વ્હેમ મજબુત થયો. ધ્રુજતે હૈયે તેણે આગળ કહેવા માંડયું:

"...પછી...પછી તેણે-વેશ્યાએ મ્હારા... ..." મણીથી નથી બોલાતું.

"શું બ્હેન ? બોલ, બોલ કહી નાંખ મ્હારાથી નથી ધીરજ ધરાતી." પ્રભુદાસ રડવા જેવો થઇ ગયો.

"મ્હારા...શિ...શિયળ...શિયળને વેચી તેણે પૈસા કમાવાનું ધાર્યું. મહાબળે ઘણો જુલમ સહી હું અડગ રહી. પ...ણ...પણ આખરે હું જીવન હારી ને મ્હારૂં જીવન મરણ પામ્યું અને..."

ત્હેનાથી ન રહેવાતાં પેલાં બેભાન જેવાં અશ્રુ સારતાં બચ્ચાંને લઇ, છાતી સરસું ચાંપી, દબાવી, નિઃસંયમ રોતાં રોતાં બેશુદ્ધ જેવી પડી ગઇ. ઓટલા પર તે ચત્તીપાટ પડી ને છાતી ઉપર પેલું પાતળું, માયકાંગલું, તેજ-હીન, છોકરૂં. ભલા ચિત્રકાર, આ ભિખારણ-ની કરુણ દશાનું અને એ વાતાવરણ ન

સ્હમજનાર પેલાં બાળકનું ચિત્ર તું ચીતરી શકશે ?

"...અને આ મ્હારા જેવીજ દુર્ભાગી છોકરીને માટે હું મ્હારૂં આ મૃત જીવન આમ પસાર કરૂં છું. ઓ ભગવાન ! એક દર્દભરી બૂમથી વાતાવરણ કમ્પી ઉઠયું.

નીતિધર્મની વધારેમાં વધારે કિંમત સ્ત્રીઓ આંકે છે. શિયળ વગરનું એનું જીવન એ "મૃતજીવન" માને છે. નિર્વિકાર-પવિત્ર જીવન એજ સ્ત્રીઓને મન મહાન આદર્શ છે. નીતિ વગરની સંસ્કૃતિ કે ઉન્નતિ એને નકામી લાગે છે.

પોતાના કલંકી જીવને પ્રભુદાસ આગળ રહેવું એને અસહ્ય થઇ પડયું.

અશ્રુ-સારતી આંખને ચોળતો પ્રભુદાસ સ્વસ્થ બની જુએ છે તો ન મળે ત્યાં મણી કે પેલું છોકરૂં.

બારણે તાળું વાસી પ્રભુદાસ મણીની શોધમાં નીકળી પડયો:

× × ×

ગાંડા જેવો એક જુવાન સ્હાંજે નદી કાંઠે શૂન્યવત્ ફરતો હતો. લોકો જ્યારે સોનેરી સન્ધ્યાની સુન્દરતાનું અમૃત હૃદયે ધરતા હતા ત્યારે આ એકલો અટુલો માનવી સરિતાના સલિલ-પ્રવાહમાં આંખ નીચોવી અશ્રુ પ્રવાહ ઉમેરતો હતો. પોતાના અમાપ જગમાં આમ ટીપાં ટીપાંથી ઉમેરો કરતા આ ઘેલા મનુષ્યની મૂર્ખતા પર હસતી હોય તેમ મસ્તીભર્યા ઉછાળા સાથે નદી વહીજ જતી હતી. પણ એની એ મસ્તી-કે મશ્કરીની કશી પરવા વગર એ ત્યાં કયાંય સુધી પાણીના પ્રવાહમાં અનિમિષ નયને જોતો એક પત્થર પર બેસી રહ્યો.

એટલામાં એણે દૂર એક મનુષ્ય ટોળું જોયું. વગર વિચારે એ તે તરફ ચાલ્યો. ત્યાં એક સ્ત્રીના મૃતદેહ ઉપર પંચકયાસ થઇ રહ્યો હતો. તે ચમકયો.

મુખ્ય મન્ત્રીપદની સર્વ પ્રતિષ્ઠાના બાજુને બાજુ પર રાખી તે દોડયો, ટોળાંને વીંધી તે વચ્ચે ગયો. અને મૃત સ્ત્રી પાસે ગાભરૂં બની બેઠેલું, રડતું-છોકરૂં એણે ઉંચકી લીધું.

# બારડોલી ખેડૂતોને.

( રે બાલુભા ! કચ્છના રાજા, ઉતરીને ઉભને નો'તો મારવો—એ ઢાળ. )

ધન્ય રે ! બારડોલી ખેડુત તુજને,
ધન્ય રે ત્હારી જન્મ દેનારી માત.
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૧
સરકાર કહે કર આપોને અદકા,
આપો આપો, કેમ લગાડો વાર ?
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૨
ધોળા લૂટારા ! ધાક થકી નહિ ધ્રૂજીએ,
જાન જશે, પણ કર-ન દઇએ લેશ:
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૩
ધર્મયુદ્ધ આદર્યું શૂરવીરોએ,
સીંધી વલ્લભ વીર તણી સહાય;
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૪
સરકાર કસોટી પૂરી કરશે,
હિંમત નહિ હારશો, શૂરા વીર !
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૫
લૂંણહરામી ! શું દેખાડે મૂખડું !
તારા થકી તો શ્વાન વફાદાર હોય.
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૬
કાક સમા શું પેટ ભરે સ્વારથી
તેમાં તું શું માણે આનંદ ચિર;
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૭
રાખીએ દયાને દીલ સાચવી
છઇએ આપણ એકજ પ્રભુનાં બાળ:
ખેડૂતો ! બારડોલીના, મરદાઇ દાખી તમે દેશમાં.૮

વનલીલા. (ઉ. વ. ૧૪).



# મનોરાજ્યની મૂર્તિ.



લેખકઃ શા. રતીલાલ નાનાભાઇ તન્ના.

નીલરત્ન કળાનો અજબ શોખીન હતો. કલકત્તા શહેરમાં એવો એકેય કળાકાર નહોતો કે જે એને ઓળખતો ન હોય. એના વડવાઓએ બ્રાહ્મદીક્ષા લીધી ત્યારના—પોતાની જાગીરમાં એ વિષેની ચર્ચાથી કંટાળી કલકત્તે આવી વસ્યા હતા. એ વાતને આજ કેટલાંય વર્ષો થઇ ગયાં પણ નીલરત્ન પોતાને વતન ગયો નહોતો—એને જવાની દરકાર નહોતી—ફુરસદ નહોતી. એને ત્યાં કળાકારોનો દાયરો હંમેશા ચોવીશે કલાક જામેલો રહેતો. કોઇને કોઇ કળાકાર એને ત્યાં પડયોજ હોય. એક દિવસ કોઇનું સંગીત તો બીજે દિવસે કોઇની ચિત્રકલાનો પરિચય. તો કોઇ વખત કોઇના અભિનયની કદર આ કલાભિજ્ઞને ત્યાં થતી હોય.

કેટલોક વખત થયા આનંદમોહન નામનો કોઇ એક ગાયક કલકત્તા નગરીને પોતાના સંગીતથી ડોલાવી રહ્યો હતો. સંગીતના શોખીનો એનીજ વાતો કરતા, શેરીએ શેરીએ એનું નામ સંભળાતું; એને વિષે, એની રીતભાત વિષે, એના સંગીતપરના અદ્ભુત કાબુ વિષે લોકો ભાતભાતની ગપ ઉડાડતા.

આજે નીલરત્નને ત્યાં એનો જલસો હતો. નીલરત્નનો મ્હોટો લાગતો હોલ આજે આમંત્રિત અને અણ–આમંત્રિત ગૃહસ્થોથી ચીકાર ભરાઇ ગયો. એટલું જ નહીં પરંતુ રસ્તા પર પણ લોકોની ઠઠ એટલી તો જામી હતી કે ચાલનારાને યે માર્ગ મહા મુશ્કેલીએ મળતો.

સમય થતાં ગવૈયો આવ્યો; દૃષ્ટિથી સભા માપતો, સ્મિતથી સહુનાં મન હરતો, ધીમે ને દૃઢ પગલે સતારના સુર મેળવી એક પર એક ચીજ છેડી; પછી જુદાં જુદાં વાજીત્રો પર પોતાનો અદ્ભુત કાબુ દેખાડી આપ્યો ને અધરાત વીતી જતાં જરા વીસામો લેવા થંભ્યો.

સંગીતના દર્દીઓ અને નીલરત્નના અંગત સ્નેહીઓ સિવાય મહેફીલમાં કોઇ રહ્યું નહીં.

આનંદમોહને અત્યાર સુત્રીમાં એક પછી એક એવા તાર છેડયા હતાં કે આખી સભા રડી ચૂકી હતી. એના સંગીત પછાડી ઘસડાતી હતી—પણ એની અંદર એક જ વ્યક્તિ હતી જે હજી ગવૈયાની આ ચાલાકી પર સ્મિત કરી રહી હતી; છતાં એની મુખમુદ્રામાંથી દયા ટપકતી હોય એમ લાગતું હતું. ચકોર ગાયકે નજર ફેરવી અને ચેતી ગયો. ક્ષણેક શારદાની સ્હામું જોઇ રહ્યો.

"આ તે સંગીત કહેવાય ?" ધીમેશથી પોતાના મનની પ્રતિતી કરાવતાં- શારદાએ પૂછયું. ગવૈયાનું અપમાન થવાના ભયથી નીલરત્ને આંખના ખુણામાંથી આ રીતના વેણુ કાઢવા શારદા સ્હામું જોયું ને આંખ ફેરવી લીધી. સભા છોકરીની ધૃષ્ટતા પર હસી; કેટલાક ગવૈયાનો જવાબ સાંભળવા ઉત્સુક થયાં. ગવૈયાએ ધીરેથી પણ દૃઢતાથી પૂછ્યું: "કેમ?"

' કળાકારના માણસને આકરી આ તે એના આત્માને ડોલાવી શકે ખરૂં ?" શારદાએ નમ્રતાથી જવાબ દીધો.

"ઠીક ત્યારે, સંગીતના જાણકાર! જુઓ." કહી આનંદમોહને પોતાની અદ્ભુત કલા દેખાડવા સીતારના સૂર ફરી મેળવવા શરૂ કર્યા ને છેડી.

શારદા સંગીતથી મુગ્ધ થઇ સમજી એ ખરો કળાકાર હતો. અને મહેફીલ ખલાસ થાય તે પહેલાં શારદાને સંગીતનો વધુ અભ્યાસ કરાવવા નીલરત્ને એને રાખી લીધો.

અભ્યાસની શરૂઆતમાં ઉસ્તાદજી શારદામણિને ત્યાંજ રહેતા હતા પણ થોડો વખત જતાં એમણે દક્ષિણેશ્વર રહેવા માંડયું. અને ફક્ત અઠવાડીયામાં એક બે વાર પોતાની શિષ્યાની પ્રગતિ જોવા અને વધારાની સૂચના આપવા આવતા.

એ ઘણીવાર રાતના સારંગી લઇ ગંગા કિનારે પડી રહેતો ને સ્હવાર પડતાં જતાં આવતાં ગામલોકોને જળદેવી વિષે પુછતો.

પણ એ જળદેવી કોણ હતી એની કોઇને ખબરે નહોતી. ઉસ્તાદજીએ એક દિવસ શારદામણિને ત્યાંથી આવી કંઇક સ્વપ્ન જોયું હતું. તે દિવસથી રોજ રાતના એ ગંગાકિનારે જતા, એની સારંગી છેડતા ને માનતા કે શારદામણિએ ચીતરેલ ચિત્રની જેમ એ જળમાંથી સૃષ્ટિના ત્રણ સત્ત્વ–સુરભિ, સૌંદર્ય ને સંગીતના સત્ત્વ સમી એની જળદેવી ઉદ્ભવશે. એની કાંતિ હિમાચળના હિમથી બ્રહ્માએ ઘડી છે, એની કટિ સંહ સમી ને જંઘાને સ્થાને કેળના ગર્ભ ગોઠવ્યા છે. એનાં સ્તન ઉદધિના મોજાં સમા, એની રોમરાજી તે જાણે ગંગાની લહરિ, એના દાંત સમુદ્રશીણુના, ને સંધ્યાના રાતા રંગ સમો એના અધરોનો વર્ણ છે. એના અલકની કાળાશ આપણી રાત્રિ ઉછીની લઇને શ્યામ થઇ છે. એની સારંગી, વિષ્ણુ વિહારે પૃથ્વીપર પડી ગયેલા પુષ્પોની બનાવેલી અને એનો સુર તો–દૂરથી સંભળાતા જળપ્રપાત અને પક્ષીના કલ્લરવનું અદ્ભુત મિશ્રણ. એ એની સખી થશે ને એના સંગીતમાં એવી તો અજબ પ્રેરણા લાવશે કે સ્વર્ગના ગાંધર્વોયે એને સાંભળવા ઉતરશે.

દિવસે દિવસે ઉસ્તાદજીની આ ઘેલછા વધવા માંડી. નીલરત્નને ત્યાં જવાનું પણ બંધ પડયું ને ગંગા કિનારે જ પડી રહેવા લાગ્યા.

નીલરત્ન એક દિવસ રાત્રે ઉસ્તાદજીની ખબર કાઢવા ત્યાં આવી પહોંચ્યો. ઉસ્તાદજી વળી પાછા સંગીતે ચઢ્યા, એક પર એક ગીત છેડવા માંડયા. રાત્રિનો પાછલો પહોર થવા આવ્યો; વદ આઠમનો ચંદ્ર ધીરે ધીરે એ સંગીત સાંભળવા વાદળાં વીખેરતો આકાશને પાટલે આવી ઉભો. ઉસ્તાદજી સંગીત પૂરું થતાં ચંદ્રને જોવા જરા થોભ્યા.

" અને આનંદમોહનજી ત્હમારી જળમૂર્તિનું ગીત." નીલરત્ને સંગીતના કેફમાં ઉસ્તાદજીને વધુ ખીલવવા કહ્યું.

" અરે, હાં ! " કંઇક અનેરાં ઉલ્લાસમા આવી જતા હોય એમ કહી આનંદમોહને સીતાર છેડી.

આ છેલ્લું સંગીત સાંભળવા ગંગાના જળ થંભ્યાં, પવન પાંદડામાં લપાઇ બેઠો, ને નિરવ શાંતિ જાળવવા વૃક્ષોયે સ્થિર થઇ ઉભાં.

પણ એનું કરુણ સંગીત એમ સાંભળ્યું જાય એમ નહોતું. કરુણાથી પીગળી જતો હોય એમ ચંદ્ર દેખાતો બંધ થયો ને આકાશમાંથી યે કરુણ રસના બિંદુ ખરવા લાગ્યાં; એ બિંદુથી ભીંજાયેલી રજકણો પણ એ રસમાં ડૂબી ગઇ.

હજી હંસગાન સમું એનું સંગીત ચાલતું જ હતું. પણ એ ઉભો થઇને પાણી ભણી ચાલવા મંડયો, ને આગળ વધ્યો. નીલરત્ન સ્હમજી શક્યો નહીં કે આનંદમોહન શું કરે છે. એ પણ–આનંદમોહન પાણીમાં આગળ વધતો પછાડી–ઘૂટણ સુધી પાણીમાં ગયો. ને શરીરે ઠંડક લાગતા એને કંઇક ભાન આવ્યું. પરંતુ અગાડી શું કરવું એ સ્હમજી શક્યો નહીં ને સ્તબ્ધ થઇ ઉભો. પણ ગવૈયાને કશાની ખબર નહોતી. એ ભાન ભૂલ્યો હતો; એ તો આગળજ વધ્યો ગયો. ધીરે ધીરે એની સારંગીનો સ્વર મંદ થયો, પછી કંઠ બંધ પડયો અને પેલે પાર પાણી ભરવા કોઇ ઘડો બુડાડતું હોય એવો અવાજ થયો. પાણી ઉપર ફરી વળતાં બે ચાર વર્તુળ થયા, નીલરત્નને પગે અથડાયાં ત્યારે નીલરત્ન સ્હમજી શક્યો ને બબડયો.

" મનોરાજ્યની મુર્તિ પછાડી આમ કેટલાં જીવ જતાં હશે ?"

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુઃખના સવાલ જવાબ.

| | | |
|---|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક: બ્હેન જ્યોત્સના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |

રંગુનથી એક ભાઇ પૂછે છે:—

(૧) "મ્હને વાંચનનો શોખ છે. વધુ વાંચનથી આંખ પર છારી વળે છે. ડાકટરે ન વાંચવાની પ્રતિજ્ઞા લેવાડી. એ વિના મ્હને ચાલે એમ નથી. શું કરવું?"

(૨) "નવું માસિક કે પુસ્તક આવ્યું હોય, હું ખોલું એ પહેલાં 'છબી છે?' એમ કહી હાથમાંથી ઝુંટવી લે. ન આપીએ તો રોષે ભરાય. આપીએ તો બીજાં કામ પડતાં મૂકે. કંઇ ઉપાય?"

(૩) "ગુણસુંદરીના ઇનામી ઉખાણાના સાચા જવાબ લખનારના નામ શ્રીમતિઓના મથાળા હેઠળ છપાય છે તો શું એ પુરુષ નામે સ્ત્રીઓ હશે?"

જવાબ:—(૧) ઘરમાં જે વાંચી શકતું હોય એની પાસે વંચાવો. આંખ વિના ચાલતું ન હોય તો જાતે વાંચ્યા વિના ચલાવી લો. વાંચ્યા વિના ન ચાલતું હોય તો આંખ બગાડવાને માટે તૈયાર રહો.

(૨) ત્હમારાથી વાંચી શકાતું નથી એટલે જે ઝુંટવી લે છે અને ન આપો તો રોષે ભરાય છે એને પુસ્તક સોંપી દો ને કામ પડતાં મૂકે તો તે ત્હમે પૂરાં કરો.

(૩) વાત છેક અસંભવિત નથી. ત્હમે જાણતા હશો કે કેટલાક પુરુષો એવા હોય છે જેમને કૈંક કરવાની ઇચ્છા હોય પણ તેટલી શકિત ન હોય. એવા સંજોગોમાં ત્હેમની સ્ત્રીઓ તેમને એ કામ કરી આપતી હોય તો નવાઇ જેવું શું છે?

એક બ્હેન: અમદાવાદ:—

"હું ક્ષત્રિય જાતિની છું. ઉંમર વર્ષ ૨૨ છે. ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો છે. લગ્નને આઠ વર્ષ થયાં તે મુદતમાં દુઃખના પહાડ તુટી પડયા છે. પરણ્યો દારૂનો અથંગ વ્યસની છે. મારથી હાડકાં ખોખરાં કરી નાખ્યાં છે. ઘરબાર, જમીન તમામ કપડાં લત્તાં બધું વેંચીને પણ દારૂ પી અત્યારે વસ્ત્રહીન સ્થિતિમાં લોકોને ઓટલે પડી રહે છે. હું બે વર્ષથી પીયરમાં રહું છું. આગળ અભ્યાસ શરૂ કર્યો છે. હવે મારે કેવી રીતે જીવન ગાળવું?"

જવાબ:—અભ્યાસ વધારીને લોકસેવાના કાર્યમાં મનને વાળવાનો પ્રયત્ન કરો. બની શકે તો કેઇ સારી સંસ્થામાં જોડાઓ ને સેવાભાવથી બીજાં દુઃખી બેનોને શંતિ આપવાનો પ્રયત્ન કરો. સમાજસેવાની અને દેશસેવાની ભાવના અને તેને અંગે

ચાલતી પ્રવૃત્તિઓ તમારા જીવનમાં નવો ઉલ્લાસ પૂરશે.

**એક ભાઈ: અમદાવાદ :—**

"મ્હારી પડોશમાં એક રજપૂત રહે છે. એમની ત્રણ વર્ષની દીકરીના વાળ ઉતરાવવા-તે બાળાની મા અને બ્હેનનો આગ્રહ છે. વાળ કાઢી નખાવવાથી તે લાંબા અને ઘટ્ટ થાય છે એમ તેઓ માને છે. ઘણું સમજાવ્યું છું પણ માનતા નથી. મારવાડી અને ભીલ કોમમાં છોકરીઓના વાળ કઢાવી નાખે છે, પણ તેમને માથે કંઇ નાગરણા જેવા ચોટલા નથી તો નાહક નિર્દોષ કુમારીકાઓના વાળ શા માટે કઢાવવા ? ખરું શું ?"

જવાબ :— આ માન્યતા ઘણે ઠેકાણે જોવામાં આવે છે. પણ વાળ લાંબા કરવા માટે આવું કંઇજ કરવાની જરૂર ન હોય. લાંબા થવાનાજ હોય તો કંઇ પણ ઉપાય કર્યા વિના કુદરતી રીતે થાય છે. શરીર આરોગ્ય અને પવિત્ર રાખવું ને વાળ ચોકખા રાખવા એ વાળ વધારવાનો સૌથી સારો ઉપાય છે.

**એક બેન : સુરત :—**

( ૧ ) " અમે જે ઘરમાં રહીએ છીએ તે ઘરનું ભાડું પહેલી તારિખે આપવું પડે છે. એટલે દિવસમાં તો ઘરધણી કેટલાયે ફેરા ખાય છે. પહેલીએ ભાડું ન અપાય તો ઘર ખાલી કરવાનું કહે છે. ઘર પબ્લીક રસ્તા પર છે. છોડવું ગમતું નથી. શા ઉપાય ?"

( ૨ ) " અમે બે સહિયરો છીએ. બ્હેન કરતાં પણ ગાઢો સંબંધ છે. તે પાસેના ગામમાં રહે છે. પંદર દિવસ થાય એટલે મળવાનું મન થાય. મહિનો થઇ જાય પણ મળાય નહીં. તે બેનનું હૈયું એટલું લાગણીપ્રધાન છે કે થોડા દિવસ ન મળીએ તો તેને હીસ્ટીરીઆ થઇ આવે છે. સમાજના સખ્ત રિવાજને લીધે અમારાથી જોઇએ તેવું મળી શકાતું નથી. હું તેને મળું તો તેને ફીટ નથી આવતી. આ રોગ મટાડવાનો શો ઉપાય ? "

જવાબઃ—( ૧ ) ભાડું પહેલી તારિખે આપવું અથવા ઘર ખાલી કરવું એ સિવાય બીજો રસ્તો નથી. ઘર તમને છોડવું નહીં ગમતું હોય, પણ તેના માલિક તમે નથી એ વાત ભૂલવી નથી જોઇતી. એક વખત તમે એ ભાડું આપી દો, અને પછી પગાર આવે ત્યારે બીજા માસની પહેલી તારિખને માટે ભાડું અનામત રાખી મૂકો. જો દર મહિને એ પ્રમાણે કરો તો આ મુશ્કેલી સહેલાઇથી દૂર થાય એવી છે.

( ૨ ) આપણી બ્હેનોએ મનનો સંયમ પાળતાં હવે શીખવું જોઇએ. જરા જરામાં હિસ્ટીરીઆ થઇ આવે ને 'ફીટ' આવે એ સ્થિતિ બહુ માનભરી નથી. એમનું માનસિક બળ કેળવાય એવા પ્રયત્ન હમારે કરવા જોઇએ. આપણા દેશની વીરાંગનાઓના ચરિત્ર એમને વંચાવો. બારડોલીની બહાદુર બ્હેનોની લડત એમને સમજાવો. જરા જરામાં બ્હીક લાગે, ઘડી ઘડીએ મૂર્છા આવે એ સ્થિતિમાંથી બ્હેનોએ હવે મુક્ત થવું જોઇએ.

**એક બ્હેનઃ નડીઆદઃ—**

( ૧ ) " મ્હારાં સાસુજી માંદાં છે. એમના રોગની પહેલી દવા ખોરાક છે. તે ખોરાક કે દવા લેતાં નથી. જો દવા કે ખોરાક નહીં લે તો શરીર નહીં ચાલે. તેનો ઉપાય બતાવી આભારી કરો. "

( ૨ ) " મુજ સ્નેહીને સંતપવા બહુ

ખોટા છે. આ સંજોગોમાં પ્રથમના ૨૨ તેમજ ૨૩ મળી કુલ ૪૫ જવાબોમાંથી એક બાલિકા પાસે નામ ઉપડાવતાં સૌ. સુંદરબા ખુશાલસિંગ ઠાકોરનું નામ નીકળતાં ઇનામનું પુસ્તક "પાષાણી" તેમને આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

**સંપૂર્ણ સાચા જવાબો આપનાર વાંચકોના નામોઃ**

શ્રીમતી બ્હેનોઃ (૧) સુંદરબા ખુ. ઠાકોર (૨) શાન્તાગૌરી જ. શાહ (૩) વિલાસવતી ન. મુનીમ (૪) વિદ્યાગૌરી c/o શા. રામલાલ (૫) રમાકુમારી જગમોહનદાસ. (૬) વસંતી c/o દુર્લભભાઇ ચુનીલાલ કુ. (૭) તારાગતી એ. દીવેચા (૮) કાશી ગોરધનદાસ (૯) સુરજ ચં. કાજી (૧૦) ઝવેરબાઇ જે. ગાંધી (૧૧) કમળાબ્હેન ચં. દેસાઇ (૧૨) લીલાવતિ દેસાઇ. (૧૩) ધીરજબ્હેન આ. દેસાઇ (૧૪) લીલાવતી અમીન (૧૫) કુમુદ સ. મ્હેતા. (૧૬) જમના જ. મર્ચંટ (૧૭) કલાવતી ઠક્કર (૧૮) હીરાબાઇ હ. ઉદ્દેશી (૧૯) દેવુંબ્હેન આ. ચાવડા (૨૦) સાવિત્રીબ્હેન (વાકાનેર) (૨૧) મંજુલા મ. રાજા અને શ્રીયુત (૨૨) મણીલાલ પ્રા. ત્રિવેદી બાકી કાગળો ઉપરના જવાબો; બ્હેનો (૧) ઉર્મિલા ર. ઝવેરી. (૨) સુમિત્રા બા. પાઠકજી. (૩) કસ્તુરલક્ષ્મી આચાર્ય (૪) કુમુદિની મ. ત્રિવેદી.

**એક ભૂલવાળા જવાબોઃ**

શ્રીમતિ બ્હેનો. (૧) ઉર્વશી બુચ. (૨) હરદાગૌરી. ગુ દવે. (૩) પ્રમિલા મ્હેતા. (૪) લીલાવતી જુઠાભાઇદાસ. (૫) પ્રભાવતી. ર. મ્હેતા (૬) ગુણવતી વરજીવન (૭) રામકોર પુનીલાલ (૮) શિરીષ. હ. દીક્ષીત (૯) ચંદ્રકળા c/o ક. ા. મારફતીઆ. (૧૦) જસવંતી. ી. ભટ્ટ. (૧૧) જયાવતી પ્રાણલાલ. (૧૨) કસ્તુરબાઇ ભગવાનલાલ (૧૩) સવિતા મનુભાઇ (૧૪) પદ્માવતી પદમસી. (૧૫) વસંતકુમારી. જી. ડૉકટર. (૧૬) શ્રીમતી ન. મજમુંદાર. (૧૭) દીપકબા. ચં. પચોળી (૧૮) ભાનુમતિ કાલિદાસ (૧૯) નતિગૌરી ત્રી. દેસાઇ. (૨૦) મોતીગૌરી તુલસીદાસ. (૨૧) વિદ્યાગૌરી ગી. શેઠ અને ભાઇઓઃ ૨૨) કનૈયાલાલ ત્રીભોવનદાસ. (૨૩) ચંદ્રશંકર લા મંકોડી અને કાગળ પર લખાયલા (૧) નરભેરંતી ન. દલાલ.

કુપન—સપ્ટેમ્બર, ૧૯૨૮.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇન્છતા હોય તો તેમણે આ કુપન કાપીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રીઃ "ગુણસુંદરી".



# સૌંદર્યની નિશાળ.

લેખકઃ રા. એમ. કે. સીફલ.

## કંકુ કેમ બનાવશો ?

સૌભાગ્યતિલક માટે વપરાતું કંકુ કોઇકજ ઘરે બનાવતું હશે ઘણું કરી બજારમાંથી વેચાતુ લાવવામાં આવે છે. આજકાલ બજારમાં વેચાતું કંકુ હળદરમાંથી બનાવેલું ઘણું થોડું વેચાય છે. ઘણે ભાગે વિલાયતી રંગોનો પટ દઇ બનાવેલું હોય છે. નીચેની રીતે ઘેરે પોતાને હાથે પવિત્ર સસ્તુ કંકુ બનાવી શકાય છે. અખતરા માટે પ્રથમ થોડું નીચેની રીતે બનાવી જોવું; પસંદ પડે તો વધુ બનાવવું.

હળદર તોલા ૧૦
ટંકણખાર તોલા ૨
લીંબુ પાકેલા નંગ ૮

બજારમાંથી સારી જોઇ આખી હળદર લાવવી અને ટંકણખાર ( Borax ) લાવવો અને લીંબુ લાવવાં. હળદરની છાલ છરી વડે છોલીને ખાંડીને ઝીણા તારની ચાળણી વડે ચાળી લેવી. બની શકે તો ઝીણા કાપડથી ચાળી લેવી. જેમ બારીક ભુકો થાય તેમ સારું કંકુ થાય. બાદ ટંકણખારને પણ ખાંડીને ભુકો કરી લેવો અને ચાળી કાઢવો. બાદ બન્નેને સારી રીતે ખરલમાં નાખી મીલાવવા. (લોખંડનાં ખલબત્તા વાપરવાં નહીં; તેથી કંકુ કાળુ પડી જાય છે. પત્થરની ખરલ વાપરવી) અને આઠ લીંબુનો રસ કહાડી મીલાવવો. બાદ એક વાર ફરીથી સારી રીતે ખરલમાં મીલાવવું. પછી ચીનાઇ માટીના વાસણમાં ભરી છાયામાં સુકવવુ. સારી રીતે સુકાઇ જાય ત્યારે ખરલમાં પીસી ચાળણી વડે ચાળી શીશીઓમાં ભરી લેવું. જો રંગ આછો થાય તો ટંકણખારનું પ્રમાણ વધારવું અને રંગ ઘેરો થાય તો ટંકણખારનું પ્રમાણ ઘટાડવું. એક બે વાર બરાબર વજન કરીને અને માલ સારો લઇને બનાવવાથી મનપસંદ રંગનું ઉત્તમ પવિત્ર કંકુ બનાવી શકાય છે. સુગંધી કંકુ બનાવવું હોય તો સારી જાતનાં અત્તરનાં થોડાં ટીપાં મેળવવાં

ચોખ્ખાં ખોપરેલનું કેશવર્ધક સુગંધી તેલ વિલાયતી જેવું બનાવવાની રીત બીજી વાર લખીશ



શેઠાણીઃ કેમ રે, રામલી વળી પાછી આજ મોડી ?
ચાકરડીઃ બાઇ, અને ઉંઘ ધીમે ધીમે આવે એટલે આંખ પણ ધીમે ધીમેજ ઉઘડે ને ?

× × × ×




## સીલ્વર જ્યુબીલી.

### ગુજરાતી પ્રજાને નમ્ર વિનંતી.

ગુજરાતના પાટનગર મુંબાઇ શહેરમાં તા. ૩ જી સપ્ટેમ્બર ૧૯૦૩ ના યાદગાર દિવસે ગુજરાતી પુરૂષ આગેવાનોએ ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિ સાધવા "ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ" સ્થાપવાની યોજનાને વધાવી લીધી ને મુંબાઇની આગેવાન ગુજરાતી બ્હેનોએ તે યોજના અમલમાં મૂકી ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિનું બી રોપ્યું. આ બીમાંથી વધી મંડળ હાલ પચીસ વર્ષની યુવાવસ્થાએ પહોંચ્યું છે આટલી લાંબી મુદત સુધી મંડળનું અસ્તિત્વ અવનવા સંજોગોમાંથી નિર્વિઘ્ને પસાર થઇ હાલની સારી સ્થિતિએ આવી તેનું કામ ચાલુ રહ્યું છે તે સારૂ પરમકૃપાળુ પરમેશ્વરની શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના કરી મંડળના સર્વ સભાસદો તથા તેમના કુટુંબ કબીલાને એકત્ર કરી કરેલા કામ સારૂ સંતોષ અને હવે પછી કરવા ધારેલા કામો સત્વર હાથમાં લેવાની કાર્યકર્તાઓની અભિલાષાઓ પ્રદર્શિત કરવા મંડળની સ્થાપનાના ઉજવલ દિવસનો રૂપેરી મ્હોત્સવ નવેંબર મહિનામાં એક અઠવાડીઆ સુધી જાહેરમાં ઉજવવાનું મંડળની વ્યવસ્થાપક કમિટીએ ઠરાવ્યું છે.

આ ઉત્સવ ઉજવવાનું પગલું દેશની હાલની પરિસ્થિતિ નિહાળતાં ઉપરટપકે વિચારનારને અજુગતુ ભાસે એ સ્વાભાવિક છે. પણ દેશની પ્રગતિમાં સ્ત્રીઓનું કેવું સ્થાન હોવું જોઇએ એ વિચારતાં સ્ત્રીઓને ઉત્તેજન મળે અને તેઓમાં ઉત્સાહ પ્રગટી તેઓને ઘણા પ્રકારની પ્રેરણા આપી તેમને મદદકર્તા થઇ પડવાનો આ ઉત્સવ એ અમુલ્ય પ્રસંગ છે આ ઉમદા તકનો લાભ લેવા કયો ગુજરાતી ચુકે ? આ ઉત્સવમાં સભાસદો ઉપરાંત સભાસદોના છોકરા છોકરીઓને પણ લાભ આપી તથા પુરૂષોને પણ ખુશાલીમાં ભાગીદાર બનાવી ગુજરાતી હિન્દુ કુટુંબોને મંડળની સર્વ પ્રકારની સ્થિતિથી વાકેફ કરી ભવિષ્યની તેમની આ સંસ્થા પ્રત્યેની ફરજ યાદ દેવડાવવાની અને દરેક સભાસદને પોતાના મંડળ તરફ માન ઉત્પન્ન થાય તથા પોતાથી બનતા સર્વ પ્રકારના ભોગ આપવા તૈયાર રહી તેની ઉન્નતિમાં પોતાની માતૃભુમિની ઉન્નતિ સાધે એવી ઉમદા નેમ અમારી કમિટીએ રાખી છે. માટે ઉત્સવ ઉજવવાનું પગલું તેના શુભ આદર્શ ધ્યાનમાં રાખી જોનાર દરેક સમજુ મનુષ્ય આવકારદાયકજ લેખશે એવી મારી ખાત્રી છે.

ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ તથા બૃહદ્ ગુજરાતમાં વસતા સર્વે ગુજરાતી સ્ત્રી પુરૂષોની આ માંગલીક પ્રસંગે શુભાશિશ લેવાની અમારી મહત્વાકાંક્ષા છે. સ્વર્ગસ્થ દાદાભાઇ નવરોજીની ૮૭ મી જયંતિના દિવસે ગોંડલના યુવરાણી સૌ. રાજકુંવરબાએ મંડળ સંબંધી વિવેચન કરતાં કહ્યું હતું કે, "તમારૂં મંડળ આપણી આશાનું ક્ષેત્ર છે ને તે આશાની અમૃતઝરણી ચંદ્રિકા તમારા મંડળની પ્રમુખ સરળ ને વિશાળ હૃદયના જમના મૈયા છે... ... ..બ્હેનો ! બેસી જતા પહેલાં એટલીજ ઇચ્છા દર્શાવું છું કે મંડળમાં બીજી જમના મૈયાઓ થાય." પ્રાતઃસ્મરણીય સ્વર્ગવાસી જમનાબ્હેન સક્કઇએ પોતાના ઉત્તમ ચારિત્ર્યથી મંડળની ને તેની મારફતે સમસ્ત ગુજરાતની અનુપમ સેવા કરી ગુજરાતનું ગૌરવ સાચવ્યું છે. કવિઓએ ગુણિયલ ગુજરાતના ગીત ગાયા છે. ગુજરાતની કીર્તિ જવલ રાખવા

મંડળના કાર્યકર્તાઓએ સમય તેમજ સર્વ સંજોગોને આધીન થઇ યતકિંચિત દેશસેવા કરી છે. હજી ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિમાં મંડળે ફક્ત કોળીઓ મુકયો છે. જુદી જુદી દિશાએ સ્ત્રીઓની સ્થિતિ સુધારવા જરૂરી પગલા લેવાની જરૂર છે. કાર્ય કરવાના રસ્તા ઘડાયા છે-સમય અનુકૂળ છે. સ્ત્રીઓમાં ખંત, નેમ અને ઉત્સાહનો જુસ્સો છે. ખોટ ફક્ત સાધન અને ખરા સેવકોની છે. ગુજરાતને ચરણે આ મંડળ દ્વારા ઘણી જમનાબહેનો સ્વાર્પણના વ્રત લઇ બ્હેનોની સેવા કરતી થઇ જાય એ સુવર્ણ સમયની વાટ અમે જોઇએ છીએ.

જ્યુબીલી જેવા મહત્વના પ્રસંગે ખરા દિલથી ગુજરાતની સ્ત્રીઓનું હિત હૈડે ધરનાર દરેક ગુજરાતી ભાઇ બહેનને નમ્રતાપૂર્વક અમારી વિનંતી છે કે આ ઉત્સવ બધી રીતે સફળ થાય તે સારૂ સર્વેએ ઉત્સાહ ધરાવવો જોઇએ બધાની મદદ વગર આ કાર્ય સારી રીતે પાર પડી શકેજ નહી, એ દેખીતું છે. મંડળના સભાસદોની પોતાની સંસ્થા પ્રત્યેની ફરજ દેખીતી છે. હાથમાં લીધેલું આ કામ સાંગોપાંગ પાર ઉતરે તે સારૂ દરેક ગુજરાતી સ્ત્રીપુરૂષને તન મન ધનથી મદદ કરવાને હું જાહેરમાં વિનંતિ કરૂં છું. સાથે સાથે જણાવવાની રજા લઉં છું કે મદદકર્ત્તાઓ તરફથી મળેલું ધન તથા તનમનની સેવા અમને અમારાં સત્કાર્યમાં પ્રોત્સાહનજ આપશે. ભવિષ્યમાં અમારૂં મંડળ વધુ ઉપયોગી કાર્ય બનવવા ભાગ્યશાળી નીવડશે ને જનસમૂહના સ્ત્રીવર્ગની ઉન્નતિ નિહાળી હિતચિંતકોની આંતર લાગણી સંતોષાશે એટલુંજ નહી પણ દેશોન્નતિમાં તેઓએ પોતાનો યોગ્ય ફાળો આપ્યો છે એ ગુજરાતના ભવિષ્યના ઇતિહાસકાર સુવર્ણાક્ષરે ગુજરાતના નુતન ઇતિહાસના પાનાપર લખશે.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ ગુજરાતીઓનું છે. તેનો ઉત્કર્ષ ઇચ્છવો એ દરેક ગુજરાતી ભાઇ બહેનની પવિત્ર ફરજ છે. આ ફરજ અદા કરવાનું ક્ષેત્ર અમે તેમની આગળ રજુ કરીએ છીએ. પોતાની ફરજ અદા કરવા ગુજરાતીઓ પ્રેરાય એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રેમપૂર્વક પ્રાર્થના છે.

તા. ૨૮ મી જુલાઇ ૧૯૨૮, મુંબઇ.

લક્ષ્મીબાઇ જગમોહનદાસ મરજીવનદાસ,
મંડળનાં પ્રમુખ.

---

## સીલ્વર જયુબીલી કમિટીની સભા.

### કારોબારી મંડળની નિમણુંક.

મજકુર મંડળની સીલ્વર જ્યુબીલી કમિટીની પહેલી સભા ગયા શનિવારે સાંજે સાડા પાંચ વાગે ( સ્ટૅ. )ગીરગામ બેક રોડ-અમરેલી હાઉસ-મંડળના હોલમાં કારોબારી મંડળની નિમણુંક કરવાને મળી હતી.

શરૂઆતમાં લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ જે. પી. ની દરખાસ્તથી અને અં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇના અનુમોદનથી ન્યાયમૂર્તિ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પ્રમુખસ્થાને બીરાજ્યા હતા.

બાદ મંડળનાં ઓ. ઓ. સેક્રેટરી અં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇએ પ્રાથમિક સભાની સભાની મિનિટ વાંચી સંભળાવી હતી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે મંડળની મેનેજીંગ કમિટીએ આ ઉત્સવ માટે નીચે મુજબ આઠ દિવસના કાર્યક્રમની રૂપરેખા દર્શાવી છેઃ

૧ સ્ત્રીઓની હસ્તકળાના નમુનાઓનું પ્રદર્શન ભરવુ.
૨ વેરાઇટી એન્ટરટેનમેન્ટ
૩ ગાર્ડન પાર્ટી

૫ જેસીનેમા શો
૫ નાટક
૬ ખાસ ભાષણો
૭ બાળકોની રમત ગમતનો મેળાવડો
૮ ફાઈનલ ગેધરીંગ-ઇનામો, ચાંદો તથા સરટીફીકેટ આપવાનો મેળાવડો.

ત્યારબાદ શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા બેરીસ્ટર એટ લૉ-એ સીલ્વર જયુબીલી કમિટીનો સભાસદોના નામો વાંચી સંભળાવ્યાં હતાં જેમાં ૩૧૧ પુરૂષો અને ૧૫૬ સ્ત્રીઓ સભાસદ તરીકે કમિટીમાં છે.

બાદ શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સૉલીસીટરે જનરલ કમિટીના પ્રમુખ તરીકે લેડી સૌ. લક્ષ્મીબાઈ જગમોહનદાસ જે. પી. ની નિમણુંક કરવા માટે દરખાસ્ત મૂકી હતી; જે શ્રીયુત કેશવદાસ જે. ચીતલીયાના અનુમોદનથી સર્વાનુમતે પસાર થઇ હતી.

ત્યારબાદ શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ જનરલ કમિટીનાં ઉપપ્રમુખો તરીકે નીચે મુજબ પુરૂષો તથા સ્ત્રીઓના નામો રજુ કીધાં હતાં; જે સૌ. રતનગવરી ઇશ્વરલાલ દમણીઆના ટેકાથી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યાં હતાં.

**ઉપપ્રમુખો**—સર જગમોહનદાસ વરજીવનદાસ, સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ, સર પરશોતમદાસ ઠાકોરદાસ, સર ચુનીલાલ વીજભુખણદાસ, સર પ્રભાશંકર દલપતરામ પટણી, સર લલ્લુભાઇ સામળદાસ મહેતા, સર મનમોહનદાસ રામજી વોરા, શ્રીયુત રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રીયુત રા. ભૂલાભાઇ જીવણજી દેસાઇ, ઓન. મી. વિઠ્ઠલભાઈ ઝવેરભાઇ પટેલ, રાજા પ્રતાપગીરજી નૃસિંહગીરજી, રા. રા. લાલજી નારણજી, રા. રા. કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ, શ્રીયુત રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, શ્રીયુત રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, શ્રીયુત રા. ત્રીભોવનદાસ નરોતમદાસ માળવી જે. પી, રા. બા. ચુનીલાલ હરિલાલ સેતલવાડ, રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, દી બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, શ્રીયુત રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, રા. રા. શાંતિદાસ આશકરણ, રા. રા. વેલજી લખમસી નપ્પુ, શ્રીયુત રા. હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી, શ્રીયુત રા. નૃસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, શ્રીયુત રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા. રા. રા. દ્વારકાદાસ ત્રિભોવનદાસ જે. પી., રા. રા. સુરજી વલ્લભદાસ, રા. રા. ભગવાનદાસ મોતીલાલ ડાહ્યાભાઈ ઝવેરી. રા. રા. દ્વારકાદાસ જેકીશનદાસ. લેડી સૌ. તારાબાઇ ચુનીલાલ મહેતા, લેડી સૌ કૃષ્ણાગવરી ચીમનલાલ હરિલાલ સેતલવાડ, લેડી સૌ. પ્રનકોરબાઇ પરશોતમદાસ ઠાકોરદાસ, લેડી સૌ. રમાબાઇ પ્રભાશંકર પટણી, રાણી સૌ. ચંપાવતી પ્રતાપગીરજી નૃસિંહગીરજી, નામદાર રાણી સાહેબ આનંદ કુંવરબા-વાંસદા, નામદાર પ્રાંગધ્રાના રાણી સાહેબ. નામદાર ગોંડલના યુવરાણી રાજકુંવરબા, રાજમાતા અ. જમબા સાહેબ-વાંકાનેર. સૌ. લીલાવંતી કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ, સૌ. હંસાબહેન જીવરાજ નારાયણ મહેતા, સૌ તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ જે. પી, સૌ. મંગળાગવરી ચુનીલાલ સેતલવાડ. અ. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઈ, સૌ. શારદા સુમંત મહેતા. સૌ. શાંતિદેવી ગોવિંદલાલ શીવલાલ, અ. મગનબહેન માણેકચંદ જે. પી. અ. પરસનબાઇ ગુલાબચંદ દમણીઆ, અ. રતનબાઇ ધરમસી મોરારજી, સૌ. સોનાબાઇ દ્વારકાદાસ જેકીસનદાસ, સૌ. લીલાવંતી ભગવાનદાસ મોતીલાલ, સૌ. કાંતાબહેન મગનલાલ પ્રભુદાસ, અ. જમનાબાઇ ગોવિંદજી માધવજી, સૌ ભાનુમતી રણછોડદાસ માધવદાસ, સૌ. વેલબાઇ દ્વારકાદાસ ગોવર્ધનદાસ, સૌ. જમનાબાઇ ખીમજી આશર, સૌ. કસ્તુરબાઇ મોહનદાસ કરમચંદ ગાંધી, સૌ તાપીબાઇ શીવશંકર મોતીવાળા, નામદાર સાંગલીના રાણીસાહેબ, સૌ. મણીબાઇ જમનાદાસ વસનજી સૌ. કસ્તુરબાઈ હીરાચંદ વાલચંદ ફાટક.

ત્યારબાદ શ્રીયુત અંબાલાલ બુલાખીરામ જાનીએ સીલ્વર જ્યુબીલી કમિટિના જો. ઓ. સેક્રેટરીઓ અને ટ્રેઝરર તરીકે નિમણુંક કરવાને મં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ, ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ, સૌ. કલાવંતી ભવાનીદાસ મોતીવાળા અને રા. કેશવલાલ ભીખાભાઇ મણીઆરના નામો રજુ કીધાં હતાં; જેને કુ. વિજયાકુમારી રણછોડદાસ વોરાએ ટેકો આપવાથી સર્વાનુમતે પ્રસાર કરવામાં આવ્યા હતાં.

બાદ શ્રીયુત રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળાએ સીલ્વર જ્યુબીલીની કાર્યવાહક કમિટીમાં સભાસદ તરીકે નિમણુંક કરવાના નામો રજુ કીધાં હતાં તેને કુ. સુલોચના કલ્યાણદાસ દેસાઇના અનુમોદનથી સર્વાનુમતે નામ વધારવાની સત્તા સાથે મંજુર કરવામાં આવ્યાં હતાં.

ત્યારબાદ શ્રીયુત કાંતિલાલ છગનલાલ ઠાકોરે સીલ્વર જ્યુબીલી ફંડ ઉઘાડવાની દરખાસ્ત મૂકી હતી તેને સૌ. સુમનગવરી હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટીએ અનુમોદન આપવાથી સર્વાનુમતે પસાર થઇ હતી.

બાદ જો. ઓ. સેક્રેટરી ગં. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદે પ્રમુખને, હાજર રહેલા સઘળા સ્ત્રી પુરૂષોનો આભાર માન્યો હતો. તે બાદ કાઠીઆવાડ નિવાસી શ્રીયુત પ્રાણજીવનદાસ મેઘજી જોશીએ પૃથુરાજ રાસામાંથી દોહો તથા ગુજરાતી ચરોતરના હાલ્યો આઇ સંભળાવ્યાં બાદ સભા વિસર્જન થઇ હતી.

## સીલ્વર જ્યુબીલી હુન્નરકલા પ્રદર્શન.

નવા પ્રદર્શનમાં ગુજરાતી હિંદુ સ્ત્રીઓના હાથે તૈયાર થયેલા નીચે પ્રમાણેના કામો પૈકીના નમુનાઓ મૂકી શકાશે. નમુનાઓ મોકલવાનું તથા તે પાછા માલીકને મોકલી આપવા બદલ કોઇ ખર્ચ લેવામાં આવશે નહીં નમુના મોકલનારે દરેક નમુના ઉપર પોતાના નામ ઠામ સાથેનું લેબલ લગાડવું અને તેઓ એ નમુનો વેચવા ઇચ્છે છે કે કેમ અને વેચવા ઇચ્છા હોય તો કેટલી કીમતે તે તેમણે જણાવવું.

મંડળને ભેટ દાખલ મોકલવામાં આપેલા નમુનાઓ આભાર સાથે સ્વીકારવામાં આવશે. ઉત્તમ નમુનાઓ બદલ બનાવનારને ચાંદો, ઇનામો અને સર્ટીફીકેટો આપવામાં આવશે.

નમુનાઓ મોકલનારને મંડળ તરફથી પહોંચ આપવામાં આવશે.

આ પ્રદર્શન માટે મોકલવાના નમુનાઓ તા. ૩૧ મી ઓક્ટોબર ૧૯૨૮ સુધીમાં લેવામાં આવશે. પ્રદર્શન ખુલ્લું મૂકવાની તારીખ મુકરર થયેથી બહાર પાડવામાં આવશે.

## નમુનાઓનું વર્ણન.

શીવણકામ, જરીનું ભરતકામ, કસબનું ભરતકામ, રેસમનું ભરતકામ, ઉનનું ગુંથણ અને ભરતકામ, રેસમની રીબીનનું ભરતકામ.

દોરાનું ગુંથણકામ, રેશમના કાસીદાનું કામ, નેટ ઉપર સોયનું કામ, મશીન ઉપર બનતું, દોરા, રેશમ તથા ઉનનું કામ, હાથના વણાટનું કામ.

મોતીનુંકામ, ઝીણા કીડીઆનું કામ, ચિત્રકામ, નેતરનું કામ, ધોતુકામ, લક્કડકામ, હાથીદાંતનું કામ, મોડેલ બનાવવાનું કામ, રંગનું કામ

હિન્દુસ્થાનની બનાવટની સ્ત્રી ઉપયોગી મશીનરી, અથાણા, મુરબા, મીઠાઇ, પાક, મસાલા, ચટણી, પાપડ, સેવ, વડી વગેરે.

## મંડળનાં સભાસદો અને હિતચિંતકોને અરજ.

મંડળનાં સઘળા સભાસદોને જણાવવાને ભારે ખુશાલી ઉપજે છે કે આપણા મંડળને ૨૫ વર્ષ પૂરા થયાં છે. મંડળે પોતાની ૨૫ વર્ષની કારકીર્દીમાં ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિની દિશામાં પોતાથી બનતું કીધું છે અને ભવિષ્યમાં સારી રીતે વ્યવસ્થાપૂર્વક ગુજરાતી કોમની સ્ત્રીવર્ગની ઉન્નતિના કાર્યક્ષેત્રો ઉપાડી લેવાની ઇચ્છા ધરાવે છે. મુંબાઇમાં વસતી ગુજરાતી પ્રજાને આ મંગળ

આનંદમય ઉત્સવ પ્રસંગે મંડળની પ્રવૃતિ વિષે કેટલીક જાણવા લાયક હકીકતો જણાવવાનું યોગ્ય ધારીએ છીએ. મુંબાઇમાં તેમજ દેશાવરોમાં વસતા અમારા સુજ્ઞ ગુજરાતી બંધુઓ અને બ્હેનો અમારી આ વિનતિ ઉપર યોગ્ય લક્ષ આપશે એ વિષે અમોને સંપૂર્ણ ખાત્રી છે.

પ્રસંગ એવો છે કે મંડળના કામકાજને માટે અત્યાર સુધી નીભાવી રાખવામાં આવ્યા છે. " માગ્યા વગર મા પીરસે નહી " એ કહેવતને અનુસરીને તમારી પાસે મંડળના નિભાવ માટે આ ઉત્સવ પ્રસંગે મદદની માંગણી અમે કરીએ છીએ.

મંડળની પ્રવૃતિઓમાં મુખ્ય શિક્ષણવર્ગો ( હોમ ક્લાસીસ ) છે. દરરોજ રવિવાર સિવાય બપોરના બે વાગ્યાથી પાંચ વાગ્યા સુધીમાં—ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, કટીંગ, સોઇંગ, પેન્ટીંગ, ફ્લાવર વર્કસ શીખવાના વર્ગો પગારદાર સ્ત્રીશિક્ષકો રાખી ચલાવવામાં આવે છે. આ વર્ગોનો લાભ સ્ત્રીઓ મોટી સંખ્યામાં લે છે અને દહાડે દહાડે એ સંખ્યા વધતી જાય છે. સ્ત્રીઓ માટે વાંચનાલય અને પુસ્તકાલય છે જેનો લાભ પણ સ્ત્રીઓ સારી સંખ્યામાં લે છે.

મંડળના કાર્યક્ષેત્રોમાં મદદગાર થવા માટે પ્રસંગને અનુસરીને મંડળ તરફથી એક ફંડ ઉઘાડેલામાં આવ્યું છે જેને " સીલ્વર જ્યુબીલી ફંડ " નામ આપવામાં આવ્યું છે.

મંડળનાં તમામ એકેએક સભાસદ પોતાના મનમાં એવો દ્રઢ નિશ્ચય કરે કે મારાથી બનતી મદદ હું કરીશ અને મારા સગાં, સંબંધીઓ અને સ્નેહી વર્ગોમાંથી મંડળ માટે મદદ મેળવવાનો પ્રયત્ન અંતઃકરણ પૂર્વક કરી મંડળ પ્રત્યેની મારી ફરજ અદા કરીશ. આવો જુસ્સો, લાગણી અને ખંત અમારી દરેકે દરેક ગુજરાતી સુજ્ઞ બહેનો અને બંધુઓમાં પ્રકટાવો એટલી પરમ કૃપાળુ પરમેશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે.

આટલી ટુંક અપીલ લક્ષમાં લઇ અમને આશા છે કે આ સીલ્વર જ્યુબીલી ફંડમાં પોતાનો ફાળો આપવા અને તે ફંડમાં નાણા ઉધરાવવા માટે દરેક સભાસદ આ કાર્યમાં મદદ કરવાને જોડાશે અને સ્ત્રીમંડળના આશીરવાદ મેળવી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને આભારી કરશે.

લી.

| | |
|---|---|
| અમરોલી હાઉસ, | જં. રસિકમણી બાળમુકુંદરાય દેસાઇ. |
| શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ | જં. મંજુલાગૌરી મોતીલાલ ફકીરચંદ, |
| ગીરગામ બેક રોડ, મુંબાઇ. ૪ | સૌ. કળાવતી ભવાનીદાસ મોતીવાળા. |
| | જો. ઓ. સેક્રેટરીઓ. |

## ધન્ય ધન્ય બારડોલી

( બાબીના ભાવ મને ભીંજવે રે લોલ. એ રાગ)

ધન્ય ધન્ય બારડોલી તુજને રે લોલ
કીધું યશસ્વી કામજો
મોટા તે મહિધર ધ્રુજાવીયા રે લોલ
ધ્રુજાવ્યાં ચારે ખંડ જો
ધન્ય ધન્ય બારડોલી તુજને રે લોલ ૧

લીધી સરદારી વલ્લભભાઇ એ રે લોલ
ગાંધીને રાખ્યા સાથજો
કરવા તે શુભ કૃષીકારનું રે લોલ
પ્રેમે કર્યો સત્યાગ્રહજો
ધન્ય ધન્ય બારડોલી તુજને રે લોલ ૨

પુનામાં માંડયા મોરચા રે લોલ
ગવર્નરે કીધાં પડકારજો
આપી મુદત ચૌદ દીવસની રે લોલ
કર આપો નહિ (તો) થાઓ તૈયારજો
ધન્ય ધન્ય બારડોલી તુજને રે લોલ ૩

ધાંધાં માર્યા બહુ ગોરા સાહેબે રે લોલ
પણ ફાવ્યા નહી તે લગારજો
અંતે તે વિજયધ્વજ ફરકીયો રે લોલ
બારડોલીનો થયો જયકારજો
ધન્ય ધન્ય બારડોલી તુજને રે લોલ ૪

 ## સમાલોચના. 

**શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય માળા:** નં. ૭ ગોપીચંદ; નં. ૮ બાલ નાટકો; નં. ૯ હંસ અને હંસા; નં. ૧૦. તિરંદાજ; નં. ૧૧ આમલામાં મળજો; નં. ૧૨ બાળ પ્રવાસો. સંપાદકો: શ્રી. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેન. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: માળાના ગ્રાહકો માટે દરેકનો એક આનો; છૂટક દોઢ આનો.

ગયા માસના અંકમાં આ સાહિત્યમાળાના પ્હેલા છ મણકાની સમાલોચના અમે કરી છે એ માળાના બીજા ૬ મણકા પણ પ્રકટ થઇ ચૂકયા છે. અત્યાર સુધીમાં જે બાળવાચકોએ પ્હેલા ૬ મણકા વાંચ્યા હશે તેઓ જરૂર આ ૬ મણકા મેળવવા માટે પણ ઉત્સુકતા બતાવશે. નં. ૭ માં ગોપીચંદ રાજાની કથા બાળકો રસથી વાંચે એવી ભાષામાં શ્રી. લીલાવતીબ્હેને આલેખી છે. નં ૮ માં ગિજુભાઇના રચેલાં નાના નાના પાંચ બાળનાટકો છે. નં. ૯ માં તેમનીજ કલમે લખાયલી સાત બાળવાર્તાઓ છે. નં. ૧૦ માં જર્મન તિરંદાજ વિલીઅમ ટેલની કથા બાળકોને વીરતા અને દેશભક્તિનો સુંદર પાઠ શીખવે એવી સરળ ભાષામાં તેમણે આપી છે નં. ૧૧ ગ્રામ્ય જીવનની ઝાંખી કરાવે છે. એમાં આવતા રંગો પટેલ, મેઘો સોની કે રૂડી કોળણ જેવાં પાત્રો બાળકોના વ્હાલાં મિત્રો થઇ પડે તો નવાઇ નહિ. નં. ૧૨ માં ચાર પ્રવાસ વર્ણનો આપ્યાં છે. ભુગોળ શીખવવાની એ સૌથી આકર્ષક પદ્ધતિ છે. આ છએ પુસ્તકો બાળકો હોંશે હોંસે વાંચશે અને તેમાંથી જ્ઞાન સાથે અત્યંત આનંદ પણ મેળવશે. દરેક કુટુંબ પોતાના બાળકને આ પુસ્તકો જરૂર આપે. રમકડાંની ગરજ સારે એવાં પણ રમકડાંથી અધિક કીમતી આ પુસ્તકો વિના એક પણ કુટુંબ નહિ ચલાવી શકે. બાળદુનિયાની આ અણમૂલી સેવા માટે સંપાદકોને અમે ધન્યવાદ આપીએ છીએ

**હિંદુ ધર્મની આખ્યાયિકાઓ:** લેખક: રા. નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ. પ્રકાશક: શ્રી દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: આઠ આના.

વિદ્યાર્થી વર્ગમાં "નાનાભાઇ" ના વ્હાલસોયા નામથી જાણીતા રા. નૃસિંહપ્રસાદ ભટ્ટની લખેલી આ આખ્યાયિકાઓ દક્ષિણા મૂર્તિના "મોટાભાઇ" સ્વ. હરગોવિંદ અજરામર પંડ્યાના સ્મારક તરીકે પ્રકટ કરવા ધારેલી માળાનું પ્રથમ પુસ્તક છે. મહાભારત અને બીજા ધર્મગ્રંથોમાંથી વસ્તુ લઇ આ આખ્યાયિકાઓ નાનાભાઇએ રચી છે અને એમ કરવા-બાળકોના સતત પરિચય અને બાળસ્વભાવના ઉંડા અભ્યાસની સાબિતી આપી છે. ભાષા અને શૈલી એવાં સરળ અને સાદાં છે કે બાળકો તેમના તરફ સ્હેજે આકર્ષાશે એટલુંજ નહિ પણ એ આખ્યાયિકાઓ આપણા ધર્મતત્વોની તેમને ઝાંખી કરાવી તેમના ચારિત્ર્ય ઘડનમાં સહાયક બનશે. બાળકોને ધર્મશિક્ષણ આપવાનો પ્રબંધ અત્યારની શિક્ષણપ્રણાલીમાં ક્યાંય દેખાતો નથી, અને એવા શિક્ષણ વિના શુદ્ધ ચારિત્ર્યની આશા ન જ રાખી શકાય. આવા પુસ્તકો એ ખોટ સ્હેલાઇથી પૂરી શકે અને અત્યારના શિક્ષણ ક્રમની પૂર્તિ કરી શકે.

**જાતક કથાઓ:** લેખક: શ્રીયુત હરભાઇ. પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય: આઠ આના.

શ્રી દક્ષિણા મૂર્તિ ભવનના ગૃહપતિ તરીકે શ્રી. હરિભાઇનો બાળમાનસનો અભ્યાસ પણ નાનાભાઇ કે ગીજુભાઇ જેટલોજ ઉંડો છે. છેલ્લા દસ વર્ષના એમના અનુભવે બાળકોની જરૂરીઆતો જાણવાની તેમને તક આપી છે અને એ તકનો તેમણે સુંદર ઉપયોગ કર્યો છે. ભગવાન ગૌતમ બુધ્ધના પૂર્વજન્મની અનેક-અસંખ્ય કથાઓ છે તેમાંથી સત્તર કથાઓ તેમણે બાળકોને રૂચે એવી ભાષામાં આ પુસ્તકમાં ઉતારી છે. બુદ્ધ થવા માટે તેમને અનેક પૂર્વ જન્મ લઇ કેવી તૈયારીઓ કરવી પડી હતી તે આ વાર્તાઓ બતાવે છે પરંતુ સાથે સાથે તે સમયનાં લોકજીવનની પણ અનેક દ્રષ્ટિએ એમાં ઝાંખી થાય છે. અમને ખાત્રી છે કે આ બન્ને પુસ્તકો યુવાન વિદ્યાર્થીઓ અત્યંત આદરપૂર્વક સત્કારશે.

**બાળવાર્તાવલિ:** સંપાદક: સૌ. હંસા મહેતા, બી. એ. સોલ એજન્ટ: મેસર્સ સી. જમનાદાસની કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, મૂલ્ય: રૂ. ૧-૦-૦.

આ પુસ્તકની પ્હેલી આવૃતિ સં. ૧૯૮૨ ની

આખરમાં પ્રકટ થઇ હતી. દોઢ વર્ષના અરસામાં બીજી આવૃત્તિ પ્રકટ થાય છે એજ બતાવે છે કે બાળકોએ તેને મોટી સંખ્યામાં સત્કાર્યું છે. 'બાળસાહિત્ય' નો આદર્શ ધ્યાનમાં રાખી બાળકોને સ્હેજે ગમી જાય એવી સરળ અને સાદી ભાષામાં બાર વાર્તાઓ આ પુસ્તકમાં સૌ. હંસાબ્હેને સંગ્રહી છે. એને આકર્ષક કરવામાં ભાઇ શવલે જે શ્રમ લીધો છે તે સર્વથા સફળ છે. સારા મોટા ટાઇપમાં છાપી બાળકોની આંખોને પડતો શ્રમ ઓછો કર્યો છે અને અનેક સાદાં ચિત્રો ઉપરાંત ચાર રંગીન ચિત્રો પણ આપ્યાં છે. આ બધું જોતાં પ્હેલી આવૃતિની દોઢ રૂપીઓ કીમત હતી તે કોઇપણ રીતે વધારે ન હતી છતાં આ આવૃતિમાં તે ઘટી છે એટલે તેનો લાભ મોટી સંખ્યામાં લેવાશે એવી આશા રાખી શકાય બાળસાહિત્ય ભંડારમાં આ પુસ્તક એક અણમૂલું રત્ન છે.

**મણિકાન્ત કાવ્યમાળાઃ** આવૃતિ ૧૨ મી લેખકઃ સ્વ. શંકરલાલ મ. પંડયા. સોલ એજન્ટસઃ મેસર્સ જે. એમ. પંડયા એન્ડ કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ. મૂલ્યઃ રૂ. ૩–૦–૦

જે પુસ્તકની અત્યાર સુધીમાં ૨૫૦૦૦ ઉપર નકલો ખપી ગઇ છે તે પુસ્તકની ઉપયોગિતા અને લોકપ્રિયતા કેટલી હશે તે કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. સ્વ. "મણિકાન્ત" ની સાદી અને સરળ ભાષા આ પુસ્તકને અત્યંત લોકાદર અપાવી શકી છે. વિધવિધ વિષયો પર લખેલાં કાવ્યો વાંચનારને અને સાંભળનારને આનંદ આપે છે એટલુંજ નહિ પણ તેમને તેવી બાબતોમાં સુધારો કરવા પ્રેરણા કરે છે. અનેક ચિત્રોથી આ પુસ્તકને આકર્ષક બનાવવામાં આવ્યું છે. છપાઇ તેમજ પૂઠું પણ આકર્ષક છે. એમાંના નાના મોટા અનેક કાવ્યો કેટલાક વાચકોને તો મોઢે થઇ ગયાં છે. એ કાવ્યોનું વારંવાર રટણ કરતાં અમે ઘણા વાચકોને જોયાં છે. અમારી ખાત્રી છે કે આ આવૃત્તિ પણ થોડા સમયમાં ઉપડી જશે.

**બારડોલી સત્યાગ્રહવિજય મહોત્સવ નિમિત્તે બનાયલા ગરબાઓઃ** બારડોલીના ખેડુતોએ મક્કમ રહી, અનેક કષ્ટ સહન કરી આખરે પોતાની પ્રતિજ્ઞા પાળી, સરકારને નમાવી અપૂર્વ વિજય મેળવ્યો છે. એ વિજયનો ઉત્સવ સુરતમાં ભારે ઉત્સાહથી ઉજવાયો હતો. આ પ્રસંગે સુરતની બ્હેનોએ સાર્વજનિક મીડલ સ્કુલમાં આ પુસ્તકમાં આપેલા ચેતન અને શૌર્ય પ્રેરતાં ગરબાઓ ગાઈ સંભળાવ્યા હતા. ગુજરાતી ભાષા નમાલી નથી એની આ ગરબાઓ સચોટ સાબિતી આપશે.

**ગુજરાતી દુહા સંગ્રહઃ** સં. રા. શાહ મોતીલાલ ન. કાપડીઆ. પ્રકાશકઃ શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર, મૂલ્ય ૦–૪–૦

"શ્રી જૈન ધર્મ પ્રકાશના" ગ્રાહકોને ૪૨ મા પુસ્તકની ભેટ તરીકે આ પુસ્તક અપાયું છે. સંગ્રાહકે જુદા જુદા ૪૧ વિષય ઉપર દુહાઓ ઉપરાંત કેટલીક કહેવતો અને સમસ્યાઓ પણ આ પુસ્તકમાં ભેળી કરી છે. ગઝલ, ગીતિ, સોરઠા વગેરે છંદોમાં પણ કેટલીક કવિતાઓ છે. આ બધું અસરકારક વાંચન હોઇ જ્ઞાન સાથે આનંદ આપે એવું છે.

**કરિયાવરઃ** લેખકઃ રા. નેમચંદ ગી. કાપડિયા, પ્રકાશકઃ ઉપર, પ્રમાણે મૂલ્યઃ ૦–૮–૦.

"શ્રી જૈન ધર્મ પ્રકાશની" ૪૩ મી ભેટ તરીકે આ અમૂલ્ય પુસ્તક બ્હાર પડે છે. ડાહી માતા સાસરે જવી દીકરીને એમાં અમૂલ્ય શીખામણોનો દાયજો આવે છે. હીરા મોતીના આભૂષણો, ફેન્સી અને કીમતી કપડાં અને ફરનીચર કે વાસણોના બદલામાં માતા જે શીખામણની ભેટ દીકરીને આપે છે તે જો પાળવામાં આવે તો તે આદર્શ ગૃહિણી, કુશલ, સહધર્મચારિણી અને વત્સલ માતા બની શકે અને પોતાનો સંસાર સ્વર્ગ સમો બનાવે ગુજરાતની પ્રત્યેક બ્હેન આ પુસ્તક વાંચે એમ અમે ઇચ્છીએ છીએ. પુસ્તકના અંતભાગમાં "ગુણસુંદરી" ની "સૌંદર્યની નિશાળ" માંથી "રસોડું અને ગંદકી" વિષે અમારાં ડાહીબ્હેનનો લેખ તેમજ બીજી કેટલીક ઉપયોગી બાબતો અપાઇ છે, જે પુસ્તકનું મૂલ્ય વધારે છે.

**વીસમી સદી–ભેટ પુસ્તક–પ્હેલું:** સંપાદકઃ રા. ગુલામહુસેન હાજીમહમદ શિવજી, તંત્રી, "વીસમી સદી".

"વીસમી સદી" (માસિક) ના તંત્રી, કળાના શહીદ સ્વ. હાજીને ગુજરાતમાં કોણ નથી ઓળખતું ? એવા કળાપૂજક પિતાના હાથે તાલીમ અને અનુભવ પામી તેમની કળા.બહુતાનો સંપૂર્ણ વારસો તેમના સુયોગ્ય પુત્રે મેળવ્યો છે એમ આ પુસ્તક જોતાં કોઇ પણ કહી શકે. કળાના સ્વ. હાજીના આદર્શો તેમણે અડવાડીક "વીસમી સદી" માં મૂર્તિમંત કરી બતાવ્યા છે તેથી વધારે અંશે આ પુસ્તકમાં થયું છે. બાર સુંદર સાહિત્યકૃતિઓ કળાસરી રીતે અત્યંત આકર્ષક સ્વરૂપમાં આ પુસ્તકમાં પ્રકટ થઇ છે. પાને પાને ચિત્રોની ગોઠવણી પુસ્તકને આકર્ષક-મનોહર બનાવે છે. ઉપરાંત અનેક રંગીન તેમજ સાદાં ચિત્રો એનું મૂલ્ય વધારે છે. આવું સર્વાંગસુંદર પુસ્તક પ્રકટ કરી ભેટ આપવા માટે અમે રા. ગુલામહુસેનને અભિનંદન આપીએ છીએ.

**ગુજરાતમાં ફળવાડીની ખીલવણી:** લેખકઃ રા. અંબાલાલ મોતીભાઇ પટેલ, બી. એજી. પ્ર. રા. ન. ઇ. પટેલ, તંત્રી "પાટીદાર". આ નાનકડું પણ ઉપયોગી પુસ્તક "પાટીદાર" ના વધારા તરીકે પ્રકટ થાય છે. લેખકે ટુંકામાં પણ ઉપયોગી થાય એવી રીતે ફળના ઝાડો કેવી રીતે રોપવાં અને ખીલવવાં તેની માહિતી આપી છે. એમાં આપેલી વિગતો ખેડુત વર્ગને અત્યંત લાભદાયી થશે.

**"ચિત્રમય જગત્" ખાસ રશિયા અંકોઃ** સંપાદકઃ રા. હુલ્લભશંકર ગૌરીશંકર યાજ્ઞિક જુન અને જુલાઇ અંકો આ બન્ને અંકો રશિયાની રાજ્યક્રાંતિ અને સમાજ વ્યવસ્થા તેમજ એ દેશને લગતાં બીજા ઉપયોગી વિષયોની માહિતી આપતા વિસ્તૃત લેખોથી ભરપુર છે. એક વખત ઝારશાહીના પગ તળે કચડાયલી ગુલામી દશા ભોગવતી પ્રજા સંબળ સાધે તો પોતાની ઉન્નતિ કેટલે દરજ્જે સાધી શકે છે તે એ સામગ્રી સાબિત કરે છે. હિન્દની અત્યારની સ્થિતિમાં આ અંકોના લેખો આપણને અણમૂલા પાઠ શીખવી શકે. સમાજ વ્યવસ્થાનો લેખ ગુણસુંદરીઓની દૃષ્ટિએ ખાસ ઉપયોગી ગણાય. રશિયાને લગતાં અનેક ચિત્રો પણ અપાયાં છે. આ સફળ શ્રમ માટે સંપાદક બંધુને ધન્યવાદ આપીએ છીએ.

**શિવ ભજનાવલી તથા સોળ સોમવારની** વ્રત કથાઃ પ્રયોજકઃ પંડિત શ્રી દયારામ રત્નસિંહ શર્મા આવૃત્તિ પાંચમી કીમતઃ રૂ. ૧-૪-૦.

સંસ્કૃત અને ગુજરાતીમાં શંકર ભગવાનના અનેક સ્તુતિ વચનો અને ભજનોથી ભરેલું આ પુસ્તક ભાવિક વૃત્તિવાળાં વાચકો માટે એક સુંદર સાધન છે. ભગવાન શંકરના અનેક સુંદર ચિત્રો આ પુસ્તકનો અગ્રભાગ શોભાવે છે. ગયા પુરૂષોતમ માસમાં આ પાંચમી આવૃત્તિની અનેક નકલો ખપી ગઇ હોય તો અમને આશ્ચર્ય નહિ થાય.

**સાભાર સ્વીકારઃ (૧) વનિતા વિજ્ઞાનઃ** તંત્રીઓઃ શ્રી. બાજીગૌરી મુન્શી અને શિવગોરી મજમુદાર. વ. ૨૦; અંકઃ ૪. વા. લ: રૂ. ૧-૮-૦. (૨) યશોદાઃ તંત્રીઃ રા. મ. ન. દોશી અને રા. હ. લ. ઠક્કર. વર્ષ ૧; અંક ૬-૭. વા. લ. રૂ. ૨-૦-૦. (૩) વિશ્વપ્રકાશઃ તંત્રીઃ રા. મ. ન. દોશી. વર્ષ ૨; અંક ૪-૫. વા. લ. રૂ. ૧-૮-૦. (૪) પાટીદારઃ તંત્રીઃ રા. ન. ઇ. પટેલ. વ. ૫; અંક ૧૦. વા. લ. રૂ. ૨-૦-૦. (૫) કપોળ પત્રિકાઃ પ્ર. રા. ગોરધનદાસ રણછોડદાસ. વર્ષ ૧; અંક ૩ (૬) સીનેમા અને રંગભૂમિઃ સં. રા. ચંદનંદન. પુ. ૧; અંક ૧૧-૧૨-૧૩-૧૪-૧૫. (૭) ત્રિવાર્ષિક અહેવાલઃ શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશનો. પ્ર. રા. પૂનશી તેરસી શાહ. (૮) વાર્ષિક રીપોર્ટઃ શ્રી. શ્વે. સ્થાનકવાસી જૈન મિત્રમંડળનો. પ્ર. રા. મા. જી. શાહ અને રા. મ. ભેપાણી. (૯) હકું ને ટચઃ તંત્રીઃ રા. મનસુખરામ દા. મ્હેતા. નાટ્યભૂમ ખાસ અંક વા. લ. રૂ. ૩-૦-૦.




## હિન્દ.

**ફીના વધારા વિરૂદ્ધ:** શાળા અને કોલેજોની ફી ચાલુ વર્ષથી સરકારે વધારી તે વિરૂદ્ધ પોકાર ઉઠાવવા મુંબાઇના યુથ લીગ તરફથી બે સભાઓ થઇ હતી. એલ્ફીન્સ્ટન કોલેજની સભામાં મીસ દસ્તુર પ્રમુખસ્થાને હતાં. કાયદાની કોલેજમાં મિસિસ વાગલે, બી. એ પ્રમુખપદે હતાં. સભાઓએ ઠરાવ પસાર કર્યા હતા.

**લોકમાન્યની જયંતિ** તા. ૧ લી ઓગસ્ટે ઉજવાઇ હતી. મુંબાઇમાં સારવાડી વિદ્યાલયમાં ડા. દેશમુખના પ્રમુખપદે પચંડ સભા મળી હતી રા. જમનાદાસ મ્હેતાનાં પ્રમુખપદે સન્નારીઓની એક સભા પણ થઇ હતી જેમાં લોકમાન્યના જીવન-કાર્ય વિષે વિવેચનો શ્રી. સીતાબાઇ પદ્રીબીડ અને અં. રતનબ્હેન મ્હેતાએ કર્યાં હતાં.

**વિધવા વિવાહના કાયદાની જયંતિ** પ્રાર્થના સમાજ હોલમાં તા. ૨૫ મી જુલાઇએ મી. નટરાજનના પ્રમુખપદે ઉજવાઇ હતી. આ કાયદો ૧૮૫૬ માં મ. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના પ્રયાસથી પસાર થયો હતો. સભામાં મિસિસ અન્નાગિરી, મિસિસ ગોખલે તેમજ પુરૂષ વકતાઓએ ભાષણો કર્યાં હતાં.

**કળા વિરૂદ્ધ વિજ્ઞાન:** મુંબાઇના શ્રી ગ્રેજ્યુએટસ મંડળ તરફથી ૨૧ મી જુલાઇએ "જીવનમાં વધારે મહત્વ કળાનું કે વિજ્ઞાનનું ?" એ પ્રશ્ન પર ચર્ચા થઇ હતી. અનેક ગ્રેજ્યુએટ તેમજ કોલેજમાં ભણતી મહિલાઓએ તેમાં ભાગ લીધો હતો. મીસ ચાહવાળા, મીસ સીતંડીવાલા, મીસ વઝીફદાર, મીસ કામા વગેરે કળાની તરફેણમાં અને મીસ રંગા, મીસ ખાંડવાળા, મીસ દસ્તુર વગેરે વિજ્ઞાનની તરફેણમાં બોલ્યાં હતાં. મત લેવાતાં કળાની તરફેણમાં ૪૫ અને વિજ્ઞાનની તરફેણમાં ૪૧ મત પડયા હતા.

**સરદારને માનપત્ર:** બારડોલીની પ્રજાને પોતાના અપૂર્વ નેતૃત્વથી વિજય અપાવનાર સરદાર વલ્લભભાઇને અમદાવાદની સ્ત્રીઓ તરફથી સૌ. સંરલાદેવી અંબાલાલના પ્રમુખપદે માનપત્ર અપાયું હતું પ્રમુખે બારડોલીની વીરાંગના બ્હેનોને ધન્યવાદ આપ્યો હતો.

**વાંદરૂં જન્મ્યું:** નેપીઅન સી રોડ (મુંબઇ) પરના એક બંગલામાં રહેતા માળીની પત્નીએ તા. ૮ મી ઓગસ્ટે એક વાંદરાને જન્મ આપ્યો હતો. વાંદરાને તરતજ મારી નાંખી પોલીસ ચોકી પર લઇ ગયા હતા. મારી શા માટે નાંખ્યું હશે ?

**ભાટીઆ સ્ત્રી હુન્નર-ઉદ્યોગ ગૃહ:** ૧૯૮૩ ના જેઠ માસમાં આ વર્ગ ખુલ્યો મૂકાયો હતો તેનો પ્રથમ વાર્ષિક રીપોર્ટ બતાવે છે કે તેમાં ઉપયોગી અને ઉત્તેજન યોગ્ય કામ થયું છે: શ્રી. તેરસીએ બાઇ આધીબાઇના ટ્રસ્ટ ફંડમાંથી બે વર્ષ સુધી રૂ. ૧૦૦૦ ની મદદ આ કામ માટે આપી છે. સંસ્થાને વર્ષ દરમિઆન રૂ. ૧૬૫૬ ની આવક અને રૂ. ૧૬૪૪ નો ખર્ચ થયો છે. ઉત્તેજન માટે રૂ. ૧૦૦) ના ઇનામો અપાયાં છે. આ વર્ગદ્વારા બ્હેનોએ બનાવેલા નમુના ગયા ચૈત્રમાં કરેલા મેળાવડામાં મૂકવામાં આવ્યા હતા. સરેરાશ વીસ બ્હેનોએ લાભ લીધો છે. અં. સુંદરબાઈ હં. પ્રા ઠાકરસીએ રૂ. ૧૬) ના ઇનામો આપ્યાં છે શેઠ ગોવિંદજી ઠા. મૂળજી સ્મારકગૃહના ટ્રસ્ટીઓનો નામના ભાડાથી હોલ વાપરવા આપ્યો છે. શીખવવા માટે એક પારસી બ્હેનને રાખ્યાં છે. આ સ્તુત્ય પ્રયત્નો માટે મંત્રીઓ ગં. જમનાબાઈ ગોવિંદજી માધવજી અને રા. દેવીદાસ સામજીને ધન્યવાદ ઘટે છે. આશા છે જ્ઞાતિ તને ઉત્તરોત્તર વધારે વિકસાવશે.

પીઠા સામે વિરોધ: સાન્ટાક્રુઝના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આશ્રય હેઠળ, સં. મોતીગૌરીના પ્રમુખપદે સન્નારીઓની એક સભા શેઠ ભવાનજીના બંગલામાં તા. ૭ મી ઓગસ્ટે વિલાયતી દારૂની દુકાન સામે વિરોધ કરવા મળી હતી. શ્રી. માણેકજી ગો. શેઠે વિવેચન કર્યા બાદ સૌ. ગંગા બ્હેન પટેલે એ સંબંધી ઠરાવ રજુ કર્યો, જેને શ્રી ડાહીબ્હેન દેસાઇએ ટેકો આપતાં સભાએ સર્વાનુમતે મંજુર રાખ્યો હતો. એ ઠરાવ આબકારી ખાતાને મોકલી આપ્યો છે.

શુલામગીરી : કાઠિયાવાડના રાજપુતોમાં દીકરીને કરિયાવરમાં દાસદાસીઓ આપવાની ગુલામી પ્રથા હજુ ચાલું છે. સાયલાના ભાયાત કનુભાની પુત્રી પ્રાણકુંવર ખીજડીયાના ઉમેદસિંહ સાથે પરણ્યાં છે. સાથે દાસી તરીકે આવેલી બાઇ પરણેલી છે અને તેને બાળકો પણ છે. એ બાઇનો પતિ ખવાસ મોનજી સાયલામાં નોકર હતો. તેનાં પર કાનુભાની મરજી થતાં તેને કાઢી મુક્યો: હવે તે પોતાની પત્ની કે બાળકોને મળી પણ શકતો નથી. તેણે પત્ની બાળકોને લઇ જવા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. આ ગુલામી પ્રથા વીસમી સદીમાં ક્યાં સુધી ટકશે ?



સેજવાડ ( બારડોલી ) નાં બ્હેનો—શ્રી મીઠુબ્હેન પીટીટ સાથે.

બાળાઓનાં હરણ: સગીર ઉમ્મરની છોકરીઓને ઉપાડી જઇ તેમને દૂરના પ્રદેશમાં વેચવાનો ધંધો કરતી ટોળકીઓ એ ભયંકર કામ આખા દેશના જુદા જુદા ભાગોમાં કરી રહી છે. હમણાં એવો એક કિસ્સો સિંધમાં પકડાયો હતો. હિંદુ મહાસભાએ આ વેપાર નાબૂદ કરવા સખ્ત પગલાં લેવા માંડયા છે અને એ કાર્યમાં મદદ કરવા તેમણે દેશી રાજાઓને વિનતિ કરી છે. તેમના પ્રયત્નો સફળ થાય એમ ઇચ્છીએ છીએ.

મદ્રાસનાં પ્હેલાં સ્ત્રી બેરીસ્ટર: મદ્રાસની હાઇકોર્ટના જડ્જ મી. દેવદાસનાં પુત્રી મીસ સીતા દેવદાસને એક એડવોકેટ તરીકે વકીલાત કરવાની પરવાનગી અપાઇ છે. તેમને દાખલ કરતાં વડા ન્યાયાધીશે તેમનો ધંધો આબાદ અને ધીકતો રહે એવા આશીર્વાદ આપ્યા હતા અને બેરીસ્ટર પિતાની પુત્રી પણ બેરીસ્ટર થાય એ યોગ્યજ છે એમ જણાવ્યું હતું. એમને દાખલ કરતી વખતે એમના પિતા પણ ન્યાયાસન પર વિરાજેલા હતા.

ચતુરબાઇ કોટક છુટયાં: નાગપુરમાં હથિયારબંધી સંબંધી ચાલેલા સત્યાગ્રહ વખતે જેલમાં ગયેલાં બ્હેન ચતુરબાઇ કોટકને સરકારે સજાની મુદત પૂરી થયા પ્હેલાં છોડી મૂક્યાં. તેમનું નાનું બાળક પણ તેમની સાથેજ હતું. પ્રજાએ તેમનો ઉમળકાથી સત્કાર કર્યો હતો.

**દત્તક સંબંધી કાયદો:** મુંબાઈ ઈલાકામાં વિધવાઓની દત્તક લેવાની સત્તા ઉપર અંકુશ મુકનારું જે બીલ રા. જાદવે મુંબાઇની ધારાસભામાં રજુ કર્યું હતું તે તેમને પાછું ખેંચી લેવાની ફરજ પડી છે. ઈલાકાના સ્ત્રી વર્ગની ચળવળનો એ અપૂર્વ વિજય છે. હવે રા. જયકર વડી ધારાસભામાં એ વિષે એક બીલ લાવવાના છે. અત્યારે કાયદો એવો છે કે જે બાળકને દત્તક લેવાનો હોય તેની માતા સાથે દત્તક લેનાર પુરૂષ પરણી શકત એવા સંજોગો હોય તો દત્તક લઈ શકાય. દાખલા તરીકે ભાઈના છોકરાને દત્તક થઈ શકાય કારણ કે એ છોકરાની મા તેની કુંવારી સ્થિતિમાં જેમ એક ભાઈને પરણી શકી તેમ બીજા ભાઈને પરણી શકી હોત. આ કારણે બ્હેનના કે દીકરીના દીકરાને અત્યારે દત્તક લઇ શકાતો નથી. રા. જયકરનું નવું બીલ એ અંકુશ દૂર કરવાનો પ્રયત્ન કરે છે.

**કૃષ્ણની બંસી:** હોશિયારપુરમાં એક નવ વર્ષની બાળા દિવસમાં અનેકવાર સમાધિમાં પડી જાય છે અને તે વખતે વેદાંતની ચર્ચા કરે છે તેમજ સુંદર સ્વર્ગીય સંગીત લલકારે છે. સમાધિ કલાક ટકે છે, તે દરમિઆન તે તત્વજ્ઞાનના કોઇ પણ પ્રશ્નના દલીલ પુરઃસર જવાબ આપે છે. એના ગાનનો અવાજ અત્યંત મધુર–કૃષ્ણની બંસી જેવો છે. કેટલાક યોગીઓ પણ તેને જોઇ વિચારમાં પડી ગયા છે અને આમ થવાનું કારણ સમજાવી શકયા નથી.



માણેકપુરા ( બારડોલી ) ના એક આગેવાન બ્હેન-પ્રતિજ્ઞાપાલન માટે જેલ જવા તૈયાર હતાં.

**બિહાર અને પડદો:** બિહારની પ્રજાએ પડદો નાબુદ કરવા માટે ઉપાડેલી લડતનો ઉલ્લેખ ગયા અંકમાં અમે કર્યો છે. એ માટે એક પ્રચંડ સભા રાધાસિંહ ઈન્સ્ટીટ્યુટના હોલમાં પટણામાં મળી હતી. વરસાદ હોવા છતાં હાજરી પુષ્કળ હતી. અર્ધો ઉપર હોલ સ્ત્રીઓથી ભરાઇ ગયો હતો તેમાંની ઘણી બ્હેનોએ તો સભાના આગલા દિવસ સુધી સખ્ત પડદો પાળ્યો હતો. પ્રમુખસ્થાને વયોવૃદ્ધ શ્રીમતી અઘોરકામિની દેવી વિરાજ્યા હતાં. પડદાની રૂઢીનો નાશ કરવા વિષે અને તે માટે લડત ચલાવવા તેમજ કેળવણી પ્રસારવા મહિલા સમિતિઓ સ્થાપવાના ઠરાવો થયા હતા. મહિલા આશ્રમો ખોલવાનું પણ સભાએ ઠરાવ્યું હતું. એ માટે ફંડ ઉઘાડયું હતું. મુંબાઇના જાણીતા ધારાશાસ્ત્રી રા. ભુલાભાઈ દેસાઇ પણ આ પ્રસંગે હાજર હતા. તેમણે પડદા વિરૂધ્ધ વિવેચન કરી ફંડમાં રૂ. ૫૦૦) ભર્યાં હતા. બીજાઓએ પણ નાની મોટી રકમો ભરી હતી.

**સરસ્વતીને મંદિરે:** કલકત્તા યુનીવરસીટીની આ વર્ષની બી. એ ની પરીક્ષામાં ૬ જણ પ્હેલા વર્ગમાં આવ્યાં જેમાં ત્રણ વિદ્યાર્થીનીઓ હતી. એમાં શ્રી. લીલા રોય સૌથી પ્હેલાં હતાં શ્રી. લીલી સેન પાંચમે નંબરે અને શ્રી. કુશા છઠ્ઠે નંબરે આવ્યાં મીસ રોયે તો મેટ્રીક અને ઈન્ટરની પરીક્ષામાં અંગ્રેજી વિષયમાં પહેલો નંબર મેળવ્યો હતો. સંસ્કૃતમાં શ્રી સુરમા મિત્ર પ્રથમ વર્ગમાં પ્હેલે નંબરે આવ્યાં છે. શ્રી. શાન્તિસુધા ઘોષ ગણીતમાં પ્હેલે નંબરે આવ્યાં. તેમને એશન સ્કોલરશીપ મળી છે. (૨) ત્રીવેન્દ્રમના મિસિસ અન્ના ચાંડીએ પ્હેલી એલએલ. બી. નો પરીક્ષા પસાર કરી છે.

ત્રાવણકોર રાજ્યમાં કાયદાનો અભ્યાસ કરનાર એ પ્રથમ મહિલા છે.

**૪૦૦૦૦ નું દાનઃ** બંગાલાના જમીનદાર આબુ સુધીરચંદ્ર ચૌધરીએ પૂરીમાં આવેલી પોતાની રૂ ૪૦૦૦૦ ની મીલ્કત બનારસ હિંદુ યુનીવર્સીટીને સ્ત્રી-કેળવણીના પ્રસાર માટે દાનમાં આપી દીધી છે. અમારા ધન્યવાદ.

**સાસુ ધણીનો સીતમઃ** કલકત્તાના મેજીસ્ટ્રેટની કોર્ટમાં અન્નપૂર્ણા નામે ૧૪ વર્ષની પત્નીએ પતિ સામે ગુજરાન માટે દાવો માંડયો હતો. લગ્ન બે વર્ષ પહેલાં થયું; છ માસથી તે પતિગૃહે હતી એ દરમિઆન તેને વારંવાર માર પડયો હતો. એક વખત સાસુએ ૩૬ કલાક અન્નજળ વિના વખારમાં પૂરી રાખી. હિંદુ સંસારમાંથી આ જુલ્મો ક્યારે નાબુદ થશે ?

**શારદા-બીલને ટેકોઃ** ( ૧ ) મુંબાઇના શ્રી જૈન શ્રાવિકાશ્રમે બં. રતનબ્હેન મ્હેતાના પ્રમુખપદે તા. ૧૨મી ઓગસ્ટે સભા ભરી ટેકો આપનારો ઠરાવ કર્યો હતો. (૨) દીલ્હીના મારવાડી અગ્રવાલ મંડળે પણ પોતાની કોમ તરફથી એ બીલને ટેકો આપ્યો છે.



બારડોલીની રાની પરજની એક બ્હેન પ્રતિજ્ઞાપાલન માટે એ બ્હેને અપૂર્વ દ્દઢતા બતાવી હતી.

**લાલાજી અને સ્ત્રીઓઃ** લાલા લાજપતરાયે ક્ષયરોગી સ્ત્રીઓ અને બાળકો માટે એક હોસ્પીટલ સ્થાપવા લાહોર મ્યુનીસીપાલીટી પાસે જમીન માંગી છે. તેમણે એ માટે બે લાખ રૂપીઆ ભેળા કર્યા છે. લાલાજીની સૂચના મુજબ કંગમાન્ના અને લાહોરની વચ્ચેના જંગલમાંથી જમીનનો એક ટુકડો મેળવવા સરકારને મ્યુ. એ અરજ કરી છે. લાલાજીની સૂચનાથી શહેરના બે બાગ મ્યુ. એ સ્ત્રીઓ અને બાળકો માટે અલગ રાખ્યા છે.

**વિધવાને વારસોઃ** હિંદુ સંસારમાં વિધવાની સ્થિતિ કફોડી છે. પુત્ર તરીકે તેને પિતાની મિલ્કતમાં હક્ક નથી; વિધવા તરીકે તેને પતિની મીલ્કતમાંથી કાંઇ મળતું નથી. પતિ જો જુદો રહેતો હોય તો જ તેને જીંદગી સુધી મીલ્કતનો ભોગવટો મળે. સંયુકત હોય તો તેને ફક્ત પોષણનોજ હક્ક. આ સ્થિતિમાં સુધારો કરવા રાયસાહેબ હરવિલાસ શારદા એક નવું બીલ વડી ધારાસભામાં લાવે છે જેની રૂએ વિધવાને કૌટુમ્બિક મીલ્કતમાંથી ભાગ મળશે અને પતિની અંગત મીલ્કતની તે વારસ બનશે.

**કાશ્મીરમાં બાળલગ્નનો કાયદો** કાશ્મીર રાજ્યે બાળલગ્ન અટકાવનારો કાયદો ઘડી ૧૪ વર્ષની નીચેની કન્યા અને ૧૮ વર્ષની નીચેના છોકરાના લગ્નની અટકાયત કરી છે. ૧૮ વર્ષની ઉમ્મરનો પુરૂષ ૧૪ વર્ષથી ઓછી ઉમરની કન્યા સાથે લગ્ન કરે તો તેને એક વર્ષની સજા અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ થશે અથવા એ બન્ને પ્રકારની સજા થશે એવા લગ્ન કરવા-કરાવવામાં ભાગ લેનારને પણ એજ પ્રકારની સજા થશે. ૫૦ વર્ષથી વધુ ઉમ્મરનો પુરૂષ નાની કન્યા સાથે પરણે તો તેને ચાર વર્ષની કેદ અથવા ૨૦૦૦ રૂપીઆના દંડની સજા થશે.

## એશિયા.

અફઘાનિસ્થાનના રાણીસાહેબા સુરિયા ત્યાંની સ્ત્રીઓની પ્રગતિ માટે હવે તનતોડ પ્રયત્નો

કરી રહ્યાં છે. હમણાં એમણે સંન્નારીઓની એક સભામાં કાબુલમાં ભાષણ આપી સ્ત્રી-કેળવણીની અગત્ય તેમને સમજાવી હતી અને પોતાની દીકરીઓને શિક્ષણ આપવાની સલાહ આપી હતી. કેટલીક છોકરીઓને તુર્કસ્તાન મોકલી ડૉકટર, નર્સ અને શિક્ષિકા થવાની તાલીમ મેળવવાની ગોઠવણ પણ તે કરી રહ્યાં છે. તેમની આ પ્રવૃત્તિનું અનુકરણ આપણા દેશી રાજ્યોની રાણીસાહેબાઓ ન કરે ?

અફઘાનિસ્થાનમાં સુધારો : ના રાજાએ

નાટ્ય મંડળ: અમદાવાદમાં અરબી મહિલાઓએ એક નાટયમંડળ સ્થાપ્યું છે. આ મંડળની પ્રમુખ એક જાણીતા આગેવાનની પત્ની છે અને તેની મંત્રી બગદાદની એક બ્રિટિશ બાનુ છે. મંડળ શેકસ્પીઅરના નાટકો ભજવવાનો ઇરાદો રાખે છે. એમાં અનેક આગેવાન કુટુંબોની મહિલાઓ સભાસદ તરીકે જોડાઈ છે.

આફ્રિકા.

ઝઘલુલ પાશાના પત્ની ઇજીપ્તની બહાર ગયા હતાં ત્યાંથી પાછા ફરતાં ત્યાંની સરકારે તેમને



મીસ એરહાર્ટ

વિમાનમાં આટલાંટિક પાર કરનાર પ્રથમ મહિલા.

નવું ફરમાન કાઢયું છે કે જે અમલદારોને એક કરતાં વધારે પત્ની હોય તેમણે પોતાની જગ્યાનું રાજીનામું આપી દેવું. ભવિષ્યમાં પણ જે અમલદાર એક ઉપર બીજી પત્ની લાવે તેણે રાજીનામું આપવું. પ્રજાના જે માણસો એકથી વધારે પત્ની રાખે છે તેમના વિષે હવે પછી ફરમાન નીકળશે. આ સુધારા માટે ના રાજાને અમે અભિનંદન આપીએ છીએ અમને ભય રહે છે કે બિચારી કેટલીય અળખામણી પત્નીઓને તલાક મળી જશે

એલેકઝાંડ્રીઆના બંદરમાં ઉતરવા ન દીધાં. એમના પતિ ઇજીપ્તના તારણહાર ગણાતા. તેમના મૃત્યુ પછી એ સ્થાન તેમની પત્નીએ લીધું છે. તેમના સ્વદેશ પાછા ફરવાનો સમાચાર મળતાં પ્રજાએ તેમનો જાહેર સત્કાર કરવાની પ્રચંડ તૈયારીઓ કરેલી પણ બ્રિટિશ સત્તાધારીઓને એ રૂચ્યું નહિ. ઇજીપ્તની અત્યારની સરકાર એ સત્તાધારીઓના હાથના રમકડા જેવી છે. એટલે શ્રીમતીને બારોબાર દરિયા માર્ગે લઇ જઇ એક નાના ગામડામાં ઉતારી મૂકયાં.

પુરુષ.

**ઔદ્યોગિક યાત્રાઃ** ઇંગ્લાંડથી ૧૫૦ માણસો કેનેડા અને અમેરિકાના ઔદ્યોગિક શહેરોની યાત્રાએ નીકળ્યાં છે. આ માણસો બ્રિટનના કેમીકલ એન્જીનીઅર મંડળ અને કેમીકલ ઉદ્યોગ મંડળનાં સભાસદો છે. એમાં ૨૦ સ્ત્રીઓ પણ છે. યાત્રા પૂરી કરીને એ બધાં કેમીકલ ઉદ્યોગોના મંડળોની

**માતાઓ સંભાળજોઃ** લુઇશામ (ઇંગ્લાંડ)માં રહેતા એક પાઇપ-ફીટરની બે વર્ષની પુત્રી છાતીમાં સોય ભોંકાયાથી મરી ગઇ. છોકરીએ દુઃખની ચીસ પાડી ત્યારે માતાનું ધ્યાન ખેંચાયું, તેણે છોકરીની છાતીમાં સોય પેસી ગયલી જોઇ. તે પ્હેલાં થોડા સમય આગલ માતા છોકરીના ફ્રોકમાં ચીરો પડયો હશે તે સાંધતી હતી અને ભૂલથી સોય અંદર રહી ગયલી. ડાક્ટરને મદદે બોલાવ્યો પણ



આઠંગ તરનારી મીસ મરસીડીસ ગ્લીટ્ઝ આઇરીશ ખાડી તરતાં પ્હેલાં તૈયારી કરે છે.

જનરલ સભા ન્યુયોર્કમાં સપ્ટેમ્બરની મધ્યમાં મળવાની છે તેમાં ભાગ લેશે

**વિમાનમાંઃ** વિમાન હાંકનાર પાઇલટ તરીકેની સનદ મેળવનાર લેડી હીથ પ્રથમ મહિલા છે. રોયલ ડચ વિમાની ખાતામાં તે દાખલ થયાં છે અને હમણાંજ ઇગ્લાંડથી પેરીસ સુધીની મુસાફરી ઓરતાં કરી આવ્યાં છે.

કાંઇ વળ્યું નહિ. માતાઓ! સંભાળજો. બાળકના કપડાં સાંધતા અંદર સોય રહી ન જાય.

**ફેશનને ખાતર!** બ્રીસ્ટલની મીસ ગ્લેડીસ હેઝ નામે એક યુવતીનું રેમંડ વીર નામના એક માણસ સાથે વેવિશાળ થયું હતું. બાઇસાહેબને હોઠ રાતા રાખવા માટે રંગ લગાડવાની ટેવ પડી હતી. ભાઇસાહેબ આથી ચીડાયા અને રંગ વાપે-

રવાની મનાઈ કરી. આ હુકમનો અનાદર થયો એટલે તેણે વિવાહ તોડી નાંખ્યો. પરિણામે બાઇએ વચનભંગ માટે નુકશાની મેળવવા ફરિયાદી માંડી. જડજે કહ્યું કે સ્ત્રી પરણ્યા પછી પણ ઇચ્છે તો હોઠે રંગ લગાડી શકે; મના કરવાનો પતિને હક્ક નથી. બાઇને અઢીસો પાઉંડ નુકશાનીના અપાવ્યા.

**ગુણ વિનાનું રૂપઃ** ફ્રાંસની સૌથી વધારે રૂપવતી ગણાતી પોલેટ મેને નામે લલના આખરે ગરીબાવસ્થામાં યમરાજાને પોતાના પાપનો હિસાબ આપવા ગઇ છે. ગરીબ માબાપને પેટે જન્મ લઇ એને ધનવાન થવાની લાલસા લાગી. પેરીસ આવી તેણે પોતાના રૂપનો વેપાર માંડયો. ઘણા ધનવાનો એની જાળમા ફસાયા. તે ધનવાન બનતી ગઇ; ફસાનાર ગરીબ બનતા ગયા. આખરે કુદરતે તેના પર વિજય મેળવ્યો. એક યુવાન પર તેને સાચો પ્રેમ ચોંટયો પણ પેલાના માબાપે તેને પોતાની પુત્રવધુ બનાવવાની ના પાડી. પરિણામે તે વ્યસને ચઢી અને રૂપ પણ ગુમાવ્યું ગુણ વિનાનું રૂપ એને સુખી ન કરી શક્યુ.

**એમાં અનીતિ નથીઃ** " જાહેર સ્થળો પર સ્ત્રી પુરૂષો એક બીજાને ચુંબન કરે એ અનીતિમય છે " એમ કહી પેરીસની મ્યુસીપાલીટીના એક સભાસદે તે અટકાવવાની પોલીસના વડાને અરજ કરી. પોલીસનો વડો જવાબમાં કહે છે કે " એ રીવાજમાં કાંઇ પણ અનીતિ નથી. "

**દાસીને વારસોઃ** મોન્ટમાર્ટ ( ફ્રાંસ )માં મી. રોજર માઇલ્સ નામે માણસ રહેતો હતો એક બાઇ એ મકાનને સાફસુફ કરવાનું દાસીનું કામ કરતી હતી. મી. માઇલ્સ કુંવારો હતો. એનો ધંધો-કળાના નમુના ભેળા કરવાનો હતો પોતાના રહેવાના સ્થળમાં એણે અનેક બાવલાં, પુસ્તકો, ચિત્રો વગેરે ભેળાં કર્યા; આ બાઈ એ બધાંને સાફસુફ કરતી. હમણા માઇલ્સ ગુજરી ગયો છે પણ મરતાં પ્હેલાં એણે દાસી સાથે લગ્ન કર્યાં હતા અને પત્ની તરીકે એ વસ્તુઓ એની માલીકીની બની છે. કીમત કરાવતાં એ મીલ્કત લાખોની જણાય છે !

**બિચારો પુરૂષઃ** મીસ ડોરીઆક નામે એક જર્મન ટાઇપીસ્ટે પોતાના શેઠ ઉપર પગાર માટે દાવો માંડયો. મુકદ્દમાની હકીકત એવી છે કે એક દિવસે શેઠે તેને એક કાગળ લખવવા પોતાની ચેમબરમાં બોલાવી. ગરમી ઘણી પડતી હોવાને કારણે શેઠે કોટ કાઢી નાંખી ખમીસની બાંય ઉંચી ચઢાવી હતી. આ પોષાક બાઇ સાહેબને નિર્લજ્જ લાગ્યો અને ગુસ્સો કરી ત્યાંથી ચાલી ગઇ. પાછળથી તેણે પગાર માંગતા કબાલાનો ભંગ કરવા માટે શેઠે તે આપવાની ના પાડી. એની યૂરપ-અમેરિકાની બ્હેનો, અર્ધનગ્નાવસ્થામાં છુટથી ફરી શકે અને બિચારા પુરૂષને કોટ કાઢવાની પણ પરવાનગી નહિ ! કોર્ટે એનો દાવો કાઢી નાંખ્યો !

**ભયાનક મશ્કરી !** ગ્રાઝમાં એક કુંવારાઓનું મંડળ છે. આ મંડળમાં દાખલ થનાર એવી પ્રતિજ્ઞા કરે છે કે તે જીંદગીભર કુંવારો રહેશે. જ્યોર્જ ડાન નામે એક સભાસદ એ પ્રતિજ્ઞા પાળી શકયો નહિ અને પોતાની સેક્રેટરી સાથે પરણી બેઠો. આથી મંડળના પ્રમુખ અને કેટલાક સભાસદો ચીડાયા અને વહુરાણીને લગ્નને દહાડે શબ રાખવાની પેટી લગ્નભેટ તરીકે મોકલી. બાઇ તે જોતાં જ બેભાન થઇ ગઇ. બદનક્ષી માટે કોર્ટે મામલો ચઢયો. જડજે કહ્યુ કે આ મશ્કરી ખરાબ છે પણ એથી બદનક્ષી નથી થતી તેણે નુકશાની ન અપાવી. બાઇ ઉપરની કોર્ટને અપીલ કરનાર છે.

પોલાંડની મીસ કોનોપેકટાએ યૂરપની ઓલીમ્પીક રમતગમતોની હરીફાઇમાં ચક્ર ફેરવીને નાંખવામાં ભાગ લીધો હતો અને લગભગ ૩૯ મીટર જેટલે છેટે નાંખી દુનિયાનો રેકર્ડ તોડયો છે.

## અમેરિકા.

**અમેરિકામાં હિંદી બ્હેનોઃ** ( ૧ ) વડોદરા કોલેજના માજી પ્રોફેસર મી. જોશીની પુત્રી વધુ અભ્યાસ માટે અમેરિકા ગયા હતાં. તેમણે ત્યાં સમાજ સેવાના વિષયની પરીક્ષા પસાર કરી છે. ( ૨ ) અમદાવાદના મીસ ઠાકોર શિક્ષણ સંબંધી તાલીમ લેવા ગયાં છે. કોલંબીઆ યૂનીવરસીટીમાંથી તેમણે બી. એસ. ની ડીગ્રી મેળવી છે અને હવે થોડા વખતમાં એમ. એ. ની ડીગ્રી મેળવશે.

**કેવી જાતુ જોઇએ ?** અહીંઓ ( અમેરીકા ) ના કોલેજના વિદ્યાર્થીઓ વચ્ચે આ વિષયપર

ચર્ચા ચાલતાં બહુમતીનો એવો અભિપ્રાય પડયો કે આદર્શ પત્ની કુશલ ગૃહિણી, તંદુરસ્ત, અને બાળકો મેળવવા ઉત્સુક હોવી જોઇએ. બહુ રૂપાળી ન હોય તો ચાલે પણ મોઢું ચક્કાદાર હોવું જોઇએ.

**સ્ત્રીત્વનો આદર્શ:** અમેરિકાના સ્કાઉટમંડળે એક ઠરાવ કર્યો કે કોઇ પણ સ્ત્રી સીગારેટ પીતી દેખાય એટલે દરેક સ્કાઉટે તેની પાસે જઇને કહેવું: "બાનુ! એ સીગારેટ ફેંકી દો. એમ કરવાથી અમેરિકન સ્ત્રીત્વના મારા આદર્શને અંતરાય આવે છે." હમણાં હમણાં અમેરિકાની સ્ત્રીઓમાં આ ટેવ ઘણી વધી છે અને વેપારીઓ લલચાવનારી જાહેરખબરો આપી આકર્ષે છે. આથી સ્કાઉટ કાઉન્સીલ આવો ઠરાવ કરવા પ્રેરાઇ છે. આ ઠરાવ વિરૂદ્ધ સખ્ત પોકાર ઉઠયો છે.

**માતાનો પ્રેમ:** ફેની જોનસન નામે એક રૂપવતી છોકરીને સરકસમાં જોડાવાનો શોખ થયો. તારના દોરડાં પર અદ્ધર ચાલવું એ એનું કામ હતું. એની માતાએ એને ડંખતા દીલે રજા આપી વતનથી દૂર ન્યુયોર્કમાં એ છોકરી તાર પર ચાલતાં પડી ગઇ. એને સખ્ત ઇજા થઇ; હોસ્પીટલમાં લઇ ગયા. એની માતાને સમાચાર મળતાં તે દોડી. છોકરીને તો શુદ્ધિ ન હતી. માતા ગરીબ હતી છોકરીની પાસે રહી શકાય તે માટે ઘોડાના ઘરની જમીન ધોવાનું કામ તેણે સ્વીકાર્યું. અત્યારે થોડા ડોલર તેમાંથી કમાઇ માતા પુત્રીને આનંદમાં રાખવા કુલો ખરીદી લઇ જાય છે. પોતાના ભરણ-પોષણની તેને ચિંતા નથી. આવો આત્મત્યાગ માતાજ કરી શકે!

**બાળકોને તમાકુનું વ્યસન:** ન્યુયોર્કની કેટલીક માતાઓ બાળકને સીગાર પીવાની ટેવ પાડતી જણાઇ છે. એક બાળકને શીતળા નીકળતાં ડા. ફીલીમેનને જોવા બોલાવ્યો. ડૉકટર ગયો ત્યારે બાળક નિરાંતે સીગાર પીતો બેઠો હતો. તેની ઉમ્મર ફક્ત બે વર્ષની છે. તેનો સાડા ત્રણ વર્ષનો ભાઇ પણ સીગાર પીતો બેઠો હતો. ત્રીજા સાત વર્ષના બાળકને પણ એજ ટેવ છે. માતાએ ખુલાસો કરતાં કહ્યું કે એક વર્ષની ઉમ્મરથી એ બાળકોને સીગાર પીવાની ટેવ પાડી છે. એમનો બાપ માને છે કે એથી બાળકો મજબુત બને છે. ડૉકટરે આરોગ્યખાતાને ફરિયાદ કરી ત્યારે જવાબ મળ્યો કે "બાળકોને સીગાર વેચાતી નહિ આપવાનો આપણે ત્યાં કાયદો છે પણ તેમને પીતા અટકાવવાનો કાયદો નથી!"

---

## ગૃહોપયોગી સુચનાઓ.

ચા તથા કોફીના તાજા ડાઘ કપડાપરથી કાઢવા માટે તે પર થોડું ટર્પેન્ટાઇન લગાડો. લગાડીને થોડી વાર પછી સાબુથી ધોઇ નાખો. જતા રહેશે.

* * *

ઢીલા થઇ ગએલા સ્ક્રુને ફરીથી મજબુત બેસાડવા માટે તેના આંટા ઉપર ઝીણો તાર વીંટી પછી તેને બેસાડશો તો મજબુત થઇને બેસશે.

* * *

પેટન્ટ ચામડાના બુટ ઉપર ટરપેન્ટાઇન ચોપડીને લુગડા વતી તરતજ સાફ કરવાથી તે એકદમ ચકચકિત બની જશે.

* * *

હીરાની ચુંક લવીંગીઆ વગેરે કોલન વોટરમાં ધોવાથી અસલી ચકચકાટ તરત આવી જાય છે.

હરીલાલ એચ. પારેખ.




**નવું વર્ષ.**

" ગુણસુંદરી " પોતાની કારકીર્દિના પાંચ વર્ષ નિર્વિઘ્ન પૂરાં કરી ચાલુ અંકથી છઠ્ઠા વર્ષમાં પ્રવેશે છે. એ પાંચ વર્ષના અરસામાં એના સંચાલકોએ યથાશક્તિ-મતિ ગુજરાતની બ્હેનોની બની શકતી સેવા સાધવાના પ્રયત્નો કર્યા છે. અમારા એ પ્રયત્નો સફળ થયા છે કે નિષ્ફળ ગયા છે તે તો વાચકોજ ખાત્રીપૂર્વક કહી શકે. પરંતુ માસિકના ગ્રાહકોની સંખ્યા જોતાં એટલું જરૂર કહી શકાય કે ગુજરાતની અમારી બ્હેનો અમારા એ પ્રયત્નોની કદર કરે છે અને અમારી ઉણપો તરફ સહાનુભૂતિની નજરે જુએ છે. માસિકના સંચાલનમાં અમારી દૃષ્ટિ હંમેશા એક યા બીજા પ્રકારે બ્હેનોને ઉપયોગી થાય એવી સામગ્રી તેમની પાસે મૂકવા તરફજ રહી છે. એ ફરજ બજાવતાં અમે કદાચ પ્રમાદ કર્યો હશે; કદાચ અજાણ્યે કોઇને ન રૂચે એવી સામગ્રી પીરસી હશે. અમારી એ ઉણપો માટે અમે તેમની ક્ષમા માંગી લઇએ છીએ. એટલો આત્મસંતોષ તો અમે જરૂર રાખી શકીએ કે ' ગુજરાતમાં સ્ત્રી ઉપયોગી માસિક નિયમિત ન ચલાવી શકાય' એ કલંક ટાળવામાં અમે બનતો ફાળો આપ્યો છે. એ કલંક ટાળવામાં અમને જે સહાય અને સહાનુભૂતિ મિત્રો, સ્નેહીઓ તેમજ ગ્રાહકો તરફથી મળ્યા છે તે માટે અમે તેમના ઋણી છીએ અને તેમને ખાત્રી આપીએ છીએ કે તેમની લાગણીને લાયક નીવડવા અમે અમારાથી બનતું સર્વ કરવા નહિ ચૂકીએ. આ લાગણીભર્યા સહકારને લીધે જ અમે ફક્ત ચાર રૂપીઆમાં વાર્ષિક ૯૦૦ પાનાનું વાંચન અને ૧૨૫ થી ૧૫૦ ફોટો-ચિત્રો આપી શક્યા છીએ. એ ચાર રૂપીઆની રકમમાં ગ્રાહકોને ગયા વર્ષમાં કેટલી સામગ્રી મળી છે તેનો ખ્યાલ આ સાથે આપેલી ગયા વર્ષની અનુક્રમણીકા આપી શકશે. ચાલુ વર્ષમાં પણ ગયા વર્ષ મુજબ જ ચાર ખાસ અંકો અપાશે. આ અંક વાર્તા અંક તરીકે ગ્રાહકોના હાથમાં મૂકાય છે. નવેમ્બરનો અંક દીપોત્સવી અંક થશે તેમજ એજ અરસામાં શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની સીલ્વર જ્યુબીલી ઉજવવાની હોવાથી, એ ઉત્સવનું સ્મરણ જળવાઇ રહે એવો વિવિધતા ભર્યો અને દળદાર બનશે. દર વર્ષના નિયમ મુજબ માર્ચ ૧૯૨૯ નો અંક ' બાળક અંક ' થશે અને તેના ખાસ તંત્રીઓ તરીકે બાળ માનસના ઉંડા અભ્યાસી અને બાળકોના પ્રિય લેખકો શ્રી તારાબ્હેન અને રા. ગિજુભાઇ કામ કરશે. જુન ૧૯૨૯ નો અંક વિદુષી બ્હેનોના ખાસ તંત્રી મહિલા અંક બનશે અને સાહિત્યના પ્રદેશમાં ગુજરાતની બ્હેનોએ કેટલી પ્રગતિ કરી છે તેની ખાત્રી આપશે.

**દત્તક સંબંધી નવું બીલ.**

મુંબાઇ ઇલાકાની વિધવાઓ દત્તક લેવાના સંબંધમાં હાલ જે સત્તા ધરાવે છે તેના ઉપર અંકુશ મૂકવા જે બીલ ર. જાદવે મુંબાઇની ધારાસભામાં આણ્યું હતું તે તેમને પાછું ખેંચી લેવાની ફરજ પડી છે. જુલાઈ અને ઓગસ્ટના અંકોમાં એ બીલના ઉદ્દેશનો અમે સખ્ત વિરોધ કર્યો હતો અને એ માટે ચળવળ ચલાવવા દેશની મહિલાઓને અમે વિનતિ કરી હતી. મુંબાઇમાં એ ચળવળની આગેવાની લેવા માટે શ્રી રાષ્ટ્રીય સ્ત્રીસભાના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. એ સર્વના સંયુક્ત વિરોધથી ર. જાદવ ધારાસભામાં એ બીલને ટેકો આપે એવો કોઇ પણ સહાયક મેળવી શક્યા નહિ અને તેને પરિણામે એ અબ્રાહમને બ્રાહ્મણોની સ્પર્ધા કરી નવી સ્મૃતિ રચવાની અને એ રીતે પોતાનું નામ અમર કરી જવાની તક સાંપડી નહિ. આ શુભ પરિણામ માટે અમે મુંબાઇ ઇલાકાની બ્હેનોને

અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેઓ એ ઉપરથી એક અમુમૂલો પાઠ જરૂર શીખી લ્યે. આ બીલ રા. જાદવને પાછું ખેંચી લેવાની ફરજ પાડનાર—તેમનો—સંયુક્ત-પોકાર છે. આ જમાનામાં "બોલે તેનાજ બોર વેચાય" એમ છે એટલે સ્ત્રીવર્ગે હવે મુંગા થઇ બેસી રહેવું નહિ પાલવે. ઉપરાંત એમનું એ બોલવું સંયુક્ત હોવું જોઇએ. સંઘબળથી જેટલાં કામ સાધી શકાય છે તેટલાં વ્યક્તિગત પ્રયત્નોથી નથી સાધી શકતાં. આટલા માટે તેમણે પોતાના હિતના કાર્યમાં સહાનુભૂતિ દર્શાવવા અને અહિતના કાર્યમાં વિરોધ દર્શાવવા હંમેશા તત્પર રહેવું જોઇએ. અત્યારે તેમની સહાનુભૂતિ અને ટેકા માગે એવી એક બાબત વિષે અમે કહેવા માંગીએ છીએ. હિંદુ ધર્મશાસ્ત્રોના ઉંડા અભ્યાસી અને જાણીતા લોકનેતા બેરીસ્ટર રા. મુકુંદ રામરાવ જયકર વડી ધારાસભામાં દત્તક લેવા સંબંધી એક નવું બીલ લાવવાના છે. આ બીલનો ઉદ્દેશ રા. જાદવના બીલની જેમ સત્તા ઉપર અંકુશ મૂકવાનો નહિ પણ એ સત્તા વધારવાનો છે. દત્તક લેવા સંબંધી ધર્મશાસ્ત્રો અત્યારે એમ કહે છે કે "દત્તક પુત્ર કુદરતી પુત્રના પ્રતિબિંબ રૂપ હોવો જોઇએ." આપણી ન્યાયની અદાલતોએ આ સુત્રનો અર્થ એવો કર્યો છે કે જે બાળકને દત્તક તરીકે લેવાનો હોય તેની સગી માતા અને દત્તક લેનાર પુરૂષ વચ્ચે એવા પ્રકારનું સગપણ હોવું જોઇએ જેથી જો તે બાઇ કુંવારી અવસ્થામાં હોત તો દત્તક લેનાર સાથે પરણી શકત. આ સંબંધી એક દાખલો આપવાથી સિદ્ધાંત વધારે સ્પષ્ટ થશે. अ એક પુરૂષ છે, જેને સંતાન નથી. તે કોઇના પુત્રને દત્તક લેવા માગે છે. તેના ભાઇ च ને બે પુત્રો છે. તેમાંથી क નામના પુત્રને તે દત્તક તરીકે अ ને આપવા રાજી છે. क ની માતા ड છે. તે अ ની ભાભી થાય. જો ड च ની સાથે ન પરણી હોત તો अ ની સાથે પરણી શકત; અર્થાત अ ને ड લગ્નની ગાંઠથી જોડાય તેમાં કાયદેસર વાંધો ન હોઇ શકે. આ સ્થિતિમાં ड અને च ના પુત્ર क ને अ દત્તક લઇ શકે. હવે માનો કે अ ને પુત્ર નથી પણ એક પુત્રી યા બ્હેન છે જેનું નામ ई છે. ई ને બે પુત્રો છે જેમાંથી એક તે પોતાના પિતા યા ભાઇ अ ને દત્તક આપવા ઇચ્છે છે. પણ એવી રીતે પુત્રી કે બ્હેનના દીકરાને દત્તક ન લઈ શકાય કારણ કે ई ની કુંવારી અવસ્થામાં अ તેની સાથે કાયદેસર લગ્ન ન કરી શકે. આ રીતે અત્યારના કાયદામાં પુત્રી, બ્હેન કે કોઇના દીકરાને દત્તક લઈ શકાતો નથી. રા. જયકરનું બીલ આ અંકુશ દૂર કરવા માટે છે. સામાન્ય રીતે એક માણસ પોતાના પિત્રાઇના પુત્રને દત્તક લઇ પોતાની સંપતિનો માલિક બનાવવાને બદલે પોતાની પુત્રી કે બ્હેનના પુત્રને દત્તક લેવા કુદરતી રીતેજ વધારે ઇચ્છા કરે. દત્તક લેનાર વિધવા હોય તો તેને અત્યારનો અંકુશ ખાસ નડે છે. જે પિત્રાઇઓ કે પતિના ભાઇઓ તેને કનડતાં હોય, તેના પતિની મીલ્કત પર ડાળો રાખી બેઠા હોય તેવાનાજ પુત્રને તેણે પોતાના પતિના પુત્ર તરીકે દત્તક લેવો પડે. જ્યારે તેની પોતાની પુત્રી કે નણંદનો પુત્ર એ હકથી વંચિત રહી જાય. આ બીલ જો કાયદાનું સ્વરૂપ લે તો અમને ખાત્રી છે કે આપણા સ્ત્રીવર્ગના હકક એટલે અંશે વિસ્તૃત થાય છે અને તેજ કારણે અમે ગુજરાતના સ્ત્રીમંડળો સમક્ષ આ બાબત તેમના વિચાર અને સહાનુભૂતિ માટે મૂકીએ છીએ.



શેઠાણી: તેં આ મહિને જે ભાંગફોડ કરી છે તેની કીંમત તારા પગાર કરતાં પણ વધી જાય છે. કહે હવે મારે તે તારા પગારમાંથી પણ કેવી રીતે કાપી લેવી ?

ચાકરડી:—"પગાર વધારો, શેઠાણી. બીજો ઉપાય મને તો નથી સુઝતો !"

# કાશીસ્મારક ગ્રંથમાળાની બે અપુર્વ યોજનાઓ

## યોજના ૧.

જ્ઞાન સાથે ગમ્મત આપે તેવાં
૩૦ પુસ્તકો કુલ રૂ. ૧૬) માં

—૦—

દરેક પુસ્તકના પાના ૧૫૦. હાફબાઉંડ.
દરેક પુસ્તકની છુટક કીંમત રૂ. ૧I.
દર વર્ષે પાંચ પુસ્તકા બહાર પડશે.
કુલ ૭ વર્ષમાં ૩૦ પુસ્તકો બહાર પડશે.

### પુસ્તકોના નામો વાંચોઃ-

૧. બુદ્ધિનું બજાર!
૨. ૯ નવી વાતો ભાગ. ૧-૨-૩
૩. દોઢ ડહાપણુ સાગર!
૪. માથામાં તોફાન.
૫ ચોકીકે મફત સલાહ.
૬. મીઠી મશ્કરીઓ ભાગ. ૧-૨-૩
૭. નવાઇનો વાતો ભાગ. ૧-૨-૩
૮. હૃદયની રસધાર.
૯. ડા. સાહેબ!
૧૦. સરળ સંગીત શિક્ષક.
વિગેરે..............................વિગેરે.

---

આ જાહેર ખબર સાથે રૂ. ૧) દાખલ ફીના તથા પહેલા વર્ષનું લવાજમ રૂ. ૫) મળી કુલ રૂ. ૬) મોકલવાથી આ યોજનાના ગ્રાહક થઇ શકાય છે. બદલામાં ૧લું પુસ્તક તરત મળશે. બાકીના ૪ પુસ્તકો હાલ છપાય છે જે વર્ષ આખરમાં મોકલવામાં આવશે.
૨ જે વર્ષે રૂ. ૪) ૩ જે વર્ષે રૂ. ૩)
૪ થે વર્ષે રૂ. ૨) ૫ મે વર્ષે રૂ. ૧)
છઠે વર્ષે કંઇજ નહિ.
પરંતુ તમને દર વર્ષે પાંચ પુસ્તકો નયમત મળ્યા જશે

---

પહેલું પુસ્તક
"બુદ્ધિનું બજાર"
બહાર પડયું
તા. ૧-૨--૨૮
તેની ૯૧૦ નકલો વેચાઇ ગયેલી હોવાથી હવે છુટક વેચવું બંધ કર્યું છે. માત્ર ગ્રંથમાળાના ગ્રાહકો માટે ૧૦૦ નકલો રીઝર્વ રાખી છે.



બીજું પુસ્તક
'હનવી વાતો'
તા. ૧-૫-૨૮ને રોજ પ્રગટ થઇ ગયું છે.
તેની પહેલી આવૃત્તિના હક્ક આપી દેવામાં આવેલ હોવાથી જેમને છુટક નકલ જોઇતી હોય તેમણે પાકું કલોથ કીંમત રૂ. ૧II મોકલી નીચેને સરનામેથી મંગાવવી.
ધી જનરલ બુક ડીપો.
૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ.

---

## યોજના ૨.

ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી
૨૫ નાની લીલી જ્ઞાનપોથીઓ
રૂ. ૫) માં

દરેક પોથીના પાના ૬૪
દરેક પોથીનું પુઠું લીલું
દરેક પોથી જાકીટના ખીસામાં સમાશે.
દરેક પોથીની છુટક કીંમત પાંચ આના.

### પોથીઓનાં નામો વાંચો.

૧. ટુંકી વાર્તા કેમ લખવી?
૨. સીનેમા ફીલ્મ કેમ લખવી?
૩. ઉત્તમ જાહેર ખબર કેમ લખવી?
૪. ભાષણ કેમ કરવું?
૫. તર્કશાસ્ત્ર વિષે કંઇક.
૬. અર્થશાસ્ત્રમાંથી કંઇક.



**લેખકની લાયકાત.**

લેખક અમદાવાદ સાહિત્યસભાની પરિક્ષા પહેલા વર્ગમાં, પસાર કરી છે. લેખક "શાસ્રીય જાહેરખબર" એ વિષયમાં મુંબઇ ઇન્ડીઅન મર્ચંટસ ચેમ્બરની પરિક્ષા માન સાથે પસાર કરી છે.



૭. મરણ એટલે શું?
૮. યુરોપીયન એટીકેટ.
વગેરે.............................વગેરે.

પ) રૂપીઆ પુરા અગાઉથી મોકલવાથી આ યોજનાના ગ્રાહક થઇ શકાય છે.
કુલ બે વર્ષમાં આ પોથીઓ ગ્રાહકોને આપવામાં આવશે.

---

બન્ને યોજનાની વધુ વગત માટે એક આનાની ટીકીટ બીડી પુછાવવું.

---

હમણાંજ લખો : જદુરાય દુ. ખાંધડીઆ. લેખક અને પ્રકાશકઃ

**કા શી સ્મા ર ક ગ્રં થ મા ળા.**

જન્માષ્ટમી બીલ્ડીંગ. ખેતવાડી મેઇનરોડ. મુંબાઇ નં. ૪

---

મા.




મીસ કન્સીક

જાણીતી મોટર હાંકનાર મહિલા, સો માઇલની હરિફાઇમાં એની મોટર ઉંધી વળી ગઇ, એ અકસ્માતથી એનો પિતા ગુજરી ગયો અને એનો પોતાનો જમણો હાથ ભાગી ગયો



યમુનાના ઘાટ પર-મથુરા.




વર્ષ ૬ ઠું. ] ઓકટોબર ૧૯૨૮ [ અંક ૨ જો.

# બંસીની ધૂન.

લેખિકાઃ સૌ. દીપકળા દેસાઇ.

( રાગ-' ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં. ' )

કહાન ભાન ભૂલવે જો બંસીની ધૂનમાં !
બંસીની ધૂનમાં, એવે રસ તાનમાં,...કહાન.

ડોલી રહ્યો કહાન, બંસીની ધૂનમાં
થંભ્યાં કાલિન્દીનાં નિર રાજ,...કહાન.

ફરકે કુન્તલ શ્યામ, બંસીની ધૂનમાં,
નયને જાદુના પ્રકાશ રાજ,...કહાન

મોહી રહ્યો શ્યામ, બંસીની ધૂનમાં,
છેડી રહ્યો ગીતા સુર રાજ,...કહાન.

વ્રજનાર ઘેલી બની, બંસીની ધૂનમાં,
અવળાં ભૂષણ સજી ધાય રાજ,...કહાન.

પ્રેમદીપક જગે, બંસીની ધૂનમાં,
ભવનાં બંધન છૂટી જાય રાજ,...કહાન.




લેખક: ડૉ. મોહનલાલ જ. પાઠક.

રજનીએ પોતાનાં શ્યામ વસ્ત્ર પરિધાન કરવાની શરૂઆત કરી હતી. નાળીએરનાં બાગમાંથી પવન જોરથી ફુંકાતો હતો. આખા દિવસના શ્રમિત થયેલા સ્ત્રી પુરૂષો દરિયા કિનારે વિશ્રાંતી લેતા. સાગરરાજનું સંધ્યા ગીત શરૂ થયું હતુ.

"મારૂં જીવન પણ આવુંજ સંગીતમય થશે કે ?" હાથપર મસ્તક ટેકી સૃષ્ટિસૌંદર્ય નીહાળતી લતિકાનાં મગજમાં અસ્પષ્ટ વિચાર આવી ગયો. "સ્ત્રીનું જીવન પરાધિન. બેસ કહેતાં બેસવાનું, ઉઠ કહેતાં ઉઠવાનું. સર્કસનાં જાનવરોમાં ને હમારાંમાં શો ફેર ? કહે છે કે હમને સ્વતંત્રતાનો અધિકારજ નથી ! કયારેક વિચાર આવે છે કે હમને અવિવાદિત જીંદગી શું ખોટી ? મોટાભાઈને કહ્યું કે મારે લગ્ન નથી કરવા. પણ હૃદયમાં જે ધ્યેય વર્ષોથી દૃઢ છે, ને એકદમ કેવી રીતે છોડી શકાય ? મારૂં સ્વપ્ન સત્ય, સિદ્ધ ન થાય તો મને વિવાહિત જીંદગીની જરૂર નથી. મને તો મારૂં જીવન એકરસ એકતાર બનાવે એવો સહચર જોઈએ. મળશે ! કહે છે તે ધુરંધર વિદ્વાન છે, ને વિલાયતનો પ્રવાસ પણ ખેડી આવ્યા છે. ભાષાશાસ્ત્રી તરીકે તે સર્વથી મોખરે છે. તે દિવસે મેં તેમને જોયા ત્યારે તેમને માટે મારા મનમાં આદર ઉત્પન્ન થયો પણ પ્રેમ તો ન પ્રગટયો. કેવી વિજળી ને મોહક મુદ્રા! વિદ્વત્તાનું તો અભિમાન સરખુંયે નહિ. એમના સાથે મારૂં જીવન જોડાય એ કાંઈ જેવું તેવું સદ્‌ભાગ્ય ! હા, પણ એ વિદ્વત્તા મારા મનનાં કોડ પુરશે ખરી ? તેમનું મન અને મારૂં મન, તેમના વિચાર અને મારા વિચારનું સામ્ય સધાશે ? ન સધાય તો ?" આવા અનેક વિચારો આવ્યા ને ગયા; તેનું ચિત્ત ચકડોળે ચઢયું.

તેણે અમર્યાદ પથરાયેલા સાગરરાજને પ્રશ્ન કર્યો, "તમને આખું જગત રત્નાકર કહે છે ને ? તો મારા હૃદયમંદીરમાં બેસનાર રત્નની પરિક્ષા તમે ન કરી આપો ? એ રત્ન હું ઇચ્છું-છું તેવુંજ નિવડશે કે ? હે..."

"લતા બ્હેન, હવે ચાલોને, કયાં સુધી બેસવું છે ?" લતિકા તો વિચારવમળમાં ગોથાં ખાતી હતી. તેણે તેની નાની બ્હેન કળાના અવાજ પ્રત્યે ધ્યાન ન આપ્યું.

"લતાબ્હેન, ઓ લતાબ્હેન !" તેને ખંભામાંથી પકડી હલાવીને કળાએ કહ્યું, "ચાલોને, આવવું-છે કે નહિ ?"

"શું ?"

'અંધારૂં થયું. ઘેર નથી જવું ?"

"ખરેખર, આજે ઘણુંજ અંધારૂ થઈ ગયું છે." તેણે પોતાની સાડીપરથી રેતી ખંખેરતા અને પવન સાથે રમત રમતી વાળની લટો સમારતાં કહ્યું.

"કહોને, લતાબ્હેન! આજે તમે શા વિચારમાં હતાં!" કળાએ પુછ્યું.

"વિચાર! વિચાર શા? હું તો સાગરરાજની લીલાનું અવલોકન કરતી હતી."

"સાવ જુઠું! સાગરરાજની લીલા જોતાં હતા કે? શું હું કંઇ તમારા વિચારો કયાં ભમે છે તે નથી જાણતી! હું કહું, શાના વિચાર ચાલતા હતાં તે?" મશ્કરીની ઢબે કળાએ કહ્યું.

"તું બહુબોલી છે, ખરું ને? કાલથી ન આવતી મારી સાથે ફરવા?"

"હા, હા, હવે શા માટે સાથરે! હવે તો કોઇ નવિન સાથીજ ફરવા આવશે! હવે તને હમારું બોલવું પણ શેનું ગમે!!"

× × ×

લતિકા પંદર દિવસ પ્હેલાંજ બી.એ. મા પાસ થઇ હતી. પરિક્ષામાં થયેલા શ્રમથી તે થાકી ગઇ હતી. હાલમાં તે તેના મોટા ભાઇ, નાની બ્હેન અને વૃદ્ધ માતા સાથે બોરડીનાં સુંદર દરિયા કિનારે વિશ્રાંતી લેતી હતી. તેને બોરડીનું ગ્રામ્ય જીવન અને સુંદર દરિયા કિનારો ઘણાજ ગમતા.

લતિકાએ ભારતીય અને યુરોપીય વિદ્વાનોના ગ્રંથો વાંચ્યા હતાં. શેલી, કિટ્સ, ટેનીસન, વર્ડસ્વર્થ, ઑસ્કર વાઇલ્ડ, કાલિદાસ, ભવભૂતિ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ, રવિંદ્રનાથ વિગેરે તેનાં પ્રિય ગ્રંથકારો. જાણીતા લેખકોના ગ્રંથોજ તેનું ખરું વિશ્રાંતીસ્થાન. વિશાળ વાચનથી તેની કોમળ માનસિક પ્રકૃતિ અધિક કોમળ બની હતી.

તેના મોટા ભાઇએ તાજેતરનાજ વિલાયતથી ફરેલા એક તેનીજ જ્ઞાતિના ગૃહસ્થ સાથે તેનાં લગ્ન કરવાની ગોઠવણ કરી હતી. આ ગૃહસ્થ જાણીતી કોલેજના પ્રોફેસર હોવા ઉપરાંત એક પ્રખર ભાષાશાસ્ત્રી હતા. આધુનિક રિવાજ પ્રમાણે પરસ્પર એકમેકને પીછાની લે એ ઇચ્છાથી મોટાભાઇએ પ્રોફેસર સાહેબને બોરડી બોલાવેલા. આ પ્રથમ દર્શને લાતકા પર કેવી છાપ પાડી તેની અસ્પષ્ટ છાયા સમુદ્રતટ પરનાં તેનાં આત્મગત વિચારમાં જણાઇ આવે છે.

'બે હૃદયો ભિન્નભિન્ન પ્રકૃત્તિથી જોડાઇ એક થાય ને પરસ્પર ન્યૂનતા પૂરે એજ ખરાં લગ્ન' એમ તે માનતી. 'પ્રોફેસર સાહેબની સાથેનું મીલન સફળ નીવડશે કે? આજે એ કેમ સમજાય!' ટુંક સમયમાંજ સુર્યની સાક્ષીએ ને બ્રાહ્મણના વચને લતિકાનો હાથ પ્રોફેસર સાહેબના હાથમાં સોંપવામાં આવ્યો.

લતિકાએ પતિસહ નૂતનગૃહમાં પ્રવેશ કર્યો.

× × ×

આ નવિન ગૃહે નોકર હતા, રહેવાને સુંદર બંગલો હતો, ફરવા જવાને સરસ મોટરકાર હતી; વાચન માટે પુસ્તકો હતાં: પણ-પણ?

× × ×

પૂર્ણિમાની સુંદર રાત્રી હતી. મંદ મંદ પવન વાતો હતો. બાગમા બેસીને ચંદ્રમાની શીતળતા અનુભવવાનો લતિકાને શોખ થયો. તેણે નોકર પાસે બે ખુરશી બાગમાં મુકાવી. પણ પ્રોફેસર કયાં? તે તો પવનથી કિંવા બ્હારની ગડબડથી અડચણ ન થાય તેથી બારી બંધ કરી પોતાના વિશાળ પુસ્તકાલયમા પુરાયા હતા. એક શબ્દની વ્યુત્પતિ શોધતા હતા. તેમની સામે ટેબલ પર મોટા મોટા લૅટીન, ગ્રીક, રશિયન, પર્શિયન ભાષાનાં શબ્દકોષ અર્ધ ઉઘાડાં પડયા હતાં.

લતિકા ધીમે પગલે તે ખંડમાં દાખલ થઇ.

"કેમ શું જોઇએ છે?" પ્રો. સાહેબે પ્રશ્ન કર્યો.

"કાંઇ નહિ. આજે આકાશ ઘણું સુંદર અને દેદિપ્યમાન છે; પવન પણ ઘણો સુંદર વાય છે."

"પછી?" આંખ પરનાં ચશ્મા ઉંચે ચઢાવતા 'શું છે તે જલ્દી પતાવને' એમ

કહેવા ઇચ્છતા હોય એવી મુદ્રાથી તેમણે લતિકા પ્રત્યે જોયું.

"આવોને, આપણે આજે ઘણા દિવસે ચંદ્રિકામાં ન્હાતાં આનંદવાર્તા કરીએ."

"એથી શો લાભ ? મુગ્ધ ના. ના. બ્હારની ઠંડી હવાથી શરદી લાગશે."

એક શબ્દ પણ વધુ ન બોલતાં લતિકા ખંડ બ્હાર નીકળી.

"અરે, આમ જો. તું રીસાઇ તો નથી ને ? તારી ઇચ્છા છે તો ચાલ આવું છું. તું જઇને બેસ હમણાં. પંદર મીનીટમાં આ "દાનવ" શબ્દની વ્યુત્પતિ કરીને આવું છું."

કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં સ્વસ્થ ચિત્ત અને દુઃખી હૃદયે તે બાગમાં ગઇ. "ખરેખર ! શું સર્વ પુરુષો આવા નિષ્ઠુરજ હશે ? હું જો પ્રથમજ જાણતે તો ! એમને પ્રેમ એ શી વસ્તુ છે તેની દરકાર પણ નથી. અરેરે ! એ તો વેઠીયા ઢોરની માફક પુસ્તકો પાછળજ મંડયા રહે છે હું તો ખરા પ્રેમની શોધમાં હતી, વિદ્વતાની નહિ ! તે એ કયાંથી જાણે ?" કલાક, બે કલાક. છેવટે ઘડીયાળે એકનો ટકોરો વગાડયો તો પણ પ્રોફેસર સાહેબની વ્યુત્પત્તિ નો કાંઇ પત્તો નહિ. છેવટે કંટાળીને તેમણે ગમે તેમ ગોઠવ્યું.

"હાં, આવ્યું, આવ્યું ધ્યાનમાં ! ડેન્યુબ નદીને કાંઠે રહેનારા તે દાનવ. એમજ હોવું જોઇએ. દેવની સાથે યુદ્ધ કરનારા આ. દાનવ રશિયાની ડેન્યુબ નદીને કાંઠે રહેતા હોવા જોઇએ ! તેમજ, બરાબર તેમજ" નિદ્રામાંથી ઝબકી જાગ્યા હોય તે પ્રમાણે તેમણે આનંદથી બુમ મારી.

આ શોધ (!) લતિકાને કહેવા તે અધિરા થાય એમાં શી નવાઇ ! લતિકા બેઠી હતી ત્યાં તે આવ્યા. "દાનવ" શબ્દની વ્યુત્પત્તિ આખરે મળી ખરી ! ડેન્યુબ નદીને કાંઠે રહેનાર તે દાનવ. આ ડેન્યુબ નદી કયાં આવી તે તું જાણે છે." આનંદના આવેશમાં તેનું ખભું હલાવતા પ્રોફેસરે પ્રશ્ન કર્યો.

"અરે ! આ શું ? તું રડે છે ? શા માટે ? હેં ! શું થયું ?" તેમણે અજાયબ થતાં પૂછ્યું. ઉત્તર ન મળ્યો. રડવાનું પ્રમાણ વધ્યું. પ્રો સાહેબ નિર્જીવ પુતળા પ્રમાણે ત્યાંજ થંભી ગયા. દાનવ શબ્દની વ્યુત્પત્તિ શોધનાર લતિકાનાં રૂદનની વ્યુત્પત્તિ ન શોધી શક્યો. તેની શોધ માટે મગજને સ્થાને પ્રેમપૂર્ણ હૃદયની આવશ્યકતા હતી. પ્રોફેસર પાસે તે હૃદયજ કયાં હતું ? *

---

* સૂચિત.

મા—(છોકરાને) જો બાઇ આજ તું કજીઆ નહિં કરે તો તને મીઠાઇ આપીશ.
છોકરો—ઇ કોઇ રીતે નહિં થઇ શકે મા.
મા—કેમ ?
છોકરો—કેમ કે મારા બાપુજી હરવખત કહે છે કે લાંચ, રૂશ્વત લઇને કાંઇ પણ કામ કરવું તે ઘણુંજ ખરાબ છે.

× × ×

પિતા—છોકરા ? આજ કેટલા સવાલ માસ્તરે લખાવ્યા ?
છોકરો—દસ.
પિતા—તેમાં તારા કેટલા સાચા ?
છોકરો—માત્ર એકમાં જરાક ભુલ રહી ગઇ છે.
પિતા—બીજા બધા સાચા છે ?
છોકરો—બીજા તો મેં લખ્યાજ નથી.

卐 卐 卐

# બ્હેનીની રાખડી.

બ્હેનીએ બાંધી રૂડી, રાખડી રે લોલ !
સ્નેહને સુઆશ ભરી, રાખડી રે લોલ !

રંગબેરંગી રાખડી,
રત્નજડિત રાખડી;

બ્હેનીએ બાંધી—

ઉર ઉર્મી દોરા વણ્યા, ભાવભર્યા નવ રંગ )
શોભા નિર્મળ સ્નેહની, ઝળકે આશ ઉમંગ;

પ્રફુલ્લ પાંખ રાખડી,
ઉર ઉમળકો રાખડી;

બ્હેનીએ બાંધી—

રવિ કિરણ સમ શોભતા, ઝીણા તંતુ જ્વલંત,
કે શું રક્ષામાં ભર્યા, એવા સૂર્ય અનંત;

વિમળ જ્યોત રાખડી,
રસીક રાગ રાખડી;

બ્હેનીએ બાંધી—

ઉજ્વલ રૂડી રાખડી, ઉજ્વલ મનની આશ !
ઉજ્વલ હૈયાં ભાઇ બ્હેન, ઉજ્વલ ભાવ પ્રકાશ;

અમર ગીત રાખડી,
પીયૂષપૂર્ણ રાખડી:

વીર વિજય વિમળ આશ સીંચતી રે લોલ !
જીવન મોદ અનુપ લ્હાવ પૂરતી રે લોલ !

જગુભાઇ મોહનલાલ રાવળ.

卐 卐 卐

# બાળકને માંદગીમાંથી કેમ બચાવવું?

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી. બી. એસ. ડી. પીએચ., ડી. ટી. એમ, હેલ્થ ઓફીસર, સુરત.

વરસના બાવન અઠવાડીયામાં એક પણ અઠવાડીયું પણ પોતાનું બાળક માંદુ ન પડતું હોય એવી ભાગ્યશાળી માતાઓ આ દેશમાં સેંકડે કેટલા ટકા હશે? આપણે જાણીએ છીએ કે આનો જવાબ બહુ નિરાશાજનક છે. બાળકની માંદગી માટે બાધા આખડી રાખનારી એ દેશમા સેંકડો માતાઓ છે તે આપણે જાણીએ છીએ. બાળકની માંદગી તે દૈવાધિન વાત છે અને બાળક તેના નસીબને લીધેજ માંદુ પડે છે એવું આ દેશની ઘણી સ્ત્રીઓ માને છે. માદગી દૂર કરવા માટે નજર બાંધવાનો રિવાજ આ દેશના ગામડામાજ નહિ પણ શહેરોમા રહેતી થોડી ઘણી કેળવાયલી માતાઓમા પણ હસ્તી ધરાવે છે.

આ લેખમાં આપણા દેશમાં હસ્તી ધરાવતા બે ચાર ગંભિર રોગોથી બાળકોને કેમ બચાવી શકાય તે બાબત કાંઇક બતાવવામાં આવશે અને તે પણ અટપટી વૈદ્યકીય રીતે નહી પણ વ્યહવારૂ અને સીધી સાદી રીતે.

**મેલેરીયા (ટાઢીઓ તાવ).** ચોમાસાની આખરે ભાદરવા મહિનામાં ગામેડે ગામડે અને શહેરોમા આપણે લગભગ દરેક તાવના દરદીઓના ખાટલા અને પથારીઓ નાંખેલી જોઇએ છીએ. આપણા લોકો વંશપરંપરાથી એમજ માનતા આવ્યા છે કે ભાદરવા મહિનામાં તો તાવના વાયરા આવેજ અને વધારામાં એમજ સમજે છે કે આવો તાવ બધાને આવેજ માટે તે બાબત ખાસ સાવચેતી લેવાની જરૂર નથી. પરંતુ જો આપણે મેલેરીયા તાવ શા કારણથી આવે છે તેનું થોડું ઘણું જ્ઞાન ધરાવતા હોઇએ તો આપણે એ જીવલેણ રોગથી આબાદ બચી શકીએ છીએ. ચોમાસામાં દેખાતા પાણીના ખાબોચીયા તરફ તમે કદાપિ બારીકાઇથી જોયું છે? તમારા ઘરના વાડામાં પડી રહેલા ફુટેલા માટીના વાસણ, ટીનના ડબા અને ફુલના કુંડામા ભરાઇ રહેતા પાણીને કદાપિ અવલોકન કર્યું છે? આળસુ ગૃહિણીના ઘરની ગોળીમાંના પાણીને તમે કદાપિ જોયું હોય તો તેમાં બે ચાર પોરા પાણીના ખાબોચીયા, ફુટેલા વાસણ અને ફુલના કુંડામા તમને જણાશે. આ ઝીણા સળવળાટ કરતાં ક્ષુદ્ર જંતુઓજ દુનિયાની તંદુરસ્તીના ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવે છે. આ પોરાં તે મચ્છરના બચ્ચા છે. તે પોરામાંથી ૭ કે ૮ દીવસમા એરોપ્લેન જેવા મચ્છર પેદા થાય છે. અને તે મચ્છરજ ઘરમાં મેલેરીયા તાવનો ફેલાવો કરે છે. મેલેરીયાથી પીડાતા માણસને આ મચ્છર કરડે છે અને મનુષ્યના શરીરની અંદરનું મેલેરીયાના જંતુવાળુ લોહી તે ચુસે છે. પછી તે જંતુઓ મચ્છરના શરીરમાંજ ફાલેફુલે છે અને તે જ્યારે બીજા તંદુરસ્ત મનુષ્યને કરડે છે ત્યારે

મેલેરીયા તે માણસના શરીરમાં પ્રવેશ કરે છે. આ રોગ મનુષ્યે વરસના દસ માસ સુધી એકદું કરી રાખેલ લાલચોળ લોહીનું પાણી કરી નાખે છે; દરદીના બરોલ મોટી છાબડા જેવી બનાવી, દેય છે; અને માણસને કમજોર, ફીક્કો અને નિરુત્સાહી બનાવી દેય છે.આ દેશના કરોડો મજબુત અને તગડા ખેડુતને આ રોગ દર વરસે નિરમાલ્ય બનાવી મુકે છે અને તેને લીધે આ દેશને કરોડો રૂપીઆનું આર્થિક નુકશાન થાય છે. શહેર કરતા ગામડા ઓની પરીસ્થિતિ મેલેરીયાના મચ્છરો પેદા કરવા માટે વધ રે અનુકુળ હોવાથી અને ગામડાઓમાં દવાખાના તેમજ ખાનગી ડાકટરોની હસ્તી નહિ હોવાથી આ વિનાશ-કારક રોગ ભયંકર રૂપમાં ગામડાઓમાં દેખાય છે. આપણા દેશના લગભગ ૨૦ કરોડ મનુષ્યો ગામડામાંજ રહે છે અને તેઓ વર્ષમાં કમમાં કમ ૧૫ દીવસ તો આ રોગથી પીડાય છે. આ ૨૦ કરોડમાંથી ૧૦ કરોડ બાળકોને ઘરડાઓ બાદ કરીએ તો પણ બાકીના ૧૦ કરોડ માણસોની રોજના ફકત બે આના લેખે રોજની મજુરી ગણીએ તો આપણા દેશને દરરોજનું સવા કરોડ રૂપીઆનું નુકશાન ભાદરવા માસમાં થાય છે. આ આંકડાઓ સામાન્ય મનુષ્યને નિરસ અને નકામા લાગશે પણ અર્થશાસ્ત્રીઓને તો દેશની આબાદીના સવાલ માટે બહુજ ગંભિર જણાશે.

મોટી ઉમરના માણસો કરતાં બાળકો ઉપર આ રોગ વધારે અસર કરે છે. વળી મોટી ઉમરના માણસો તો ઘરમાંથી દીવસે ઘણો ખરો વખત બહાર ખુલ્લી હવામાં ગાળે છે પરંતુ બાળકો તો લગભગ ૨૪ કલાક ઘરની અંદરજ રહે છે તેથી તેમને મચ્છરો વધારે કરડે છે. આંકડીના રોગથી પીડાતા હાથ પગ ખેંચાઇને મૃત્યુવશ થતા સેંકડો બાળકો ખરી રીતે મેલેરીયાથીજ મરે છે. મેલેરીયાથી પીડાતા બાળકને આંકડી ઘણી વખત આવે છે. મોટા માણસને આંકડી નથી આવતી પણ તેને બદલે ટાઢ ચડે છે.

આપણી માતાઓ એટલું જાણતી હોય કે બાળકને મેલેરીયાથી બચાવવાનો ઉપાય એ છે કે તેને મચ્છરથી બચાવવો તો તેઓ આપણા દેશના સેંકડો બાળકોને બચાવી શકે. વધારામાં જો તેઓ એ-ટલું ધ્યાનમાં રાખે કે જ્યાં ભરાઇ રહેલું પાણી હોય છે ત્યાંજ મચ્છર પેદા થાય છે તો તેઓ ઘરના વાડામાં આસપાસ ફુટેલાં વાસણ, ટીનના ડબા અને શીશા વીગેરે રહેવા ન દેય તો મચ્છરો પેદા થતા અટકે. પાણીના હાંડા વીગેરેને બરાબર ઢાંકીને ખાવામાં આવે તો તેમાં મચ્છર પ્રવેશ કરી શકે નહિ અને પોતાનાં ઇંડા પાણીમાં મુકી શકે નહિ અને તેથી પોરાં ઉત્પન્ન થાય નહિ અને મચ્છરજ થતા અટકી જાય. વધારામાં માતાઓએ એટલું જાણવું જરૂરી છે કે બાળકને મચ્છર-દાનીમાં સુવાડવાથી તેને મચ્છર કરડતા નથી. મચ્છરદાની ઘોડીયાના પાયા સુધી લટકે તેવી અને તેના નીચેના છેડાથી અંદર મચ્છર ભરાઈ જાય તેવી ન હોવી જોઇએ. મચ્છરદાની પારણાની અંદર તળાઇ કે ગોદડીની નીચે દબાવીને રાખવી જોઇએ. જો ઝોળીવાળું ઘોડીયું હોય તો મચ્છરદાની ઠેઠ જમીન સુધી લટકતી હોવી જોઇએ. વળી મચ્છરદાનીના બાજુના છેડા ખુલ્લા ન હોવા જોઇએ એટલે કે મચ્છરદાનીને બારણા જેવું કાંઇ હોવુંજ ન જોઇએ. બાળકને સુવારવા કે બહાર કાઢવા માટે નીચેથી ઉંચી કરવી જોઇએ. વિશેષમાં એ પણ જાણવું જરૂરી છે કે મેલેરીયાનો અકસીર ઇલાજ કવીનાઇન છે. આ દવા ગામડાની દરેક પોષ્ટ ઓફીસમાં મળે છે. ફકત ઉમરના પ્રમાણમાં તે કેટલું આપવું તે માતાએ જાણવું જરૂરી છે. આ

દવા અઠવાડીયામાં ફક્ત બે વખત થોડા પ્રમાણમાં બાળકને ચોમાસામાં આપવાથી મેલેરીયા થતો નથી. જેમ દરેક સુખ ભોગવવા આપણે મહેનત કરવી પડી છે તેમ દરેક દુઃખથી બચવા માટે પણ મહેનત કરવી પડે છે. વળી આપણે એક વાત ધ્યાનમાં રાખવી કે રોગ મટાડવા માટે જેટલો ખર્ચ થાય છે તેટલી મહેનત ઉઠાવવી પડે છે તેના કરતાં રોગથી બચવામાં ઓછો ખર્ચ અને ઓછી મહેનત છે.

દક્ષિણ આફ્રિકા અને દક્ષિણ અમેરિકામાં વસતા યુરોપીયન લોકો મેલેરીયાથી કેમ બચવું તેનો કાળજીથી અભ્યાસ કરે છે અને તેમના દેશની શાળાઓમાં બાળકોને તંદુરસ્ત વિષયના પાઠો નાનપણથીજ શીખવવામાં આવે છે. આને લીધે તેઓ પોતાના નવા રહેવાના દેશમાંથી મેલેરીયા અને એવાજ બીજા ભયંકર રોગો લગભગ નાબુદ કરી શક્યા છે.

હવે પછીના લેખમાં બાળકોને ક્ષયથી કેવી રીતુ બચાવવું તે બતાવવામાં આવશે.

## તિરસ્કાર.

( લોકગીત. )

સંપાદકઃ રા. મણુભાઇ લેધાણી.



મારો સસરો પાટણ આતા, ગાડું ભરીને ઘડું લાવ્યા, લાલ કુદી લ્યો.
મારી સાસુ એવી ભૂંડી, દરણું જોખી આપે, લાલ કુદી લ્યો.
દળતે દળતે લોટ ઉડયો, એથી લોટ પડયો ઓછો—લાલ૦
માથે ગવાળો ને કાખમાં જુત્તા, આવ્યા મહીયર વાટે—લાલ૦
ચોરે બેઠા બાપા બોલ્યા, વીજળી દીકરી આવ્યાં—લાલ૦
દડુલો દોડાવતાં વીરોજી બોલ્યા, વીજળી બ્હેન આવ્યાં—લાલ૦
ઘરમાં રહીને માતા બોલ્યાં, વીજળી દીકરી આવ્યાં—લાલ૦
બેટડો ધવરાવતાં ભાભી બોલ્યાં, ચાડીઓ કરતાં આવ્યાં—લાલ૦
આંગણે રહીને કુતરા બોલ્યા, હાડહાડ કરતી આવી—લાલ૦
ઘરમાં રહીને બીલ્લી બોલી, છીડછીડ કરતી આવી—લાલ૦
ખૂણે રહીને ઉંદર બોલ્યા, દાટા દેતી આવી—લાલ૦
બારીએ રહીને પાડોશણ બોલ્યાં, વટવાડ કરતી આવી—લાલ૦






# સિન્ધ.

લેખિકાઃ સૌ. ઇશાવતી દીવેટીઆ.

સિન્ધ પ્રાંત હિંદુસ્તાનની પશ્ચિમે આવેલો છે. તેમાં એકજ મોટી નદી છે. તેનું નામ સિન્ધુ છે. તે ઉપરથી સિન્ધ નામ પડ્યું છે. દક્ષિણમાં તેમજ પૂર્વમાં રણ આવેલું હોવાથી અહીં તાપ સખ્ત પડે છે. તેમાંએ જુન, જુલાઇ, ઓગસ્ટ, એ ત્રણ મહિના તો અનહદ તાપ પડે છે. એટલે અહીં ઋતુ બેજ છે, એમ કહી શકાય.. શિયાળો અને ઉન્હાળો. જેમ ગરમી પડે છે, તેમ સિન્ધુમાં પાણી વધે છે, ને તેમાંથી નાની નાની નહેરો વાટે ખેતરમાં પાણી પુરું પાડી શકાય છે. એટલે ગુજરાતમાં જેમ વરસાદ આવવો જોઇએ, તેમ અહીં સિન્ધુમાં પાણી આવવુંજ જોઇએ. સિન્ધુ નદી હિમાલયમાંથી નીકળે છે, એટલે એપ્રિલ તથા મે મહિનામાં ત્યાં તાપથી બરફ ઓગળે છે, એટલે સિન્ધુમાં પુર આવે છે. વળી જુન જુલાઇ અને ઓગસ્ટમાં હિમાલયમાં વરસાદ પડે છે એટલે પણ પુર આવે છે. આથી સિન્ધુમાં મે મહિનાથી સપ્ટેમ્બર સુધી પુર રહે છે, અને આ પુર ઉપર અહીં પાકનો બધો આધાર છે.

અહીં વરસાદ નહિ તો પણ આટલો સારો પાક એ એક ઇશ્વરની અકળ કળા છે. કોઇ વાર નહિ જેવોજ વરસાદ પડે છે. લોકોને અત્યંત આનંદ થાય છે. અહીં ઠંડી પણ ઘણીજ પડે છે. કોઈ કોઇ વાર પાણી ઠરી જાય છે. અહીંની જમીન ફળદ્રુપ છે. એટલે જ્યાં નહેરોનું પાણી આવી શકતું હોય ત્યાં પાક સારો થાય છે. વળી કેટલોક ભાગ ઉજ્જડ પણ છે. કેટલાંક ગામડાઓમાં નહેરોનું પાણી ન આવી શકતું હોવાથી લોકોને પાણી વગર ઘણો ત્રાસ વેઠવો પડે છે. કારણ કે જ્યાં નહેરનું પાણી ન આવતું હોય, ત્યાં કુવાનું પાણી દરીઆના જેટલુંજ ખારું હોય છે. એમ કહેવાય છે કે સિન્ધ દેશ ઉપર પહેલાં દરીઓ હતો. પછીથી જમીન થઇ છે. એટલે કુવામાં પણ ખારું પાણી હોયછે અહીંનો મુખ્ય પાક ડાંગર છે. ઘઉં તથા કપાસ પણ થાય છે. જો લોકો ધારે તો સરસ પાક ઉતરે, પણ લોકો ઉદ્યમી નથી એટલે તે માટે ખાસ લક્ષ આપતા નથી. મુસલમાન લોકોની વસ્તી અહીં લગભગ સોએ નેવું ટકા છે. તે લોકો ઝનુની બહુજ હોય છે જ્યારે તેઓને ઝનુન ચઢે, ત્યારે પાછું વાળી જોનારા નહિ. તેમ પ્રમાણિક પણ હોય છે. જોકે બધાજ પ્રમાણિક નથી હોતા. વળી જે સીંધી બનીયા (વાણીયા) કહેવાય છે, તે લોકો લુચ્ચાઇ કરવામાં ઘણા ચાલાક હોય છે. જુઠ્ઠા પણ ઘણાજ હોય છે. તેઓનો વિશ્વાસ રાખવો જોઇએ નહિં. હૈદ્રાબાદના લોકો જેઓ આમીલ કહેવાયછે તેઓ બસંત માયાળુ હોય છે અને વેપારમાં તેમજ સરકારી નોકરીમાં આગળ વધેલા હોય છે. વળી દરેક રીતે શોખીન ઘણા હોય છે. તેઓમાં સ્ત્રીઓને પડદો પાળવાનો રિવાજ હોય છે. પણ હવે કંઇક સુધારો થતો જાય છે. સાધારણ રીતે અહીં પડદાનો રિવાજ

હોય છેજ. પણ હાલના વર્તન ઉપરથી લાગે છે કે તે રિવાજ ધીમે ધીમે નાબુદ થશે. સ્ત્રીઓ શીવણકામ, ગુંથણકામમાં બહુ ચતુર હોય છે. તેઓને સંગીતનો શોખ ખાસ હોતો નથી. સ્ત્રી પુરૂષોનો પોશાક લગભગ સરખોજ હોય છે. તો પણ કેટલીક સ્ત્રીઓ હવે સાડી પહેરતી થઇ છે. અહીં ઊંટ અને ગધેડાનો વિશેષ ઉપયોગ થાય છે. જ્યારે એક ગધેડા ઉપર બે ત્રણ માણસ બેસે છે ત્યારે હસવું આવ્યા સિવાય રહેતું નથી. આ લોકોનો ખોરાક ઘણે ભાગે માંસાહારી છે. કેટલાક ન ખાનારા પણ હોય છે. જે લોકો માંસ ખાનારા હોય છે તેઓ અગીઆરસ જેવા પવિત્ર દિવસે માંસ ખાતા નથી. તે દિવસે પોતે અગીઆરસ કરી છે એમ માને છે. અહીં લોકોને પાપડનો અજબ શોખ હોય છે. પાપડ વગર પાણી પીવાના નહિ. ચ્હા પીવાનો શોખ ખાસ હોતો નથી. ને ઉન્હાળામાં ચ્હાને બદલે દહીં ને બાજરી ખાય છે. ને તે રિવાજ સારો છે. કારણ કે તાપ એટલો લાગે છે કે ચ્હા પીવાની જરાએ વૃત્તિ થતી નથી. પાનસોપારી ભાગ્યેજ ખાય છે. લોકોની તંદુરસ્તી ઘણી સારી છે. અહીંની ભાષા કચ્છી ભાષાને મલતી આવે છે ને શીખવા માટે ખાસ અઘરી નથી. અહીં તાપ વિશેષ હોવાને લીધે મકાનો કાચી ઇંટના અથવા માટીનાં બનાવેલાં હોય છે. અહીંનાં જોવાલાયક સ્થળ, હૈદ્રાબાદ, સક્કર, શિકારપુર, શેહરી વીગેરે. શિકારપુરની મિઠાઇ વખણાય છે અને શેહરીના પાપડ વખણાય છે. જો કે પાપડનો ઉપયોગ વિશેષ હોવાથી દરેક સ્થળે બનાવેલા તૈયાર મળે છે.

---

## ભજીઆંમાં ભૂલ!

લેખક: "કમળ"

( એક પ્રતિકાવ્ય ).

( વેણી ગુંથી નો માંહી ફુલ હું તો ભુલી: એ રાગ. )



ભજીઆં કર્યાં ને માંહી મીઠું હું તો ભુલી,
ભુલ્યું ભુલાય કેમ એમ હો સાહેલડી. ભજીઆં
સ્પીરીટ વીના તે સ્ટવ ઝટ સળગ્યો નહિ,
એના ભડકાએ હું ગભરાઇ હો સાહેલડી. ભજીઆં.
બાગમાં બેસીને એ બંસરી બજાવે,
એવા રસીક મુજ કાન્ત હો સાહેલડી. ભજીઆં.
ઘરની આગળ તે કાંઇ કુતરૂં ભસે છે,
એના અવાજે હું ચમકી હો સાહેલડી. ભજીઆં.
દેરાણી જેઠાણી કાંઇ વાંકાં વેણ બોલે,
એના ત્રાસે હું અકળાઇ હો સાહેલડી. ભજીઆં.
નણદલના વીરાને ભજીઆં ના ભાવ્યાં,
એના રોષે હું મુઝાઇ હો સાહેલડી. ભજીઆં.
સાસુના જાયાને લાવે કોઇ મનાવી,
આપું હું અમુલખ હાર હો સાહેલડી. ભજીઆં.



# શહેરનું સ્ત્રી જીવન.

લેખક: શ. "પ્રસાદ"

## લેખાંક ૪ થો: જયાવતી.

જયાવતીને સારાં કપડાંલત્તાં પહેરીને ટાપટીપથી ફરવાનો શોખ હતો. પણ તેમાં તેનો વાંક કેમ કાઢી શકાય? માબાપે પૈસાના લોભમાં તેને વૃદ્ધ પતિ સાથે પરણાવી, તેમાં તે પોતે શું કરે? પણ તેનો પતિ ચીમનલાલ ઘણો ઉમદા હૃદયનો આદમી હતો. તે સમજતો કે પત્નીના કોડ પોતે પુરા નહિ કરે તો કોણ કરશે? તેની એક પણ ઇચ્છા તેણે પાછી ઠેલી હોય એમ ભાગ્યેજ બનતુ. પણ જયા દસ હજાર રૂપીઆમાં "ખરીદએલી" હતી, અને તે "ખરીદી" કરતાં બિચારા ચીમનલાલને દેવું કરવું પડેલું તેની જયાને કયાંથી ખબર હોય? અને પૈસાટકાની બાબતમાં જયા માથું શું કામ મારે? તેને તો બીજી "શેઠાણીઓ" થઇને ફરે તો પોતે કેમ નહિ એમ થયા કરતું હતું.

ચીમનલાલની વૃદ્ધ માતા ચીમનલાલને વારંવાર જયાને આવી છૂટ ન આપવાની ટકોર કરતી, પણ ડોશીનું કોણ સાંભળે? ડોશીએ વૃદ્ધાવસ્થાને લીધે આંખો લગભગ ગુમાવી હતી. વળી વહુને જોઇને તે અડધી અડધી થઇ જતી. તેની સત્તા જયા ઉપર જામવાને બદલે જયાએ તેના ઉપર પોતાની સત્તા જમાવી હતી. ડોશી અંધ હોવાથી જયા ન છૂટકે વેઠ ઉતાર રાંધતી, પણ વાસણો તો ડોશીનેજ અજવાળવાં પડતાં. વળી કોઇ વખતે કાંઇ સારી ચીજ બનાવી હોય તો જયા ડોશીના ભાણામાં ન મૂકે, છતાં જેની આંખો ગઇ હોય તેના નાક અને કાન તીવ્ર હોતા નથી? પણ ડોશી આ બધું સહન કરી લેતી. કોઇ કોઇ પ્રસંગે જ્યારે તે બહુ અકળાય ત્યારે ચીમનલાલ આગળ બધું પુરાણ ઉકેલે. પણ ચીમનલાલ શાન્તિપ્રીય માણસ હોવાથી જેમ તેમ ડોશીને મનાવી લેતો. અને જયાનું મન પણ સાચવતો.

એક બાજુ રૂપીઆનું વ્યાજ વધતું જતું હતું, તો મુડી તો ભરાયજ કયાંથી? માતા અને સ્ત્રીથી છાની રીતે તેણે લેણદારને ઘર લખી આપ્યું. પાસે રોકડ રકમ તો રહી ન હતી. સુતરની દલાલી કરતો પણ ધંધો બરાબર ચાલતો નહિ. એમ ચારે બાજુએથી તે પૈસાની બાબતમાં મુંઝાતો હતો, તેવામાં એક દિવસે જયાએ સોનાની સેરણમાળા કરાવવાની હઠ લીધી. ચીમનલાલ મુંઝાયો, પણ તેના મોઢામાંથી "ના" શબ્દ શી રીતે નીકળી શકે? ગમગીન ચ્હેરે તે 'સોનીને ત્યાં જાઉં છું" કહી ઉઠયો, પણ શું કરવું તે સુઝયું નહિ. તેના હૃદયમાં એટલી વ્યથા થવા લાગી કે તેનો જીવ મુંઝાવા લાગ્યો. તે તરતજ પાછો વળી ઘેર આવ્યો, અને સુતો તે સુતોજ. જીભ બંધ થઇ. છ કલાક આવી સ્થિતિમાં રહી સ્ત્રી અને વૃદ્ધ માતા, તથા એકનો એક પુત્ર મુકી ચીમનલાલ ગયો!

જ્યારે લ્હેણાવાળાએ આવી બધી બાબત સ્પષ્ટ કરી નાખી, ઘરનો દસ્તાવેજ વિગેરે બતાવ્યું, ત્યારેજ જયાની આંખ ખુલ્લી ગઇ. તે એધ્રાટ રડી. પોતાના ઉડાઉપણાને તે અંતઃકરણથી ધીક્કારવા લાગી. પણ રાંડયા પછીનું ડહાપણ શા કામનું? ઘર તથા સરસામાન જપ્ત થયાં. પહેરેલે કપડે, સાસુ તથા પુત્ર સાથે તે ઘર બહાર નીકળી. શરીર ઉપરના દાગીના પેટીમાં મૂકેલા, તે પીયેરના છે એમ કહેવાથી તેને સોંપવામાં આવ્યા, તેજ હવે તેનો આધાર હતો. આજે એ આલીશાન મકાનવાળી જયા ભાડાની ઓરડીમાં રહે છે. છોકરો હજી નાનો છે, તેને ભણાવવાની ને નોકરીએ વળગાડવાની ચિંતા તો હજી ઉભીજ છે. સાસુ પોતાના નસીબ ઉપર ફીટકાર વરસાવતી હજી જીવે છે, પણ આમાં મૂળ વાંક જયાનો ખરો કે?




# અસ્વસ્થ ગૃહિણિ

લેખક: શા. અંબુ. ક. વશી, બી. એ૭.

**મા**નવ જાત પર જે હજારો મુશ્કેલીઓ ભમતી રહે છે. તેમાંથી કઇ ક્યારે આવી પડશે તે કોણ જાણી શકે એમ છે? છતાં જેમ જેમ આ જુદી જુદી જાતની મુશ્કેલીઓથી આપણે પરિચિત થતા જઇએ તેમ તેમ આપણે એમાંથી છટકવાના પ્રયત્નોમાં સફળ થતા જઇએ.

ચારિકા, જાણીતા નવલિકાલેખક અરવિંદની લાડીલી પ્રિયતમા, લેડી મહેતાને ત્યાં ગરબા પાર્ટીમાં ગઇ ત્યાં સુધી તો તદ્દન સારી હતી. પણ ત્યાંથી અસ્તવ્યસ્ત વસ્ત્રોમાં પાછી આવી ને મૃતપાય થઇ પલંગ પર પડી. શું એનું હૃદય બંધ પડી જવાનું હશે?

ને ગરીબ બિચારો પતિ પલંગને એક ખુણે આંસુ સારતો હસે. આવી ગંભીર સ્થિતિ જોઇ કોને ન લાગી આવે? અને હેમાંયે પરણ્યાંને પુરૂં વર્ષ ન થયું હોય ત્યાં આ શાશ્વત વિયોગનો સંભવ! તરતજ ડોકટરને તેડવા માણસ દોડાવ્યો. ને તાજાજ પરદેશથી આવેલા છેલ્લામાં છેલ્લી ફેશનના કપડામાં સજ્જ, ડો. ગોપાલ આવ્યા. સુનેરી ફ્રેમના ચશ્મામાંથી દરદી તરફ સહેજ જોયું ને રોગ ને એનો ઉપાય બન્ને હાથ લાગ્યાં હોય એવું સ્મિત કરતા દરદીની પથારીના એક ખુણે બેઠા ને દરદીની નાડ જોઇ. શરીરની ગરમી માપી. એમના મદદનીશ મિત્રો પુસ્તકોને યાદ કર્યાં; પણ એ વિશ્વાસઘાતી નીવડયાં. પણ તરતજ ગજવામાંથી પેન કાઢી કાગળ પર કંઇક લખી નોકરને એ આપી દવાખાને દોડાવ્યો. પતિએ ધીમે રહી પત્નીના દર્દનું કારણ પૂછયું. ડોકટર જરા હસ્યા ને બોલ્યા.

"અંહ, હમે એના દર્દનું કારણ પૂછો છો? ખરૂં પૂછાવો તો હમને એ કહેવાની જરૂરજ નથી? યુવાન પત્ની જ્યારે આવો ગભરાટ કરે યા આવા દર્દની ફરીઆદ કરે એ આનંદજનકજ ગણાય. કાં સમજ્યાને?"

પતિરાજ આ સાંભળી આનંદ ઉદધિમાં ડુબકાં ખાવા લાગ્યા.

રાત્રી વીતી. દરદીએ દવાનો ભાગ પીધો. પણ તેથી કશી અસર નહિ થઇ. અધિરા પતિએ બીજા ડોકટરને બોલાવ્યો. આ ડોકટર આયુર્વેદ શીખ્યા હતા. અને એમણે છેવટે રોગ પરખ્યો ખરો. એમણે ખાત્રીથી કહ્યું કે દરદીને શીતળા નીકળવાના છે.

ઠીક. પહેલા ડોકટરના કહેવા પ્રમાણે એ માતા થવાની હતી. બીજાના કહેવા પ્રમાણે એને શીતળા નીકળવાના હતા.

ડોકટરો, બહુ થયું. હમારા બેમાંથી એક તો ખોટા હોવોજ જોઇએ. કયાં તો એને હવે કુદરતને અથવા તો એના નાજુક બીછાનાને શરણે છોડો. ગમે એટલો એ રોગ ભયંકર

હશે, પણ ત્હમારે હાથે સાજા થવા કરતાં તો ઓછો જ ભયંકર હશે.

કદાચ આજે એની તબીઅત સુધરશે. ભૂખ ને તરસ બન્નેને ત્યજી પતિ તો માંદી પત્નીની પથારીથી જરાયે ખસૈયોજ નહિ અને અર્ધા કલાકમાં 'ત્હને હવે પહેલાં કરતાં સારૂં છે ને?' એમ ઓછામાં ઓછું સો વાર પુછ્યું. ભલાભાઇ! આનો શો અર્થ? પ્રશ્ન પુછી પુછીને એને કાં સતાવે?

તૂટતે સ્વરે એ બોલતી અને એન. બોલવા પરથી સ્પષ્ટ જણાતું હતું કે દર્દ વધતું જ જતું હતું. અરેરે! ગરીબ બિચારી! મૃત્યુના ઘંટ સંભળાવા લાગ્યા. હાશ! એથી આ દુઃખમાંથી તો છુટાશે. સુખદ મૃત્યુ!

પણ આ બારણું કોણે ઠોક્યું? ડૉક્ટરે? ના. બીલ વસુલ કરવા નીકળેલો, ફેન્સી વિલાયતી, સાડીઓના વેપારીનો એ તો ગુમાસ્તો હતો. એના હાથ પર સુંદર આસમાની રંગની સાડી ઝુલતી હતી. હં. એ વખતસરજ આવ્યો.

ઘણીજ મુશ્કેલીથી એ બોલી. 'કોણ? હં. લેડી મહેતાની કાન્તા માટે કરાવેલી એવી સાડી આ કે? મનોરમા બ્હેન માટે મંગાવી ખરીને? હું જો વધારે જીવવાનું મ્હારા ભાગ્યમાં સર્જાયું હોત તો હું મ્હારા અરવિંદ પાસે આવી સાડી મંગાવત, આવી બરાબર આવાં ફુલોવાળી. સુંદરમાં સુંદર આ જાતની સાડી લાગે છે. કાન્તા બ્હેને ગરબા પાર્ટીમાં પહેરેલી ત્યારે મુગ્ધ થઇ ગએલાં. એનું નામ તે સાડી! પણ હવે શું અરે! પ્રભુ! અરવિંદ, જીંદગી કેટલી ટુંકી?'

દુઃખાર્ત પતિરાજ! ધીરજ ધરો. ત્હમે જોયું ને કે ત્હમારાં પત્નીશ્રી કૈં નહિ તો ઘણીજ સહેલાઇથી બોલી તો શકે છે. આશા ના ત્યજશો. હજી એનો શ્વાસ નથી બંધ પડયો.

આ સ્થિતિ જોઇ ગુમાસ્તો પાછો ફર્યો ને પતિરાજ એની પાછળ ગયા. ઘર બ્હાર ઓટલા પર બન્નેયે વાતો કરી ને એ સોગનપૂર્વક આપેલું વચન પાળવાની પ્રતિજ્ઞા લઇ ઉતાવળમાં દુકાને ગયો. ને સાંજ પહેલાં તો એક બંડલ લઇ માંદી સારિકાના ઓરડામાં એ આવ્યો.

અને એ શું લાવ્યો'તો?

એણે તરતજ બંડલ તોડયું. ને એજ સુંદર આસમાની સાડી. એ અહીં શા માટે? એ યુવાન પત્ની તો આ પહેરવાની આશા રાખી શકે એમ નો'તું.

'મ્હારી વ્હાલી' પતિરાજ વદ્યા. "ત્હને સારી થઇને આ સાડીમાં જોવા માટે હું મ્હારૂં સર્વસ્વ આપવા તૈયાર છું."

'હું એટલી બધી માંદી છું એટલી બધી કે ત્હમે જે કાંઇ કહો ત્હેને ના કહેવાની યે મ્હારામાં શક્તિ નથી. હું પથારીમાંથી ઉઠીશ જેથી એ સાડી મ્હને કેવી લાગે છે તે તમે આજેને આજે જોઇ શકો.'

અને જાણે વર્ષોથી માંદી હોય એવી નબળી દેખાતી ગરીબ બિચારી સ્ત્રી ઉઠી ને પાસેના ખંડમાં જઇ સાડી પહેરી આવીને રહા પાધી. અને છેવટે? માંદગીની એકે નિશાની એના ચહેરા પર દેખાતી નો'તી.

સાડીએજ એને માંદી પાડી હતી અને એજ ફક્ત એનો અસરકારક ઉપાય નીકળી. ડૉક્ટરો જે રોગ પારખી યે ન શક્યા તે કાપડીયાના ગુમાસ્તે મટાડયો.

---

* અંગ્રેજી પરથી.

# હિંદુસ્તાની દુહા.

હંસનકો સરવર ઘને, પુષ્પ ઘને ભમરેશ;
સુઘરનકો મિંતહી ઘને, દેશ હિ ત્યાં પરદેશ. ૧

અર્થઃ—હંસને સરોવર ઘણાં મળે છે, તેમ ભમરાને ફૂલ ઘણાં મળે છે. તેમ સુઘડ પુરૂષને મિત્ર ઘણાં મળે છે, પછી તે દેશમાં હો કે પરદેશમાં જાઓ.

સજ્જન ઐસા કિજીયેં, જૈસા કુવ્યા ઢોસ;
પગસું પાછા ઠેલીયેં, તોઉ ન માને રોસ. ૧

અર્થઃ—મિત્ર કરવો તો એવો કરવો કે જેવો કુવાની ઉપર ઢોસ હોય; તે ચામડાના ઢોસને પગ વડે ઠેલીને પાછો કુવામાં નાખવામાં આવે છે. તે છતાં તે ગુસ્સો ન માનતા પાણી ભરીને પાછો ઉપર આવે છે.

દેનો મરનો એક હૈ, કોઉ નર ઠહરાય;
શુરા સો સન્મુખ મરે, કાયર શીશ નવાય. ૩

અર્થઃ—આપવું અને મરવું એ બન્ને બરાબર છે પણ શૂરો માણસ સન્મુખ જઇ લઢીને મરે છે, ત્યારે કાયર માથું નમાવીને સામાને ઝટકે મરે છે.

જહાં જીવો તહાં પાસી મીલો, કાસું રોસ કિયાંહ;
હોસી ઘણો અબોલડો, લાંબે પંથ ગયાંહ. ૪

અર્થઃ—જ્યાં પણ જીવતા હો ત્યાંથી મળતા રહેજો, કોઇથી ગુસ્સો કરશો મા; ઘણે દૂર ગયા પછી એક બીજાની સાથે વાત કરવાનો બહુ ઓછો પ્રસંગ મળશે.

દોલત બેટી સુમકી, ખરચી કંઇ ને જાય;
પાલ પોસ મોટી કરેં, પર ઘર ઉઠ ચલ જાય. ૫

અર્થઃ—કંજુસ માણસને ત્યાં દોલત બેટી થઇને અવતરેલી છે. કારણ કે જેમ બાપ પોતાની દીકરીને પાળી પોષીને મોટી કરે તોપણ આખર પરણે ત્યારે ઉઠીને પારકે ઘેર ચાલી જાય છે તેમ કંજુસ ઘણું એકઠું કરે પણ ચટ દઇને તે ધન (ચોરી, નાશ, દંડ, લુંટ વગેરેમાં) ચાલ્યું જાય છે (અથવા ઉડાઉ છોકરો ખોટે માર્ગે ખરચી નાખે છે).

મૂળશંકર પ્રેમજી વ્યાસ.



વેદીયું ઢોર !

તરતનો બી. એ.—કેમ પ્રાણશંકર, કલાકે તમે કેટલી ગાયત્રીની માલા કરી શકો છો ?

પ્રાણશંકર—હું તો ત્રણ કે ચાર કરી શકું છું.

બી. એ.—અરે વેદીમાં ઢોર, ગાયત્રીમાં એટલો બધો વખત નકામો જવા દેવાય ! હું તો કલાકે ૨૫–૩૦ માલા કરી શકું છું.

પ્રાણશંકર—તમારી ગાયત્રીની રીત મને બતાવશો !

બી. એ.—જો પહેલા આખો મંત્ર ને પછી દરેક માળે સદર–સદર–સદર બોલવું એટલે તરત નીકાલ. ને વખત પણ ગુમાવવો નહિ. કોણ વેદીયું ઢોર ?

દુર્ગાશંકર રાવલ.

# બ્રહ્મચારિણી.

લેખકઃ બળદેવ શંભુલાલ મહેતા

( 'હાં રે રથ ફેરો ગોકુળ રથવાળા.' એ ઢાળ )

હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની,
પરબ્રહ્મની અલખ મ્હેં જગાવી,
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.

સૂરજ પૂજ્યા મ્હેં, ચાંદાને પૂજ્યા,
પૂજ્યા મ્હેં દેવ ને મુરારી;
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.

વન પૂજ્યાં, વિહંગ પૂજ્યાં મ્હેં,
ફુલડાંની હું પૂજારી;
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.

બાળુડાં પૂજ્યાં મ્હેં, બાળુડાં રમાડયાં,
જનનીના કોઠને લડાવી,
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.

હૈયાના હેતથી વ્હાલાને પૂજ્યા,
તોય રહી અવિકારી,
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.

પરબ્રહ્મની અલખ મ્હેં જગાવી,
હાં રે હું તો બ્રહ્મચારિણી બ્રહ્માંડની.





# સ્ત્રીઓથી નોકરી થાય?

લેખકઃ રા. જનકરાય માધવરાય મજમુંદાર.

દુનીયાના સર્વ દેશ, આફ્રીકાનાં જંગલો અને અરબસ્તાનનાં રણમાં ફરી સર્વ જાત અને વર્ગનાં લોકનાં જીવન અને રહેણી કરણીનું સુક્ષ્મ અવલોકન કરનાર સાહસીક મુસાફર બાનુ રોઝીટા ફોર્બ્સ લખે છે કે વર્તમાન સ્ત્રી સમક્ષ બે મહાન પ્રશ્ન ખડા છેઃ તે એક તો લગ્નગ્રંથીથી જોડાઇ સંસાર પ્રવેશ અને બીજો નોકરી યા તો ધંધામાં નામના અને કીર્તિની પ્રાપ્તી.

છેલા મહાન વિગ્રહે યુરોપને સ્ત્રીઓની શક્તીનો ખ્યાલ કરાવ્યો છે. દેશનો પુરૂષ અને યુવકવર્ગ જ્યારે શસ્ત્ર ગ્રહી વિગ્રહના મેદાને પડી ગયો ત્યારે એમની જગ્યાએ સ્ત્રીઓ હાજર થઇ ગઇ. ઓફીસો દુકાનો ને કારખાનામાં સ્ત્રીઓએ પુરૂષની ખોટ પુરી. પહેલાં તો સ્ત્રીઓનું એક જ ધ્યેય હતું તે માત્ર પોતાના જીવનનો સહભાગી શોધી ગૃહ-વ્યવસ્થા અને બચ્ચાં ઉછેરી જીવનના પ્રવાહમાં ઘસડાવું.

આજની સ્ત્રીનું મગજ કંઇ ઓરજ ચાલે છે. પુર્વની સ્ત્રીઓને આડખીલરૂપ થતાં બીક, લાંબા ઘાઘરા ને લાંબા વાળનો વર્તમાન સ્ત્રીએ ત્યાગ કર્યો છે. આપણા દેશની માફક પશ્ચિમના પુરૂષો નાજુક કાર્યો કરવા સર્જયેલા નથી. પુરૂષો હથોડા લઇને કારખાનામાં કામ કરે છે અથવા લશ્કરમાં જોડાય કે લડાયક બારકસો ઉપર નોકરી કરે ને કારકુન અથવા દુકાનોમાં સેલ્સમેન વિગેરે કાર્યો સ્ત્રીઓજ ઉપાડી લે છે. વિલાયતમાં ટાઇપીસ્ટ એટલે સ્ત્રીજ સમજાય છે. નાનાં ગામડામા પોસ્ટ માસ્તર જેવું હોતું નથી પણ સર્વત્ર પોસ્ટમીસ્ટ્રેસ એટલે સ્ત્રી જ હોય છે તેમજ પ્રાથમીક શાળાઓમાં સર્વ સ્ત્રી-શીક્ષીકાઓજ હોય છે. સીનેમાની એક પ્રખ્યાત નટીએ હમણાં જ ઇટાલીના રાજાના એક સગા-ઉમરાવ સાથનું વેવીશાળ (એંગેજમેંટ) તોડી નાખ્યું છે. એણે કહ્યું કે લગ્નથી એનું કામ છોડી દેવું પડે.

લંડનમાં વિશાળ ઘર મોટર, નોકરો સુંદર પોશાક, જવાહીર, આજની સ્ત્રીની સર્વ ઇચ્છાઓ આ લગ્નથી પુરી પડત અને એથીજ આ સમયણ ત્રુટકારી કાઢવાથી મીસ ટેલરના ઘણા મીત્રો-સંબંધીઓએ વિસ્મયતા દર્શાવી હતી.

મીસ ટેલર કહે છે કે ઇટાલીયન ઉમરાવ સાથે હું આરાઇ ત્યારે મને લગ્નનું મહત્વ સમજાયું ન હતું. એક દીવસ એની બહેનપણી જે એનીજ લાઇનમાં કામ કરતી હતી ને પાછળથી પરણી ગઇ હતી, તેને ઘેર ગઇ. ત્યાં ગૃહસ્થી જીવનના પ્રત્યક્ષ પુરાવા જોયા. તેણી પરણી ન હોત ને એજ લાઇન પકડી રાખી હોત તો જરૂર નામના કાઢત. હાલની જીંદગીમાં તેણી સંપુર્ણ સુખી હતી નાનું સુંદર ઘર, પ્રેમાળ પતિ, બે મીઠાં નિર્દોષ બાળક-છતાં તેણીને ઘણીવાર વિચાર આવતા કે લગ્ન પછી આવી પડતી મુશીબતો જોખમદારીયો ને કસોટીનો

ખ્યાલ, લગ્ન પહેલાં કેટલો આવે છે. સંસાર સાગરનાં તોફાની પટમાં પ્રવેશ કરી—શહેરી જીવન—નોકર મળે નહીં—ઘર કામ; બચ્ચાંની સંભાળ—રાંધવું—સીવવું—ધોવું—ઘરની સાફસુફ ને તે ઉપરાંત પતીની ધંધાપાણી મંદાની ફરીયાદ. બીચારી ગૃહીણીની ખરેખરી કસોટી છે.

હિંદુ સંસારમાં માન્યતા છે કે "ડોસી કુંવારી સાંભળી છે ?" યોગ્ય વર મળે કે નહિં ગમે તેમ લાકડે માંકડું વળગાડી છોકરીને પરણાવી દેવીજ જોઈએ. યુરોપીયન પારસી સ્ત્રીઓ અવિવાહિત રહી નોકરી કરી અથવા બીજી રીતે સીધું નીર્દોષ જીવન ગાળી શકે ને હિંદુ સ્ત્રીઓ ન રહી શકે ? કેળવણીને અભાવે બીન સંસ્કારી માતા પોતાની પુત્રીને પુરાં દસ વર્ષ પણ નહીં થાય ત્યાં શાળામાંથી ઉઠાડી ગ્રહકાર્યની તાલીમ આપવા લાગે છે. બેચાર વર્ષમાં પરણી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે એટલામાં તો ઘણે ભાગે માતા બની જાય છે ને એના કાચાકબલામા પડી સંસારનાં પ્રવાહમાં ઘસડાવા લાગે છે લખવા વાંચવા જેટલું જ્ઞાન ભાગ્યેજ મેળવ્યું હોય અને ગૃહસ્થાશ્રમમાં સંપુર્ણ લપટાયાથી સારાં પુસ્તકો વાંચી જ્ઞાનનો વિકાસ કરવા જેટલો અવકાશ પણ મળી શકતો નથી.

સ્ત્રીઓથી બહાર નીકળાયજ નહિ, પુરૂષો સાથે વાત થાયજ નહિ, એવી આપણી માન્યતા હોય છે ને એને પરીણામે સ્ત્રીવર્ગ બીકણ વહેમી ને શંકાશીલ બની જાય છે. એજ સ્ત્રીને બરોબર કેળવણી મળે, યોગ્ય સંસ્કાર, વાતાવરણ અથવા અવકાશ મળે તો એ પણ પશ્ચિમની સ્ત્રીઓની માફક કામ કરી શકે. તે મુંબાઈ જેવાં મોટાં શહેરમાં દેખાય છે. મુંબાઈમાં ક્રીશ્ચિયન, પારસી અને હવે તો કેટલેક દરજ્જે દક્ષિણી બાનુઓ પુરૂષોની માફક નોકરી કરે છે, ઓફીસોમાં બેંક અથવા પોસ્ટ ઓફીસમાં 'સ્ત્રી—કારકુનો દેખાય છે. શું સ્ત્રીઓમાં નોકરી કરવાની શક્તી નથી ? શક્તી છે પણ એને ખીલવવાનો અવકાશ અથવા તક એમને મળતી નથી તેથી એ શક્તી દબાઈ જાય છે. હિંદુ સ્ત્રી બીચારી નાની ઉમરમાંથીજ સંસારની ધુંસરી નીચે દબાઈ જાય છે એટલે પુરી કેળવણી પામી શકતી નથી. ઘણે ભાગે કાગળ લખવા જેટલું એ જ્ઞાન મેળવી શકતી નથી ત્યારે બીજાં પુસ્તકો અથવા ન્યુસપેપરો તો કયાંથી જ વાંચે ? દુનીયાં કયાં ચાલે છે એનું એને ભાન નથી રહેતું એની સ્થિતી કુપમંડુક એટલે કુવામાંના દેડકા જેવી હોય છે એનો દુનીયાનો ખ્યાલ એનું ઘર, એનો ધણી, છોકરાં ને આડોસી પાડોસીમાં આવી રહે છે.

વિદેશી ટીકાકારો કહે છે કે હિંદુ ધર્મમાં સ્ત્રીને ભણવાનો અધિકાર નથી. હિંદુ ધર્મમાં પ્રચલિત નઠારા રીવાજો હિંદુ વિધવાઓની અધમ સ્થિતી વિગેરેના દાખલા ટાંકીને પરદેશીઓ આપણી મજાક કરે છે.

હિંદુધર્મના ધારા ધોરણ ઘડાયા ત્યારે કેવો સમય હશે, અત્યારનો રંગ કેવો છે, એ બધાનો વિચાર કરીને જો ધર્મને ટકાવી રાખવો હોય તો પ્રસંગાનુસાર સુધારો વધારો કરવા આવશ્યક છે.

પારસી સ્ત્રીઓનું મુળ ઇરાની સ્ત્રીઓ જુઓ. મુળ ઇરાનીમાંથી યુરોપીયનોનું કંઇક અનુકરણ, કેળવણી અને સાહસિક સ્વભાવથી એ હીંદુસ્થાનની એક આગેવાન કોમ થઇ પડી છે. એ કોમની ૨૦ થી ૨૫ વર્ષ સુધીની સ્ત્રીઓ શાળામાં જતી જણાય છે. આપણામાં તો ૧૫ વર્ષની બાળા એકાદ બચ્ચાંની માતા બની કેડમાંથી વળી જઇ દુઃખ અને કંટાળાની મુર્તિ જણાશે. માટે ઉઠો જાગો. હિંદુઓ, તમારા ઉત્તમ ધર્મની મહત્તા—સંસ્કૃતી જાળવી રાખવી હોય તો જુના સાંકડા વિચારો નાબુદ કરી સ્ત્રી—સમાજ સુધારો.






લેખિકાઃ કુ. ઇશ્વરી સેવારામ સુલતાની.

"દયા છે ઇશ્વરી માયા, આ સંસાર કટુ મહીં,
દયામાં બ્રહ્મપ્રિવિનું કાંઇ ભાનજ તો કરો."

—કલાપી—

"મા! મને ખૂબ ભૂખ લાગી છે, હવે તો મારાથી ચલાતું પણ નથી," એક પાંચ વર્ષના બાળકે પોતાની દુઃખી માતા, જે દુકાળને લીધે અન્ન ન મળવાથી ભિક્ષા માંગવા નીકળી હતી, તેણે કહ્યું.

"હા, બેટા તને ભૂખ તો લાગી હશે. શું કરીએ ? અફસોસ ! કે આવા ભયંકર દુકાળને સમયે તારા પિતા પણ પ્રભુશરણ થઇ ગયા."

આ શબ્દો સાંભળી એક સ્ત્રી –સુલોચના– જે પોતાના ઘરની બારીમાં બેઠી બેઠી પોતાના પ્રિયતમની રાહ જોતી હતી, તે તુરતજ એક રોટલી લઇને નીચે ગઇ, ને પેલી દુઃખી સ્ત્રીએ "પ્રભુ તમારૂં ભલું કરો." એવા ઉપકારનાં વચનો બોલી એ રોટલી લીધી, અને છોકરાને આપી. ખુશી થતાં થતાં છોકરાએ થોડીજ વારમાં તે રોટલી પેટમાં ઠુંસી દીધી. પરંતુ એક નાનુ બાળક જે તે દુઃખી સ્ત્રીના હાથમાં હતું, તેનું રડવું તો ચાલુજ રહ્યું.

સુલોચનાએ જોયું કે બાળક દુધ પીવા રડે છે, પણ તેની માતા શરીરે અશક્ત હોવાથી તેને દુધ મળતું નથી. તેથી તે તરતજ દુધ લેવા ઉપર ગઇ, પરંતુ વળી વિચાર આવ્યો કે રાત્રીના અગીઆર વાગ્યાનો સમય છે, એટલે દુધ મળશે નહિ, ને દુધવાળી માત્ર અધશેર દુધ આપી ગઇ છે, કારણ કે તે કહેતી હતી કે આ દુકાળના સમયે ઢોરોને પૂરતો ઘાસચારો મળતો નથી, અને ઢોરો દુધ ઓછું આપે છે ! હવે કેમ કરવું ? શું એક નાના બાળકને ભુખ્યું જવા દેવું ? નહિ. પાશેર દુધ રહેવા દેવું, ને બાકીનું પાશેર તે બાળકને આપવું" આવો વિચાર કરી. દુધ લાવીને તે બચ્ચાને પીવા આપ્યું. હવે તે બાળક પણ શાંત થયું. પરંતુ માતાને તો ક્ષુધા બાળી દેતી હતી, અને તેની આંખે અંધારા આવવાથી તે મૂર્છા ખાઇ ભૂમિ પર પડી ગઇ.

'ઉપકાર બદલો બાળથી, માતાપિતા ના માગતાં,
બુદ્ધિ અને બળહીન બાળક, માગતાં શુ આપતાં;
બદલો નથી આ વિશ્વમાં, અદ્વૈત માતૃપ્રેમનો,
માળા જપી માતાતણી, સુખ મંત્ર હૃદયાવે બનો.

અહા ! માતા ! તારો પ્રેમ કેવો નિર્મળ ને પવિત્ર હોય છે ! બાળક બાળના ખોરાકમાંથી જીવન ટકાવવા થોડું પણ લેવાનો ક્ષુલ્લક વિચાર તેને ન આવ્યો, તેમાં કેટલો બધો આત્મભોગ! માતા ! પ્રેમાળ જનની ! તને અસંખ્ય વાર

નમસ્કાર કરીએ, અહર્નિશ તારા ગુણ ગાઇએ, ને જીંદગીભર તારી સેવા કરીએ, તો પણ અમે તારૂં ઋણ વાળવા શક્તિવાન નથી.

માતા ધરણીપર ઢળી પડી તે જોઇ તેનાં બન્ને બાળકો રડવા લાગ્યાં. તેનો છોકરો દયામણે મુખે કહેવા લાગ્યો "મા ! ઓ, મા! ઉઠ, અહિંઆં કેમ સુઇ ગઇ ? હજી આપણું ઝુંપડું તો દૂર છે. ઓ! મા! બોલને, શું તને ભૂખ લાગી છે ? અરેરે! મારી માતાને કોઇ ખાવાનું આપો. હે પ્રભુ ! તું દયા કર."

આવા હૃદયભેદક શબ્દોએ દયાની દેવી સુલોચનાના કોમળ હૃદયને થથરાવી મુક્યું, અને તેની આંખોમાંથી અશ્રુની ધાર વહેવા લાગી. તે તરતજ નીચે ઉતરી, ને ઢંઢોળવા લાગી. થોડીવારમાં તે બાઇ સાવધ થઇને "દુકાળ! ભયંકર દુકાળ! તેં બહુ દુઃખી કર્યા. હવે બસ કર. અરે ! પ્રભુ ! દયાકર, તું રૂઠયો ? આભ ફાટયું ત્યાં થીગડું કયાં દેવું ? આમ તે પૂનઃ બેભાન થઇ ગઇ. આ બનાવ જોઇ દયાળુ દેવી સુલોચના ગભરાઇ ગઇ, ને શું કરવું તે તેને સૂઝયું નહિ. એટલામાં તેનો પતિ ત્યાં આવી પહોંચ્યો, ને તે દયાળુ દંપતીએ તે દુઃખી બાઇને ઓટલા પર સુવાડી. પછી તેનો પતિ બજારમાંથી કંઇ ખાવાનું લઇ આવ્યો, ને તે પેલી બાઇને આપ્યું. પછી તે બાઇ તરતજ પોતાના ઝુંપડા તરફ વળી.

કેવી દયાળુ સ્ત્રી ! શું તેને દેવી નહિ કહી શકાય ? ધન્ય છે એવી દયાળુ દેવીને કે જેણે પોતા પાસે ન રાખતાં, બીજાનો આત્મા બચાવ્યો. ગમે તે જાતનું દુઃખી માણસ હોય, તેને મદદ કરવી એ મુખ્ય ફરજ છે. 'જો ફળની આશા રાખ્યા વગર આપીએ, તો પ્રભુ પોતાની મેળે બીજુ વધારે આપે.' જો કોઇ જાત હલકટ હોય તો પણ તેને મદદ કરવી કારણ કે 'દુનિયાપર વસતા બધા માનવીઓ એકજ પ્રભુના બાળક છે. તેઓ વચ્ચે ભેદભાવ રાખવો તે ઇશ્વરનું અપમાન કર્યા બરોબર છે.' કોઇ પણ દિવસ મનુષ્ય સેવામાંથી પાછા હઠવું નહિ, કારણ કે 'માનવસેવા એજ દેવસેવા છે.' હમેશાં ધનનો સારો ઉપયોગ કરવો સ્વાર્થ કરતાં પરમાર્થ પર વિશેષ ધ્યાન આપવું, કારણ કે સચ્ચિદાનંદ પ્રભુએ જે ધન થાપણ રૂપે આપ્યું છે, તે તેના બાળકોના દુઃખનિવારણ માટે આપી દેવાનો આ સમય છે. છેવટે, હે, પ્રભુ ! ભારતવર્ષના અભ્યુદય માટે, તથા ગરીબ દુઃખનિવારણ માટે સર્વને સદ્‌બુદ્ધિ પ્રેરો.



પતિ—હું ઘણો જ બેવકુફ હતો કે તને પરણ્યો.
પત્નિ—ઇ મારા ધ્યાનમાં જ હતું પણ મને એમ લાગ્યું કે વખતે તમે સુધરશો.

× × × × ×

પત્નિ—આ શું ? વિલાયતી શીગારેટ કેમ પીઓ છો ? શું આવો જ તમારા અસહકારનો નિયમ છે કે ?
પતિ—ત્યારે જ કહેવાય છે તે કે બાયડીની મત પાનીએ ! અરે મુર્ખી, એટલું પણ નથી સમજતી કે અસહકારનો મુખ્ય નિયમ શું છે તે ?
પત્નિ—શું નિયમ છે ?
પતિ—બસ પરદેશી માલને એકદમ બાળીને ખાખ કરવો.

# રેંટીઓ.

લેખિકાઃ કુ. લીલાદેવી વર્મા.

( સોના રૂપાનું મારૂં લ્હેરીયું રે,–એ ઢાળ )

સોનલ, ત્રાક રૂપા દોરડી રે,
મારી માડીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! માડી મારી સાસુજી માંગે રેંટીઓ રે.

મારી કાકીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! કાકી મારી કાકીજી માંગે રેંટીઓ રે,

મારી ફોઇએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! ફોઇ મારી ફોઇજી માંગે રેંટીઓ રે.

મારી મામીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! મામી મારી મામીજી માંગે રેંટીઓ રે.

મારી માસીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! માસી મારી માસીજી માંગે રેંટીઓ રે.

મારી ભાભીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! ભાભી મારી ભાભીજી માંગે રેંટીઓ રે.

મારી બ્હેનીએ અપાવ્યો મને રેંટીઓ રે.
મારો રેંટીઓ ઝીણું ઝીણું કાંતે,
ઓ! બ્હેની મારી નણદલ માંગે રેંટીઓ રે.

# શ્રીયુત જાદવના બીલ સામે વિરોધ.*

લેખિકાઃ બ્હેન દિવાળીબાઇ વીરૂભાઇ શરૉફ.

પ્રમુખ મહાશયા અને સન્નારીઓ,

બ્હેનો, આજે આપણે શા માટે ભેગા થયાં છીએ ? એટલા જ માટે કે આપણી હિંદુ વિધવા બ્હેનોના દત્તક લેવાના હક્ક ઉપર ધાડ આવી છે ! તે ધાડ લાવનાર મુંબઇ ઇલાકાની ધારાસભાના સભાસદ શ્રીયુત ભાસ્કરરાવ વી. જાદવ છે. શ્રી. જાદવનું કહેવું એમ છે કે હિંદુ વિધવાને દત્તક લેવાનો જે હક્ક છે, તે લઇ લેવો જોઇએ.

પણ શ્રી. જાદવ પોતે ભૂલી જાય છે, કે આ હક્ક એ કાંઇ આજકાલનો નવો નથી, પણ તે હક્ક તો હિંદુ વિધવા પરાપૂર્વથી ભોગવે છે. દત્તકના સંબંધમાં મનુસ્મૃતિ ઉપરાંત બીજી ઘણી સ્મૃતિઓમાં ઋષિમુનીઓએ ઘણું ઘણું લખ્યું છે. મનુસ્મૃતિમાં દાયભાગના શ્લોક ૧૪૧, ૧૪૨, ૧૫૯, ૧૬૮ અને ૧૮૦ થી જોઇ શકાય છે, કે દત્તક લેવાનો હક્ક એ શાસ્ત્રોક્ત છે, અને તેથી "હિંદુ લૉ" માં તેને કાયદેસર ગણ્યો છે.

આપ સર્વ જાણો છો કે આપણે મુંબઇના રહેવાસી છીએ, ત્યારે અત્યારે

## મુંબઈ ઇલાકામાં હિંદુ વિધવા માટે કાયદાની સ્થિતિ કેવી છે ?

અત્યારે કાયદાની સ્થિતિ એવી છે, કે હિંદુ વિધવાને દત્તક લેવાની દરેક જાતની છૂટ છે. તેણીના ધણીએ વિલ કરી ના પાડી હોય તો જ વિધવાથી દત્તક ના લઇ શકાય. એટલે એનો અર્થ એ છે કે મરનાર ધણીએ "તમે દત્તક લેજો એમ લખ્યું હોય કે ના લખ્યું હોય," તોપણ તે વિધવા બાઇ પોતાની જ મરજીથી સાસરાના સગાંમાંથી, પીયરના સગાંમાંથી અથવા પોતાની જ્ઞાતિના પારકા કુટુંબમાંથી છોકરાને દત્તક લઇ શકે, એવી હાલનો કાયદો છૂટ આપે છે.

## શ્રી. જાદવના "બીલ" થી કાયદાની શું સ્થિતિ થાય ?

શ્રી. જાદવના બીલથી એ સ્થિતિ થાય, કે વિધવા પોતાની મરજીથી તો કદિએ દત્તક લઇ શકેજ નહિ. તેનો ધણી લેખીત સત્તા આપે તોજ દત્તક લઇ શકાય. વળી એકલી લેખીત સત્તા પણ કામ ન આવે ! પણ તે રજીસ્ટર થએલી હોવી જોઇએ, એટલે કે મરનાર ધણીએ દત્તક લેવાની પરવાનગી માટે વીલ કર્યું હોય અને વળી તે વીલ રજીસ્ટર થયું હોય, તોજ વિધવાથી દત્તક લઇ શકાય એમ શ્રી. જાદવનું કહેવું છે.

આ લખતાંમાં શ્રી. જાદવ ભીંત ભૂલ્યા છે, આ કહેવું તેમનું તદન ગેરવ્યાજબી અને અવ્યવહારૂ છે. બ્હેનો, "જીવાન જાણીને કોઇ જીવતું નથી અને ઘરડું થએ કોઇ મરતું નથી." કોઇ પણ મનુષ્ય એમ કેમ ધારી શકે કે મારે ત્યાં પુત્ર નહિજ જન્મે ? એમ પણ કેમ ધારી શકાય કે હું અચાનક જ મરણ પામીશ ? પોતે મહા મહેનતે પૈસો

---

* તા. ૨૮-૫-૨૮ ના રોજ માંડવી પર સ્ત્રીઓની જાહેર સભામાં કરેલું ભાષણ. ગુજરાતની ગુણસુંદરીઓની આ લડત પછી રા. જાદવને પોતાનું બીલ પાછું ખેંચી લેવાની ફરજ પડી છે, છતાં આ ભાષણમાં ચર્ચેલી બાબતો સ્ત્રીવર્ગે જાણવા જેવી છે. તં. ગુ.

મેળવે છે, તે મારીઓને માટે નહિ પણ ભલે, વગર મહેનતે આવીને બીજા વારસો ભોગવે એમ પણ કેમ ધારી શકે ?

ધારો કે કોઇ માણસ ગાડી ઘોડામાં કે મોટરમાં આવી ગયો અને મરણ પામ્યો, કોઇ રેલ્વેનું ક્રોસીંગ ઓળંગતા ચગદાઇ મુઓ, કોઇનું હૃદય બંધ થતાં મરી ગયો, તો હવે તે શખ્સ શી રીતે વીલ કરી શકે ? અને જ્યાં વીલજ ન થઇ શક્યું હોય, તો તે રજીષ્ટર તો ક્યાંથીજ થાય ? અને જ્યારે એ ન બની શકે ત્યારે જાદવના બીલ પ્રમાણે તે વિધવા બાપડી તો રખડીજ મરે ! આ માટે એ કલમ તદ્દન ધિક્કારવા યોગ્ય છે.

આ ઉપરાંત શ્રી૦ જાદવ વળી બીજું પણ કહે છે, કે મરનારના કુટુંબમા ત્રણ પેઢીમાં પણ કોઇ પિંડ મૂકનાર પુરુષ વારસ જીવતો હોય તો પણ વિધવાથી દત્તક ના લઇ શકાય, એટલે કે મીલ્કત તે કુટુંબમાંજ કોઇ પુરુષને મળવી જોઇએ.

આ કલમ પરથી જણાય છે, કે શ્રી૦ જાદવને અક્કલનું અજીર્ણ થયું લાગે છે. જો ધણીએ પોતે ઘણા કષ્ટે મહેનત કરી પૈસા મેળવ્યા હોય, છતાં તે મેળવનાર ધણીના મરણ પછી પુત્રના અભાવે, તેની પોતાનીજ સ્ત્રીને તે મીલ્કત પર હક નહિ અને દુરના સગાંમાંથી કોઇ પણ પુરુષ વારસ આવીને તે વગર મહેનતે લઇ જાય, એ કેટલું બધું અયોગ્ય છે ?

### બીલ લાવવાના કારણો.

વળી બીલ લાવવાના કારણોમા શ્રીયુત જાદવ જણાવે છે કેઃ—

૧ લું કારણ તો એ કે દત્તક લેવાથી તે મીલ્કત પોતાના કુટુંબમાંથી જતી રહે છે, અને તેથી કુટુંબને અન્યાય થાય છે.

૨ જું કારણ એવું જણાવે છે કે " જુવાન વિધવાને બહુ અક્કલ નથી હોતી તેથી દત્તક લેવામાં તે પસંદગી કરી શકતી નથી અને બીજાના દોરવાયાથી દોરવાઇ જાય છે, ને પોતાનાજ હક્ક ડુબાડે છે.

આ કારણો બતાવી શ્રી૦ જાદવ માત્ર વિધવાઓનું નહિ પણ મુંબઇ ઇલાકાની સમસ્ત સ્ત્રીજાતિનું હડહડતું અપમાન કરે છે. આપ સર્વ જાણો છો કે ધણીના મરણ પછી એક કુતરા કરતાંએ વિધવા સ્ત્રીની દશા ભુંડી થાય છે. કુટુંબી જનો જો વિધવા સાથે સારી વર્તણુક રાખે તો કુટુંબના માણસો મૂકીને પારકા છોકરાને દત્તક લેવાનું એને મનજ ન થાય.

વિધવા એ સ્ત્રી જાતિ હોવાથી દોરવાઇ જાય છે, તેમનામાં અક્કલ નથી હોતી, એમ કહેવામાં શ્રી૦ જાદવ મોટી ભૂલ કરે છે. શું જુવાન પુરુષો અને વૃદ્ધ પુરુષો બધાજ અક્કલવાળા હોય છે કે ? પુરુષોથી પણ ઘણી ભૂલો થાય છે. સાધારણ પુરુષોની વાત તો જાણે ઠીક, પણ સુશિક્ષિત પુરુષો પણ ક્યાં ઓછા દોરવાઇ જતાં નથી ? દા. ત. ધારાસભામાં પ્રધાનપદ લેવા અને સરકારી ખીતાબો મેળવવા માટે દોરવાઇ જઇને ઘણાઓ ઘણાનું અહિત કરે છે ! જ્યારે ખરૂં જોતાં સ્ત્રીઓથી એવું નથી થતું !

### સ્ત્રી દત્તક લઇ મહાન સ્વાર્થત્યાગ કરે છે.

સ્ત્રીઓનો સ્વભાવ ઘણો લાગણીવાળો અને ભાવનાપ્રધાન હોય છે. દત્તક લેવામાં વિધવા પોતાનો સ્વાર્થ સાધતી નથી, પણ સ્વાર્થત્યાગ કરે છે હિંદુ ધર્મશાસ્ત્રોમાં એવું છે કે મરનારની પાછળ પિંડ મુકનાર પુત્ર જોઇએ. મનુસ્મૃતિમાં દાયભાગના શ્લોક ૧૩૮ માં પણ કહ્યું છે કેઃ—पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः । એટલે પુમ્ નામના નર્કમાં-

થી પુત્ર પિતાનું રક્ષણ કરે છે. મનુ ભગવાનના આ વચન પ્રમાણે વિધવા પોતાના ધણીના ઉદ્ધારને માટે દત્તક લે છે, કાંઇ સ્વાર્થ સાધવા માટે નહિ. તેથી તેને તો માત્ર માતા તરીકેનોજ ફક્ત હક્ક મળે છે. મીલ્કત મળતી નથી.

આમ શાસ્ત્રોક્ત રીતિ, તેમજ આજના કાયદાની સ્થિતિ, સ્ત્રીઓને દત્તક લેવાને માટે સંપૂર્ણ હક્ક આપે છે. અને જે હક્ક ઉપર મનુ મહારાજના સમયથી વિધવાઓનો ભોગવટો છે, તે હક્ક શ્રી જાદવ નષ્ટ કરવા માંગે છે, અને એ રીતે સ્ત્રીઓની સ્વતંત્રતા છીનવી લેવા ધારે છે.

છેવટે ઘણીજ દીલગીરી સાથે કહેવું પડે છે, કે સારા દેશભરમાં સ્ત્રીઓને સંપૂર્ણ સમાન હક્ક મળે, એવી ચળવળ ચાલી રહી છે, સ્ત્રીઓની ઉન્નતિ થાય, અને તેઓનું જીવન જેટલું બને તેટલું સ્વતંત્ર બનાવવા દેશોદેશમાં પ્રવૃતિ થઇ રહી છે, તે સમયમાં શ્રી. જાદવ આવું બીલ લાવીને, ખરેખર! સ્ત્રીઓની સ્વતંત્રતા છીનવી લેવા માગે છે એટલુંજ નહિ પણ તેમની મીલ્કત પરાયાને અપાવી સ્ત્રીઓની દિનદીન દશા બનાવવા માંગે છે તથા હાલ છે તે કરતાં પણ ખરાબ સ્થિતિ કરી સ્ત્રીઓને "અબળા" બનાવવા ધારે છે. આ ઘણુંજ શરમ ભરેલું છે. એક સ્ત્રી જાતિના જન્મસિદ્ધ હક્ક સામે ચળવળ ઉભી કરી, તેમની સ્વતંત્રતા છુંટવી લેવાની કોશેશ કરે એ એક પુરૂષને શોભા રૂપ નથી!

જો કે શ્રી. જાદવ હેતુ બતાવવામાં ડાહી ડાહી વાતો કરે છે, પણ એ તો બધી એમની છેતરામણુ અને ઠગબાજી છે. મૂળ વાત તો એ છે કે "હિંદુ લૉ" માં એવો કાયદો છે કે મરનાર ધણીની પાછળ પુરૂષ વારસ ન હોય તો, વિધવાને વારસો મળે છે, વિધવા ન હોય તો દીકરીને વારસો મળે છે અને દીકરી પણ હૈયાત ન હોય તો પછી બેનને વારસો મળે છે.

પણ શ્રી. જાદવના બીલ પ્રમાણે "કુટુંબના દૂરના પુરૂષ વારસના લાભ સાચવવાના બહાના નીચે સ્ત્રીઓનો હક્ક કાઢી નંખાવવા માગે છે.

બહેનો! હિંદુ સંસારમાં સ્ત્રીઓની દશા દયાજનક છે. દીકરીને માત્ર કન્યાદાનમાં જે આપ્યું હોય, તે સિવાય બીજું બાપના વારસામાંથી હક્ક તરીકે કંઇ પણ મળતું નથી. પરણ્યા પછી જો દૈવયોગે તે બાઇ વિધવા થાય તો સાસરામાં માત્ર કપડાં અને ખોરાક સિવાય બીજો હક્ક રહેતો નથી. આથી વિધવા બે કુટુંબોમાંથી રખડી પડે છે, અને દુઃખી થાય છે. જ્યારે મુસલમાન અને પારસી સ્ત્રીઓ માટે એવો કાયદો છે કે તેમને બાપની મીલ્કતમાંથી અમુક ભાગ વારસા તરીકે મળે છે.

આથી શ્રી. જાદવ ધારે તો સ્ત્રીઓના હિત માટે રાજકિય અને સામાજિક ઘણા સુધારા કરાવી શકે તેમ છે. સ્ત્રીઓને બાપની મીલ્કતમાથી ભાગ મળે એવો પણ કાયદો કરાવી શકે છે. આપણે આશા રાખીશું કે હજીએ શ્રી. જાદવની બુદ્ધિ ઠેકાણે આવે અને આ બીલ પડતું મુકે! એવી સદબુદ્ધિ પ્રભુ એમને આપો!!!



# આદર્શ અને અનુભવ.

( એક નાટ્ય પ્રવેશ. )

લેખિકા. શ્રી. યશોમતિ જોશી.



સ્થળઃ ખાનગી ઓરડો.

રમેશઃ ( હાથમાં પુસ્તક રાખી વાંચતો હોય છે. થોડી વારે પુસ્તક મુકી દઇ ) એ બધી આશાઓ નાશ પામી. જગતનો વ્યવહાર સીધોજ ચાલ્યો જતો હશે એવી બાળપણની મીઠી આશાઓ, અને માબાપને સમજાવી સ્નેહલગ્ન કરી શકાશે એવા વિદ્યાર્થી અવસ્થાના આશાભર્યા ઉમળકાઃ હશે...એ બધું ગયું. સ્વપ્ન જે આભાસ કહેવાય છે તેમાં જે આનન્દ મળ્યો, તે આનન્દ આ જીવન જે સત્ય કહેવાય છે તેમાં કેમ નહિ મળતો હોય ? અથવા જીવનને ઘણા સ્વપ્ન કહે છે તેજ સત્ય હશે...( થોડી વાર શાન્ત રહી ) વિચારમાં કંઇ તર્ક રહ્યો જ નહિ. જે જીવન એ સ્વપ્ન હોય તો તો બાળપણનાં સ્વપ્નમાં જે મજાહ હતી તે તેમાં પણ મળવા જોઇએ. ઓહ પ્રભુ ! સ્નેહલગ્ન કરી બન્ને અમે સંસારનો વ્યવહાર એવો ચલાવશું કે દુનિયા જોશે, સામાજીક ફેરફારો કરશું; જીવનને આદર્શ બનાવશું, પણ તે બધું ગયું. માબાપે પોતાનો હક કાયમ રાખી મારાં લગ્ન કર્યાં...મારી અનુમતિ શિવાય...ભલે કર્યાં... પણ કોની સાથે ? અગીઆર વર્ષની છોકરી સાથે...એની સાથે મારાં જીવન સાહચર્ય કે જેને અક્ષરજ્ઞાન પણ નથી. સામાજીક અત્યાચારોમાં ઉછરેલી પત્ની સાથે રહી સામાજીક ફેરફારો કરવા, શુદ્ધ બોલી પણ ન શકે તેની સાથે રહી જીવનને આદર્શ બનાવવું...ક્યાંથી બને ? એ બાળકી સાથે લગ્નના કરાર કર્યા. અગ્નિને સાક્ષી રાખ્યા. એ સમજી હશે પવિત્ર કરાર ? ગોર મહારાજ ગુજરાતીમાં કરાર બોલ્યા હોત તો યે કંઇક સમજત...પણ એ તો સંસ્કૃતમાં બોલ્યા. ખેર...

( બે મિત્રો અંદર આવે છે ).

મોહનઃ રમેશ, Congratulations; અભિનન્દન.

રસિકઃ અભિનન્દન, રમેશ.

રમેશઃ શાનાં અભિનન્દન આપો છો ?

રસિકઃ લગ્નનાં.

રમેશઃ અન્તરમાં તે કાર્ય માટે આનન્દ હોય તો અભિનન્દન ઉપયોગી. મિત્રો, અંતરમા આગ હોય તે કંઇ અભિનન્દનથી છંટાય ?

મોહનઃ કેમ ? હમણાં Ante marriage League ( લગ્ન વિરૂદ્ધનાં મંડળ ) માં જોડાયો છે કે ? પહેલાં તો લગ્નના આદર્શો બહુ ઘડતો ?

રમેશઃ એજ આદર્શો મારા હૃદયમાં ખુંચી રહ્યા છે. એ આદર્શો ઉપર પાણી ફરી વળ્યું છે.

મોહનઃ પત્નીશ્રીને અક્ષર જ્ઞાન નથી તેનાં આ પરિણામ તો નથીને ?

રમેશઃ તે તો ખરૂં જ; અને ઉમ્મર પણ જો ને ? શા સંસ્કારનો સંભવ છે ?

રસિકઃ વાહઃ તું સંસ્કાર રેડજે એટલે થયું: જીવન સુખી થશે.

રમેશઃ શું હું "ક ખ ગ ઘ" ઘુંટાવું ?

મોહનઃ પણ શું અક્ષરજ્ઞાન એજ સંસ્કાર છે ?

રમેશઃ નહિ; પણ છતાં તેની જરૂર છે.

મોહનઃ તો શીખવજે અને સાથે સાથે સંસ્કાર આપતો રહેજે.

રમેશઃ મારાથી તે નહિ બને. એ રીતે તે જીવન કેમ ગળાય ?

રસિકઃ રમેશ ધેલો ન થા. આપણાં લગ્નો તો કંઇ પશ્ચિમનાં બાલલગ્નો નથી કે છીછરાં થવાય. આપણા લગ્નો તો પરસ્પર સહનશીલતા અને આંતર ઐક્ય પર રચાયલાં છે; સમભાવથી વ્યક્તિગત સ્વાર્થનો ત્યાગ કરી જીવન નભાવવું છે. જો એ આત્મભોગની ભાવના અહીં ન હોત તો પશ્ચિમ કરતાં વધારે divorce ( છુટા છેડા ) થાત કારણ બન્નેની સંમતિથી ભાગ્યેજ અહીં લગ્ન થાય છે. પરંતુ ઉચ્ચ ભાવના જ આપણા સમાજને બચાવી રહી છે.

રમેશઃ પણ ભાવનાઓ પરસ્પર જોઇએ ને ? એ અજ્ઞાન છોકરીમાં ઉચ્ચ ભાવના ક્યાંથી હોય ?

મોહનઃ તું ભૂલે છે. મિત્ર, ગમે તેવી તોયે તે એક આર્યા છે. રમેશ અભણ પણ આર્ય હૃદય છે, આર્યાનું હૃદય અક્ષરજ્ઞાનહીન છતાં સમર્પણભાવનાપૂર્ણ હોય છે. તું તેને તરછોડીશ તો તેને કોનો આશ્રય છે ? તેણી કદાચ લગ્નનાં સિદ્ધાન્તો પર ભાષણ નહિ આપી શકે, પણ ઇશ્વર તુલ્ય તો જરૂર ગણશે હૃદયની ભાવનાને શબ્દોમાં નહિ મૂકી શકે પણ કાર્યમાં જરૂર મૂકી શકશે. તારે જરૂર સહન કરવું પડશે; પણ "એ એક ન્હાણું" જ છે ને ?

રમેશઃ મને તો એમજ લાગે છે કે આવાં લગ્નો ફોક કરવાં જોઇએ. Act કરીને પણ મારે માટે તો એમજ જોઇએ. હું ગ્રેજ્યુએટ અને મને મેટ્રિક્યુલેટ કન્યા પણ નહિ ?

રસિકઃ અને તું કોઇ તેથી વધારે ભણેલીના સંસર્ગમાં આવે તો તેને પરણવાનું મન નહિ થાય ?

રમેશઃ બનતાં સુધી તો નહિ જ.

રસિકઃ વધુ મૂર્ખ ન બનતાં "પડયું પાનું સુધારી લે."

રમેશઃ પણ ક્યાં તે અશિક્ષિત, અસંસ્કારી છોકરી અને ક્યાં હું કેળવાયલો સંસ્કારી યુવક ! મેળ ક્યાંથી ખાય ?

રસિકઃ અને ક્યાં તારૂં એક ચીજ પરથી બીજી અને બીજી પરથી ત્રીજી ચીજ પર ભમતું હૃદય અને ક્યાં બિચારી અભણ આર્યાનું કુમુદિની જેવું હૃદય કે જે કુમુદિની ચંદ્ર કરતાં સૂર્ય વધુ તેજસ્વી અને પ્રતિભાશાળી હોવા છતાં ઝાંખા અને સ્વતેજોહીન ચંદ્રને ચ્હાય છે, કારણ કે તે ત્હેનો છે.

# ઇનામી ઉખાણું.

સંપાદક: શ્રી. " કાશીબ્હેન "

**પ્રશ્ન ૧ લો.** નારી જાતીમાં હું ગણાઉં, નહિં હું ડેણ ડાકણ કે પીર,
તરત પેટમાં ભરી લઉંછું, હું માણસનું અરધું શીર;
તો પણ ચાહે મુજને સર્વે, મારા વિના નથી પડતું ચેન,
વર્ણ મારા અનેક જાતના, ત્યારે કોણ હું બતાવો બેન.

**પ્રશ્ન ૨ જો:** એક મોઢીઓ કેટલુંક તેલ લઇ વેચવા બીજે ગામ જતો હતો. રસ્તામાં મહાવીરના ત્રણ દેવળ આવતા હતા. પ્રથમ દેવળે પહોંચ્યો. ત્યાંના પુજારીએ કહ્યું જો તું મહાવીરને બશેર તેલ અર્પણ કરે તો તારી પાસે જેટલું તેલ છે તેનું બમણું થઇ જાય. આથી મોઢીએ લલચાઇ બશેર તેલ ચડાવવા કબુલ કર્યું એટલે તેની પાસેનું તેલ બમણું થયું અને તેમાંથી બશેર ચડાવ્યું. બાકીનું લઇ બીજે દેવળે ગયો. ત્યાં પણ બમણું થવાના વાયદે બશેર ચડાવવા કબુલ્યું અને બમણું થતાં બશેર આપી ત્રીજે દેવળે ગયો અને ઉપર મુજબ બમણું થતાં ત્યાં પણ બશેર ચડાવ્યું. ત્યાં તો બધું તેલ ખલાસ થયું. આથી તે પાછો ઘેર આવ્યો. ત્યાં તેના સ્ત્રીએ પોતાના ધણીનો ઉદાસ ચહેરો જોઇ બધી વાત પુછી લીધી. બાદ પોતે કેટલુંક તેલ લઇ તેજ રસ્તે ગઇ અને દરેક દેવળે બમણું થતાં બશેર તેલ ચડાવતી ગઇ. છેવટ ત્રીજે દેવળે બશેર તેલ દઇ દીધા. પછી તેની પાસે પોતે લઇ ગયેલ હતી તે ઉપરાંત પોતાના ધણીએ ગુમાવેલ એટલું વધારે તેલ હતું. ત્યારે એક પ્રથમ કેટલું કેટલું લઇને નીકળેલ હશે? અને છેવટે મોઢીઆણી પાસે એકંદર મેળીને કેટલું થયું હશે?

| ચ | સ | મા |
|---|---|---|
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| [illegible] | [illegible] | [illegible] |
| ન | ય | ન |

**પ્રશ્ન ૩ જો:**

બાજુના કોઠામાં આપેલા ચસમામાંથી એક અક્ષર મુકીને શબ્દની ફેરવણી કરતાં ચસમામાંથી નયન બનાવો.

જેમકે

| | | |
|---|---|---|
| મ | ક | ર |
| ક | ર | મ |
| ર | મ | ત |
| મ | ત | ર |

એ રીતે દરેક નવો શબ્દ બનાવવામાં પ્રથમનો એક એક અક્ષર મુકીને નવો શબ્દ બનાવવો; જેમકે નમુનામાં આપેલા મકર માંથી મ મુકી દેતા કર રહ્યું તેમાંથી કરમ શબ્દ બન્યો. કરમમાંથી ક ને મુકતા રમ રહ્યું તેમાંથી રમત શબ્દ થયો. અને રમતમાંથી ર મુકી દેતા મત રહ્યું તેમાંથી મતર શબ્દ થયો એ રીતે બાજુના કોઠામાં આપેલા ચસમામાંથી એક એક અક્ષર મુકીને શબ્દની ફેરવણી કરતાં ચસમામાથી નયન બનાવો.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકના દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોનાં કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનું નામ અને ગ્રાહક નંબર અવશ્ય જણાવવા. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ-જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) જવાબો પોષ્ટ કાર્ડમાંજ લખી મોકલવા.

આ હરિફાઇમાં આવેલા જવાબોમાંથી એક ઉપાડાવતાં જે બ્હેનનું નામ નીકળશે તે બ્હેનને એક પુસ્તક ભેટ અપાશે.

?

પ્રશ્ન એ વિષયના જાણકાર
ટે ખુલ્લો છે.
આ તરફ હિંદુમાં લગભગ બધી
લાઓ મોળાકત, અલુણી પહલી,
વ્રત વગેરે વ્રત કરે છે. પણ

મ્હારું કહ્યું માને છે ને બીજી
નતી. હું એનાથી થાકી ગઇ
વાના બહુ વિચાર કરું છું,
વગર ચાલતું નથી. શું ક
જવાબઃ—' બોલ્યા વિના ચા
સ્થિતિમાંથી મુક્ત થાઓ.



પતિ—જેલમાં રહેવાથી એક વાતનો તો જરૂર આરામ છે.

પત્નિ—શેનો ?

પતિ—એજ કે પાછલાનાં દરવાજો બંધ છે કે ઉઘાડો તે જોવા માટે અરધી રાતે કોઇ ઉઠાડે તો નહિ.

× × ×

વકીલ—બેન તમારી આંગળી રેલ્વેના ડબ્બાના કમાડથી કપાઇ ગઇ માટે તમો ૫૦ હજારનો દાવો કરવા ચાહો છો. પણ તમે સાબીત કેવી રીતે કરશો કે તમારી આંગળીની કીંમત તેટલી હતી.

બાઇ—અરે વકીલ સાહેબ! એજ આંગળી ઉપર તો હું મારા પતિને નચાવ્યા કરતી'તી...

# સંગીત શિક્ષણ.

સંપાદક: રા. જદુરાય દુ. ખંધડીઆ

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકે: મા (એટલે ખરજનો તીવ્ર ની) અને મા ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે
                                  રે                                    ની

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામા આવશે. જેમકે–મા "
    ભીના–આમાં ' મા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઈ... બતાવવાને માટે
એનાસોઢીએ લક્ષ્યાધ બશેર તેલ ચડાવવા કબુલ કર્યું એટલે તેનો પાસેનું મા...ભી ન;
( એટલે તેમાંથી બશેર ચડાવ્યું. બાકીનું લઇ બીજે દેવળે ગયો. ત્યાં પણ આ મ પ મ મ
ચડાવવા કબુલ્યું અને બમણું થતાં બશેર આપી ત્રીજે દેવળે ગયો
થતાં ત્યાં પણ બશેર ચડાવ્યું. ત્યાં તો બધું તેલ ખલાશ
ર આવ્યો. ત્યાં તેના સ્ત્રીએ પોતાના ધણીનો ઉદાસ ચહેરો જોઇ
બાદ પોતે કેટલુંક તેલ લઇ તેજ રસ્તે ગઇ અને દરેક દેવળે બમણું
ગઇ. છેવટ ત્રીજે દેવળે બશેર તેલ દઇ દીધા. પછી તેનો પાસે પે મારો જીવન

( વધુ માટે કવિના કાવ્યસંગ્રહમાં જોવું. )

```
૩         ૦       ૧      ૨         ૩
પ્રે...મ લ  જ્યો તિ  તા રો  દા......ખ  વી ધ   મુ જ
ગ રે સા સા  રે  મ    પ ની  ની સા રે  સા ની ધ  પ  પ
૦         ૧        ૨
જી વ ન    પં થ     ઉ જા...ળ
રે મ પ    ધ મ      ગ મ ગ રે                    —પ્રેમળ૦
૦         ૧         ૨           ૩
દૂ ર પ ડ્યો  નિ જ   ધા મ થી    હું ... ને
મ મ મ પ    ની ની   સા સા સા   રે ની સા
૦         ૧        ૨
ઘો રે... ઘો...ર  અં ધા ... ...   ર
ની ની ધ ધ ની સા  રે  સા ની ધ  પ
૦         ૧         ૨          ૩
મા ર્ગ  સુ ઝે  ન વ  ઘો ર   ર જ નિ માં
  રે રે  રે રે  ગ ગ   રે સા   રે ની સા
૦         ૧         ૨
નિ જ  થી  શુ  ને  સં  ભા ળ                     —મારો૦
```

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ—દુ:ખના સવાલ જવાબ.

| | | |
|---|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક: બ્હેન જ્યોત્સ્ના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે. તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |

ભાઈ 'અરવિન્દ' પૂછે છે:—

(૧) લગભગ બધે સ્થળે લગ્ન વખતે વર-કન્યા ને ત્યાં ઉકરડી નોતરવાનો રિવાજ છે. તે વખતે ફટાણા પણ ગવાય છે. તો તે 'ઉકરડી' કોણ ને ત્હેની ઉત્પત્તિ શાથી થઇ?

જવાબ:—આ પ્રશ્ન એ વિષયના જાણકાર વાંચકો માટે ખુલ્લો છે.

(૨) "આ તરફ હિંદુમાં લગભગ બધી કોમની બાલાઓ મોળાકત, અલુણી પહલી, એવરત જીવરત વગેરે વ્રત કરે છે. પણ તેમાં જૈન કોમની બાલાઓ કશું કરતી નથી. તો તેનું કારણ શું? આ બધાં વ્રતો ત્હેમને માટે નહીં હોય?"

જવાબ:—હિંદુ ધર્મ અને જૈન ધર્મ તથા ત્હેમના રીત રીવાજ જુદા છે એ વાત હજી ત્હમે જાણતા નથી?

(૩) "ગુણસુંદરી' માં સૌન્દર્યની નિશાળ' નું કોલમ સાચવનાર 'ડાહીબ્હેન' શું ખરેખર બ્હેન છે? કે મીસ મધુરી એમ. એ. બનનાર પેલા મસ્તફકીરની જેમ કોઇ ડાહ્યો ડમરો ભાઇ આ કોલમ સાચવવા બેસી ગયો છે? જો બ્હેન હોય તો સારૂં, પણ ભાઇ હોય તો શું કહેવું?

જવાબ:—'ડાહીબ્હેન' સ્ત્રી હોય કે પુરૂષ હોય એ બીનાને ત્હમારાં સુખ-દુઃખ સાથે શો સંબંધ છે?

એક બ્હેન: મુંબાઇ—

(૧) "મ્હારે બે ભાભી છે. ત્હેમાં એક મ્હારૂં કહ્યું માને છે ને બીજી નથી માનતી. હું એનાથી થાકી ગઇ છું. ન કહેવાના બહુ વિચાર કરૂં છું, પણ બોલ્યાં વગર ચાલતું નથી. શું કરવું?

જવાબ:—'બોલ્યા વિના ચાલે નહીં' એ સ્થિતિમાંથી મુક્ત થાઓ.

(૨) "અમે બન્ને બ્હેનો છીએ. મ્હારા પિતા એક 'ગુણસુંદરી' મંગાવે છે. 'ગુણસુંદરી' આવતાં ધીરજ રહેતી નથી. સાથેજ વાંચવાનું બન્નેને મન થઇ જાય છે. બે નકલ મંગાવવાની પિતાજી ના કહે છે. શું કરવું?"

જવાબ:—બે જણ સાથે વાંચો અથવા ધીરજ રાખતાં શીખો. આટલાં પણ સંયમ ને ધૈર્ય કેળવી ન શકો તો જીવન જીવવા જેવું નહીં રહે.

એક બ્હેન: ધાટકુપર:—

(૧) "બાળકને આદર્શ બનાવવાં એવી તિવ્ર ઇચ્છા હોય, પરંતુ કુટુંબ-સમાજ તરફનું એવું વાતાવરણ હોય કે તે માતાની ગમે તેવી કેળવણી અને સંસ્કારને

પણ નકામાં બનાવી મુકે. શિક્ષીત માતાને આથી કેટલું દુઃખ થાય ? શું કરવું ? "

(૨) "આ સ્વાતંત્ર્યને અંગે કોઇ રૂઢી બંધનો ખોટાં લાગે તો તોડવાં ? અને તે તોડતાં કુટુંબમાં મહાભારતના મોરચા મંડાય ત્યારે શું કરવું ? "

(૩) આદર્શ ભાવનાવાળા અને કંઇક આદર્શો અમલમાં મુકતા એવામાંના અમે એક દંપતિ કહેવાઇએ. અને તેથી અમારી વચ્ચે કૈંક સૂક્ષ્મ સ્નેહ પણ છે. અમે માનીએ છીએ કે અમારી વચ્ચે ગાઢ સ્નેહ છે, પણ આટલા જીવન વિકાસ પછી પણ કોઇક વખત અમે બંને ઉંડા ઉદ્વેગમાં પડી જઇએ છીએ અને તેથી અસંતોષ થાય છે. સંસારમાં ઉદ્વેગ વિનાનું જીવન ન હોઇ શકે ? "

(૪) "અમે બન્ને બ્હેનો છીએ. માતાના સુખથી અમે કેવળ અજ્ઞાત છીએ. નાની બ્હેનને આથી હું ખુબ ચાહું છું, અને ત્હેની લાગણી માટે—ત્હેના મીઠા શબ્દ માટે ખૂબ તલસું છું, પણ વ્યર્થ. કુદરત આવી હોય કે જેને ચાહીએ તેજ આપણા તરફ બેદરકાર રહે ? "

વાળ:—(૧) કુટુંબ ને સમાજના પ્રતિકૂળ વાતાવરણને લીધે શિક્ષીત માતપિતા પોતાના બાળકોને ઇચ્છા પ્રમાણે ઉછેરી શકતાં નથી એ ફરિયાદ બહુ જુની છે. પણ માતાએ એવા વાતાવરણથી બાલકોને બને એટલાં મુક્ત રાખવાના પ્રયાસ કરવા જોઇએ એમ બની શકે એમ નજ હોય તો બાળકોને જ્યાં સારા સંસ્કાર ને યોગ્ય વાતાવરણ મળી શકે ત્યાં રાખવાની ગોઠવણ કરવી જોઇએ. જરૂર પડે તો માતાપિતાએ પોતે પણ ભાવિ પ્રજાના હિતને માટે એ પ્રતિકૂળ વાતાવરણમાંથી દૂર ખસી જવું જોઇએ.

(૨) રૂઢીબંધનો ખોટાં લાગતાંજ હોય તો તે અવશ્ય તોડવાં. અનિષ્ટ રૂઢીઓ તોડવા માટે મહાભારતના મોરચા તો ઘેર ઘેર મંડાશેજ. પણ એ યુદ્ધની બ્હીકે હવે રૂઢીઓ કંઇ ચલાવી ન લેવાય.

(૩) ઉદ્વેગ વિનાનું સંપૂર્ણ જીવન હોવું મુશ્કેલ તો ખરૂંજ ને ? જીવન વિકાસની પગથીઓ ચડતાં ચડતાં ઠોકરો લાગે, પડી જવાય, અકસ્માત થાય; પણ સ્નેહનું બંધન સુદૃઢ હોય અને હૃદય નિર્મળ હોય તો એ ઉદ્વેગના પ્રસંગો પણ પરિણામે રમણીય થઇ પડે એ અસંભવિત નથી.

(૪) ચ્હાનાર વ્યક્તિ માત્ર ચાહી જ શકે છે. બદલાની આશા રાખવાનો ત્હેને અધિકાર નથી. ન્હાની બ્હેન ત્હમારા તરફ બેદરકાર રહે એથી ત્હમારો સ્નેહ ઓછો થવાનો છે ? ત્હમે ત્હેને ચાહો છો એજ માત્ર વિચારથી ત્હમારે સંતોષ માનવો જોઇએ.

**મનુભાઇ માધવજી: ઇડર:—**

*** 'બે ઘડી મોજ' ની વ્યવસ્થા વિષેનો ત્હમારો પ્રશ્ન ચર્ચાપત્ર જેવો છે. એ કોઇ જાહેર વર્તમાનપત્રમાં મોકલી આપો.

**'કંટાળેલો પારસી'—**

*** ત્હમારો પ્રશ્ન જોઇએ તે કરતાં ઘણો વધારે લાંબો છે. એને ટૂંકાવીને મુદ્દાસર લખી મોકલો.




**વેણીનાં ફુલ:** ( આવૃત્તિ બીજી ) લેખક: રા. ઝવેરચંદ મેઘાણી પ્રકાશક: શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય તરફથી સૌ. વિનોદિની યાજ્ઞિક અને શ્રી બળવંતરાય મ્હેતા, મંત્રીઓ, શ્રી ભા. સ્ત્રીકેળવણી મંડળ. મુલ્ય: ચાર આના.

ગયા એપ્રીલમાં આ મીઠાં સૌરભભર્યાં રાસ-સંગ્રહની પ્હેલી આવૃત્તિ પ્રકટ થઇ હતી. ફક્ત ૧૦૦૦ નકલો છપાવવા માટે અમારે તેજ સમયે પ્રકાશકોને ઠપકો આપવો પડેલો. ગુજરાતની કોકિલકંઠી બ્હેનોએ અમારો એ અભિપ્રાય ત્રણ માસમાંજ સાચો પાડયો છે. આ આવૃત્તિની ફક્ત ૨૦૦૦ નકલો છપાવવા માટે અમારે તેમને ફરી ઠપકો આપવો પડે છે. આવા પુસ્તકની ૧૦૦૦૦ થી ઓછી નકલો ન જ છપાવાય. જુના લોકગીતો ના મીઠા ઢાળપર રચાયલાં ભાઈ મેઘાણીનાં આ ગીતો ઓવર્ગમાં-ખાસ કરીને મોટી ઉમ્મરની કન્યાઓમાં અત્યંત પ્રિય થઈ પડયાં છે. અમને ખાત્રી છે કે આ આવૃત્તિની નકલો, પણ તેઓ છ માસના અરસામાં ખુટાડી દેશે. પ્હેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં મોટા ટાઇપ લઈ આવકારદાયક સુધારો કર્યો છે. એક પણ ગુજરાતી કુટુંબ આ નાનકડા પુસ્તક વિના ચલાવી નહિ શકે.

**શ્રી દક્ષિણામૂર્તિ બાલ સાહિત્યમાળા:** સંપાદકો: રા. ગિજુભાઇ અને શ્રી તારાબ્હેન. પ્રકાશક: શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર.

આ માળાના પ્રથમ બે ગુચ્છ-૧૨ પુસ્તિકાઓની ઝાંખી અમે છેલ્લા બે અંકોમાં કરાવી છે. એ માળાની બીજી ૬ પુસ્તિકાઓ પણ તૈયાર થઇ ગઇ છે અને અત્યાર પ્હેલાં ઘણા બાળવાચકોના હાથમાં પ્હોંચી ગઇ હશે. આ છએ પુસ્તિકાઓ રા. ગિજુભાઇની કલમની પ્રસાદી છે. નં. ૧૩ મારા ગોઠીયામાં ગિજુભાઈ બાળમિત્રોને સંસાર છે અને તેમના રેખાચિત્રો દોરે છે. મોટી ઉમ્મરના વાચકોના હૃદયમાં પણ આ પુસ્તિકા બચપણના અનેક મીઠા પ્રસંગો તાજા કરશે. નં. ૧૪ જરા હસોમાં આઠ નાની નાની હાસ્યરસિક કૃતિઓ છે. નં. ૧૫ **કયાંથી આવ્યાં ?** માં કપાશીયા, માટી અને જોડાની ઉત્પત્તિ અને ઉપયોગ વાર્તા રૂપે અપાયા છે જે બાળકોને જ્ઞાન સાથે આનંદ આપશે. નં ૧૬ **મકનો ને રાક્ષસ**માં બે વાર્તાઓ અને નં ૧૭ **રૂપસિંહ-રામસિંહ**માં એક વાર્તા આકર્ષક સ્વરૂપમાં, બાળકો હોંસે હોંસે વાંચે એવી ભાષામાં અપાઇ છે. નં. ૧૮ **ટપાલની પેટી** બાળવાચકોને પત્રો કેમ લખવા તે સ્હેલાઈથી શીખવશે આ છએ પુસ્તિકાઓની નકલો પોતાના બાળકો માટે પ્રત્યેક માબાપ જરૂર બનતી ત્વરાએ મેળવી લ્યે. મોડું થશે તો નકલો ખુટી પડશે.

**વીરની વાતો:** પુસ્તક ત્રીજું: લેખક અને પ્રકાશક: રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ. મૂલ્ય: રૂ. ૨-૮-૦.

" વીરની વાતો " ના પ્રથમ બે પુસ્તકોની બે બે આવૃતિઓ ખપી ગઇ છે. વાચક પ્રજાએ મોટી સખ્યામાં પ્હેલાં બે પુસ્તકો સત્કારી ત્રીજા સંગ્રહ માટે માગણી કરી હતી. એ માંગણી સંતોષવા લેખક આ ત્રીજું પુસ્તક પ્રકટ કરી ગુજરાતી સાહિત્યને વધુ સમૃદ્ધ બનાવ્યું છે. આ સંગ્રહમાં કુલ ૧૮ વાર્તાઓ નાના મોટા ૫૧ ચિત્રો સાથે અત્યંત આકર્ષક સ્વરૂપમાં પ્રકટ થાય છે. પ્હેલાં બે પુસ્તકોને વાચક વર્ગ તરફથી જે આદર મળ્યો છે તે જોતાં આ પુસ્તકનો પણ બીજી આવૃતિ પ્રકટ કરવાનો સમય જલ્દી આવશે એમાં અમને શંકા નથી. આ પુસ્તકમાં ગુજરાતના વાઘેલાં વંશની કારકીર્દી-ખાસ કરીને, સુવિખ્યાત

મંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળના સમયનો ઇતિહાસ અને ધકરના રાજવંશની કીર્તિકથા આલેખવામાં આવી છે. ક્ષાત્રતેજ અને પ્રેમ-શૌર્યને મૂર્તિમંત કરતી વીરો અને વીરાંગનાઓની આ વાર્તાઓ લેખકની હમેશની આકર્ષક અને સરળ બાનીમાં લખાઇ છે. એમાંની બે વાર્તાઓ: "સામળિયો સોઢ" અને "આવું વૈર ?" ની ઝાંખી "ગુણસુંદરી" ના વાચકોએ ગયા વર્ષમાં કરી છે એટલે તેમનો વિશેષ પરિચય આપવાની જરૂર નથી. સંખ્યાબંધ ચિત્રો સાથે લગભગ ૪૭૫ પાનાનુ વાંચન છતાં જે કીમત રખાઇ છે તે નજીવીજ ગણાય

**પ્રયોગમાલા:** લેખક: રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, બી. એ.

"પ્રયોગમાલા" ના નામ હેઠળ જુદા જુદા મણકા રૂપે પોવાની પાકટ અને અનુભવસિદ્ધ કલમે લખાયલી સાહિત્યકૃતિઓ પ્રકટ કરવાની યોજના કરવા માટે અમે પ્રો. ઠાકોરને અભિનંદન આપીએ છીએ. આખો સંગ્રહ એક મોટા પુસ્તક રૂપે પ્રકટ કરવાને બદલે આ રીતે જુદા જુદા પુસ્તકો પ્રકટ કરવાથી વાચકોને ઘણી અનુકુળતા થશે.

**૧. યુનાઇટેડ સ્ટેટ્સ:** મૂલ્ય બાર આના. **૨. ઇતિહાસદિગ્દર્શન:** મૂલ્ય આઠ આના. પ્હેલામાં અમેરિકાના એ પ્રજાસત્તાક રાજ્યની ઐતિહાસિક આલોચના કરવામાં આવી છે બીજામાં અમદાવાદની સાહિત્ય પરિષદ પ્રસંગે ઇતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે એમણે આપેલું વ્યાખ્યાન છે. પ્રો ઠાકોર ઇતિહાસના પ્રખર અભ્યાસી છે. આ બન્ને પુસ્તકોમાંથી ઇતિહાસના અભ્યાસીઓને તેમની ઝીણવટભરી દૃષ્ટિનો અપૂર્વ લાભ મળશે.

**૩. અંબાલાલભાઇ:** મૂલ્ય રૂપીઓ એક. પ્રો. ઠાકોર દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇના નિકટ પરિચયમાં હતા એ મહાન ગુજરાતીનું જીવન એવા એક મિત્રના હાથે આલેખાય ત્યારે એમાંથી ઘણું મેળવવાની આશા સ્વાભાવિકજ રહે. આ નિબન્ધ નાનકડો છતાં પ્રો. ઠાકોરે સદ્‌ગતના 'વિચારમિનાર, એમના આશયો, મન્તવ્યો અને વ્યવસાયો' ની ઝીણવટથી સમાલોચના કરી એ આશા સફળ કરી છે. ગુજરાતના આજના યુવાનો એમાંથી અણમૂલા પાઠ શીખી શકે

**૪. પરિષદ પ્રવૃત્તિ**—વિભાગ બીજો. મૂલ્ય બાર આના. ગુજરાતી સાહિત્ય પરિષદની શરૂઆતથીજ પ્રો. ઠાકોર એ પ્રવૃતિના એક સુકાની હતા. અને તેની બંદોબ કમિટિના વહીવટદાર હતા ૧૯૨૬માં મુંબાઇમાં સાહિત્ય પરિષદ મળી તે પ્રસંગે નવું બંધારણ ઘડાયું અને અત્યારનું પારષદ મંડળ અસ્તિત્વમાં આવ્યું. આ અરસામાં લખાયલા પત્રો અને લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

**૫ લિરિક:** મૂલ્ય રૂપીઓ દોઢ. 'લિરિક' એટલે સંગીતકાવ્ય યા ગેયકાવ્ય એવી સામાન્ય અને પ્રચલિત માન્યતા સંકુચિત છે એમ પ્રો. ઠાકોરનો આ નિબંધ વાચનાર કાવ્યરસિક વાચકવર્ગ જાણી શકશે' મૂળ "કૌમુદિ" માં પ્રકટ થયલા આ નિબંધમાં લિરિકની મુખ્ય પેટા જાતિઓ તેમણે દર્શાવી છે. સાથે સાથે આપણી જુની અને નવી કવિતા તેમજ અંગ્રેજી ભાષાના સારા લિરિકોમાંથી મુકાબલા ટાંકી સાક્ષરોને વિચારણા માટે સંગીન સામગ્રી આપી છે. એમાંની સૂચનાઓ ગેયકાવ્યોને બદલે જોડકણાં લખી નાખનાર અત્યારના ઘણા કવિઓ (?) ને માર્ગદર્શક થશે.

**સોરઠી બ્હારવટીયા:** ભાગ બીજો લેખક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર મુલ્ય, એક રૂપીઓ.

ભાઈ મેઘાણીની અજોડ કલમથી લખાયલું આ પુસ્તક "સૌરાષ્ટ્ર"ની ચાલુ વર્ષની ભેટ તરીકે બ્હાર પડે છે. ગયે વર્ષે એનો પ્હેલો ભાગ અમને મળ્યો ત્યારે અમારે ફરિયાદ કરવી પડી હતી કે એ પુસ્તકે અમને ઉજાગરો કરાવ્યો છે. આ બીજા ભાગ માટે પણ અમારે એજ ફરિયાદ કરવાની છે. અમને ખાત્રી છે કે બીજા વાંચકોને પણ એ અનુભવ થશે. જો એ પુસ્તક સવારમાં હાથમાં આવ્યું હશે તો એ પૂરું કર્યા વિના બીજા કામધંધો નહિ સુઝે અને સાંજે હાથમાં આવ્યું હશે તો મોડી રાત સુધી જરૂર ઉજાગરો કરાવશે. આ પુસ્તકમાં ત્રણ વાર્તાઓ અપાઇ છે. જોગીદાસ ખુમાણ, જોધો માણેક અને મુળુ માણેક; અને જેસાજી અને વેજાજી. એમની લખાવટ વિષે કાંઈ પણ કહેવું અસ્થાને ગણાય. પુસ્તકનું કદ મોટું થવાં ભાઈ મેઘાણીએ લખેલો વિસ્તૃત પ્રવેશક આમાં

સમાવી શકાયો નથી. એ પ્રવેશકની અને બ્હારવટીઆના કૃત્યોની સાંગોપાંગ છણાવટ જેને માટે તેમણે 'નિવેદન' માં વચન આપ્યું છે તેની અમે આતુરતાપૂર્વક રાહ જોઈએ છીએ. ઇતિહાસ રસિકોને એમાંથી ઘણું નવું જાણવાનું મળશે.

**કંકાવટી:** (આવૃત્તિ બીજી) સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર. મુલ્ય આઠ આના.

સોરઠી સાહિત્યના જાણીતા સંગ્રાહક ભાઈ મેઘાણીના પ્રયાસનું એક સુંદર ફળ ગુજરાતની વ્રતકથાઓ આલેખતું આ નાનકડું પુસ્તક છે. દોઢ વર્ષના અરસામાં એની બીજી આવૃત્તિ થાય છે. ૨૦૦૦ નકલો ખપી જાય છે એ એની લોકપ્રિયતા અને ઉપયોગિતા સુચવે છે. ગુજરાતની ધર્મપ્રાણ તપસ્વિની બ્હેનો આ પુસ્તકમાં બતાવેલાં અનેક વ્રત કરી પતિ, ભાઇભાંડુ અને અન્ય કુટુંબીજનોની ઉન્નતિ માટે તપ તપે છે. એ બ્હેનો પ્હેલી આવૃત્તિની જેમ આ આવૃત્તિ પણ જલદી ખુટાડી દે તો અમને આશ્ચર્ય નહિ થાય.

**ચુંદડી:** (આવૃત્તિ બીજી) સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી "સૌરાષ્ટ્ર" કાર્યાલય રાણપુર. મુલ્ય દસ આના.

સોરઠના અણમુલા લોકસાહિત્યના ભંડારમાંથી ભેળાં કરેલાં લગ્નગીતોનો આ સંગ્રહ ગુજરાતની બ્હેનોમાં અત્યંત પ્રિય થઇ પડયો છે. એની પ્હેલી આવૃત્તિની ૨૦૦૦ નકલો ગયા એપ્રીલમાં પ્રકટ થઇ હતી. ઓગસ્ટમાં-ચાર માસ કરતાં ઓછા સમયમાં બીજી આવૃત્તિ પ્રકટ થાય છે. વાચકવર્ગમાં એ પુસ્તક કેટલું પ્રિય થઇ પડયું છે તે એ હકીકત ઉપરથી સમજાય છે. આ આવૃત્તિની ૩૦૦૦ નકલો પણ એટલાજ ઉત્સાહથી અને ઉતાવળથી ગુજરાતની કોકિલકંઠી બ્હેનો ખુટાડી દે તો અમને નવાઇ નહિ લાગે.

**કેમકથાઓ (ફુલ):** લેખક: રા. હિંમતલાલ ચુ. શાહ, મુલ્ય: છ આના.

પુસ્તકનું નામ વાચકોને કાંઈક અજાયબ લાગે તો નવાઇ નથી. કુતુહલપ્રિય બાળકો માબાપને 'આમ કેમ?' ને 'તેમ કેમ?' એવા પ્રશ્નો પાળ મુકે છે એ 'કેમ?' પ્રશ્નના જવાબ રૂપે આ પુસ્તકમાંની વાતો લખાઇ છે. ઘણા માબાપો બાળકની જીજ્ઞાસુ વૃત્તિ એક યા બીજા કારણે સંતોષી શકતાં નથી. આ પુસ્તક તેમને એ કામમાં મદદ રૂપ બનશે. આ સંગ્રહમાં કુદરતની ઉત્પત્તિને લગતી કાલ્પનિક વાર્તાઓ લેખક આપી છે. તેવીજ રીતે ઝાડ, પશુ, પંખી વિગેરેની વાતો લખવાનો પણ તેમનો ઇરાદો છે. આ વાતોમાં કલ્પનાની કેટલેક વિજ્ઞાનનું મિશ્રણ થયું હોત તો વાર્તાઓ વધારે આવકારદાયક બનત. આટલું છતાં ભાષાની તેમજ કલ્પનાની દ્રષ્ટિએ બાળકો હોંસથી વાંચે એવું આ પુસ્તક બન્યું છે. અત્યારે વધતાં જતા બાળસાહિત્યમાં આ દિશામાં ઉમેરો કરવા માટે લેખકને ધન્યવાદ.

**પ્રતાપ: બારડોલી સત્યાગ્રહ વિજયાંક:** તંત્રી અને પ્રકાશક: રા. કાલીદાસ કુ. શેલત. મુલ્ય: બાર આના.

બારડોલીના ખેડુતોએ આત્મભોગ અને દ્રઢતાથી મેળવેલા અપૂર્વ વિજયના આનંદોત્સવ પ્રસંગે સુરતનું સુપ્રસિદ્ધ સાપ્તાહિક "પ્રતાપ" આ વિજયાંક પ્રકટ કરે છે, તે માટે તેના ઉત્સાહી તંત્રીને અમે ધન્યવાદ આપીએ છીએ. બારડોલીના એ વિગ્રહમાં પ્રજાપક્ષે તેમજ સરકારપક્ષે ભાગ લેનારી અનેક વ્યક્તિઓના સંખ્યાબંધ સુંદર ફોટો ચિત્રોથી આ અંકને આકર્ષક બનાવવાનો સફળ પ્રયત્ન થયો છે. સત્યાગ્રહ વિષે અને સરકારની જડેસુલનીતિ વિષે ઉપયોગી માહિતી પૂરી પાડવા અનેક જાણીતા લેખકોના લેખ ઉપરાંત એ પ્રસંગે આગળ પડતો ભાગ લેનારાનો નામાવલિ તેમજ જરૂરી આંકડા આકર્ષક સ્વરૂપમાં આપ્યાં છે. આ અંકનું ખાસ આકર્ષણ તેનો કાવ્યવિભાગ છે. એ લડત જીતવામાં-પ્રજાને તેની પ્રતિજ્ઞાનું હ્રદયબળ ભાન કરાવવામાં એ ગીતોએ અપૂર્વ મદદ આપી છે. આ લડતની યાદદાસ્ત તાજી રાખવા ઇચ્છનાર દરેક વાચક આ અંકને જરૂર સાચવી રાખશે.

**સુખનાં સ્વપ્નાં:** લેખક રા. મનસુખરામ દામોદર ત્રવેદી. મુલ્ય: રૂ. ૧-૦-૦.

"ટુંકું ને ટચ" નામે એક અઠવાડીક થોડાક સમયથી પ્રકટ થતું: હમણા તે માસિક બન્યું છે. એ માસિકમાં લેખક તરફથી લખાયલાં નાટકો પ્રકટ થાય છે. આ પુસ્તક એ માસિકની પુષ્પાંજલિ તરીકે પ્રકટ થયું છે. પ્રસ્તાવનામાં લેખકે કંગ્રાળ્યા

મુજબ 'આ' નાટક કંપનીઓ માટે મૂળ લખાયલું. એ કંપનીઓ દુર્ભાગ્યે બંધ પડી યા તેના કારભારીઓનો વર્તન સંબંધી કડવા અનુભવ થયા. પરિણામે તેમણે પોતાને ખર્ચેજ છપાવવાનો નિશ્ચય કર્યો અને તેનું પરિણામ તેમનું માસિક અને આ નાનકડું પુસ્તક છે. રંગભૂમિ માટે આજકાલ લખાતાં નાટકો જેવુંજ આ પણ એક 'નાટક'છે. પુસ્તકનું કદ જોતાં કીમત વધારે લાગેછે

**સાભાર સ્વીકારઃ** (૧) **આલ્બમઃ** આતંક-નિગ્રહ ઔષધાલયનું. અંગ્રેજીમાં સુંદર આર્ટ પેપર પર અનેક ફોટો ચિત્રો આપતું આ આલ્બમ વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી અને તેમના વારસોની જામનગરમાં તેમજ હિંદના બીજા ભાગોમાં વિસ્તાર પામેલી પ્રવૃત્તિની ઝાંખી કરાવે છે. **પોલ પત્રિકાઃ** તંત્રીઃ રા. નાગરદાસ ગઢીઆ. વર્ષ ૧; અંક ૧ થી ૮. વા. લ. રૂ. ૪-૦-૦ (૩) **કપોળ પત્રિકાઃ** ત. રા. ગોરધનદાસ રણછોડદાસ. વર્ષ ૧, અંક ૩ વા. લ. રૂ. ૧-૨-૦ (૪) **સમાજ સેવકઃ** વ્ય. ગો. હી. ઠક્કર. વર્ષ ૫; અંક ૨. વા. લ. રૂ. ૧-૪-૦ (૫) **ભાગ્યોદયઃ** તંત્રીઃ રા. જે. દે. દવે. પુ. ૧૬; અંક ૬. વા. લ. રૂ. ૩-૦-૦. (૬) **યશોદાઃ** તંત્રીઃ રા. મ. ન. દેશી. વર્ષ ૧; અંક ૮. વા લ. રૂ. ૨-૦-૦ (૭) **પ્રકાશઃ** તંત્રીઃ રા. સો. હી. શાહ. વર્ષ ૧; અંક ૧. વા. લ રૂ. ૨-૦-૦ (૮) **વનિતા વિજ્ઞાનઃ** તંત્રીઃ શ્રી. બાળ-ગૌરી મુન્શી અને શ્રી શિવગૌરી ગજ્જર. વર્ષ ૨૦; અંક ૫. વા. લ. રૂ. ૧-૮-૦ (૯) **જાગૃતિઃ** તંત્રીઃ રા. ધી કે. દુરખીયા, અને રા. તા. લ. દાણી. વર્ષ ૪. અંક ૧૦. વા. લ. રૂ. ૨-૦-૦ (૧૦) **પ્રચારકઃ** પ્ર સ્વામી ધર્માનંદજી. પુ. ૩; અંક ૭ વા. લ. રૂ. ૧-૮-૦ (૧૧) **વાર્ષિક રીપોર્ટ**-શ્રી શ્વે. સ્થા. જૈન મિત્રમંડળ-બરવાળા. પ્ર. રા. મ. જી. શાહ અને રા. મ. લ. જોધાણી. (૧૨) **વાર્ષિક રીપોર્ટઃ** શ્રી પુના ગુજરાતી બન્ધુ સમાજ પ્ર. રા. કા જા. ગાંધી. (૧૩) **વાર્ષિક નિવેદન**-શ્રી હિ. ના. માને સાર્વજનિક પુસ્તકાલય. વાઘોડીઆ. પ્ર. રા મા. ચુ મજમુંદાર. (૧૪) **ગૃહઉદ્યોગઃ** તંત્રીઃ રા. મ જે. ગજ્જર પુ. ૧; અંક ૧. વા. લ રૂ. ૪-૦-૦ (૧૫) **પાટીદારઃ** તંત્રીઃ રા. ન. છ પટેલ. વર્ષ ૫; અંક ૧૧. વા. લ. રૂ. ૨-૦-૦



પુત્રી—મા, મા, અમારી માસ્તરાણી કોઇ દિવસ નહાતીજ નથી.

મા—તેં કેમ જાણ્યું ?

પુત્રી—કાલે તે પોતેજ કહેતી હતી કે મેં એવું કામ કોઇ દિવસ નથી કર્યું કે જે કામ બધાની સમક્ષ ન કરી શકું. તો પછી નહાવાનું કામ બધાની સમક્ષ થઇ શકે તેમ ન હોવાથી તે નહિજ નહાતી હોય ને !

× × ×

પુત્રી—મા ! હવે ગુજરાતી ભણતરનો પુરૂ થઇ ગયું. હવે હું ઇંગ્રેજી નીશાળમાં દાખલ થઇશ.

મા—ના. કેમકે હવે તું ઉમર લાયક થઇ. વળી પુરૂષો કાંઇ એવી પર્વાહ નથી કરતા કે સ્ત્રી ઇંગ્રેજી ભણેલ હોય તોજ ઠીક.

પુત્રી—મા. તારામાં એજ ખરાબી છે ને કે તું બધા પુરૂષોને મારા બાપ જેવાજ સમજે છે.

× × ×

પતિ—હું ગાઉં છું ત્યારે તમે બહાર જઇને કેમ બેસો છો ?




## હિન્દ.

અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પરિષદનો ષ-માસિક રીપોર્ટ હમણાંજ પ્રકટ થયો છે. આ પરિષદના ઉદ્દેશો લોકપ્રિય કરવા દરેક પ્રાંતમાં પ્રાંતિક પરિષદો અને સભાઓ મેળવાય છે. આવી ૨૧ પરિષદો અને ૯ દેશી રાજ્યોનો સહકાર અત્યાર સુધીમાં મેળવી શકાયો છે હિંદના બધા ભાગોમાં આ ચળવળ હવે પ્રસરી ગઇ છે. મિસિસ હમીદઅલીએ પંજાબ અને કાશ્મીર વિભાગોમાં ભાષણો વગેરેથી પરિષદની પ્રવૃત્તિ વધારી છે. પ્રાંતિક સરકારોનું ધ્યાન પરિષદના ઉદ્દેશ અને ઠરાવો તરફ વારંવાર ખેંચવામાં આવ્યું છે અને "હિંદી" ને રાષ્ટ્રભાષા બનાવવા ઉપર ખાસ ભાર મૂકાયો છે. આ બાબતમાં કોચીન રાજ્યે શાળાઓમાં હિંદી ભાષા ફરજિયાત દાખલ કરી અનુકરણીય માર્ગ લેવાની શરૂઆત કરી છે સ્ત્રીઓને મ્યુનીસીપાલીટી અને લોકલબોર્ડમાં, કેળવણી કમિટિઓમાં, ધારાસભામાં તેમજ બીજી જાહેર સંસ્થાઓમાં નીમવાની પ્રાંતિક સરકારોને અરજ કરી છે. પસંદગી કરવા માટે આગેવાન મહિલાઓના નામનું એક લીસ્ટ પણ વાઇસરોયને મોકલ્યું છે કેળવણીનો નવિન ક્રમ ઘડવાનું અને પાઠ્ય પુસ્તકો તપાસી સુધારો કરવાનું કામ પણ ઉપાડી લેવામાં આવ્યું છે. બાળલગ્ન વિરૂદ્ધ પણ પરિષદે અત્યંત પ્રચારકાર્ય કર્યું છે.

**અમેરિકા ભણી:** મીસ મેયોના પ્રયત્નો વિરૂદ્ધ હિંદ સંબંધી પ્રચારકાર્ય માટે સૌ. સરોજિની નાયડુ અમેરિકા જવા ઉપડી ગયાં છે. તેમને વિદાયગીરીનું માન આપવા એક ગાર્ડન પાર્ટી અપાઇ હતી અને અનેક સભાઓ થઇ હતી જેમાં રાષ્ટ્રીય સ્ત્રીસભાએ, યુવક સંઘે અને કોન્ગ્રેસ કમિટિએ આગેવાન ભાગ લીધો હતો.

**દાદાભાઈ જયંતિ:** શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે તા. ૪ થી સપ્ટેમ્બરે સ્વ. દાદાની જયંતિ ધરમપુરના રાજકુમારી શ્રી. જસવંતકુંવરબાને પ્રમુખપદે ઉજવી હતી. રા. રાયચુરા અને કવિ લલિતજીએ પ્રસંગોચિત વિવેચનો કર્યાં હતાં, અને લોકગીતો સંભળાવ્યાં હતાં.

**સહકાર:** ગુજરાતી સ્ત્રીઓમાં સહકારની ચળવળનો પ્રચાર કરવાના હેતુથી વીરગામ સહકારી મંડળના આશ્રય હેઠળ, સેવક સમાજના હોલમાં સૌ. હંસાબ્હેન મ્હેતાના પ્રમુખપદે એક સભા મળી હતી. આ કાર્ય માટે એક કમિટિ નીમવામાં આવી હતી. સૌ. હંસાબ્હેન પ્રમુખ; સૌ. કાન્તાબ્હેન ખાંડવાળા, મંત્રી અને સૌ. લીલાવતી બેંકર, સૌ. શારદા દીવાન, મીસ બચુબાઇ લોટવાળા, સૌ. શારદા દેસાઇ, સૌ. નીલમ દેસાઇ, સૌ. વીરબાળા દીક્ષિત, શ્રી. મણીબ્હેન અને શ્રી. મંજુબ્હેન રામદાસ કમિટિના સભાસદો નીમાયાં છે.

**બારડોલીને ધન્યવાદ** આપવા અને એ લડતમાંથી બોધપાઠ લેવા ભગિનિ સમાજના આશ્રય હેઠળ એક સભા સૌ. શારદાબ્હેનના પ્રમુખપદે સેવક સમાજના હોલમાં તા. ૨૨ મી ઓગસ્ટે મળી હતી. આ પ્રસંગે સૌ. લીલાવતી મુન્શી, ડો. સુમન્ત મ્હેતા અને પ્રમુખે મનનીય વિવેચન કર્યાં હતાં.

**વસતિગૃહ:** મુંબાઇમાં સંસાર સુધારા મંડળ તરફથી કોલેજમાં ભણતી બ્હેનોના વસવાટ માટે એક વસતિગૃહ ચાલતું તે બંધ થવાથી મના-ગે

માસથી મુંબાઈની કેટલીક આગેવાન મહિલાઓએ એક બીજું વસતિગૃહ ચરનીરોડ પર શાણે બોલ્ડીંગમાં સ્થાપ્યું છે આ ગૃહને માસિક રૂ. ૨૦૦)ની ખોટ જતી હોવાથી તેના લાભાર્થે એક સુંદર જલસો બાલીવાલા થીએટરમાં કર્યો હતો. પરિણામે રૂ. ૨૦૦૦ મળ્યા છે.

**છરી ભોંકી:** હાણબંદર (મુંબાઈ)માં ફુરલાં સ્ટ્રીટમાં રહેવા એક ઠાકરસી હંસરાજ નામના માણસને તેની બાજુમાં રહેતી મુલીબાઈ ખીમજી નામની સ્ત્રીએ તા. ૧૦ મી સપ્ટેમ્બરે સાંજે છરી ભોંકી હતી. કહેવાય છે કે એ માણસે બાઈની સાથે પ્હેલાં બુરી ચેષ્ટા કરી હતી અને આઠેક દિવસ પ્હેલાં ધક્કો મારી તેનો હાથ પકડયો હતો.

**દુ:ખી પાંચો સ્ટવ:** ગાલીમ બજાર (મુંબાઇ)માં રહેતી હેમકુંવર નામની ૧૬ વર્ષની હિંદુ બ્હેનની પ્રાઈમસ સળગાવતાં સાડી સળગી ગઇ હતી. તેનો પતિ તેને બચાવવાનો પ્રયત્ન કરતાં સખ્ત દાઝ્યો છે. બન્નેને હોસ્પીટલમાં ખસેડયાં. બાઈ તો મરી ગઈ; પતિ પણ હજી હોસ્પીટલમાં છે.

**પતિદેવ:** ( ૧ ) મુંબાઇના લેમીંગ્ટન રોડ પર રહેતા આનંદરાવ નામનો પતિદેવ પત્નીને બદચાલની માની તેના શરીર પર એસીડ નાંખી તેને બાળી મૂકવાની કોશીશ કરી કહેવાય છે. બાઇ હોસ્પીટલમાં છે; આંખો ઉઘાડી શકતી નથી. પતિદેવ પોલીસના કબજામાં છે. ( ૨ ) મુરાદપુરમાં એક કેસ ચાલે છે. બદલાલ ચરણ દાસ એક ગરીબ માણસની છોકરીને પરણ્યો ધારેલી પ્હેરામણી નહિ મળી એટલે બાઇ પર સીતમ શરૂ થયો. બનેવીની મદદથી તેણે પત્નીને મારફાડ કરી, તેના વાળ કાપી નાંખ્યા અને આઠ દિવસ પૂરી રાખી. બાપને ખબર પડતાં કોર્ટનો આશ્રમ લઈ કસાઈ વાડેથી તેણે ગાયને છોડાવી.

**વિધવિધ ક્ષેત્રમાં:** શ્રીમતી ભાગીરથી શ્રીરામને ચાંગ્લીપટ જીલ્લા કેળવણી બોર્ડમાં સભાસદ તરીકે નીમ્યાં છે. ( ૨ ) શ્રીમતી નનળી ... બર્મા ત્રીચુરમાં મેજીસ્ટ્રેટ નીમાયાં છે. ( ૩ ) બર્મા હાઇકોર્ટનાં કામ ચલાવ રજીસ્ટ્રાર મીસ ટો મી ખીન બેરીસ્ટર-એટ-લૉને રંગુનની કોર્ટના જડજ નીમ્યાં છે. ( ૪ ) મીસ બીબી અમીની મેટ્રીકની પરીક્ષા પસાર કરનાર પ્હેલાજ મોપલા મુસ્લીમ સ્ત્રી છે વધુ અભ્યાસ માટે તે ક્વીન મેરી કોલેજમાં દાખલ થયાં છે ( ૫ ) જબલપુરનાં શેઠ ગોવિંદદાસનાં પુત્રી શ્રી રત્નકુમારી દેવીએ ૧૬ વર્ષની નાની ઉમ્મરમાં કલકત્તા સંસ્કૃત મંડળની ઉંચી પરીક્ષા પસાર કરી 'કાવ્યતીર્થ'ની ડીગ્રી મેળવી છે. ( ૬ ) મિસિસ બાળકૃષ્ણ મેનન કોચીન રાજ્યમાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાનાર પ્રથમ મહિલા છે.

**મ્યુનીસીપાલીટીમાં:** નવસારીની મ્યું-માં હમણા ખાલી પડેલી કોરપોરેટરોની બે જગ્યા પર સ્ત્રીઓને નીમવા માટે ત્યાંની મહિલાઓએ અનેક સહીઓ, સાથે એક અરજી સુબા સાહેબને મોકલી છે. સિદ્ધપુરમાં એવી રીતે એક મહિલાની નીમણુક કરી વડોદરા રાજ્યે સ્ત્રીઓને શહેરી તરીકે ફરજ બજાવવાની તક આપ્યાનો દાખલો બન્યો છે. તેમનું પ્રતિનીધિ મંડળ પણ સુબા સાહેબની મુલાકાતે ગયું હતું. બ્હેનોનો એ અભિલાષ પાર પડે એમ ઇચ્છીએ છીએ.

**પુનર્લગ્ન:** જુનાગઢના માજી રેવન્યુ કમીશનર રા. બ. ફરાવલાલ ગીરધરલાલ ત્રિવેદીના વિધવા પુત્રી બ્હેન યશસ્વતીએ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક રા. રમણલાલ સાથે વડોદરામાં પૂનર્લગ્ન કર્યું છે. બ્હેન યશસ્વતીની ઉમ્મર અત્યારે ૨૧ વર્ષની છે. બાર વર્ષની ઉમ્મરે પરણ્યા પછી ત્રણ માસમાંજ એ બ્હેન વિધવા થયેલાં. હમણાં તે પ્રેપ્રાવટરી હાઇસ્કુલ ( અમદાવાદ ) મા મેટ્રીકનો અભ્યાસ કરતા હતા. રા. રમણલાલ તેજ શાળામાં શિક્ષક હતા. પૂનર્લગ્ન કરવા માટે વડોદરા જતાં પ્હેલા તેમણે પેટલાદના વડીલોને અને સાથે બ્હેનને લખેલા પત્રો આપણા સમાજનું તાદૃશ્ય ચિત્ર ખડું કરે છે. એમની સ્થિતિની વિધવા બ્હેન કુમારિકાજ ગણાય છતા કહેવાય છે કે રૂઢીપૂજકો ખળભળી ઉઠયા છે, અને રા. રમણલાલને શાળામાંથી કાઢી મૂકયા છે. અમદાવાદના યુવક સંઘે અને સાન્ટાક્રુઝના સન્નારીઓએ એ બન્નેને અભિનંદન આપ્યાં છે. અમે પણ તેમની હિંમત માટે અભિનંદન આપીએ છીએ.

**ભાવનગરની બ્હેનો:** ભાવનગરમાં ઓલ શ્રાવણના પૂર્વાર્ધમાં ભાષણોની ઝડી થઈ; બ્હેનોએ પણ તેમાં આગળ પડતો ભાગ લીધો. શ્રી તારાબ્હેન

મોડક "બાળકો માટે" નામનો મનનીય લેખ વાંચ્યો હતો. તેમના પ્રમુખપદે મળેલી સભામાં સૌ. વિનોદિની યાજ્ઞિક "આધુનિક સ્ત્રી" વિષે વિચારપ્રેરક લેખ વાંચ્યો હતો અને કુ. જ્યોતિબાળા હોરાએ પોતાના એ વિષે વિચારો દર્શાવ્યા હતા. આ સુશિક્ષિત બ્હેનો એક સ્ત્રીસમાજ સ્થાપવાની વિચારણા કરી રહ્યાં છે. જનમાષ્ટમી પ્રસંગે સ્ત્રીકેળવણી મંડળે સ્ત્રીઓ માટે ખાસ ઉત્સવની ગોઠવણ કરી હતી. રા. વેણીશંકર ભટ્ટના "શ્રી કૃષ્ણનો સંદેશ" વિષે વ્યાખ્યાન ઉપરાંત સંગીત અને ગરબાનો કાર્યક્રમ રખાયો હતો જેમાં સર્વેએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

**ધન્યવાદ!** લખતરના ના. રાણીસાહેબા શ્રી. સુરજકુંવરબાએ પોતાની ખાનગી બચતમાંથી સ્ત્રીઓ માટે એક દવાખાનાનું મકાન કરાવી આપવાની ઇચ્છા જાહેર કરતાં ના. ઠાકોર સાહેબે તેને અંગે લેડી ડોકટરનો તેમજ બીજો ચાલુ ખર્ચ રાજ્ય તરફથી આપવાનું સ્વીકાર્યું છે. એ રાજ-દંપતિને અમો ધન્યવાદ આપીએ છીએ.

**સમાજની બદીઓમાં:** (૧) મૂળીના બ્રાહ્મણ ત્રીભુવનના પુત્ર લાભશંકરનું લગ્ન ગઈ સાલ થયું હતું. આજે એ ૧૩-૧૪ વર્ષની બાળપત્ની વિધવા બની છે. એ નિર્દોષ બ્હેનને જ્ઞાતિ કુમારીકા જાહેર કરશે ? (૨) રાજકોટના નાગેશ્વરની દીકરી ૧૩-૧૪ વર્ષની ચંચળનો વિવાહ હળવદના વ્યાસ ત્રીભુવન સાથે થયો છે, જેમને ચાર દીકરી હયાત છે અને તેમાંની ૨૦ વર્ષની દીકરી વિધવા બની ખૂણે બેસી આંસુ સારે છે. કોડીલા વરરાજાને પ્રભુ સન્મતિ આપે. (૩) ધાટીલાના દેવશંકર ૪૫ વર્ષની ઉમ્મરે એક સ્ત્રી ઉપર બીજી પત્ની લાવવા તૈયાર થયા છે પ્રભુ એ બાળાને બચાવે.

**કુદરતની રમત:** મોટા લખીયા (જામનગર સ્ટેટ)માં એક વીસા ઓસવાલ વાણીક બાઈએ શ્રાવણ શુદ ૬ ને દિવસે બે છોકરીઓને જન્મ આપ્યો અને ૭ ને દિવસે ત્રીજી છોકરીને જન્મ આપ્યો. બધા બાળકો ૧૨ કલાક જીવી મરણ પામ્યાં છે.

**દાન:** શીકારપુરમાં ચાલતા શ્રી ઇશ્વરીબાઇ શીતલદાસ સુવાવડખાનાને મુંબાઈના ના. ગવર્નરે રૂ. ૫૦૦ ની મદદ આપી છે આ સુવાવડખાનું અને એજ નામનો એક શાળા ત્યાંનું સ્ત્રી-આરોગ્ય અને કેળવણી મંડળ ચલાવે છે, અને અત્યંત ઉપયોગી સેવા બજાવે છે.

**બંધુ સમાજ સંમેલન:** પૂનાના આ ગુજરાતી સમાજનું સંમેલન રા. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે ઉજવાયું હતું. રમતગમત અને વકતૃત્વની હરિફાઇ થઇ હતી, જે માટેનાં ઇનામો સૌ. તુલજાગૌરી કૃ ઝવેરીના શુભ હસ્તે વ્હેંચાયાં હતાં સમાજના સ્ત્રી વિભાગનું સંમેલન ૧ લી સપ્ટેમ્બર સૌ. તારાબ્હેન ખીમજી આસર વીરજીના પ્રમુખપદે ઉજવાયું હતું.

**કેળવણી અને લગ્ન:** બિકાનેર રાજ્યની ધારાસભાએ બે નવા અગત્યના કાયદા છેલ્લી બેઠકમાં પસાર કર્યા છે. એક કાયદો ફરજિયાત કેળવણી માટે છે. બીજો બાળલગ્ન અને કજોડાં પર અંકુશ મુકવા માટે છે. રૂઢીપૂજકોના વિરોધ છતાં બન્ને કાયદા ધારાપોથી પર ચઢયા છે. સર મનુભાઇ મ્હેતાએ એ પ્રસંગે કરેલાં ભાષણો તેમની વિશાળ દૃષ્ટિ અને રાજદ્વારી અનુભવથી ભરપુર હતાં.

**હિંદુ સંસાર!** બનારસમાં એક હિંદુ યુવતિનો પતિ પત્નીને તેડવા માટે સાસરે ગયો હતો. પત્નીએ સાસરે જવાની ના પાડી. પતિએ હઠ લેતાં તેણે નવ મહિનાના બાળક સાથે ત્રીજે માળથી પડતું મૂક્યું; પાછળ તેના માબાપ પણ પડયાં. બાળક તો ત્યાંજ મરી ગયું.

**ચેતજો!** આમાના પીપળમંડી મ્હોલ્લામાં એક સાધુ રહેતો હતો. તે ૧૪ મી ઓગસ્ટની રાતે એકાએક ગુમ થઇ ગયો. કહેવાય છે કે તેની સાથે કેટલીક જુવાન સ્ત્રીઓ પણ ગુમ થઈ છે. સાધુ ફક્ત સ્ત્રીઓનેજ દર્શન દેતો હતો. પડદાની પ્રથા છતાં આ ગ્હોટાળો! આ ધર્મઘેલછા આપણે ક્યાં સુધી રાખીશું ?

**બાનુ બેરીસ્ટર:** રંગુન હાઈકોર્ટમાં પ્રેક્ટીસ કરતા મી. દાવર બેરીસ્ટરના પુત્રી મીસ કુમીએ બેરીસ્ટર થવા માટેની પરીક્ષા પસાર કરી છે. તેમણે પણ રંગુનમાં પોતાની પ્રેક્ટીસ શરૂ કરી છે. તા. ૬ ઠી સપ્ટેમ્બરે તેમને દાખલ કરવામાં આવ્યાં હતા.

### એશિયા.

સીલોનના રાજકીય સુધારા સુચવવા બેઠેલા કમીશને ૨૧ વર્ષના સર્વ પુરૂષોને મતાધિકાર આપ્યો છે જ્યારે સ્ત્રીઓ માટે ૩૦ વર્ષની હદ ઠરાવી છે. તેમની દલીલ એવી છે કે ૨૧ વર્ષની બધી સ્ત્રીઓને મતાધિકાર અપાય તો મતદારોની સંખ્યા ઘણી વધી જાય. તો પુરૂષોની ઉમ્મરની હદ પણ ૩૦ શા માટે નથી ઠરાવતા ?

**ઇરાનમાં પ્રગતિ:** અફગાનિસ્થાનના રાણીની જેમ ઇરાનના રાણી પણ પ્રજા-પ્રગતિમાં પોતાનો સંગીન ફાળો આપી રહ્યાં છે. થોડા વખત પર મળેલી બાનુઓની સભામાં તેમણે પ્રમુખપદેથી ભાષણ કરતાં કાઢેલા ઉદ્‌ગારો તેમની લાગણી બતાવે છે. ખાસ કરીને બાળમરણો અટકાવવા માટે તેઓ ખાસ ઉપાયો યોજે છે. ઉપરાંત તેમણે પરદેશી વસ્ત્રો અને ઘરેણાનો ત્યાગ કરવાની પણ લડત ઉપાડી છે. તેમણે પોતે અને શાહી કુટુંબની બીજી મહિલાઓએ એ બાબતમાં પ્હેલ કરી દાખલો બેસાડયો છે. ના. વજીરના પત્ની લેડી તીમુર તાશ પણ આગેવાનીભર્યો ભાગ આ પ્રવૃત્તિમાં લે છે.

**સ્ત્રી-કૉન્ફરન્સ:** બેરટ (સીરીયા) માં એક સ્ત્રી-કોન્ગ્રેસ મળી હતી જેમાં અનેક શહેરોના પ્રતિનિધિઓએ ભાગ લઇ સ્ત્રીઓના હક્કની માગણી કરતા ઠરાવો કર્યા હતા. તેમણે લગ્ન માટે વરકન્યાની ઉમ્મર અનુક્રમે ૨૦ ને ૧૭ વર્ષની ઠરાવી હતી. પત્નીની સંમતિ વિના તલ્લાક આપવાની પ્રથા સામે પણ તેમણે વિરોધ બતાવ્યો હતો, અને એક પર બીજી પત્ની લાવવાની પ્રથાને તિરસ્કારી કાઢી હતી.

### યૂરપ.

ઇગ્લાંડમાં સ્ત્રીઓને સમાન મતાધિકાર આપવાના નવા કાયદા પર ના. શહેનશાહની સહી તા. ૨ જી જુલાઇએ થઇ ગઇ; એ પ્રસંગ ઉજવવા રાષ્ટ્રીય મંડળે એક ગાર્ડન પાર્ટી યોજી હતી, અને તેમાં અનેક સ્ત્રીઓએ ભાગ લીધો હતો. બીજા પણ કેટલાંક સમારંભ થયાં હતાં.

**કાયદાના ક્ષેત્રમાં:** ઇગ્લાંડમાં છેલ્લા પાંચ વર્ષ દરમિયાન સ્ત્રીઓ બેરીસ્ટરો તરીકે પ્રેકટીસ કરતી થઇ છે અને તેમણે એ ક્ષેત્રમાં પોતાની ઉપયોગિતા સાબીત કરી છે. ઘણી સ્ત્રીઓ સોલીસીટર પણ થઈ છે અને અત્યારે પોતાના સોલીસીટર-પિતાની પેઢીમાં ભાગીદાર તરીકે ધંધો ચલાવે છે. નીચલી કોર્ટોમાં તેઓ વકીલ તરીકે કેસ પણ લડે છે. છૂટાછેડાના કેસોમાં સ્ત્રીઓ સ્ત્રી-સોલીસીટરને પોતાની હકીકત કહેવાનું વધારે પસંદ કરે છે. બીજા ધંધામાં પણ થોડા સમયમાં પુત્રોને બદલે પુત્રીઓ બાપના ભાગીદાર તરીકે દાખલ થઈ જશે.

એફ. આર. સી. પી. રૉયલ કૉલેજ ઑફ ફીઝીશીયન્સના ફેલો થનાર પ્રથમ મહિલા ડૉ. જસ્ટીના વીલ્સન છે. ઇલેક્ટ્રો-થીરેપ્યુટીકના તે ખાસ અભ્યાસી છે અને લંડનની ઘણી હોસ્પીટલોમાં તેમણે અનુભવ મેળવ્યો છે.

**ઉમેદવાર:** લીવરપુલ, માન્ચેસ્ટર અને બીજી યૂનીવરસીટીઓએ મીસ એલીઆનોર રૅથબોનને પોતાના પ્રતિનિધિ તરીકે પાર્લામેંટમાં મોકલવાનો નિર્ણય કર્યો છે. મીસ રૅથબોન એમ. એ. અને જે. પી. છે અને સ્ત્રીઓની લડતના આગેવાન છે. લીવરપુલ યૂનીવરસીટીમાં સમાજસેવાની શાળા તેમનાજ પ્રયત્નોથી સ્થપાઇ છે.

**તરનારી:** ૨૫ વર્ષની ઉમ્મરની મીસ આઇવી હૉક તા. ૧૯ મી ઑગષ્ટે આખી ઇગ્લીશ ખાડી તરી ગઇ છે આમ પાંચમીવાર એક સ્ત્રી આ ૮૦ માઇલની ખાડી તરી બતાવે છે. તે પાણીમાં ૧૯ કલાક ૧૫ મીનીટ રહી હતી. તેનો ધંધોજ લોકોને તરતા શિખવવાનો છે. ત્યારબાદ તા. ૨૪ મી ઑગસ્ટે શાર્પ નામે યુવતી એ ખાડી ૧૮ કલાક ૫૮ મીનીટ માં તરી ગઇ છે. તે ફરી પ્રયત્ન કરી રેકર્ડ તોડવા માગે છે.

**"સ્ત્રીઓ માટે ધંધા:"** વેમ્સ પોલીસ કોર્ટના મેજીસ્ટ્રેટ મી કેન્સે આ વિષય પર એક પુસ્તક પ્રકટ કર્યું છે. જેમાં જુદા જુદા ધંધામાં જાણીતી થયલી સ્ત્રીઓએ પોતાનો અભિપ્રાય દર્શાવતા માહિતીપૂર્ણ લેખો લખ્યા છે. નર્સીંગ વિષે મીસ રેન્ડલે, વ્યાપાર વિષે લેડી રહોન્ડાએ, નાટયકળા વિષે મીસ ફે કોમ્પટને, જાહેરખબર વિષે મિસિસ એથલ વુડે, નામા ઠામા વિષે મીસ વોટસે, ડાક્ટરી વિષે શ્રી. વીનીફ્રેડ કલીસે- એમ વિધવિધ સ્ત્રીઓએ

રાખ્યું છે. બીજા ધંધાઓમાં સમાજસેવા, સંગીત, વેટરીનરી સરજ્યન, સાહિત્ય વગેરેનો સમાવેશ થાય છે.

**ફેશન કે પતિ?** મિસિસ મેબલ ઍની માર્ટિન નામે એક પત્નીએ પતિ સામે ભરણપોષણ મેળવવાનો દાવો કેન્ટરબરીમાં માંડ્યો છે. બાઈએ ફેશનને ખાતર પોતાના વાળ કપાવ્યા તેથી પતિએ તેને ત્યજી દીધી છે. કોર્ટે અઠવાડીએ દસ શીલીંગ અપાવ્યા છે.

**મતાધિકાર:** ઉત્તર આયર્લાંડના દીવાનેઆમમાં સ્વરાજ્ય ખાતાના પ્રધાને એવું જાહેર કર્યું છે કે આવતી ચુંટણી વખતે ૨૧ વર્ષની ઉમ્મરની સર્વ સ્ત્રીઓને મતાધિકાર આપવાનો સરકારનો ઇરાદો છે.

**ફ્રાંસમાં** સ્ત્રીઓ ટ્રામમાં કંડકટર તરીકે નોકરી કરે છે. તેમને રાતના નોકરી પર ન આવવા દેવી એવો નિર્ણય થતાં તેમણે લડત ઉપાડી અને આખરે રાતે પણ પુરૂષોની જેમ નોકરી કરવાનો પોતાનો હક્ક સાબીત કર્યો. હવે રાતના એક વાગ્યા સુધી નોકરી કરવાનો તેમને હકક રહેશે।

**વલખાં:** પેરીસની એક ખુબસુરત છોકરીને અમુક યુવાનને પરણવું હતું. તે એક ફ્રોક ખરીદવા દરજીને ત્યાં ગઈ. દરજીએ એક ફ્રોક બનાવી આપી કહ્યું કે આ ફ્રોક પ્હેરનાર ઉપર કોઈ પણ યુવાન આશક પડયા વિના ન રહે. છોકરીના બાપે પેલા યુવાનને ભોજન માટે બોલાવ્યો; દીકરીએ પેલું ફ્રોક પહેર્યું. પણ ધાર્યું પરિણામ ન આવ્યું. બાપે ફ્રોકના પૈસા આપવાની ના પાડી. દરજીએ દાવો માંડયો. તેને પૈસા આપવાનો હુકમ કરતાં જડ્જે કહ્યું કે "સારો પતિ મેળવવા દરજીની કળા ઉપર કોઇ પણ કન્યાએ આધાર ન રાખવો જોઇએ!"

**વફાદારી:** યુરપ-અમેરિકામાં ભાગ્યેજ દેખાય એવી વફાદારી માદામ ગેસ્ટારીનોએ પોતાના પતિ વગર બતાવી છે. પતિએ એક મિત્રનું ખુન કર્યું, એના આરોપસર તેને જન્મ-દેશ નિકાલની સજા થઇ છે. એ સજા ભોગવવા તેને ફ્રેંચ ગાયેના મોકલવામાં આવશે. પત્નીએ પતિ પાસે રહેવા માટે ત્યાં જઇને રહેવાનો ઠરાવ કર્યો છે.

**ધર્મ પરિષદમાં:** જીનીવામાં મળનારી ધર્મ પરિષદમાં ભાગ લેવા માટે ગ્રીસ બેપસી પાવરી અહિંથી ગયાં છે પરિષદનો ઉદ્દેશ સર્વ ધર્મના અનુયાયીઓને એકત્ર કરી માનવજાતિમાં ભ્રાતૃત્વ અને સુલેહ શાંતિ સ્થાપવાનો છે.

**જાસુસ:** બર્લિનમાં જાસુસી કરવા માટે ગુન્હેગાર ઠરાવી ૫૦ વર્ષની ઉમ્મરની મેરીલ્ડા સીબનેકને ૩૦ માસની કેદની સજા કરા છે. મહાન યુદ્ધ વખતે તે જર્મની તરફથી બેલ્જીઅમમાં જાસુસી કરતી હતી. છેલ્લાં પાંચ વર્ષથી ફ્રાંસ તરફથી જર્મનીમાં જાસુસી કરતી હતી.

**ધર્મગુરૂનો વિરોધ:** સ્ત્રીઓ રમતગમત અને વ્યાયામમાં તંગ કપડાં પ્હેરી ભાગ લે તે સામે રોટનબર્ગ (જર્મની) ના ધર્મગુરૂએ સખ્ત વિરોધ ઉઠાવ્યો છે. એથી પ્રજાનું નૈતિક અધઃપતન થાય છે, એમ તેઓ માને છે. સ્ત્રીઓ પોતાના શરીરની ખીલવણી માટે કસરત કરે કે રમતગમતમાં ભાગ લે તેનો તેમને વાંધો નથી પણ નિર્લજ્જ દેખાવ જાહેરમાં ન થવો જોઇએ.

**૨૭ બાળકોની માતા:** બુડાપેસ્ટમાં વીર માતાઓનું સંમેલન મળ્યું હતું, જેમાં ૧૦૦૦૦ માતાઓએ ભાગ લીધો હતો. દરેક જણ ઓછામાં ઓછા સાત બાળકોની માતા હતી. ૧૦૦ ઉપર માતાઓ એવી હતી જેમને ૨૦ બાળકો હતાં. ૧૨૦ ચાંદ વ્હેંચાયા હતા. એ ચાંદ મેળવનારમાં ૯ બાળકોની માતા આર્ચડચેસ ઇસાબેલા અને ૧૦ બાળકોની માતા-આરોગ્ય ખાતાના પ્રધાનના માતુશ્રી-શ્રીમતી વાસ પણ હતા. સૌથી મોટું ઇનામ લડાઇમાં ઘાયલ થઇ અપંગ બનેલા એક સૈનિકની પત્ની-૨૭ બાળકોની માતાને મળ્યું હતું.

હંગરીની સરકાર સ્ત્રીઓને મતાધિકાર આપતું પરંતુ રાજકીય સભાના સભાસદ થવાની મનાઇ કરતું બીલ રજુ કરનાર છે. આ સમાચારથી ત્યાંની સ્ત્રીઓમાં ખળભળાટ જાગ્યો છે (૨) માદામ માર્ગીટ હન્ગેર, એલએલ. ડી. એ સોલીસીટર થવા માટેની છેલ્લી પરીક્ષા પસાર કરી છે. સોલીસીટર થનાર હંગરીમાં એ પ્રથમ મહિલા છે.

**દીકરી અને બ્હેન સાથે લગ્ન:** નવલકથામાં પણ ન ચર્ચી શકાય એવો એક કિસ્સો હમણાં બન્યો છે. ૨૬ વર્ષ પ્હેલાં પોલાન્ડના લોઝ શહેરમાં લોંગરશ નામે એક ગરીબ માણસ તેની પત્ની, દીકરા અને દીકરી સાથે રહેતો હતો.

૧૯૨૦ માં અમેરિકા જઇ નસીબ અજમાવવાનો તેણે વિચાર કર્યો અને ત્યાંના કારખાનામાં મજુર બન્યો. કમાણીનો થોડોક ભાગ કુટુંબના પોષણ માટે તે પોલાન્ડ મોકલતો. પછી સ્થિતિ સુધરી અને તેમને પોતાની પાસે બોલાવી લેવાનો વિચાર તેણે કર્યો. દરમિયાન પતિવિયોગથી જુવાન પત્ની ઝળાઇ ઝળાઇને ગુજરી ગઇ. બાળકો નિરાધાર બન્યાં; તેમને સગાં સંબંધીએ ઉછેરી મોટાં કર્યાં: પત્નીના મરણથી હોંગફ્સનું દિલ પોલાન્ડ ઉપરથી ઉઠી ગયું; છોકરાંની પણ સંભાળ તેણે ન લીધી. અમેરિકામાં નામ બદલી તેણે વેપાર ખેડવા માંડ્યો; પાસે સારા પૈસા થયા. ફરી તે પરણ્યો પણ એ બીજી પત્ની એક છોકરીને જન્મ આપી ગુજરી ગઇ. પોલાન્ડમાં સગાંઓની સંભાળમાં છોકરો છોકરી મોટાં થયાં. છોકરો ચાલાક હતો. લડાઇના સંયોગોમાં તે સારા પૈસા કમાયો. બન્ને ભાઇબ્હેન પોલાન્ડ છોડી વીએના રહેવા ગયાં. થોડાક સમય પર ભાઇ જેરૂસલમ યાત્રાએ ગયો. બ્હેન વીએનામાંજ રહી. આ અરસામાં હોંગફ્સને અમેરિકામાં થયલી છોકરી પણ મોટી થઇ હતી. નસીબ સંજોગે તે યૂરપની યાત્રા કરવા નીકળી અને જેરૂસલમ આવી. પેલો ભાઇ અને આ ઓરમાન બ્હેન મળ્યાં. એક બીજાને ઓળખતાં ન હતાં. બન્ને વચ્ચે પ્રેમ થયો અને પરણવાનું નક્કી થયું. ભાઇએ બ્હેનને વીએનાથી બોલાવી; દીકરીએ બાપને અમેરિકાથી બોલાવ્યો. બાપ દીકરી વચ્ચે પણ પ્રેમ થયો અને બન્ને જોડાં પરણી બધાં અમેરિકા ગયાં. ત્યાં એક દિવસ જુની સુખદુઃખની વાતો કરતાં ભેદ ફૂટ્યો. તપાસ કરતાં ખાત્રી થઇ કે બાપ પોતાની સગી દીકરીને અને ભાઇ પોતાની ઓરમાન બ્હેનને પરણ્યાં હતાં. વીધિએ આમ ચારેને પોતાની વિચિત્ર રમતના રમકડાં બનાવ્યાં.

**નવી શોધઃ** પોલાન્ડનો ડોકટર ફેરોલ સ્ટોકઝા નવ દીકરાનો બાપ છે. મરજી પ્રમાણે દીકરો કે દીકરી પેદા કરવાનો ઉપાય તેણે શોધી કાઢ્યો છે. એ ઉપાયની સફલતા સિદ્ધ કરવા તેણે પોલાન્ડની સરકાર પાસે માંગણી કરી છે કે જેમને દીકરાજ જોઇતા હોય તેવાં વીસ દંપતિને મારી દેખરેખ હેઠળ મુકો અને પરિણામ જોઇ મારી શોધની ખાત્રી કરો.

રશીયા ના માદામ એલેકઝાંન્ડ્રા કોલટેએ રાજ-એલચી તરીકે નોર્વે અને મેકસીકોમાં કામ કર્યું છે. હવે પછી તેમને પેરીસ એ ઓદ્ધા પર મોકલવામાં આવશે.

**તુર્કસ્તાને** સ્ત્રીઓના પોશાકમાં હવે સંપૂર્ણ-પણે યુરપનું અનુકરણ કરી લીધું છે ટુંકા ઘાઘરા અને કપાવેલા વાળ સામાન્ય થઇ પડયા છે. એમાં હવે ફેરફાર કરવો એ દુર્ગતિનું ચિન્હ છે એમ એન્ગોરાની ધારાસભાનો પ્રમુખ કરીમ પાશા કહે છે. તે માને છે કે એવી ઢબનો પોશાક સ્ત્રીના ભેજાંનો ખાલી ખ્યાલ નહિ પણ પ્રગતિનું ચિન્હ છે. ફરી લાંબા ચણીઆ પ્હેરે કે લાંબા વાળ ઉગાડે એ પાછા પગલાં ભરવા જેવું થશે .

## અમેરિકા.

અમેરિકામાં વીન્નેકટા (ઇલીનોઇ)ના મિસિસ હીગાર્ડ રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘના છ વર્ષથી ડીરેકટર હતાં. હમણાં તેમની નીમણુક વુડરો વીલ્સન ફાઉન્ડેશનના એક ટ્રસ્ટી તરીકે થઇ છે. (૨) કલીવલેન્ડના મીસ ફ્લાઇનને પ્રેસીડન્ટ કુલીજે કસ્ટમ કોર્ટના જડ્જ તરીકે નીમ્યાં છે. આ પદ મેળવનાર એ પ્રથમ મહિલા છે (૩) મીસ શીપલી પણ પાસપોર્ટ ખાતામાં મુખ્ય અમલદાર તરીકે નીમાનાર પ્રથમ સ્ત્રી છે એ ખાતામાં તે ૧૯૨૪ થી કામ કરે છે. (૪) મીસ રેનને યુનાઇટેડ સ્ટેટસ કમીશ્નરના પદ પર ન્યુયોર્ક સ્ટેટના પૂર્વ વિભાગ માટે નીમ્યાં છે આ પદ મેળવનાર પણ એ પ્રથમજ મહિલા છે.

**પુત્રની કેળવણી માટેઃ** ૩૮ વર્ષની ગાયિકા શ્રી કારમેન રેગીઓએ એક શરત જીતી ૩૦૦૦ ડોલર મેળવ્યા છે. ઇટાલીયન કળામંડળમાં એવી શરત થઇ હતી કે ન્યુયોર્કના ૫૮ મજલાનાં મકાન વુલવર્થ બીલ્ડીંગના દાદર જે ચઢે તેને એ ઇનામ અપાય. શ્રીમતીએ એ ૧૩૫૮ પગથીઆં-૭૯૨ ફુટ ૧૩ મીનીટ ૪ સેકન્ડમાં સર કર્યાં. આ શરતમાં તે એકજ ઉદેશથી ઉતરી હતી. પોતાના ૧૬ વર્ષના પુત્રને કોલેજમાં મોકલવા માટે તેને નાણાં જોઇતાં હતાં.

**દાદાના ભાઇ સાથે લગ્ન !** ન્યુ જર્સીમાં મીસ ઇલીઝાબેથ નામે ૧૫ વર્ષની કન્યા તેના

# સૌંદર્યની નિશાળ.

## સુંદર વદન.

લેખકઃ " ઠકી બ્હેન. "

કવિઓ અને સાહિત્યકારો " ચંદ્રમુખી " 'ચંદ્રવદની ' વગેરે શબ્દોદ્વારા સુંદર વદનવાળી સ્ત્રીઓની સ્તુતિ ગાય છે. પરંતુ એટલાં બધાં સુંદર વદન હોવાં એ એક દૈવી બક્ષીસની વાત છે. સાહિત્યમાં કાયમ અપવાદ રૂપ સૌંદર્યનાજ ગુણગાન હોય છે. અથવા એમ પણ કહી શકાય કે સાહિત્યકારોની કલ્પનામાં એક એવી સુંદર સ્ત્રી કાયમ રમતી હોય છે કે જેવી હજારે કે લાખે એકજ નીકળે. આ ઠેકાણે તો બાકીની સેંકડો બ્હેનોનો વિચાર કરવાનો છે.

ઇશ્વરે ભલે લંબગોળ વદન આપ્યું હોય, ભલે નાક પોપટ જેવું કે બેઠા ઘાટનું આપ્યું હોય, બ્હેનોએ તો વદનનો ઘાટ જેવો હોય તેમાંજ સંતોષ માનવાનો છે. એટલે કે ઇશ્વરે ઘડેલા ઘાટમાં સંતોષ રાખવો પરંતુ તેને માટે જે કાળજી લેવાની છે તેમાં કદી પણ સંતોષ રાખવાનો નથી. વળી કાળજીની અતિશયતા ન થઇ જાય તેનું પણ બ્હેનોએ ધ્યાન રાખવાનું છે.

આ સુચના એટલા માટે કે ગરીબ ઘરની ગરીબ ઘરવખરી પણ સુંદર અને કલાભરી રીતે ગોઠવી શકાય છે. તે માટે જરૂરી કાળજી અને કલાનું જ્ઞાન હોવું જોઇએ. પરંતુ અહીં કોઇ પૂછશે કે " બ્હેનોએ વદનથી સુંદર દેખાવું જોઇએ ખરૂં ?" મારે મતે શરીર સૌંદર્ય એ સ્ત્રીઓની એક મોટામાં મોટી સંપત્તિ છે. તેના સંસારજીવનને સુખી કરવામાં મોટામાં મોટું કારણ તે એ છે, કારણ કે ઇતિહાસમાં તેમજ સમાજશાસ્ત્રમાં પતિઓ સૌંદર્યનેજ ગુલામ થતાં જણાયા છે. સ્ત્રીઓની આકર્ષણ શક્તિજ બધી એમાં સમાય છે. તો પછી ફલિત થાય છે કે સ્ત્રીઓએ પોતાનું શરીર સૌંદર્ય સાચવવા માટે કાળજી રાખવી જોઇએ (અને નહિ કે સૌંદર્ય મારી મચડીને લાવવા માટે બનાવટી રીતે નવું પેદા કરવા માટે ).

આખા શરીર સૌંદર્યના જગતમાં વદન-સૌંદર્ય એ પહેલું દ્રેશ્ય સ્થાન છે. એટલે કે માણસની નજર સૌથી પહેલી ઓના વદન પર પડે છે. ( કમનસીબે આ એ વસ્તુ છે કે જેને ગુજરાતના કેટલાક પ્રાંતોમાં લાજ, ઘુમટા અને પડદાથી ઢાંકી દેવામાં આવે છે, પરંતુ ઘણીવાર એમ 'લાજ ઢાંક્યાં સૌંદર્યો ઢંકતાં રહેતાં નથી તો !) માટે બ્હેનોએ વદન-સૌંદર્યની વધારે કાળજી લેવી જોઇએ.

સૌથી પહેલી કાળજી તો એ કે દિવસમાં ઓછામાં ઓછું પાંચ વાર તેને સાબુથી ધોઇને સ્વચ્છ રાખવું જોઇએ. ખાસ કરીને ઉઠયા પછી, સંધ્યા પછી, બપોરે કામથી પરવાર્યા પછી, સાંજે બ્હાર જતી વખતે અને રાતે સુતી વખતે નાહતી વખત ધોવાય તે જુદું.

' મોતી જેવા દાંત ' દેખાય તે માટે સવારે ઉઠયા પછી, અને બે ટંક ખાધા પછી મળી ત્રણ વાર તેને ઘસવા જોઇએ. ઘસવા માટે લીંમડનું દાતણ અને મીઠું સૌથી ઉત્તમ છે. બીજે નંબરે બાવળનું દાતણ, ત્રીજે નંબરે કંબોઇનું દાતણ. પછી તપખીર અને છેવટ ન છુટકે વિલાયતી પાઉડરો કે ક્રીમ વાપરવા.

કેટલીક બ્હેનો પોતાની પુત્રીઓના વદન પર નાનપણથી ' છુંદણા પાડી ' લીલાં ટપકાં કરે છે. જુના જમાનામાં જ્યારે છુંદણા સૌંદર્યનું એક લક્ષણ ગણાતું ત્યારે તે ઠીક હતું પરંતુ હવે એ રિવાજ ભુંસાતો જાય છે. હવે એ રિવાજ ઉંચો મુકાય તોય કંઇ મોટી ખોટ જાય તેમ નથી.

છેવટ વદન સૌંદર્યમાં, જુવાન વયે, પેલા અનેક પ્રકારના ' ખીલ ' થાય છે તે એક જબરો સવાલ છે. ઘણી બ્હેનોને એ આડખીલી પજવતી હશે ! આ એક હાસ્યજનક રોગ છે કારણ કે ખીલ જ્યારે ધોળું થઇને પાકે છે ત્યારે જરા નખ દાબીને દાણો કાઢી નાંખવાથી તે ઘણીવાર મરી જાય છે ! કોઇકજ વાર સોજે ચઢે છે. પરંતુ આ પ્રમાણે રોગ થવા દેવો, ને સુંદર વદન રૂપી સોનાની થાળીમાં ખીલ રૂપ લોઢાની મેખ દેખાવા દેવી, ને પછી નખ રૂપી સાણસીથી કાઢી નાંખવી એ ઠીક નથી ! બ્હેતર છે કે એ રોગને અટકાવવા માટે નીચે પ્રમાણે કાળજી લેવી.

કેટલીક બ્હેનો " સુંદર, વધુ સુંદર, હજી વધારે સુંદર વદન" દેખાડવા માટે (!) જાતજાતના પાઉડરો ચોપડે છે, ક્રીમ લગાડે છે કે ગુલાબી રંગ લગાડે છે. ( આ ફેશન યુરોપમાં બહુ ચાલે

( અનુસંધાન પાન ૧૪૩ જુઓ. )




**આભાર દર્શન.**

આ અંકથી માસિકના તંત્રીઓમાંથી એકનો ઘટાડો થયેલો વાચકવર્ગને જણાશે. અત્યાર સુધી માસિકનું સંચાલન કરી રહેલા ત્રણ તંત્રીઓમાંથી ભાઇ ચીમનલાલ જે. શાહ. બી. એ કેટલાક સમય માટે એ જવાબદારીમાંથી મુક્ત થાય છે. હમણાં એ ભાઇ એક અગત્યનું પુસ્તક લખવાના કાર્યમાં રોકાયલા હોવાથી એ પૂરૂં થાય ત્યાં સુધી માસિકના સંચાલનમાં સક્રિય ભાગ લઇ શકે એમ નથી. આ કારણે માસિકના કાર્યમાંથી ફારેગ થતાં તેમને દુઃખ થાય એ સ્વાભાવિક છે અમને પણ તેમનો સહકાર જવાથી અત્યંત દુઃખ થાય છે. પરંતુ અનિવાર્ય સંજોગોને કારણે ન છૂટકે અમારે તેમને નિવૃત્ત કરવો પડે છે. છેલ્લાં દોઢ વર્ષમાં તેમણે અમારી સાથે સાધેલા મીઠા સહકાર માટે અમે તેમના ઋણી છીએ અને એ સહાય માટે તેમનો ઉપકાર માનીએ છીએ. અમને આશા છે કે માથે લીધેલું કાર્ય પૂરૂં થતાં એ ભાઇ ફરીથી આ માસિકના સંચાલનકાર્યમાં જોડાશે અને પોતાની સેવાનો લાભ ગુજરાતની બ્હેનોને આપશે

**વારસાના હક.**

બ્રિટિશ હિંદની હિંદુ સ્ત્રીઓને વારસામાં હક આપવાની બાબત જોરશોર ચર્ચાઇ રહી છે અને એ લડતનું નેતૃત્વ હિંદુ કાયદાના હડા અભ્યાસી રા. જયકરે ઉપાડી લીધું છે. એ વિષે એક વિસ્તૃત બીલ તે વડી ધારાસભામાં થોડા સમયમાં રજુ કરવાનો ઇરાદો ધરાવે છે. એમના એ બીલમાં સ્ત્રીને પુત્રી તરીકે, પત્ની કે વિધવા તરીકે અને બીજા સંબંધી તરીકે મરનાર પુરૂષની મીલકતમાંથી કેવા અને કેટલો હિસ્સો મળવો જોઇએ તે દર્શાવાશે. દરમિયાન રાવસાહેબ હરવિલાસ શારદાએ એક બીલ તૈયાર કર્યું છે જે વિધવાના હકના રક્ષણની દ્રષ્ટિએ ઘડાયું છે. એ બીલ મુજબ "એક સ્ત્રીનો પતિ ગુજરી જતાં, પતિ મરણ સમયે સંયુક્ત કુટુંબનો સભાસદ હશે હો તેની વિધવાને સંયુક્ત મીલકતમાંના તેના ભાગ ઉપર સંપૂર્ણ હક મળશે એટલુંજ નહિ પણ તે ઇચ્છશે તો એ મીલકતના ભાગ વ્હેંચાવી શકશે. પતિ સ્વતંત્ર રીતે રહેતો હશે તો તેની બધી મીલકત સંપૂર્ણ માલકીહક સાથે તેની વિધવાનેજ મળશે." આ ઉપરાંત ભરણ પોષણ મેળવવા ઇચ્છનાર વિધવાને દાવો કરતી વખત જે ભારે કોર્ટ ફી ભરવી પડે છે તેમાંથી તેને રાહત મળે એવી મતલબનું એક બીજું બીલ તેમણે રજુ કર્યું છે. એથી આગળ વધીને રા. સા. શારદા એક ઠરાવ પણ રજુ કરવાના છે. એ ઠરાવના મુદ્દા આ પ્રમાણે છેઃ (૧) પુત્રીને પૈતૃક મીલકતમાંથી અમુક ભાગ વારસા તરીકે આપવો. મુસલમાન અને પારસીઓમાં આ પ્રમાણે પુત્રીઓને હક અપાય છે. (૨) જે જ્ઞાતિઓમાં પુનર્લગ્નની છૂટ છે તે જ્ઞાતિઓમાં ૪૦ વર્ષની ઉપરની ઉમ્મરનો પુરૂષ અમુક ઉમ્મરથી નાની વયની કન્યા સાથે લગ્ન ન કરી શકે એવો કાયદો કરવો (૩) પતિએ ત્યજી દીધેલી પત્નીના હકનું સંરક્ષણ કરવું. (૪) એક પર બીજી લાવનાર પતિની પ્હેલી પત્નીના હકનું રક્ષણ કરવું.

બ્રિટિશ હિંદમાં આ પ્રમાણે પ્રયત્નો થાય રહ્યા છે ત્યારે મ્હૈસુરની ધારાસભામાં નીચે પ્રમાણે હક આપતું બીલ રા. બાપ્યમ રજુ કરે છેઃ (૧) કોઇ પણ સ્ત્રીને તે નારીજાતિ હોવાને કારણે વાર-

સાના હકકમાંથી બાતલ રાખવામાં આવશે નહિ. (૨) અવિભક્ત કુટુંબનો ભાગીદાર ગુજરી જતાં તેની વિધવાને અને પુત્રીઓને, મરનાર કુટુંબથી વિભક્ત થઇને મરી ગયો હોત તો જે હક મીલ્કતમાં મળત, તે હક મળશે. આ સિવાય બીજા પણ મુદ્દાઓ એમના બીલમાં છે જે સ્ત્રી વર્ગને ખાસ લાગુ નથી પડતા. એ મુદ્દાઓ રા. સા શારદાના બીલના મુદ્દાઓને મળતાજ છે. આ બોયે કાયદાનું સ્વરૂપ ધારણ કરે તે માટે યોગ્ય સમર્થન આપવાની લડત સ્ત્રી વર્ગે ઉપાડી લેવી જોઇએ.

## " બાલિકાઓનો બેલી કોણ ? "

રાયસાહેબ હર વિલાસ શારદાના બાલલગ્ન પ્રતિબંધક બીલને આખા દેશની સ્ત્રી – જનતાએ ટેકો આપ્યો છે અમને એ સંબંધી મળેલી સંમતિસૂચક સહીઓનો ઉલ્લેખ અમે ઓગસ્ટના અંકમાં કર્યો હતો ત્યાર પછી પણ એવાં સહીઓ કરેલાં ફોર્મ અમને મળતાં રહ્યા છે અને તે અમે રા. સા. શારદાને પહોંચાડવાની ગોઠવણ કરી છે. ખાસ કરીને આફ્રિકાથી શેઠ નાનજી કાલીદાસ મારફતે મળેલી અનેક સહીઓની અમે ખાસ કદર કરીએ છીએ. વતનથી દૂર હોવા છતાં દેશભગિનીઓના ઉદ્ધાર અર્થે એ સહીઓ કરનારે બતાવેલો ઉત્સાહ અનુકરણીય છે. એ બીલ વડી ધારાસભામાં પુનઃ સીલેકટ કમિટિને સોંપાયું હતું અને એ કમિટિએ દેશભરમાં દર્શાવાયલા અભિપ્રાયો પર વિચાર કરી પોતાનો રીપોર્ટ ધારાસભા સમક્ષ રજુ કરી દીધો છે. સુધારેલા બીલની શબ્દરચનામાં નજીવો ફેરફાર કર્યો ઉપરાંત કોઇ સંગીન સુધારો આ કમિટિએ કર્યો નથી રૂઢીપૂજક પક્ષના પ્રતિનીધિઓએ હંમેશ મુજબ કાયદાને ખાતર વિરોધ કર્યો હતો.

આ બીલ આ વખતની બેઠકમાં કાયદાનું સ્વરૂપ લે એવો સંભવ નથી દરમિયાન બાળપત્નીનો પ્રશ્ન આપણી સમક્ષ ખડો છે કેટલાક રૂઢીપૂજકો તો એ બીલ પસાર થાય તે પહેલાં પોતાની ગભરૂ બાળકીઓને લગ્નના બંધનમાં જકડી લેવાની દોડાદોડી કરી મૂકશે.આજે એ બીલ પસાર થાય તો પણ ૧૯૩૦ સુધી તે અમલમાં નહિ આવે એટલે એવી નિર્દોષ બાળાઓના હિતનો વિચાર કરવાની જરૂર રહે છે. એ બ્હેનોને બાળલગ્નના દુઃખદ પરિણામો ન ભોગવવાં પડે તે માટે મહાત્મા ગાંધીજી જે માર્ગ બતાવેછે તેમાર્ગે એમના પતિદેવો પગલાં માંડે અને તેમના આશીર્વાદ મેળવે એમ અમે ઇચ્છીએ છીએ. એ ઉપાયમાંજ તેમનું અને તેમની બાળપત્નીનું ભાવિ દામ્પત્યસુખ અને ભાવિપ્રજાની ઉન્નતિ સમાઇ છે. મહાત્માજી ભગિની સમાજની પત્રિકા નં. ૩૫-૩૮ માં એ માર્ગ નીચે પ્રમાણે બતાવે છેઃ

" મારામાં શક્તિ હોય તો બાળ કન્યાઓનું વસ્તીપત્રક બનાવું, તે કન્યાઓનાં ધણીઓના મિત્રોને શોધી કાઢું, અને તે મિત્રોની મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજાં પગલાં અને



ઢીંગલા-ઢીંગલીના લગ્ન.

સુરતની એક જ્ઞાતિમા થયલા બાળલગ્નના વરઘોડાનું દૃશ્ય. બાળકનો વિવાહ દોઢ વર્ષની ઉમ્મરે બે વર્ષની બાળા સાથે થયો હતો. હિંદુસમાજ ક્યારે સમજશે ?

મળી શકે તે વારે, આવા ભરથારોને હું કહેવરાવું: તમે અજ્ઞાનપણે બાળવિવાહનું પાપ કર્યું છે, જ્યાં સુધી કન્યાની પાકી ઉમર નથી થએલી, તે કેળવણી નથી પામેલી ત્યાં સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાં સુધી તમે કોઇ પણ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મેળવવાના નથી.

જે પુરૂષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકાર દ્રષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથીજ. આ બાળાઓનો બેલી કોણ થાય ? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયલો છે. જવાબ પણ અઘરો અને એકજ છે. પુરૂષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરૂષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરૂષેજ કરવું રહ્યું છે.

આપણા વિચારોનો પ્રચાર કરવાનું એકજ મુખ્ય સાધન ગણાય, તે આપણી કૃતિ. અત્યારે આપણે જ્વાને વેગે દોડમદોડ કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ, તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ દરેક દિશાએથી નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્ય વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાખી શકીએ. આ સમાજ મુંગા કાર્યને પ્રધાન પદ આપો, એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે. ”

**સાચો સુધારો.**

બારડોલીની પ્રજાએ રાજ્ય સામે ટેકને ખાતર બાથ ભીડી વિજય મેળવ્યો પણ સમાજની કુરૂઢીઓ સામે હજી એ પ્રજાએ-હિંદની આખી પ્રજાને-વિજય મેળવવો બાકી છે. સત્યાગ્રહની લડતમાં જે આત્મશુદ્ધિ અને હૃદયબળ એ પ્રજાએ મેળવ્યાં છે તે જોતાં સાચો સમાજ સુધારો કરવો એને માટે અશક્ય નથી. એવા સાચા સુધારાના પગરણ મંડાયલા જોઇ અમને અત્યંત આનંદ થાય છે અને એ વિષે પ્હેલ કરનાર પાટીદાર કોમને અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. જે બાળલગ્નને લીધે આપણી પ્રજા નિર્બળ બને છે; જે જમણવારોને લીધે આપણે દિન પ્રતિદિન નિર્ધન બનીએ છીએ, એ બધી કુરૂઢીઓને દફનાવવાનો તેમણે ગઇ તા. ૩૦ મી ઓગસ્ટે નિર્ણય કરી લીધો છે. એમણે કરેલા ઠરાવો બીજી કોમોને અને બીજા સ્થળની પ્રજાને માર્ગદર્શક થશે. અમે એટલુંજ ઇચ્છીએ કે એ ઠરાવો કાગળ પર ન રહે પણ સત્વર કાર્યમાં પરિણમે. એ ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

**૧. લગ્ન અને વાગ્દાનની ઉમર.**

“ બાળલગ્નથી થતો કોમનો નાશ કોઇ પણ ભોગે અટકાવવોજ જોઇએ એવી આ પંચને પાકી ખાત્રી થઇ હોવાથી પંચ ઠરાવે છે કે હવે પછી બાળલગ્ન તદ્દન બંધ કરવાં, એટલે કે વરને માટે ઓછામાં ઓછી ઉમર ૨૦ વર્ષની અને કન્યાને માટે ઓછામાં ઓછી ઉમર ૧૬ વર્ષની ઠરાવવામાં આવે છે.

આ ઠરાવના યોગ્ય પાલનને અર્થે પંચ એ જરૂરનું સમજે છે કે વિવાહ ( વાગ્દાન ) લગ્ન પહેલાં ઘણાં વહેલાં ન કરવાં જોઇએ. તેથી ઠરાવવામાં આવે છે કે વરને ૧૮ મું વર્ષ અને કન્યાને ૧૪ મું વર્ષ બેસે તે પહેલાં તેમના વિવાહ કરી શકાશે નહિ.

**૨. લગ્નાદિ પ્રસંગોના જમણવાર.**

જમણવારની આજ સુધી જે અગત્યતા આપણી કોમમાં મનાતી આવી છે તે કોમની આર્થિક સ્થિતિ તોડી નાખનારી નીવડી છે એમ આ પંચનું ચોક્કસ માનવું છે. તેથી જમણવારમાં થતા ખર્ચ ઉપર આબરૂનું માપ મૂકવું એ સિદ્ધાંતને આ પંચ તદ્દન અયોગ્ય, હાનિકારક અને અધાર્મિક છે એવો અભિપ્રાય દર્શાવે છે સાદામાં સાદા ભોજનથી અથવા ભોજનના બિલકુલ ખર્ચ વગર લગ્નાદિ પ્રસંગો જેઓ ઉકલશે તેવા જ્ઞાતિબંધુઓને આ પંચ સૌથી વધારે આબરૂદાર સમજશે.

આ સિદ્ધાન્તને ધ્યાનમાં રાખી વ્યવહારમાં ગરીબ કે સારી સ્થિતિના સર્વ જ્ઞાતિબંધુઓનું રક્ષણ થાય એ હેતુથી નીચે પ્રમાણે વધારેમાં વધારે

ખર્ચ થઇ શકે અને તેનાથી વધુ ખર્ચ કરનાર પંચનો ગુન્હેગાર ગણાશે એમ ઠરાવવામાં આવે છેઃ—

**વેવીશાળ**—(૧) આ પ્રસંગે ૫ થી વધુ માણસે જવું નહિ. (૨) વાગ્દાન તરીકે રૂપિયો ને નાળિયેર આપવા ઉપરાંત પહેરામણી વિ. જે કંઇ રિવાજ હોય તે કાઢી નાખવા. (૩) વાગ્દાન માટે આવેલા પરોણાઓ સિવાય સગાંઓને જમાડવાનો કંઇજ ખર્ચ કરવો નહિ.

**લગ્ન** (૧) કન્યાનો વાલી પોતાની સ્થિતિ તપાસી જાનમાં અમુક સખ્યા નોતરે તેટલી જ લઇ જવી જોઇએ. તે ઓછામાં ઓછા ૧૦ જણને નોતરે ત્યાં સુધી તેને દોષપાત્ર ગણી શકાશે નહિ, અને ૫૦ થી વધારે સખ્યા કોઇ પણ જાનમા કોઇ પણ સંજોગમાં લઇ જવાની મનાઇ છે.

(૨) જાનને એકજ દિવસ જમણ આપવાની છુટ છે, તે સાદું હોય એ ઇચ્છવા જેવું છે, પણ મિષ્ટાન્ન કરવુ જ હોય તો લાપસી સિવાય બીજું મિષ્ટાન્ન કરવાની બધી છે.

(૩) જાન એકજ દિવસ માટે રહી શકે, પણ કે દૂરથી આવેલી હોય તેથી કે કોઇ બીજા યોગ્ય કારણસર બીજા દિવસે રોકાવાની જરૂર પડે તો તેને દાળભાતનું સાદું ભોજન જ આપવું. કંઇ પણ મિષ્ટાન્ન કરવાની છુટ નથી

( ૪ ) આપવા લેવાના રિવાજોમાં નીચેની વસ્તુઓ ઉપરાંત કંઈ પણ લેવા દેવાની બધી કરવામાં આવે છે.

**પડલામાં**—૧ બેડું થાળી, વાડકો, કેળિયો, લોટો.

**પહેરામણીમાં**—ખાદીનું ધોતિયું અથવા ખાદીની સાલ તથા ખાદીની ટોપી, રોકડામાં રૂ. .૦૧ થી વધુ નહિ,

**પડલામાં**—શુદ્ધ ખાદીના કપડાં તથા ૪ બંગડી અને ૨ કડીથી વધુ લેવાની મનાઇ છે, અને આટલી જણસોની સામટી કીંમત કોઇપણ સંજોગમાં રૂ. ૧૫૧. થી વધવી ન જોઇએ

( ૫ ) વહેંચણનો રિવાજ બંધ.

( ૬ ) વાજાં, દારૂખાનું વિ ના બિનજરૂરી રિવાજો કાઢી નાંખવા.

( ૭ ) માંડવા પાછળ નકામો ખર્ચ ન કરતા માયડા પુરતો વનસ્પતિનો જ મંડપ કરવો જોઈએ

**૩ કન્યાવિક્રય** આ પંચ કન્યાવિક્રયને મનુષ્યને ન છાજતો અને તેની અધોગતિ કરનારો પાપી રિવાજ માને છે તેથી કન્યાવિક્રયનો રિવાજ તદ્દન બંધ કરવાનું ઠરાવે છે.

**૪ પુનર્લગ્નનો ઠરાવ** પુનર્લગ્નનો રિવાજ યોગ્ય મર્યાદામાં રહીને અને સંયમ સાચવીને ચાલુ રહે એ આ પંચને સંમત છે. તેને લગતા રિવાજોમાં 'લગ્ન પ્રસંગ' વિષે જે નિયમો આવી ગયા તેજ પ્રમાણે સુધારા કરવાના.

ફેર એટલો કે પુનર્લગ્નમાં કોઇ પણ સંજોગમાં ૨૫ થી વધુ માણસ જાનમાં લઇ જવાનાં નથી.

**૫ ફારગતીનો ઠરાવ** ફારગતીના રિવાજને શરમ ભરેલો અને અધાર્મિક માનીને આ પંચ તેને સદંતર બંધ કરવાનું ઠરાવે છે

**૬. બીજા ખર્ચાળ** સીમંત જેવો નિર્લજ્જ રિવાજ, જીદાડુને નામે ઓળખાતો રિવાજ, ઇત્યાદિ ખર્ચાળ અને નકામા **અને નકામાં રિવાજો** રિવાજો. તે તે પ્રસંગે વહેંચણ, જમણ વિ૦ સહિત બંધ કરવાનું ઠરાવવામાં આવે છે.

મોસાળું ભરવા જવાની અતિ ખર્ચાળ પદ્ધતિ દૂર કરી કોઇ પણ જાતના દેખાવ કે આડંબર વગર બહેનને મદદરૂપે નાની સરખી રકમ ભાઇ આપી શકે, જેને માટે રૂા. ૧૦૧ એ પૂરતી રકમ ગણાશે. અને રૂા. ૧૦૧ થી વધારે મોસાળું કરવાની મનાઈ રહેશે.

મોસાળા ઉપર બહેનનો પોતાનો અંગત હક જ ગણાવો જોઇએ એ બાબત જે કોઇ કોમમાં સ્પષ્ટ ન મનાતી હોય તે આ પંચના ઠરાવથી સ્પષ્ટ કરી લે.

**૭. મરણ પ્રસંગ સંબંધી ઠરાવ** મરણ પાછળ ભોજનનો અમાનુષિક રિવાજ કાઢી નાંખવો એમ ઠરાવવામાં આવે છે. મરણ પાછળ જ્ઞાતિભોજન કે બ્રહ્મભોજનના કોઇ જાતનાં ખર્ચ નિષિદ્ધ છે.

મરણ પાછળ રડવા કુટવાનો રિવાજ તરત બંધ કરવો.

પ્રભાતના પહોરમાં પોતાના માથાના સૌન્દર્યને દીપાવવું એ દરેક સ્ત્રીઓનું કર્તવ્ય છે.

# સરોજની હેરઓઇલ

( રજીસ્ટર્ડ )

## ગુણ અને સુગંધમાં અનુપમ છે.




સરોજીની હેરઓઇલ

વાપરવાથી

મગજને ઠંડક આપે છે,
વાળ ખરી જતા અટકે છે,

તેમજ

વાળ સુંદર ચળકતા રેશમ
જેવા અને લચ્છાદાર
બને છે.

તથા માથાના રોગો
જેવાં કેઃ—
ખોડો, ખુજલી, માથાનું તપી
જવું વિગેરે રોગો મટી
જાય છે.

એકજ વખત વાપરવાથી બીજા
બજારૂ તેલો વાપરવાનું દીલ
થશેજ નહિ.

(કીંમત બા ૧ રૂા. ૧)

**એમ. ડી. વોરાની કું.**

કેમીસ્ટ અને ડ્રગીસ્ટ

પો. બો. નં. ૨૦૦૩

પ્રીન્સેસ સ્ટ્રીટ

મુંબઇ નં. ૨

રજત મહોત્સવ અંક.




વર્ષ ૬ ઠું. ] નવેમ્બર ૧૯૨૮. [ અંક ૩ જો.

## દીવાળી.

આજે દીવાળી મારે આંગણે રે લોલ !
રમતી ઉમંગભેર રાસ જો :
આજે દીવાળી મારે મંદિરે રે લોલ !



ઘર ઘર તપે છે શીળી દીવડી રે લોલ !
આભમાં તારાનાં એવાં તેજ જો :
રમતી દીવાળી મારે આંગણે રે લોલ !



આંગણીએ આંગણીએ સાથીઆ રે લોલ !
એમાં પૂર્યા છે રૂપા રંગ જો :
રમતી દીવાળી મારે મંદિરે રે લોલ !



એ એ દીવાની એક દીવડી રે લોલ !
દીવડીએ પ્રેમના પ્રકાશ જો :
આજે દીવાળી આખા દેશમાં રે લોલ !



# લજામણીની વેલી.

હું તો નમણી લજામણીની વેલી રે, હાથ કોઈ અડશો માં !
મારૂં હેડું આ પળમાં બીડાય : હાથ કોઇ અડશો માં !
કુંળી કુંળી આ પાંખડી છે મારી રે, હાથ કોઇ અડશો માં !
જરી અડતામાં ઝૂરી એ જાય : હાથ કોઇ અડશો માં ! ૧

હું તો આકાશી વીજળીની વેલી રે, હાથ કોઇ અડશો માં !
રહું સંતાઈ વાદળીને વાસ : હાથ કોઇ અડશો માં !
મારી આંખડી બીડાય નહીં બીડી રે, હાથ કોઇ અડશો માં !
સહેજે જોતામાં ઝબકું ચોપાસ : હાથ કોઇ અડશો માં ! ૨

હું તો અલબેલી આચીની વેલી રે, હાથ કોઇ અડશો માં !
ઉષા લજ્જાતી જોતી દિગંત, હાથ કોઇ અડશો માં !
લાલ ગુલો હું વેરતી આ વ્યોમે રે, હાથ કોઇ અડશો માં !
કિરણુ અડતામાં તૂટે ઉરતંત : હાથ કોઇ અડશો માં ! ૩

હું તો ઉગતી ચંબેલીની વેલી રે, હાથ કોઇ અડશો માં !
મારાં પુષ્પો છે પુણ્યો શાં શ્વેત : હાથ કોઇ અડશો માં !
પડયાં છુંદવાં જગતને હાથે રે, હાથ કોઇ અડશો માં !
પુષ્પો નંદાશે અડતાં સમેત, હાથ કોઇ અડશો માં ! ૪

હું તો અદ્‌ભુત આનંદની વેલી રે, હાથ કોઇ અડશો માં !
મારી પાંખડીઓ પળમાં વિલાય : હાથ કોઇ અડશો માં !
હું તો સારા સંસારની લક્ષ્મી રે, હાથ કોઇ અડશો માં !
મારે હૈયે તો સ્વર્ગો લેહેરાય : હાથ કોઇ અડશો માં ! ૫

અરદેશર ફરામજી ખબરદાર

---

" વહાલા વાગે વિશ્વઆધાર રે, સમપણ તમ સાથે, "—એ ઢાળ.




# આધુનિક સ્ત્રી.

લેખિકાઃ
સૌ. વિનોદિની યાજ્ઞિક, બી. એ.

[ નોંધઃ ગયા શ્રાવણમાં આ લેખ ભાવનગરની એક સભામાં વ્યાખ્યાન રૂપે પ્રથમ રજુ થયો હતો. લેખિકા બ્હેન ગુજરાતની ગણીગાંઠી ગ્રેજ્યુએટ મહિલાઓમાંના એક છે અને શ્રી ભાવનગર સ્ત્રીકેળવણી મંડળના મંત્રી તરીકે તેમજ ત્યાંના મહિલા વિદ્યાલયના માનદ અધિષ્ઠાત્રી તરીકે ત્રણ વર્ષથી કેળવણીના પ્રદેશમાં સ્ત્રીવર્ગની મુંગી સેવા કરી રહ્યાં છે. એમના એ સેવાભાવનુ અનુકરણ બીજી સુશિક્ષિત બ્હેનો કરે એમ અમે ઇચ્છીએ છીએ. તં. ગુ. ]

આજ કાલ સ્ત્રીઓની ઉન્નતિ માટે વિચારો થવા લાગ્યા છે. આ પ્રશ્ન પણ એટલો મહત્વનો છે કે દેશની દુર્દશા ઉપર જાણી જોઇને કોઇ દુર્લક્ષ ના જ કરે. આપણો દેશ એક વખત આખા જગતનો ગુરૂ કહેવાતો હતો. તે સુંદર દેશો પર રાજ્ય કરવા ઉપરાંત નૈતિક, આધ્યાત્મિક અને માનસિક શિક્ષણ આપનો હતો તે સમયની માતાની કુખે શ્રી રામચંદ્ર, યોગીરાજ કૃષ્ણ, બળવાન ભીમ, અર્જુન સમા ધનુર્ધારી, શાહરાયણ અને શંકરાચાર્ય જેવા તત્વજ્ઞાની, એવાં અનેક નરરત્નો ઉપજ્યા. પણ આજે તો આપણા દેશની અધોગતિ જોઇને દુઃખ જ થાય છે. પ્રાચીન આર્ય સ્ત્રીઓનામાં મનોબળ જબરૂં હતું. તેમનો કાર્યપ્રદેશ ખાસ સંકુચિત નહતો. આજકાલ આપણી બ્હેનો જે હકો માગી રહી છે તે નવા નથી, જુના જ છે. તે વખતની સ્ત્રીઓ શમ દમ તપથી સાત્વિક જીવન ગાળતાં. જ્ઞાનનો અધિકાર હતો. તે ગૃહિણીઓ કોઇ દેશથી ઉતરે તેમ નહતી. રાય કે રંક વગેરેને હાથેજ કામ કરવાનું હતું. પુરાતન કાળમાં આર્ય સ્ત્રીઓમાં ઉંચા ગુણો હોવાથી જ ઘણા ઋષિઓ, તત્વજ્ઞાનીઓ, ચિંતકો વગેરે જન્મ પામ્યા. ગાર્ગી ને મૈત્રેયી જેવી સ્ત્રીઓ વેદની ઋચા જાણતી. સ્ત્રી અને પુરૂષની વચ્ચે સમાનતા હતી, તેમજ સ્વતંત્રતા હતી. પતિની સાથે યુદ્ધમાં પણ જતી. વિવાહ માટે દબાણ ન હતુ. જીંદગી પર્યંત તેઓ બ્રહ્મચારિણી ધારે તો રહી શકતી.

બૌદ્ધ સમયમાં પણ ભિક્ષુક સ્ત્રીઓ ઉચ્ચ પદ મેળવી શકતી ભારતી અને લીલાવતી

જેવી વિદુષીઓ એજ કાળમાં થઇ ગઇ. મધ્યકાલિન સ્ત્રીઓનામાં શૌર્ય ને ચેતન વધારે હતાં. ચિતોડની પદ્મિની ને ચાંદબીબી જેવી રાજસિક પ્રકૃતિની સ્ત્રીઓ તે વખતે હતી. પણ પવિત્ર ભારતખંડમાં યવનોની ધ્વજા ફરકવા લાગી. બ્હેનો! એજ સમયથી આપણો અને આપણા બંધુઓનો પતનનો આરંભ થયો. તે સમયની સ્ત્રીઓ ઉપર અત્યાચારો પણ કેવા થતા હતા? પુરૂષોને સ્ત્રીઓ માટે કેટલી ચિંતા રહેતી? તેઓ તો રણમાં યુદ્ધ કરીને આનંદથી પ્રાણ આપવા તૈયાર હતા, પણ પોતાની વ્હાલી પત્નીઓના સતીત્વભંગ અને કુમળાં બાળકોના આક્રંદ કોઇ પણ રીતે સહન કરી શકતા નહિ. આથી સ્ત્રીઓની હાલત ઘરમાંજ રહેવાની અને ઘરનાંજ કામકાજ કરવાની થઇ. યવનોના ભયથી કન્યાઓને બચાવવા માટે અનેક જાતના નિયમો બાંધવા પડયા, મુસલમાનો પોતાના ધર્મના ફરમાન પ્રમાણે પરણેલી સ્ત્રીઓને જનાનામાં રાખી શકતા નહિ, એટલે બાળલગ્નનો રિવાજ શરૂ થયો. તેનું પ્રતિફળ વિધવાઓની હયાતી! પણ વિધવાઓને સંભાળવાનું કામ મુશ્કેલ થવાથી સતી થવાનો રિવાજ દાખલ થયો અને આમ સ્ત્રીઓની દશા વિશેષ શોચનીય થતી ગઇ. પડદો અને લાજ પણ શરૂ થયાં. સ્ત્રી-સ્વતંત્રતા હરાઇ ગઇ. લગ્ન એ ફરજિઆત વસ્તુ થઇ પડી. પુરૂષોના હાથમાં પુતળાં જેવી સ્ત્રીઓ રહેવા લાગી. સ્ત્રીઓને રસોડા બહાર શું થાય છે તેની ખબર જ ન પડતી. પતિના શરીરની માવજત કરવા ઉપરાંત તેના સાથે બીજો કોઇ જાતનો સહચાર કરવાની શક્તિ ના રહી.

પરંતુ જેમ મુંગું બાળક ભૂખ્યું થાય ત્યારે રડવા લાગે છે તેમ ભારતવાસીઓ પણ પોતાના અધિકારને માટે હાથપગ પછાડી રહ્યા છે. હવે સ્ત્રીઓમાં પણ પોતાની દશાનું ભાન થવા માંડ્યું છે. કેળવણીના ફેલાવાને લીધે આપણા દેશમાં થોડાએક દસકાથી થોડો પોતાની ગંભીર જવાબદારી સમજતા થયા છે અને આ સમજણને લીધે આપણું જાહેર જીવન કાંઇક વધારે જાગ્રતીવાળું થયેલું જોવામાં આવે છે. જમાનો બદલાતો જાય છે. છેલ્લાં દોઢસો વર્ષથી અંગ્રેજી રાજ્યને લીધે ફેરફારો થયા છે, અને તેથી આપણાં લોકોના આચાર વિચારમાં પણ ઘણો ફેર પડયો છે. છેલ્લા મહાન યુદ્ધે જગતને શીખવ્યું છે કે સ્ત્રીઓની મદદ વિના કોઇ પણ દેશ ખરેખર ફતેહ મેળવી શકે નહિ. યુરોપમાં પણ લડાઇ પહેલાં તો સ્ત્રીઓની દશા સારી ન હતી. ત્રણ વર્ગો હતા. અમીર ઉમરાવ વર્ગની સ્ત્રીઓ—જે માત્ર મોજશોખમાં જ જીવન પસાર કરતાં. બીજી સામાન્ય વર્ગની સ્ત્રીઓ—જે માત્ર ગૃહ સંભાળતાં અને ગૃહ ઉદ્યોગનું જ્ઞાન ધરાવતાં. ત્રીજો વર્ગ તે મજુરી કરતી. પણ લડાઇ પછીથી મહાન અદ્ભુત ફેરફારો થયા. આજે ત્યાં સ્ત્રી પુરૂષની ગુલામ રહેવા નથી માગતી એટલુંજ નહિ, પણ જીવનના દરેક ક્ષેત્રમાં પુરૂષની સમોવડી થવા ચાહે છે. રાજ્યકારભારથી માંડીને કારખાનાની મજુરી પર્યંત એક સરખા હક માટે મથી રહી છે. યુદ્ધ પછી પુરૂષો પાછા ફર્યા પણ સ્ત્રીઓએ જે કામ થોડો વખત કર્યું તે કામ હંમેશને માટે કરવાનો આગ્રહ રાખ્યો. સર્વવ્યાપી સ્વાતંત્ર્ય માટે સ્ત્રીઓ માંગણી કરી રહી છે, અને માત્ર ગૃહને જ વળગી રહેવા ના પાડે છે. સ્ત્રી ધારે તો ધારાશાસ્ત્રી કે પાર્લામેન્ટની મેમ્બર થઇ શકે, ઇજનેર કે મોટર હાંકનારી થઇ શકે, પોલીસ અમલદાર કે લશ્કરી સિપાહી થઇ શકે; ઉપરાંત, કારખાનાનું કામ કરવું, હોસ્પીટલમાં નર્સનું કામ કરવું, ટ્રામ હાંકવી, મોટર હાંકવી, પોસ્ટ તેમજ ટપાલખાતામાં કાર્ય કરવું આવાં સર્વદેશીય કાર્યો કરવાની ઇચ્છા ધરાવે છે. તેઓ

યુનિવર્સીટીઓમાં પણ સમાનતા માગે છે. ઑક્સફર્ડ વગેરે યુનિવર્સીટીઓની પદ્વિનાં દ્વાર સ્ત્રીઓને માટે ખુલ્લાં થયાં પણ છે. ટુંકમાં અનેક કાર્યો ત્યાં સ્ત્રીઓએ કરી દેખાડયાં છે. કર્તવ્ય સંબંધી માન્યતા હવે ઘણી જ વિશાળ થઇ છે. ટર્કી જેવા દેશમાંથી પણ પડદો ગયો છે અને સ્ત્રી આગળ પડતો ભાગ લઇને પુરૂષો જેટલીજ સ્વતંત્ર થવાની મહત્વાકાંક્ષા ધરાવે છે. સર્વે કાર્યોમાં રસ લે છે અને બહાદુર થઇ છે. અફઘાનિસ્થાનમાં રાજારાણી મુસાફરી કરીને આવ્યાં છે અને બધા દેશોની સંસ્થાઓનો અભ્યાસ તેમણે કર્યો છે. ત્યાંનાં રાજારાણીએ બે જાણવા જેવા સુધારા કર્યા છે. રાજાએ દરેક અમલદારે ચાર પત્નીઓ કરવાને બદલે એકજ પત્ની કરવી એવો કાયદો કર્યો છે, અને રાણીએ પડદાનો ત્યાગ કર્યો છે. બીજા અનેક સ્થળોએ સુધારા થવા લાગ્યા છે. આ નવા યુગનો સારો અંશ આપણી સ્ત્રીઓમાં આવવો જરૂરનો છે. બધી રીતે એમની નકલ કરવી આપણને અનુકૂળ ના પડે તો થોડા ફેરફારો તો કરવાજ જોઇએ. કન્યાસ્વાતંત્ર્ય–લગ્નની બાબતમાં તેમજ કેળવણીની બાબતમાં–જરૂરનું છે. વર્તમાન કાળનો જમાનો સંક્રાન્તિનો છે. યુરોપના નવા વિચારો ભરતીની માફક દોડયા આવે છે જ્યારે આપણી રગેરગમાં ભરેલું આર્યત્વ આપણને જુના તરફ આકર્ષે છે. પણ ધીમે ધીમે પ્રગતિ કરવાની જરૂર છે. જુનું તો બદલાવુંજ જોઇએ. ગૃહની ચાર દિવાલોની બહાર તો સ્ત્રીઓએ નીકળવું જ પડશે. જ્યારે જગત પ્રગતિપંથે અતિ કરે છે ત્યારે આર્યાવર્તે પણ પ્રગતિની કૂચમાં સૌની હારમાં રહેવા કમ્મર કસવાની છે. સમાજવ્યવસ્થામાં સુધારા જોઇએ તો કરવા. જુની પ્રણાલિકાને સાચવી રાખવાનો મહાધર્મ કદાચ ન સચવાય પણ તેથી પ્રવાહ અટકાવી તીર્થના સંઘરેલા ગંદા પાણીની માફક અત્યારે મતરૂઢિના રૂપમાં પ્રણાલિકાઓ જે જીવે છે તે બદલવી જોઇએ. બદલાતા સંયોગોની સાથે આપણા જીવનની રચના અને ભાવના ફેરવાતાં જાય છે. રાજકીય સ્વાતંત્ર્યમાં સ્ત્રીઓનાં કાર્યક્રમ અને સ્થાન નક્કી થવાજ જોઇએ. વ્યક્તિત્વ અને સમાનતાની ભાવનાના પ્રવાહનાં પુર વધવાનાં. નવી ભાવનાના પૂર રોકયાં રોકાવાના નથી. નવયુગની ઉગતી સ્ત્રીની ભાવનામાં સમાનતાનો મનોરથ સૌથી વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આ મનોરથના વિકાસની સાથે સ્ત્રીઓની શક્તિઓનો પણ વિકાસ થતો જશે. આ મનોરથમાં કેટલાંક કારણો આડે આવે એવાં છે. સ્ત્રીજાતિમાં રહેલી સ્વાભાવિક અશક્તિ–સ્ત્રીજાતિને જીંદગીનાં ઘણાં કઠણ કાર્યો માટે નાલાયક નહિ પણ અશક્ત તો જરૂર બનાવે છે. સ્ત્રીઓનામાં વ્યવસ્થાશક્તિ વિશેષ છે એ આપણે જાણીએ છીએ. આપણને ગોઠવવાનું ગમે એવું ઉપજાવતાં આવડે નહિ.

હાલના સ્ત્રીજીવનને નિહાળતાં તે દયાજનક જ લાગે છે. સ્ત્રીઓ દાસી કે પુતળીની માફક ગણાય છે. આખી જીંદગી એક પણ સ્વતંત્ર વિચાર કે ભાવના વગર વૈતરું કરી પૂરી કરે છે. એના પત્નીભાવનામાં પ્રેરણા નથી હોતી, માતૃત્વમાં હોંસ કે ઉમળકો નથી, ભગિનીભાવમાં પ્રફુલ્લતા નથી, પુત્રીભાવમાં એ સદા રાંક અને ગરીબડી દેખાય છે. પુરૂષો આ સ્ત્રીસૃષ્ટિમાંથી પ્રેરણા ક્યાંથી પામી શકે? અંતર વિકસાવ્યા વિના બાળ ક્યાંથી વિક[illegible] શકે?

જેમ જેમ જમાનો બદલ[illegible] તેમ તેમ પ્રજાઓની રહેણી કર[illegible] વિચારમાં ફેરફાર થાય જ. [illegible] એમ કે દરેક યુગની પ્રજાએ [illegible] ધર્મો હોય છે. જેમ સંજોગ[illegible]

[illegible] [illegible]સારી [illegible]તરકાર [illegible] ભાગ

તેમ જમાનો બદલાતો જાય એ તો આપણે પહેલાં જ જોઇ ગયા. આ બદલાતા સંજોગોને આપણે આધિન થયા સિવાય ચાલે તેમ નથી. કારણ કે જે દિશાનો પવન હોય તેથી વિરૂદ્ધ બાજુના સઢ ચઢાવેલા હોય તો તે વહાણ ડુબી ગયા વિના રહેજ નહિ. તેમ સંજોગોની વિરૂદ્ધ આપણે વર્તીએ તો હેરાન થવું પડે. દરેક યુગના ધર્મો પણ સંજોગોના સાથે કેમ બદલાય છે તે આપણે રહેજ જોઇએ. વેદના વખતની સ્ત્રીઓના ધર્મો જુદા હતા, મનુના વખતની સ્ત્રીઓના ધર્મો જુદા હતા, શ્રીકૃષ્ણના વખતની સ્ત્રીઓના ધર્મો જુદા હતા, મોગલોના જુલમ વખતના ધર્મ જુદા હતા, અને અત્યારે અંગ્રેજ રાજ્યના (ઉદાર) કેળવણી વખતના જુદા ધર્મો છે; અને હજીયે લોકોમાં સ્વતંત્રતાના વિચારો વધતા જાય છે તેમ ધર્મો પણ બદલાતા જશે. શ્રીકૃષ્ણના વખતમાં દ્રૌપદીને પાંચ પતિ હતા પણ રામના વખતમાં સીતાને પાંચ પતિ ન હોઇ શકે. વેદના વખતમા ગાર્ગી ને મૈત્રેયીને વેદનાં મંત્રો રચવાની છૂટ હતી તે બીજા વખતમાં ના મળે. દશરથના વખતમાં કૈકેયી લડાઇમાં ગઇ હતી તેમ મહારાણા પ્રતાપસિંહની રાણી ના જઇ શકે, કારણ કે તે વખતે તો લાજના રિવાજ હતા. કૃષ્ણના વખતમાં અને ભીષ્મપિતામહ જેવા નીતિમાન મહાત્માના વખતમાં પણ કુન્તાજી જેવી સતી બીજાઓની પાસે સંતાન લઇ શકતી એ રિવાજ હાલમાં ના ચાલે. આ બધા ઉપરથી આપણે એકજ મુખ્ય વસ્તુ સમજી શકીએ કે આપણા નવા યુગની સ્ત્રીઓના ધર્મો પણ જુદા છે, અને બદલાતા જતા સંજોગોને આધીન થયેજ આપણી ઉન્નતિ થશે. એમાં ટીકા કર્યે કાંઇ વળવાનું નથી. હાલમાં સ્ત્રીઓ ...ષો સાથે કૉલેજમાં ભણે એ ઘણી વૃદ્ધ ...ઓને અયોગ્ય લાગતું હશે અને ઉંડો ...સ પણ થતો હશે. તેમજ આપણને ...યારે જ્યારે પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓ

ત્યારે પણ રહ્યા છે. ભાન થવા

વિચિત્ર પોશાકો પહેરે છે, વાળ કપાવે છે, સિગાર પીએ છે, ખુલ્લા હાવભાવ કરે છે, એ બધું જોઇએ છીએ ત્યારે નવાઇભરેલું લાગે છે. પણ એ સત્ય હકીકત છે. એમની સ્ત્રીઓને વાળ ઓળવાની ફુરસદ નથી. લગ્ન પણ કરવાંજ જોઇએ એમ માનતાં નથી. જેને ગમે તે લગ્ન કરે, જેને ના ગમે તે ગમે તે કાર્ય કરી, ધંધો કરી કોઇ પણ રીતે પોતાનું જીવન સ્વતંત્ર રીતે પૂરું કરી શકે. આ બધુંજ સારું છે કે આપણે કરવા જેવું છે એમ હું નથી કહેતી. પરંતુ એક વાત તો તમને યે લાગશે કે આપણી બ્હેનોએ જાહેર હિમ્મત કરી, સંગીન કેળવણી લઇ તેમજ પોતાનાં બાળકોને આપીને દેશની સેવા માટે તૈયાર થવાનું છે. આપણા દેશને સાચી મદદ કરવાને આપણે જાહેર કામકાજોમાં ભાગ લેવોજ જોઇશે; અને ઘણાં ખાતાંઓ નિભાવવા જોઇશે. ઘરના ખુણામાં કે લાજના ઘુંઘટમાં પડી રહે કાંઇ વળવાનું નથી. તેથી આધુનિક એટલે નવા યુગની સ્ત્રીએ શું કરવું જોઇએ, તે કેવી હોવી જોઇએ એ બધું આપણે જોઇએ. આપણને ભગવાં કપડાંવાળી સાધ્વીઓ નથી જોઇતી પણ ભોગ ભોગવતાં છતાં યોગની સ્થિતિમાં રહી શકે તેવી સ્ત્રીઓ જોઇએ છીએ. પારકા પુરૂષોની સાથે જાહેર કાર્ય કરવાથી પતિવ્રતપણું પાળી ન જ શકાય એ ભ્રમ તુટવો જ જોઇએ. આપણી કન્યાઓમાં એવું બળ જોઇશે કે યુવાન ઉમ્મર હોય, કૉલેજોમાં મસ્તીખોર વિદ્યાર્થીઓની સાથે વિદ્યાભ્યાસ કરવો પડતો હોય, જેના વિચારો બહુ છૂટા હોય તો પણ પોતાનું બ્રહ્મચર્ય જાળવી શકે. ઘણીવાર સેવા અર્થે નાટકો કરવાં હોય, એવાં નાટકોમાં હારમોનીઅમ વગાડી કે સિતાર વગાડીને સભાઓને રીઝવી શકે એવું બળ—એવી હિમત—એવો આત્મવિશ્વાસ જોઇએ છીએ. સ્ત્રીઓ મોટરો દોડાવે કે સાયકલ ચલાવે કે ટેનીસ જેવી રમતો રમે એ જોઇ આપણે ગભરાવાનું

નથી. ઘણીવાર સ્ત્રીઓને જુદા જુદા પુરુષો સાથે કાર્ય કરવું પડશે તો એમાં પણ નીતિ નાજ રાખી શકાય એવું નથી. કોઇક વખત એવો પણ આવે કે પતિની સાથે મતભેદ પડે પણ તેથી એ સ્ત્રીએ પતિવ્રતપણું નથી પાળ્યું એમ ના કહી શકાય. આ મતભેદનો, બુદ્ધિબળનો અને સ્વતંત્રતાનો જમાનો છે એટલે સ્ત્રીઓ પુરુષોથી દબાઇ નહિ જાય. આચારોમાં ને વિચારોમાં ભલે ફેરફાર કે વિરુદ્ધતા હોય પણ તેથી તેના પતિની સેવામાં ખામી નહિ આવે. અજ્ઞાનો જમાનો હવે જતો જાય છે. આધુનિક સ્ત્રીએ રાજકીય બાબતમાં પણ ભાગ લેવો જોઇશે, કારણ કે તે સિવાય સ્ત્રીઓની દશા સુધરવાની નથી. આપણી વાત તો સ્ત્રીઓજ સારી રીતે રજુ કરી શકે. પર પુરુષોના ગાઢ પરિચયમાં રહેવા છતાં પોતાનું શીયળવ્રત જાળવી શકે એવી સ્ત્રીઓની આપણે જરૂર છે. કોઇ પુરુષ પોતાની સ્ત્રીને તજી દે, કે કોઇ ગમે તે કારણથી સ્ત્રીને એવો પ્રસંગ પ્રાપ્ત થાય કે પતિને ત્યજી દેવો પડે તો તેવે વખતે રડીકુટીને બેસી રહ્યે હવે નહિ ચાલે. એવી બ્હેનોએ તો બીજી કોઇ જાતની ઉપાધિ ન હોવાથી વધારે સેવા કરવી પડશે. એનીબીસેન્ટનો દાખલો આપણે સૌ જાણીએ છીએ. સરોજિની નેડુ જેવી સ્ત્રીઓ કુટુંબવાળી હોવા છતાં કેટલે હાથે કેટલી સેવા કરી રહી છે! મીરાબાઇએ પણ પતિને તજી દીધો હતો છતાં ય તે સાધ્વી હતી અને તેનો દોષ અત્યારે ઢંકાઇ ગયો છે, એ આપણી જાણ બહાર નથી. આવીજ રીતે થીઓસોફિકલ સોસાયટીની સ્થાપના કરનાર માડામ બ્લાવાટસ્કીએ પણ પોતાના પતિને તજી દીધો હતો. ટુંકામાં એટલું કે આવે પ્રસંગે સ્ત્રીઓએ નાહિંમત ના થતાં આત્મવિશ્વાસ રાખી પોતાની શક્તિઓનો સંપૂર્ણપણે આવીર્ભાવ કરવો હવેની સ્ત્રીઓએ પુરુષોની સાથે હરિફાઇ પણ કરવાનો વખત આવશે. એવે વખતે પણ ગભરાઇ ગયા વિના કે દૃષ્ટબુદ્ધિ રાખ્યા વિના આગળ વધવાનું છે. આ જમાનામાં પોતાનાં બાળકોને નર બનાવી શકે એવી સ્ત્રીઓ જોઇએ છીએ. કોઇક જમાનામાં વિદ્યા ઉપરથી માણસની કિંમત થાય છે, કોઇક વાર ચમત્કારો ઉપરથી થાય છે, કોઇક યુગમાં ધર્મભાવનાનું જોર વધારે રહે છે, તેમ આ યુગમાં વીરતાની જરૂર છે. આ યુગમાં એવી સ્ત્રીઓ જોઇએ છીએ કે જે દેશની ખાતર સૌ. કસ્તુરબાઇ ગાંધીની જેમ કઠિન કેદખાનામાં પણ જઇ શકે અને સ્વાર્થનો ભોગ આપીને પોતાનાં વહાલા બાળકોને પણ ત્યાં મોકલી શકે. જર્મન લડાઇ વખતે સ્ત્રીઓએ કેવાં જોખમ ખેડયાં હતાં તે આપણે જાણીએ છીએ. તેવીજ રીતે અસલના વખતની ક્ષત્રાણીઓની માફક રણાંગણમાં આપણી બ્હેનોએ પણ ઘુમવાનું છે. આફતને વખતે શાંતી રાખી અને પોતાની ફરજો બરાબર બજાવી, સહનશીલતા રાખી દેશસેવા માટે તત્પર થવાનું છે. પહેલાનાં વખતમાં સ્ત્રીઓને ગૃહકાર્ય કરતાં આવડે અને પતિસેવા કરતાં આવડે એટલે સંતોષ થતો. પણ હવે એટલેથી જ નથી પતવાનું. હવે તો આપણે ઘણાય હુન્નરોનું જ્ઞાન મેળવવાનું, અને પતિ ઉપરાંત બીજાં ઘણાંને રાજી રાખવાં જોઇશે. આપણી બ્હેનોને સ્વાર્થત્યાગ, પ્રેમ અને સેવા એ ત્રણની જરૂર છે.

બારડોલીના યજ્ઞમાં આપણી બ્હેનો—શારદાબ્હેન, તેમજ બીજી અભણ બ્હેનોએ જે ઉત્સાહ બતાવ્યો છે એ અજબ છે. કુ. મણીબ્હેન પણ અત્યારે આવો વખતે કેવું સુંદર કાર્ય કરી રહ્યાં છે. હજી સુધી પોતે લગ્ન કર્યાં નથી-છતા પણ એમની કોમની સેવા સારી કરે છે. બારડોલીની વીરાંગના બ્હેનોએ સરકાર સામે સત્યાગ્રહની લડતમાં બરાબર ભાગ

લીધા છે. પ્રજાની ખાતર તનમનધનથી મદદ આપનાર એ મણીબ્હેનને તો પ્રજા દેવી તરીકે પૂજે છે. ત્યાંની બ્હેનો પુરૂષવર્ગ જેલમાં જાય તો ખેતી કરવા તૈયાર થઇ હતી.પતિઓને પ્રોત્સાહન પ્રેરતી અત્યારે નવયુગને આવીજ સ્ત્રીઓની જરૂર છે... ગ્વાલીઅરનાં મહારાણી પણ અત્યારે એ સ્ટેટનો રાજ્યકારભાર ચલાવી રહ્યાં છે, કારણ કે તેમના કુમારની વય નાની છે. સરકારે રાજકારભાર કરવા નીમેલી કાઉન્સીલના રાણીસાહેબ પ્રમુખ છે અને દક્ષતાથી પોતાનો એ હોદ્દો પોતે સંભાળે છે.... મુંબાઈમાં દક્ષિણી સ્ત્રીઓની એવી એક નાટક મંડળી નીકળી છે જેમાં સ્ત્રીઓજ પુરૂષનું પાત્ર ભજવે છે. ચીનમાં પણ સ્ત્રીઓએ પુરૂષો સાથે એ બાબતમાં હરિફાઇ માંડી છે.

આપણે ઘણીવાર સાંભળ્યું છે કે સ્ત્રીનું રાજ્ય તે ગૃહ છે, અને તેનું કાર્યક્ષેત્ર પણ ગૃહ છે; અને કુટુંબ તથા ગૃહમાં જો બરાબર ધ્યાન આપે તો બીજું કાંઇ પણ કરવાનો તેને અવકાશ નથી. આ સત્ય છે પણ પૂર્ણ સત્ય નથી. દરેક સ્ત્રી પોતાનું ગૃહ આદર્શ રીતે ચલાવે તે ઘણું જ ઇચ્છવાજોગ છે. ગૃહની સુંદર ભાવના પણ તોડવા જેવી નથી છતાં પણ વિચાર કરતાં આપણે જોઇ શકીએ છીએ કે ઘણીવાર સ્ત્રીઓને ગૃહકાર્ય ઉપરાંત બીજાં કાર્યો કરવાનો વખત મળી શકે છે. સૌ. શારદાબ્હેન અને વિદ્યાબ્હેન તેમનાં ગૃહકાર્યો ઉપરાંત અનેકદેશીય સેવા કરી રહ્યાં છે. કેટલીક સ્ત્રીઓ તો ગૃહકાર્ય વિનાની હોય છે. ખરેખરા ઉપયોગી સાંસારિક કાર્યોમાં તો બહુ થોડીજ બ્હેનો રોકાયલી હોય છે. બાળકોની માતાઓ પણ બાળકો મોટાં થયાં પછી આવા જાહેર કાર્યોમાં સારો રસ લઇ શકે. આપણે ત્યાં અત્યારે અનેક બાળવિધવાઓ પડી છે જેમનાં જીવનો તદન નીરસ અને ઓશીઆળાં થઇ ગયાં છે. કેટલીક બ્હેનો એવી પણ છે કે જે માતાજ ન થઇ હોય એટલે-જેને બીલકુલ સંતતિ જ ન થઇ હોય અને માત્ર પતિ સિવાય બીજાનું સંભાળવાનું ના હોય. આવી બ્હેનો સેવા વધારે કરી શકે, આ ઉપરાંત ઘણીવાર સાંસારિક રીતરિવાજોમાં આપણો સમય નકામો જાય છે. નાના નજીવા એવા રિવાજોને તિલાંજલી આપી આપણા અમુલ્ય સમયનો સદુપયોગ કરતાં આપણે શીખવાની જરૂર છે. સ્ત્રીઓએ પણ ખાસ સંભાળ રાખી ગૃહકાર્ય ટુંકા વખતમાં સારી રીતે કેમ થાય એ વિચારવું જોઇએ. બાળઉછેરમાંથી વખતની કાપકુપ સ્હેજ પણ કરવાની નથી; કારણ કે આ ઉછેર ઉપર તો ભવિષ્યની પ્રજાનો આધાર રહ્યો છે.

અત્યારે આપણે ત્યાં ચારે તરફથી દાવાનળ સળગે છે. બાળલગ્ન લાજ-પડદા, દેવીહાંસી અને અશિક્ષા, જ્ઞાતિ બંધનો, એવા કુરિવાજો દૂર કરવા જોઇએ. સ્ત્રીઓનામાં પ્રેમ-ભાવ વિશેષ છે તેથી માતાના કર્તવ્યો ઉપરાંત સમાજની સેવા સારી કરી શકે. તમામ પ્રાણી ઉપર પ્રીતિ રાખવી, સંકટનું નિવારણ કરવું, નિરાધાર બ્હેનોની સેવા કરવી, એવું એવું ઘણું આપણે કરી શકીએ. અત્યારે સ્ત્રી-શિક્ષિકાઓ, સ્ત્રી-ઉપદેશકો, સ્ત્રી-ડૉકટરો, સુતિકાઓ અને પરિચારિકાઓની જરૂર છે. ઘણીવાર બધા પ્રશ્ન કરે છે કે આગળના વખતમાં સેવા ન હતી! અત્યારે જ કેમ આ પ્રશ્ન કેમ ઉઠ્યો છે? તો મ્હેં ઉપર જ કહ્યું છે તેમ જુદા જુદા યુગના જુદા જુદા ધર્મો છે અને હાલના જમાનામાં સ્ત્રીઓએ ઘેર બેસી રહેવું પાલવે તેમ નથી.

સ્ત્રીઓએ તન મન ધનથી સેવા કરવી. ગરીબોની સેવા કરવી. તેમનાં ઘરો વપાસવાં. મીશેમાં જઇ તેમનાં બાળકોની સંભાળ લેવી, ગંદા હોય તેમને સુઘડ બનાવવાં. ગામ બ્હાર તેમને માટે હવા-

ખાવાના સ્થળો રાખવાં, તેમને માટે હવાખાના, ઉદ્યોગગૃહો કાઢવાં.

વિધવાઓની સ્થિતિ પણ સુધારવાની છે. તેમના ગુજરાન માટે સ્વતંત્ર ધંધો કરવાની છૂટ તેમને મળવી જોઇએ. તેમની આર્થિક સ્થિતિ સુધરે તો જ સામાજિક સ્થિતિ સુધરે. વિધવાઓને સંસ્કારી કરવી, ઉત્સાહી કરવી, અને તેમની સેવાનો લાભ લેવો. વિધવાઓનાં જીવન પણ પ્રભાવશાળી થવા જોઇએ.

અનાથો અને અશક્તોની સેવા પણ કરવા જેવી હોય છે. આપણા દેશમાં અનાથાશ્રમો તથા બાળાશ્રમો વધતાં જાય છે; આ સંસ્થાઓની ઉત્તમ વ્યવસ્થા માટે સ્રી-ઓએજ તૈયાર થવું જોઇશે. 'માંદાની માવજત કરનારી નર્સો ઉપર દેખરેખ રાખવા તથા હૉસ્પિતાલના દરદીઓની મુલાકાત આપવાના કામ ઉપર પણ સ્રીઓની જ લાયકાત વિશેષ છે.'

શહેરમાં બાળકોને ચોક્ખાં દૂધ મળતાં નથી. બાળકોનું જન્મપ્રમાણ ઘટતું જાય છે. આ વગેરે ઘણાં દુઃખોમાં સ્રીઓ સહાય કરી શકે. સ્રીકેળવણીના સંબંધમાં પણ લોકમત કેળવવાનું કામ સ્રીઓ જ કરી શકે. સારી સંસ્થાઓનું સ્થાપન પણ કરી શકે.

શ્રીમતી મણીબ્હેન કારા આજકાલ પાચ વર્ષથી નાયગામ તથા તારદેવ ઉપરની મજુર ચાલોમાં મજુર બાળકોના શિક્ષણનું કાર્ય કરતાં હતાં. તે બ્હેન હાલમાં મજુર સેવાની દષ્ટિએ વધુ અભ્યાસ માટે વિલાયત ઉપડી ગયાં છે. રાષ્ટ્રજીવનના આ પ્રકારનાં કાર્યો આપણે જલદી હાથમાં લઇ લેવાં જ જોઇએ. અમદાવાદનાં અનસુયા બ્હેન પછી આ કાર્યની દષ્ટિએ મણીબ્હેન બીજાં ગુજરાતી બ્હેન કહી શકાય.

મુંબાઇમાં અનેક આશ્રમો અને સંસ્થાઓ સ્રીઉપયોગી કાર્યો કરી રહ્યાં છે. મોટા શહેરોમાં સંસ્થાઓ છે પણ કેળવાયલાં, સમાજ સેવાનું શિક્ષણ પદ્ધતિસર પામેલાં બ્હેનોની માગણી દિનપ્રતિદિન વધતી જાય છે. હાલમાં ઘણી બ્હેનોએ કૉલેજ તથા સ્કુલનો અભ્યાસ પૂરો કર્યો હોય પણ સમાજ-સેવાનું શિક્ષણ તેમને મળવું જોઇએ. અને આ માટે વર્ગો ખોલાવા જોઇએ.એક વર્ગ મુબાઇમાં છે અને સમાજની સ્થિતિ સુધારવા માટે ત્યાં ભાષણો થાય છે, જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લેવાય છે તેમજ બીજી અનેકદેશીય સેવાની તાલીમ આપવાવામાં આવે છે.... 'વનિતા વિશ્રામ' 'સેવાસદન' 'આર્યસમાજ' 'મહિલામંડળ' 'ભગિની સમાજ' 'મહિલા વિદ્યાલય' 'હિન્દુ સ્રીમંડળ' વિગેરે સ્રી સંસ્થાઓ સ્રીઉપયોગી કાર્ય સારૂં કરે છે.

આપણી બ્હેનોને જે આધુનિક કેળવણી મળે છે તેમાં પણ સુધારો થવો ઘટે છે. માત્ર પુસ્તકજ્ઞાન-ઉપલકીયા કેળવણીજ અપાય છે. સંગીન કેળવણીજ તેમને નથી મળી શકતી. નથી તે ધાર્મિક શિક્ષણનો વિચાર કરતી, નથી સામાજીક આદર્શ ઘડી આપતી કે નથી કુટુંબવ્યવસ્થા ચોક્કસ કરી આપતી. આમ આદર્શહીન અને ઉપયોગશુન્ય કેળવણી કેવલ એક બહારની શોભારૂપજ નીવડે છે. સ્રી અને પુરુષમાં ભેદ છે, એ ખરૂં; છતાં સંસારમાં અને સમાજમાં બન્નેની જવાબદારી સરખીજ છે, તેથીજ બન્નેના રસ કુટુંબમાં સરખાજ હોવા જોઇએ, બન્નેની આશા, આકાંક્ષા, જોખમ અને ચિંતા સરખાંજ હોવાં જોઇએ, તોજ સ્રી સહધર્મચારિણી થઇ શકે.

આવી સહધર્મચારિણી બનવા માટેની કેળવણી તેજ આજની સારી કેળવણી હોવી જોઇએ. ઉપરનો ઓપજ નહિ પણ જે કેળવણી સ્રીને પોતાની જોખમદારી ઓળખવાની શક્તિ આપે ને કુટુંબની તેમજ દેશની (જરૂર પડયે) જવાબદારી ઉત્સાહથી વહોરી લઇને બાહોશીથી તે પાર પાડવાની યોગ્યતા લાવે, આ પ્રકારનો સામાજીક દરજ્જો જ્યારે સ્રીઓને મળશે ત્યારેજ સ્રીઓની ઉન્નતિ થશે.

સ્ત્રીઓ અદાલતોમાં, મ્યુનિસિપાલીટીમાં લોકલ બોર્ડોમાં, કાઉન્સીલોમાં, કોન્ગ્રેસોમાં બનતી સેવા અર્પણ કરી શકે છે. આ યુગમાં ઘણી કુમારીકાઓ રહેવા ઇચ્છે છે, અને જો દેશકલ્યાણની ખાતર, રાષ્ટ્રસેવા ખાતર એવી બ્હેનોનો સંઘ થાય, સેવાની મહત્વાકાંક્ષા તેમનામાં જાગે, તો ઉત્તમ કાર્ય થાય. જીવન સહચરી અને પ્રજાજનની તરીકે હિન્દની મહિલાઓ ભાવનાની સમીપ વધારે આવે તો અત્યારે પોતાને ઉચિત સ્થાનેથી ભ્રષ્ટ થયેલું સ્ત્રીત્વ, આપણી પૃથ્વીજૂની સનાતન લોકભાવનાઓના શ્રેષ્ટ તત્ત્વોની સાથે પશ્ચિમની વર્તમાન ભાવનાઓમાથી શોધી કાઢેલાં જરૂર પૂરતાં શ્રેષ્ઠ તત્ત્વોને લઇ, આ દ્વિગુણિત સંસ્કારથી નૂતન સ્ત્રીત્વ પ્રગટ કરશે. નવિન હિન્દની નવીન મહિલા હિન્દદેવીની યૌવન પામેલી મુર્તિનો સાક્ષાત્કાર કરાવશે.

વીસમી સદી એટલે સ્વાતંત્ર્ય-યુગનું મંગલ પ્રભાત. બધાયે દેશો અત્યારે પ્રગતિ કરે છે અને આપણે સતી સિતા, દ્રૌપદી, સાવિત્રી, દમયંતી—એમના સંતાનોજ અંધારામાં પડી રહીશું ? જ્યાં સુધી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો વિકાસ ન થાય ત્યા સુધી માનવતાનો વિકાસ પૂરો ના થાય. સ્ત્રી એ પુરૂષનું માત્ર નિર્બલ અંગ નથી. લગ્નના રિવાજમા પણ સ્ત્રીની પસંદગી જોઇએ. માબાપો બાળકોને પરણાવવાની જેટલી ઉત્કંઠા રાખે છે તેથી અડધીએ એમના વિકાસને માટે રાખતા હોય તો આપણા દેશનું ભાવિ જરૂર જલદી ફરે. જ્યા સુધી પુત્ર પુત્રી વચ્ચે કેળવણીના સરખા પ્રકાર નહિ થાય ત્યાં સુધી સમાનતાની ભાવનાનો પુરેપુરો વિકાસ ન થાય. દરેકને પોત પોતાના ઐચ્છિક વિષયો વરિકે ભલે શીખવાય પણ સામાન્ય કેળવણી તો સરખીજ હોવી જોઇએ. શારીરિક કેળવણીની પણ જરૂર છે. હાલની કેળવણી જે પદ્ધતિપર રચાઇ છે તેમાં દેશના આદર્શને પોષે એવું મનુષ્યત્વ ખીલવવાના ગુણો નથી. એથી નથી વિદેશની સંસ્કૃતિ સમજાતી કે નથી અહિંની સંસ્કૃતિ કેળવાતી. પ્રો. કર્વે સ્થાપિત મહિલાવિદ્યાલયમાં ગૃહકેળવણીના કેટલાક વિષયોને પણ કન્યાઓના અભ્યાસક્રમમાં ઇચ્છવા યોગ્ય સ્થાન અપાયું છે. સંગીત, ગૃહવ્યવસ્થા, ચિત્રકલા વગેરે વિષયોનું ઉંચું જ્ઞાન ત્યાંના શિક્ષણને અંગે પ્રાપ્ત થયું છે. એ સ્ત્રી કેળવણીના ભવિષ્યનું સુચિન્હ છે.

આ ઉપરથી આપ બધાં સમજી શક્યાં હશો કે આધુનિક સ્ત્રી ( The modern woman ) એટલે કેવી સ્ત્રી અત્યારે છે, અને જે નવયુગ આવતો જાય છે તે વખતે એની ઉન્નતિ કયે રસ્તે થશે. પશ્ચિમના નવા વેગે આપણા સ્ત્રીત્વ ઉપર કેવી અસર કરી છે અને હજીયે કરે છે એ પણ તમને સમજાયું હશે. આ જમાનામાં સ્ત્રીઓએ કેવી જાતનાં કાર્યો કરવાનાં છે તે પણ જોયું. તો હવે તમને સર્વેને વિનંતિ કરવાની કે તમ્હે બધાં પણ કંઇક તમ્હારાથી યથાશક્તિ બને તે કરવા તત્પર થાવ. તમ્હારાં બાળકોને પણ તૈયાર કરો. જાહેર જીવનમાં વિશેષ ભાગ લેતાં થાવ; જો કે તે ઉપરથી એમ સ્હેજ પણ ના સમજશો કે ગૃહજીવન આપણે છોડી દેવાનું છે. અત્યારે પણ આપણે જોઇએ છીએ કે મંજુરવર્ગમાં ગુજરાન માટે ઘણી સ્ત્રીઓ ધંધો કરે છે, મીલમાં જાય છે, ખેતીમાં કામ કરે છે; ઉંચી કોમમાં શિક્ષિકાઓ, નર્સો, ડૉક્ટરો થાય છે, અને આ બધાં ઘણાં ઉપયોગી થઇ પડે છે. જેમને કુટુંબજંજાળ વિશેષ હોય તે ભલે થોડો ભાગ લે, બાકીનાં તો સારી રીતે બહાર આવી શકે. જો કે અત્યારે સ્ત્રીઓનું જાહેરજીવન નિરાશાજનક નથી એ આનંદની વાત છે. આશાનાં સૂર્યનાં કિરણો નિરાશાનો અંધકાર ભેદી રહ્યાં છે અને આજે આધાર લઇને ફરી થતી સ્ત્રીઓ કામે એકલી ચાલી શકશે.

રા. મુનશી હાલના નારીજીવન માટે લખે છે કે–' એના સ્ત્રીત્વમાં પુષ્પની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. તેમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માન્ધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. તેમાં પુરૂષના સમાન થવાની હોંસ છે; છતાં પુરૂષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે. નવા નવા ઉલ્લાસો છે; છતાં દુઃખ સહન કરવાની હિંમત છે; અને પુરૂષો અને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે...એના કૌટુમ્બિક જીવનમાં સ્વચ્છન્દ નથી. અને સંકોચ પણ જતો રહ્યો છે...ઘેર ઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે."

આપણી સ્ત્રીઓ આદર્શ પુત્રીઓ થાય, આદર્શ ગૃહરાણીઓ થાય, સર્વેને કલ્યાણરૂપ થાય, તેમના પતિની સાચી સહધર્મચારિણી થાય, બાળકોની સાચી માતા થાય, આપણા દેશના ઉદ્ધારની પ્રેરક બને, એમ આપણે ઇચ્છા રાખી શકીએ.

એક બ્હેન લખે છે. 'આંખ આગળ દ્રૌપદી સમી પ્રતાપી આર્યકુળની અધિષ્ઠાત્રીઓની હાર ઉભી થતી દેખાય છે. નુરજહાં સમી સમ્રાજ્ઞીઓનાં અનેક રૂપે દર્શન થાય છે. સીતારામ જેવાં અખંડ અને અદ્વિતીય પ્રેમી જોડલાંઓ અવતરતાં લાગે છે. મી. ને મીસીસ બ્રાઉનીંગ સમો સાહિત્યમાં સહચાર, મી. ને મીસીસ પાલ રિશાર સમો યોગમાં એકતાર, મી. ને મીસીસ સીડની વેબ મજુર પ્રવૃત્તિનાં ઉપાસકોનાં અવતારો આપણી નવસંસ્કૃતિને જન્માવશે ને પોષશે, ત્યારે સરસ્વતી સદેહે અવતાર લેશે. લક્ષ્મીદેવીના વાસ સદૈવ થશે ત્યારે જોન સમી વીર બાળાઓ પાકશે, સાવીત્રી સમી મૃત્યુને ડરાવે એવી તેજસ્વી પત્નીઓ થશે અને ત્યારે પ્રેમ સંસ્કૃતિને જીવનનો ઉત્કર્ષ સાધતી નારીઓ અને તેમને અનુરૂપ નરો પાકશે. સ્ત્રીપુરૂષોના અંતરની એકતા સધાશે અને ત્યારેજ નવયુગ ને નવસંસ્કૃતિની સ્થાપના થશે.'

## ખાદી પ્રેમ.

લેડી રામનાથ (જન્મે અમેરીકન અને સર રામનાથને વરેલાં) નો પ્રેમ ગાંધીજી અને તેમની ખાદી પ્રત્યે ઉભરાઇ જાય છે. તેઓ બ્જારનામાં રામનાથ ગર્લ્સ કોલેજનાં પ્રમુખ અને પ્રિન્સિપાલ છે. જાણે અમારી રાહ જોઇને જ બેઠાં હોય તેમ અમારી પાસેથી પોતાના પોશાક તથા બીજા ઉપયોગ માટે રૂ. ૫૦૦ થી વધુની ખાદી લીધી. તે તેમણે કોલેજની વિદ્યાર્થીનીઓને પણ બતાવી તેનું રહસ્ય સમજાવ્યું. આથી તેમના આમંત્રણ મુજબ જ્યારે અમે તેમની કોલેજમાં પ્રદર્શન લઇ ગયા ત્યારે ત્યાંનું વાતાવરણ અને વ્યવસ્થા અદ્ભુત જોયા. બધાં પ્રદર્શનના દિવસ માટે ઉત્સુક હતાં. પ્રદર્શન ગોઠવાયા પછી કોલેજની શિક્ષિકાઓએ આખા પ્રદર્શનનો કબજો લઇ લીધો. કેટલીક વેચાણ પર ગોઠવાઇ ગઇ, કેટલીક વ્યવસ્થાપિકા બની અને બાકીની વારાફરતી પોતપોતાના વર્ગની છોકરીઓને સાથે ફેરવી ચીજો બતાવતી ગઇ, અને જેને જે પસંદ પડે તે અપાવી વ્યવસ્થાપિકા પાસે મોકલતી ગઇ. કેટલીક વિદ્યાર્થીનીઓ સીપાઇ બની દરવાજે ઉભી. લેડી રામનાથ આખો પ્રદર્શનમાં ફરતાં રહી ખાદીનાં પ્રતિનીધિ બન્યા. ખરીદનારાઓમાં પ્રેમ અને હરિફાઇ જામ્યાં. આમ અઢી કલાકમાં રૂા. ૨,૦૭૫ ની ખાદી વેચાઇ ગઇ. અને આ કંઇ ક્ષણિક ઉત્સાહ નહોતો. આ બાઇએ બારડોલીથી નમુના ખાતર રેંટીઓ–ચરખો અને પીંજણ મગાવી લીધાં છે. તે ઉપરથી હવે નવા બનાવરાવશે અને કૉલેજના અભ્યાસનો એક વિષય બનાવશે. આપણા ચરખાસંઘના શિક્ષણ વિભાગ તરફથી માણસ મોકલી આ કૉલેજને મદદ કરાય તો રેંટીયા અને ખાદીનાં સુંદર બીજ બ્જારનામાં વવાશે એમ હું માનું છું. ( ખાદી પત્રિકા ).

# આંબન મ્હોરીયાં.

લેખક: રા. રામમોહનરાય જસવંતરાય.

સા...હેલી રે, આં...બન મ્હો...રીયાં :
મ્હોર્યાં મ્હોર્યાં રે, રૂડાં ભરતવાડીનાં રસાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

એ રે તરુવર વીરનર રોપીયાં :
રોપ્યાં રોપ્યાં રે, તપ-પ્રેમ-પુણ્યાં ઋષિબાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

સતી સાધ્વીએ જીવન, સીંચીયાં :
સીંચ્યાં સીંચ્યાં રે, સેવા-ભક્તિ ભર્યાં જળ-વ્હાલ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

લીલાં પલ્લવ પરિમળ ફાલીયાં :
ફાલ્યાં ફાલ્યાં રે, ફૂલ દિવ્ય ઘણાં એની ડાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

અણમોલાં અમ્મરફળ પાકીયાં :
પાક્યાં પાક્યાં રે, રસગીરકાં વૃક્ષની માળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

ક્યારે પુણ્યસુધામધુ રેલીયાં :
રેલ્યાં રેલ્યાં રે, જગપાવન કરુણાજુવાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

પંખી દેશવિદેશનાં આવીયાં:
આવ્યાં આવ્યાં રે, પાડ્યાં આશ્રમ કુંજ વિશાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

સરી ત્યાં હરિબંસરી રંગમાં :
રંગ્યાં રંગ્યાં રે, દશદિશ શાં હૃદય ઉજાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.

સોહ્યાં સકળ સર્જન એની છાંયમાં:
છાયાં છાયાં રે, ભૂત-સાંપ્રત-ને ભાવિ-કાળ;
સાહેલી રે, આંબન મ્હોરીયાં.




લેખક : રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

કોડીનાર માર મારી જાય રે,
ઓખાના વાઘેર
કોડીનાર મારી મારી જાય.

× × ×

એનો બેલી એલો દાતાર થાય રે,
ઓખાના વાઘેર
કોડીનાર માર મારી જાય.

ધી...ર...બાં...ગ ધી...ર...બાં...ગ...... કોડીનારમાં નાળું છૂટી. આખું કોડીનાર આ અવાજથી જાગી ઊઠ્યું.

ઓખાના વાઘેરો કોડીનાર પર તૂટી પડયા છે. એ સનસનાટી ઘેરેઘેર પહોંચી ગઇ.

વ્યાપારીઓ અવેજ દાટવા મંડયા. કાટિયાવરણ તલવાર લઇને બહાર નીકળવા મંડયો, અને ઠેરઠેર શૂરવીરતા પ્રગટી હોય એમ સિંધુડો અને શુંબિયો સંભળાયા.

શેરીએ શેરીએ પડાપંડી, દોડાદોડી, અને ઘોડાઓના ડાબલાના અવાજ સંભળાયા. "મારો...કાપો"......એ સિવાય કોડીનારમાં બીજું અત્યારે કંઈ સંભળાતું ન હતું.

ઓખાના વાઘેરનું નામ એ જ એક પ્રકારની ભીતિનું કારણ હતું. જેના જેના દિલમાં સહેજ પણ બીકને સ્થાન હતું એવા લોકો ઘરનાં બારણાં બંધ કરી ઘરમાં ભરાયા. કોઇ કોઠી પછવાડે, કોઇ ડામચિયા નીચે, કોઇ ઘાસની ગંજીમાં, એમ જેને જ્યાં સગવડ મળી તે ત્યાં સંતાયાં.

વીજળીના ઝબકારા થતા હોય તેમ સવ સ્થળે વાઘેરોની તલવાર ચમકી રહી. મૂળુ માણેક, જોધો માણેક, અને દેવુ માણેકની ત્રગડી જ્યાં હોય ત્યાં સામે ઝીક ઝાલવી એ કંઇ સામાન્ય કામ ન હતું. વાઘેરોના મુકુટમણિ સરીખા એ ત્રણે, વીરતાની સાક્ષાત મૂર્તિ હોય તે પ્રમાણે, પોતાના સાથીઓ સહિત કોડીનાર ઉપર તૂટી પડયા. ધીંગાણું મચ્યું. કોડીનાર પણ ઘડીકમાં દબાઇ જાય એવું ન હતું. એના શૂરવીરો, એના યુવાનો, અને એનો કાટિયાવરણ વાઘેરોની સામે થયો. ઠામ ઠામ તલવારોની ઝડી જામી; અને વાઘેરોને એક ક્ષણ વિચાર થઇ પડયો કે કોડીનાર લૂંટવું એ જેટલું સહેલું લાગતું હતું તેટલું સહેલું નથી. કોડીનાર આટલો બધો સામનો

કરશે એવું વાઘેરોને સ્વપ્નું પણ ન હતું. કોડીનારના રક્ષકો આટલી વીરતાથી ઝૂઝશે એનો એમને ખ્યાલ સરીખો પણ ન હતો. નાઘેર પ્રદેશ એટલે માત્ર ખાવાપીવામાં રસિયો પ્રદેશઃ એ કલ્પના વાઘેરોએ કરી હતી. પણ એ રસિક પ્રદેશ કેટલો શૂરવીર છે, એની પ્રતીતિ તો એ લોકોને આજે જ થઇ.

મોઢા પર યુવાનીની ટશરો ફૂટે એવા જુવાનિયાઓ વાઘેરની તલવાર સામે બહાદૂરીથી તલવારો લઇને ઊભા રહ્યા. આખા ય કોડીનારમાં કોડીનારનું નાક ન જાય એટલા માટે શેરીએશેરીએ પડકારા કરી યુવાનિયાઓ પ્રજામાં વીરરસ રેડી રહ્યા.

કાયા જાજો સાબદી,
નાક મ જાજો નખ;
પાળી મ જાજો પાવળું,
લોહી વહ્યાં જાય મણ લખ.

વાઘેરોના લખમણિયો બ્રાહ્મણ અને ઝવેર સાંઢી ઊઘાડી તલવારે પોતાના સાથીઓ સહિત કોડીનારની શેરીએશેરીએ ઘૂમી વળ્યા. ઝાંપે મૂળુ માણેક અને દેવો માણેક ખાંડાના ખેલ ખેલી રહ્યા હતા. આ રીતે કોડીનાર વાઘેરોના હાથમાં લગભગ આવી ગયા જેવી સ્થિતિ ઊભી થઇ ગઇ. જે મોતને હાથમાં લઇને ફરે છે, મોતનાં ખાંપણ જે માથે બાંધે છે, એવા મરણિયા બારવટિયા હંમેશાં વિજયી નીવડે છે. જ્યાં જ્યાં મોતનો ભય ત્યાં ત્યાં હાર; અને મોત હાથમાં લીધું એટલે જીત સામે આવીને ખડી રહે. મૂળુ માણેક મોતને હથેળીમાં જ રાખતો, એટલે એની તલવારનો વેગ બીજી તલવારો કરતાં બમણો હતો.ઊભી લણણીનો પાક ખેડુત લણે એ પ્રમાણે એની તલવાર જ્યાં જ્યાં પડતી ત્યાં ત્યાં માથાની ખાતરણીઓ ભરાતી.

આંખના પલકારામાં વાઘેરો મશાલો નીવડ્યા, અને 'કોડીનાર મરાયું' એવા જયધ્વનિ લખમણિયાએ કોડીનારની શેરીએશેરીએ કર્યો. કોડીનારમાં હામહામ વાઘેરોની લૂંટ ચાલી એની ખૂમ ઊઠી. લોહાણા લત્તામાં વાઘેરો આવ્યા છે એ બીકે નાસભાગ થઇ.એક સોળ વર્ષનો જુવાન લડતો લડતો પીઠ ફેરવીને ઘર તરફ આવ્યો.

"મા ! બારણાં ઊઘાડ ! જલદી બારણાં ઊઘાડ ! "

"કોણ ? રત્નો ! ?" માતાએ ડેલીમાંથી અવાજ કર્યો.

"અરે ! ઊઘાડ ! જલદી ઊઘાડ ! વાઘેરો પછવાડે દોડ્યા આવે છે." રત્નાએ શ્વાસોશ્વાસ ચાલતી મુખની ધમણમાંથી ધ્રુજતે સ્વરે શબ્દો ઉચ્ચારી બારણાં ખૂબ ઠોક્યાં.

માતાએ ડેલીનું અરધું બારણું ઊઘાડ્યું અને પોતે આડી ઊભી રહી.

"કેમ ? રત્ના ! આમ ધીંગાણામાંથી પાછો કેમ આવ્યો ?" આંખ ફાડીને મોતી માએ પોતાના દીકરા સામે જોયું.

"અરે ! મા ! ઘરમાં ચાલ, ઘરમાં ચાલ. મૂળુ માણેક શહેરમાં ધસ્યો આવે છે." રત્નાએ પોતાની પાછળ બીતિમાં ને બીતિમાં જોયું.

"રત્ના ! આટલો બધો કંપે છે શા માટે? ભલા માણસ ! મરવું તો એક વખત છે જ. મોતને માટે બીવું એ તો નામરદાઇ છે."માતાએ ધ્રુજતા દીકરા સામે એક ગુસ્સાભરી દૃષ્ટિ ફેંકી.

"મા ! મા ! વાત કરવી હોય એ ઘરમાં કરજે. ઠપકો આપવો હોય એ ઘરમાં આપજે. પણ ઘરમાં ચાલો."

"એ ન બને. તારા જેવા જુવાનજોધ દીકરાને આવે પ્રસંગે ઘરમાં સંઘરું તો આ મોતીનાં દૂધ લાજે. જા ! વાઘેરો તને મારી નાખે તો મરજે; પણ આવીરીતે કોઇ દિવસ પીઠ દેખાડીશ મા."

મોતી માની આંખ લાલ થઇ. એ વીરાંગનાનાં વીરતેજ દીકરો ઝીલી શક્યો નહિ.

"મા ! મા !........."

"'મા ! મા !' શું કરી રહ્યો છે ! ધીંગાણામાંથી પાછો ફરે એવો દીકરો મોતીનો હોય ? નવ માસ પેટમાં સેવ્યો એનાં આ પરિણામ હોય ? જેવો આવ્યો તેવો ધીંગાણે પાછો જા."

" પણ, મા ! વાઘેર આવ્યા........"

" રત્ના ! તું આવો બીકણ પાક્યો એ તો મને આજે ખબર પડી. મોતીના દીકરા મોતી જેવા થવા જોઇએ. જા...જા... ધીંગાણે જા. "

" અરે ! મા !........... "

" હું તારો એક પણ શબ્દ સાંભળવા માગતી નથી. મારા ઉદરમાં નવ માસ પાકેલ મારો દીકરો જો ગામ ભંગાતું હોય અને ઘરમાં સંતાઈ રહે તો મારૂં ઉદર લાજે, મારૂં સાસરિયું લાજે, મારાં પિયરિયાં લાજે, મારી જાત લાજે, અને મારી જનમભોમકા લાજે. રત્ના ! તને શરમ નથી આવતી ? કહું છું કે જા ! "

રત્નાએ વીરમાતાની આંખો સામે જોયું. એ આંખોમાંથી અત્યારે તેજ વરસી રહ્યું હતું. સૂરજનાં કિરણો સામે જો મીટ માંડી શકાય તો અત્યારે આ આંખ સામે આંખ ઠરી શકે.

એટલામાં તો પાસેની શેરીમાં જ બુંબિયો ઢોલ સંભળાયો. ઢોલને ધબકે આ વીરાંગના ગાજી ઉઠી :

" રત્ના ! તું પથ્થર પાક્યો હોત તો ય કિલ્લાની અંદર જડાઇને દેશને આવે પ્રસંગે ઉપયોગ આવત. વિચાર શું કરી રહ્યો છે ? દોડ ! દોડ ! જો ! બુંબિયો વાગ્યો ને સિંધુડો સંભળાય છે. વાઘેરને હાથ બતાવ, અને બતાવી આપ કે કોડીનારનું પાણી પીનાર એક સોળ વર્ષનો જુવાન શું કરી શકે. "

રત્નાએ જોયું કે મોતી મા ઘરમાં નહિ જ પેસવા દે. એણે બચાવ માટે આજુબાજુ જોયું. એની આંખો ઉપરથી મોતી મા જાણી ગઇ કે હજુ એને પાનો ચડ્યો નથી.

" રત્ના ! તારી તલવાર મને આપી દે. તારૂં કલંક હું ધોઇ નાખીશ. પરદેશ ગએલો તારો બાપ તારી આ નામરદાઇ વિષે સાંભળશે ત્યારે એને કેટલું દુઃખ થશે ? લાવ ! તલવાર લાવ ! અથવા જા, અને ધીંગાણામાં જીત મેળવજે, કાં ખપી જજે. આમ ભાગીને તારૂં મોઢું મને પાછું બતાવીશ મા. તારા જેવાની મા કહેવરાવવા કરતાં વાંઝણી રહેવામાં હું મગરૂબી માનીશ. જા ! કહું છું, જા ! " મોતી માએ વીરાંગનાના તેજથી શબ્દબાણે રત્નાનુ દિલ વીંધ્યું.

રત્નો ન છૂટકે તલવાર લઇ પાછો દોડ્યો, અને માતા એની પછવાડે જોતી જોતી થોડી વાર ત્યાં જ પથ્થરની પ્રતિમા જેમ ભીંતમાં જડાઇ રહી હોય એ રીતે ઊભી રહી. વીરતાથી એ ધગી ઊઠી હતી, અને રત્નાએ આજે એને વધુ ઉશ્કેરી મેલી.

[ ૨ ]

સાગરમાં જેમ ભરતીઓટ આવે છે એમ માણસના જીવનમાં પણ ભરતીઓટ આવ્યાં જ કરે છે. કોડીનારમાં દેવચંદ શેઠ એટલે નાઘેર પ્રદેશના લોહાણાઓના મુખી. દેવચંદ શેઠ પોતે ગર્ભશ્રીમંત, અને નાઘેરનાં ગામો એમને ત્યાં ઇજારે હોવાથી લક્ષ્મીની છોળ એને આંગણે ઊડતી. કુટુંબમાં પણ દેવચંદ શેઠનું કુટુંબ મોટું ગણાતું. ચાર ભાઇઓમાં પોતે મોટા હતા, અને દરેક પ્રકારે કોડીનારના મુખી અને શ્રીમંત ગૃહસ્થ તરીકે એમનું સન્માન હતું.

દેવચંદ શેઠની પત્ની મોતી એટલે આખાય કોડીનારની માતા. નાની ઉંમરે પણ પીઢ સ્ત્રીની માફક ઘરનો મોભો સાચવતી. દૂરદૂરના પ્રાંતમાંથી સારસ્વતો દેવચંદ શેઠનું નામ સાંભળીને આવતા, અને એ સર્વ મોતીના રોટલેથી સંતોષ પામતા. માતા જેમ પુત્રને વાત્સલ્યભાવથી જમાડે તેમ મોતી પોતાના કુળગોરને જમાડતી; અને એથી જ સારસ્વતો એને 'મોતી મા' કહેતા. જેનો રોટલો મોટો એનું નામ સ્વાભાવિક રીતે આખા ય પંથકમાં મોટું ગણાતું.

દેવચંદ શેઠે પોતાને ત્યાં ગીરની મલપતી સાત ભેંસો રાખી હતી. આખાં ય કોડીનારમાં દેવચંદ શેઠને ઘેરથી જેને જોઇએ તેને નિયમિત રીતે છાશ મળતી. છાશ આપવા માટે મોતી પોતે બેસતી. રૂપાની એક મોટી ગોળી ભરીને માંચી પર બેસતી, અને રંગિત સાંગામાંચી પર બેસીને પોતે સ્વહસ્તે રૂપાના કળશિયે કળશિયે છાશ આપતી. રોજ સવારમાં ઊઠીને મોતીની આ દિનચર્યા હતી. ગામની સ્ત્રીઓ છાશ લેવા આવે એની સામે મોતી મા અમીદૃષ્ટિથી જુએ, એનાં કુશળ–સમાચાર પૂછે, અને એનાં સુખદુઃખની વાત કઢાવી પોતે એની હાલત વિષે જાણકાર થાય. જે સ્ત્રી એને ગરીબ જણાય, જેની હાલત એને દુઃખી દેખાય, એને છાશ આપતી વખતે એ બાઇને ન ખબર પડે એ રીતે એના કળશિયામાં મુઠ્ઠી ભરીને રૂપાની કોરી નાખી દેતી. એ બાઇ જ્યારે ઘેર જાય ત્યારે જ એને ખબર પડે કે મોતી માએ છાશ સાથે કોરી નાખી દીધી છે. કેટલીક પ્રામાણિક બાઇઓ પાછી આવતી અને મોતી માને કહેતી કે છાશમાં કોરીઓ આવી ગઇ છે. મોતી એની સામું જોઇને હસતી અને કહેતી :

"દીકરી' એ કોરીઓ તારી જ છે. એ મણ બાજરો લાવીને કોઠીમાં નાખજે અને છોકરાંઓને ખવડાવજે."

હર્ષાશ્રુભરી એ ગરીબ સ્ત્રી પાછી ફરતી અને પોતાને મદદ કરનાર મોતી માને આંતરડીની દુવા દેતી. કોડીનારની સ્ત્રીઓએ પણ સારસ્વતોએ પાડેલું મોતીનું 'મોતી મા' નામ આ રીતે વધાવી લીધું; અને આખું ય ગામ એને 'મોતી મા' કહીને સંબોધતું.

મોતી માનો છાશનો દરબાર ભરાતો ત્યારે કોડીનારનાં અનેક કુટુંબોનાં સુખદુઃખની વાતો થતી. દુઃખીને દિલાસો આપવો, અને યુવાન વહુવારૂઓને સાચી સલાહ આપવી, એ મોતી માનું રોજનું કાર્ય થઇ પડતું; અને એ રીતે કોડીનારનાં અનેક કુટુંબનાં જીવનની મોતી મા સુખદાયિની માતા સમી બની હતી.

કોડીનારના કુટુંબજીવનમાં ભાગ્યે જ ક્લેશ દેખાતો, અને એ સુલેહશાંતિનું માન પુરુષવર્ગ મોતી માને જ આપતો.

મોતી માને ગરીબોની આશિષથી પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. પારણું ઝૂલાવતી ઝૂલાવતી મોતી મા કહેતી: "મને માતા બનાવનાર જો કોઇ પણ હોય તો તે કોડીનારની ગરીબ સ્ત્રીઓના આશીર્વાદ છે." પુત્રનું નામ 'રતનજી' પાડયું.

દિવસ પછી મહિના, અને મહિના પછી વર્ષો: એ રીતે રતનજી મોટો થતો ગયો. દેવચંદ શેઠને નાનપણથી તલવારનો શોખ હતો. ખાસ શિરોહીની તલવાર મંગાવીને એ કાઠિયાવરણ સાથે અનેક પ્રસંગે તલવારબાજી ખેલતો. પતિનો શોખ પત્નીમાં ઊતર્યો, અને પરિણામે મોતી પણ તલવારની પટાબાજીમાં કુશળ બની. દેવચંદ શેઠના ત્રણે નાના ભાઇએ વ્યાપાર અને ખેતી સંભાળી લીધેલ હોવાથી દેવચંદ શેઠે ઘોડાં ખેલવવાં, મેળાઓમાં જવું, તલવાર બાંધવી, અને પ્રસંગ આવે તો ધીંગાણું હોય ત્યાં જઇ હાથ બતાવવો, એ સિવાય બીજો કોઈ ઉદ્યમ કર્યો જ ન હતો. મોતીએ ગૃહિણી તરીકે વિકાસ સાધ્યો હતો; અને પોતાની ત્રણે દેરાણીઓ પર એને એટલો બધો ભાવ હતો કે એ ત્રણે એને મા સમાન ગણતાં. દેરાણીજેઠાણી તરીકેનો માદીકરી જેવો આ મીઠો સંબંધ કોડીનારમાં આદર્શ લેખાતો; અને જ્યારે કોડીનારની સુંદરીઓ ગૃહજીવનની ચર્ચા કરતી ત્યારે દેરાણીજેઠાણીના દૃષ્ટાંત તરીકે મોતી માના ગૃહજીવનનો દાખલો આપતી.

મોતી માને રોજ ઘરને ઓટલે બેસીને બહાર રસ્તા ઉપર દાતણ કરવાની ટેવ હતી. એક દિવસે એની દેરાણીએ કહ્યું કે "રોજ



ચિત્રકાર : ]   " આમ પોશાળમાંથી પાછો કેમ આવ્યો ? "   [ રા. ધુરંધર

L. M. PRESS, BARODA.

ઓટલે બેસીને દાતણ કરો છો એને માટે પાણીશેરડે ચર્ચા થાય છે."

"ચર્ચા થાય છે?" મોતી માએ હસતાં હસતાં એની દેરાણી સામે જોયું.

"હા; આજે જ મેં સાંભળી."

"શું સાંભળ્યું? મને કહે."

"બીજું તો કાંઇ નહિ; પણ અચરત શેઠાણી કહેતાં હતાં કે, 'મોતી મા આમ ઓટલે બેસીને દાતણ કરે એ ઠીક ન કહેવાય.'"

મોતી મા આ શબ્દો સાંભળીને હસી. એણે પોતાની દેરાણી સામું જોયું.

"અચરત શેઠાણી તો પોતે શેઠાણી જ છે એટલે એને જીવનની બીજી દિશાઓમાં સૂઝ પડે નહિ. એટલે એને આ પ્રમાણે દેખાય. પણ તને શું લાગે છે એ તો કહે?"

દેરાણી પોતાની મોભાદાર જેઠાણીનું તેજ ખમી શકે એવી ન હતી એટલે એણે તો ટૂંકમાં જ કહી દીધું કે:

"તમે કરતાં હો એમાં કંઇ પણ ભૂલ ન હોય એમ હું માનું છું; અને વળી અચરત શેઠાણીનો તો એવો સ્વભાવ જ છે કે પોતે કંઇ કરવું નહિ, અને બીજા કોઇ કંઇ કરતા હોય તો એને વિષે જેવી તેવી વાતો કરવી. આખા ય કોડીનારના પાણીશેરડા ઉપર અચરતની વાતો અચરત જેવી જ હોય છે. એક દિવસે તો એ એમ કહેતી હતી કે તમે છાશ આપો છો એમાં નવાઇ શી કરો છો? ઘી વેચીને છાશ આપો છો ના?"

"એની વાત સાવ સાચી છે. એ બિચારી શેઠાણી છે. એના જીવનમાં શેઠાઈ સિવાય એણે કંઈ જોયું નથી. હું તો માવતરે ગરીબ હતી. ગરીબાઇમાં ઊછરી છું. શ્રીમંત સાસરાં મળ્યાં; પ્રભુએ શ્રીમંતાઇ આપી; તો બની શકે એટલી ગરીબની સેવા કરવા માટે આ બધું કરૂં છું. તને ખબર છે? પૈસો તો આજ છે ને કાલ નથી; માટે પ્રભુએ જે તક આપી હોય એ તકનો સારો ઉપયોગ કરી લેવો જ જોઇએ."

"એ તો હું કયાં જાણતી નથી? હું પરણીને આવી તે દિવસથી જ જોયાં કરૂં છું કે તમે જેવો હાથ ઠારો છો એવી સોરઠની કોઇ પણ શેઠાણી નહિ ઠારતી હોય. મેં તો અચરત શેઠાણીને કહ્યું કે 'તમે મોતી માની પીઠ પાછળ વાતો કરો એના કરતાં તમે પોતે જાતે આવીને મોઢામોઢ પૂછવું હોય તે પૂછોને!'"

"ના, ના. એનો પ્રશ્ન સાચો છે. ઓટલે બેસીને દાતણ કરવામાં એને અજાયબી લાગે એ પણ સ્વાભાવિક છે. પણ ખરી વાત શી છે તે હું તને સમજાવું. આપણા ઓટલા પાસેથી પાણી–શેરડો જાય છે; અને લગભગ આખા ય કોડીનારની પાણિયારીઓ અહીંથી પસાર થાય છે; તથા દેવમંદિરે પણ દર્શને જનારી સ્ત્રીઓ અહીંથી નીકળે છે. એ બધાની હું કંઇક સેવા કરી શકું એ જ મારી દૃષ્ટિ છે. તારે જોવું હોય તો છાશ ફેરવવાનું નાનકડી વહુને સોંપી, કાલે હું દાતણ કરતી હોઉં તે વખતે તું આવજે, એટલે તને ઓટલે બેસવાનો હેતુ બરાબર સમજાઇ જશે. રૂપાની થાળી અને સોનાને ચમચે જમનારને શું ખબર પડે કે દુનિયામાં કેવા કેવા પ્રકારનાં દુઃખ છે!"

મોતી મા ને દેરાણી એ દિવસે પોતપોતાને કામે વળગ્યાં. બીજે દિવસે પ્રભાતે મોતી મા નિત્યનિયમ પ્રમાણે ઓટલે જ દાતણ કરવા બેઠી. થોડી વારમાં ત્યાંથી એક યુવતી પસાર થઇ. મોતી માએ એને ઇશારત કરીને બોલાવી.

"દીકરી કસ્તુર! કઇ તરફ જાઓ?"

કસ્તુર મોતી માએ બોલાવ્યાથી ઊભી રહી.

"મા! દર્શને જાઉં છું."

"દીકરી ! આજે સાડલો આવો કેમ પહેર્યો છે ?"

જવાબમાં કસ્તુર નીચું જોઇ ગઇ.

"મોતી મા ! ગરીબ સાસરૂં અને ગરીબ માવતર, એટલે સ્થિતિ કેવી હોય એ તો તમે સમજો છો. પહેરવાને આ એક સાડલો છે એ મારે પણ પ્રભુનો પાડ માનું છું."

"કસ્તુર ! જરા ડેલીમાં આવજે. તારૂં મારે કામ છે."

મોતી મા કસ્તુરને તેડી ઘરમાં આવી અને લુગડાંની એક ગાંઠડી છોડી કસ્તુર આગળ ધરી.

"દીકરી ! આમાથી તને મનપસંદ લાગે એ સાડલો લઈ લે; અને હવે પછી મંદિરે દર્શન કરવા જાય ત્યારે આ સાડલો પહેરી જજે."

કસ્તુરે એ રીતે સાડલો લેવાની આનાકાની કરી.

"લે ! લે ! હું તારી મા થાઉં છું. મા પાસે તો દીકરી સાડલો જરૂર માગે."

આ રીતે કસ્તુરને સાડલો આપીને વિદાય કરી.

ગઇ કાલની ગોઠવણ મુજબ દેરાણીએ આ બધી ક્રિયા જોઇ, અને કસ્તુરના ગયા પછી એ મોતી મા પાસે આવી.

"જેઠાણી ! એ કોણ હતું ?"

"એ નાથજી પંડ્યાની દીકરી કસ્તુર. બિચારીને બહાર નીકળવા માટે સાડલો પણ પહેરવા નથી, એટલે તેં જોયો એમ મેં એને આપ્યો; અને આ રીતે રોજ પાંચ સાત સાડલા ગરીબ બહેનોને હું આપું છું. જો અચરત શેઠાણીની માફક હું શેઠાણી જ બની રહું તો આ ગરીબ બહેનો મને મળે ક્યાંથી? એટલા ખાતર જ હું ઓટલે બેસીને દાતણ કરૂં છું. રસ્તે ચાલતી જે કોઇ પણ બહેનની હાલત એવી દેખાય એને મારે ન્યાતજાતના કંઇ પણ ભેદ વગર આપણાથી જે કંઇ અપાય તે આપવું. હું મરી જાઉં ત્યારે તું આ મારૂં કામ જરૂર ચાલુ રાખજે, હોં !" બોલતાં બોલતાં મોતીએ પોતાની દેરાણી સામે જોયું.

"ના રે મા! તમે સો વરસનાં થાઓ અને રતનજીભાઇને ઘેરે દીકરા આવે એનાં પારણાં ઝૂલાવો."

વખત વખતનું કામ કર્યે જાય છે. કોડીનાર પંથકમાં ટૂંટિયું આવ્યું, અને યમદૂતે દેવચંદના ત્રણે નાના ભાઈ અને ત્રણે વહુને ઝડપી લીધાં. જે ઘરમાં માણસની ભરતી હતી એ ઘરમાં મોતી મા એકલી થઈ ગઇ. એમને એ બહુ લાગ્યું.

નાના ભાઇઓ ગુજરતાં દેવચંદ શેઠનો વેપાર મુનીમોના હાથમાં આવ્યો, અને એમણે રૂનો સટ્ટો કરવાથી દેવચંદ શેઠની દોલત સટ્ટામાં ઘસડાઇ ગઇ. જે ઘરમાં સોનાના હિંડોળાખાટ હાલતા એ ઘરમાં લોઢાની છડીઓની પણ તાણ પડી. ગરીબાઇ આવી એને પણ મોતી માએ વધાવી. જે ખેતરો હતાં એ ખેતરોમાં પોતે જાતે કામ કરવા જતી અને 'રતનજી મોટો થશે એટલે પ્રભુ સૌ સારાં વાનાં કરશે' એમ પતિને આશ્વાસન આપતી.

ગુજરાત–પાટણમાં વ્યાપાર અર્થે દેવચંદ ઘર મૂકીને ગયો; અને પાછળથી વાઘેરોએ કોડીનાર ઉપર હાથ નાખ્યો.

બહાદુરી અને શરીરતા, એ મોતીના બે મોટા જન્મગુણો હતા. લક્ષ્મી ગઇ, વૈભવ ગયો, છતાં ય એના એ ગુણો તો કાયમ જ રહ્યા. વાઘેરો સામેથી રતનો ભાગીને ઘેર આવ્યો, અને રતનાને એણે પાછો ધીંગાણામાં મોકલ્યો, એ એના ગુણ અને સંસ્કારને આભારી હતું.

[ ૩ ]

ઢીડિયા વધુ જોરથી સંભળાયા. ફરીથી ધીંગાણું જામ્યું હોય એવા પડકારા થયા.

પોતાની શેરીને જ નાકે કાપાકાપી ચાલતી હોય એવા સાદ મોતી માએ સાંભળ્યા. રત્નો જે રીતે પાછો ગયો હતો એ રીત મોતી માને બિલકુલ ગમી ન હતી. પરાણે પ્રીત હોઇ ન શકે; અને પરાણે શૂરવીરતા પણ ન આવી શકે. એ વિચારે મોતી માને વીજળીની ત્વરાથી કંઇક વિચાર આવ્યો અને ઊભી થઇ ગઇ. દેવચંદ શેઠની તલવાર એણે ઉપાડી, અને કોઇ ગાંડો માણસ દોડે એ ઝડપથી ઠેલીને સાંકળ દેતી, ઊઘાડી તલવારે એ દોડી.

દાતારી અને શૂરવીરતા એ એક પ્રકારની ગાંડાઈ છે. ત્યાં સુધી માણસ ગાંડો ન થાય ત્યાં સુધી એ દાતાર કે શૂરવીર ન થઈ શકે. દાતાર એમ વિચાર કરે કે પાંચ દોકડાનાં શેર રીંગણાં મળે છે, અને આ પાંચસો કોરી ચારણને આપું તો કેટલાં રીંગણાં થાય ? ગણતરી એ દાતારનું લક્ષણ નથી. એ તો મનમાં ઊર્મિ આવી અને અમલમાં મુકાણી, એનું નામ દાતારી. એમાં હિસાબ ન હોય, આંકડા ન હોય, ત્રિરાશી ન હોય. એ જ પ્રમાણે શૂરવીરતામાં પણ ગણતરી નથી જ. રણાંગણે જનાર યોદ્ધો આગળપાછળનો વિચાર કરતો નથી. ઘેર મોરના ઈંડા જેવી રૂપસુંદરી બેઠી છે, એનું શું થશે ? પછવાડે ચાર છોકરાં છે, એનું ભરણપોષણ કોણ કરશે ? એનો વિચાર શૂરવીરતા કરી શકતી નથી. એ તો યાહોમ ઝૂકાવે છે. મોતી મા પણ આ પ્રમાણે ધીંગાણામાં કૂદી પડી.

મોતી માને જોઇને લોહાણા શેરીના જુવાનિયાઓને શૂર ચઢ્યું. દીવે દીવો પ્રગટે, એ ન્યાયે શૂરવીર આંખમાંથી નીકળતા વીરતેજે જુવાનોમાં વીરતા પ્રગટાવી. વ્યાપાર અને ખેતીમાં ક્ષાત્રત્વ એક કોરે મૂકી, વ્યાપારી અને ખેડુત બનેલા લોહાણા યુવાનો આજે આ વીરતેજના કિરણે ફરી ક્ષત્રિય બન્યા. ઘરમાં બાપદાદાઓની કટાતી તલવારો યુવાનિયાએ દોડી દોડીને ઉપાડી, અને મોતી માની પાછળ ઊઘાડી તલવારે એ આખી યે શેરીના યુવાનો જઈ ઊભા.

રા' નોઘણના વખતમાં લોહાણાઓ પંજાબ અને સિંધમાંથી કાઠિયાવાડમાં આવી વસ્યા. હમીર સુમરા ઉપર નોઘણે સિંધમાં ચઢાઇ કરી એ વખતે ત્યાંની બહાદૂર અને લડાયક લોહાણા કોમને જોઇ નોઘણે એમને સોરઠમાં આવી વસવાનું આમંત્રણ આપ્યું. સોરઠને કાંકરે કાંકરે એ વખતે શૂરવીરતા ઊઠતી. સોરઠના મેરો અને આહીરોનાં વીરતેજ આખા ય સોરઠને દેદીપ્યમાન કરતાં. એ વીરપ્રજાની સાથે વીર લોહાણાઓએ સૌથી પહેલો વસવાટ ઘેર અને નાઘેર પ્રદેશમાં કર્યો. લડવૈયાઓ તરીકે જૂનાગઢના એ વખતના રા'ના લશ્કરમાં લોહાણાઓની સંખ્યા સારી હતી, અને એનું ક્ષત્રિય-ખમીર એ વખતે સોરઠમાં પંકાતું. કાળની અસર જેમ સૌ ઉપર થાય છે તેમ લોહાણાઓ ઉપર થઇ. રા' નોઘણના વખતથી મળેલા ગરાસને હવે પોતે જાતે ખેડવા મંડ્યા, અને એ રીતે ધીમે ધીમે વસાતાં ઘસાતાં હથિયારને એક બાજુ મુકી લોહાણાઓએ ખેતી શરૂ કરી, અને ક્રમે ક્રમે ખેતીમાંથી વ્યાપાર પણ ખેડવાની શરૂઆત કરી.

વ્યાપારી અને ખેડુત બન્યા છતાં મૂળ સંસ્કાર કાયમ હતા. એ મૂળ બીજને વીરતાનાં વારિ મળતાં આજે એના અંકુર ફૂટ્યા, અને કોડીનારના લોહાણા યુવાનો મોતી માની પાછળ ધીંગાણે ચડ્યા.

ધપ... ધપ... ધપ... ડુંબિયો વાગતો હતો. વાઘેરો શેરીએ શેરીએ ફરી વળ્યા હતા. એ વખતે લોહાણા શેરીને નાકે મૂર્તિમાન વીરાંગના સમી મોતી માને તલવાર લઇ ધસી આવતી જોઈ. મોતી માએ પડકારો કર્યો, અને ધીંગાણું જામ્યું. વાઘેરો સામે આવનારની ઉપર તૂટી પડ્યા.

રત્નો માતા પાસેથી પાછો જઇ એ જ શેરીના એક ઘરમાં મિત્રને ત્યાં ભરાયો હતો. એણે પણ આ રીડ સાંભળી; અને મોતી મા ધીંગાણે ચઢ્યાં છે એ ખબર સાંભળતાં એના શરીરમાં પણ શરવીરતા ઊછળી, અને એ પણ સંતાએલી જગ્યામાંથી બહાર નીકળી ધીંગાણે કૂદી પડયો.

કોડીનારમાં અત્યાર સુધી જેટલા સામના થયા તેમાં વાઘેરાએ કોઇ સ્ત્રી નોંતી જોઈ તેથી જ્યારે મૂળુ માણેકે પોતાની સામે ઉઘાડી તલવારે મોતી માને જોઇ ત્યારે એને ખૂબ આશ્ચર્ય થયું.

મૂળુ માણેકે જોધા સામે જોયું.

"જોધા ! હજી સોરઠમાં રાણકદેવડીઓ વસતી લાગે છે. જો તો ખરો ! એના મોઢા પરનું તેજ તો જો!" ધીંગાણે ઘૂમતી મોતી માને જોઇ મૂળુએ જોધાનું એ વીરાંગના તરફ ધ્યાન ખેંચ્યું.

યુદ્ધમાં ચંડિકા ચઢી હોય અને ઠામઠામ માથાં ઊડતાં હોય, એ દૃશ્ય જોઇને મૂળુ માણેક જેવો યોદ્ધો એક ક્ષણ થોભ્યો. એણે મોતી માની મુખમુદ્રા પરની વીરતાની રેખાઓ પારખી લીધી. તુરત લખમણિયાને એણે બોલાવ્યો.

"લખમણિયા ! કોઈ કોડીનારવાસીને પૂછ કે, આ વીરાંગના કોણ છે ?"

પાંચવડીએ બાંધેલા કોડીનારવાસીમાંથી એકને લખમણિયો પકડીને લઇ આવ્યો, અને સામે સમશેર ફેરવતી વીરાંગનાની એણે ઓળખાણ માગી.

"એ તો મોતીમા." પકડાએલાથી મોતી માને જોઇ જોરથી બોલાઇ ગયું.

મોતી માએ આ શબ્દો સાંભળ્યા, અને બીજી ક્ષણે એ લખમણિયા ઉપર ધસી. લખમણિયાએ જોયું હતું કે આખા ય કોડીનારમાં કોઇ મરણિયું બન્યું હોય તો એ આ વીરાંગના છે; એટલે મરણિયાની સામે ઊભા રહેવું એને જોખમભરેલું લાગ્યું. એ જરાક ખસી ગયો, અને પેલો પકડાએલો કોડીનારવાસી છૂટો થયો, મોતી માએ એના બંધ કાપી નાંખ્યા.

"આમ ધ્રુજે છે શું ? કોડીનારનું પાણી લજાવછ. લઇ લે આ તલવાર, અને ચલાવ!" મોતી માએ છૂટા થએલા કોડીનારવાસીને પડકાર્યો.

વાઘેરો મોતી માની આસપાસ ફરી વળ્યા. પણ ઘૂમરડી ઘૂમતી એ વીરાંગનાની પાસે જવું શરવીર વાઘેરોને પણ મુશ્કેલ લાગ્યું. લખમણિયાએ મૂળુ માણેક પાસે જઇને એનું નામ કહ્યું. 'મોતી મા' નામ સાંભળતાં મૂળુ ચોંક્યો. વાઘેરોએ વર્ષો પહેલાં કોડીનારના શ્રીમંત માણસ તરીકે દેવચંદ શેઠનું નામ સાંભળેલું, અને સાથેસાથે મોતી માના રોટલાની વાતો પણ એમણે સાંભળેલી. એક વખત તો મૂળુ માણેક પોતે છૂપે વેશે કોડીનાર આવ્યો ત્યારે મોતી માનો અતિથિ પણ થઇ ગયો હતો. એ બધાં જૂનાં સ્મરણાં આંખના પલકારામાં વાઘેરોના આ વડાને તાજાં થયાં.

"લખમણિયા ! આ મોતી મા એટલે કોણ ? તને ખબર છે ?"

"કોઇ રજપૂતાણી લાગે છે. એનો એક પણ ઘા ખાલી જતો નથી."

"તેં દેવચંદ શેઠનું નામ સાંભળ્યું છે ?"

"હા ભૂરા વાઘેર. કોડીનારના દેવચંદ શેઠનાં વખાણ કરતા હતા."

"એ જ દેવચંદ શેઠની આ ઘરવાળી. દોડ ! દેવુભાના કાનમાં કહી આવ કે એને મારે નહિ. યુદ્ધ ભલે થાય, પણ એવી વીરાંગનાનું મૃત્યુ થશે તો સોરઠભૂમિ વીરાંગના વિનાની થઈ જશે."

લખમણિયો ઘા ઝીલતો ઝીલતો ધીંગાણાના મધ્યમાં દેવુ પાસે જઇ પહોંચ્યો, અને મૂળુ માણેકનો સંદેશો ઇશારેથી એણે દેવુભાને

સમજાવી દીધો. પણ એટલામાં તો મોતી માની તલવાર લખમણિયા પર પડી. લખમણિયો જાતનો બ્રાહ્મણ હતો; પણ વાઘેરોની સાથે ઊછરેલો હોવાથી, વાઘેરોની શૂરવીરતાનો સાથી હોવાથી, લડાયક તરીકે કુશળ હતો. મોતી માનો ઘા એણે પોતાની તલવાર પર ઝીલ્યો. તલવારના બે કટકા થઈ ગયા.

તલવાર તૂટી જતાં લખમણિયાએ મૃત્યુને પોતાની સમીપ ઊભેલું જોયું. જો મોતી મા બીજો ઘા કરે તો લખમણિયો હતો ન હતો થઇ જાય. દેવુ માણેકે પ્રસંગ પારખી લીધો, અને મનમાં જ એ બબડયો કે "ભૂંડી થઇ! લખમણિયો ગયો!" પણ એટલામાં તો ધગી ગએલી એ વીરાંગનાનો ઊંચો થએલો હાથ એમ ને એમ રહી ગયો.

"હથિયાર વિનાનાને હું મારતી નથી. બીજી તલવાર લઇ લે, અને પછી જો મારો ઝપાટો." મોતી માએ લખમણિયાને હથિયાર લેવા સૂચવ્યું.

[ ૪ ]

ગામને ઝાંપે વાઘેરોનો વિજયવાવટો ફરકયો. યશસ્વી વાઘેરો આખા ય કોડીનારને લૂંટવાને માટે ફરી વળ્યા. મૂળુએ સર્વ વાઘેરોને સૂચના આપી દીધી કે વિધવાને લૂંટવી નહિ, બ્રાહ્મણને લૂંટવો નહિ, અતીતના ઘરમાં જવું નહિ, તુરત પરણી આવેલી વધૂના દાગીનાને હાથ લગાડવો નહિ અને માગણજાત જ્યાં રહેતી હોય એ સ્થળમાં બિલકુલ જવું નહિ. વાઘેરોને આ પ્રમાણે મૂળુ માણેક સૂચના આપી રહ્યો હતો તેટલામાં જોધો અને દેવુ માણેક મોતી માને કેદ કરીને લઈ આવ્યા. મોતી માને જોતાં જ મૂળુ માણેક ઊભો થઇ ગયો, અને એની સામે હાથ જોડયા.

"મોતી મા! તમારા જેવી વીરાંગનાના હું આશીર્વાદ ચાહું છું."

આ સાંભળીને જોધો અને દેવો માણેક શરમાયા, અને એમણે પણ એ વીરાંગનાને નમસ્કાર કર્યા.

મોતી મા નિરુત્તર રહી.

"મા! આખા ય કોડીનારનું નાક તમે રાખ્યું છે. તમને કેદ પકડયાં છે એવું મનમાં કંઇ પણ લાવશો મા. તમે તો સદાનાં છૂટાં જ છો. સાચો વીર કે સાચી વીરાંગના, એને કોઇ બંધનો અડતાં જ નથી."

"મૂળુ માણેક! વાઘેરો વીર છે. એટલે વીરતાની કદર કરી શકે છે. જો હું તમારા જેવા વીરની તલવારે મરાણી હોત તો મારી સદ્દગતિ થાત. દીકરા! વીરતાનાં મૃત્યુ મોંઘાં છે. મને તો હજી મન થઈ જાય છે કે હું બંધનમાં છું છતાં પણ તું પોતે તલવાર લે અને આપણે બે લડીએ. જીતીશ તો મૂળુ માણેક જેવો ઓખાનો વીર જીતવાનો યશ મળશે અને મરાઇશ તો તારા જેવાની તલવાર અડતાં વૈકુંઠ મળશે." વીરાંગનાની છટાથી મોતી માએ મૂળુ માણેકની સામે જોયું.

મૂળુ માણેક આ પડકાર સાંભળી હસ્યો.

"મોતી મા! તમને ખબર છે? તમારા ઘરનો રોટલો વાઘેરોનાં હાડમાં ગયો છે. ભૂરો માણેક વગેરે તમારે ત્યાં છાશું પી ગયા છીએ, એટલે એ ન્યાયે પણ તમારી સામે તલવાર લેવી એ વાઘેર કુળની વિરુદ્ધની વાત છે. જેના ઘરની છાશું પીધી હોય એના ઉપર વાઘેરનો દીકરો ઘા કરતો જ નથી."

"પણ, મૂળુ! આ તો હું પોતે જ કહું છું કે ઘા કર; અને એમાં પણ મારૂં હિત છે ના?"

"કોડીનારને ઊજળું બનાવનારી મા! તમે સાચી વીરાંગના છો. લખમણિયો તલવાર વિનાનો થઇ ગયો એ વખતે તમે જે ખાનદાની બતાવી એ ખાનદાની આજ વિરલ છે હથિયાર વગરનાને ન મારવો, એ સૂત્ર વીર

અને વીરાંગના જ પચાવી શકે. એવી વીરાંગનાને તો પૂજવી જોઇએ. એની સામી તલવાર હોય ? "

" મૂળુ માણેક ! જો તલવાર સામે ન લેવી હોય તો મારા દેખતાં કોડીનારની લૂંટ ન થઇ શકે. તમે જેટલું લૂંટયું હોય એટલું ભલે; પણ હવે બાકીનો જેટલો ભાગ હોય એટલો ન લૂંટાય એવી સત્વર ગોઠવણ કરો, અથવા તો મારી સામે તલવાર લો. ".

મૂળુએ ગામપ્રેમી આ વીરાંગનાનાં વીરતેજ નિરખ્યાં. કોડીનાર એના દેખતાં ન લૂંટાય, એ વીરવાણી એને ગમી; અને લૂંટવા જતા વાઘેરોને એણે થોભવા કહ્યું.

" મોતી મા ! તમારે ખાતર તમે કહેશો તે હું કરીશ. તમે બંધનમુક્ત છો એમ સમજો. તમારા જેવી વીરાંગના ઓખા બારાડીના વીર પુરુષોને દર્શન કરવાજોગ છે. એક વાત કહી દઉં. હું બારવટે છું. બારવટામાં હું નીતિધર્મને માનનારો છું, એટલે બ્રાહ્મણ, અતીત, વરવધૂ, અને માગણવર્ગને હું લૂંટતો નથી. બાકીના બધાને હું ન લૂંટુ તો કેમ ચાલે ? " આજીજીભર્યા સ્વરે મૂળુએ મોતી મા સામું જોયું.

મોતી મા મૂળુનો વિનય અને એની વાણી પછવાડે રહેલા વિચારોની પરંપરા જોઇ રાજી થઇ. વાઘેરો માટે જે વખાણ એણે સાંભળ્યાં હતાં એની એને પ્રતીતિ થઇ, અને વાઘેરોના શિરોમણિ સરીખા મૂળુનું વર્તન જોઇ એને સંતોષ થયો.

" મૂળુ માણેક ! એક વાત કહી દઉં. તારા જેવો દીકરો મને મળ્યો હોત તો હું મારૂં જીવ્યું સાર્થક માનત. મારો રત્નો વાઘેરો સાંમેથી ઘેર પાછો આવ્યો. મેં એને પાછો મોકલ્યો. પણ કયાં એ અને કયાં તું ! તારા જેવા દીકરાની મા થવા માટે મને કોઇ સો વર્ષ ધૂણી ધખાવીને તપ કરવાનાં કહે તો કરૂં. બાકી, વીરતા વિનાનો દીકરો હોય કે ન હોય તો ય મા સદાની વાંઝણી છે. "

રત્નાનું નામ સાંભળીને મૂળુ ચોંકયો. એણે દેવુ માણેક સામે જોયું. દેવુ માણેક મૂળુના દિલના ભાવ સમજી ગયો.

" મોતી માનો દીકરો ઝવેર સીદીના હાથમાં પકડાયો છે. એને ગામબહાર વડલા સાથે બાંધ્યો છે. " મૂળુ પાસે દેવુએ ખુલાસો કર્યો.

" જાઓ ! જાઓ ! એને સત્વર બંધનમુક્ત કરો. જેની માતા મારી મા થાય છે એના દીકરાના એવા હાલ ન હોય. જલદી છોડો ! "

બીજા વાઘેરો કોડીનારમાં વધુ લૂંટ ચલાવવાને માટે પોતાના મુખી મૂળુ માણેકની રાહ જોઇ રહ્યા હતા. એમણે મૂળુ માણેકની આજ્ઞા માટે એની સામું જોયું.

" લખમણિયા ! આ મોતી માએ તને જીવતો રાખ્યો છે એની ખુશાલીમાં હવે કોડીનારની લૂંટ બંધ રાખીએ તો શી હરકત છે ? " હસતો હસતો મૂળુ માણેક લખમણિયા પાસે ગયો. લખમણિયાએ મૂળુ માણેકના મતમાં હા કહી, અને કોડીનાર વધુ લૂંટાતું અટકયું. મૂળુ માણેક મોતી તરફ ફર્યો.

" મોતી મા ! આપની માગણી મેં સ્વીકારી છે. કોડીનારમાંથી મને ખૂબ લૂંટ મળી છે. હવે જે બાકી રહ્યું છે એ લૂંટવાનું મેં તમારા દેખતાં બંધ કરાવ્યું છે. બોલો ! બીજી કંઇ માગણી છે ? "

" વીર મૂળુ ! બીજી પણ એક માગણી છે. આજ પછી વાઘેરનો કોઇ દીકરો કોડીનાર આવે તો એણે કોડીનાર પર હાથ ન નાખવો. "

" બીજી કંઇ ? મા ! આ વીર દીકરો આપ જે માગો એ આપે એમ છે. "

" છે; હજુ પણ એક માગણી છે. આજે વાઘેરો છાશ મારે ઘેર પીએ. "

" માનો રોટલો કોને ખાવો ન ગમે ? મા ! જેમ ફૂલને એની સુવાસની ખબર નથી એમ આપને આપની સુવાસની ખબર નહિ હોય બાકી આખા ય ઓખા બારાડીમાં નાઘેર દેશની મોતી માનો રોટલો વખણાય છે. આપનું નામ પડયું, અને હું રાજી થયો. આવી માનાં આ ધીંગાણામાં દર્શન થયાં તે જીત કરતાં પણ વિશેષ લાભદાયી છે."

[ ૫ ]

સાંજ પડવા આવી હતી. ઝાકું બાંધી ગઈ હતી, અને સમસમ કરતી રાતની પધરામણી થવાની તૈયારીમાં હતી. એ વખતે ચાર ગાડાંઓ ખંભાળિયા છોડીને આગળ વધ્યાં.

ગાડાખેડુઓ પાસેના કોઇ ગામમાં રાત રહેવાની તરફેણમાં હતા, જ્યારે ગાડામાં બેસનારાંઓ થોડોક વધુ પંથ કપાઇ જાય એને માટે ઇંતેજાર હતાં. આ ચારે ગાડાં દ્વારકાનાથની યાત્રાએ જઇ રહ્યાં હતાં. કોડીનારથી એ ગાડાંઓ નીકળ્યાં તે માધવપુર, સુદામાપુરી અને નગર થઇને દ્વારકા તરફ જઇ રહ્યાં હતાં. લાંબો પંથ થયો હોવાથી હવે જલદી દ્વારકા પહોંચી જવાય એ માટે સૌ આતુર હતાં. પણ ગાડાવાળાઓ અત્યારે સાવ હિંમત વિનાના થઇ ગયા હતા.

" તમે બધાં ય જલદી દ્વારકા પહોંચાય એને માટે અધીરાં થયાં છો. પણ તમને ખબર નથી કે આ ઓખો છે. ધોળે દિવસે ધોલ મારી કોઇ લૂંટી જશે. સૂરજ મહારાજ સૂઇ ગયા પછી ઓખાનું ચરકલું પણ બહાર ફરકે નહિ, એની ખબર છે તમને ? "

" અરે ! હા, ભાઇ ! હા, લૂંટાશું તો અમે લૂંટાશું, પણ તમે આટલી બધી ચિંતા શા માટે કરો છો ? " ગાડામાં બેઠે બેઠે મોતી માએ પડકારો કર્યો.

"એ બહેન ! તમે આ પંથકથી અજાણ્યાં લાગો છો. તમને ખબર છે કે વાઘેરૂં મોટા ચમરબંધીને પણ લૂંટી લે છે ?"

મોતી મા આજે કોડીનારનાં ત્રણ કુટુંબો સહિત દ્વારકાની યાત્રાએ જતાં હતાં. વાઘેરનું નામ સાંભળતાં એને કોડીનારની લૂંટ યાદ આવી. એ ખાનદાન મૂળુ માણેકનું મોઢું એની આંખ આગળ તરવરી રહ્યું.

ગાડાખેડુ મનમાં ને મનમાં બબડતા બબડતા ગાડાને હાંકી રહ્યા હતા. વાળુટાણું થવા આવ્યું. આખી યે સીમ ભયંકર લાગતી હોય એવો સ્વાંગ રાત્રીએ સજ્યો. બળદો ધીમી ગાટીએ પંથ કાપી રહ્યા હતા. ગાડામાં બેઠે બેઠે કોડીનારના એક વૃદ્ધ લોહાણાએ ગોપીચંદનું ભજન ઊપાડયું :

આજ મારી નગરીનો રાજા
ગોપીચંદ બાવો બની જાય.
આજ મારી શેરીનો સરદાર,
ગોપીચંદ બાવો બની જાય.
ખેતર હોય તો ખેડીએ રે,
ડુંગર ખેડયા કેમ જાય ?
આજ મારી નણદલનો વીરો,
ગોપીચંદ બાવો બની જાય.
આજ મારી બાઇજીનો બેટો,
ગોપીચંદ બાવો બની જાય.
કુવા હોય તો તાગીએ રે,
સમદર તાગ્યા કેમ જાય ?
આજ મારી નણદલનો વીરો,
ગોપીચંદ...............

ગાડાવાળાએ આ વૃદ્ધ પુરુષનું ભજન અટકાવ્યું.

" એ 'નણદલના વીરા' વાળા તમને ખબર છે કે તમારો મોટો ભ આવીને હમણાં લૂંટી જશે ? ખાતર ચૂપચાપ બેસો. " મે ગાડાવાળો બહુ ભયભીત દશામ

વધે જતું હતું, એટલે ગાડાવાળો ગભરાય એમાં એને નવાઇ લાગી નહિ.

"ગામ કેટલું છેટું હશે, ભાઇ ?" મોતી માએ એનો ભય ઓછો કરવા ખાતર એને પ્રશ્ન પૂછયો.

"બાઇ! ગામ તો હજુ ચારેક ખેતરવા છેટું છે. ત્યાં પહોંચીએ એટલે મારો જીવ હેઠો બેસે. બાકી ગામ અને આપણી વચ્ચે એક પીળી વાવ આવે છે. એ વાઘેરોનું ઠેકાણું ગણાય છે. તમે બધાંએ જોખમ ખેડયું છે. હવે તો પ્રભુ કરે એમ થાય."

બોલતો બોલતો ગાડાવાળો ચોંકયો. ઊધ ઉપર એ ઊભો થઇ ગયો, અને એણે અંધારામાં ને અંધારામાં લાંબી દૃષ્ટિ ફેંકી.

"મરી ગયા હવે ! લૂંટાયા સિવાય છૂટકો નથી." ગભરાટમાં ને ગભરાટમાં એ બોલી ઊઠયો.

"શું થયું ?" મોતી માએ ગાડાવાળાની સામે અંધારામાં જોયું.

"જુઓ. હું કહેતો હતો એમ જ થયું. સામે તાપણા જેવું કંઇ દેખાય છે." ગાડામાં બેઠેલાં બધાંએ એ દિશામાં જોયું. સૌ એકસામટાં બોલી ઊઠયા :

"હા. તાપણું દેખાય છે."

"એ તાપણું એ જ વાઘેરો."

ગાડાવાળાની ભયભીત દશા જોઇને સૌ ગભરાઇ ગયાં. અંધારી રાત, અજાણ્યો પ્રદેશ અને સાથે કોઇ વળાવિયો નહિ, એટલે સૌ કોઇ તારાપ઼ંમાં ને મનમાં બીવા લાગ્યાં. પણ મોતી મા મારું જ છે, એ હિંમત સૌને મોટી હતી સામેથી ઘેર ખેડુએ ગાડાં આગળ ચલાવવાની ના કહ્યો. પણ કય અધવચ્ચે જ ગાડાં ઊભાં રાખ્યાં. દીકરાની મા થવાએ ગાડાખેડુને હિંમત આપી ધૂણી ધખાવીને 'નું નામ લઇ આગળ ચલાવવા

"બાઇ! તમે કોઇ જબરાં લાગો છો. કાળના મુખમાં જવાનું તમને કેમ મન થાય છે ? વાઘેરો એટલે જીવતો કાળ."

"ભાઇ! કાળ એક વખત આવે છે; અને એ આવે ત્યારે એને કોઇ અટકાવી શકતું નથી. ભગવાનનું નામ લઇને હાંકે રાખ." મોતી માએ ગાડાખેડુને બળ આપવા પ્રયત્ન કર્યો.

ગાડાં ચાલ્યાં, અને તાપણા નજદીક પહોંચે તેટલામાં તો બુકાની બાંધેલા ચાર માટી ઊભા થયા, અને પડકારો થયો:

"કેર આય ?"

આ શબ્દો સાંભળી બળદો જ્યાંના ત્યાં થંભી ગયા. ગાડાખેડુઓ રાશ છોડીને નીચે ઊતરી ગયા

"જાત્રીઓ છીએ, ભાઇ!" મોતી માએ નિર્ભયતાથી જવાબ આપ્યો.

પેલા બુકાની બાંધેલા પુરુષોએ હવે બળદોની નાથ પકડી.

"જાત્રીઓએ દ્વારકાનાથના, આ દીકરાઓને કર આપવો પડે છે, માટે પાસે જે દાગીના–રોકડ હોય એ આ નાનકડા ઠાકોરજીને ધરી દો. અમે તમારા જેવા ભકતોની વાટ જોતા હતા."

"તમે વાઘેરો લાગો છો. આમાં કોઇ મૂળુ માણેકનો કુટુંબી છે કે ?"

"કેમ ? આ રહ્યો. એનો હું કુટુંબી. શું છે ?"

"દીકરા ! હું મૂળુ માણેકની મા થાઉં એની તને ખબર છે ?" મોતી માએ પ્રશ્ન કર્યો.

"એવી મા તો ઘણી યે આવે છે. લૂંટાવાના ભયથી મૂળુ માણેકની મા થનારીઓની દુનિયામાં ખોટ નથી."



સ્વ. સૌ. ઉમિયાગૌરી રતીલાલ ઠા

જેમના સ્મરણાર્થે ઈનામો વહેંચવા મા
એમના પતિ શેઠ રતીલાલ ગોવર્ધનદાસ
ઠક્કરે મંડળને રૂપીઆ ૩૦૦૦ આપ્યા છે

"પણ, દીકરા! આ મા એવી નથી. મારું નામ મોતી મા."

'મોતી મા' એ શબ્દોએ અંધારામાં પણ એ ચારે જુવાનો ઉપર જાદુઇ અસર કરી. બળદની નાથ છોડી દીધી, અને ચારે જણાએ મોતી મા પાસે આવી એને નમસ્કાર કર્યાં.

"માફ કરજો, મોતી મા! અમારાથી કંઇ વધારેઘટારે બોલાઇ ગયું હોય તો. તમારું નામ તો અમારા વાઘેરોને ઘોડિયે ઘોડિયે જાણીતું છે."

× × ×

વાઘેરોની મહેમાની ચાખ્યા મોતી મા દ્વારકાની યાત્રા કરી કોઠીનાર પાછાં આવ્યાં. નેવું વર્ષ આયુષ્ય ભોગવી નાઘેર પંથકની લોહાણા જ્ઞાતિને ઉજળી કરનાર આ વીરાંગના અમર થઇ ગઇ.

મોતી તારે આંગણે  
વાઘેરના વાદ;  
માડી માડી સૌ કહે,  
સુણતાં 'મોતી' સાદ.

× ×

વાઢુ શેરો વીર,  
બાલપણાની બાણુન્યું;  
પડી જાશે પંડ શરીર,  
પણ પરસર ખડકયાં પડશે નહિ.





## આત્મ-શિક્ષા.



( સોરઠા )

૧

નયનોનાં એ નૂર, ક્ષણમાં ઝાંખા થઇ જશે;  
યૌવન કેરાં પૂર, વિદ્યુદ્વેગે વહી જશે!

૨

અજબ ગુલાબી ગાલ, પરવાળાં શાં હોઠ એ;  
હસ્તિની શી એ ચાલ, કાળ કરે ના સ્થિર રહે!

૩

ચામડીનો ચળકાર, મિથ્યા મોહે શિદ અરે!  
વીજ તણો ચમકાર, ક્ષણમાં ન હતો થઇ જશે!

૪

આત્મા તણાં ઓજસ અનેરાં, પૂજ પ્યારા પ્રીતથી;  
શોભ સો તુજ હૃદયનાં, એ ઓજસે જાશે ઝંખી.

વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેશાઇ






લેખિકાઃ સ્વ સૌ ચૈતન્યબાલા મજમુંદાર.

**ગરબોઃ વિરાટ કલ્પનાઃ**

આપણા ધર્મમાં, જીવનમાં પ્રત્યેક વસ્તુનું આધ્યાત્મિક રહસ્ય જાણવાની આપણને સ્વાભાવિક વૃત્તિ રહે છે. સ્થૂલમાંથી વિરાટની ભાવના, પરમાત્માના 'અણોરણીયાન્ મહતો મહતો મહીયાન્' એવા સ્વરૂપમાંથી આપણે પામ્યાં છિયે

નવરાત્રિના કલશનો, દીપનાં અખંડ અજવાળાં ઝરતાં ' ગરબો '-થયો; એ ગરબો વચ્ચમાં રાખી, તેમાં કલ્પેલા શક્તિસ્વરૂપની પ્રદક્ષિણા સૌભાગ્યવતીઓએ કરી. સુંદરીઓના ફરતા ગોળની વચ્ચે મૂકેલો સ્થૂલ ગરબો—જાણે શ્રીહૃદયનો અંતર્યામી પોતે જ ઘડામાં પુરાયેલા દીવાનું રૂપ લઇને આખા વૃન્દની વચ્ચે બેસતો ન હોય; અને શ્રીહૃદયના ઉલ્લાસ કે આક્રંદનો અબોલ સાક્ષી ન હોય—એવો દીપે છે.

મધ્યમાં રાખી પૂજેલો ગરબો, ભક્તિનો આવેશ વધતાં, માથે મૂકી ઘુમવાની વૃત્તિ જાગીઃ પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચઢાવિયે છિયે ને ! એટલે પ્રત્યેક સુન્દરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળ ગોળ ઘુમવા મંડીઃ પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની સહજ વૃત્તિ થઇ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુન્દરીના કંઠમાંથી સુર નીકળ્યા; એ સુરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપૂરો વ્યક્ત થઇ શક્યો નહિ. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઇ ઘુમતાં ઘૂમતાં હાથ, પગ, નેત્ર, વાણી—બધું યે નાચવા માંડ્યું. એટલે એ નૃત્યનો—ગરબાના ગીતનો તાલ, ઘુમવાની સાથે આપોઆપ ગોઠવાઇ ગયો;અને "ગરબે રમવાની" આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કઢાઇ.

વલ્લભભટ્ટે ગરબાની જે વિરાટ કલ્પના આપણને આપી છે એવી ઉન્નત અને ભવ્ય કલ્પના બીજે ક્યાંઇ પણ વાંચવામાં નથી આવી. આટલા ઉપરથી જ વલ્લભભટ્ટને એક મહાકવિ કહિયે તો વધારે પડતું નથી. વિક્રમના અઢારમા શતકમાં, ગુજરાતી સાહિત્યના ત્રણ વિશિષ્ટ પ્રવાહોમાં આગળ પડતા ત્રણ ત્રણ મહાકવિયોને આપણે ઓળખિયે છિયે. તેટલા જ પ્રમાણમાં આ ચોથા પ્રવાહમાં, કાવ્યનું પૂર લાવનાર મહાકવિને, આપણે ઓળખવાની દરકાર કરી નથી. વેદાન્તમાં

બખો, આખ્યાનોમાં પ્રેમાનન્દ અને લોકવાર્તામાં સામળભટ્ટ: તેમ શક્તિસાહિત્યનો મહાકવિ તે વલ્લભભટ્ટ.

"ગાગરના ગરબામાં" જે વિરાટ કલ્પના આ કવિયે ગુંથી છે તેને હૃદયમાં ઊતારવી સહેલ નથી:

"ગગનમંડલ કરી ગાગરી રે મા:
સુંદર સકલ શોભા ભરી રે મા:
આપે ભવાની ઉમંગશું રે મા:
રાસ રમે મધ્ય રંગશું રે મા:
નવ ગ્રહોમાં સહુથી વડો રે મા:
આદિત્ય અખંડ કર્યો દીવડો રે મા:
જળહળ જ્યોત બિંબગોળશું રે મા:
ઉગ્યો શશી તે કલા સોળશું રે મા:
કોણ કળે ભગવતીના ભેદને રે મા:
કોડિયું કર્યું તે માયે મેદની રે મા:
વાટય વિશાળ મધ્ય મેરની રે મા:
યોજન પંચાસ લક્ષ ફેરની રે મા:
સાતે સાગર ભર્યાં ઘીતણા રે મા:
એવા બહુ ખેલ બહુચરાતણા રે મા:
કચ્છપની ગાદી કરી ખરી રે મા:
મહામાયાએ માથે ધરી રે મા:
માને મળી તે મન લાગની રે મા:
ઉપર ઉઢાણી શેષનાગની રે મા:
સકલ આકાશની ઓઢણી રે મા:
ગાગેર ઉપર ધરી ઢાંકણી રે મા:
ત્રણે દેવ ગાગરમાં વસે રે મા:
સદા સમીપ, ન જુવાં ખસે રે મા:
આદ્ય વિષ્ણુ વસે શિવ અંતરે રે મા:
ભવ બંધશું નિરંતરે રે મા:
આદ્ય અનાદ્ય અલવે કરી રે મા:
ગાગર ધરે શિર બહુચરી રે મા:
અજર અમર ઇશ્વરી-તને રે મા:
રાસ રમે; રંગ રસીયો બને રે મા:
નિરખી શોભા તે સુખસાગરી રે મા:
ચૌદ લોક સહ્યા માની ગાગરે રે મા:
ગાગરનો ગરબો ગાયે પ્રેમશું રે મા:
તેને બહુચરાજી સદાય થાય નેમશું રે મા:"

એનો એ "વિશાલ" ગરબાની કલ્પના "શ્રીચક્રના ગરબા"-માં ફરીથી વલ્લભે સંક્ષેપથી વર્ણવી છે:

"(શણગારની શોભા કહી); હવે કહું ગરબો વિશાલ;
કેમંવણી ગાદી કરી, રેશમ બારી રસાલ.
ઉઢાણી કરી શેષનાગની, જોતાં તેણી વાર;
ગરબો બિરાજે ખગોળનો, રાતો રંગસર સાર.
પૃથ્વી પંચાસે ક્રોડનું, કોડિયું કીધું તતકાલ:
અષ્ટકુલ પર્વતની વાટડી, સાત સાહેર ઘૃત વિશાલ,
મધ્ય કાકડો મેરુતણો, ઉદિત થયો પ્રકાશ.
તેની જોત્ય જોવા શકે, એ નથી અંબતા દાસ.
ઝંપલાણા જોત્યે કરી, દૈત્યરૂપિયા પતંગ:
લોચનતણા ચાળા કરે, માજી પૂરણ રંગ.

* * * *

ચોસઠ જોગણી મળી કરી, ગાવા માંડયા છંદ:
મહિમાંહે વાગી હેઇ, મુનિવર પાડયા ફંદ.
થેઇ થેઇ કરે, ફરે ફૂંદડી, ગાયે ગરબો ગીત;
ચાલની ચતુરાઇ જોઇને, સુરનર ભૂલ્યા રીત.'"

—આખા ગગનમંડલની, ખગોળની ગાગર બનાવી, મહીં આદિત્યનો દીવડો પ્રગટાવી—આવો ગરબો માથે મૂકી ઘુમનારાં વિશ્વમોહની પરમેશ્વરીનું ચિત્ર કયા ચિત્રકારની પીંછી દોરી શકશે!

"પહાડોનાં શિખરપરથી દેવીઓ સોળે શણગાર સજી, સેંથલે સીન્દૂર પૂરી, અને માથા ઉપર ઝળાવર ગરબા માંડી માંડી, રાસડા રમવા ઉતરી હશે, ત્યારે એ કાળી રાત્રિઓમાં કેવાં ઝાલકાર અજવાળાં છવાતાં હશે! જોગમાયાઓનાં વિરાટ વસ્ત્રાભરણ ઝગારઝગાર થતાં હશે, અને પહાડોનાં હૈયાં વીંધી તેવા સૂર છૂટતા હશે. એમાં એ પવન પોતે વીંઝણો બનીને ફરકતો હશે—એ ભવ્ય કલ્પના આપણી બહેનોની હથેલીમાં તો રમકડાની પેરે અહોનિશ રમતી હતી...ગરબો વિરાટ છે અને નાજુક પણ છે. ગરબાની કલ્પના અજોડ છે."*

* શ્રી. ઝવેરચંદ મેઘાણી સંપાદિત 'રઢિયાળી રાત' ભા. ૧.

**રાસ લેતી ગુજરાતણોઃ**

"પચાસ પચાસ હાથના તાબોટા પડતા હોય પણ જાણે એક જ સુંદરી ગાઇ રહી છે તેવો અચુક તાલ જળવાયઃ નદીના વ્હેન જેવી સરલ મૃદુતાથી એનો કંઠ-સ્વર વહેવા માંડે, વ્હેન તૂટેજ નહિ, મીઠાશ ટપકતી જ રહે. ગળાના સાતપડા ગળાણુમાંથી ગળાઇને જાણે ગીતની ધારા રેલેઃ એ વખતે આકાશ અને ધરતીની સૃષ્ટિ શું એક નહોતી થઇ જતી? ચંદ્ર અને તારાઓ શું એ રાસડાના મૂંગા પ્રેક્ષકો નહોતા લાગતાં? વાયરા થંભી જતા એ શું કેવલ કલ્પનાજ હતી? હતી તો કલ્પના, પણ રમણીય સત્ય લાગતું. સત્ય વસ્તુસ્થિતિને થોડી વાર મિથ્યા માની લેવાનું મન થતું. પ્રેક્ષકોનાં મનરંજન કરવા કે સાહિત્યને સમૃદ્ધ કરવાની વાંછના માટે યોજાયલા એ જલસાઓ નહોતા; પોતાના ઊમળકા ઠાલવવાની, જીવનમાં સુખ દુઃખ હસી કે રડી કાઢવાની કલાથી જીવનને ભરી લેવાની, એટલે કે નિજાનન્દની એ રમતો હતી."

દયારામભાઇએ "વ્રિજવસિણીનો ગરબો" રચ્યો છે; એમાંની રાધા તે ગુજરાતણ રાધા છે;

"ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,
રાધિકા રંગીલી જેનું નામ અભિરામઃ
વ્રિજવાસિની રે લોલઃ
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમણાં રે લોલઃ
વિવિધનાં વાજીંત્ર વાજે છંદમાં રે લોલઃ
તાલ સ્વરે મળી કરે ગાન,
વ્રિજવાસિની રે લોલઃ
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમણાં રે લોલ.
લોલ કહેતાં અધર અરુણ ઓપતા રે લોલઃ
લટકે નમી મેળવે સહુ વાનઃ
વ્રિજવાસિની રે લોલઃ
તાળી દેતા વાગે ઝાંઝર ઝુમણાં રે લોલ."

જ્યારે જ્યારે ગુજરાતી કવિયોએ માતાજીની ચોસઠ બહેનોના ગરબાનું, તેમના વસ્ત્રાલંકારનું અને તેમની ગરબે ઘુમવાની રમતનું વર્ણન કર્યું છે ત્યારે ત્યારે તેમની આંખ આગળ ગુજરાતની આદર્શ ગુજરાતણરૂપે દેખાતાં માતાજીની જ મૂર્તિ ખડી રહેતી હતી. ન્હાની ન્હાની કુમારિકાઓ માથે ગરબો લઇ ઘુમે છે ત્યારે તેમના ગરબાના ગર્ભદીપનો ગરવો, આછેરો ચળતો શીળો પ્રકાશ તેમના દિલમાં પણ રૂંવેરૂંવે દીવા પ્રગટે છે.

"શક્તિનું સત્ર" નો લેખક લખે છેઃ "દિપકના ગાનારા તો ગયા; પણ આજે ય હજી ગરબાના દીપક ગાનારીઓ છે—એ ગુજરાત માટે ઓછા ગૌરવની વાત નથી. એ ગરબાધારી બાળાઓ એટલે લોકસંગીતની ગૌરવમૂર્તિઓ! આભના નવલખ તારાને જાણે કબજે કરી, તેમાંથી છિદ્ર છિદ્ર દીપધારાઓ છોડતી, ગગનગોળને માથે ડુલાવતી હીલોળતી, ગરવી ગુજરાતની કોડીલી કન્યાઓ જેણે જોઇ નથી તેણે ગુજરાતની અનોખી સંસ્કૃતિનું આખું એક પાસું જ જોયું નથી! ગરબામાં તેજના, હૈયામાં આનંદનાં, અને કંઠમાં ગાનના ફૂવારા ફૂટી રહ્યા હોય એવી કુમારીઓ અને કિશોરીઓનાં ટોળા એ તો પૃથ્વીપરનાં ગતિમાન નક્ષત્રો જ જોઇ લ્યો! બે પૈસાની માટીમાંથી ગરબો ઘડીને ખરે પ્રજાપતિ કલાપતિ જ બન્યો ગણાય;"

**ગરબાની રઢિયાળી રાતઃ**

ગરબો અને ગરબે ઘૂમનારી ગુજરાતણોનું કંઇક ઓળખાણ આપણે કર્યું. હવે, એ ગરબે રમનારીઓ, ગરબાની રસમસ્તીમાં દિવસની કઇ પળે જીવનની મોજ લેતી તે જોઇયે. દિવસભરના લુખ્ખા વ્યવહાર પછી જ્યારે રાત્રિ મનુષ્યોને માટે શાંતિ અને દિલાસો મેળવી આપે છે તે વખતે ગુજરાતણો પણ કુટુમ્બના વ્યવસાયોમાંથી પરવારી બધી ટોળે મળી ગરબો ગોઠવતી; અને પોતાની પ્રિય

રમતમાં સંસારનાં સુખદુઃખ વિસરી જતી. સ્ત્રીઓની વહાલી રૂપી રાત્રિ, અને તેમાં પણ ચાંદની ખીલી હોય, ઘરના ખૂણાને બદલે વિશાળ ચોગાનમાં ઊભાં હોય, એકલાંને બદલે સખીઓના જૂથમાં હોય, અને આનન્દકલ્લોલ કરી રહ્યાં હોય હોય ત્યારે કુદરત અને તેનો ઉપજાવનાર પ્રભુ પ્રસન્નતાથી આ સુન્દરીઓ ઉપર દૃષ્ટિ કરી રહે છે. !

ગરબા ગાવાના આવા આનન્દ માત્ર અજવાળી રાત્રિઓના જ નહોતા. કૃષ્ણપક્ષની કાળી ઘોર રાત પણ ગુર્જર સુન્દરીઓને તો રઢિયાળી જ થઇ પડી હતી. અન્ધકારમાં ચાંદરણાં અધિક તેજસ્વી જણાતાં. કુદરતના કાળા પછેડામાંથી રાત્રિનું મ્હોં વધુ રહસ્યભર્યું ને રસભર્યું દીસતું. જગતની કદરૂપતાને પણ એ કાળાશ છૂપાવી રાખતી. બાકી તો કાળાશની એ બધી ભયાનકતાને આ સુન્દરીઓ પોતાના સૂરો વડે જ રઢિયાળી બનાવી દેતી."

આકાશના ઘુમ્મટની કાળી ભોંય ઉપર અસંખ્ય નક્ષત્રમંડલની તારાટપકીઃ

"આકાશે પલકે ને ઝીણું ઝીણું મલકે
અંધારે ઉઘાડે તેજકેરી પાંખો,
ન્હાનકડી ઉઘાડે દેવકેરી આંખોઃ "

—એવી એ ' ન્હાનકડી દેવકેરી આંખો " નાં શાન્ત આંછા તેજથી પણ રાત્રિ રઢિયાળી બનતી. બ્રહ્માંડનો અબોલ રાસ જામ્યો હોય, અને તે રાસને જ જાણે ઝીલતાં ન હોય, તેમ ગરબાની રાત્રિયે રમનારી સુન્દરીઓના ગીત ટહૂકા દૂરથી સંભળાતા લાગે છેઃ આવે પ્રસંગે આપણાથી પણ કવિ ન્હાનાલાલની સાથે બોલી જવાય છે કેઃ

"નિરખો આ રાસ લોકલોકના રે,
રમે સૃષ્ટિ ને સૃજનારઃ
રમે સૃષ્ટિ ને સૃજનારઃ
અંગુલિમાં અંગુલિ પરોવીને,
ખેલે તેજ ને અન્ધકાર :
ખેલે તેજ ને અન્ધકાર !
રસનાં ઊછળે રંગહેલિયાં. "

કોળાગ્રો, હરિતાલિકા વગેરે વ્રતોમાં કરવાનાં રાત્રિના જાગરણોમાં, સુન્દરીઓને ગરબાનો સાથ જે મદદ કરે છે તે તો એમના ગીતોની રમઝટ જેમણે રાત જાગીને સાંભળી હોય તે જ બરાબર મૂલવી શકે.

અંધારી રાતે, સુન્દરીઓને માથે દીપજ્યોતે ગરબા કેવા સુન્દર દીપે છે ! :

" શોભા દીસે ઇશાનકેરી વીજળી રે લોલ,
દીસે દીવાળી તે રાત, અતિ ઉજળી રે લોલ. "



મારા મિત્ર રા. રા. સાક્ષર શ્રી પાંચ ચંદ્રમૌલીપ્રસાદ એમનાં ફળદ્રુપ ભેજાંમાંથી વારંવાર નવા મુદ્દા ઉપજાવતા. એકવાર અમારી મિત્ર મંડળીમાં તેમણે નવિન સિદ્ધાંત રજુ કર્યો કે " દરેક માણસે પોતાના વાળના રંગ સાથે મળતા આવે એવા રંગના જ કપડાં પ્હેરવાં જોઇએ; તેમ કરવાથી માણસનું વ્યક્તિત્વ ખીલી ઉઠે છે. કાળા વાળવાળાએ કાળાં કપડાં પ્હેરવાં, ભૂખરા વાળવાળાએ ભૂખરા રંગના પ્હેરવા, " વિગેરે વિગેરે.

" બરોબર છે ! " મેં કહ્યું. " પણ ધારો કે માથે ટાલ પડી હોય તો ! "

# ઘમ્મર વ્હલોણાં



મેઘ હૈયે વીજળડી ચમકે છે;
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:
—ગેય૦

સ્નેહતરશ્યાં ચકોર મુખ મલકે છે;
રસ-વાદળો ટમ્ ટમ્ ટમકે છે:
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

નર્તન્તા કુંજ કુંજ કળાયલ મોરલા;
ઘેલી ઢેલડ કાંઠડે તલપે છે:
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

આશાને આરે પોકારે બપૈયા;
'પિયુ'-'પિયુ' પડછન્દ રો'મ રમકે છે:
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

ખીલી વાડી ને ખીલી લીલી લીલોતરી;
ખીલ્યાં સ્મરણોએ પોપચું પલકે છે:
મગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

શીળો સાગર વાય ફુંફાળ હૈયે;
શીળાં સોણલાંની દામિની ઠમકે છે:
મગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

નીતરતી વાદળી ને પાંગરતી વેલડી;
ઠમક, લચકન્તી વેલડી ઠમકે છે:
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

નેહનયણે વીજળડી ચમકે છે:
એને હૈડે રસવાદળી ટમકે છે:
ગગન ઘમ્મર વ્હલોણાં ઘમકે છે:

કેશવ હ. શેઠ.





# સન્નારીઓને બે બોલ.

લેખક: રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા,
બી. એ., એલ એલ બી; એમ. એસ સી.
બૅરીસ્ટર-ઍટ-લૉ.

નૂતન વર્ષનાં મંગલ પ્રભાતે ગુજરાતની ગુણસુંદરીઓને પોતાની ઉન્નતિના કામમાં માર્ગદર્શક થાય એવાં " બે બોલ " લખાવી તેની લ્હાણી કરવાની શુભ પ્રથા મુંબાઈની અગ્રણી ગુજરાતી સ્ત્રી-સંસ્થા, શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સંચાલકોએ કેટલાંક વર્ષથી શરૂ કરી છે. એ " બે બોલ " દ્વારા અત્યાર પ્હેલાં ગુજરાતના અનેક વિદ્વાન લેખકોએ પોતાના બહુમૂલ્ય અનુભવો આપની સમક્ષ મૂક્યાં છે. વિક્રમ સંવત ૧૯૮૫ ના નૂતન વર્ષનાં પ્રથમ પ્રભાતે એ " બે બોલ " નું સમરસ મારે તમને પીરસવું એવું ફરમાન એ મંડળના સંચાલકો કરે છે. એમની એ પસંદગી માટે હું એમને અભિનંદન નથી આપી શકતો. તેઓ ધારત તો કોઈ વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ સાક્ષરની સેવા એ કાર્ય માટે મેળવી શક્યા હોત. છતાં મારી પસંદગી કરી તેમણે મારે માટે જે પક્ષપાત બતાવ્યો છે અને મારા અલ્પ અનુભવ બ્હેનો સમક્ષ રજુ કરવાની મને જે તક આપી છે તે માટે હું તેમનો આભારી છું. એ તક સાધી ગુજરાતની મારી બ્હેનોને નૂતન વર્ષનાં અભિનંદન સાથે ભાઈબીજની વીરપસલી આપવાનો યથા શક્તિ-મતિ હું પ્રયત્ન કરીશ.

સન્નારીઓ માટે આ જમાનો પ્રગતિનો છે. પચીસ વર્ષ પ્હેલાંની સ્થિતિ અને આજની સ્થિતિમાં ઘણો ફેર પડી ગયો છે, યૂરપ-અમેરિકાની સ્ત્રીઓએ ઘણી દિશાઓમાં પ્રગતિ સાધી છે. અત્યાર સુધી પુરૂષોનાં ગણાતાં અનેક કાર્યક્ષેત્રોમાં તેમણે સમાન હક્ક મેળવી લીધા છે. પછાત ગણાતા તુર્કસ્તાને પડદો ફગાવી દઈ એક ઝપાટામાં અજાયબી પમાડે એટલી પ્રગતિ કરી છે. બુરખામાં સતત્ ઢંકાયલી રહેતી મીસરની વીરાંગનાઓ એ બુરખા ચીરી નાંખી દેશસેવાના ક્ષેત્રમાં ઝંપલાવી રહી છે. એશિયામાં જાપાનીઝ સન્નારીઓએ પ્રગતિની પ્હેલ કરી, પાડોશમાં ચીનની મહિલાઓને તેનો ચેપ લગાડ્યો. આજે એ બન્ને દેશની સન્નારીઓ પોતાની કાળજુની જંજીરો તોડવા અથાગ પ્રયત્નો કરી રહી છે. આપણા પાડોશી અફગાનિસ્થાને તુર્કસ્તાનને પગલે ચાલી પ્રગતિ સાધવાની શરૂઆત કરી દીધી છે; નામદાર રાણીસાહેબાએ પડદો કાઢી નાંખવાની પ્હેલ કરી પ્રજા માટે અનુકરણીય દાખલો બેસાડ્યો છે. સ્ત્રી-ઉન્નતિના અનેક કાર્યો એ રાજરાણીના નેતૃત્વ હેઠળ શરૂ થઈ ચૂક્યાં છે. ઇરાનના શાહબાનુ પણ તેમનું અનુકરણ કરી એજ દિશામાં આગેવાન ભાગ બજાવી રહ્યાં છે.

આ પ્રમાણે જ્યારે આખી દુનિયા પ્રગતિશીલ બની છે ત્યારે હિંદમાં આપણે હાથ જોડીને બેસી રહીએ એમ ન જ બને. કેટલાં

પચીસ વર્ષમાં હિંદની સન્નારીઓએ પણ એ પ્રવૃત્તિના કાર્યમાં યથાશક્તિ પોતાનો ફાળો આપ્યો છે. આપની આ અગ્રણી સંસ્થા, શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ અને એવીજ બીજી ભારતીય સ્ત્રી સંસ્થાઓનો એ પચીસ વર્ષનો ઇતિહાસ એ વિષે આપણને ખાત્રી આપે છે. આટલું છતાં એકંદરે સરવૈયું કાઢતાં આપણને જરૂર એમ લાગે છે કે બીજા દેશોના પ્રમાણમાં આપણે બહુ ઓછી પ્રગતિ સાધી છે. કેટલીક વાર આપણને એમ પણ જણાય છે કે જે દિશામાં આપણે પ્રગતિ કરવી જોઇએ તેથી ઉલટી દિશામાંજ એ માટેના પ્રયત્નો થયા છે.

યુરપ–અમેરિકાની સ્ત્રીઓએ સમાન હક્ક માટે લડત ચલાવી; પુરૂષોના કાર્યક્ષેત્રોમાં તેમની સાથે હરીફાઇ માંડી. એ લડતમાં તેમણે મોટે અંશે વિજય પણ મેળવ્યો છે; તેમની ઘણીખરી માંગણીઓ સ્વીકારાઇ છે. આપણે ત્યાં તેમની એ લડતનું કેટલેક અંશે આંધળું અનુકરણ થયેલું જોઇ શકાય છે. કુદરતે સ્ત્રી પુરૂષના અંગોની રચના જુદા જુદા પ્રકારે કરી છે અને તેમણે જુદા જુદા ધર્મો બજાવવાના છે, એ બાબત યુરપ–અમેરિકામાં અત્યાર સુધી લડતના ઉત્સાહમાં વિસરાઇ ગઇ હતી. એ લડતના પરિણામે મળનારા વિજયની ઝાંખી થતાં આગેવાનોને પોતાની ભૂલ સમજાઇ છે. ત્યાંની લડતે ગૃહજીવનને તદ્દન વિસારી મૂક્યું હતું, તે તરફ પૂનઃ તેમની દૃષ્ટિ ખેંચાઇ છે, અને તેમણે ભૂલ સુધારી લેવાના પ્રયત્નો શરૂ કરી દીધા છે. આદર્શ સ્ત્રી એટલે ઉત્તમ ગૃહિણી, સુયોગ્ય સહધર્મચારિણી અને વત્સલ માતા, એ ધ્યેય હવે ત્યાં સ્વીકારાતું જાય છે.

સદ્દભાગ્યે હિંદમા એ આદર્શ હજી ભૂલાયો નથી. આદર્શ સ્ત્રી એટલે 'આર્યા' એ આપણી જમાનાજુની ભાવના છે. પરંતુ એ આદર્શને વ્યવહારિક જીવનમાં મૂર્તિમંત કરવા આપણે સક્રિય પ્રયત્નો બહુ થોડા કર્યા છે. ગુજરાતની સન્નારીઓ 'આર્યા' બને તે માટે આપણે ફક્ત છૂટા છવાયા પ્રયત્નો કરીને જ સંતોષ માન્યો છે. આપણા સામાજીક બંધારણે પ્રાચીન ભાવના આદર્શ તરીકે રાખી પરંતુ આપણી કુરૂઢીઓએ એ ભાવનાને જીવનમાં–વ્યવહારમાં ઉતરતી અટકાવી. જાણે અજાણે આપણી સ્ત્રીઓ 'આર્યા' ન બને એવાજ પ્રયત્નો અત્યાર સુધીમાં આપણા સમાજે કર્યા છે.

પ્રત્યેક સન્નારીએ 'આર્યા' બનવું જોઇએ–ઉત્તમ ગૃહિણી, સુયોગ્ય સહધર્મચારિણી અને વત્સલ માતા બનવું જોઇએ, એ સ્ત્રી જીવનનું ધ્યેય આજે પણ સર્વત્ર સ્વીકારાય છે. પ્રોફેસર કર્વે જેવા કર્મવીર પુરૂષોએ મહિલા વિદ્યાપીઠ સ્થાપી એજ આદર્શ સ્ત્રીઓનાં જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. સ્ત્રી વર્ગનાં બીજાં પુરૂષ તેમજ સ્ત્રી હિતચિંતકો અને વિચારકો એજ ધ્યેય સ્વીકારે છે.

સ્ત્રી પુરૂષના કાર્યપ્રદેશ કુદરતે નક્કી કરી આપ્યા છે. સ્ત્રીનો પ્રથમ કાર્યપ્રદેશ ગૃહ. એ પ્રદેશની તે રાણી બની શાસન ચલાવે; અને સુખી તેમજ સંતોષી ગૃહજીવનનો આદર્શ ઉભો કરે. ઉત્તમ ગૃહિણી બની ગૃહની વ્યવસ્થા કરે, ગૃહને પોતાની કળાઓથી શોભાવે, કુટુંબનું પાલન કરી સૌને સુખ અને સંતોષ આપે. પતિની યથાર્થ સહધર્મચારિણી બની રહે; તેનાં કાર્યોમાં રસ લેવા જેટલી, સહાય કરી શકે તેવી વિશાળ માનસિક દૃષ્ટિ મેળવે. બાળકોની વત્સલ માતા બની રહે; તેમને યોગ્ય રીતે ઉછેરી, કેળવણી આપી જીવનસંગ્રામ અને દેશસેવા માટે તૈયાર કરે. પુરૂષનો કાર્યપ્રદેશ ગૃહની બ્હાર. તે કમાઇ લાવે અને પત્નીને તેની ફરજો બજાવવામાં અનુકૂળતા કરી આપે.

અલબત્ત આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે સ્ત્રી ગૃહમાંજ ગોંધાઇ રહે; બ્હારના પ્રદેશમાં જરાય માથું ન મારે. ગૃહ એ સ્ત્રીનો પ્રથમ કાર્યપ્રદેશ. એ પ્રદેશની ફરજો બજાવી, સમય અને સાધનની અનુકૂળતા હોય તો તેઓ જરૂર સામાજીક કે રાજકીય ક્ષેત્રમાં પોતાનો હિસ્સો આપે. અત્યારે સ્ત્રીવર્ગની પ્રગતિના કાર્યક્ષેત્રોમાં એવાં સાધન અને શક્તિ ધરાવતી અનેક સન્નારીઓની જરૂર છે. ગૃહજીવનનાં શ્રમભરેલાં કાર્યો તેઓ જરૂર નોકર ચાકરને સોંપી શકે અને તેમાંથી બચતો સમય પોતાની બ્હેનોની ઉન્નતિના કાર્યમાં રોકી શકે. પરંતુ બ્હારના એ ક્ષેત્રોનું કાર્ય ગૃહજીવનના કાર્યોમાં અંતરાય રૂપ ન થવું જોઇએ.યૂરપ–અમેરિકાની સ્ત્રીઓએ કુટુંબીજનોને હોટલ અને કલબના આશ્રે છોડી મૂક્યા છે તેમ ' આર્યા ' ન કરી શકે.

ગુજરાતની પ્રત્યેક સન્નારી ખાસી ' આર્યા ' બને એમ સૌ કોઇ ઇચ્છે. એ ધ્યેય સાધવા માટે સન્નારીઓએ બે દિશામાં ખાસ પ્રગતિ કરવાની જરૂર છે. એક માનસિક કેળવણી; બીજી શારીરિક કેળવણી. ઉત્તમ ગૃહિણી બનવા માટે, સુયોગ્ય સહધર્મચારિણી બનવા માટે કે વત્સલ માતા બનવા માટે એ બે પ્રકારની કેળવણી અનિવાર્ય છે.

કુશલ ગૃહિણી બનવા માટે સામાન્ય અક્ષરજ્ઞાન ઉપરાંત ગૃહવ્યવસ્થામાં આવક–ખર્ચનો હિસાબ રાખવા જેટલી આવડત અનિવાર્ય છે. પતિની આવક અને કુટુંબના માણસોની સંખ્યા લક્ષમાં રાખી, ઘરભાડામાં, ખાધખોરાકીમાં, વસ્ત્રાભુષણમાં તેમજ જીવનની બીજી જરૂરીઆતોમાં કેટલો ખર્ચ કરવો પોષાશે તે તેના ધ્યાન બ્હાર ન હોવું જોઇએ. હમેશના એ ખર્ચ ઉપરાંત માંદગી, સારા માઠા પ્રસંગો અને એવાજ બીજા આનવાર્ય ભાવિ ખર્ચ માટે તેણે આવકનો કેટલોક ભાગ બચાવવાની પણ પેરવી કરવી જોઇએ. પોતાનું આરોગ્ય સંભાળી શકે એટલુંજ નહિ પરંતુ કુટુંબના માણસોની તંદુરસ્તી ન બગડે એવા ઉપાયો આગમચથી લઇ શકે અને તેમ છતાં કોઇ માંદું પડે તો તેની સુશ્રુષા કરી શકે એટલું આરોગ્યશાસ્ત્રનું, વૈદકનું અને નર્સીંગનું જ્ઞાન પણ ગૃહિણી માટે જરૂરનું છે. એ ફરજો બજાવવા માટે તેણે પોતે જરૂરી માનસિક અને શારીરિક કેળવણી લેવી જોઇએ. કુટુંબને સંપૂર્ણ રીતે સંતોષ આપી શકે એટલું પાકશાસ્ત્રનું જ્ઞાન આર્યગૃહિણી માટે સદ્ભાગ્યે હજી અનિવાર્ય મનાય છે. એ કામ માટે રસોઇઓ રાખી શકે એવાં કુટુંબોની ગૃહિણીઓ પણ એ જ્ઞાનથી વંચિત રહેવાનો પ્રમાદ ન કરી શકે. એમ થાય તો ગૃહિણીને રસોઇઆની ગુલામગીરી કરવી પડે અને કુટુંબને ' ધાનને બદલે ધૂળ ' ખાઇ તંદુરસ્તી બગાડવી પડે.

સુયોગ્ય સહધર્મચારિણી બનવા માટે પત્નીને એ બન્ને પ્રકારની કેળવણીની એથી વિશેષ જરૂર પડે. પતિના જીવનકાર્યોમાં રસ લેવા માટે, તેમાં તેને સહાયક બનવા માટે પત્નીએ ઉચ્ચતર કેળવણી અને વિશાળ માનસિક દૃષ્ટિ મેળવવી જોઇએ. રસોડાંની ચાર દિવાલમાં કે ગૃહના સંકુચિત ક્ષેત્રમાં ગોંધાઇ રહેતી પત્ની સહધર્મચારિણી ન બની શકે. ગૃહજીવનનાં એનાં જ્ઞાન અને અનુભવ સમાજના કે દેશના વિશાળ જીવનમાં અત્યંત ઉપયોગી થઇ પડે. એ પ્રદેશના પતિના કાર્યોમાં સહકાર અર્પી તે પતિનો ભાર હળવો કરી શકે અને સમાજસેવા કે દેશસેવાના પુણ્યમાં ભાગ પડાવી શકે. પતિમાં એવાં કાર્ય કરવાનો ઉત્સાહ ન હોય તો સુયોગ્ય સહધર્મચારિણી તેને પાનો ચઢાવી શકે; તે ડગમગતો હોય ત્યાં તેને હિંમત આપી અડગ રાખી શકે.

દેશની ગુલામી જંજીરો તોડવામાં આવી સહધર્મચારિણી સીધી તેમજ આડકતરી રીતે સંગીન મદદ કરી શકે.

વત્સલ માતા તરીકે તો સન્નારીએ વધારે ગંભીર ફરજો બજાવવાની છે. તંદુરસ્ત માતાજ તંદુરસ્ત બાળકોને જન્મ આપી શકે અને કેળવાયલી માતાજ એ બાળકોને યોગ્ય શિક્ષણ આપી શકે, તેમને સારી રીતે ઉછેરી શકે. માતા બનવાને ઉત્સુક સન્નારી માટે સુદૃઢ અને તંદુરસ્ત શરીરની જેટલી જરૂર છે તેટલીજ જરૂર તેમને પોતાની શરીરરચના અને બાલઉછેરના જ્ઞાન સંબંધી છે એવું શરીર અને જ્ઞાન ધરાવતી માતા પોતાના સુયોગ્ય બાળકો દ્વારા સમાજસેવા અને દેશસેવામાં સૌથી મોટો અને સંગીન ફાળો આપી શકે છે. ધર્મશાસ્ત્રો માતાને ' પ્રથમ ગુરૂ ' નું પદ આપે છે. એ પદની જવાબદારી બન્ને પ્રકારની કેળવણી પામેલી માતાજ ઉપાડી શકે.

આજે એ બંને ક્ષેત્રમાં—માનસિક અને શારીરિક કેળવણીના ક્ષેત્રોમાં ગુજરાતની સન્નારીઓનું સ્થાન શોક ઉપજાવે એવું છે. સોએ બે સ્ત્રી માંડ લખી વાંચી શકે છે. શાળા પાઠશાળાની કેળવણી પામેલી સન્નારીઓ તો આંગળીને વેઢે ગણી શકાય એટલી જ હશે. શહેરની બ્હેનોમાં માનસિક કેળવણીનું પ્રમાણ વધારે દેખાય છે; ગામડાની બ્હેનોમાં તે બિલકુલ નથી એમ કહીએ તો ચાલે બન્ને ક્ષેત્રો પરસ્પર વ્હેંચાઇ ગયાં હોય એમ લાગે છે. શહેરની બ્હેનો અમુક અપવાદો બાદ કરતા સર્વથા નિર્બળ અને નિસ્તેજ દેખાય છે. ગ્રામ્ય જીવન ગયું તે સાથે એ જીવનની કસરતો પણ ગઇ. શહેરોમાં જગ્યાની તંગાશ અને નોકરોની સગવડને કારણે સન્નારીઓને ગૃહજીવનમાં જોઇતી કસરત નથી મળતી. ગામડામાં એથી ઉલટાજ પ્રકાર દેખાય છે. ગ્રામિય જીવનની અનિવાર્ય કસરતોને કારણે તેમણે પોતાની તંદુરસ્તી જાળવી રાખી છે પરંતુ માનસિક કેળવણીને, અમુક અપવાદ બાદ કરતાં, સર્વથા વિસારી મુકી છે અથવા તે લેવા માટે તેમની પાસે પુરતાં સાધન સગવડો નથી.

આ શોકજનક સ્થિતિમાં સુધારો કરવાની જવાબદારી સન્નારીઓને પોતાનેજ શિરે આવી પડે છે. એ સ્થિતિ માટે તેઓ પોતેજ જવાબદાર છે. આપણી કન્યાઓને ખપજોગી કેળવણી પણ આપણે આપી નથી શકતા. એનાં બે મુખ્ય કારણો છે. અભણ માતા કન્યાને કેળવણી આપવાની જરૂર જોઇ શકતી નથી. પોતાના પુત્રોની કેળવણીમાં પણ તેનો હિસ્સો નહિ જેવો હોય છે. ' પુત્રી પારકે ઘેર જવાની છે; એને કમાવા નથી જવું ' એ માન્યતા પુત્રીની કેળવણીની આડે આવે છે. એવી માતાઓ કેળવણીની ઉપયોગિતા સમજે તોજ તેઓ પોતાની કન્યાઓને યોગ્ય શિક્ષણ આપે. ગમે તેવો સુશિક્ષિત અને સમજુ પિતા ખાવી અભણ માતા આગળ લાચાર બને છે. એવી માતાઓના જીવનમાં જ્ઞાનનો પ્રકાશ નાખવાની ફરજ સ્ત્રીમંડળો પર આવી પડે છે.

માનસિક કેળવણી લેવામાં બીજો મોટો અંતરાય બાળલગનની હાનિકારક રૂઢી છે. આ રૂઢી શારીરિક વિકાસના મુળ પણ ઉચ્છેદે છે. નાની કુમળી વયમાં બાળકોના, ખાસ કરીને કન્યાઓનાં લગ્નનો લ્હાવો લેવાની ઘણાં માબાપ ઉતાવળ કરે છે. આમ થવાથી કન્યાને શિક્ષણ લેવા માટે પૂરતો સમય નથી મળતો, એટલુંજ નહિ પણ કુમળી વયમાં સંસારની જવાબદારી માથે પડતાં તેની તંદુરસ્તી હણાઇ જાય છે. આ બાબતમાં પણ પિતા કરતાં માતા વધારે જવાબદાર છે; તેમની ઉતાવળનાં માઠાં પરિણામ કુમળી બાળાઓને જીંદગી સુધી ભોગવવા પડે છે. પ્રત્યેક કુટુંબની સન્ના-

રીઓ પોતાની આ ગંભીર ભૂલ સમજે તો સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં પડેલો આ સૌથી મોટો અંતરાય આપોઆપ દૂર થઈ જાય.

જેમ માતા કન્યાના લગ્નનો લ્હાવો લેવા ઉતાવળા બને છે તેમ અનેક સન્નારીઓ સાસુ બનવાને પણ ઉત્સુક હોય છે. વાજાં વગડાવીને, આનંદોત્સવ ઉજવીને, હોંસથી આણેલી એ વહુના સાસરામાં શા હાલ થાય છે તે આપણે સૌએ અનુભવ્યું છે. સાસુ-વહુના અને નણંદ-ભોજાઇના કજીયા કંકાસે આપણા સમાજને કલુષિત બનાવી મુક્યો છે. આ રીતે સ્ત્રીઓ પોતેજ પોતાની જાતિની સ્વતંત્રતા ખુંચવી લે છે અને ઉન્નતિમાં અંતરાય નાખે છે. યોગ્ય સાસુ તો કુમળી વયની એ પુત્રવધુને પેટની દીકરી જેવી ગણે, તેની માનસિક કેળવણી માટે ચીવટ રાખે, ગૃહવ્યવસ્થાની તેને તાલીમ આપે, અને સૌથી વધુ તો એ કે તેના શરીરનો સંપૂર્ણ વિકાસ થાય તે પ્હેલાં તેને સંસારની ઝુંસરીમાં ન જોડવાની ખાસ કાળજી રાખે. નણુદી પણ ભાભીને સગી બ્હેન જેવી ગણે અને અજાણ્યા સ્થળમાં તે મુંઝાય નહિ તે માટે તેની સાચી સખી બની રહે. આવી સાસુએ અને નણુંદો હિન્દુ સમાજમાં પાકશે ત્યારેજ આપણો સ્ત્રીવર્ગ સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે.

સન્નારીઓ, આ બન્ને દિશામાં તમે પ્રગતિ કરી શકો, માનસિક કેળવણી લઇ શકો અને શરીર-વિકાસ સાધી શકો, તો તમારી જાતિની ઉન્નતિ બીજી અનેક દૃષ્ટિએ સાધતાં તમને વાર નહિ લાગે. એ બે પ્રકારની પ્રગતિ માટે તમારે તમારી જાત પરજ આધાર રાખવાનો છે; પુરૂષો તમને એમાં બહુ મદદ નહિ કરી શકે. પુરૂષો બહુ બહુ તો એ માટેની તમને સગવડ કરી આપે, સાધનો મેળવી આપે પરંતુ કેળવણી માટે ચીવટતા રાખવી એ તો તમારા પોતાનાજ હાથની વાત છે. એ ચીવટતા તમારામાં આવશે, તેની તમે ખાત્રી કરી આપશો તો સમજુ પુરૂષો એ સંબંધી તમારે માટે બનતું કરવાને નહિ ચૂકે.

એ માટેના પ્રયત્નો વ્યક્તિગત કરવા કરતાં, તમારાં મંડળો દ્વારા એ ધ્યેય તમે ઓછા ખર્ચે અને વધારે સ્હેલાઇથી સાધી શકો. શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે એ દિશામાં અત્યાર આગમચ પ્હેલ કરી છે અને એ મંડળે પૂરી પાડેલી શિક્ષણવર્ગોની સગવડનો લાભ અનેક બ્હેનો લઇ રહી છે. એ વર્ગોનો લાભ દરેક બ્હેન લઇ શકે છે. સુશિક્ષિત બ્હેનો પોતાની બીજી બ્હેનોને શિક્ષણ આપવાનું કામ માથે લઇ સ્ત્રીવર્ગની સાચી સેવા કરી શકે. એવી બ્હેનો સેવાભાવે કામ કરવાની ઉત્સુકતા બતાવે તો ઓછા ખર્ચમાં વધારે સારૂં પરિણામ લાવી શકાય. અત્યારે મંડળ કેટલાક વિષયોનું શિક્ષણ આપવાના વર્ગો ચલાવે છે. ગૃહવ્યવસ્થામાં અને ગૃહને સુંદર બનાવવામાં ઉપયોગી થઇ પડે એવા વિષયો એ વર્ગોમાં શીખવાય છે. ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, ભરત ગુંથણ, શીવણ અને વેતરકામ, ચિત્રકામ વગેરે અત્યારે શીખવાય છે. ગૃહિણીની કેળવણીની દૃષ્ટિએ ગૃહઆરોગ્ય, શરીરજ્ઞાન, માંદાની માવજત, વગેરે બીજા કેટલાક વિષયો શીખવવાના વર્ગ પણ ઉઘાડવાની જરૂર છે. ઉપરાંત શારીરિક વિકાસ માટે વ્યાયામશાળા સ્થાપવાની અને તે માટે પદ્ધતિસર તાલીમ આપવાની માગણી થાય છે.

આ અને એવી બીજી અનેક સગવડો ગુજરાતી બ્હેનોને મળે તે માટે યોગ્ય વ્યવસ્થા કરવા મંડળના સંચાલકો ઉત્સુક છે, પરંતુ તેમને નાણાંના અભાવે અત્યાર સુધી એ ઉત્સુકતા દબાવી રાખવી પડી છે. એ ખોટ પણ પ્રભુ કૃપા તો થોડા સમયમાં પૂરાશે. પચીસ વર્ષથી ગુજરાતી સન્નારીઓની અનેકવિધ સેવા કરી રહેલું આ મંડળ ચાલુ

વર્ષમાં પોતાનો રજત મહોત્સવ ( સીલ્વર જ્યુબીલી ) ઉજવવા ભાગ્યશાળી થાય છે. એ આનંદના પ્રસંગે તેની સેવાની કદર કરી મુંબાઇની ગુજરાતી જનતા પોતાનો ઉદાર હાથ લંબાવી રહી છે અને મંડળના સંચાલકોના સ્વપ્નાં નજદીકના ભવિષ્યમાં ખરાં પડશે એવાં શુભ ચિન્હ દેખાય છે. આ પ્રસંગે પ્રત્યેક ગુજરાતી સન્નારીની ફરજ છે કે પોતાના તરફનો યથાશક્તિ ફાળો આપે અને સ્ત્રી-ઉન્નતિનાં મંડળના કાર્યમાં બનતી સર્વ પ્રકારે મદદ કરે.

સ્ત્રીવર્ગની ઉન્નતિ માટે અનેક દિશાઓ સૂચવી શકાય; પુસ્તકોનાં પુસ્તકો લખી શકાય. આજ તો મારે ફક્ત " બે બોલ " કહેવાના છે એટલે ઉન્નતિની ઇમારતના પાયા રૂપ બે બાબતો—માનસિક અને શારીરિક કેળવણીની જરૂરીઆત જ મેં બતાવી છે. મારાં અલ્પ જ્ઞાન અને અનુભવ મુજબ મને લાગે છે કે આ બે બાબતો ઉપર સન્નારીઓ પોતાની પ્રગતિની ભાવિ ઇમારતનો પાયો ચણે તો એ ઇમારત અત્યંત મજબુત અને સુખદાયી બનશે; અને જે ભુલ યૂરપ-અમેરિકાની સન્નારીઓએ કરી છે તેમાંથી બચી જઇ આપણી પ્રાચીન ભાવના અને તે સાથે સંકળાયેલું—સુખી ગૃહજીવન, સંસારનું સ્વર્ગ, અખંડ ટકાવી શકશે. આજના આ મંગળ પ્રભાતે, નૂતન વર્ષના અભિનંદન સાથે આવતી કાલ-ભાઇબીજ—ની વીરપસલી તરીકે મારા આ વિચારો ગુજરાતની મારી બ્હેનોને ચરણે ધરૂં છું. એ વિચારો હૃદયમાં ઉતારી બ્હેનો પોતાની ઉન્નતિનાં ગણેશ આજથી જ માંડે અને તેના પરિણામે જાતે સુખી થાય અને કુટુંબને સુખી કરે—સંસારમાં સ્વર્ગ ઉતારે, એવો મારો તેમને ભાઇ તરીકે આશીર્વાદ છે.

---

### આપણા દેશી રાજાઓ

પારીસમાં આપણા રાજાઓ ગરીબ પ્રજાના નાણાંનો કેવો ધુમાડો કરે છે, તે કોઇથી અજાણ્યું નથી. કહે છે કે હમણાં ત્યાંના એક હોટલમાં એક મહારાજા પોતાના જનાના રસાલા સાથે ઉતર્યા છે અને રોજના ૬૦ લાખ ફ્રાંક ખર્ચવાની શક્તિ ધરાવે છે ! સ્ટેશનેથી હોટલમાં પધાર્યા ત્યારે કેટલીય મોટરકારો પડદાપોશ સ્ત્રીઓથી ભરેલી હતી. દિવસે તો એ બધીઓ પોતાના ઓરડાઓમાં ભોજન લે છે પણ રાતના બ્હારના કોઇ મોટા રેસ્ટોરાંમાં મોટે ખર્ચે ખાનગી ઓરડા રાખી ભોજન લેવાય છે. ભોજન પછી નાટકમાં પધારે છે. પછી મહારાજા સાહેબનું મેજું ઠેકાણે હોય તો બધી રાણીઓને લઇ ત્યાંના વેશ્યાગૃહોમાં જાય છે અને નહિ તો ખાનગી મંત્રી સાથે એકલા ત્યાંની મુલાકાત લે છે. લગભગ મળસ્કે પધારીને આરામ લે છે !



# સતીનો શાપ.

## ( એક ઐતિહાસિક ઘટના. )

લેખક: તારાચંદ્ર પોપટલાલ અહાલજા
એલ. ટી. એમ.

### ૧. રાજરોગ.

"ત્રાહિમામ! ત્રાહિમામ! વૈદરાજ! આ દર્દ સહન નથી થતું. જાણે ટુંપો ખાઇને જીવનનો અંત આણું એવું થઇ જાય છે!"

"ધીરજ ધરો રાજન્! એમ અકળાયે શું બનવાનું છે? આ તો રાજરોગ!" વૈદે ધીરજ આપી.

રાજા શય્યામાં સફાળો બેઠો થયો અને વૈદ તરફ ટગર ટગર જોઇ રહ્યો.

એજ ઘડીયે શયનખંડનું પાછળનું દ્વાર ઉઘડ્યું. રાજાની નાડી તપાસતો વૈદરાજ, ઉભો થવા ગયો.

"હરકત નહિં, બેસો, વૈદરાજ. જીવનપર્યંત મેળવેલા રાજ્યાશ્રયને વસુલ કરી બતાવવાનો આ અવસર છે."

શબ્દોમાં સત્તાનો ધ્વનિ હતો. વચનોમાં લાચારી નહિં પરંતુ આજ્ઞા સ્પષ્ટ જણાતી હતી.

સોખડાની રાણી આવી, પોતાના પતિના માથે હાથ ફેરવ્યો, અને ઉત્તર માટે આતુર નયને વૈદરાજ તરફ જોઇ રહી.

"બા સાહેબ, આપ ન કહો તો પણ હું બધુંય સમજું છું. રાજ્યના અન્નથી મારો દેહ પોષાયો છે, જીવનભર મેં રાજ્યનું લુણ ખાધું છે, એ લુણ હક્ક કરવાની મારી પવિત્ર ફરજ છે, અને આપ માનો કે ન માનો, પરંતુ સારામાં સારા ઉપચારો કરવામાં હું કશી મણા નથી રાખતો."

"ત્યારે દર્દ કેમ નાબુદ નથી થતું?"

"એ દર્દજ એવું છે. એ તો રાજરોગ. ઉપચારને લીધે તાત્કાલીક શાંતિ થાય, પરંતુ વખતોવખત ઉથલો તો મારેજ."

"એને નિર્મૂળ બનાવવાનો કંઇજ ઉપાય નથી?" રાણી આતુરતાથી ઉત્તરની રાહ જોઇ રહી.

વૈદ વિચારમાં પડ્યો શું જવાબ આપવો તે તેને સુઝ્યું નહિં.

"કેમ વિચારમાં પડ્યા, વૈદરાજ?"

"મારી દશા સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી છે, બા સાહેબ!"

"કેમ?"

"સાચું કહું તો રાજાજી નાખુશ થાય છે; તેમને રૂચતું કહું તો અસત્ય બોલ્યાનું મિથ્યા પાતક વહોરવું પડે છે."

"ના, ના, વૈદરાજ, મને રાજી રાખવા માટે સત્ય હકીકતને અંધારામાં ન રાખશો." રાજા પણ સાચી વાત જાણવા ઉત્સુક બન્યો.

"તો પછી હું પ્રભુને સાક્ષી રાખીને જણાવું છું કે આ રોગ અસાધ્ય છે. એ નિર્મૂળ તો નહિંજ થાય, પરંતુ જ્યારે જ્યારે દર્દ ઉપડે ત્યારે ત્યારે તેનો ત્રાસ ઓછો જણાય એવા ઔષધો તો આર્ય વૈદકશાસ્ત્રીઓએ જરૂર યોજેલા છે."

"તો પછી એ ઔષધોનો ઉપયોગ કરો, રાજાજીને કરાર વળે એવા ઉપાયો યોજો." રાણીએ આજ્ઞા કરી.

"દાંતને જીભની બલામણ કરવી પડે, બા સાહેબ !"

"એ તો હુંય સમજું છું. તમારી પ્રવીણતામાં, તમારી સહૃદયતામાં, તમારી રાજ્યભક્તિમાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે. તેથી તો અમે વિશ્વાસપૂર્વક આપને વળગી રહ્યા છીએ." રાણીએ વૈદની પ્રશંસા કરતાં તેના કર્તવ્યની સૂચના કરી.

"અને પ્રભુ કરશે તો એ વિશ્વાસ અસ્થાને નહિંજ નિવડે. આજે હું છેલ્લો ઉપાય અજમાવી જોઉં છું. ઇશ્વર કૃપા તો તરત આરામ જણાશે."

વૈદરાજ જરૂરી સૂચનાઓ આપીને ગયો. રાણી વ્યાધિથી પીડાતા પોતાના પતિ તરફ દયાર્દ્ર નજરે જોઇ રહી

૨. એક ઘા ને બે કટકા !

"ગોર તો પરણાવી દે, કંઇ સંસાર નીભાવી દે ?" મૂછના આંકડાને વળ દેતાં દેતાં એક યુવાન રજપૂત બોલ્યો અને આકાશ ભણી નજર કરીને ઉંડા વિચારમાં ઉતરી પડયો

તેનો મિત્ર હસી પડયો. "અરે ભલા માણસ ! પણ અહીં તો હજી પરણવાનાજ કયાં ઠેકાણા છે. જે કન્યા ઉપર નજર કરી છે એ મળવી મહા મુશ્કેલ છે."

"હું તો કહું છું કે આવડત હોય તો સાવ સ્હેલ છે." પેલા યુવાને કંટાળીને ઉત્તર આપ્યો અને કટાણું મ્હો કરીને પોતાના મિત્ર તરફ તાકી રહ્યો.

"આમ ખીજાય છે શા માટે દુર્જનસિંહ ! હું જાણું છું કે તું મારો હિતચિંતક છે–મારો ઉત્કર્ષ જોવાને તું ઉત્સુક છે. પરંતુ શું કરીયે ! એ તે કંઇ લાડવો છે કે ટપ લઇને મ્હોંમા મુકી દઇયે ?"

"હા, આવડત હોય તો એમ પણ કરી શકાય."

"ન થાય, ભાઇ ન થાય. સોખડાનો ગ્રાસ મેળવવો એ તો લોઢાના ચણા ચાવવા જેવું કઠણ કામ છે. સિંહની બોડમાં પેસીને તેના વ્હાલા બચ્ચાંને છીનવી શકાય તો શત્રુંઓના કાળ સમા શૂરવીર મારા મામાના હાથમાંથી સોખડાનો ગ્રાસ છીનવી શકાય."

"પરંતુ તને ખબર નથી કે તારો એ મામો હમણાં કોઇ ભયંકર વ્યાધિથી ઘેરાયો છે–એ નર કેસરી દર્દના દુઃખથી કાયર બનીને ગરીબ ગાય જેવો થઇ ગયો છે !"

"ખબર છે. પરંતુ પાંજરે પુરાયલો તો પણ સિંહ ! એને છંછેડવા જતાં એ મરણિયો થઇને છંછેડનારના પ્રાણ હરે."

"ત્યારે તમે શું ધાર્યું ?" યુવાન તેના અંતરની વાત જાણવા ઉત્સુક બન્યો.

"મામાના મૃત્યુ સુધી નિરાંતે બેસી રહેવું..."

"એટલે હાથે કરીને સોખડાની સત્તા સ્વપ્નવત બનાવી દેવી !" યુવાન વચમાંજ બોલી ઉઠયો અને રોષ ભરી નજરે પોતાના મિત્ર તરફ જોઇ રહ્યો

"સ્વપ્નવત શા માટે ? મામાને સંતાન તો છેજ નહિ અને હવે થાય તેવી આશા નથી. એમના મૃત્યુ પછી હુંજ તેમનો વારસ છું ને ?"

"જો જો ! રખે એ આશામા ને આશામાં કુંવારા રહી જતા ! ભલા માણસ એટલીયે ખબર નથી કે જ્યાં ધનદૌલત અને સત્તા કે સંપત્તિ હોય છે ત્યાં અનેક સાચા ખોટા વારસો ફુટી નીકળે છે અને વારસો મેળવવા માટે મારામારી કરે છે ? મામાના મૃત્યુ પછી એ સત્તા મેળવવાની આશા તો છેક્જ આકાશકુસુમ સમી જાણજો !" યુવાને સાફ સાફ વાત સંભળાવી દીધી.

"સતીનો શાપ"



ચિત્રકાર : ] દેવીએ...તીખી તલવારને હવામાં વીંઝી ( પૃષ્ઠ ૨૦૨ ) [ રા. કલાકાન્ત



L. M PRESS, BARODA.



Fine Arts

A. M. Dhurandhar.
24th August 28

લલિત કલાઓ.

[ બ્હેન અંબુબાઇ ધુરંધર

ચિત્રકાર ]

"ત્યારે શું કરવું ?"

"એક ઘા ને બે કટકા !"

"એટલે ?"

"એટલે એજ, બીજું શું ?" યુવાને ઇશારો કર્યો અને પોતાના મિત્રના મુખ ઉપર થતા ફેરફારો ધારી ધારીને જોવા લાગ્યો.

પેલો મિત્ર વિચારમાં ઉતરી પડયો. સત્તા અને સંપત્તિ કોને નથી ગમતાં ! એના મોહમાં મનુષ્ય વિવેકભ્રષ્ટ બને છે અને ન કરવાનું કરી બેસે છે ! એકાએક કંઇ વિચાર સુઝી આવ્યો હોય તેમ તેણે પ્રશ્ન કર્યો, "પણ તે કેવી રીતે બની શકે ?"

"કાલવડાના કુમારને એટલુંયે ન આવડે ! હરકત નહિ, એની ચાવી હું બતાવું. આ બંદા પાસે એવી યુક્તિઓનો ભંડાર ભર્યો છે."

યુવાન ગર્વભરી નજરે કુમાર તરફ જોયું, ઉઠ તેની નજીક આવ્યો અને તેના કાનમાં કંઇ કહ્યું, કુમાર ચમક્યો, પરન્તુ સ્વાર્થ ! સ્વાર્થના વિચારે તેની વિવેકબુદ્ધિ બહેર મારી ગઇ.

"ત્યારે જરૂર ! સોમવારે પ્રાતઃકાળે જ : ભૂલવા નહિં."

"અરે એ તે ભૂલાય ?"

યુવાને જોયું કે કુમારના મુખ ઉપર દૃઢ નિશ્ચયના ચિહ્નો સ્પષ્ટ તરવરે છે ! એના અંતરમાં આનંદની છોળો ઉછળવા લાગી !

### ૩. સત્તાના સ્વપ્ના !

ગુજરાતના સુલ્તાન અહમદશાહ પહેલાએ વાઘેલાઓનું રાજ્ય લીધું ત્યારે એ વંશના વરસોજી અને જેતોજી બહારવટે નીકળ્યા અને અખા ભંડારી નામના રજપૂતની મદદથી* તેમણે પાદશાહ પાસેથી પાંચસે ગામનું કલોલ પરગણું મેળવ્યું.

જેતાજીના વંશમાં આનંદદેવ થયો તેના પાટવી કુંવરના વંશમાં ઇ. સ. ૧૭૨૮ સુધી કલોલનું રાજ્ય રહ્યું, પરંતુ છેલ્લા રાજા અમરતસિંહજીએ કલોલ ખોયું. અને પોતે લીંબોદરે જતા રહ્યા, જ્યાં તેના વંશજો અત્યારે છે. લીંબોદરા હાલ ગાયકવાડી કડી પ્રાંતમાં છે.

આનંદદેવના ન્હાના કુંવર રાણકદેવને રૂપાલનો ગ્રાસ મળ્યો. તેનાથી ત્રીજી પેઢીએ સામતસિંહ થયો તેના વખતમાં તેના કુંવરો વચ્ચે રૂપાલના ગ્રાસના ભાગ પડયા. ન્હાના કુવર સોમેશ્વરને કોલવડા વિગેરે ૧૪ ગામ મળ્યા.

આ કોલવડા ઉપર આપણી વાર્તાના સમયે સોમેશ્વરના પૌત્ર ચાંદાજીની આણ વર્તાતી હતી.

ચાંદાજીને એકજ કુંવર હતો એનું નામ હિમાળોજી.

હિમાળોજી સમજણો થયો ત્યાર પછી પણ બે ચાર વખત પોતાની માતા સાથે પોતાને મોસાળ-સોખડે ગયો હતો, મામાનો ઠિરાસ નજરે જોયો હતો. પોતાના પિતાના ગિરાસ કરતાં એ ગિરાસ ચઢીયાતો હતો. મામાની જાહોજલાલી એની નજરમાં ખૂંચી હતી, એ મામાને એકે સંતાનનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું નહોતું અને 'જતે દહાડે આ ભાણો મામાનો વારસ બનશે' એવી લોકવાયકા આ ભાણાને કાને પડતી અને એની જીજ્ઞાસા વધુ ને વધુ સતેજ બનતી. કોલવડામાં પણ કુમારના ખુશામતિયા એને સોખડાનો ભાવિ રાજા કહી એની ખુશામત કરતા અને સોખડાની સમૃદ્ધિના-સોખડાની સત્તાના સ્વપ્ના સેવતો આ કુમાર મનમાં એમજ માની બેસતો કે "મામાના મૃત્યુ પછી સોખડા મારૂંજ છે !"

પરંતુ વાત એટલેથીજ અટકી

* જુઓ વીરની વાતો-ભાગ ત્રીજાની છેલ્લી વાર્તા.

'હિમાળોજીના હાથમાં સત્તા આવે તો પોતે પણ મનમાની મોજ ઉડાવી શકે' એવી ભાવનાવાળા તેના મિત્રો કાગને ડોળે રાહ જોઇ રહ્યા હતા કે ક્યારે કોલવડાના ઠાકોર ચાંદાજી અગર તો સોખડાનો ઠાકોર પેથોગોલ શરણ થાય અને હિમાળોજીને કોલવડાની કે સોખડાની રાજ્યસત્તા પ્રાપ્ત થાય.

આવા સ્વાર્થસાધુઓમાં સૌથી ચડી જાય એવો એક ખંધો પ્રપંચી પુરૂષ હતો. આ પુરૂષ તે હિમાળોજીનો મિત્ર દુર્જનસિંહ હમેશાં એ હિમાળોજીને ચાવી ચડાવતો, પરંતુ 'મામાના જીવતાં શું દહાડો વળે' એ એકજ ઉત્તર હિમાળોજી તરફથી મળતો. દુર્જન આવા નીરૂત્સાહ જવાબોથી કંટાળ્યો અને રાહ જોયા કરીને નિરાશા વધાર્યા કરવી તેના કરતાં તડ ને ફડ કરી નાખવામાંજ મજા છે એ વાત કુમારના ગળે ઉતારવાનો તેણે પ્રયત્ન કર્યો. આ યત્નમાં દુર્જન ફાવ્યો, કુમાર પાસે પોતાનું ધાર્યું કરાવવામાં તે ફળીભૂત થયો. કુમારે તેની યોજના વધાવી લીધી અને તેનો અમલ કરવા પોતે તત્પર બન્યો.

## ૪. સ્વામીભક્ત સતી !

"કહો, કહો, સ્વામી ! શું કરૂં કે આપના મુખ ઉપર નીરતંર છવાઇ રહેતું વિષાદનું વાદળ વીખરાઇ જાય ? શું કરૂં કે જેથી આપના મુખ ઉપર કેવળ પ્રસન્નતા, આનંદ, હર્ષ, પ્રફુલ્લતાનો પ્રકાશ ફેલાય ? કહો, જે ફરમાવો તે કરવા તત્પર છું."

સોખડાની અધિષ્ઠાત્રી સ્નેહભર્યા ભાવે પોતાના સ્વામી પાસે આવી. તેનો કમળદંડ સમો કોમળ હાથ પતિના મસ્તકે ફરવા લાગ્યો. એ પ્રેમમૂર્તિના સ્નેહભર્યા સ્પર્શથી સોખડાનો સ્વામી ઘડીભર પોતાની ચિંતાને ભુલી ગયો. તે હસ્યો, પ્રફુલ્લ વદને પોતાની સ્નેહરાશી તરફ ભાવભીની નજરે જોઇ રહ્યો.

પરંતુ એ હર્ષ ક્ષણિક નીવડયો, એકજ વિચાર તેને રાતદિવસ સતાવ્યા કરતો હતો અને એ વિચાર બીજા કોઇને જણાવવા તે ખુશી નહોતો.

પ્રજાજનો એમજ માનતા કે જે ભયંકર વ્યાધિ કોઇ કોઇ વખત આ રાજવીને સતાવે છે તેનાથી તે અહોનિશ ઉદાસ રહે છે. પરંતુ રાણી–રાતદિવસ ખડા પગે તેની સેવામાંજ તત્પર રહેનારી રાણીની ખાત્રી થઇ ચુકી હતી કે આ ઉદાસીનતાનું કારણ કંઇ બીજુંજ હોવું જોઇએ. આજે તે કારણ જાણવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

"ભોળી રે ભોળી ! તને તે કેવી રીતે સમજાવું ? અનેક વખત કહી ચુક્યો કે આ ભયંકર વ્યાધિને લીધે મને કંઇ કંઇ વિચારો થઇ આવે છે."

"પરંતુ એ વ્યાધિ હવે છેજ ક્યાં ? વૈદરાજના રામબાણ ઉપાયથી હાલ તો એ રોગનું નામ નિશાન પણ નથી !" રાણીએ શંકા ઉઠાવી.

"હાલ નથી, પરંતુ ભવિષ્યમાં એ દર્દ નહિજ થાય એમ કેમ કહેવાય ?"

"ભવિષ્યની ચિંતા અત્યારે શા માટે જોઇએ ?"

"એ તો જેનો જેવો સ્વભાવ."

રાણી પેથોગોળના મુખ તરફજ તાકી રહી હતી, તેના ચહેરામાં થતા ફેરફાર લક્ષ પૂર્વક જોઇ રહી હતી, તેનું અંતર પારખવાનો યત્ન કરી રહી હતી. તેણે જોયું કે પોતાનો પતિ કંઇ અંતરની વાત છૂપાવવા મિથ્યા પ્રયાસ કરી રહ્યો છે !

"કહો ન કહો, પરંતુ આપ મારાથી પણ આપનું દિલ ચોરી રહ્યા છો, આપના અંતરમાં કોઇ છૂપી વેદનાને છુપાવી રહ્યા છો."

રાજા ચમક્યો. રાણી આત્મવિદ્યા તો નહિ શીખી હોય ?

"અરે કંઇ ગાંડી થઇ છે કે શું ? તારાથી કંઇ છુપાવવાનું હોય?"

"મને ગાંડી ગણો કે ઘેલી કહો, તમને ફાવે તે કહો. જેવી તેવી તોય હું તો આપના ચરણની દાસી છું. પરંતુ આજે આપના અંતરની વાત જાણ્યા વિના મને ચેન પડનાર નથી. જ્યાં સુધી આપ સત્ય હકીકત નહિ જણાવો ત્યાં સુધી હું અહીંથી ખસનાર નથી."

"શું અન્નજળનો પણ ત્યાગ કરીશ ?"

રાજા હસ્યા. રાણીએ જોયું કે એ હાસ્યમાં મીઠી મશ્કરીનો ઉલ્લાસ નહોતો—એ તો ન છુટકે મોઢા ઉપર આણેલું ફિક્કું હાસ્ય હતું !

"જરૂર. અન્નજળનો ત્યાગ તો શું, પરંતુ આપના સુખને માટે મારો આ દેહ અર્પણ કરવો પડે તો તે પણ ખુશીથી આપી દઉં. આપ સુખી તો હું સુખી. આપને સુખી કરવા માટે મારા સુખ સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો તે પણ કરવા હું તત્પર છું."

"દેવી ! એ બાબતમાં તો તું પ્રવીણ છે. તારી સ્વામીભક્તિ સ્વર્ગના દેવોને પણ ઇર્ષા ઉપજાવે તેવી છે..."

"ન કરો, નાથ, એવાં વધારો પડતા વખાણ કરી મને છાપરે ન ચડાવો. મારી સેવાથી આપ પ્રસન્નજ થયા હો તો આપના વિષાદનું સત્ય કારણ મને જણાવો..."

"એ જાણીને તું શું કરીશ ?"

"એ કારણને નિર્મૂળ બનાવીશ."

"જે વૃક્ષને પાણીપોષીને મોટું કર્યું હોય તેને છેદવાની વૃત્તિ કોઇને થાય ?"

"પરંતુ એ વૃક્ષમાંથી વિષ ઝરે તો તેના નાશ સિવાય બીજો શો ઉપાય ?"

"એ ઉપાય આપણા હાથમાં ન હોય તો ?"

"તો એ વિષથી વેગળા રહેવાની સાવચેતી રખાય."

રાણીના આ શબ્દોમાં રાજાને ઉંડુ રહસ્ય જણાયું. આ વચનોમાં તેને પોતાની ચિંતાના નિવારણ માટેની છુપી ચાવી જણાઇ. તેણે મનમાંજ કંઇ નિશ્ચય કરી લીધો.

"ઠીક છે, તો આજથી તારી નણંદને કદી સોખડામાં પગ મુકવા ન દેતી !"

"કોને રૂપાળીબાને ? તમારા બહેનને ? એણે આપનું શું બગાડયું છે ?" રાણી ચમકી. રાજા આ શું બોલે છે ?

"બગાડયું નથી, પણ કદાચ બગાડે."

"બહેન કદી ભાઇનું ભુંડું વાંચે ?" રાણીને રાજાની શંકા અસ્થાને જણાઇ.

"બહેન ભાઇનું ભુંડું ન વાંચે, પણ ભાણેજ તો મામાનું કાસળ જરૂર કાઢે."

"શા માટે ?"

"રાજ્ય માટે—સત્તાના શોખને સંતોષવા માટે !"

રાણી સમજી. ભેદનો પડદો દૂર થયો. છતાં પોતાનો ભાણેજ આટલી હદ સુધી દુષ્ટતા દાખવે એ વાત તેના માનવામાં આવી નહિ.

"હિમાળોજીને આપ આટલો બધો દુષ્ટ ધારો છો ? આપે તો એને ખૂબ લાડ લડાવ્યા છે, એના મ્હોંમાંથી પડતો બોલ ઝીલી લઇને એની દરેક માગણીને સંતોષી છે, સગા દીકરા કરતાં પણ વધારે માયા મમતા એના પ્રત્યે જતાવી છે. આ બધું એ ભુલી જશે ?"

"ચોક્કસ. એમાં જરાય શંકા નહિ. સંપત્તિ અને સત્તા એ બે એવી વસ્તુ છે કે એ મનુષ્ય માત્રને વિવેકભ્રષ્ટ બનાવી મુકે છે. એ વખતે તેની બુદ્ધિ બહેર મારી જાય છે. તેના ઉપર કરવામાં આવેલા ઉપકારો તે ભુલી જાય છે, સ્નેહ કે સંબંધ વિસારે પડે છે, શુભેચ્છક હોય તે એ વખતે શત્રુ બની જાય છે અને પોતાની ધારી વસ્તુ મેળવવા માટે ન કરવાના કામ કરી બેસે છે."

"પરંતુ હિમાળોજી પણ એમ કરશે એવી શંકા આપ શા માટે કરો છો ? આ-

પનો દેહ નહિ હોય ત્યારે રાજ્ય એનુંજ છેને ? "

" એટલી ધીરજ રાખવા જેટલી સહનશીલતા એનામાં હોય તો પછી શું જોઇએ ? મારા સાંભળવામાં આવ્યું છે કે કોઇ પણ રીતે મારો સંહાર કરીને સોખડાની ગાદિયે બેસવા તે અધીરો બન્યો છે. "

રાણી ચમકી. પોતાના સ્વામીનો સંહાર ? એ સાંભળતાંજ તેની કાયા કંપી ઉઠી.

પોતાના શીરછત્રનો સંહાર સોખડાની સત્તાના ત્યાગથીજ અટકી જતો હોય તો તેમ કરવા તે તત્પર બની.

" એમજ હોય તો હમણાંજ આપણે તેને ખોળે બેસાડીએ–સોખડાનો ગાદીવારસ ઠરાવી દઇએ. " રાણીએ બીજો ઉપાય સુઝવ્યો.

" અને આપણે ભગવાં પહેરીને વનમાં ચાલ્યા જઇએ એમજને ? " રાજાએ પરિણામની કલ્પના કરી.

" શા માટે ? આપણા હાથમાં સત્તા હોય ત્યાં સુધી એનું શું ચાલવાનું છે ? "

" દેવી ! તને તો ઉજળું એટલું દુધ જણાય છે. એટલે તને કેવી રીતે સમજાવું ? " પેથોગોલ કંટાળ્યો. રાણીએ જોયું કે પોતાના પતિના મગજમાં હિમાળોજી માટે શંકાનું જબરૂં ભુત ભરાયું છે, અને તે કેમે કર્યું નીકળે તેમ નથી. સ્વામીના મનનું સમાધાન થાય તેમ કરવું એ પોતાનો પરમ ધર્મ છે એમ તેને લાગ્યું.

વિનીત ભાવે તેણે કહ્યું, " સારૂં આપ કહો તેમ કરીએ. આપનો ભય–આપની ચિંતા દૂર થાય તેમ કરવા હું તત્પર છું. "

" હું તો ક્યારનો કહું છું કે હવે મારી બહેનને કે એ સત્તાલોભી ભાણેજ અહીં આવે તો તેને દરબાર ગઢમાં આવવાજ ન દેવા એવી સખ્ત તાકીદ આપણા ડોઢીવાળાને અને અન્ય ચોકીયાતોને આપી દેવી. "

પેથોગોળે પોતાનો નિશ્ચય જણાવ્યો. " આપની એવીજ ઇચ્છા છે તો એમ કરીશું. પરંતુ એક વાત વિચારવા જેવી છે. "

" શું ? "

" ડોઢીવાળાને અને ચોકીયાતોને આવી આજ્ઞા કરવાથી નાહક ફજેતો થશે અને એમાં આપણી પોતાની નબળાઇ દેખાશે. વળી બહેન કે ભાણેજ આપણા તેડાવ્યા વિના થોડાજ આવવાના છે ? અને એવો પ્રસંગ હશે ત્યારે આપણે પૂરતી સાવચેતી રાખીશું પછી શી ફીકર છે ? આપ એ ચિંતાને પરહરો. હું પણ રજપૂતાણી છું. આપની સામે માથું ઉંચકનારનું માથું આ તરવારના એકજ ઘાથી જુદું કરી નાખું. " દેવીએ ભીંતે લટકતી તરવાર ઉપાડી, એ તરવારને મ્યાનમાંથી બહાર કાઢી, અને પોતાના સ્વામીના શત્રુનો સંહાર કરવા પોતે ઉત્સુક હોય તેમ વીજળીની માફક ઝબકારા મારતી એ તીખી તરવારને હવામાં વીંઝી.

પેથોગોલ એ સ્વામીભક્ત સતી–શરી ક્ષત્રિયાણી તરફ પ્રસન્ન વદને જોઇ રહ્યો !

## ૫. સુખડીયા મહાદેવ !

પતના રોગથી પીડાતો એક રાજા પાપ નિવારણ માટે યાત્રાર્થે નીકળ્યો. ફરતા ફરતા સાભ્રમતિ ( સાબરમતી )ના તીરે સદનાથ મહાદેવનું મંદિર તથા તેનાથી થોડે દૂર ગામ વસેલું જોઇને તેણે ત્યાં મુકામ કર્યો. પ્રભુ સ્મરણ કરતાં કરતાં તેણે સાભ્રમતિમાં સ્નાન કર્યું અને શિવાલયમાં જઇને શિવલીંગનું પૂજન અર્ચન કર્યું. સદનાથ મહાદેવ તેના ઉપર પ્રસન્ન થયા અને તેની પત મટી ગઇ. રાજાની કાયા સાફ–સુખડ સમી બની ગઇ. પોતાની કાયાને સુખડ સમી બનાવનાર સદનાથ મહાદેવનું નામ એ રાજાએ સુખડીયા મહાદેવ પાડયું અને ત્યારથી એ ગામ પણ

સુખડીયા મહાદેવ ઉપરથી સોખડા નામથી ઓળખાવા લાગ્યું.

સાબ્રમતિના તીરે આવેલા આ મહાદેવ ચમત્કારી ગણાતા, અનેક ભક્તજનોની આશા એ પૂરતા, અનેકને એ પોતાનો પરચો બતાવતા અને લોકોનો એ ભોળા શંભુ પ્રત્યેનો પૂજ્યભાવ વધતો જતો. માત્ર સોખડાનાજ નહિં, પરંતુ આસપાસના ગામડાના લોકો પણ દર સોમવારે સુખડીયા મહાદેવના દર્શને આવતા અને શિવાલય પાસે મોટો મેળો ભરાયો હોય તેવો રમણિય દેખાવ થઇ રહેતો.

આજે સોમવાર હતો. શિવાલયનો પૂજારી પ્રાતઃકાળથીજ પૂજનઅર્ચનની સામગ્રી લઇને દેવસેવામાં હાજર થઇ ગયો હતો અને બીલીપત્ર ચડાવતાં–જયનો અભિષેક કરતાં. " જય શંકર ભોળા, પ્રભુ જય શંકર ભોળા. " ની આરતી લલકારતાં થોડી થોડી વારે દર્શન કરવા આવતા ભક્તો ઉપર નજર રાખ્યા કરતો હતો. તેના હાથ પૂજા કરવામાં પ્રવૃત્ત બન્યા હતા, પરંતુ ચિત્ત તો દાનદક્ષિણા લઇને આવનારા ભક્તોમાં ચોંટયું હતું. બાજપક્ષી જેવી તેની ચકોર આંખો તરતજ શ્રધાળુ ભક્તને શોધી કાઢતી અને લોકોને ' લક્ષ્મી ચંચળ છે–માયારૂપ છે–એના મોહમાં ફસાનાર પોતાના જીવને માયાના બંધનમાં નાખી પોતાનો પરભવ બગાડે છે. ' આવો ઉપદેશ આપનાર આ ભૂદેવ ' પરોપદેશે પાંડિત્યમ્ ' નો સિદ્ધાંત સ્વીકારીને પોતેજ લક્ષ્મીદેવીની આરાધના કરતો, અને શંકર પાસે સારી ભેટ ધરનાર એ પુરૂષનો સારી રીતે સત્કાર કરતો, ગર્ભમંડપમાં લઇ જઇ ધરાઇ ધરાઇને દર્શન કરવા દેતો, શંકરને ચડાવેલાં બીલીપત્રો અને પુષ્પોની પ્રસાદી આપતો અને તરતજ શંકરની સ્તુતિના શ્લોકો ઉચ્ચારીને સામાના મન ઉપર પોતાની ભાવિકતાની છાપ પાડતો.

' ગામનો પીર પૂજાય નહિ ' એ ન્યાયે સોખડાની પ્રજા તો એને સામાન્ય પૂજારી તરીકે માનતી, પરંતુ બહારના લોકો એના આડંબરથી અંજાઇ જતા અને ' શો ભાવિક પૂજારી છે ના ! ' એવા ઉદ્‌ગારો કાઢી તેના તરફ પૂજ્યભાવ બતાવતા.

" જયશંભુ ! મહારાજ ! આજે તમને જબરો તડાકો પડશે ! " દર્શન કરતાં કરતાં એક ખેડુત પૂજારી સાથે વાતે વળગ્યો.

" કેમ જાણ્યું ? "

હું ખેતરમાંથી નીકળ્યો ને મારગમાં ચાર પાંચ માણસ આ તરફ આવતા જોયા. મશરૂના પડદાથી ઢાંકેલા એ માણસ જોઇને એ કોઇ દરબારી જનાનું હશે અને સોખડીયા મહાદેવના દર્શન કરવા આવેલ હશે એમ ધારીને તમને અગાઉથી ચેતાવવા માટે હું આડે રસ્તે નીકળી આવ્યો. "

" એમ ? " એટલું કહેતાંજ પૂજારી શિવાલયની પાછળના ચોગાનમાં પક્ષીઓને માટે ચણા નાખવાનો ઉંચો ચણુતરો બનાવ્યો હતો તેના ઉપર ચડી ગયો અને ખેડુતે જણાવેલી દિશામાં ધારી ધારીને જોવા લાગ્યો.

તેણે જોયું કે પાંચ માણસ પૂર વેગે સોખડા તરફ આવે છે !

તે એકદમ ચણુતરાથી નીચે ઉતર્યો અને હાથમાં રૂદ્રાક્ષની માળા લઇને શિવાલયની બહાર આવ્યો.

શિવાલયથી થોડે દૂર બે માર્ગ ભેળા થતા હતા, એક શિવાલય તરફ આવતો હતો અને બીજો સોખડા ગામ તરફ જતો હતો. પૂરપાટ દોડતો એ ભેટા આગળ આવીને ઉભો રહ્યો.

માફાને જોડેલા બળદો દોડતા બે ભેટા આગળ આવી લાગ્યા. આગળ બેઠેલા સારથીએ પોતાના બળદોને સોખડા ગામમાં જવાના માર્ગ તરફ વાળ્યા અને પૂજારીએ

બૂમ પાડી, " એ ભાઇ ! આ તરફ, આ રસ્તે, મહાદેવજીના દર્શન કર્યા વિના ગામમાં ન જવાય. "

પરંતુ સારથીને એ સાભળવાની ફુરસદ નહોતી. તેણે તો પોતાના માફાને સોખડાના માર્ગ ઉપર લીધો. બાકીના માફા પણ તેની પાછળ પાછળ ચાલતા હતા.

પૂજારીએ દોટ કાઢી અને બીજા સારથી પાસે જઇને માફા સાથે દોડતાં દોડતાંજ કહ્યું, " ભાઇ, આજે સોમવાર છે, ભોળા શંભુના દર્શન કરવાથી પ્રભુ મનકામના પૂર્ણ કરશે ! "

" તે તમારા કહેવાથી બધું થઇ જતું હશે ? પહેલાં અમારૂં કામ તો પતાવી લેવા દે ! સાળા બામણને બીજો કંઇ ધંધોજ ન મળે ! " એ સારથી બબડયો અને માફાનો વેગ વધારી આગળ નીકળી ગયો.

"શિવ ! શિવ ! લોકોના મનમાંથી આસ્થાજ ઉઠી ગઇ. નહિં તો આમ ઘેર બેઠા ગંગા મળતી હોય તેની અવગણના કરે ? આ સારથીઓ જ સા...લુચ્ચા ! નહિં તો માફામાં બેઠેલા ઠકરાણા કંઇ નહિં તો પાંચ દસ રૂપિયા તો ઉંબરે મુકીજ જાત. ચાલો, જેવાં આપણા નસીબ ! "

પૂજારી મનમાંજ બબડયો. શિવાલય તરફ જવા તેણે પગ ઉપાડયો, પરંતુ એકાએક કંઇ વિચાર આવતાં તે ત્યાંજ અટકી પડયો અને માફા ક્યાં જાય છે તે જોવા લાગ્યો.

' અરે ! આ તો ગામની ભાગોળમાં જ પેઠા ! ત્યારે એ કોણ હશે ? હાકોરના બ્હેન પધારે છે ત્યારે તો મહાદેવજીના દર્શન કર્યા વિના ગામમાં પગ પણ મુકતા નથી ! હશે કોઇ. આપણે એ પંચાતમાં શા માટે પડવું જોઇએ ? ' મનમાંજ અનેક તર્કવિતર્ક કરતો ભુદેવ શિવાલયમાં આવ્યો અને પૂજા કરવામાં પ્રવૃત્ત બન્યો, પરંતુ તેનું ચિત્ત તો માફામાં હતું. ' કદાચ કોઇ બીજા દરબારનું જનાનું હોય તો રાણી સાહેબને કહીને તે મહાદેવના દર્શને આવે એવી ગોઠવણ કરૂં ' એવો વિચાર કરીને પોતાના ઓળખીતા એક બ્રાહ્મણને ઉંબરે બેસાડીને તે ગામમાં આવવા નીકળી પડયો.

## ૬ સોખડાના દરબાર ગઢમાં.

માફા ભાગોળમાં દાખલ થઇને ઉભી બજાર વીંધીને દરબારગઢ તરફ આગળ વધ્યા. એક સાથે પાંચ માફા જોઇને વેપારીઓ પણ વિચારમાં પડયા કે આ ક્યાંનો જનાનો હશે ?

માફાના પડદા ઢાંકેલા હતા, સારથી સિવાય બીજી કોઇ વ્યક્તિ નજરે પડતી ન હોતી; માફામા કોણ છે એ સારથીને પણ પૂછી શકાય એવો રિવાજ નહોતો. પડદા ઢાંકેલું વેલડું હોય એણે માનીજ લેવું કે તેમાં સ્ત્રી સમાજ હશે. પછી એના તરફ ન નજર કરાય કે ન આંગળી ચિંધાય. પછી પુછવાની વાત તો ક્યાં રહી ? બંધ માફા તરફ શંકાની નજરે જોવું એટલે એમાં બેઠેલી વ્યક્તિનું અપમાન કરવું !

' હશે કોઇ ઠકરાણાં ! રાણી સાહેબને મળવા આવ્યા હશે ' કહી બધા મન વાળતા, અને પોતાના કામે વળગતા.

જોતજોતામાં માફા દરબારગઢની ડેલીએ આવી લાગ્યા. તરતજ આગળના માફામાંથી એક યુવાન છલાંગ મારીને બહાર નીકળ્યો.

" ઓહ હો કોણ ભાણાભાઇ ! પધારો, પધારો, મારા બાપલા ! ઘણા દી'એ દીઠા ! બહેન બા પણ પધાર્યા લાગે છે !" દોઢીવાળો હર્ષનિમગ્ન થઇને ભાણાભાઇનો સત્કાર કરવા લાગ્યો.

ભાણાભાઇ એટલે હિમાળોજી ! રાજાના ભાણેજને આખું ગામ ભાણેજ ગણે છે અને તેનું નામ ન લેતાં 'ભાણાભાઇ'ની માનભરી પદવીથી સંબોધે છે !'

હિમાળોજીએ સારથીને સાન કરી અને માફા દરબારગઢના ચોગાન તરફ ચાલ્યા.

"અહા! રામ રામ! પછી નિરાંતે મળશું!" હિમાળોજીએ પણ એ માફા સાથે ચાલવા માંડયું.

"હા, મારા બાપો! પહેલાં થાકોડો ઉતારો, પછી બીજી વાત." એ વૃદ્ધ ડોઢીવાળાએ વિવેક કર્યો, અને તકલી ફેરવીને ઉન કાંતવાના પોતાના કાર્યમાં પુનઃ પ્રવૃત્ત બન્યો.

દરબારગઢના ચોગાનનો આડો અવળો રસ્તો વટાવીને મુખદ્વારની અંદરના બે આડા દરવાજા ઓળંગીને માફાઓ ઊંક મહેલના બારણા પાસે આવી લાગ્યા.

બારણે બેઠેલો દરવાન દોડતો આવ્યો અને લળી લળીને નમન કરવા લાગ્યો.

"કેમ દાનસંગ! મજામાં?" હિમાળોજીએ એ દરવાનના ખબર અંતર પૂછયા.

"બાપજી! આપ જેવાના પૂણ્ય પરતાપે મોજ છે!" દરવાન દાનસંગે ઉત્તર આપ્યો અને હિમાળોજીની આજ્ઞાની રાહ જોઈ રહ્યો.

"દાનસંગ! જરા અંદર જુઓને, કોઈ વડારણ હોય તો મામી સાહેબને ખબર આપે."

"અબઘડી ખબર આપું બાપલા!" કહી દરવાન મહેલમાં ગયો.

દરવાન નજરથી દૂર થયો કે તરતજ હિમાળોજી દરેક માફા પાસે જઈ પડદો ઉંચકી કંઈ સૂચના આપી આવ્યો.

દરેક માફામાંથી ચાર ચાર સ્ત્રીઓ નીચે ઉતરી પડી અને હિમાળોજીની પાછળ પાછળ મહેલમાં દાખલ થઈ ગઈ. સારથીઓએ પણ માફાને રેઢા મુકીને મહેલમાં પ્રવેશ કર્યો.

ચોમેર નજર ફેરવતો હિમાળોજી સડસડાટ મેડીના પગથીઆ ચડી ગયો, અને પોતાના મામાના ઓરડા પાસે આવી લાગ્યો.

"સાવધાન!" તે ધીરેથી બોલ્યો. અને જાદુઈ ચમત્કાર થતો હોય તેમ એની સાથેની દરેક સ્ત્રીએ પોતાના વસ્ત્રમાં છુપાવેલી પાણીદાર તરવાર કાઢીને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. સારથીઓએ પણ તેમનું અનુકરણ કર્યું.

સોખડાના રાજમહેલમાં એક સાથે પચ્ચીસ નાગી તરવારો વીજળીથી ચમકવા લાગી

નાક ઉપર આંગળી મુકીને હિમાળોજીએ તેમને મૌન ધારણ કરી સાવ શાંત ઉભા રહેવાની સૂચના કરી.

એક ક્ષણ પણ ગુમાવ્યા વિના તેણે ઓરડામાં પ્રવેશ કર્યો.

## ૭ ભાણેજ કે કાળ?

પેચોગેળ પથારીમાં પડયો હતો. એ ભયંકર દર્દ પાછો ઉથલો મારી હતો. એ દર્દના દુઃખથી પીડાતો સોખડાનો રાજા હતાશ બની નિશ્વાસ નાખતો હતો. ભાણેજને એકાએક આવેલો જોઈને રાજા ચમકયો. ભાણેજના હાથમાં ઉઘાડી તરવાર જોઈને તે આભો બની ગયો.

"કેમ, મામા, ખુશીમાં?"

"હા, ભાણાભાઈ, આથી વધારે ખુશાલી શી જોઈયે?"

"કેમ એમ બોલો છો?"

"જોતા નથી આ ભયંકર દર્દથી કેવો હેરાન છું!"

"હવે-એ દર્દ વધારે વાર નહિ ટકે, મામા!"

"કેમ કંઈ ઉપાય શોધી કાઢયો છે?"

'હા.'

"શો ઉપાય?" રાજાએ જીજ્ઞાસાપૂર્વક પૂછયું.

"મૃત્યુ."

રાજા ચમકયો. હિમાળોજી આજે આ શું બોલે છે?

"શું બકવાદ કરું?"

"નહિજ આ તરવાર તમારું મૃત્યુ નીપજાવશે!" હિમાળોજી ખુલ્લી તરવારને

હવામાં વીંઝી અટ્ટહાસ્ય કરતો રાજા તરફ જોઇ રહ્યો.

પેથેગોલ સમજ્યો. પોતાની કાયમની શંકા સત્ય નીવડી. રાજ્યલોભથી પ્રેરાઇ ભાણો અંતે મામાનું મોત કરવા ઉભો થયો !

ક્ષણભર તે વિચારમાં પડયો. શું કરવું ?

" મામા ! છેવટ છેવટ તમારા ઇષ્ટદેવનું સ્મરણ કરવું હોય તો કરી લ્યો. આ રક્તપીપાસુ તરવાર હવે અધરી બની છે ! " હિમાળોજી તેની પથારી તરફ આગળ વધવા લાગ્યો.

પેથેગોલે સામે નજર કરી. હિમાળોજીની પાછળની દિવાલે ત્રણચાર પાણીદાર તરવારો લટકતી હતી, પરંતુ હિમાળોજી વચમાં ઉભેલો હોવાથી એમાંથી એકે લઇ શકાય તેવી સ્થિતિ નહોતી !

તેનો હાથ પોતાની પથારી તળે ફરવા લાગ્યો. દોલિયા અને ગાદલાની વચ્ચેથી તેણે કંઇ ખેંચી કાઢયું અને વ્યાધિની અસરથી ગરબી ગાય જેવો થઇ પડેલો એ પેથેગોલ સિંહની માફક ઉછળ્યો.

૮ દગાનો ભોગ !

પેથેગોલે ત્રાડ મારી, તરવારને હવામાં વીંઝતા " ભાણા ! મને કમોતે મારવા આવ્યો છે ? શું તું મને નામર્દ સમજે છે ? તેં શું એમ માની લીધું કે વ્યાધિગ્રસ્ત તારો મામો એમ ને એમ તારી તરવારનો ઘા સહન કરી લેશે ? "

" જા ચાલ્યો જા, ભુલનો પશ્ચાતાપ કર, અને આવા બાલિશ વિચારોને દૂર કર "

હિમાળોજીએ જોયું કે આ તો પાંજરે પુરાયલો તો પણ સિંહ ! એને એમને એમ વશ કરવો મુશ્કેલ છે !

' ઓદમ ! ' તેણે જોરથી બુમ પાડી અને ક્ષણ માત્રમાં સંખ્યાબંધ શસ્ત્રાસ્ત્ર ધારી મનુષ્યો એ ઓરડામાં ધસી આવ્યા.

રાજા આભો બન્યો. તેના પગ ઢીલા થઇ ગયા. તે પથારી ઉપર બેસી ગયો.

તેણે જોયું કે પચીસેક માણસો ઉઘાડી તરવાર સાથે ઓરડામાં આવીને હિમાળોજીની આજ્ઞાની રાહ જોઇ રહ્યા છે ! પરંતુ આ શું ? આ મૂછાળા આદમી સ્ત્રી વેષમાં કાં ? તે આશ્ચર્યચકિત બન્યો.

વસ્તુસ્થિતિ સમજી જતાં તેને વાર ન લાગી. પોતાના સૈનિકોને સ્ત્રીઓનો વેષ પહેરાવીને હિમાળોજીએ મહેલમાં પ્રવેશ કર્યો હશે. આ પ્રપંચથી જ તે અહીં આવવા પામ્યો હશે.

તેણે જોયું કે પોતાનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. તેને લાગ્યું કે યમદૂતો તેને લઇ જવા આતુર બની રહ્યા છે. તેની ખાત્રી થઇ ચૂકી કે તેની જીવનમાળા આજે સમાપ્ત થવાની છે. તેણે મનમાંજ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કર્યું.

એકાએક તે બેઠો થયો. તરવારને બરાબર પકડી, હવામાં તોળી જોઇ, અને સિંહ જેમ પોતાના શિકાર ઉપર તરાપ મારે તેમ તેણે હિમાળોજી ઉપર તરાપ મારી.

હિમાળોજી ચમક્યો. તેને લાગ્યું કે સાક્ષાત યમદૂત પોતાની સામે ધસી આવે છે! તે સાવધ બન્યો.

પરંતુ મામો ભાણેજ પાસે પહોંચે તે પહેલાં તો સ્ત્રીવેષધારી મર્દો વચમાં પડયા અને પોતાની તરવારની અણી તેની સામે તાણીને તેને આગળ વધતો અટકાવ્યો.

" દૂર ખસો ! બાયલાઓ ! સાચો રજપૂત સ્ત્રી ઉપર કદી હાથ ઉપાડી શકતો નથી ! મારી શક્તિનું પારખું કરવું હોય તો આ સ્ત્રીવેષનો ત્યાગ કરો અને પછી આવી જાઓ ખાંડાના ખેલ ખેલવા ! આમ બાયલા બનીને સંતાકૂકડીની રમત રમવી એ ખરા રજપૂતને ન છાજે ! " પેથેગોલે ત્રાડ મારી અને હિમાળોજીને તરવારથી ભેટવા આતુર બન્યો.

"સતીનો શાપ"




" લે આ પાણીદાર તલવાર " (પૃષ્ઠ ૨૧૧)

ચિત્રકાર : ]
[ રા. કલાકાન્ત

પરંતુ તેની મનની મનમાંજ રહી ગઇ. એની નજર ચુકવીને ચાર પાંચ તરવારિયા જુવાનો તેની પાછળ પહોંચી ગયા અને તેને પાછળથી પકડી લેવાનો પ્રયત્ન કર્યો.

પેથોગોલ ચમકયો, પોતાનું શરીર ધણ-ધણાવીને તેમની પાશમાંથી છુટવાના તેણે ફાંફા માર્યા, છુગ હાથે તરવાર સમણીને એ ચાર જણાને લોહીલુહાણ બનાવ્યા અને લોહીમાં રંગાયલી તરવાર તરફ પ્રસન્ન ચિત્ત જોઇ રહ્યો!

હિમાળાજીના સાથીઓ જોવાં,કાઢીને મંત્ર-મુગ્ધ બન્યા હોય તેમ તેના તરફ તાકી રહ્યા.

હિમાળાજી મુંઝાયો. જે સાથીઓની કુમક ઉપર પોતે આ સાહસ ખેડયું હતું એ તો આમ ટગર ટગર જોઇ રહ્યા હતા. એક એક ક્ષણ અણમોલી હતી, જરા વધુ વખત જિતે તો આખા રાજમહેલમાં હો હા થાય અને પોતાનું કામ પાર પડે તે પહેલાં તો બાજી બગડી જાય. તેણે પોતાના સાથીઓને પડકાર્યા.

" મૂર્ખાઓ જોઇ શું રહ્યા છો ? ગુડી નાખો એને સાંને ત્યાં ! બાયેલાની માફક જોઇ શું રહ્યા છો ?

કેલવડાના જુવાનો આ મેણાનો માર સાંખી શકયા નહિ. તેઓ એક સામટા પેથો-ગોલ ઉપર તૂટી પડયા.

પહાડ ઉપર વિજળીના પ્રહાર થાય તેમ ઝબ, ઝબ, ઝબ, કરતી ધારદાર તરવારો પેથોગોલની પ્રચંડ કાયા ઉપર પડી. પેથોગોલે એ હુમલાને અટકાવવાનાં વૃથા ફાંફાં માર્યા. પરંતુ બંધનમા જકડાયલો નરકેસરી સંખ્યા-બંધ શત્રુઓ સામે કયાં સુધી ઝીક ઝાલે ! તે બાણેજના દગાનો ભોગ થયો, પરંતુ મરતાં મરતાં પણ એ મરણિયા બનેલા મામાએ પોતાની પાણીદાર તરવારથી બાણેજના એક સાથીનો હાથ કાપી નાખ્યો અને બીજા સાથીની છાતીમાં પોતાની તરવારની અણી દબાવીને તેને નિશ્ચેતન બનાવી દીધો !"

એ બંને સાથીઓએ ભારે વેદનાને લીધે પાડેલી ચીસોથી સોખડાનો દરબારગઢ ગાજી ઉઠયો.

× × ×

૫. તર્કટ !

દરવાને રાણીની એક દાસીને શોધી કાઢી અને તેની સાથે સંદેશો મોકલ્યો.

પોતાની નણંદને આવેલો સાંભળીને રાણી હર્ષ પામી. થોડીક દાસીઓને લઇને તે મહેલના મુખદ્વાર પાસે આવી.

આવીને જુએ તો દરવાન ગાંડાની માફક તાકી રહ્યો છે !

" શું છે, દાનસંગ ! "

" બા ! આ તો માળું કૌતુક ! આ પાંચે માફાનાં સારથી આમ માફાને રેઢા મુકીને કોણ જાણે કયાં ગપ્પા મારવા ગયા હશે ! કેવા મૂરખા ! "

" હશે, મેના, રંભા, ચંપા, ગુલાબ, ગંગા ! તમે દરેક એકેક માફા-પાસે જાઓ અને તેમાં બેસાડેલી બાઇઓને સન્માનપૂર્વક રણવાસમાં લઇ આવો. હું બહેનબાને લઇ આવું છું. અને દાનસીંગ તમે હમણાં તમારી ઓરડીમાં જ રહેજો. જનાનું મહેલમાં આવી જાય એટલે વડારણ તમને ખબર આપશે. "

રાણી મેનાને લઇને પહેલા માફા પાસે આવી અને બાકીની દાસીઓ બાકીના એકેક માફા પાસે ગઇ અને ' પધારો ! બાઇજી ! ' કહીને માફાનો પડદો ઉઘડયો.

પરંતુ આ શું આશ્ચર્ય ! માફો તો ખાલી હતો ! દરેક દાસી એકબીજાના મ્હોં જોવા લાગી. રાણીની પણ એજ સ્થિતિ હતી !

" બા ! બા ! આતો ખાલી છે ! "

" હેં ! " રાણીનો સાદ ફાટી ગયો તેને

અમંગળ શંકાઓ થવા લાગી. ગભરામણમાંજ તેણે બૂમ પાડી, " દાનસીંગ ! "

" જી !" ઓરડીમાં રહ્યા રહ્યા દાનસીંગે ઉત્તર વાળ્યો.

" અહીં આવ ! મૂર્ખ ! આ બધો શો ગોટાળો છે ? "

દાનસંગ દોડતો આવ્યો. માફો ખાલી જોઇને તેનો જીવ ઉડી ગયો. બેબાકળો બનીને તે આમ તેમ તપાસ કરવા લાગ્યો.

" તું દરવાજા આગળથી ખસ્યો જ શું કરવા ? " રાણીનું મગજ ધમધમી ઉઠ્યું.

" બા ! શું કરૂં ? ભાણાભાઇનો હુકમ એને કંઇ ના કહેવાય ? "

" કપાળ તારૂં ! એ ભાણાએ જરૂર કંઇ તર્કટ રચ્યું હશે. આ બધા સારથી ક્યાં ? એ ભાણો ક્યાં ? અને રથમાં બેઠેલી બાઇઓ...... "

બંને હાથની મૂઠીવાળીને દોડતા પૂજારીએ સૌનું લક્ષ ખેંચ્યું. એની પાછળ ડેઢીવાળો પણ હાંફતો આવતો હતો.

" માતા ! રાણી સહેબ ! મ્હેમાનને મહાદેવના દર્શને મોકલજો ! આજે સોમવાર...... "

" મહારાજ ! અહીં તો મ્હેમાન નથી અને કોઇ નથી. આ માફો તો ખાલી છે ! "

" હેં ! ત્યારે સારથી તો સા......ખૂબ રોફ મારતા હતા ! " મહારાજે પોતાની દાઢી કાઢી.

" એ બધો દોષ આ ડેઢીવાળા અને દરવાનનો ! ખાત્રી કર્યા વિના...... "

એજ ક્ષણે મહેલમાંથી કાન ફાડી નાંખે એવી ભયંકર ચીસો સંભળાઇ અને સૌ ચમકી ઉઠ્યા.

એક વડારણ બોલી ઉઠી ' બાઇ જી ! દોડો, દોડો, રાણાજીના ઓરડામાંજ કંઇ ગરબડ સંભળાય છે ! "

સઘળા દોડ્યા. રાણીનો જીવ ચપટીમાં સમાયો હતો. રખેને દગાખોરો ઠાકોર આગળ પહોંચી ગયા હોય !

## ૧૦. વીરાંગના.

દૂરથીજ ઠાકોરના ઓરડામાં નજર કરતાં રાણીને જણાયું કે રંગબેરંગી સાડીઓ પરિધાન કરીને કેટલીક વ્યક્તિઓ કલબલાટ મચાવી રહી છે. તેની જીજ્ઞાસા વધી. આ બધી ધાંધલ શાની ?

ક્ષણ માત્રમાં તે ઓરડાના બારણા પાસે આવી અને ઉંબરામાં ઉભા રહીને અંદર નજર ફેરવી

તેણે જોયું કે સ્ત્રીવેષમાં છૂપાયલા મૂછાળા મર્દો લોહીથી રંગાયલી તરવારો સામે જોઇને અટ્ટહાસ્ય કરતા–કોઇ વસ્તુને પોતાની પાછળ છૂપાવવાનો યત્ન કરતા ગોળ કુંડાળું વળીને ઉભા છે અને પોતાનો ભાણેજ હિમાળોજી નીચું મ્હો રાખીને ઉંડા વિચારમાં ઉતરી પડ્યો છે !

" હિમાળોજી ! આ બધી શી ધાંધળ મચાવી છે ? આ સ્ત્રીવેષધારી નિર્માલ્ય સિપાઇઓને અહીં લાવીને મારા મહેલને શા માટે કલુષિત કર્યો ? "

પરંતુ હિમાળોજી જડમૂર્તિની માફક એમ ને એમ ઉભોજ રહ્યો. તેણે આંખ પણ ઉચી ન કરી !

અધીરી બનેલી રાણીએ ઓરડામાં પ્રવેશ કર્યો અને પોતાના સ્વામીના ઢોલીયા તરફ નજર કરી. શય્યા સુની હતી–ચીખરાયલી હતી, મશરૂના ગાદલા ઉપરની સફેદ દૂધ જેવી ચાદર પણ ત્યાં નહોતી–હતાં માત્ર ઓરડામાં જ્યાં ત્યાં ભરાયલા લોહીના ખાબોચીયાં !

સ્ત્રીવેશમાં પોતાના કુળગૌરવને લજવતા એ મૂછાળા મર્દો તરફ તેણે કરડી નજર ફેરવી. તેની ચકોર આંખોએ જોઇ લીધું કે સફેદ દૂધ જેવી ચાદર લોહીથી રંગાયલી છે અને કોઇ વસ્તુને છૂપાવવામાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

ભેદનો પડદો દૂર થયો. ક્ષણ માત્રમાં તે વસ્તુસ્થિતિ પામી ગઇ. તેણે જાણી લીધું કે પોતાના શીરછત્રનો સંહાર કરવામાં આવ્યો છે. સોખડાના સ્વામીના શંકા અંતે સત્ય ઠરી છે !

એ વીરાંગના અત્યારે પોતાના વ્હાલમના વિજોગે વિલાપ કરવા ન બેઠી કે ન તેની આંખોએ આંસુડા સાર્યાં. નિડર થઇ ક્ષત્રિયાણીની માફક તે કૂદી, એકજ ઝપાટે તેણે બંને હાથથી એ ઓરડાની દિવાલે લટકાતી બે તરવારો ઉપાડી, મ્યાનમાંથી બહાર કાઢી અને બંને હાથમાં એકેક તરવારને તોળતા તે હિમાળોજીને સંબોધીને બોલી,

" ભાણાભાઇ, મારી નણંદની કુખ લાજે એવું કામ કરતાં તમને શરમ ન આવી ? ભાણેજ થઇને કસાઇનું કામ કર્યું ? સત્તાનો શોખ પૂરો કરવો હતો તો થરા ક્ષત્રિયની માફક સામી છાતીયે લડીને–શૌર્યનું પારખું કરાવીને એ શોખનો સંતોષવો હતો–નહિં કે આમ બાયલાવેડા કરીને !"

તેના સાથીઓ તરફ નજર કરીને તેણે કહ્યું, " અને પડદા ઢાંકેલા મ્યાનામાં આવેલા તમારા રણવાસના રત્નો આ બધાં કે ? કેવો પાપી પ્રપંચ ! ખરો રજપૂત જન્મ્યો હોય તે કદી પણ સ્ત્રીનો વેષ ધારણ ન કરે ! "

રાણીનો એકેક શબ્દ હિમાળોજીના સાથીને બાણ સમાન લાગતો હતો એ વચનબાણો તેમના હૃદયને વીંધી નાખતા હતા. તેમનું ચાલત તો એજ ક્ષણે રાણીનું ડોકું તેઓ ધડથી જૂદું કરી નાખત; પરંતુ આ રાણી અત્યારે સામાન્ય સ્ત્રી નહોતી–પોતાના પતિના મોતનો જવાબ માગવા તત્પર બનેલી એ કો' રણચંડી સમી વીરાંગના હતી ! એના સામે ઉંચી નજર કરવાની પણ કોઇની હિંમત થતી નહોતી તો પછી હથિયાર ઉગામવાની તો વાત શી હોય !

તેમણે ત્યાંથી ન્હાસી છુટવાનો વિચાર કર્યો, પરંતુ બહાર હથિયારબંધ રાજસેવકોનો મોટો સમૂહ એકત્ર થયો હતો એટલે ત્યાંથી જીવતા નાસી છૂટાય તેમ ન્હોતું. તેઓ મનમાં બળતાંજ નીચું ધાલીને ઉભા રહ્યા.

" હિમાળોજી ! તારે કરવાનું કાળું કમ તું કરી ચૂક્યો છે. સાચો ક્ષત્રિય પુત્ર પીઠ પાછળ ઘા કદી ન કરે, પરંતુ તેં તો તારા પથારીવશ–દર્દથી દુઃખી મામાને આ ભાડુતી નામર્દોની મદદથી માર્યા. તું તો એમજ માની બેઠો હશે કે સોખડાની ગાદી તારી પોતાની થઇ ગઇ નહિ ? ભૂલે છે, ભાણા, ભૂલે છે ! શૂરવીર પેપેગોલની અર્ધાંગના જીવે છે ત્યાં સુધી તારી એ આશા સ્વપ્નવત્ સમજજે. ચાલ, દ્વંદ્વ યુદ્ધ માટે તૈયાર થઇ જાય, ફેંકીદે તારા હાથમાં રહેલી–નિર્દોષના લોહીથી ખરડાએ ગોઝારી અને લે આ એકજ જોટાની પાણીદાર તરવાર ! આ તરવારોજ છેવટનો નિર્ણય કરશે. આજે કાં તો હું નહિ અને કાં તો તું નહિ ! "

ડાબો હાથમાંની તરવાર તેણે હિમાળોજી તરફ ફેંકી. એ તરવારના રણકારથી ત્યાં ઉભા રહેલા મનુષ્યોના કાળજા કંપી ઉઠયા.

હિમાળોજીએ જોયું કે હવે બીજો ઉપાય જ નથી. પોતાના હાથમાંની તરવાર એક કોર મુકીને રાણીએ ફેંકેલી તરવાર જમીન ઉપરથી ઉપાડી લીધી, બરાબર તોળી જોઇ અને દ્વંદ્વ યુદ્ધ માટે તે તત્પર બન્યો.

બારણાની બહાર ઉભેલા માણસોને જાણે અસુરનો નાશ કરવાને દેવી જગદંબા રણે

ચડી હોય તેવો ભાસ થયો. આતુરતાપુર્વક તેઓ આ દ્વંદ્વ યુદ્ધ નીરખી રહ્યા.

રાણીને શૂર છૂટયું હતું. હિમાળોજી રાણીને ત્યાં ને ત્યાંજ ઠાર કરી નાખવાના નિશ્ચય ઉપર આવ્યો હતો. બંને પુર જોસથી લડતા હતા. પરંતુ પોતે કરેલા પાપના વિચારથી હિમાળોજીની કાયા વારંવાર કંપતી અને તેની તરવારનો ઘા લથડી જતો.

એકાએક રાણીની તરવારનો સખ્ત ઝાટકો લાગતાં હિમાળોજીની તરવાર તેના હાથમાંથી છટકી ગઇ, તેણે લથડીયું ખાધું, તે ચત્તોપાટ થઇને ધરતી ઉપર ઢળી પડયો.

## ૧૧. સતીનો શાપ.

પોતાની તરવારની અણી તેની છાતી સામે રાખીને રાણી બોલી, "હિમાળોજી! તારો પ્રાણ લેવો હોય તો આટલીજ વાર! પરંતુ હું તારા જેવી કુળકલંકિની નથી. ભાણેજને સંહારીને હું પાપનો પોટલો બાંધવા માગતી નથી. મારે તો તારા શૌર્યનું પારખું કરવું હતું અને તે થઇ ગયું. એ પરીક્ષામાં પણ તુ નબળોજ નીવડયો."

તરવારની અણી હજી હિમાળોજીની છાતી સામેજ હતી. તેને લાગ્યું કે 'રાણી પોતાની મશ્કરી કરી રહી છે! તે જરૂર પોતાનો પ્રાણ લીધેજ છૂટકો કરશે.'

બંને હાથ જોડીને તે દીનવદને બોલ્યો, "મામી! દયાળુ મામી! મને ક્ષમા કરો, તમે તો મારા માતુશ્રી તુલ્ય! મારે રાજ્ય નથી જોઇતું!"

"એ બધો ઢોંગ જવા દે, હિમાળોજી! રાજ્ય નહોતું જોઇતું તો આ બધી પ્રપંચ બાજી શા માટે રચી?"

હિમાળોજી શો ઉત્તર આપે? તે વિચારમાં પડયો.

"હરકત નહિં, હિમાળોજી! ઉઠ! તારા ભાગ્યનું હોય તે તું સંભાળી લે! રાજવૈભવ મારે હવે નકામો છે, મારા સૌભાગ્યમણિનો સંહાર કરીને તે મારૂં જીવનસર્વસ્વ હરી લીધું છે. સોખડાની સત્તા કે સાહ્યબી હવે મને ખપે. જ્યાં મારા સ્વામી ત્યાં હું. સતી થઇને હું તેમની સાથે સ્વર્ગે સંચરીશ; પરંતુ મારૂં કકળતુ અંતર તને શાપ આપે છે કે તારી દીકરીનાં છોકરાં પણ અકાળ મરણ પામશે!"

રાણીએ હાથમાંથી તરવાર ફેંકી દીધી, અને ચાદરથી ઢંકાયલા પોતાના પતિના શબ તરફ જવા લાગી.

હિમાળોજી ઉઠયો. તેની ખાત્રી થઇ ચુકી કે પોતાની મામીને સત ચડયું છે! એ સતિએ આપેલો શાપ પોતાનું નીકંદન કાઢી નાખશે એવી પણ તેને ખાત્રી થઇ. તે રાણીના પગમાં પડયો અને બંને હાથ જોડીને બોલ્યો, "મામી! મામી! હું તો તમારૂં રાંક છોરૂ. દીકરો ગણો કે જે ગણો તે હું તમારે શરણે છું, મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો. આપ જે આજ્ઞા કરો તે પાળવા હું તત્પર છું."

"હિમાળોજી! જો રજપુતાઇનો તારામાં જરાપણ અંશ હોય તારા વચનની તને કિંમત હોય તો હું તને આજ્ઞા કરૂં છું કે તારા મામાનું નામ અમર રાખવા માટે તું તેના નામથી એક ગામ વસાવજે."

"કબુલ છે, સતીમા! સુરજદેવની સાક્ષીએ વચન આપું છું કે મારા મામાના નામથી હું ગામ જરૂર વસાવીશ. પરંતુ એક અનુગ્રહ કરો, આપનો શાપ પાછો વાળો." હિમાળોજીએ વિનતિ કરી.

"હિમાળોજી! સતના પ્રભાવે નીકળેલો શાપ અફળ જતો નથી એટલે મારા બોલેલા

બોલ મિથ્યા નહિ થાય, પરંતુ તારા ઉપર અનુગ્રહ કરીને તને વરદાન આપું છું કે તું તારા મામાના નામે જે ગામ વસાવીશ તેમાં તારો પુરુષવંશ ચાલશે, પરંતુ મેં આપેલા શાપ મુજબ તારો દીકરિયોનો વંશ ચાલશે નહિં. ”

સતીના વચનો માથે ચડાવી લીધા સિવાય બીજો કંઇ ઉપાય નહોતો એટલે હિમાળોજીએ અંતે હાથ જોડી પગે લાગીને કહ્યું “ જેવી આજ્ઞા ! ”

સતીની આજ્ઞા થવા હિમાળોજીના સાથીઓ દૂર ખસી ગયા. સતીએ પોતાના હાથે લોહીથી રંગાયલી ચાદર ઉપાડી લીધી અને પોતાના સ્વામીના મૃતદેહના દર્શન કર્યાં.

તેણે જોયું કે પોતાનો સ્વામી કાયર પુરુષની માફક નમતું આપીને નહિ પરંતુ સામી છાતીએ લડીને, શત્રુઓના ઘા સહન કરીને અને બીજાઓને ઘાયલ કરીને શૂરા ક્ષત્રિયની માફક મૃત્યુ પામ્યો છે—તેનું મૃત્યુ વીરનરને છાજે તેવું છે ! મરતી વખતે પણ મુખ ઉપર વીરતા અને ક્ષાત્રતેજની રેખાઓ તરવરી રહી છે ! તેનું હૈયું ગજગજ ઉછળ્યું. આવા સ્વામીની અર્ધાંગના થવાનું સદભાગ્ય પોતાને પ્રાપ્ત થયું તે માટે તે પ્રભુનો પાડ માનવા લાગી.

અને હવે તેને દુનિયા સાથે કંઇ સંબંધ નહોતો—પોતાના જીવન-આધારના મૃતદેહની સાથેજ પ્રાણ ત્યાગવાનો તેણે સંકલ્પ કરી લીધો હતો. હવે વૃથા વિલંબ શા માટે કરવો ?

તેણે પોતાના સેવકોને ગામની બહાર શિવાલય આગળ આવેલા સરોવરની પાળે ચંદન કાષ્ટની ચિતા ખડકવાની આજ્ઞા કરી.

મૃત્યુ પામેલા પોતાના શૂરવીર રાજા માટે અશ્રુ સારતા રાજસેવકો સજળ નેત્રે આજ્ઞાનો અમલ કરવા ચાલ્યા ગયા.

## ૧૨. જય અંબે !

પેથોજોલના અકાળ મૃત્યુના સમાચાર આખા સોખડામાં પવનવેગે પ્રસરી ગયા.

જોતજોતામાં સોખડાની બજાર બંધ થઇ ગઇ, કામ ધંધો અટકી પડયો, લોકો ટોળે વળીને હિમાળોજીની અધમ વૃત્તિની વાતો કરવા લાગ્યા અને તેના ઉપર ફીટકાર વરસાવવા લાગ્યા.

એટલામાં તો બીજા ખબર મળ્યા કે રાણી સતી થાય છે ! ઘેર ઘેર આ વાત પહોંચી ગઇ અને સ્ત્રીઓ—યુવાન તેમજ વૃદ્ધ એ સતીના દર્શન કરવાને ઘરમાંથી બહાર નીકળી પડી. પોતાનાં બાળકોને પણ એ સતીને પગે લગાડવા માટે સાથે લેવાનું એ સ્ત્રીઓ ચૂકી નહિ.

સોખડાના રાજમાર્ગ ઉપર પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની જબરી ઠઠ જામી.સૌ કોઇ સતીના દર્શન માટે ઉત્સુક હતાં.

અંતે સ્મશાનયાત્રા નીકળી. પેથોજોલની પ્રતાપી મુખમુદ્રાનાં લોકો દર્શન કરી શકે તે માટે તેનો ચહેરો ખુલ્લો રાખીને તેના બાકીના દેહ ઉપર કિંમતી કસબી શાલ ઓઢાડવામાં આવી હતી. પ્રજાજનો પોતાના પ્રતાપી ઠાકોરના મૃતદેહને નમસ્કાર કરતા તેના ઉપર પુષ્પો ચડાવતા અને તેમ કરીને પોતાનો પૂજ્યભાવ પ્રગટ કરતા.

એ સ્મશાનયાત્રાની પાછળ પાછળ સતી થવાને તૈયાર થયેલી રાણી ચાલતી હતી. એ સતીએ સૌભાગ્યના સોળે શણગાર સજ્યા હતા. સૌભાગ્યવતી સ્ત્રી પોતાના સ્વામીનાથને ભેટવાને જતી હોય તેમ પ્રફુલ્લવદને તે પોતાના સ્વામીનો સાથ કરવા સંચરતી હતી. તેણે કપાળમાં કુમકુમનું લેપન કર્યું હતું, તેનો નાગમણી સમો કેશકલાપ છૂટો લટકતો હતો, તેના મુખ ઉપર સતીત્વનું તેજ ઝળહ-

જતું હતું. એના તરફ જોનારના મનમાં સહજ્જ તેના પ્રત્યે પૂજ્યભાવ પેદા થતો.

માતાઓ પોતાના બાળકોને લાવીને તેના ચરણે ધરતી–તેને પગે લગાડતી અને એ સતીના શુભાશિર્વાદ મેળવી કૃતકૃત્ય થતી. સ્ત્રીઓ અને પુરૂષો–યુવાન અને વૃદ્ધ–સૌ કોઇ બંને હાથ જોડીને એને નમતાં અને એ સતીના દર્શનથી કૃતાર્થ થતાં. આખા સોખડામાં અત્યારે એ સતીનાજ ગુણગાન થતાં.

સ્મશાનમાં તો મનુષ્યોની જબરી મેદની જામી હતી. સોખડાની રાણીને સતી થતી જોવાને લોકના ચોક ઉલટી પડયા હતા. સતી કયારે પધારે તેની આતુરતાથી રાહ જોવાતી હતી.

અંતે સ્મશાનયાત્રા સ્મશાનભૂમિ આગળ આવીને અટકી ગઇ. ચંદનકાષ્ટની ચિતા ઉપર પેથેગોલના મૃતદેહને સુવરાવામાં આવ્યો અને તેના ઉપર અબીલ ગુલાલ પુષ્પ આદિ વસ્તુઓ ચડાવવામાં આવી.

રાણીએ પોતાના સ્વામીને પ્રણામ કરીને એ ચિતા ફરતી પ્રદક્ષિણા કરી અને ચિતાનું યથાવિધિ પૂજન કર્યું.

હસતે મુખે તે ચિતા ઉપર ચડી, પોતાના સ્વામીનું મસ્તક ખોળામાં લીધું અને બંને હાથ જોડી પ્રભુનું ધ્યાન ધર્યું.

લોકોએ જોયું કે તેના મુખ ઉપર સતીત્વનો અનન્ય પ્રભાવ પ્રકટયો છે. તેમણે એ સતી ઉપર પુષ્પોનો વરસાદ વરસાવ્યો 'જય અંબે!' ની ઘૂમોથી વાતાવરણ ગાજવી મુક્યું.

પેથેગોલને અગ્નિદાહ દેવાયો અને ચંદન કાષ્ટની એ ચિતા ભડભડ બળવા લાગી. ઢોલ અને શરણાઇના સુરોથી અને 'જય સતી, જય અંબે' ના જયનાદથી પુનઃ વાતાવરણ ગાજી ઉઠયું.

## ઉપસંહાર.

મામાના લોહીથી પોતાના હાથ રંગીને ભાણેજ સોખડાની ગાદીએ બેઠો. હિમાળાજીને સોખડાની સમૃદ્ધિ મળી પરંતુ સતીનો શાપ થતાં એ સમૃદ્ધિ બહુ મોંઘી પડી ગઇ.

સતીએ કરેલી આજ્ઞા મુજબ તેણે પોતાના મામાનું નામ અમર કરવા માટે સાબરમતીનદીના પશ્ચિમ કિનારે પોતાના મામાના નામ પેથેગોલ ઉર્ફે પેથુજી ઉપરથી વિ. સ. ૧૪૪૫માં પેથાપુર નામે ગામ વસાવ્યું જે આજ પણ (કલોલ વિજાપુર રેલ્વે લાઇનના રાંધેજા સ્ટેશનથી ૩ માઇલ દૂર આવેલું) નજરે પડે છે અને પેથુજીના નામનું સ્મરણ કરાવે છે. બંદૂકો બનાવવાના કારખાનાને લીધે પેથાપુર પ્રખ્યાત થયું છે.

સતીનો શાપ ફળીભૂત થયેલો જણાય છે. પેથાપુરના ઠાકોરોની દિકરિયોને સંતાન થયાં નથી એમ કહેવાય છે.



મુંબાઇના ઘરધણીઓ આવા હોય તો! વાઇટ ટાપુના ન્યુપોર્ટ શહેરનો મી. ટોમ વુલગર નામે ગૃહસ્થ હમણાજ ગુજરી ગયો. તે લગભગ ૨૫૦૦૦ પાઉંડની મીલકત મૂકી ગયો છે. તેણે પોતાના વીલમાં ફરમાવ્યું છે, મારા મકાનમાં ત્રણ વર્ષથી જે ભાડુતો રહેતા હોય અને જેમણે તે દરમિઆન નિયમિત ભાડું આપ્યું હોય તેમને એ લોકો જે જે જગા વાપરતા હોય તે હવે પછી કાંઇ પણ ભાડું લીધા વિના વાપરવા દેવી.

卐 卐 卐

# જય માલિકા.

જીવન જયવન્તા, સખિ !
વ્હાલના વસન્તમાં-
ઝળકે જોને ! કેવું આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

ઉર એકરંગી સખિ !
દુનિયા દોરંગીમાં-
મલકે જોને કેવું આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

જગત નવરંગી સખિ !
પ્રપંચ પચરંગીમાં-
પુલકે જોને ! કેવું આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

તારાનું તેજ સખિ !
કાલિકાની સેજમાં-
ચમકે જોને ! કેવું આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

પ્રભુતાનું પુણ્ય, સખિ !
લલિત લ્હેર રમ્યમાં-
ધમકે જોને ! કેવું આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

બાલક શિરમોર, સખિ !
બાલિકા જયમાલિકા-
ઝગકે જોને ! કેવાં આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ !

માનવનાં બાળ, સખિ !
પ્રભુની જયપાળ શાં-
ઝરકે જોને ! કેવાં આજ-
લાડિલી હો ! લઇયે એ લ્હાવ.

લલિત.

卐 卐 卐




લેખક: રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા

કેળવણી એટલે બુદ્ધિનો વિકાસ અથવા તેની શક્તિઓની ખીલવણી કરવાનું સાધન સમજીને વિલાયતમાં છોકરા છોકરાઓને માટે એકજ તરેહનો અભ્યાસક્રમ અને એકજ જાતનાં પાઠ્ય પુસ્તકોનો ઉપયોગ કરવામાં આવતો. બહુ તો કન્યાશાળાઓમાં શીવણ ભરતનું કામ શીખવવામાં આવતું. એજ ધોરણે આપણે અહીં પણ સ્ત્રીકેળવણીની સ્થાપના થઇ, અને એજ ધોરણ અદ્યાપિ સુધી ઘણું ખરું ચાલે છે. વિલાયતમાં જે જે પાછળથી ફેરફાર થયા તેનું અનુકરણ આપણે અહીં થયું નહિ, તથા વિલાયતની પદ્ધતિ આપણા દેશને અનુકૂળ થશે કે કેમ એ ઉપર પણ લક્ષ અપાયું નહિ આ કારણથી ઘણા લોકો હાલની કેળવણી માટે વાંધો ઉઠાવવા લાગ્યા છે.

શરૂઆતમાં આપણા લોકો સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ હતા, અને હજી પણ તે વિષે પુરતું લક્ષ તેઓ તરફથી નથી. કેળવણી વડે કમાવાનું, ઉદ્યોગ ધંધો કરવાનું ને સારી રીતે સંસાર ચલાવવાનું બની આવવું જોઇએ તે વાત લક્ષમાં રહેતી નથી. હજી આપણા દેશમાં સ્ત્રીકેળવણી કેટલી પછાત છે તે નીચે આપેલા આંકડા પરથી જણાઇ આવશે છોકરા કરતાં છોકરીઓનો પાંચમો ભાગ પણ ભણતો નથી, તથા જે ભણે છે તે એટલું થોડું હોય છે, કે તેને આપણે કેળવણી કહી શકીએજ નહિ.

ભરતખંડની કેળવણીના સન ૧૯૨૪-૨૫ ના રિપોર્ટ ઉપરથી માલમ પડે છે, કે સન ૧૯૨૧ ના વસ્તીપત્રક મુજબ પુરૂષોમાં સેંકડે ૫.૧ અને સ્ત્રીઓમાં માત્ર સેંકડે ૧.૦ અભ્યાસ કરતાં હતાં. ચાર વર્ષ પછી એ સંખ્યા વધીને અનુક્રમે ૬.૫ અને ૧.૧૪ થઇ હતી. મતલબ કે કન્યાઓમાં માત્ર .૧૪ નો વધારો થયો હતો. દર પાંચ કન્યા પૈકી માત્ર એકજ ચોથા ધોરણમાં ભણતી હતી. સન ૧૯૨૧ ની સાલમાં ૫૯૨ કરોડ સ્ત્રીઓ પૈકી સત્તાવીશ લાખ બ્યાસી હજાર ભણેલી હતી. સન ૧૯૨૫-૨૬ ના રિપોર્ટ ઉપરથીજ જણાય છે કે જ્યારે સન ૧૯૧૬ માં નિશાળે જતી છોકરીઓની સંખ્યા સેંકડે ૦.૯ હતી, ત્યારે સન ૧૯૨૬ માં એટલે દશ વર્ષ પછી તે વધીને ૧.૩ થવા પામી હતી, એટલે એટલી લાંબી મુદ્દતે વધારો માત્ર .૪ થયો. તે પ્રમાણે તો સ્ત્રીકેળવણીનું પૂર્ણ પરિણામ આવવાને સેંકડો વર્ષ જોઇશે

સ્ત્રીકેળવણીમાં સૌથી આગળ પડતા ત્રાવણકોરનો દાખલો લઇએ તો ત્યાંની ૪૦ લાખની વસ્તીમાં પાંચ લાખ ભણનાર છે, તેમાં કન્યાઓની સંખ્યા પણ પ્રમાણમાં સંતોષ કારક છે. અંગ્રેજી રાજ્યમાં જ્યારે વસ્તીના ચાર ટકાજ અભ્યાસ કરે છે ત્યારે ત્રાવણકોરમાં સેંકડે ૧૨.૫ ભણતરની સંખ્યા છે.

હવે આપણે જુદા જુદા પ્રદેશોની સ્થિતિ

તપાસીએ. શ્રીમંત મહારાણી ચીમનાબાઇ સાહેબ ગાયકવાડે પુનામાં આપેલા ભાષણમાં જણાવ્યું છે કે દર હજારની વસ્તીએ

| પ્રદેશનું નામ | ભણનાર છોકરા | ભણનાર છોકરીઓ |
|---|---|---|
| ભરતખંડ | ૧૩૯ | ૨૧ |
| મહીસુર | ૧૬૪ | ૨૨ |
| મુંબઇ ઇલાકો | ૧૫૭ | ૨૭ |
| વડોદરા | ૨૪૦ | ૪૭ |
| કોચીન | ૩૮૦ | ૧૭૪ |
| કાશ્મીર | ૪૧ | ૩ |
| બીહાર | ૫૬ | ૩ |
| મધ્ય હિંદુસ્તાન | ૬૫ | ૭ |
| હૈદ્રાબાદ | ૫૭ | ૮ |
| મધ્ય પ્રાંત | ૮૭ | ૪ |

શ્રીમંત મહારાણી સાહેબે આપેલા ઉપરના આંકડા પરથી જણાઇ આવશે, કે કેટલાક પ્રદેશમાં તો છોકરાનો માત્ર ૧૫મો કે ૩૧મો ભાગ કન્યાઓની સંખ્યા છે. કોચીનમાં સૌથી વધારે પ્રમાણમાં કન્યાઓ ભણે છે, અને બીજે નંબરે વડોદરા આવે છે, કેમકે ત્યાં કન્યાઓ સંખ્યામાં પાંચમાં ભાગ જેટલી છે, અથવા મુંબઇ ઇલાકાથી બમણી છે અને તેનું કારણ ત્યાં ચાલતી ફરજીઆત કેળવણી છે. સ્ત્રીકેળવણીના લાભાર્થે હિંદમાં સર્વત્ર ફરજીઆત કેળવણી થવી ઘટે છે.

સ્ત્રીકેળવણીની પ્રગતિ કેટલી આજ સુધીમાં થઇ છે તેનો વિચાર કર્યા પછી હવે આપણે કેળવણી કેવા પ્રકારની કેટલે દરજ્જે અપાય છે તે પ્રશ્નનો વિચાર કરીએ. હાલ અપાતી સ્ત્રી કેળવણી આપણી સ્થિતિ રીતિને અનુકૂળ નથી. સ્ત્રી ઉપયોગી વિષયોમાં માત્ર સીવણ ભરત ચાલે છે, અને તે બહુધા અંગ્રેજી ઢબનું હોય છે. ઉત્તમ પ્રતિનું ઉપયોગી સીવણ કામ શીખવાતું નથી. રેશમ કસબનું ભરત પણ ભાગ્યેજ ચાલે છે. જેને ગૃહવિદ્યા અથવા ઘર વ્યવસ્થા કહેવામાં આવે છે તેની તો શરૂઆત પણ થઇ નથી. જ્યારે યુરોપ અમેરિકામાંની હજારો નિશાળોમાં રાંધણકળા અને પાકશાસ્ત્ર ખાસ કરીને શીખવાય છે, ત્યારે આપણે ત્યાં હજી તેનું નામ નિશાન પણ નથી. ગૃહવિદ્યા એ સ્ત્રીકેળવણીનો ખાસ વિષય હોવો જોઇએ, તે વગર સ્ત્રીઓ ઘર સંસારના કામમાં રૂડી રીતે ઉપયોગી થઇ ન શકે. કમાનાર એક ને ખાનાર ઘણાં હોય, અને કમાઇ બહુ થોડી હોય તે છતાં કમાનારને બૈરાં છોકરાં તરફની મદદ ચઢતી જાતિઓમાં મળતી નથી. ઘરની સારસુરી, ઘણાની ગોઠવણ, બાળઉછેર, પ્રસુતિ વખત સેવાની સાવચેતી, બાળશિક્ષણ, કસરત, આદિ વિષયોમાંથી કેટલાનું સારૂં જ્ઞાન સ્ત્રીઓ ધરાવે છે?

કન્યાશાળાઓ માટે ખાસ પુસ્તકો તેમને અનુકૂળ થાય તેવાં હોતાં નથી. કન્યાવાંચનમાળા અને બાળજ્ઞાનમાળા એ પુસ્તકો બાંજરે પડયાં છે. જે પુસ્તકો છોકરાઓ માટે છપાયાં હોય તેજ ઘણાં ખરાં કન્યાશાળાઓમાં ચાલે છે, એટલે વાંચનમાળા, ભૂગોળ, ઇતિહાસ, વ્યાકરણ, ગણિત આદિ બંને જાતની શાળાઓ માટે એકજ હોય છે. રાંધણકળા માટે કેટલાક વિદ્વાનો એવું મત ધરાવે છે કે તે કામ તો તેઓ પોતાની માતાના રસોડામાં શીખી શકે. માતાઓ પાકશાસ્ત્રમાં કેટલી પ્રવીણ હોય છે તે સર્વના જાણવામાં છે જેમ સુતારનો છોકરો પોતાના પિતાની કોઢમાં કેટલુંક શીખી શકે, તેમ કન્યાઓ પોતાની માતા પાસેથી થોડુંક શીખી શકે; પરંતુ જેમ ઉચી જાતનું કામ શીખવા માટે શિલ્પશાસ્ત્ર જાણવાની સુતારના છોકરાંને અગત્ય રહે છે, [illegible]ઓને પાકશાસ્ત્ર ને રાંધણકળાના [illegible] જરૂર છે. [illegible] છે કે આપણા વિદ્વાનો તથા શાળાખાતાના ઉપરીઓ સ્ત્રીકેળવણી સંબંધે વધારે [illegible]ન આપી જોઇતા ફેરફાર અભ્યાસ ક્રમમાં [illegible] પાઠ્ય પુસ્તકોમાં કરશે.



# ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનો આદર્શ.

અને

## તેનું રેખા ચિત્ર.



લેખકઃ " એક ગુજરાતી સેવક "

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની " સીલ્વર જ્યુબીલી " ના પ્રસંગે ગુજરાતી બ્હેનોની ઉન્નતિ ઇચ્છનાર દરેક ગુજરાતી હિતચિંતક મંડળને એક આદર્શ સ્ત્રીસંસ્થા કેમ બનાવી શકાય તે સંબંધી વિચાર કરે એ યોગ્ય છે. ભિન્ન ભિન્ન પ્રકારના મત ધરાવનાર ગુજરાતી ભાઇ બ્હેનો આ વિષય પર વિચાર કરે ને પરિણામે મંડળના કાર્યવાહકો પાસે જુદી જુદી યોજનાઓ રજુ થાય ને તેઓ તેમાંથી સારા સારા તત્વો ચુંટી કહાડી એક નવીન ઉત્તમ યોજના મેળવવા ભાગ્યશાળી થાય તે માટેજ આ લેખ ગુર્જર પ્રજા આગળ રજુ કરવાનું સાહસ મેં ખેડયું છે.

" ગુણસુંદરી " ના તંત્રી તરફથી મંડળના આદર્શ સંબંધી એક યોજના વાચક વર્ગ આગળ રજુ કરવાનું મને આમંત્રણ મળ્યું તે સ્વીકારવું એ મારી ફરજ છે, એમ સમજી આ લેખ ચર્ચા સારૂ વાંચક વર્ગ આગળ રજુ કરવા હું હિંમત કરૂં છું.

આ લેખના દોષો ન જોતાં તે કયા હેતુથી લખાયો છે તે જોઇ તે પર વિચાર કરી ગુર્જર પ્રજા આગળ ગુજરાતી બ્હેનોની એક આદર્શ સ્ત્રીસંસ્થાએ કયા પ્રકારનું કામ ઉપાડી લેવું જોઇએ તે સારૂં દરેક ગુજરાતી ભાઇ બ્હેન આ લેખ પર પુરતું ધ્યાન આપી આ માસિકમાં પોતાનાં વિચાર દર્શાવશે તો આ લેખ સાર્થક ગણાશે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ એક આદર્શ સ્ત્રીસંસ્થા બને તે સારૂ હું શું કરૂં તે સારૂં વિચાર કરતાં હાલ તુરત મને જે હવાઇ ખ્યાલો આવ્યા છે. તેનો કંઇક અંશે ચિતાર આપવા મેં આ લેખમાં અલ્પ પ્રયત્ન કર્યો છે. વિચારની શ્રેષ્ઠતા પીછાણી મારી યોજના સર્વાંશે યા થોડે અંશે, મોડે યા વ્હેલે પ્રભુ કૃપાથી ફળીભૂત થશે જ એવી પૂર્ણ શ્રદ્ધા રાખી ગુજરાતી ભાઇ બ્હેનોના ચરણે હું મારા હવાઇ કીલ્લાનો નકશો રજુ કરૂં છું.

મંડળની બધી પ્રવૃત્તિઓ સારી પેઠે ચાલે તે સારૂ પ્રથમમાં મંડળને માટે યોગ્ય મકાન મળે તે માટે મોટી જહેમત ઉઠાવું. મકાન બંધાવવા જોઇતી મદદ મળેથી સર્યામ મોટા રસ્તાપર લાંબા મોખરાવાળી ખાલી જમીન પસંદ કરી તેની આસપાસ ફરતો " કંપાઉન્ડ " રાખી, ત્રણ માળવાળું. પોરબંદરના પથ્થરના દર્શનવાળું સાદું મકાન બાંધું. આ મકાનમાં એક હજારથી પંદરસો સ્ત્રીઓ એકી સાથે બેસી શકે એવો તેમા 'હૉલ' રાખું ને તે હૉલમાં દરેક ઠેકાણેથી ભાષણ કર્તાઓનો અવાજ સંભળાય એવી ગોઠવણ કરૂં. હૉલમાં નાટકનું સ્ટેજ ગોઠવાવું. અને હૉલમાં જાયુ-

કરવું સાદુ પણ ટકાઉ ફરનીચર વસાવું. હૉલને આકર્ષક છબીઓ, પડદા, પંખા, ઝુમ્મર, વીગેરેથી સુશોભિત કરૂં. આખા મકાનમાં લાયબ્રેરી તથા "રીડીંગ રૂમ" સારૂ તથા તેના બાળવિભાગ સારૂ અલાહેદી જગ્યા, "ઓફીસ રૂમ," પ્રેસીડન્ટ તથા કમીટિ સારૂ જુદો રૂમ, જુદા જુદા ઓરડાઓ, રહેવાને સારૂ ઓરડાઓ, એક સુંદર "ડ્રોઇંગ રૂમ," ઔદ્યોગશાળા, તથા કસરતશાળા તથા મ્યુઝીઅમ સારૂ જુદી જુદી ગોઠવણ રાખું. શિક્ષણવર્ગો સારી રીતે ચાલે તે માટે એક આખો માળ રોકું. મકાન પર સરત કર્યા મુજબ શેઠી લક્ષ્મીબાઇ જગમોહનદાસનું નામ તથા હૉલ પર સદગત્ ગં. સ્વ. જમનાબાઇ સક્કઇનું નામ આપી રૂપીઆ બે લાખ બીલ્ડીંગ બાંધવામાં વાપરૂં. જે બ્હેન ગીરગામ બેક રોડ જેવા મધ્ય સ્થળે આવા પ્રકારનું મકાન બંધાવવા ખુટતી રકમ મંડળને ભેટ આપે તેનું નામ મંડળની કોઇ પણ મોટી પ્રવૃત્તિ જોડે જોડી તે બાઇનું સંગેમરમરનું પૂતળું ઉપર જણાવેલી બે પરમાર્થી બાઇઓના પૂતળા ભેગું રાખું. લાયબ્રેરી તથા વાંચનાલયનો તમામ ખરચ ઉપાડી લઇ, બન્ને સારી પેઠે ચાલે ને તેમાં દર મહીને નવા ઉપયોગી પુસ્તકો લેવાય એવી રૂપીઆ ચાલીસ હજારની રકમ આપનારનું નામ આ બન્ને પ્રવૃત્તિઓ સાથે કાયમનું જોડું. સ્થાપવા ધારેલ વિદ્યાલયને અંગે થતો બધો ખર્ચ હરહંમેશ પુરો પાડનાર એટલે મંડળના ફંડમાં રૂપીઆ પચાસ હજાર ભરનાર બ્હેનનું નામ, વિદ્યાલય અથવા શારદામંદિર સાથે કાયમનું જોડું. દરેક સ્ત્રી અને ખાસ કરીને વિધવાઓને પોતાની આજીવિકા સ્વતંત્રપણે અને માનભરેલી રીતે મેળવવાનું અને તે સારૂ હુન્નર ઉદ્યોગની કેળવણી આપવા એક ઉદ્યોગ ગૃહ સ્થાપું; અને તેનો ખરચ નીભાવવા રૂપીઆ પચાસ હજારની ભેટ આપનાર બ્હેનનું નામ તે ગૃહ સાથે જોડું. ગુજરાત અને બૃહદ ગુજરાતમાંથી કોઇપણ જાણીતી બ્હેન મુંબઇની મુલાકાતે આવે તો તેને થોડો સમય ઉતરવા માટે તથા ગુજરાતી બ્હેનો અનીતિના માર્ગમાં સપડાઇ જતી બચે અથવા પરધર્મમાં જતી અટકે તે માટે થોડો વખત રહેવા માટે મંડળના મકાનમાં ગોઠવણ કરૂં. હૉલમાં એવી વ્યવસ્થા કરૂં કે મંડળની જરૂરીઆત સિવાયના દિવસોએ તે ભાડે આપી, તેની આવક મંડળના નિભાવાર્થે વપરાય.

ગુજરાતી બ્હેનોને માનસિક, નૈતિક, ધાર્મિક તથા ઔદ્યોગિક કેળવણી ઉત્તમ પ્રકારની મળે તે સારૂ વયોવૃદ્ધ કેળવણીકારોની સલાહથી આર્ય સ્ત્રીઓને છાજે એવો યોગ્ય શિક્ષણક્રમ ઘડી તેનો સારો અમલ થાય તે માટે એક "એજ્યુકેશનલ બોર્ડ" સ્થપાવું ને તેને મંડળમાં અપાતી કેળવણીના વિષયમાં ઘટતું કરવાની સત્તા આપી તેમની પાસેથી પગારદાર અથવા માનદ, ચારિત્ર્યવાન શિક્ષકો તથા શિક્ષિકાઓની નીમણુંક કરાવી તેમની મારફત ઉપયોગી વિષયોનું સંગીન શિક્ષણ દરરોજ મફત અથવા નજીવી ફી લઇ બપોરના ૧૫ થી ૪૫ સુધી અપાઇ બેથી ત્રણ વર્ષનાં અરસામાં તે સંપૂર્ણ થાય એવી એક યોજના ઘડાવું. લાઇબ્રેરીમાં અભ્યાસક્રમ ઇચ્છનાર બ્હેનોને માટે એક જુદા ઓરડાની ગોઠવણ રાખું. લાઇબ્રેરીને અંગે ફરતી લાઇબ્રેરી તથા લાઇબ્રેરીમાં સ્ત્રીઓને લગતા ખાસ પુસ્તકોનો મોટો સંગ્રહ વસાવું ને નવી ચોપડીઓ તરત ખરીદી લોકમાન્ય ચોપડીઓ વાંચવા ઇચ્છનાર બ્હેનોની જીજ્ઞાસા તૃપ્ત કરવા તેવી ચોપડીઓની ચાર ચાર નકલ ખરીદું. લાઇબ્રેરીને અંગે બાળવિભાગ ખોલી તેમાં બાળસાહિત્ય ઉપરાંત બાળકોને રમત ગમત સાથે જ્ઞાન મળે તે સારૂ એક ખાસ શિક્ષિકા નિમું. લાઇબ્રેરીમાં મોટે ભાગે ફક્ત નવલકથા

ઉપયોગ થાય છે તેથી તે વિભાગના મોટા જથ્થામાં પુસ્તકો ન ખરીદું પણ બધા પ્રકારના વાંચનમાં બ્હેનો રસ લેતી થાય તે માટે સાહિત્યના દરેક અંગ પરના જરૂરી પુસ્તકો ખરીદી ગ્રંથકર્તાઓને ઉત્તેજન આપું. વિદ્યાભ્યાસને અંગે સ્ત્રીઉપયોગી તમામ વિષયો સારૂ શરૂઆતમાં મોટો ખરચ કરી આપણા દેશને અનુસરતાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવું ને તેનો સટ, સ્વશિક્ષણ લેનારી દરેક બ્હેનને પડતર કિંમતે મળે એવી ગોઠવણ કરૂં. શિક્ષણ આપવામાં જરૂરી સહાયતા મળે તે સારૂ પીકચરો વીગેરે ખરીદતા કોઇપણ પ્રકારની કચાસ ન રાખું. "લેન્ટર્ન"–"સ્ટીરીઓસ્કોપ" તથા "સીનેમા એજ્યુકેશનલ ફીલમો" ખરીદી Visual Instruction, દરેક અઠવાડીએ સ્ત્રીઓ અને બાળકોને મળે તે સારૂ યોગ્ય ગોઠવણ કરૂં. નૈતિક તથા ધાર્મિક શિક્ષણ માટે સર્વમાન્ય સિદ્ધાન્તોનું જુદું પુસ્તક રચાવી તેનું તથા દરેક ધર્મના સિદ્ધાંતોનું થોડું જ્ઞાન મળે એવું શિક્ષણ બ્હેનોને અપાવી તથા ભાયનો મારફત તથા એકઠી પ્રાર્થનાદ્વારા બ્હેનોમાં એક પ્રકારનું ઉચ્ચ અધ્યાત્મિક વાતાવરણ પેદા કરૂં. કેળવણી બોર્ડ પાસે સ્ત્રીઓને લગતું દરેક વર્ષે એક (વાર્ષિક) "એન્યુઅલ" બ્હાર પાડું ને તેમાં હિંદમાં તથા પરદેશ જુદીજુદી કોમમાં સ્ત્રીઓની ઉન્નતિ અર્થે કેવા પ્રકારનું કામ થઇ રહ્યું છે તેની માહીતિ એકઠી કરી તેના સાંસારિક, ધાર્મિક; ઔદ્યોગિક એમ જુદા જુદા વિભાગો પાડી તેની યોગ્ય માહીતિ આપું. સ્ત્રીઓને લગતા દરેક સવાલ પર માહિતી આપનારૂં, ખોટા વિચારોનું ખંડન કરનારૂં લખાણ તે તે વિભાગના અભ્યાસી પાસેથી લખાવી સસ્તી કિમ્મતની ચોપડીઓ છપાવી તે ગુજરાતી પ્રજામાં સારી રીતે વહેંચાય એવી ગોઠવણ કરૂં. દરેક જાણીતી ગુજરાતી બાઇઓના ટૂંકા બોધદાયક વૃતાંતો, સ્ત્રી ઉપયોગી સંસ્થાઓની યોગ્ય માહીતિ તથા સ્ત્રી ઉન્નતિને અંગે ઉદ્દભવતા પ્રશ્નોપર પત્રિકાઓ લખાવી, હજારોની સંખ્યામાં છપાવી તે સસ્તી કીંમતે વેચાય એવી વ્યવસ્થા કરૂં. સ્ત્રીઉપયોગી માસીક તથા અઠવાડીક પત્ર કાઢી સ્ત્રીઓની ઉન્નતિ સાધનારૂં ઉપયોગી સાહિત્ય ગુજરાતી બ્હેનોને પુરૂં પાડું. સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો મંડળના મકાનમાંજ વેચાતા મળે તે સારૂ ત્યાં એક "બુકસેલર્સ સ્ટોલ" ઉઘાડું. સ્ત્રી લેખિકાઓના યોગ્ય લેખો તપાસી તેમની મ્હેનતના પ્રમાણમાં વ્યાજબી રકમ આપી પુસ્તકદ્વારા તે બ્હાર પડાવું. ગુજરાતી છોકરીઓની શારીરિક તંદુરસ્તી જળવાઇ રહે તે સારૂ યોગ્ય શિક્ષિકાની સરદારી હેઠળ એક શારીરિક કસરત આપનાર શિક્ષણ વર્ગ ખોલું ને કન્યા મંડળમાં દાખલ થતી દરેક કન્યાને શારીરિક શિક્ષણ લેવાની ફરજ પાડું. હિંદુ સ્ત્રીઓને માફક આવે તેવી ઔદ્યોગિક કેળવણી અપાવવા માટે એક ઉદ્યોગગૃહ સ્થાપી તેમાં સ્ત્રીઓથી ચલાવી શકાય એવું ધંધાદારી શિક્ષણ અપાવું. મુંબઇમાં રહેતી મોટી ઉમ્મરની દરેક સ્ત્રી વાંચતા લખતાં થોડી મુદતમાં શીખે તે સારૂ બધા પ્રકારના પ્રયત્નો કરૂં. જુદા જુદા લત્તાઓમાં સ્ત્રીઓને ઉપયોગી શિક્ષણ મળે તે માટે પગારદાર અથવા માનદ શિક્ષિકા મંડળ સ્થાપી લત્તે લત્તે, ચાલીઓમાં રહેતી બ્હેનોના લાભાર્થે ઝનાના વર્ગો ઉઘાડું. ગુજરાતી સ્ત્રીઓની ઉન્નતિ માટે મંડળના ફંડમાં એક સાથે રૂપીઆ દસ હજારની મદદ કરનાર સખી સ્ત્રીના નામની 'ચેર' સ્થાપી વિદ્વાન ગુજરાતી સ્ત્રી પુરૂષો પાસે ગુજરાતી સ્ત્રીઓના સંબંધમાં ખાસ ભાષણો કરાવી સ્ત્રી–ઉન્નતિ કેવી રીતે સાધી શકાય તેની માહિતી ગુર્જર પ્રજા પાસે મુકાવું. ઘેર બેઠા નિબંધો લખાવવાની તથા મંડળના મકાનમાં ઇનામી નીબંધ લખાવવાની દરેકાઇની રીત ચાલુ રાખું;

ને તે ઉપરાંત સ્ત્રીઓને ઉપયોગી ચોક્કસ પુસ્તકોના " લીસ્ટ " નો નિર્ણય કરી, શાળામાં ભણનાર તેમજ તે પુસ્તકોનો અભ્યાસ કરી પરીક્ષામાં ઉંચે નંબરે આવનાર બ્હેનોને દર વર્ષે ઇનામો અપાવું. શિક્ષણ વર્ગમાં હું ઉપરાંતની નિયમિત હાજરી આપનારી બ્હેનોને ઇનામો આપી ઉત્તેજન આપું.

વકતૃત્વકળાની શક્તિઓ ન્હાનપણથી જ ખીલે તે સારૂ ખાસ કરીને કન્યાઓમાં તથા સ્ત્રીઓમાં હરીફાઇની ઇનામી પરીક્ષા દર વર્ષે લેવડાવું. સ્ત્રીઓમાં જુદા જુદા વિષયો પર અભ્યાસ કરનારી બ્હેનોને તે તે વિભાગના પુસ્તકોની યાદી આપી તેનો સારો અભ્યાસ કરવા તેઓને સાક્ષરોની પૂરતી મદદ આપી, જુદા જુદા વિભાગનો અભ્યાસ કરનારી બ્હેનોનું એક નાનું મંડળ સ્થાપું. સ્ત્રીઓમા જ્ઞાન વધે તે માટે, ગોદી, દીવાદાંડી, છાપખાના, મીલો, મ્યુઝીઅમો વીગેરે જ્ઞાન આપનારી જગ્યાઓ બતાવવાની ગોઠવણ કરાવું. મુંબઇમાં અથવા મુંબઇ બ્હાર હિંદના કોઇ પણ ભાગમાં સ્ત્રી ઉપયોગી ખાસ શિક્ષણ જ્યાં જ્યાં મળતું હોય ત્યાંથી શિક્ષણ મેળવવા ઇચ્છતી ગુજરાતી બ્હેનોને તે જગ્યાએ શિક્ષણ મેળવવા તેમને સારી રકમની "સ્કૉલરશીપો" આપી સરળતા કરી આપું. પૈસાના અભાવે ગુજરાતી બ્હેનો અજ્ઞાનતામાં સબડયા કરે એવી સ્થીતિ ઘડીભર ન ચાલવા દઉં. " કર્વે યુનીવર્સીટી " ને પગલે, ગુજરાતી સ્ત્રીઓ સારૂ ગુજરાતમાં એક અલાહેદી "યુનીવર્સીટી" સ્થપાય એવી પેરવી કરૂં; ને દર પાંચ વર્ષે સ્ત્રી કેળવણીના વિષય પર ચર્ચા ચલાવી, કાર્ય કરવાની રીતમાં ઘટતા સુધારા વધારા કરવા સારૂ એક કેળવણી પરિષદ ભરાવું.

પ્રાથમિક શાળામાંથી ભણતી કન્યાઓ તથા સ્ત્રીઓ પરીક્ષામાં પાસ થઇ હોય તો તેઓ સર્વેને અથવા ઉંચે નંબરે આવનારી બ્હેનોને ઉત્તેજન આપવા દર વર્ષે એક સમારંભની ગોઠવણ કરૂં ને તે વખતે કોઇ વિદ્વાન ગુજરાતી ભાઇ યા બ્હેન પાસે સમયને અનુસરતું સલાહ આપનારૂં ભાષણ આપવાની ગોઠવણ કરૂં.

સ્ત્રીઓમાં સ્વદેશી ધર્મનો સારો પ્રચાર થઇ તેઓ વિદેશી વસ્તુઓ ખરીદતી અટકે ને દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન મળતું રહે તે સારૂં મંડળના મકાનમાં એક ઉપયોગી " મ્યુઝીયમ " ની સ્થાપના કરૂં. રૂપીઆ પચીશ હજાર આપનાર બ્હેનનું નામ તેની સાથે કાયમનું જોડું. આ સંગ્રહસ્થાનમાં સ્ત્રીઓના વપરાશમાં આવતી બધી ચીજો રાખું ને તેમાં મુકાયેલી ચીજો જે બ્હેનને ખરીદવી હોય તે થોડું કમીશન લઇ તેને તે મેળવી આપવાની ગોઠવણ કરૂં. પ્રાથમિક શાળાઓમા શીખતી કન્યાઓને રજાના દીવસોમાં આ પ્રદર્શન મફત બતલાવવાનો લાભ આપવા ચુકું નહિ.

ગુજરાતી નર્સો ઘણા થોડા પ્રમાણમાં છે તેથી સ્ત્રીઓને હોસ્પીટલોમાં અથવા " મેટરનીટી હોમ્સ " માં સ્કોલરશીપો આપી સારી સંખ્યામાં તેઓ નર્સીસ તરીકે બ્હાર પડે એવી ગોઠવણ કરૂં. મોટી ઉમ્મરની કન્યાઓને પરણ્યા પહેલાં ' બાલઉછેર ' નું વ્યવહારીક જ્ઞાન મળે તે સારૂં મંડળના મકાનમાંજ નાના પાયા પર એક સુતિકાગૃહ સ્થાપી તેની સર્વે વ્યવસ્થા એક અનુભવી ગુજરાતી ડૉક્ટર બાઇના હાથમાં સોંપું.

ગરીબ પણ સ્વમાનની ટેક જાળવી રાખનાર ગુજરાતી બ્હેનોના દુઃખમાં મદદકર્તા થઇ પડવા એક નિરાશ્રીત ફંડની સ્થાપના કરૂં ને જાતી તપાસ બાદ તેવી દુઃખી બ્હેનોને પુરતી મદદ મળે તેવી ગોઠવણ કરૂં. ગરીબ બ્હેનોની અજ્ઞાનતાનો લાભ લઇ તેમને સતાવનારાઓના પંજામાંથી બચાવવા

બ્હેનોને વૈદકીય તેમજ કાયદાની સલાહ આપનારૂં ખાતું સ્થાપું.

મંડળની બ્હેનોને ગૃહ ચલાવવામાં ઉપયોગી ચીજો ભેળસેળ વગરની વ્યાજબી દામે મળે તે માટે એક "Co-operative Stores" ઉઘાડી થોડો નફો લઇ બ્હેનોને સારો માલ ઘેર બેઠા મળે એવી યોજના ઉપાડી લઉં.

દર પાંચ વર્ષે, સારૂ શીખેલી ગુજરાતી બાઇને મંડળના કામની જાહેરાત કરવા તથા મંડળનું કાર્ય સુધરતું રહે તે સારૂં હિંદની તેમજ પરદેશની સ્ત્રીઓની સંસ્થાની જાતી માહિતી મેળવી અનુભવ લેવા મંડળને ખરચે મોકલું; પણ તેની પાસે પાછા ફરતાં પાંચ વર્ષ સુધી માત્ર થોડી રકમ ગુજરાન માટે લઇ, મંડળની સેવા કરવી એવી કબુલાત લેવડાવું.

ઉગતી બાળાઓ મંડળના કામકાજમાં ન્હાનપણથીજ રસ લેતી થાય તેમજ આધ્યાત્મિક વાતાવરણમાં ઉછરી મંડળના ઉપયોગી સભાસદ અને સારી ગૃહિણીઓ તથા માતાઓ બની ઉત્તમ નાગરિકો તરીકે નામ કહાડે તે માટે મંડળના અંગે જે 'કન્યા મંડળ' સ્થાપવામાં આવ્યું છે તેની ઉન્નતિ કરવા ઘણો શ્રમ લઉં. જેથી કરીને પા સદી પછી નમુનેદાર સભાસદોનું બનેલું મંડળ ભવિષ્યમાં હસ્તીમાં આવે. આ "કન્યા મંડળ" ને અંગે "Girl Guides" ની યોજના કાઢી કન્યાઓને વધુ ઉપયોગી જીંદગી ગાળવામાં હું સહાયતા આપું.

મંડળને અંગે કેળવાયલી અનુભવી શિક્ષિકાઓના હાથે સભાસદોના છોકરા છોકરીઓને બપોરના ત્રણ કલાક "મોન્ટેસોરી" શિક્ષણ મફત અથવા નજીવી ફી લઇ આપવાની ગોઠવણ કરૂં. અને તે ઉપરાંત પૂરતી ફી આપનાર છોકરા તથા છોકરીઓને પણ તેનો લાભ આપવા ચુકું નહિ.

મંડળની બ્હેનોમાં ભગિનીભાવ ખીલે ને તેઓ મંડળની ઉન્નતિમાં ઉત્સાહભર્યો ભાગ લે તે સારૂ મંડળના મકાનમાં સભાસદોના નાના નાના "ગ્રુપ" પાડી દરેક "ગ્રુપ" ને અઠવાડીયે અઠવાડીયે યા પખવાડીયે પખવાડીયે ચ્હાપાણી લેવા નોતરી મંડળના કાર્યવાહકો જોડે દરેક સભાસદની ઓળખાણ કરાવું. ને તે સાથે સભાસદો વચ્ચે પણ પીછાણ વધે એવા પગલા લઉં. આ ઉપરાંત વર્ષમાં બે મોટા મેળાવડા કરી, એકમાં ફક્ત સભાસદોને નોતરીને, બીજામાં બીજી કોમના હિતચિંતકોને પણ ન્હોતરી મંડળને વધારે ઉપયોગી બનવાની તક આપું. આ સાથે પૈસાની સગવડ માટે વર્ષમાં એક વખત મંડળની બ્હેનોના આખા કુટુંબના લાભાર્થે એક મોટું સમ્મેલન ભરી ગુર્જર બ્હેનો શું કામ કરી રહી છે તે પ્રત્યક્ષ નીહાળવાની તક આપવા ચુકું નહિ.

કેળવણી પામેલી બ્હેનોની સેવા શહેરમાં જ સમાપ્ત થાય એ ઇચ્છવાજોગ નથી તેથી ગુજરાતના ગામડાઓમાં અજ્ઞાનતાના ગાઢ અંધકારમાં સબડતી બ્હેનોને જ્ઞાનનો અમુલ્ય લાભ મળે તે સારૂ ઉમંગી ને ઉત્સાહી બ્હેનો જેઓને બધા પ્રકારની સગવડ હોય તેમને ગામડામાં થોડા મહીના વસી પોતાના જ્ઞાનનો લાભ પોતાની બ્હેનોને અર્પણ કરવાની તક મળે એવી ગોઠવણ કરૂં. સેવાના આ ક્ષેત્રમાં વિધવા બ્હેનો સંગીન ફાળો આપી શકે એવી સ્થીતિમા મુકાએલા હોવાથી તેઓની આ કામમાં પહેલી પસંદગી કરૂં.

હિંદની સ્ત્રીઉપયોગી સંસ્થાઓનો અભ્યાસ કરવા દેશના જુદા જુદા ભાગની મુલાકાત ગુજરાતી બ્હેનો પાસે કરાવું ને દેશના પછાત પડેલા વિભાગમાં સ્ત્રીઉન્નતિ

સાંભળી શકાય તેવા ભાષણો તેમની પાસે અપાવી દેશની સ્ત્રીઓમાં જાગ્રતિ આણું.

મંડળના હૉલમાં વિદ્વાન સ્ત્રી પુરૂષો પાસે દર મહિને એક યા બે ઉપયોગી વિષય પર ભાષણો અથવા તો એકજ વિષય પર ભાષણની હારમાળા અપાવું. સ્ત્રીઓમાં વિચાર કરવાની શક્તિ વધે તે સારૂ Debates ની ગોઠવણ કરી તે પર મત લઇ સ્ત્રીવર્ગનો ચોક્કસ પ્રશ્નો પર કેવો અભિપ્રાય છે તે શોધી કાઢું. દુનિયામાં સ્ત્રીપ્રગતિની માહિતી આપનારા તથા ચાલુ બનાવોની પૂરતી વીગત આપનારા ખાસ ભાષણો કરાવું. સંસારમાં સ્ત્રીનો દરજ્જો ઉંચો રહે ને તેઓને દરેક ક્ષેત્રમાં નામના મેળવવા સગવડ મળે તે સારૂ મંડળ પાસે યોગ્ય સમયે સારા પાયા પર ચળવળ ઉપાડી લેવડાવું.

નવરાત્રિનાં ગરબાપાર્ટીની પ્રથા ચાલુ રાખું પણ તે સુંદર પદ્ધતિસરી નોવડે તે સારૂ સારી પેઠે એક પખવાડીઆ પહેલા પાર્ટીમાં ભાગ લેનાર બ્હેનો પાસે સારી પેઠે 'પ્રેકટીસ' કરાવું. સ્ત્રીની ઉન્નતિ સારૂ સતત પ્રચાર કરનાર દેશભકત સ્ત્રી પુરૂષોની જયંતિ ઉજવવાની મંડળે અખત્યાર કરેલી રીત ચાલુ રાખું પણ તે સાથે હિંદુઓના મોટા અગત્યના તહેવારોનો મહિમા જળવાઇ રહે તે સારૂ ઉત્સવો ઉજવવાની રીત મંડળમાં જરૂર દાખલ કરાવું. યોગ્ય સમયે ધારાપુરી, અનેરી કેતેરીની ગુફાઓ વીગેરે ઐતિહાસિક જગ્યાઓ પર સભાસદોને લઇ જવા સારૂ બંદોબસ્ત કરૂં.

મંડળની પ્રવૃત્તિઓ આગળ ધપતી રહે તે સારૂ મંડળે " વોલંટીઅર કોર " સ્થાપી છે તેમાં મંડળની દરેક બ્હેનોના કુટુંબમાંથી એકેક બ્હેનની સ્વયંસેવિકા તરીકે માંગણી કરી તેમની મદદ સભાસદો વધારવા; દુઃખી બ્હેનોની જાતિ માહિતી મેળવી તેમની મદદે જવા તથા સભાસદો પાસેથી પ્રસંગોપાત મદદ મેળવવામાં તેમની સલાહ લઉં ને મદદે મેળવી આપનાર તમામ બ્હેનોની યોગ્ય કદર દર વર્ષે કરાવું.

મંડળની બધી પ્રવૃત્તિઓ સારૂ જુદા જુદા સિપાહીઓ તથા કારકુનો રાખું. કામકાજ સરળતાથી થાય તે માટે ગુજરાતી ટાઇપ રાઇટર; હજારોની નકલ કાઢનારૂં " રોટરી મશિન ", " એડ્રેસોગ્રાફ," લેન્ટર્ન ને તેને લગતી સામગ્રી ને ઉપયોગી વિષયો પર તૈયાર કરાવેલી ખાસ રંગીન Slides 'સ્લાઇડસ' વીગેરે ચીજો જરૂર ખરીદું. મંડળની ઓફીસમાં ટેલીફોન રાખું ને તેનું ' Extention ' પ્રેસીડન્ટ ને કમીટી રૂમમાં રાખું. મંડળનું કામકાજ ઝડપથી થાય તેમજ કાર્ય કરનાર બ્હેનોના, તથા દૂરથી આવનાર શિક્ષણવર્ગોનો લાભ લેનાર બ્હેનોના, તથા " મોન્ટેસોરી " કલાસમાં દાખલ થએલા ભૂલકાઓના ઉપયોગાર્થે એક ફોર્ડ બસ ખરીદી તેનો પૂરતો ઉપયોગ કરૂં; ને સ્ત્રીઓને ' Excursion Trips ' મળતી રહે તે માટે વખતો વખત ટ્રામ કંપની તરફથી નીકળતી 'બસો' રીઝર્વ કરાવી તેનો છૂટથી ઉપયોગ કરતો રહું.

મુંબઇમાં બધી કોમમાં ચાલી રહેલી સ્ત્રીઉપયોગી કામની માહિતીની એક "Directory" કાઢી બ્હેનોને પૂરી પાડું. સ્ત્રીઉપયોગી સંસ્થાઓ પાસે જરૂરી કામની વહેંચણી કરાવી દરેક સંસ્થા એકેક બીજાની ખોટી હરિફાઇમાં ન ઉતરતાં તેઓ થોડે ખરચે પોતાની અમુક જરૂરીયાતની શક્તિ વેડફી ન નાખે તેવી ગોઠવણ કરૂં. સ્ત્રીસંસ્થાઓ વચ્ચે સહકાર વધે ને જરૂર પ્રસંગે તેઓના એકત્ર મેળાવડા થાય તેવી પેરવી કરૂં; અને તેવા મેળાવડાના ખરચની વ્હેંચણી દરેક સંસ્થાની આર્થિક સ્થીતિ જોઇ નિર્માણ કરૂં.

દર બે વર્ષે મંડળનો વાર્ષિક મેળાવડો કરી તેમાં ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં

રીપોર્ટ તથા " ઓડીટેડ " હીસાબ છપાવી મંડળના સભાસદોને મંડળની પ્રગતિથી વાકેફ કરૂં. મંડળના ફંડનું યોગ્ય ટ્રસ્ટ કરાવું તથા મંડળને રજીસ્ટર્ડ સંસ્થા બનાવું.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની માફક ગુજરાતી બ્હેનોની ઉન્નતિ અર્થે ગુર્જર પ્રજા પાસે ચોક્કસ સરતે ફંડોની સ્થાપના કરવા રકમો લઇ, તેની સારી વ્યવસ્થા કરૂં ને કરેલા કામની માહિતી મંડળના વાર્ષિક રીપોર્ટમાં બ્હાર પાડું.

આખા મંડળની વ્યવસ્થા કરવા સારૂ ખરા અંતઃકરણથી તન, મન, ધનથી સેવા કરનારી ઉમંગી અને ઉત્સાહી બ્હેનોને કાર્યવાહક મંડળના સભાસદ નીમું; ને તેમાંથી જે જે કામમાં ખાસ પ્રીતિ ધરાવનારી બ્હેનો હોય તેમનેજ ઓદ્ધેદારો નીમું. શોભાના પુતળાં રાખવાની પદ્ધતિને હમ્મેશને માટે તિલાંજલિ આપું. કરેલા ઠરાવો અમલમાં મુકવાને તથા મંડળનું કામ ઉત્તમ પ્રકારનું થતું રહે તે માટે આખો વખત ફાજલ પાડી શકે એવી બ્હેનો બ્હાર આવે નહિ ત્યા લગી " ઓનરરી " મંત્રીઓ જોડે જુદા જુદા વિભાગ માટે પગારદાર સેક્રેટરીઓની નિમણુક કરી નિયમસર કામ કરાવું. પેટ્રન ડોનર ને કોઇ મેમ્બર, તરફથી પૈસાની મદદ મળે છે તે તરફ ન જોતાં ઓદ્ધો શોભાવી જરૂર પડે ખડે પગે મંડળની સેવા કરવા તત્પર રહે તેવાંનેજ પૈસાની મદદ દઇ, આ ત્રણ વિભાગમાં ચૂંટી કહડાય એવો નિયમ ઘડું. પૈસો આપી ન શકે છતા, જે બ્હેનો તન ને મનથી મંડળની ઉન્નત સેવા બજાવે તેમને પણ આ પદો પર ' માનદ ' એટલે ફી લીધા વગર તેમના કામની કદર અર્થે નીમણુક કરૂં.

મંડળનું કામ સ્થાયી પાયા પર આવે અને ભેટ પર તેની હસ્તી ને પ્રગતિનો આધાર ન રહે. તેમજ મંડળને સ્થાયી આવક મળતી રહે તેટલા માટે આવકના સાધન તરીકે તથા ખરચને પુગી વળવા હાલનું ફીનું ધોરણ છે તેમાં નીચે મુજબનો સુધારો કરૂં: રૂપીઆ ૨ થી રૂ. ૧૨ સુધીનું ધોરણ વ્યાજબી છે પણ તે ધોરણનો ગેરઉપયોગ થઇ મંડળને આર્થિક રીતે ઘણું સહન કરવું પડે છે એ વાત ઉઘાડી છે. આ જોતાં મંડળને જાથુની આવક સારી થાય તે સારૂ મંડળમાં દાખલ થનાર દરેક બ્હેન પાસે રૂપીઆ એકની " એન્ટ્રન્સ " ફી લેવાની રીત દાખલ કરૂં તથા ગરીબ, મધ્યમ વર્ગની, તથા પૈસાદાર સ્ત્રીઓ બધાને મંડળમાં સભાસદ થવાની સગવડ મળે તે માટે સભાસદોના ત્રણ વિભાગ પાડું, વાર્ષિક રૂ ૩,૬,૧૨,ની ફીના ત્રણ વિભાગ પાડી કામ લીધાથી બધી સગવડો મળે એમ મ્હને લાગે છે માટે તે પ્રકારનો સુધારો હું નિયમોમાં દાખલ કરૂં.

મંડળના વર્ગોમાં સભાસદોનેજ દાખલ કરવાની પદ્ધતિ આદરૂં ને મંડળ પાસે જો સારૂ ફંડ એકઠું થયું હોય તો દરેક શિક્ષણ લેનારી બ્હેનને મફત યા નજીવી ફી લઇ શિક્ષણ આપવું; પણ તેમ કરવાની મંડળની જો અશક્તિ હોય તો ફી લઇને પણ શિક્ષણ અપાવાની પદ્ધતિ છોડી ન દઉં. ગમે તેમ સ્ત્રીઓ શિક્ષણ લેતી રહે એજ ધ્યેય મ્હારી નજર આગળથી ખસેડું નહિ.

ગુર્જર પ્રજાના સ્ત્રીવિભાગની ઉન્નતિ સંગીન પ્રકારની થાય તે સારૂ કોઇ દાનવીર ગુજરાતી ભાઇ યા બ્હેનની મદદથી એક મોટું ' વાડીયા ટ્રસ્ટ ' ખાતા જેવું ખાતું સ્થાપી તેના વ્યાજમાંથી ગુજરાતી બ્હેનોની ઉન્નતિ અર્થે તેઓના કામની ખાત્રી થયેથી તેમને તે ફંડમાંથી સારી આર્થિક મદદ અપાવું.



રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા



રા. કેશવલાલ ભીખાભાઇ મણીઆર

—પચીસ વર્ષથી મંડળદ્વારા ગુજરાતી બ્હેનોની સેવા કરી રહેલા બે ભાઇઓ—



L. M. PRESS, BARODA.

મંડળની શાખાઓ મુંબઇના પરાઓમાં સ્થપાવું ને મૂળ સંસ્થા તથા શાખાઓ વચ્ચે એકઠા મળવાના સાધનો યોજતો રહું. મંડળની શાખાઓ અથવા મંડળ જેવી સંસ્થાઓ ગુજરાતના દરેક મોટા સ્થળોમાં સ્થપાય ને તેઓ સ્ત્રીઉન્નતિનું કામ હાથમાં લે તેની યોજના ઘડું.

પ્રજાની ઉન્નતિનું મૂળ સ્ત્રી કેળવણી જ છે એમ માનનારા સ્ત્રી પુરૂષનું ગુર્જર બ્હેનોની સેવા ઉઠાવનારૂં એક મંડળ સ્થાપી 'ગુર્જર સન્નારીઓની ઉન્નતિ સત્વર સધાય એવી યોજના અને પેરવી કરૂં.

ઉપર દર્શાવેલી યોજનાનું વ્યાપક સ્વરૂપ બરાબર સમજી તે અમલમાં લાવવા એક અથવા વધુ બાઇ બ્હેનો બ્હાર પડશે તો હાલની તથા ભવિષ્યની ગુજરાતી સ્ત્રીઓના ઓના હૃદયમાં તેઓના નામ સદાકાળ કોતરાઇ રહેશે, અને યોજનાનો સંપૂર્ણપણે અમલ થયેથી મંડળની ' ગોલ્ડન જ્યુબીલી ' પ્રસંગે પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતીના મિશ્રીત ફળ રૂપે નીચે જણાવેલ આદર્શ પ્રત્યક્ષ દર્શાવનારી સ્ત્રી ગુર્જર નગરીમાં નિહાળવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થશે જ એવી પુરતી શ્રદ્ધાથી હું મારો લેખ સમાપ્ત કરૂં છું:—

## ગુજરાતની ભવિષ્યની આદર્શ સ્ત્રી.

" હું ભવિષ્યની સ્ત્રીને જોઉં છું એ સ્ત્રી સૂર્ય રશ્મિથી શૃંગારિત છે. તેના જમણા હાથમાં શક્તિ છે, તેના ડાબા હાથમાં શાન્તિ છે. તેના પાનિ પ્રજ્ઞાથી પરિરક્ષિત છે, અને પ્રેમમુકુટથી તેનું મસ્તક અલંકૃત છે, ગૌરવ અને પ્રભાવવડે તે પુરૂષભાવ પ્રકટ કરે છે, અને સૌમ્યતા તથા ધૈર્ય વડે તે સ્ત્રીભાવ પ્રગટ કરે છે. શૌર્યને પ્રતાપે તે સર્વત્ર વિજયશાળી બની રહે છે, અને પ્રેમ બળથી તે સંપૂર્ણ રીતે હૃદયહારિણી થાય છે. તે પુરૂષવર્તિની નથી, તેમજ તેની પ્રતિસ્પર્ધિની પણ નથી. પુરૂષને પડખે તે સુભદ્રરૂપ છે, તેની સન્મુખ તેની દાસ સમાન છે, તેની ઉપર આદર્શ રૂપ છે, તેની આસપાસ દૈવી કુમારિકા રૂપે છે. એ દૈવી કુમારિકામાંથી પુરૂષનો પુનર્જન્મ થવાનો. પોતાના અંતરમાં પુરૂષ સંબંધે વિલાસી ભાવનાને બદલે દૈવી ભાવના તે ધારણ કરે છે. માતા તરીકે તે સંરક્ષણ કરે છે, નેત્રી તરીકે તે પરિત્રાણ કરે છે, આચાર્ય તરીકે તે ઉન્નત પદે લઇ જાય છે. તેના નામથી પૃથ્વી પરની સર્વ પ્રજાઓ સુખપૂર્ણ બનશે. "

---

રસ્તામાં એક કોળીનો છોકરો રડતો હતો. એક જણને દયા આવી.

વટેમાર્ગુ: " શું કરવા રડે છે અલ્યા છોકરા ? "

છોકરો: " હું ભોલાઇ ગયો છું અને મારૂં ઘર જડતું નથી. "

વટેમાર્ગુ: " તેમાં રડવાની શું જરૂર ? ચાલ તને તારે ઘેર લઇ જાઉં. બોલ તારૂં ઘર ક્યાં છે ? "

છોકરો: " તે મેં કાલેજ બદલ્યું એટલે મને યાદ નથી. "

વટેમાર્ગુ: " વારૂં તો તારા બાપનું નામ શું ? "

છોકરો: " મારી બાએ આજેજ બીજું ઘરઘરણું કર્યું છે એટલે તેનીયે મને ખબર નથી. "




# રક્ષણહાર દેવી.

લેખક: રા: પુરુષોત્તમ વિ. શાહ

"સરદાર સાહેબ, એકવાર એ વાત પણ વજુદ વાળી છે એમ માની લઈએ તો પણ એ અમલદારોની અર્થાત સરકારની પ્રતિષ્ઠાનો સવાલ હોવાથી તમારો ટેકો મેળવી લેવાનો સરકારને અધિકાર છે એ ધ્યાનમાં રાખજો અને તમારી આ જાહોજલાલી માત્ર સરકારની મરજી ઉપર જ ટકી રહેલી છે, એટલે આવા પ્રસંગે તમારી અને તમારા વર્ગની ફરજ સરકારની તરફેણમાંજ રહેવાની હોઈ શકે." ખૂબ ચર્ચાને અંતે ગવર્નર સાહેબે સરદાર વિનયપ્રસાદને આ સ્પષ્ટ વચનો સંભળાવી દીધા.

"એ ફરજને મારો વર્ગ કદી નહિં ભૂલીએ" સરદાર વિનયપ્રસાદે વિનયપૂર્વક જવાબ આપ્યો: "પણ હું નથી સમજી શકતો કે અહીં સરકારની પ્રતિષ્ઠાનો પ્રશ્ન ક્યાં ઉભો થાય છે? મંગળપુરના કલેકટરે જાણી જોઈને લોકો પર જુલમ ગુજાર્યો તે હું જાણું છું. જીલ્લાની પ્રજાએ ઉપરી અમલદારોને અરજીઓ પર અરજીઓ કરી, પણ કોણ દાદ દે? એટલે ધારાસભામાં કલેકટર વિરુદ્ધ નિંદા-વ્યંજક ઠરાવ મુકી કલેકટરને સજા કરવાની સરકારને ફરજ પાડ્યા વિના અન્ય માર્ગ પ્રજા પાસે ન રહ્યો. આ ન્યાય્ય પ્રજાપ્રવૃત્તિની વિરુદ્ધ જવું એ મારે બહુ વસમું થઈ પડે."

"કલેકટર જુલમ ગુજાર્યો એમ માની લઈએ તો પણ તે વધારેલું જમીન મહેસૂલ સખ્તાઈથી વસૂલ કરવાના સરકારના ધોરણને અમલમાં મૂકવા માટે જ. એટલે અમારે તેમનો બચાવ કરવોજ રહ્યો અને આ મહેસૂલ-વધારાના ઠરાવ પર તમે પણ સરકારની તરફેણમાં જ મત આપ્યો હતો, ખરું ને?"

"હા."

"કેમકે એમાં તમારો લાભ હતો." ગવર્નર સાહેબે હસીને કહ્યું: "નહિં તો જમીનદારોની ઉપજ ક્યાંથી વધી હોત? સારે હવે બરાબર વિચાર કરો. તમારી મનપસંદ એકલુંજ નહિં પણ તમારા લાભની વાતને અમલમાં મૂકવા ખાતરજ મિ. લીલેંડે સખતાઈ કરીને? અને તમે હવે તમારો લાભ કરનાર અમલદાર વિરુદ્ધ નિંદા-વ્યંજક ઠરાવ પસાર કરાવવા તૈયાર થયા છો એ તે કેવી કૃતઘ્નતા?"

"પણ મહેસૂલ વધારાની સંમતિ આપી એટલે પ્રજા પર જુલમ ગુજારવાની પણ સંમતિ આપી એવો એનો અર્થ નથી થતો. મહેસૂલ વધારવું એટલે ફાવે તેટલું વધારવું, અમલદારોએ ફાવે તેવા જુલમ—"

"ના, ના," ગવર્નર સાહેબ અધીરાઈથી બોલી ઉઠ્યા: "એ બધા મુદ્દાઓની આપણે ચર્ચા કરી ચૂક્યા છીએ. તમારી બધી વાત શાંતિથી સાંભળી લઈને જ મેં આ સલાહ આપી છે. ફરી ફરીને એકની એક વાતથી મારો મત નહિ બદલાય; આ પ્રશ્ન આપણે ખૂબ ચર્ચ્યો, ખરું ને? હું તમારો વધુ વખત લેવા નથી ઇચ્છતો. મિત્ર તરીકે હું તમને છેવટની સલાહ આપું છું:

તમે પ્રજાના નહિ પણ જાગીરદારોના પ્રતિનિધિ છો એ ભૂલશો નહિ. આવતી કાલે એ ઠરાવ પર સરકારની તરફેણમાં મત નોંધવામાં જ તમારૂં અને તમારા વર્ગનું હિત રહ્યું છે, એટલું જ નહિ પણ આ પ્રસંગે સરકારને ટેકો આપવો એજ તમારૂં કર્તવ્ય છે.

ત્યાર પછી કેટલીક ઉપલક વાતો થયા બાદ સરદાર વિનયપ્રસાદ સાથે હસ્તધુનન કરી ગવર્નર સાહેબે મુલાકાત પૂરી કરી. સરદાર સાહેબ ચિન્તાગ્રસ્ત અંતરે ત્યાંથી ઉઠી મૉટરમાં બેઠા. ગૃહ-સચિવ ના. સ્મિથે તેમને મળવા બોલાવ્યા હતા એટલે મોટર તેમના બંગલા તરફ ચાલી. સરદાર સાહેબ બહુ ઉદાસ થઇ ગયા હતા. ગવર્નર સાહેબ તેમની સાથે બહુ આદર અને સન્માનથી વર્ત્યા હતા, છતાં તેમણે સરકારની તરફેણમાં મત આપવાની સ્પષ્ટ સુચના પણ સાથે જ આપી હતી. આ મુશ્કેલીમાંથી કેમ પાર પડવું એનો તેઓ વિચાર કરતા હતા. એટલામાં મૉટર સ્મિથ સાહેબના બંગલા પાસે ઉભી રહી. સાહેબ તેમની જ રાહ જોતા હતા. સરદાર સાહેબનું સ્વાગત કરી બેસાડતા સ્મિથ સાહેબ બોલ્યાઃ "પધારો, ગવર્નર સાહેબે આપને સર્વ પરિસ્થતી સમજાવી હશે જ. હવે તો તમારી ખાત્રી થઇ ને ?"

"સરકારની તરફેણમાં મત આપવાની તમારે સખતાઇ જ કરવી હોય તો પછી ખાત્રી થાય તોયે શું ને ન થાય તોયે શું !" સરદાર સાહેબે બેસતાં બેસતાં સ્મિત કરી ઉત્તર આપ્યો.

આ ઉત્તરથી ના. સ્મિથ સહજ મનમાં ચમક્યા; પણ ઉપરથી સ્મિત વદને અને સ્નેહયુક્ત સ્વરે બોલ્યાઃ "સરદાર સાહેબ, જરા વિચાર કરી જુઓ. મિ. લિલૅંડ જેવા અમારી સર્વિસમાંના કાબેલ અમલદાર વિરૂદ્ધ ભરી ધારાસભામાં નિંદાવ્યંજક ઠરાવ આવે ત્યારે અમારાથી નિરાંતે ન બેસી રહેવાય. સિવિલિયનોની અર્થાત્ સરકારની પ્રતિષ્ઠાનો એ પ્રશ્ન છે. લિલૅંડને હાથે કોઇ અઘટિત વર્તન થયું હોય તો તે સરકારી ધોરણને અમલમાં મુકવાના શુદ્ધ આશયથી જ. એટલે આ હુમલાથી તેમને બચાવી લેવાની સરકારની ફરજ છે. તમારા જેવા સરદાર જાગીરદારોને સરકારી અમલદારો હમેશાં ઉપયોગી થઇ પડે છે; ત્યારે આવા પ્રસંગે તેમને બચાવી લેવાની તમારી ફરજને શું તમે ભૂલી જશો !"

"મિ. લિલૅંડ સામે મારે અંગત કશી જ તકરાર નથી. તેઓ કાબેલ અમલદાર હશે; પણ લોકો પ્રત્યે તેઓ બહુ બેદરકાર છે એ વાત પણ સાચી છે. સરકારી ધોરણને અમલમાં મુકવાની ફરજ તેમણે અદા કરી એને માટે તેમને કોઇ દોષ નહીં દે, પણ એ કામ પુરતી માણસાઇથી અને રહેમદીલીથી તેઓ કરી શક્યા હોત. હું તેજ જીલ્લાનો વતની હોવાથી બધી હકીકતથી પૂરતો વાકેફ છું. કેટલીક બાબતોની જાતે તપાસ કરી તેની દાદ માંગવા હું પોતે તેમની પાસે ગયો હતો. પણ તેમણે મારી વિનંતિને ઠુમાખાથી અવગણી કાઢી. આ બધું હું જાણતો હોવા છતાં આવતી કાલે તેમના વિરૂદ્ધ આવનારા ઠરાવનો વિરોધ કરી સરકાર પક્ષે મત આપી તેમને બચાવવા એ મારી સદ્દવિવેકબુધ્ધિનું ખૂન કર્યા વિના હું ન કરી શકું. મારા સહકારીઓ અને મારા જીલ્લાના લોકો શું કહેશે ! મારે બહાર મોં કાઢવાની જગ્યા પણ નહીં રહે !"

"છટ ! આ તે કેવી દુર્બળતા !" ના. સ્મિથ બોલ્યાઃ "અરે, અમારી આખી સરકાર તમારી પડખે ઉભી છે, ત્યાં તમારે લોકોની આ બાબતે દરકાર કરવી ? સરદાર સાહેબ, હું ખાત્રી આપું છું કે આ સમયની તમારી સહાયને સરકાર નહિં વિસરે. લોકોની બીક શા માટે ? લોકો સાથે તમારે શો સંબંધ ? તમે કાંઇ લોકોના પ્રતિનિધિ નથી લોકોના લાભ હાનિનો વિચાર

તમારે ન હોય. તમે જાગીરદાર વર્ગના પ્રતિનિધિ છો, તમારે તમારા વર્ગના હિતનો વિચાર પ્રથમ કરવાનો છે."

"અમે અને લોકો સૌ એક દેશના વતની—હિંદી છીએ ! ઉભયના લાભ હાનિ જુદા નથી !" સરદાર સાહેબે યોગ્ય ઉત્તર આપ્યો.

"હા ! હા ! હા !" નામદાર સ્મિથ અટ્ટહાસ્ય કરતા બોલ્યાઃ "સરદાર સાહેબ, તમે પણ તમારા પેલા બેજવાબદાર આગેવાનોની માફક ભાવનાવશ થઈ જાઓ છો. કોણે કહ્યું કે લોકોના અને તમારા લાભહાનિ એક સરખા છે ? ગયે વર્ષે મહેસુલ વધારાનો ઠરાવ થયો. મહેસુલ વધારાથી તમારૂં હિત થયું ને ? પણ લોકો શું પુકારતા હતા ? માટે સરદાર સાહેબ, આવી ભૂલભરી માન્યતા ન બાંધશો. કાલે સવારે બ્રિટિશ સરકાર આ દેશમાંથી જતી રહે તો તમારી હસ્તી એ લોકો ડેમોક્રસીના તત્વ પ્રમાણે એક ઘડી યે નહિં ટકવા દે. સરદાર જાગીરદારના લાભ ગેરલાભ સરકાર સાથે જોડાયેલા છે, પ્રજા સાથે નહિ !"

"તમારૂં કહેવું કંઈક અંશે સાચું હશે; પણ જનતા વચ્ચે રહેવું ને તેમની વિરુદ્ધ જવું એ કેમ બને ? તમે સરકારી અમલદારો થોડાજ અમને જન્મારો પહોંચવાના છો ?"

"પણ તમારા જાગીરદાર ભાઈઓનો તો વિચાર કરશોને ? તમારો સરકારનો વિરોધ તેમને કેમ રુચશે ? મિ. લિલૅંડ વધારેલું મહેસુલ ભલે જુલમથી કેમ ન હોય. વસુલ કરવાથી જાગીરદારોને તો લાભજ થયો છે. એટલે તેમના વિરુદ્ધ મત આપી સરકારનું મન જાગીરદારો વિરુદ્ધ દુષિત થવા દેવું એ તમારામાના જ ઘણાને કદી પણ નહિ રુચે. તમે સુશિક્ષિત છો, ખોયા જનસેવા કરો છો. તમારા લાભ હાનિ સમજી શકો છો. એટલે હું તમને ફરજ ન પાડી શકું. માત્ર મિત્ર તરીકે સાચી વસ્તુસ્થિતિ રજુ કરૂં છું !"

"સરદાર સાહેબને શો જવાબ દેવો તે ન સુઝયું. તેમને પોતાની સ્થિતિ કફોડી લાગી. મિ. લિલૅંડના વર્તનપર તેમને ખૂબ ચીડ હતી; તેમના વિરુદ્ધ આવનારા ઠરાવને અનુમોદન આપવાનું તેમણે પોતાના સહકારીઓને આશ્વાસન પણ આપ્યું હતું. અને આ તરફ ગવર્નર અને બડા અમલદારોનો આ આગ્રહ. કયો માર્ગ લેવો એની ભારે મુંઝવણમાં તેઓ પડયા.

સરદાર સાહેબની મનોદશાને ના. સ્મિથે બરાબર ઓળખી લીધી. તેમની મુંઝવણથી અરધી ફત્તેહ મળેલી જાણી સાહેબે હવે છેલ્લો પાસો ફેંકવાની ઉમદા તક લીધીઃ "જવા દો, સરદાર સાહેબ એ વાત. તમે ઠરાવની તરફેણમાં મત આપશો તો તેથી અમને કોઈ ભારે હાનિ થશે એમ તો નથી જ; પણ તમારા જેવા સન્માન્ય લોકનેતાનું અમને પીઠબળ હોય તો સારૂં. હશે, પણ આજે હિઝ એક્સેલન્સીએ કંઇ બીજી વાત કાઢી હતી ?"

"નહિ, આ ઠરાવ સિવાય બીજી કશી જ વાત નીકળી નથી."

ના. સ્મિથે સહજ ધીમા સ્વરે જાણે કંઈક રહસ્ય કહેતા હોય તેમ કહ્યુંઃ "વિશેષ જેવું તો કાંઇ નથી; હજી નક્કી ન કહી શકાય; મને લાગે છે કે અત્યારે જ એ બાબત વિષે વાત કરવી નકામી છે. પણ તમારા એક મિત્ર તરીકે કહેવા વગર નથી રહેવાતું."

સરદાર સાહેબનાં મનમાં સહેજે એ જાતની ઉત્કંઠા થઇ આવી. તો પણ તે ન દર્શાવતાં તેઓ બોલ્યાઃ "એ વાત જણાવવા જેવી ન હોય તો મારો આગ્રહ નથી. ફક્ત એટલું ધ્યાનમાં રાખજો કે મારામાં બોલવા

વિશ્વાસથી તમને કદી પણ પસ્તાવું નહિ પડે."

"ના, ના! એવી તો મને શંકા નથી જ; અને તેથીજ તો મેં વાત કાઢી. તમે જાણો છો કે, આપણા રેવેન્યુ મેમ્બર સર મિલિકન આવતા માર્ચમાં નિવૃત થાય છે. એ સ્થાન માટે સ્ટેટ સેક્રેટરીને ભલામણ કરવાની છે. એ સ્થાને કોઇ હિન્દીની નીમણુક કરવી એમ હિઝ એક્સેલન્સી કહેતા હતા; તેમાં એકવાર તમારૂં નામ પણ નીકળ્યું હતું. એટલે જ મેં સહજ પૂછ્યું કે આ બાબત વિષે કંઇ વાતચિત થઇ હતી કે કેમ? હશે; પૂછશે કોઇવાર. ઠીક મેં તમને જરૂ ખોટી કર્યા. ગવર્મેંટ હાઉસમાંથી તમે અહીં ખાસ આવ્યા તે માટે હું તમારો આભારી છું આવતી કાલે કાઉન્સીલ હોલમાં આપણે મળીશું જ!"

[ ૨ ]

-ના. રિમથે બરાબર જાળ બીછાવી દીધી. સરદાર સાહેબ ત્યાંથી કંઇક જુદીજ મનોદશા લઇને નીકળ્યા. કલેક્ટરના જુલમી વર્તન પ્રત્યે તેમને ખુબ ચીડ હતી અને પ્રજાની ફરિયાદો પ્રત્યે તેમના અંતરમાં સહાનુભૂતિ હતી. તેમના જીલ્લાના લોક પ્રતિનિધિ શ્રી. દેસાઇએ કલેકટર મી. લિલેંડ વિરૂદ્ધ નિંદાવ્યંજક અને તેના વર્તનની તપાસ કરવાનો ઠરાવ ધારાસભામાં મૂકવાનું ઠરાવ્યું, ત્યારે તેમણે એ ઠરાવને મજબૂત ટેકો આપવાનું કબૂલ કર્યું હતું. સરદાર સાહેબના ટેકાથી ઠરાવને ખુબ મહત્વ મળ્યું. એક સિવિલિયન વિરૂદ્ધ આવો ઠરાવ પસાર થાય અને તપાસ પંચ નીમવામા આવે એ નોકરશાહીને કેમ રૂચે? સરકારે પણ એ ઠરાવ સામે ઝુઝવાની તૈયારી કરવા માંડી. સરદાર સાહેબે ગવર્નર સાહેબની ભલામણને ન ગણકારવાની દૃઢતા બતાવી હોત;પણ એક્ઝીક્યુટિવ કાઉન્સીલરનો મોહ તેમનાથી ન છોડી શકાયો. ના. રિમથનો ઉદ્દેશ તેઓ કળી ગયા હતા. આવતી કાલના ઠરાવપર સરકારની તરફેણમાં મત અપાય તોજ એ સ્થાન મળે એ તેઓ સમજી ગયા. આ પ્રલોભને સરદાર સાહેબના મનને ડગાવ્યું. તેમને લાગ્યું. 'લોકપક્ષે મત આપવાથી જે હિત સધાશે, તેના કરતાં અનેક ગણું દેશહિત એક્ઝીક્યુટિવ કાઉન્સીલરના સ્થાને રહીને સાધી શકાશે. આથી લોકોમાં પ્રતિષ્ઠા નહિં રહે એ ખરૂં, પણ એકવાર એ સ્થાન મળ્યા પછી લોકકલ્યાણ તત્પરતાથી અને આત્મબળથી લોકમત બદલાતાં શી વાર? લોકમત હંમેશા અસ્થિર હોય છે. અસ્થિર વસ્તુને મહત્વ આપી અવિચળ રાષ્ટ્રકલ્યાણની મળતી તક શા માટે ગુમાવવી?

પણ આ માર્ગમાં એક અડચણ હતી; સરયૂદેવીની—તેમના પત્નીની. પત્નીનું સ્મરણ થતાંજ પ્રજાપક્ષને છેતરવાના અને એક્ઝીક્યુટિવ કાઉન્સિલરના તેમના મનોરથો તત્કાળ અટક્યા. સરદાર સાહેબ ગૃહવ્યવહારમાં તેમજ સાર્વજનિક કાર્યમાં સરયૂદેવીની સલાહ વિના પગલું ભરતા નહિ. સરયૂદેવીના પિતા એક જાણીતા આગેવાન હતા. તેમને ઉચ્ચ શિક્ષણ મળ્યું હતું, વિદ્વાન પિતાની પ્રેરણાથી અને સહવાસથી સરયૂદેવીને જનસેવાની લાગી હતી. સરદાર સાહેબ જેવા સુશિક્ષિત અને સાધન સંપન્ન પતિના સહવાસમાં સાર્વજનિક કાર્યમાં ભાગ લેવાની તેમને સારી તક મળી હતી. સરયૂદેવી સમી સંસ્કારી સહચારિણી વિના સરદાર સાહેબનું જીવન પણ કૂપમંડુકવત્ રહ્યું હોત; પણ સરયૂદેવીએ તેમને અનેક લોકકાર્યોમાં ભાગ લેતા કરી લોકપ્રતિષ્ઠા મેળવી આપી. સરદાર સાહેબ પણ સમજતા હતા કે તેમને જે

પ્રતિષ્ઠાની પ્રાપ્તિ થઇ છે તે પત્નીને પ્રતાપે જ. છેલ્લી રસાકસીભરી ચૂંટણીમાં સરયૂદેવીનાં અવિરત શ્રમને લીધેજ સફળતા મળી હતી. આવી પ્રભાવશાળી પત્નીના પ્રેમની પ્રાપ્તિથી તેમને અભિમાન કેમ ન આવે ? સરદાર સાહેબ પત્નીના એ પ્રેમ અને આદરને સતત ટકાવી રાખવા હમેશાં પ્રયત્નશીલ રહેતા.

આ સંજોગોમાં પત્નીની સલાહ વિના કોઇપણ બાબતનો નિર્ણય તેઓ કેમ કરી શકે ? અને ખૂબ વાદવિવાદને અંતે જે ઠરાવને અનુમોદન આપવાનું કબુલ કર્યું હતું તેમાં ફેરફાર કરવાની સંમતિ સરયૂદેવી કદી પણ નહિં આપે એવી સરદાર સાહેબને ખાત્રી હતી. ગવર્નર સાહેબની મુલાકાતનો હેતુ કળી જઇ તેજ વખતે સરયૂદેવીએ સરદાર સાહેબને સ્પષ્ટ કહી દીધું હતું કે: " જો જો ! ગવર્નર સાહેબની, મીઠી મીઠી વાતોથી ભોળવાઇ લોકોને દગો દેશો નહિં. " હવે સરકાર પક્ષે મત આપવામાં આવે તો ગવર્નરનો ગુસ્સો સહન કરવાની તાકાત નથી એવું સિદ્ધ થશે, અને પત્નીનો અનાદર વહોરી બેસવો પડશે. આ વિચારથી સરદાર સાહેબ ખૂબ મુંઝાયા.

સવાચાર થયા હતા. ગવર્નરની મુલાકાતનું પરિણામ જાણવા તથા આવતી કાલના ઠરાવની ચર્ચા કરવા શ્રી. દેસાઇ અને બીજા કેટલાક સભાસદો સાડાચારે સરદાર સાહેબને ત્યાં આવવાના હતા. પણ અત્યારે ઘેર જઇ તેમની સાથે વાત કરવા જેટલું સરદાર સાહેબનું મન શાંત ન હતું. તેમને વિચાર કરવા માટે થોડા સમયની જરૂર હતી. ઘેર આવનારા સભ્યોનું સ્વાગત દેવી કરશે એ તેઓ જાણતા હતા; અને તેમની ગેરહાજરીનું કારણ કોઇ અગત્યનું કામ હોવાનું માની લેવામાં આવશે એટલે ઘેર ન જતાં તેમણે તેમના મિત્ર રાવબહાદુર પ્રમોદરાયને બંગલે જઇ તેમની સલાહ લેવાનું યોગ્ય ધાર્યું.

રાવબહાદુર ઘેર જ હતા. કૉલેજ જીવનમાંથી તેમનો પરસ્પર સ્નેહ બંધાયો હતો, તેથી સરદાર સાહેબને પોતાની મુશ્કેલી રાવબહાદુરને જણાવતાં લેશ પણ સંકોચ થયો નહિ. રાવબહાદુરે હકીકત સાંભળી કહ્યું: " માર્ગ તો સ્પષ્ટ છે. રેવેન્યુ મેમ્બરના સ્થાનની સુંદર તક તમારે નજ ગુમાવવી. એ ઉચ્ચ સ્થાનેથી તમે જે મહત્વનું કાર્ય કરી શકશો તેની સામે આ ઠરાવની કશીજ કિંમત નથી ! અને જે કલેકટરને તમે દોષિત ગણો છો તેના ઉપર એ સ્થાન મળવાથી તમે આવતી કાલે સત્તા ચલાવી શકો છો એ કાંઇ ઓછા મહત્વનું છે ?"

" એ તો હું સમજું છું. " સરદાર સાહેબ બોલ્યાઃ " પણ મારી ખરી મુશ્કેલી તમને મહત્વની નહીં લાગે; પણ મારે મન તો તેનું મહત્વ મોટું છે."

" પણ સરયૂદેવીને એ જગ્યાની વાત જ કહીએ તો ? મહત્વની વસ્તુ કયી છે એ તેમને સહજ સમજાશે."

" નહીં, નહીં, એ વાત જ જવા દેજો. મારી પત્નીના વિચારો હું બરાબર જાણું છું. ' લોકપક્ષમાંથી ફીતુર કરવાની આ એક બાજી છે ' એમ તે જરૂર કહેશે. અને આપણી પાસે પણ એની ખાત્રી થાય એવા સબળ સાધનો ક્યાં છે ? ના. કિમશ્નરની વાત અનિશ્ચિત જેવી જ હતી. "

" છતાંયે કંઇક આધાર વગર જવાબદાર અમલદાર ધાવે તેવું ન જ બોલે."

" એ ખરું; પણ એ પ્રલોભનને વશ થઇ હું સરકારને સહાય કરું તો તે મારી પત્નીને કદી પણ નહીં રૂચે. ઉલટું એ મારા પ્રત્યે એટલો બધો તિરસ્કાર દર્શાવશે કે, પછી એક્ઝીકયુટિવ કાઉન્સિલર તો શું પણ રાજગાદી મને કોઇ આપે તો તેથી પણ મને આનંદ નહીં જ થાય. એનો તિરસ્કાર વહોરી લઇ

રાજ્યપદ ભોગવવા કરતાં એના પ્રતિનો પ્રેમ ને આદર ટકાવી રાખી ભીખારી થવાનું હું અધિક આનંદપૂર્વક સ્વીકારું."

સરદાર સાહેબના આ શબ્દો હૃદયના ઉંડાણમાંથી નીકળ્યા હતા. રાવબહાદુર પર પણ એની અસર થયા વિના ન રહી. તેઓ ક્ષણેક સરદાર સાહેબને સકૌતુક જોઈ રહ્યા, અને કંઇક વિચાર કરી બોલ્યા: "ઠીક, મેં એક યુક્તિ ગોઠવી છે. પ્રથમ તમે તમારે સરકાર પક્ષે મત નોંધાવજો; પછી દેવીને સમજાવવાની જવાબદારી મારે માથે."

"એની સામે કાઉન્સિલમાં સરકારી લોબીમાં હું જઇ શકુંજ નહીં."

"દેવી કાલે કાઉન્સિલ હોલમાં આવવા ન પામે એવી ગોઠવણ કરું તો? પછી તો સરકાર તરફ મત આપી શકશો ને? તમારા અન્ય સ્નેહિઓને તમે સમજાવજો."

"હા, તેમને હું સમજાવી શકીશ. તેમને વિષે હું બેફીકર છું. દેવીને તમે કાલની બેઠકમાં શી રીતે ગેરહાજર રાખી શકશો? હંમેશા એ મારી સાથે આવે છે ને ગેલેરીમાં બેસે છે. કાલની બેઠકમાં તો બહુ ભારે વાદવિવાદ ચાલશે એટલે એ આવ્યા વગર નહીં જ રહે."

"ફિકર નહિં. કાલે અમારી લીલાની જન્મગાંઠ છે. સરયૂને ભોજનનું આમંત્રણ મોકલી બોલાવી લઇશું. અને પછી સાંજ સુધી મારે ત્યાંજ રાખીશું. માત્ર તમારે એ વિષે સરયૂને કાંઇ કહેવું નહિં. સાંજે બેઠક ખલાસ થયા પછી તમે અહીં આવજો; પછી સરયૂદેવી સાથે ચર્ચા કરી તેમના મનનું સમાધાન કરી દેવાશે. એક્ઝીક્યુટિવ કાઉન્સિલરના મહત્વના સ્થાન માટે સરકાર સાથે થોડી સહકારિતા કરવામાં કશોજ વાંધો નથી!"

[ ૨ ]

રાવબહાદુર સાથે ગોઠવણ કરી સરદાર સાહેબ ઘેર આવ્યા; પણ તેમનું અંતર તેમને ડંખતું હતું. પેલા સ્થાનનો મોહ પણ તેમનાથી છોડયો છોડાય તેમ નહતું. 'એનો સ્વીકાર લોકકલ્યાણ માટેજ કરવાનો હોવાથી તે મળ્યા પછી લોકહિતના કાર્યોથી લોકોની ગેરસમજ દૂર કરતાં કેટલી વાર! એને માટે શરૂઆતમાં સહજ વચનભંગ કરવો પડે કે મુત્સદીપણું સ્વીકારવું પડે તો તેમાં શી હરકત?' એ પ્રમાણે તેમણે મનને મનાવ્યું. આથી ઘેર આવ્યા ત્યારે તેમની મુખમુદ્રા સરયૂને નિર્વિકાર દેખાઇ. સરયૂદેવીને તેમણે એટલું જ કહ્યું કે: "ગવર્નર સાહેબે સરકારની તરફેણમાં મત આપવા માટે ખૂબ આગ્રહ કર્યો, પણ આમ તેમની વાતો કરી પતાવી દીધું." સરયૂદેવીએ શ્રી. દેસાઇ અને બીજા સભ્યો રાહ જોઇને જતા રહ્યા તે અને તેમની સાથે થયેલી વાતચીત જણાવી કહ્યું: "દેસાઇ કહેતા હતા કે, 'સરકાર એ ઠરાવને તોડી પાડવા ખૂબ તૈયારી કરી રહી છે. કેટલાક સભ્યો માનતા ન હતા તેમને કાઉન્સિલ ને બદલે રેસમાં જઇને બેસવાનું કમિશનરે જણાવી દીધું છે. અધ્યાત્મહેલ્પેને રિતર કરવાના પ્રયત્નો ચાલુ છે.' 'ગવર્મેંટ હાઉસમાંથી તમને આવતાં વાર લાગી તેથી શ્રી. દેસાઇ અને બીજા સભ્યોને તમારે માટે પણ સંદેહ ઉપજ્યો. પણ મેં જ્યારે તેમને ખાત્રી આપી અને તમોરા ભાષણની નોંધ બતાવી ત્યારે સંતોષ થયો. છતાંયે તેઓ કહેતા ગયા કે: 'ગવર્નર અણીની ઘડીએ શા શા પ્રલોભનો બતાવી બાજી બદલી નાખશે તે કહી ન શકાય! કલેકટરના જુલ્મી વર્તનપર પડદો નાખવા માટે જ્યાં સરકાર આટલો પ્રયત્ન કરી રહી છે, ત્યાં આ ઠરાવ પસાર કરી તેના વર્તનું ખંડન કરવું જ જોઇએ, ખરૂંને!"

સરયુરેલીના આ શબ્દો સરદાર સાહેબને બહુ વસમા લાગ્યા. તેમણે કંટાળાભર્યા અવાજે કહ્યું: "ઘણું થયું. આખો દિવસ એકની એક વાતથી કંટાળી ગયો છું. હવે આવતી કાલ સુધી એનું નામ ન લેવું. ખરેખર હું ખૂબ જ થાકી ગયો છું."

સરદાર સાહેબની કંટાળાભરી મુદ્રા જોઇને સરયુરેલી તેમની પાસે ગયા અને માથે સ્નેહ પૂર્વક હાથ ફેરવતાં બોલ્યાઃ "ખરેખર, કંટાળો આવેજ! કેટલી માનસિક મહેનત ને કેટલો ત્રાસ! ચાલો; ફરવા જઇશું? કંપમાં એકાદ સિનેમામાં જઇએ. એટલે તમારા મનને સહજ વિશ્રાંતિ મળશે."

"નહિ, એવા ગીચ ને અંધિયાર સ્થાનમાં નથી જવું. કોઇજ તરફ ખુલ્લી હવામાં જઇએ તે સારું. વિદ્યાર્થી દશામાં જે સ્થાને આનંદ અનુભવ્યો હતો તે સ્થાન ફરી જોતાં પૂર્વના મધુરાં સ્મરણો મનને કેવું યુવાન બનાવી દે છે!"

[ ૪ ]

કાઉન્સિલના વચલા વિશ્રાન્તિના સમયમાં સરદાર સાહેબ અને શ્રી. દેસાઇ ઉપાહારના ખંડમાં એક બાજુપર, સૌથી જુદા ચહાપાન કરતા હતા. બન્નેના ચહેરાપરથી જણાતું હતું કે તેમની વાતનો વિષય ખેદજનક હતો. શ્રી. દેસાઇ કપ નીચે મુકતાં બોલ્યાઃ

"અઇ કાલે ગવર્મેંટ હાઉસમાંથી તમને આવતા વાર લાગી ત્યારેજ મને તો વહેમ પેઠો હતો. એટલે તમે કોઇના પણ દબાણવશ થાઓ એવા નથી એવી સરયુરેલીએ ખાત્રી આપી. અને તેમને તો સહેજે એમજ લાગે. અંતે સરકારે ઠીક દાવ ફેંક્યો. જેમના ટેકાની અમને ખાત્રી હતી તેમાંના કેટલાક સભ્યોને ગેરહાજર રાખવામાં અમલદારો ફાવ્યા છે. અને તમારી આ દશા! થયું, ઠરાવનું ભાવિ સ્પષ્ટ દેખાય છે!" શ્રી. દેસાઇએ દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

"દેસાઇ, તમે મને લાંબા વખતથી ઓળખો છો. આજના ઠરાવમાં સરકારની ફતેહ થાય તો મને અત્યંત ખેદ થશે. છતાં તમે એમ ધારો છો કે, કેવળ ગવર્નર સાહેબની મુરબ્બતને વશ થઇ હું આમ કરું છું? એના ખરેખરજ અન્ય કારણો છે, તે આજે હું કહી ન શકું. તમારા સર્વના હિતને અર્થેજ મારે આ માર્ગ લેવો પડે છે. માટે મારા વચનો પર વિશ્વાસ મૂકી મને તમારા વચનમાંથી મુક્ત કરવાની વિનંતિ કરું છું. મારા પર વિશ્વાસ તો છે ને?"

કરગરતા અવાજે ઉચ્ચારાયેલા સરદાર સાહેબના એ શબ્દો દેસાઇને અસર કર્યા વિના ન રહ્યા. તેમને લાગ્યું કે આમાં ખરેખરજ કાંઇક રહસ્ય હશે, અને તેથીજ તેઓ આમ નિરુપાય થયા હશે. તેમણે કહ્યું: "તમારો આગ્રહ જ છે તો હું તમને વચન મુક્ત કરું છું. પણ તમારા આ પરિવર્તનનું પરિણામ કેટલું હાનિજનક નીવડશે તેનો વિચાર કરજો. અત્યારે એવો કટોકટીનો મામલો ઉભો થવા પામ્યો છે કે, કદાચ તમારા એક મત પર ઠરાવનું ભાવી અવલંબી રહેશે. ખાત્રી રાખજો કે તમારે વિષે મારો અભિપ્રાય તો નહિ બદલાય; પણ બીજાઓ તમારે વિષે અને તમારા જાગીરદારવર્ગ માટે કેવો અભિપ્રાય બાંધશે તે તમે જાણો છો? સરકાર વિરુદ્ધ ઝુઝતી વખતે ખરી અણીની પળે જાગીરદારો તથા ધનામદારો પર હવે પછી કોઇ પણ વિશ્વાસ નહિં રાખે. તમારા વર્ગને સમતા ખીલે કે પ્રશ્નો જ્યારે કાઉન્સિલમાં આવશે ત્યારે



સ્વ. બ્હેન નિર્મળા છગનલાલ
—જેમના સ્મરણાર્થે સંસ્કૃત વર્ગ ચલાવવા એમના ભાઇ શેઠ હીરાલાલ
છગનલાલ લોખંડવાળાએ મંડળને વાર્ષિક રૂ. ૪૮૦ની મદદ
આપવાનું વચન આપ્યું છે.



L. M. PRESS, BARODA.

પ્રજાના પ્રતિનિધિઓની સહાય મળવી પણ તમને દુર્લભ થઇ પડશે."

"એ બધું હું સમજું છું. મારા વર્ગના સ્વાર્થને અર્થે હું આ નથી કરતો. એક સાર્વજનિક હિતને અર્થેજ કરું છું. આ ગેરસમજ આગળ જતાં હું દૂર કરી નાંખીશ એવી મને ઉમેદ છે."

"હું પણ એજ આશા રાખું. પણ આજના ઠરાવમાં તમે સરકારની તરફેણમાં મત નોંધાવશો તેથી એક બીજી હાનિ થશે. તે એ કે, અમલદારોના જુલમી વર્તનને તમારો નૈતિક ટેકો છે, એવો એનો સ્પષ્ટ અર્થ કરવામાં આવશે, એનુંજ મને રહી રહીને દુઃખ થાય છે. ઠરાવ ભલે પસાર ન થાય મને તેની ચિંતા નથી પણ તમારા મતને રાજકીય તથા સામાજિક મહત્વ હોવાથી તે સરકાર પક્ષે જાય એ માટે અત્યંત લજ્જાસ્પદ વાત કહેવાય. સરકારનો ખરે વિજય તે આજ. તમારા લોકો વિરુદ્ધ મતથી એ કલેક્ટર અને અન્ય અધિકારીઓ કેટલા ચઢી જશે એની તમે કંઇ કલ્પના કરી શકો છો ?"

એટલામાં બેઠક ચાલુ થવાનો ઘંટ વાગ્યો. બન્ને ઉઠયા. ઉઠતાં ઉઠતાં સરદાર સાહેબ બોલ્યા: "દેશાઇ હું એ બધું જાણું છું. પણ મને ક્ષમા કરજો, અને મારે વિશે કાંઇ ગેરસમજ રાખશો નહિં." ઉત્તરમાં દેશાઇએ એક ઉદ્વેગદર્શક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો સરદાર સાહેબ એનો અર્થ સમજ્યા—તેમનું અંતર ઘવાયું.

[ ૫ ]

શ્રી. દેશાઇના ઠરાવ પર ખૂબ તકરાર ચાલી. ઠરાવને અનુકૂલ સભ્યોમાંથી કેટલાકને કંઇ કંઇ પ્રલોભનોથી પોતાના પક્ષમાં લેવાની, અને કેટલાકને ગેરહાજર રાખવાની બાજીમાં સરકારી અમલદારો ઠીક ફાવી ગયા હતા એટલે એ ઠરાવ કદાચ ઉડી પણ જાય એવો ભય લાગતો હતો. તો પણ ઠરાવ મુકતી વખતે શ્રી દેશાઇએ બહુ અસરકારક ભાષણ કર્યું, મી. લિલૅંડ સાહેબના જુલમના અનેક દાખલાઓ આપ્યા; તેમના બેજવાબદાર વર્તનનું, ઉદ્ધતાઇનું આબેહુબ ચિત્ર ખડું કરી દીધું. વચ્ચે વચ્ચે કેટલાક સભ્યોએ 'શેમ, શેમ.' ની ગર્જના કરી કલેક્ટરના વર્તનનો નિષેધ વ્યક્ત કર્યો. દેશાઇ પછી અન્ય પ્રજા પ્રતિનિધિઓ બોલ્યા. તેમણે લિલૅંડ-લીલા રસભરી વાણીમાં વર્ણવી ઠરાવને ટેકો આપ્યો. સરકારની મહેસુલ વધારાની નીતિ વિરુદ્ધ પ્રજા પક્ષ તરફથી ટીકા કરવામાં આવી, અને તેને લીધે પ્રજાને કેટલો જુલમ સહન કરવો પડે છે, એ મિ. લિલૅંડના દાખલાથી સિદ્ધ કરવામાં આવ્યું. હવે સર્વની દૃષ્ટિ સરદાર સાહેબ ભણી વળી; કેમકે તેઓ એ ઠરાવને ટેકો આપવાના છે એમ સૌ જાણતા હતા. પણ આસનસ્થ થયા પછી તેમણે માથું નીચું ઘાલ્યું હતું તે ઉંચકયું જ નહિ માત્ર વચ્ચે વચ્ચે તેઓ પ્રેક્ષકોની ગેલેરીમાં સ્ત્રીવિભાગ તરફ નજર નાખ્યા કરતા હતા ગવર્નર સાહેબ તેમની ખુરશીમથી તેમને નિરખી રહ્યા હતા. બીજા પણ એક એકઝીક્યુટિવ કાઉન્સિલર તેમના તરફ ઘડી ઘડી નજર નાખતા હતા. એ બધું સરદાર સાહેબના ધ્યાન બહાર નહોતું. ઠરાવ વિરુદ્ધ સરકાર પક્ષે પણ પાંચ છ જણ બોલ્યા. ના. રિમથે પોતાના ભાષણમાં મિ. લિલૅંડ પર મુકાયેલા આરોપોનાં ઉત્તરો આપવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો; તેમના બાજુની કેટલીક માહિતી કાઉન્સિલ સમક્ષ રજુ કરી, પણ તેમનો એકે એક શબ્દ ખોટો અને વિપરિત અર્થ કરનારો હતો. સરદાર સાહેબ એ જાતિ અનુભવથી જાણતા હતા. અંતે લિલૅંડ જેવા સીધા,

દયાળુ અને કાબેલ અમલદાર આખી સિવિલ સર્વિસમાં નથી એવું પ્રમાણપત્ર આપવા સુધી જ્યારે ના. સ્મિથ આવી પહોંચ્યા ત્યારે તો સરદાર સાહેબનું અંતર વિંધાયા વિના ન રહ્યું; અને એકઝીક્યુટિવ કાઉન્સિલરના સ્થાનના લોભે આ બધી ખોટી વાતો મુગે મોઢે સાંભળી લેવા કરતાં એનો મોહ મૂકી દેવો સારો એવા વિચારો તેમને આવવા લાગ્યા.

વાદ પૂરો થયો. ઠરાવ પર મત આપવા લૉબીમાં જવાની સુચના થઈ. સભ્યો ઉઠવા લાગ્યા. સરદાર સાહેબ સ્વસ્થ'નેથી હાલી ન શક્યા. ફરી તેમણે ઉપર સ્ત્રી વિભાગમાં દૃષ્ટિ ફેરવી; પણ ત્યાં ધારેલો ચહેરો ન દીઠો એટલે તેમને ધીરજ આવી. એટલામાં ના. સ્મિથ તેમની પાસે આવ્યા ને બોલ્યા: " ખરેખર સરદાર સાહેબ, આજે તમે આશ્ચર્યજનક ધૈર્ય અને શાણપણ દાખવી શક્યા. એક અધિકારીની જવાબદારી તમે સમજી શકો છો. કોઇ પણ અધિકારના સ્થાનને ઉત્તમ પ્રકારે સાચવી રાખવાને તમે લાયક છો એ આજે સિદ્ધ થયું. ચાલો સરકારી લૉબીમા આપણે આ - ણા મતો આપી આવીએ."

ના. સ્મિથના મજબૂત હાથે તેમનો હાથ પકડયો ને સરદાર સાહેબ નિર્જીવ પૂતળા પેરે ઉઠયા. બન્ને જણ જ્યા બે લૉબીમાં જવાના બે માર્ગ ફંટાય છે ત્યાં આવી લાગ્યા. સરદાર સાહેબ ત્યાં ઘડીક થભ્યા; સર્વ પ્રજાપ્રતિનિધિઓ તેમના પ્રતિ એકી ટશે જોઇ રહ્યા કારણ કે અત્યાર સુધીમા બન્ને પક્ષે સરખા મતો પડેલા જણાતા હતા. અને સરદાર સાહેબના એક મતથી જ જે તે નિર્ણય આવવાનો હતો પણ સરદાર સાહેબને સ્મિથ સાહેબના પંજામાં સપડાયેલા જોઇ પ્રજા પક્ષે તેમના મતની આશા છોડી દીધી. દેશાઇ અને તેમનું સ્નેહી મંડળ હદિગ્ન મુદ્રાથી સરદાર સાહેબ તરફ જોઇ રહ્યા. સરદાર સાહેબ નીચું જોઇ રહ્યા; તેમના પગ ચોંટી ગયા; ના. સ્મિથે તેમને હાથ ઝાલી ' ચાલો ' કહી ખેંચ્યા; સરદાર સાહેબનું પ્રથમ પગલું સરકારી લૉબી તરફ પડયું; એટલામાં પાછળ, ઉપરથી —પ્રેક્ષકોની ગૅલેરીમાંથી નીચે ' ધબ ' દઇને કંઇક પડયું. બધાયે ચમકીને પાછળ ફરી જોયું. પડેલી વસ્તુ એક પુસ્તક હતું અને તે જેના હાથમાંથી સરી પડયું તે વ્યક્તિ ગૅલેરીનો કઠેડો સજ્જડ પકડીને ઉભી હતી. તેની મુખમુદ્રાપર લજ્જાની લાલાશ ફરી વળી હતી, દુઃખ અને તિરસ્કારના ભાવો તેના પર સ્પષ્ટ તરવરી રહ્યા હતા, તેની આખોમાંથી અગ્નિના તણખા ઝરતા હતા. તે કોણ ? એ એક દેવી—સુંદરી હતી !

સરદાર સાહેબની દૃષ્ટિ એ સ્ત્રી તરફ જતાં જ ખોટી; તેમનો ચહેરો ધોળી પૂણી જેવો થઇ ગયો; પણ નિમિષ માત્રમાં તો તેમનામાં નવચેતનનો સંચાર થઇ ગયો ! તેમના અંતર પરનું આવરણ—મોહ પટલ એક પળમાં ભેદાયું ! સ્મિથ સાહેબના હાથમાંથી તેમણે પોતાનો હાથ ઝુંટવી લીધો. સ્મીથ સાહેબ આશ્ચર્યચકિત બની તેમનો હાથ પકડવા જતા હતા ત્યાં સરદાર સાહેબ તિરસ્કારદર્શક સ્વરે બોલી ઉઠયા: " નો, નો, મી. સ્મિથ. યુ કાન્ટ ટેમ્પ્ટ મી. આય વોટ વિથ માય પિપલ— નહીં, નહીં, મી. સ્મિથ તમારી જાળમાં હું નહીં સપડાઉં. હું તો મારો મત મારા લોકોની તરફેણમાં જ આપીશ. ! "

કાઉન્સિલ હૉલમાં તથા પ્રેક્ષકોની ગૅલેરીમાં તાળીઓની પ્રચંડ ગર્જના થઇ રહી ! દેશાઇનો ઠરાવ ૪૧ વિ. ૪૦ મતે-સરદાર સાહેબના એકજ વધારાના મતે પસાર થયો !

[ ૬ ]

રાત્રી ભોજનથી નિવૃત્ત થવા પછી પુ

સરયૂદેવી સાથે બોલવાનું સાહસ સરદાર સાહેબ ન કરી શક્યા. ગૃહકાર્યમાંથી પરવારી સરયૂદેવી ઉપર આવ્યા સરદાર સાહેબની વ્યગ્ર અવસ્થા જોઇ સરયુદેવીને બહુ દુઃખ ઉપજ્યું. તેમની પાસે એક ખુરશીમાં તેઓ બેઠા, અને તેમને મસ્તકે હાથ ફેરવતાં પ્રેમભીના સ્વરે બોલ્યા. " કાં, આમ અસ્વસ્થ કાં ? "

આ પ્રેમભર્યા શબ્દોથી સરદાર સાહેબમાં હિંમત આવી. તે બોલ્યાઃ " સરયૂ, તારી દયા અસ્થાને છે. મારા હૃદયદૌર્બલ્યથી હું મોહવશ થતો હતો, એ તું જાણે છે ? "

" હા; પણ એમાં હું તમારો બહુ દોષ જોતી નથી. બધી હકિકત રાવબહાદુરે મને મનાવવા માટે બપોરે કહી. અમે ખૂબ ચર્ચા કરી. પછી કાઉન્સિલમાં આવવા માટે મેં પ્રયત્ન કર્યો, પણ તેમની મોટર બહાર ગઇ હતી. અંતે એક ભાડાની ગાડી મંગાવી હું ઉતાવળથી કાઉન્સિલમાં આવી. ગૅલેરીમા દાખલ થઇ જોયું તો નશીબ સંજોગે ખરી અણીની પળે જ હું આવી લાગી હતી ! "

" પછી સરકારના પ્રલોભનથી લોભાઇ તને આપેલા વચનનો ભંગ કરવા માટે મારા પર તને ક્રોધ ન ચડયો ? તે વખતે તારી મુખમુદ્રા પર ધિક્કારનો ભાવ સ્પષ્ટ દેખાતો હતો. "

" તે વેળાએ સાચે જ મને ઘણું ખરાબ લાગ્યું. લોકપક્ષનો એ ઠરાવ તમારા એકજ મતને અભાવે ઉડી જાય અને લોકોને નીચું જોવાનું થાય એમ ચોખ્ખું જણાતું હોવા છતાં સ્મિથ સાહેબ સાથે તમને સરકારી લેખી બણી એક નિર્જીવ પૂતળા પેરે જતા જોઇ મને અતિશય દુઃખ થયું. હું ભાન ભૂલી એકદમ ઊભી થઇ ને મારા પગ પરનું પુસ્તક નીચે હૉલમાં જઇ પડયું ! પણ તેથીજ તો આપણે બન્ને બચ્યા. મને તમારા પ્રતિ તિરસ્કાર ઉપજ્યો હોત; પણ ગવર્નર સાહેબ અને સ્મિથ સાહેબ સન્નિધ હોવા છતાં કેવળ મારે ખાતર તેમની દરકાર કર્યા વગર, એકઝીક્યુટિવ કાઉન્સિલરના મોહપટલને એક ક્ષણમાં ભેદીને તમે ના સ્મિથનો હાથ તરછોડી એકદમ લોકપક્ષની લૉબીમાં ચાલ્યાં ગયા એ હું કેમ વિસરી શકું ! " સરયૂદેવીનો સ્વર ગદ્‌ગદિત થઇ ગયો. સરદાર સાહેબને ખભે મસ્તક મૂકી તેઓ બોલ્યાઃ " તમારા મારા પ્રતિના પ્રેમનો પૂરાવો આથી બીજો શો જોઇએ ? આવા પ્રેમાળ પતિની પ્રાપ્તિ માટે કયી સ્ત્રી પોતાને ધન્ય ન માને ? પ્રભુને મારી એજ પ્રાર્થના છે કે તમારા આ પ્રેમને હું સદૈવ પાત્ર રહું. "

સરયૂના ઉષ્ણ અશ્રુનો સરદાર સાહેબના ખભાને સ્પર્શ થયો. તેમણે સરયૂદેવીને હડપચી ખેંચી તેમનું મુખ ઉંચુ કરી કહ્યુઃ " દેવી આ શું ? નમ્રતાને ધારણ કરી મને શા માટે શરમાવે છે ! તારી યોગ્યતા શું હું નથી સમજતો ? જે રક્ષણહાર દેવીએ મને અણીની પળે મોહમાંથી ઉગાર્યો, તે મારી આ દેવીને છેતરવા પ્રયત્ન કરવા માટે મારે જ તેની ક્ષમા યાચવી જોઇએ "×

---

× મરાઠીમાંથી.

# વિધવાનું કંકુ !

( એક 'વિધવા કુમારી'ના વિચારો. )

લેખક: રા. જનાર્દન પ્રભાસ્કર.

મને કુદરતે કેશ છે આપીઆ જો,
  કહો કિયે આધારે કપાવશો ?
      રે રૂઢિરાક્ષસો !
કૌમાર્યથી કંકુ હું લગાવતી જો:
  કયી સત્તાએ તમે એ ભૂંસાવશો ?
      રે રૂઢિરાક્ષસો !
મને છઠ્ઠીએ બાંગડી પહેરાવી જો:
  કેવી બુદ્ધિથી તમે એ નંદાવશો ?
      રે રૂઢિરાક્ષસો !
માત્ર આપ્યું પતિએ કાળું કાણીઉં જો,
  અને તેને મેં તેહનું માનીઉં:
      રે રૂઢિરાક્ષસો !
પતિ જાતાં તજું હું એક કાણીઉં જો,
  કેશ, કંકુ ને બાંગડી નહીં ઉતારૂં હું:
      રે રૂઢિરાક્ષસો !
એ તો જન્મસિદ્ધ મારા હક છે જો:
  એના કોણ તમે ભક્ષક છો
      રે રૂઢિરાક્ષસો !
હવે વ્યક્તિસ્વાતંત્ર્યનો યુગ છે જો,
જૂનાં શાસ્ત્રો, સ્મૃતિની મને શું છે:
      રે રૂઢિરાક્ષસો !
અહીં વિધવા કંકુ કપાળે રાખશે જો,
  નહીં અપમાન કોઇનું સાંખશે:
      રે રૂઢિરાક્ષસો !
અહીં વિધવાઓ વાજને હોળશે જો,
  જૂના રીતિરિવાજને રોળશે:
      રે રૂઢિરાક્ષસો !
અહીં વિધવાઓ બાંગડી ખખડાવશે જો,
  જન્મહક્કોને એ ન રખડાવશે:
      રે રૂઢિરાક્ષસો !
જન્મહક્કો લુંટાવા દઇશું નહીં જો,
  હવે રૂઢિ ડૂબાવો દરિયામહીં:
      રે રૂઢિરાક્ષસો !

# ઇન્દોરની સ્ત્રીકેળવણીની સંસ્થાઓ

લેખિકા: સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ.

[ નોંધ: "ગુણસુંદરી"ના ભૂતપૂર્વ તંત્રી સૌ. જ્યોત્સના બ્હેનની કલમે લખાયલો આ લેખ ગુજરાતની સ્ત્રીસંસ્થાઓના સંચાલકોને અનેક રીતે માર્ગદર્શક થશે સાથે સાથે કેળવણીમા પછાત ગણાતા મધ્યહિંદના પ્રદેશમાં સ્ત્રીકેળવણીની પ્રગતિ માટે કેવા પ્રયાસો થઇ રહ્યા છે તેનો ખ્યાલ આપશે. તં. ગુ. ]

## [ ૧ ] અહિલ્યાશ્રમ.

ઇતિહાસમાં વીરાંગના અહલ્યાબાઇ હોલ્કરનું નામ પ્રખ્યાત છે. તેના સમય પછી આ રાજ્યમા એવી પ્રથા છે કે 'ખાસગી' નામે એક જુદી રકમ રાખવામાં આવે છે. દરેક રાજા ગાદીએ આવે ત્યારે તેની પટરાણીને અમુક વિધિપૂર્વક આ રકમની માલીકી સોંપવામા આવે છે. તેની વ્યવસ્થા તથા ઉપયોગ તેજ કરી શકે. બીજી રાણીઓનો તેના પર કંઇ હક ચાલે નહિ. તે પ્રમાણે શ્રીમંત તુકોજીરાવ ગાદીપર બેઠા ત્યારે એમનાં મોટાં મહારાણી 'ખાસગી'નાં માલીક થયાં. ઇ. સ. ૧૯૧૨ માં તેમણે એવી ઇચ્છા દર્શાવી કે આ રકમમાંથી રૂ. ૨૫૦૦૦ લઇને વિધવાઓનો એક આશ્રમ સ્થાપવો. એકાદ વર્ષ પછી તે આશ્રમની સ્થાપના થઇ. અહલ્યાબાઇના સ્મરણાર્થે તેનું નામ 'અહિલ્યાશ્રમ' રાખવામાં આવ્યું.

ઇન્દોરની સ્ત્રીકેળવણીની સંસ્થાઓમાં અહિલ્યાશ્રમ અગ્ર સ્થાને આવે છે. શરૂઆતથી તેની વ્યવસ્થા ડૉ. સુખતનકર નામે ગૃહસ્થને સોંપવામાં આવી. આશ્રમને અંગે શાળા પણ સ્થાપવાની હતી. તેથી તેમણે બીજા પ્રાંતોની કન્યાકેળવણીની સંસ્થાઓ જોઇને આ સંસ્થાને સારા પાયાપર બાંધવામાં પોતાની સર્વ શક્તિનો વ્યય કર્યો. અત્યારે જે ઉત્તમ પ્રકારે સંસ્થા ચાલે છે, તેની શરૂઆત કરવાનો ધન્યવાદ સર્વાંશે તેમનેજ ઘટે છે. ઇ. સ. ૧૯૧૬ માં મિસ અહલ્યાબાઇ ભાંડારકર એમ. એ. આ સંસ્થાનાં સુપરીન્ટેંડંટ થયાં. તે પછી થોડે વખતે ડૉ. સુખતનકર એ સંસ્થાના કામમાંથી નિવૃત્ત થયા. હાલ તેઓ આ રાજ્યના કેળવણીના મુખ્ય અધિકારી ( Director of Education ) છે.

અહિલ્યાશ્રમમાં ( ૧ ) વિધવાઓ માટે વસતિગૃહ (બોર્ડીંગ.) તથા (૨) કન્યાશાળા એમ બે વિભાગ છે. શાળાનું નામ મોટાં મહારાણીના નામ ઉપરથી 'ચંદ્રાવતી મહિલા વિદ્યાલય' રાખ્યું છે. જે સ્ત્રીઓને શિક્ષિકા થવાની ઇચ્છા હોય તેમને માટે ટ્રેનિંગ સ્કુલ, બાલિકાઓ માટે પ્રાથમિક શાળા તથા મોટી કન્યાઓ માટે અંગ્રેજી હાઇસ્કૂલ એ સર્વનો સમાવેશ આ વિદ્યાલયમાં થાય છે. વસતિગૃહ

મુખ્યત્વે વિધવાઓ માટે સ્થાપવામાં આવ્યું હતું. પણ હવે તેમાં કન્યાઓને પણ રાખવામાં આવે છે.

આ સંસ્થામાં હમણાં બધી મળીને ૩૭૫ કન્યાઓ અભ્યાસ કરે છે. તેમાંથી આશરે ૮૦ વસતિગૃહમાં રહેનારી છે. બાકીની બધી બહારથી આવે છે. મધ્ય હિન્દુસ્તાન (Central India) માં કન્યાઓ માટે અંગ્રેજી હાઇસ્કૂલ આ એકજ હોવાથી બહારગામની ઘણી કન્યાઓ અહીં અભ્યાસ કરવા આવે છે. પણ જગા થોડી હોવાથી વધારેને રાખી શકાતી નથી. ગયે વર્ષે વસતિગૃહમાં રહેવા ઇચ્છનાર પચાસ કન્યાઓને ના કહેવી પડી હતી. આ ઉપરથી જણાય છે કે આ પ્રાંતમાં પણ કન્યાઓને કેળવણી આપવા માટે લોકોની આંખ ઉઘડતી જાય છે. પરંતુ પુરતાં સાધન નથી, એ બહુ ખેદજનક વાત છે.

જે કન્યાઓ શહેરમાંથી અહિલ્યાશ્રમમાં ભણવા આવે છે, તેમને જવા આવવા માટે એક મોટી મોટર રાખવામાં આવી છે. તે ઘણી વખત આવજા કરીને કન્યાઓને શાળામાં લાવે છે તથા પાછી ઘેર પ્હોંચાડે છે. આ ગોઠવણથી કેળવણીને ઘણુંજ ઉત્તેજન મળે છે શાળા શહેરની બહાર છે. શહેરના કેટલાક ભાગથી તો ઘણી દૂર પડે છે. તેથી કન્યાઓને એકલી મોકલતાં તેમનાં માબાપ અચકાય છે. બધાંને ઘેર કંઇ એટલા નોકરો નથી હોતા કે રોજ એક નોકર કન્યાને શાળામાં મૂકવા તથા તેડવા જાય. એટલે મોટર ન હોય તો ઘણી કન્યાઓ શાળામાં આવતી બંધ થાય એમ હું ધારૂં છું.

આ સંસ્થામાં મરાઠી બાળપોથીથી શરૂ કરીને અંગ્રેજી મેટ્રિક સુધી શિક્ષણ આપવામાં આવે છે. અલાહાબાદ યુનીવર્સીટી સાથે આ શાળાનું જોડાણ કરવામાં આવ્યું છે. તેથી છેલ્લા વર્ગમાંથી કન્યાઓ ત્યાંની મેટ્રિકની પરીક્ષામાં બેસે છે. આજ સુધીમાં ઘણી પાસ થઇ છે. અભ્યાસ કરતી કન્યાઓમાંથી ઘણી ખરી તો દક્ષણીજ છે. કોઇક જવલ્લે ગુજરાતી કે બીજી જાતની છે. કન્યાઓ ઉચ્ચ શિક્ષિત વર્ગની હોય એવું દેખાય છે. તેમની સ્વચ્છ રહેણી કરણી તરત જણાઇ આવે છે.

આ સંસ્થામાં પુરૂષ-શિક્ષકો માત્ર ત્રણ ચારજ છે. બાકી બધીજ સ્ત્રી-શિક્ષકો છે. તેમાંની ઘણી ખરી શાળાના મકાનમાંજ રહે છે. કેટલીક કુટુંબ સાથે રહે છે. શાળાના કૅંપાઉંડમાં ભૂગોળના શિક્ષણ માટે એક બહુ સારૂં સાધન મારા જોવામાં આવ્યું. એક સ્થળે પર્વતનો ન્હાનો નમુનો માટી તથા પત્થરથી બનાવેલો છે. તેમાં ખાડા કરીને બે નદીઓ નીકળતી હોય એવો દેખાવ કર્યો છે. એકની ઉપર પૂલ કરેલો છે. વળી સરોવર, ગુફા, સમુદ્ર એ સર્વનો દેખાવ કર્યો છે. પર્વતની ટોચપર પાણીનો નળ મુકેલો છે. તે ઉઘાડવાથી પાણી નદીઓમાં જાય છે, અને પછી એનો સંગમ થઇને સમુદ્રમાં મળી જાય છે. આ જોવાથી બાળકોને કુદરતી પર્વત, નદી ઇત્યાદિનો આબાદ ખ્યાલ આવે છે. આ નમુનો મને બહુ ગમ્યો.

વસતિગૃહ ( બોર્ડીંગ ) માં વિધવાઓ તથા કન્યાઓ બન્ને રહે છે. તેમાં વિધવાઓને તદ્દન મફત રાખવામાં આવે છે. અહિલ્યાશ્રમના ફંડમાથી તેમને ખોરાક, તથા ભણવાનાં તમામ સાધનો મળે છે. જે કન્યાઓ ફી આપીને રહે છે તેમની પાસેથી માત્ર માસિક રૂ. ૮ લેવામાં આવે છે. અહીં રહેનારી બાઇઓમાથી ઘણી ખરી પોતાનાં કપડાં ધોવાનું તથા થાળી વાડકો માંજવાનું કામ હાથેજ કરે છે. આ કામ બીલકુલ ફરજીઆત નથી, તે છતા કન્યાઓ પોતાની ખુશીથી કરે છે.

તેમને ફુલપાન તથા શાક ઉગાડવાનું શિક્ષણ આપવામાં આવે છે. પહેલાં વરસાદ સારો પડતો હતો, ત્યારે એવી સ્થિતિ હતી, કે લગભગ સો માણસની રસોઇ થતી હોવા છતાં એક પાઇનું શાક પણ બજારમાંથી લાવવું પડતું નહિ. બધુંજ કન્યાઓએ વાવેલા બાગમાં થતું હતું. પરંતુ ગયાં ત્રણ વર્ષ વરસાદ સારો આવ્યો નહીં. તેથી સ્થિતિ બદલાઇ ગઇ. આ વર્ષે પાછી મેઘરાજાની મહેર થવાથી સુધારો થવાની આશા છે.

ત્યાં રહેનાર કન્યાઓને માંદાની માવજતનું શિક્ષણ પણ મળે છે. તે માત્ર પુસ્તકોમાંથી નહિ. પણ નીચે પ્રમાણે મળે છે: એક સિક રૂમ ( માંદાનો ઓરડો ) રાખેલો છે. તેમાં બધી દવાઓ તથા હૉસ્પિટલ જેવાં સાધનો રહે છે. કોઇ પણ કન્યા માંદી પડે તો તેને ત્યાં લઇ જવામાં આવે છે. બીજી બે કન્યાને તેની દેખરેખ રાખવાનું કામ સોંપાય છે. તેઓ નર્સની માફક માંદી કન્યાની બધી માવજત કરે છે. ખોરાકની ખાસ ચીજો ( કાંજી વગેરે ) જે તેને આપવાની હોય તે એ બે કન્યાઓ પોતાને હાથે બનાવી આપે છે. પોતાનાં ઉપરીની સૂચના મુજબ દવાઓનું મિશ્રણ ( compounding ) કરીને દરદીને આપે છે. આ પ્રમાણે ચાર પાંચ વર્ષનો અનુભવ મળવાથી કન્યાઓ આ વિષયમાં એટલી પ્રવીણ થઇ જાય છે કે લગભગ કેળવાયલી નર્સ જેટલું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેને લીધે આ સંસ્થામાં ભયંકર માંદગી સિવાય ડાક્ટરને બોલાવવા પડતાજ નથી. આગળ જતાં આ બાળાઓ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે ત્યારે પોતાનાં કુટુંબી જનોની માવજત કેવી ઉત્તમ રીતે કરી શકે તેની કલ્પના વાંચનાર કરી શકશે.

કન્યાઓને સુવાના ખંડ, માંદાનો ખંડ, શીવણનો ખંડ, જમવાનો ખંડ તથા રંગોળી વગેરે સ્થાનોની વ્યવસ્થા દર મહીને અમુક બે કન્યાઓને સોંપાય છે. વ્યવસ્થા કરનાર કન્યાઓનું એક મંડળ જેવું થાય છે. તેને માથે બધી જવાબદારી રહે છે. રવીવારે તથા બીજી રજાના દિવસોએ કન્યાઓ હાથે રસોઇ કરે છે, અને બધાંને ખવડાવે છે. તેથી રાંધણ કળાનું જ્ઞાન સારૂં મળે છે. તેમને માટે દેશી તથા અંગ્રેજી રમતોના સાધન રાખવામાં આવ્યાં છે. તેથી શરીરને કસરત મળે છે. આ બાળાઓ લગભગ બારે માસ રાત્રે ઓટલાપર સુએ છે. તેથી તેમને સ્વચ્છ ખુલ્લી હવા મળે છે. પોતાના પલંગ તથા પથારી રાત્રે બહાર કઢાડવાનું અને સવારે ઘરમાં મુકવાનું કામ તેઓ હાથેજ કરે છે.

શાળામાં એક Literary and Debating Society ( સાહિત્ય અને ચર્ચાનું મંડળ ) છે. તેમાં કન્યાઓ મરાઠી તથા ઇંગ્લીશ બન્ને ભાષામાં વિવિધ વિષયોની ચર્ચા કરતાં શીખે છે. તે મંડળ તરફથી કોઇ કોઇ વખત ભાષણ તથા જલસા કરવાની ગોઠવણ થાય છે. તેની બધીજ વ્યવસ્થા કન્યાઓ કરે છે. દર બે મહીનાને અંતરે ઉપલા વર્ગોની બાળાઓ પોતાના અભ્યાસને લગતા વિષયોના સંવાદ, ગાયન વગેરેનો જલસો કરે છે. તેની વ્યવસ્થા પણ પોતેજ કરે છે. શાળા તરફથી એક ત્રિમાસિક નીકળે છે. તેમાં ઘણી વિદ્યાર્થિનીઓ લેખ લખે છે.

સ્નેહસંમેલન કેવી રીતે કરવું તે શીખવવા માટે એવી ગોઠવણ કરી છે કે કોઇ કોઇ વખત એક બે કન્યાઓ બીજી છ કન્યાઓને ચહાપાણી માટે નોતરે છે. તેમાં તેમને અમુક રકમ સોંપેલી હોય તેટલામાંથી બધો ખર્ચ કરવાનો હોય છે. પછી મેળાવડામાં કેવી રીતે વર્તવું, ચહા તથા ખા[illegible] કેવી રીતે આપવું વગેરે દરેક ચીજ

શીખવે છે. આ કામમાં બધી કન્યાઓનો વારો અમુક સમયમાં આવી જાય છે.

સમાજસેવાનું પણ થોડું શિક્ષણ અપાય છે. વિદ્યાર્થીઓ પાસે પુસ્તકો ઉઘરાવીને કન્યાઓ ગરીબ બાળાઓને તે આપે છે. અને તેમને બીજી રીતે પણ સહાય કરે છે. બોર્ડરો દરરોજ રાત્રે પ્રાર્થના કરે છે, અને અઠવાડી આમાં એક વખત તેમનાં સુપરીટેંડંટ મિસ ભાંડારકર ત્યાં જઇને ધાર્મિક વિષયનો બોધ આપે છે. ગણેશચતુર્થી, ગોકુળઅષ્ટમી વગેરે બધા હિંદુ તહેવારો ઉજવાય છે.

આ ઉપરથી જોઇ શકાશે કે આ સંસ્થામાં કેવું ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે. જુદી જુદી ભાષાઓ, ઇતિહાસ, ગણિત, સીવણ વગેરે વિષયોનું જ્ઞાન તો બીજી બધી શાળાઓમાં મળે છે. એમાં કંઇ નવિનતા નથી. પરંતુ આ સંસ્થામાં કન્યાઓનાં શરીર તથા બુદ્ધિનો સર્વ પ્રકારે વિકાસ થાય, તેમજ જ્યારે તેઓ અભ્યાસ પુરો કરીને સંસારમાં પ્રવેશ કરે ત્યારે પોતાનાં અનેકવિધ કર્તવ્ય ઉત્તમ રીતે કરી શકે, એ દૃષ્ટિબિંદુથી શિક્ષણ અપાય છે. વળી તેમને દરેક બાબતમાં સ્વાશ્રયી થવાં શીખવવું એ આદર્શ પણ રાખીને પહેલેથી શિક્ષણક્રમ ઘડવામાં આવ્યો છે. એ બધા આદર્શને ઉત્તમ રીતે અમલમાં મૂકવાને સંસ્થાનાં અધિષ્ઠાત્રી શ્રીમતી અહલ્યાબાઇ ભાંડારકર અતિશય શ્રમ લઇને કામ કરે છે. તેમના આગમન પછી સંસ્થામાં ઘણો સુધારો થયો છે. સંસ્થા પર તે પોતાના કુટુંબ જેટલી પ્રીતિ રાખે છે. તેથીજ તે આવી સારી ચાલી શકે છે.

શિક્ષણક્રમ વિષે અભિપ્રાય પૂછીએ તો કેટલાક લોકોની માન્યતા એવી છે કે કન્યાઓને સામાન્ય જ્ઞાન ઉત્તમ રીતે આપ્યું હોય તો બસ છે, તે જ્ઞાનથી તેઓ જીવનમાં આવતી બધી મુશ્કેલીઓ દૂર કરી શકશે. બુદ્ધિ કેળવાયલી હશે તો પ્રસંગ આવતાં બધુંજ જલદી શીખી લેશે. શિક્ષણ આપતી વખતે ઉત્તમ ગૃહિણી બનાવવાનો આદર્શ રાખવો નહિ, પરંતુ બને તેટલું વધારે જ્ઞાન મળે તથા બુદ્ધિનો વિકાસ થાય એવો પ્રયત્ન કરવો. પણ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ માન્યતા ખોટી છે. સામાન્ય જ્ઞાનથી બધા વિષયો પોતાની મેળે શીખી શકાતા નથી. ઉદાહરણ તરીકે રાંધણ કળા, માંદાની માવજત વગેરે વિષયો શીખ્યા વગર કદી આવડતા નથી જેમ પુરૂષ સામાન્ય જ્ઞાન ઉપરાંત પોતાના ધંધાનું શિક્ષણ લે છે, તેમ સ્ત્રીને તેના ધંધા( ગૃહિણીપદ )નું શિક્ષણ આપવાની જરૂર છે. બધી માતાઓ એવી કેળવાયલી હોતી નથી કે ઘેર પોતાની પુત્રીને એ શિક્ષણ આપી શકે, તેથી શાળામાં પદ્ધતિસર આપવું એજ યોગ્ય છે. માત્ર એટલું જોવાની જરૂર છે કે તે શિક્ષણને લીધે સામાન્ય જ્ઞાન ઓછું ન થવું જોઇએ. એના ઉપર પણ પુરતું લક્ષ આપવું જોઇએ.

ઇન્દોરમાં મ્યુનીસીપાલીટી તરફથી ચાલતી હિંદી તથા મરાઠી પ્રાથમિક કન્યાશાળાઓ ઘણી છે. તેમજ ખાનગી ગૃહસ્થો તરફથી પણ એક બે ચાલે છે. પણ તેમાં સાધારણ પ્રાથમિક શિક્ષણ અપાય છે એટલે ખાસ નોંધવા જેવું નથી.

### લેડી રેડિંગ ટ્રેનિંગ સ્કૂલ.

હિંદી શાળાઓ માટે શિક્ષિકાઓ તૈયાર કરવા સારૂ હિંદના વાઇસરોય લોર્ડ રેડિંગ હતા ત્યારે તેઓ પોતાના પત્ની સાથે ઇન્દોરમાં આવ્યા હતા. તે વખતે લેડી રેડિંગને હાથે આ સંસ્થા ઉઘાડવામાં આવી હતી. તેથી તેનું નામ લેડી રેડિંગ ટ્રેનિંગ સ્કૂલ રાખ્યું છે. એટલે સંસ્થાની શરૂઆત થોડાજ વખતથી થઇ છે.



કન્યા સંગીત વર્ગ　　　　ગૃહિણી સંગીત વર્ગ

અહીં હિંદી ભાષા બોલનાર એટલે માળવાના મૂળ વતનીઓ કેળવણીમાં પછાત છે. તેથી સ્વાભાવિક રીતેજ તેમને કન્યાઓને ભણાવવાની બહુ દરકાર હોતી નથી. કન્યાઓ સાત આઠ વર્ષની ઉંમરે બાળવર્ગમાં દાખલ થાય છે પછી તેર ચૌદ વર્ષની વયે તેમનાં લગ્ન થાય છે એટલે તેઓ નિશાળેથી ઉઠી જાય છે. આ કારણથી બહુ થોડી કેળવણી લઇ શકે છે. પાંચ વર્ષની ઉંમરે શરૂઆત થતી હોય, અને લગ્નની ઉંમર વધારવામાં આવે તોજ વધારે શિક્ષણ આપી શકાય.

આ શાળામાં હિંદી બાળપોથીથી પાંચમા વર્ગ સુધી શિક્ષણ અપાય છે. ત્યાં ઉચ્ચવર્ગની કન્યાઓ થોડી છે. બ્રાહ્મણ, વાણીઆ ઇત્યાદિ જ્ઞાતિઓના લોકોને કેળવણીની દરકાર નથી. કેટલાકને દરકાર હોય તો કન્યાને શાળામાં મોકલવામાં હીણપદ સમજીને ઘેર ભણાવે છે. પરંતુ ધોબી, નાઇ, સુતાર, લુહાર એવી જ્ઞાતિની કન્યાઓ અહીં વધારે આવે છે. તેમની સ્થિતિ ગરીબ હોવાથી કેટલીક કન્યાઓ નોકરી કરવાની આશાથી પણ ભણે છે.

આ સંસ્થાનાં સુપરીંટેંડંટ શ્રીમતી સરોજિની દાસ છે. તેમને આવા પછાત વર્ગ સાથે કામ લેવામાં મુશ્કેલીઓ ઘણી આવે છે. શરૂઆતમાં કન્યાઓ બાળવર્ગમાં દાખલ થાય છે ત્યારે એવી હોય છે કે તેમને શાળામાં કેમ વર્તવું, બોલવું, કપડાં કેવાં પ્હેરવાં એનું કંઇજ ભાન હોતું નથી. મહોલ્લામાં હલકા વર્ગની છોકરીઓ એકઠી થઇને રમે અથવા લડે તેવી રીતે તેઓ નિશાળમાં વર્તે છે. આ સ્થિતિમાંથી સુધારીને કેળવાયલી શિક્ષિકાઓ ( Trained teachers ) તૈયાર કરવી એ કામ કેટલું કઠણ છે તે વાંચનાર કલ્પી શકશે. કન્યાઓને પ્હેલાં તો શાળાની રીતભાત અને સ્વચ્છતા શીખવવી પડે છે. તે પછી અક્ષર જ્ઞાન આપી શકાય છે. વળી કોઇ કન્યા હોંશિઆર તથા બીજા કરતાં જલદી આગળ વધે તેવી હોય, ત્યારે એકદમ તેનાં માબાપ તેને પરણાવી દે છે. એટલે તે નિશાળમાંથી ઉઠી જાય છે તેથી શિક્ષકો નિરાશ થાય છે. તે છતાં ધીરજ રાખીને તેમને કામ કરવું પડેછે.

આ સંસ્થાનો મુખ્ય હેતુ શિક્ષિકાઓ તૈયાર કરવાનો છે. પરંતુ હમણાજ શરૂઆત થએલી હોવાથી પુરેપુરી કેળવાયલી શિક્ષિકાઓ હજી બહાર પડી નથી. એક બે વર્ષ પછી તૈયાર થશે. સહ હિંદી સાથે અંગ્રેજીનું શિક્ષણ પણ અપાય છે. બીજી શાળાઓમાં જે સ્ત્રીઓ હાલ શિક્ષિકાનું કામ કરે છે તેમનું શિક્ષણ જો અધરૂં હોય તો તેઓ અહીં થોડો વખત આવીને પોતાને જોઇતા વિષયો શીખી જાય છે. સરકાર તરફથી સ્કોલરશીપ ઘણી રાખવામાં આવી છે, અને તેનો લાભ ઘણી સ્ત્રીઓ લે છે.

અસલના વખતનું એક જુનું મકાન સરકારે શાળાને આપ્યું છે તેમાં જગાની તંગી બહુ પડે છે અને પુરતી સગવડ પણ નથી હવે તેમાં વધારો થાય છે. શાળાની સાથે વસતિગૃહ ( બોર્ડીંગ ) પણ છે. તે બધું એક જ મકાનમાં છે. ત્યાં એક વિચિત્ર રીત મારા જોવામાં આવી. ત્યા અગીઆર કન્યાઓ રહે છે. રસોડામાં તેમના અગીઆર ચોકા (રસોઇની જગા ) છે. દરેક પોતાને હાથે જુદી રસોઇ કરી લે છે. કોઇ એકેકના હાથનું રાંધેલું ખાતી નથી. એક બ્રાહ્મણ રસોઇ કરનારને રાખે તો તેના હાથનું પણ બધાં ખાય નહિ. તેથી આવી વ્યવસ્થા કરવી પડી છે. સુપ્રીંટેંડંટ મિસ દાસ જો તેમ ન કરવા દે તો તેમ હિંદુ કન્યાઓના ધર્મપાલનમાં આડે આવે છે એમ ગણાય, અને મુશ્કેલીથી જે બાળાઓ ભણવા આવતી હોય તે પણ ઉઠી જાય એટલે તેમની મરજી પ્રમાણે કરવા દેવું પડે છે.

આ સંસ્થાનાં અધિષ્ઠાત્રી શ્રી. સરોજીની દાસ ઘણી મુસીબત વેઠીને કામ કરે છે. દરેક શાળામાં સુપરીંટેંડંટને રહેવાનો જુદો બંગલો હોય છે. પરંતુ અહીં તો એટલી થોડી જગા છે કે તેમને એક ન્હાના ઓરડામાં પોતાનો સમાવેશ કરવો પડયો છે. તેઓ બંગાળી સન્નારી હોવાથી તેમનો પોતાનો ખોરાક અહીં મળી શકતો નથી. શરીરની પ્રકૃતિ ઘણી નબળી હોવા છતાં તે આરામ લેતાં નથી, એટલો તેમને કામ કરવાનો ઉત્સાહ છે. વળી શાળાના કામમાં તેમને જલદી યશ મળે તેવું પણ નથી આટલી અગવડો છતાં પણ તે ધૈર્યથી પોતાનું કામ કર્યાં જાય છે પરંતુ તેમનામાં કામ કરવાની ખંત તથા દૃઢતા છે, તથા સાથે સરકારની આર્થિક મદદ છે; તેથી મોડો વ્હેલો પણ તેમનો શ્રમ સફળ થશે એમ હું માનું છું, તથા ઇચ્છું છું.

આ ઉપરાંત અહીં કેટલાંક ઉદાર સ્ત્રી પુરૂષો તરફથી ચાલતી ખાનગી સંસ્થાઓ પણ છે. તેમાંની મુખ્ય નીચે પ્રમાણે છેઃ

### મહિલા શિક્ષણ સેવા સંઘ.

મોટી ઉંમરની સ્ત્રીઓને શીખવવાના વર્ગ ઘણે ઠેકાણે શરૂ થએલા મારા જાણવામાં આવ્યા છે. પરંતુ તે લાંબો વખત સફળતાથી ચાલ્યા હોય એવું ભાગ્યેજ કોઇ સ્થળે જોવામાં આવે છે. મુંબાઇમાં એક બે ઠેકાણે એવા વર્ગ મારા જોવામા આવ્યા હતા. તેમાં એવું થતું કે શિક્ષિકા તો હમેશાં હાજર હોય જ, પણ શીખનારમાં જ્યારે પંદર સ્ત્રીઓનાં નામ લખાયા હોય, ત્યારે હાજરીમાં જુઓ તો કોઇ દિવસ બે સ્ત્રીઓ હોય તો, કોઇ દિવસ બીજી બે આવે. વળી ત્રીજે દિવસે બીજી ચાર આવે. આવું થાય ત્યારે શિક્ષિકા બિચારી શું કરે ? શિક્ષણનું કામ કેટલી વખત શરૂ કરે અને તે કયારે પુરૂં થાય !

ઇન્દોરમાં પ્રૌઢ વયની સ્ત્રીઓની એક સંસ્થા દસ વર્ષથી ચાલે છે. તેનું નામ ઉપર પ્રમાણે મહિલા શિક્ષણ સેવા સંઘ છે તે ઘણું સારૂં કામ કરે છે. શરૂઆતમાં નિરક્ષર સ્ત્રીઓનો માત્ર મરાઠી લખતાં વાચતા શીખવવાનો વર્ગ કહાડયો હતો. પછી તેમાં લાઇબ્રેરીનો ઉમેરો થયો. તેનું નામ અહલ્યાદેવી સ્ત્રી-વાચનાલય રાખવામાં આવ્યું. ત્રીજાં વર્ષથી તેમા અંગ્રેજી તથા સીવણ શીખવવાના વર્ગ શરૂ થયા.

સંસ્થાનાં પ્રમુખ શ્રી. સૌ. જાનકીબાઇ ભાંડારકર છે. શ્રી. સૌ. કમળાબાઇ કીબે આ સંસ્થા તરફ બહુ સહાનુભૂતિ રાખે છે અને વારંવાર સહાય કરે છે. પરંતુ સેક્રેટરી શ્રી. સરસ્વતી બાઇ મ્હાળસે સંસ્થાના પ્રાણરૂપ છે. તેમના પતિ ડૉ. મ્હાળસેએ આ સંસ્થા શરૂ કરવામાં ઘણો ભાગ લીધો હતો. તેમના મૃત્યુ પછી સરસ્વતી બાઇએ તે ચલાવવાનું બધું કામ ઉપાડી લીધું. હાલ તે ઘણો શ્રમ વેઠી નિઃસ્વાર્થ બુદ્ધિથી કામ કરે છે. કંઇ પણ ડોળ કે દંભ કર્યા વગર સાદાઇથી તે ગરીબ સ્ત્રીઓની સેવા કરે છે.

શહેરમા આ સંસ્થાની બે શાખાઓ છે. બન્નેમાં મળીને આશરે ચાળીશ બેંતાલીસ સ્ત્રીઓ સીવણ શીખે છે. તેમાથી કેટલીક મરાઠી તથા કેટલીક અંગ્રેજીના વર્ગમાં પણ શીખે છે. આ સ્થળે સીવણ શીખવાથી ઘણી ગરિબ સ્ત્રીઓને પોતાના ગુજરાનમાં મદદ મળી છે. એ વર્ગમાં સીવવાનો તથા મોજાં બનાવવાનો સંચો રાખ્યો છે. તે કામ પણ કેટલાંક શીખે છે. એક સિદ્ધાંત એ રાખ્યો છે કે સંસ્થા તરફથી જે કાપડ ખરીદ કરવામાં આવે તે સ્વદેશીજ હોવું જોઇએ. એક પાઇનું પણ પરદેશી કાપડ લેવું નહિ. કપડાં સીવાઇને તૈયાર થયા પછી વેચવામાં આવે છે, તેની આવક પાછી સંસ્થામાંજ જાય છે.

આ સંસ્થા ચલાવવામાં મુખ્ય મુશ્કેલી પૈસાની છે. આશરે ૪૫ સભાસદો છે. તેઓ દર મહીને અમુક રકમ આપે છે. પણ તે સંસ્થાનો ખર્ચ ચલાવવાને પુરતી નથી. એક શાખામાં મકાનનું ભાડું પણ આપવું પડે છે. બીજી શાખા કોઇના ખાનગી ઘરમાં રાખી છે. આ સ્થળે શીખી તૈયાર થયેલી સ્ત્રીઓ પછી ત્યાં જ શિક્ષકનું કામ કરે છે. બહુજ થોડો પગાર લઇને પરોપકાર બુદ્ધિથી તેઓ કામ કરે છે. આર્થિક મુશ્કેલી ઘણી હોવા છતાં કાર્યકર્તાઓ ધૈર્યથી કામ કરે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ ઉપરથી આપણે એ જોવાનું છે કે જો શીખવનાર અને શીખનાર બન્નેમાં ખંત તથા દૃઢતા હોય તો બીજી ગમે તેટલી મુસીબતો છતાં આવા વર્ગ ચાલી શકે છે. અલબત કુટુંબવાળી સ્ત્રીઓને આવે સ્થળે શીખવા જવામાં અનેક વિઘ્નો નડે છે. પોતાના કુટુંબની બધી સગવડ તેમને પહેલી સાચવવી પડે છે. તેમાંથી ફુરસદ મળે તોજ તેઓ વર્ગમાં જઇ શકે છે. તે છતાં શીખવાનો ઉત્સાહ હોય તો મોડું વ્હેલું પણ શીખી શકાય છે.

## કંચનબાઇ શ્રાવિકાશ્રમ.

અહીંના દાનવીર શેઠ સર હુકમચંદે જૈન વિધવાઓ માટે એક આશ્રમ સ્થાપ્યો છે. તેમાં આશરે ૩૦-૩૫ વિધવા રહે છે. તેમને ખોરાક, કપડાં વગેરે સર્વ મફત મળે છે. આશ્રમને અંગે શાળા છે. તેમાં વિધવાઓને હિંદી છઠ્ઠા ધોરણ સુધીનું શિક્ષણ મળે છે. તેમને જૈન ધર્મનું શિક્ષણ પણ મળે છે. તે બધું પુરું કર્યા પછી તેઓ શહેરની કે બહારની કન્યાશાળાઓમાં શિક્ષિકાઓ થાય છે. એટલે તેઓ સ્વાશ્રયી થાય છે અને તેમના વખતનો સદુપયોગ થાય છે. શેઠ હુકમચંદ તરફથી સ્ત્રી ઓ તથા પુરૂષો માટે બીજી ઘણી ધર્માદા સંસ્થાઓ ચાલે છે. પણ તે સ્ત્રીકેળવણીને લગતી ન હોવાથી તેની નોંધ અહીં સંસ્થાને ગણાય ધન એકઠું કરતા તો ઘણા લોકોને આવડે છે પણ તેનો આવો સદુપયોગ બધા ધનાઢયો કરતા હોય તો ગરીબનાં દુઃખ દૂર થાય.

---

## બે માથાવાળો સાપ !

સાઉથ કેન્સીંગટનના મ્યુઝીયમમાં શરીરને બન્ને છેડે ( પુંછડાની જગ્યાએ પણ ) માથું હોય તેવા સાપો લાવવામાં આવ્યા છે. તે ખીજાય છે ત્યારે પુંછડાની માફક બન્ને મોઢા પછાડીને મારે છે.

## ૭૦૦૦ વર્ષો પહેલાં સીનેમા !

કહે છે સીનેમા મશીન, વગેરે એડીસને શોધી કાઢયું. પણ હમણાં શોધખોળ પરથી માલમ પડયું છે કે ચીનમાં ૭૦૦૦ વર્ષ પહેલાં એ જાતના ચિત્ર-પટો બતાવવામાં આવતા હતાં. એને છાંયા-ચિત્રો કહેવામાં આવતા એના પુરાવા કેન્સીંગટન મ્યુઝીયમમાં મી. ડે. નામના યુરોપીઅને આપેલા છે.

# શરદ્પૂર્ણિમા.

લેખક : રા. દિનકરરાય કેશવલાલ વૈદ્ય

ઉગ્યો છે સ્વર્ગમહીં ચન્દ્રમા રે લોલ !
રમતાં દેવી ને દેવ રાસ જો !
ઉગી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.

ઉગ્યો છે ચન્દ્ર રૂડો આભમાં રે લોલ,
ચાલો લેવાને સહુ રાસ જો,
ખીલી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.

સખીઓ સહુએ મળીને રાસ લ્યે રે લોલ,
હૈએ આનંદ ને ઉલ્લાસ જો,
ખીલી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.

ઉંચે ચડીને ઉભો ચન્દ્રમા રે લોલ,
જોવાને જગત તણા રાસ જો,
ખીલી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.

ખીલી પૂનેમતણી ચાંદની રે લોલ:
અંતરમાં એ કરે ઉજાસ જો,
ઉગી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.

કોડીલો કંથ દૂર કો ઉભો રે લાલ,
નિરખે એ નેણલાં મધુર જો,
ઉગી રૂપાળી શરદ્પૂર્ણિમા રે લોલ.




# દીવાળીની રજાઓ

લેખિકા સૌ. મનોરમા શાન્તિરાય મજમુંદાર

"ના, અમે તો આવવાનાંજ." ન્હાની કુંજ તથા માલિની બોલી ઉઠયા.

"ખરી વાત, પણ આ વખતે અમારે મ્હોટાંનેજ એકલાં જવાનું છે. તેથી તમને વળી ફરી લઇ જઇશું, હોં." પોતાની વ્હાલસોઇ છોકરીઓને સમજાવતા મધુકરભાઇ બોલ્યા.

પણ બાળકને ફોસલાવવા રહેલાં નથી. કુંજ બોલી, "એંહ, છે ને મ્હોટાભાઇ, તમારી ગાડી આવશે ને એટલે અમે ઝટ દઇને તેમાં બેસીજ જઇશું. પછી તમે શું કરશો?"

પંદર દિવસ પછી દીવાળીની રજાઓ પડવાની હતી. મધુકરરાયના મિત્રમંડળે એક અઠવાડીયું વડોદરાની સહેલગાહ કરવા માટે નક્કી કર્યું હતું. સાથે ફકત સ્રીમંડળને જ લઇ જવાનું હતું. પરંતુ બાળગોપાલને સાથે લેવાની પીડામાં ન પડવાનો ખાસ ઠરાવ થયો હતો.

મધુકરરાય આ ગોઠવણની વાત માધુરીને ઉલ્લાસભેર કહી રહ્યા હતા. છોકરાં તો ફકત ગાડીમાં બેસીને જવાની વાતથી ખુશખુશ થઇ થઇ ગયાં હતા, પરંતુ જ્યારે પોતાને માશીમા પાસે રાખીને જવાનો સંકેત છોકરાં કળી ગયાં એટલે તેમણે હઠ લીધી કે "ના, અમે તો આવવાનાં જ."

"તમે તમારા ભાઇબંધો સાથે ખુશીથી જાઓ. હું અને છોકરાં અહીંઆ રહીશું." માધુરીએ પોતાના છોકરાંને રડતાં દેખી કહ્યું.

"એમ તે કંઇ ચાલે? છોકરાં થોડા દિવસ એમનાં માશી પાસે રહેશે. બોલો છોકરાં તમારી માની તબીયત સારી રહેતી નથી તે હવાફેર માટે થોડા દિવસ બહારગામ જઇએ તો સારૂં થઇ જાય. કેમ તમારી મરજી છે!" મધુકરરાયે છોકરાંને સમજાવવાં માંડયાં.

માલિની વચ્ચે જ બોલી ઉઠી; "ભાઇ છે ને બાનું દરરોજ માથું દુઃખે છે ને ઉધરસ પણ આવે છે. તમારો આવવાનો વખત થાય છે એટલે બા માથેથી કકડો છોડી નાંખે છે."

"એ તો કોઇ કોઇ વખત ઉધરસ અને કોઇ કોઇ વાર તાવ આવે ખરો, પણ તેથા કંઇ ઉંચો છીર કરવા જેવું નથી." માધુરીએ પોતાને જાણે કંઇજ થયું નથી એમ બતાવીને બોલી.

"ત્યારે તેં આટલા દિવસ સુધી મને વાત કેમ કરી નહીં!"

" હવે એમાં તમને શી વાત કરવાની હતી ? વળી તમારો જીવ ઊંચો થાય. માલિની તો વધારીને બોલે છે. " માધુરીએ કહ્યું.

" હવે તને કહું છું કે તું આવતી કાલથી એક નોકર રાખી લેજે. પહેલાં તો આપણે બેજ જણ હતાં. હવે તો વસ્તારિક થયાં, માટે એકલે હાથે કામ થાય નહિ. પૈસા બચાવતાં શરીર બગાડીએ તે પોતાની જાતને વેઠવું પડે. ઠીક, ત્યારે આપણો જવાનો વિચાર ચોક્કસ જ છે હેં કે. એમાં કંઇ ફેરફાર થશે નહિ " મધુકરરામ બોલ્યા.

" મારે તો આવવાનો વિચાર કંઇએ થતો નથી. અમસ્થા છોકરાં સોરાશે. "

" બા ! તું જવાની ના ન કહીશ. તું બહારગામ જઇશ તો તારૂં શરીર સારૂં થશે. અમે તો માશીને ત્યાં ખુશીથી રહીશું. અમારી ચિંતા તું ન કરીશ. " સમજુ માલિનીએ ડહાપણ દાખવ્યું.

" વાહ ! છોકરાં તો સમજી ગયાં. હવે કોઇનીયે તકરાર રહી નહિ. " મધુકરરાય છોકરાનાં વખાણ કરતા બોલ્યા.

છોકરાંએ ખુશીથી માશીને ત્યા રહેવાની હા કહી; એટલે માધુરીએ જવાની તૈયારી કરવા માંડી. મધુકરરાય પોતાને મુસાફરીમાં જોઇતો સામાન લેવા બજારમાં ગયા.

માધુરીનો સ્વભાવ કરકસરીઓ અને ત્રેવડવાળો હતો. પોતે માંદી છતા ઘરનું કામ હાથે કરતી, લુગડાં લત્તાં પણ કરકસરથી વાપરતી. એને એક બે સાડી ને એક બે કબજા હતા. વધારે લુગડાંની એને જરૂર પડતી નહોતી. આટલેથી ચલાવી લેવાશે, એવો વિચાર કરીને બીજાં લુગડાં લેવાનું મન કર્યું નહોતું.

મધુકરરાયને કશું ખોટું ગમતું નહિ. વસ્તુ લેવી તો સારી જ લેવી એવો એમનો મત હતો. બાઇબંધો સાથે બહારગામ જવાનું હતું તેથી માધુરીને સારાં લુગડાંની જરૂર પડશે માટે માધુરીને એમણે થોડાંક લુગડાં લેવાનું કહ્યું. વળી માધુરીનું શરીર સારૂં નહિ હોવાથી તેમ વડોદરામાં હજી ટાઢ પડે છે એવી ખબરથી એમણે એક ગરમ સાડી અને કબજો લેવાનું પણ સૂચવ્યું.

" મારી પાસે ગરમ કબજો છે તે પહેરીશ, અને ઉપર શાલ ઓઢીશ પછી કશાની જરૂર નહિ પડે. " માધુરીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

એટલામાં માલિની બોલી ઉઠી " બાઇ ! એ તો ચાર વરસ ઉપર સીવડાવેલો; તે તો હમણાં જુનો થઇ ગયો છે. "

" ના, ના, એવું કરીશ નહિ. બાઇબંધો સાથે જવાનું એટલે સારાં જ લુગડાં જોઇશું. આ ઘડીયે ત્હારી કરકસર ચાલશે નહિ. આ લે ત્રીસ રૂપીઆ આપું છું, તેમાંથી તું તારે સાડી કબજો લઇ લેજે." મધુકરરાય રૂપીઆ આપતા આપતા બોલ્યા.

માધુરીએ રૂપીઆ ટ્રંકમાં મૂક્યા; અને હજી જવાને પંદર દિવસ છે તો નિરાંતે બે ચાર દુકાને જોઇને ફરીને સારી સાડી લઇશ, એમ વિચાર કરતી કરતી ઘરનું કામ કરવા લાગી.

[ ૨ ]

મધુકરરાયને મુંબઇમાં ફક્ત પોણોસો રૂપીઆ મળતા હતા. છતાં સ્વભાવે ઉમદા દિલના હતા. તેમને સંતાનમાં એક છોકરો અને બે છોકરીયો હતી.

માલિની અગીયાર વર્ષની હતી, એટલે માધુરીને થોડું ઘણું કામ કરવા લાગતી; પણ નિશાળે જતી અને એનું ભણતર બગડે નહિ તેથી ઘણુંખરૂં કામ માધુરીજ કરી લેતી. માલિની ગુજરાતી પાંચમી ચોપડીમાં હતી. કુંજ પહેલીમાં અને શિરીષ બાળપોથીમાં હતો.

થોડી આવકમાં વસ્તારીકનું પોષણ કરવું ઘણું કઠણ પડતું. પરંતુ માધુરી સુલક્ષણી હતી. તેથી ઘરનું ગાડું કેમ નિભાવાતું હતું તેની મધુકરરાયને ખબર પડતી નહોતી. માધુરીનું શરીર સારું રહેતું નહોતું છતાં પણ ઘરનું કામ પોતાની મેળેજ કરતી. રૂમનું ભાડું બાર રૂપીઆ હતું. બે મહિના સુધી ભાડું ચઢી ગયું હતું. પણ મંદવાડને લીધે આપી શકયાં નહોતા.

વડોદરે જવાના દિવસો પાસે આવવા માંડયા; પણ માધુરીએ હજી લુગડાં લીધાં નહોતાં. મધુકરરાય તો કયારનાયે જઇ લઇ આવ્યા હોત પરંતુ પોતે લાવે અને માધુરીને પસંદ પડે કે ના પડે એવા વિચારથી એ જાતે લાવ્યા નહોતા.

માધુરી આજ લાવીશ, કાલ લાવીશ કરતી; પણ 'કાકાની કાલ' પૂરી થતીજ નહિ. 'પુરૂષોને દુકાનદાર છેતરે અને વળી કોયલું કપડું આપે અને માગે તેટલું મૂલ આપીને આવે તેનાં કરતા સારું ને સસ્તું જોઇને હુંજ લઇ આવીશ' એ વિચારથી મધુકરરાયને લાવવાનું એ કહેતી નહિ.

જવાના દિવસ જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ માધુરીનો ઉંચો જીવ થવા મંડયો. હવે તો દુકાને જઇને લઇ આવવાનો વખત નહિ રહે એવો વિચાર કરીને મધુકરરાયના હાથ તળે કામ કરનાર મણિલાલ કરીને કારકુન હતો; એને બોલાવીને બે ચાર દુકાનેથી સારાં કપડાં લઇ આવવાનું કહ્યું.

મણિલાલ, ગુમાસ્તા પાસે બહુ જાતજાતનાં લુગડાં લેવરાવી આવ્યો. માધુરી એક પછી એક એમ લુગડાં તથા તેનું પોત જોયા કરતી. છોકરાંના મનમાં પણ થયું કે અમારે માટે કંઇક લે તો સારું. શિરીષ તો રડવા જ મંડયો; 'મ્હને પણ બમ્મીસ કરાવો એં, એં'"

માધુરીને એકે લુગડું પસંદ પડયું નહિ. એટલે એણે કંઇ લીધુ નહિ. અને છોકરાં માટે થોડુંક કપડું લીધુ. એમાં એને પાંચેક રૂપીઆ ખરચાઇ ગયા.

માધુરીએ એકે લુગડું લીધું નહિ; એટલે મધુકરરાય આવશે ને ખીજવાઇ જશે એ ધાસ્તી એને લાગવા માંડી. ખરી રીતે માધુરીને પૈસાનું પાણી કરવા જવાનું મન નહોતું. નકામા પૈસા ખરચી નાંખવા અને હાથમાં કશું આવે નહિ. એ વિચારથી એનું મન હચુમચું થયા કરતું, પણ મધુકરરાયના દૃઢ નિશ્ચય આગળ એનું કંઇ ચાલ્યું નહિ.

[ ૪ ]

મધુકરરાયને ઓફીસના કામે એક બે દિવસ બહારગામ જવાનું થયું તેથી તેઓ ગયા. માધુરી વડોદરે જવાનો સામાન તૈયાર કરતી હતી એટલામાં રૂમનું ભાડું લેવા મહેતાજી આવ્યા અને બોલ્યા,–" મધુકરરાય ઘરમાં નથી કે? મ્હને રૂમનું ભાડું આપી દો."

" એ–બહારગામ ગયા છે ને આવતી કાલે આવશે માટે આવતી કાલે આવજો." માધુરીએ રૂમમાંથી જવાબ આપ્યો.

મહેતાજી એમ માને એવા ન્હોતા. એમણે તો ગમે તેમ બોલવા માંડયું, " ભાડું આપી દો નહિતો હમણાંજ જપ્તિ બેસાડું છું."

માધુરી આ સાંભળી ગભરાઇ ગઇ. અને વિચાર થયો કે " લાવને પેલા પચ્ચીસ રૂપીઆમાંથી એક મહિનાનું ભાડું આપી દઉં અને વિદાય કરૂં. આપણી આબરૂ પણ સચવાશે." માધુરીએ બાર રૂપીઆ મહેતાજીને ગણી આપ્યા અને પાવતી લઇ લીધી.

મહેતાજી મનમાં તો ફુલાઇ જ ગયા. 'મેં કેવો રોફ બતાવ્યો કે તરત ભાડું આપી દેવું પડયું.

એક તરફથી માધુરીને મધુકરરાયને આવેથી બાર ઊતર્યો તેની ખુશી થતી હતી ત્યારે બીજી

તરફ લુગડાંના પૈસા રહ્યા નહિ તેની ચિંતા થયા કરતી. આમ ને આમ મનમાં ધડભાંગ કર્યા કરતી હતી. એટલામાં વળી બીજું એક લફરૂં આવ્યું.

મધુકરરાયની આધેની એક સગી એના ઉપર આફત આવી પડવાથી રડતી રડતી આશ્રય માગવા આવી હતી.

આજકાલ ગરીબોની સ્થિતિ ઘણી દયાજનક હોય છે. એક તો કુટુંબ વસ્તારીક હોય, તેમાં નાણાંની ભીડ હોય, અને કોઇ ભાડું લેવા આવે, કોઇ દાણાના પૈસા લેવા આવે કાપડીયો એના પૈસા લેવા આવે, પણ પૈસા ઘરમાં હોય નહિ તે કયાંથી લાવીને આપે ? ભાડું આપતાં બે દિવસ મોડું થાય તો પોલીસ લાવીને જપ્તિ બેસાડે અથવા ઘરના સામાનની હરરાજી કરી નાખે એટલે વળી ગરીબોની બૂરી જ દશા.

તેવીજ દુખીયારી મંગળા, મધુકરરાયની મસીઆઇ બેનની છોકરી, માધુરીની પાસે આશ્રય માગવા આવી. માધુરીએ એને ધીરજ આપી શાંત કરી અને બોલી; "મંગળાબેન, તમારે માથે એવું તે શું દુઃખ આવી પડયું કે તમે આમ છેકજ ઢીલાં થઇ ગયાં છો?"

"બેન, શું કરૂં તેની મને સુઝ પડતી નથી. એ બ્હારગામ ગયા છે. ને મનુ માંદો થઇ ગયો છે તેની આઠ દિવસથી દવા ચાલે છે. ઘરમાં પૈસા ખૂટયા છે. દવા લાવવાને એકે પૈસો ઘરમાં નથી ને મારા મનુને દવા વગર શી રીતે સારૂં થાય તેની મુંઝવણમાં છું. તેમાં વળી દાણાવાળો પોલીસ લઇને આવ્યો છે તે કહે છે કે પૈસા આપો નીકર ઘરના માલની હરરાજી કરી નાખુ છું. તેથી હું બહુ ગભરાઉં છું."

માધુરીને આ સાંભળીને એના ઉપર બહુ દયા આવી; અને કંઇક મદદ કરવાનું મન થયું તેથી બોલી: "બેન, તમે જરાએ ચિંતા કરશો નહિ. તમારે કેટલા રૂપીઆ જોઇએ છીએ તે મને કહો એટલે હું બનતી મદદ કરીશ."

"માધુરીબેન, દાણાવાળા તેર રૂપીઆ માંગે છે. તેથી તમે આપો તો મારે માથેથી આટલી આફત જાય. દવાના પૈસા તો એ આવશે ત્યારે આપી દેશે."

માધુરીએ તરત રૂપીઆ લાવીને આપી દીધા. મંગળા રૂપીઆ લઇ માધુરીને અંતરમાંથી આશીર્વાદ દેતી દેતી ચાલી ગઇ, અને દાણાવાળાને પૈસા આપી દીધા

માધુરીની પાસે હવે ફુટી બદામ પણ રહી નહિ અને લુગડાં પણ લેવાયાં નહિ ! મધુકરરાય આવશે ને શો જવાબ દઇશું તેની ચિંતા એને થવા લાગી.

[ ૪ ]

મધુકરરાય ગામમાં આવ્યા તે વખતે બે ત્રણ સ્ત્રીઓને વાતો કરતી સાંભળી. તેમાં માધુરીના ઉદાર દીલની પ્રશંસા કરતી સાંભળી તેથી તેમણે નક્કી માન્યું કે જરૂર એણે એના રૂપીઆથી કોઇને મદદ કરી હશે ને એણે એકે લુગડું લીધું નહિ હોય. માટે હવે તો હું જ વાણીયાની દુકાને જઇ લઇ આવું એમ વિચાર કરીને બારોબાર દુકાને જઇને ગરમ સાડી ને કબજો સરસ જોઇ મધુકરરાય લઇને ઘેર આવ્યા.

મધુકરરાયે છોકરાં ભેગાં કરી બધાની ખબર અંતર પુછી અને પછી બોલ્યા; "કેમ, માલિની, તારી બાએ કંઇ કપડાં લીધા કે નહિ ?"

માધુરી નીચું ડોકું ઘાલી બેસીજ રહી. છોકરાં તો એક પછી એક બોલવા મંડયા, "છે ને ભાઇ ! બાએ તો ભાડાવાળાને અને

એક બેરી આવી'તી તેને રૂપીઆ આપી દીધા. હવે તો બા પાસે કશું યે ના રહ્યું."

મધુકરરાય આ સાંભળી હસી પડયા ને બોલ્યા, "ત્યારે મારાં કપડાં તમારે જોવાં છે ? હું મારે માટે બહુ સરસ ઘટ લાવ્યો છું." એમ કહીને પોટલું છોડીને સાડી વગેરે કુળજને બતાવ્યાં.

માધુરી જોઇને સડકજ થઇ ગઇ. 'એમને બધી વાતની ખબર પડી હોવી જોઇએ.' એમ એને થયું. અત્યાર સુધી સમૂળગી બોલી નહોતી તે હવે એ બોલી, "આતો તમારાં ક્યાં છે ? દુકાનવાળો ભૂલ્યો હોય એમ લાગે છે. હવે તો પાછા બદલાવવા જવું પડશે !"

મધુકરરાય માધુરી સામું જોઇ રહ્યા અને થોડીવાર પછી બોલ્યા, તેં રૂપીઆનું શું કર્યું તે મને ગામમાં પેસતાંજ ખબર પડી. લોકોએ તારી વાત મને કરી દીધી. મંગળા બેન રસ્તામાં જ સામાં મળ્યાં અને તેથી જ તારે માટે હું આ લઇ આવ્યો. છોકરાંઓ જોયો તમારી બાનો નિસ્વાર્થ પ્રેમ ! તમે પણ આવાંજ થશોને ?"

પતિનો ભાર હલકો કરનારી ધારણુ બુદ્ધિણીઓથી જ આમ સંસાર ઉજળો રહે છે.

આવા કુટુંબમાં અખંડ દીવાળી રહે એમાં થી નવાઇ ?

વડોદરા સુધી જવાનું ખર્ચ હવે મધુકરરાયે કરવાનું માંડી વાળ્યું, અને છોકરાંને માથીને ઘેર મૂકવા ન પડયાં. આ વિચારથી છોકરાંને તો ગમ્યું હોય એમ લાગ્યું. ન્હાનો ચિરિવ બાળપોથીમાંથી કવિતા ગાવા માંડયો.

"દીવાળીના દિવસમાં, ઘર ઘર દીવા થાય,
ફટાકડા ફટ ફટ ફૂટે, બાળક બહુ હરખાય."

---

# ૦૦ સ્નેહીનાં સોણલાં. ૦૦

( અંજનીગીતના રાહમાં. )

આંખલડી સ્હેજે ઘેરાતી,
એકમેક પાંપણુ જ્યાં વાતી;
ત્યાં આવે પળભર દુઃખ હરતાં,
સોણાં સ્નેહીનાં. ૧

મુંગાં ઉરની મુંગી વાતો,
એવી અમ સારસની જાતો;
સંગાથે સાગર કૈં ગાતો,
સ્નેહી સોણામાં. ૨

બોલાવે તોયે ના બોલુ,
ઉર પાંખડીઓ હૈં ના ખોલું
છો ગુંજી રૈ' ઝીણું ઝીણું,
સ્નેહી સોણામાં. ૩

મળતી જ્યાં આંખો ઓચીંતી
ત્યાં હું જાતી નયનો મીંચી;
ઉર સાગરની વધતી વીંચી,
સ્નેહી સોણામાં. ૪

હું દોડી દોડીને જોતી,
દૂરે દૂર છબી દેખાતી,
ને હું એકલ જોતી, રોતી,
સ્નેહી સોણામાં. ૫

બાલમુકુન્દ.

# નણદીના નેહ.

નણદીના નેહ નીત નીતરે રે લોલ,
　નણદી નેહાળ નાની બાળ જો;
નણદીના નેહ નીત નીતરે રે લોલ.

સાસરીએ વ્હેન અગા વેલડી રે લોલ,
　એનાં વચનો અમૃત રસથાળ જો;
નણદીના નેહ નીન નીતરે રે લોલ.

ભાઈ ભાભીનાં હેત એ ભુલાવતી રે લોલ,
　સ્નેહ સરવર શું હૈયું હેતાળ જો;
નણદીના નેહ નીત નીતરે રે લોલ.

સ્નેહ-વાત્સલ્ય માતનાં ભુલાવતી રે લોલ,
　સખી દિલની દરિયાવ ને દયાળ જો;
નણદીના નેહ નીત નીતરે રે લોલ.

આજ નણદી સાસરીએ સીધાવતી રે લોલ,
　મ્હને ભીંજવે ઉંડેરાં એનાં વ્હાલ જો;
નણદીના નેહ નીત નીતરે રે લોલ.

હૈયાસૂની હું જીવન જીવતી રે લોલ,
　ઉરે ઉરે પ્રીતમ પ્રેમ-લ્હાણુ જો;
નણદીના નેહ નીત નીતરે રે લોલ.

'મયખ'

# પતિનો વ્હેમ.

લેખકઃ રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા.
બી. એ., એલએલ. બી., એમ એસસી, બૅરીસ્ટર-ઍટ-લૉ.

"વ્હાલા સાહેબ,

આપને ખબર આપતાં મને અત્યંત આનંદ થાય છે કે સ્મારક કમિટિએ આપે મોકલેલો પ્લાસ્ટરનો નમુનો પસંદ કર્યો છે અને મર્હુમ મહારાજા સાહેબની એ નમુના પ્રમાણેની આરસની મૂર્તિ ઘડવાનું કામ આપને સોંપવાનો ઠરાવ કર્યો છે. એ કામ માટે કમિટિએ રૂપીઆ ૫૦૦૦૦ આપને આપવાનું ઠરાવ્યું છે, અને બ્યાનાના રૂપીઆ ૫૦૦૦ નો ચેક આ સાથે મોકલ્યો છે. આશા છે આપ આપની સમતિ દર્શાવશો અને મૂર્તિ જેમ બને તેમ જલ્દી તૈયાર કરશો.

લી.
આપનો વિશ્વાસુ,
ડી. એમ. મુનીમ,
મંત્રી, સ્મારક કમિટિ."

પ્રખ્યાત શિલ્પી સુન્દરલાલ સતારની ટપાલમાં વિજયપુરથી આવેલો પત્ર વાંચતો દીવાનખાનામાં બેઠો હતો. એના મુખ પર આનંદની રેખાઓ પ્રસરી રહી હતી. મોઢું હસું હસું થઇ રહ્યું હતું.

આજ લાંબે વખતે એની આશા ફળી. એના કામની લોકોએ કદર કરવા માંડી. છેલ્લા પાંચ વર્ષ એણે કેમ કેમ કાઢ્યા હતા તે એનું મન જ જાણતું હતું. નાનો હતો ત્યારથી એને મૂર્તિઓ ઘડવાનો કુદરતી શોખ હતો. માટી ભેગી કરી એ વિધવિધ પ્રકારના પુતળાં બનાવતો અને આનંદ પામતો. ભણવા પર એનું ચિત્ત લાગતું નહિ. બાપના દબાણે એ જેમ તેમ મેટ્રીક સુધી પ્હોંચ્યો હતો, પણ તે પછી આગળ ભણવાનું એને ન રૂચ્યું. આ વખત દરમિઆન પણ એ છાનો છાનો મૂર્તિઓ ઘડતો. બાપાનો વિચાર હતો કે દીકરો વકીલ થઇ પોતાની પ્રેક્ટીસ સંભાળી લે, પણ દીકરાના સ્વપ્ના જુદાં જ હતા.

મેટ્રીક થયા પછી એણે કોલેજમાં જવાની ચોખ્ખી ના પાડી. વડીલોની મરજી વિરૂદ્ધ શિલ્પી તરીકેની તાલીમ લેવા એ શિલ્પ-શાળામાં જોડાયો. એ તાલીમ પૂરી થાય તે પહેલાં માતપિતા સ્વર્ગે સીધાવી ગયાં અને સંસારની ઝુંસરી તેને માથે આવી પડી. બાપા થોડીક જીવ પાછળ મુકી ગયા હતા; તેની પત્ની ભાનુમતી કરકસરૂ હતી. બે પાંચ વર્ષ તો કરકસરથી નભી જાય એમ હતું.

છતાં એ પાંચ વર્ષ તો પાંચ યુગ જેવા લાગ્યા હતા. જો પ્રજાએ એની કાંઇ પણ કદર કરી હોય તો તે છેલ્લા બાર મહિનામાં જ. તે પહેલાં એને કોઇ ઓળખતું નહિ; એની કૃતિઓની કોઇ દરકાર કરતું નહિ કમાણી માટે સૌને સસ્તાં રમકડાં વેચનારનો આશ્રય

શોધવો પડતો. પ્લાસ્ટરના વિવિધ જાતના પૂતળાં, લોકનેતાઓના બાવલાંઓ વગેરે બનાવીને એ જેમ તેમ ઘરસંસાર નભાવતો. છેલ્લા બાર મહિનામાં એને પાંચેક નાના પણ સારા ઓર્ડર મળ્યા હતા. લોહીનું પાણી કરી એ ઓર્ડરોને લગતાં પૂતળાં એણે તૈયાર કર્યાં હતા–તે માટે મળનારી બદલાની રકમોની એણે દરકાર કરી ન હતી. એ પૂતળાંએ જ એને કીર્તિ અપાવી.

વિજયપુરના મર્હુમ લોકપ્રિય મહારાજાનું સ્મારક રચવા ત્યાંની પ્રજાએ મોટું ફંડ ઉભું કર્યું હતું. એ ફંડમાંથી મહારાજાની એક સુંદર આરસની પ્રતિમા તૈયાર કરાવી શહેરના મધ્ય સ્થળમાં મુકવાનો સ્મારક કમિટિએ ઠરાવ કર્યો હતો. આ કામ મેળવવા માટે આખા હિંદના શિલ્પીઓ હરિફાઇ કરી રહ્યા હતા. એ હરીફાઇમાં સુન્દરલાલનો નમુનો કમિટએ પસંદ કર્યો હતો.

" ભાનુ ! શું કરે છે ? અહિં આવ તો !" રસોડામાં ચ્હા–નાસ્તો તૈયાર કરવામાં ગુંથાયલી પત્નીને સુન્દરલાલે પોતાના આનંદમાં ભાગ આપવા આ ખુશ ખબર કહેવા બોલાવી.

" આ ચ્હા લઈને આવું છું." તેણે કહ્યું.

થોડીવારે તે ચ્હાના પ્યાલા અને નાસ્તાની રકાબીઓ લઇને આવી. તેની પાછળ નાચતાં કુદતાં બન્ને બાળકો પણ આવ્યાં. ન્હાની કુસુમ બાને પ્યાલા રકાબી ગોઠવવામાં મદદ કરવા લાગી. ન્હાનકડા રજનીને સુન્દરલાલે હર્ષથી ઉપાડી લીધો અને આનંદના આવેશમાં તેને ચુમીઓ કરી મુંઝરી નાંખ્યો.

" શું કહેતા'તા. " પ્યાલા રકાબી ગોઠવતાં ભાનુમતીએ પૂછ્યું.

" વિજયપુરથી કાગળ આવ્યો છે."

" એમ ! શું લખે છે ? તમારો નમુનો પસંદ પડયો ? "

" હા. એ ઓર્ડર મને આપવાનું નક્કી થયું છે."

" ખરેખર ? "

" હા, જો. બ્યાના તરીકે આ પાંચ હજારનો ચેક પણ આવ્યો છે. "

" હાશ. બહુ સારું થયું. " ભાનુમતીને ખાત્રી થઇ. એના હૃદયને નિરાંત વળી "હવે કંઇક તમારું શરીર વળશે. આજ કેટલા દિવસથી પૂરું ખાતા ય ન હતા."

" હા, હવે નિરાંત વળી ખરી. એના પરિણામ માટે મારો જીવ તલસતો હતો. " સુન્દરલાલે કહ્યું, " હવે તારે અને બાળકોને કોઇ ચીજ વિના ચલાવી લેવું નહિ પડે."

" અમારી વાત તો ઠીક. પ્હેલાં તમારું શરીર સુધારો એટલે બસ. " ભાર્યાએ પતિના સ્વાસ્થ્ય માટે ચિંતા બતાવી.

" મને શું થયું છે ? સ્હેજ ચિંતા રહેતી હતી એટલું જ. "

[ ૨ ]

ચ્હા નાસ્તો લઇ બધાં પરવાર્યાં. સુન્દરલાલ આળસ મરડી ઉભો થયો. ઘડીભર એ અપૂર્વ સંતોષથી ન્હાનકડા દીવાનખાનાના ઠામચલાઉ ફરનીચર તરફ જોઇ રહ્યો. આટલું ભેળું કરતાંય કેટલી મુશીબત પડી હતી ? હવે એને ઠેકાણે વધારે સારું, વધારે દેખાવડું ફરનીચર વસાવી શકાશે. રજનીને માટે બાબાગાડી લઇ શકાશે. ભાનુને મદદ કરવા નોકર રાખી શકાશે. આ બધાં સ્વપ્નાં ઘડતો તે પોતાના સ્ટુડીઓ તરફ ચાલ્યો.

બંગલો બેઠા ઘાટનો હતો. બધા મળીને માત્ર ચાર ન્હાના ન્હાના ઓરડા હતા. દીવાનખાનાની આજુબાજુ બે સુવાના ઓરડા

હતા. પાછળ એક નાની ઓરડી હતી તે રસોડા માટે વપરાતી. બંગલાની આસપાસ ન્હાનાડી વાડી હતી અને એ વાડીને છેડે પતરાં અને પાટીઆનો એક સ્ટુડીઓ સુન્દરલાલે પોતાને કામ કરવા માટે બાંધ્યો હતો. આ સ્ટુડીઓ હવે ઇંટ-ચુનાથી પાકો બાંધી શકાશે, એ વિચારે એના અંતરમાં ઉમળકો આવ્યો. વાડીને બીજે છેડે જગ્યા હતી ત્યાં મોટર માટે ગરાજ પણ બાંધી શકાશે! મોટરનો વિચાર આવતાં એ ઉમળકો વધ્યો. આંખ હર્ષાશ્રુથી ભીની થઇ.

"આ આખી જગ્યા ખરીદી લઇએ તો?" એને વિચાર આવ્યો. માલીક તે આપી દેવા વલપાપડ થઇ રહ્યો હતો. બે ત્રણ વાર તેણે સુન્દરલાલને એ માટે કહ્યું હતું. ચાર હજાર રૂપીઆમાં એ આખી જગ્યા આપી દેવા તૈયાર હતો; એને નાણાંની જરૂર હતી.

સ્ટુડીઓમાં કામ કરતાં કરતાં સુન્દરલાલે આ બાબતનો નિર્ણય કરી નાખ્યો. પોતે પાંચ વર્ષથી એ જગ્યાએ રહેતો હતો; એ જગ્યામાંજ એ સુખી થયો હતો; કીર્તિ મેળવી હતી; નાણાં પણ મેળવ્યાં હતાં. એ જગ્યા હાથથી જવા ન જ દેવી. સ્ટુડીઓ બંધ કરી તે પાછો બંગલામાં આવ્યો અને બ્હાર જવા માટે કપડાં પ્હેર્યાં.

"અત્યારે હવે ક્યાં જાઓ છો? રસોઇ થઇ ગઇ છે." ભાનુએ એને કપડાં પ્હેરતો જોઇને પૂછ્યું.

"હું હમણાંજ પાછો આવું છું. બહુ વાર નહિ લાગે." તેણે કહ્યું.

એણે ધાર્યું હતું તે કરતાં વધારે રહેલાઇથી અને સસ્તામાં કામ પતી ગયું. વાડીના માલીકની નાણાંની તંગી દિવસે દિવસે વધતી જતી હતી. તેણે ૩૫૦૦ રૂપીઆમાં એ વેચાણ આપવાની કબુલાત લખી આપી.

પાછો ફરતાં રસ્તામાં એને પોષ્ટમેન મળ્યો. તેની પાસેથી પોતાના નામના પત્રો લીધા. એક પારસલ ભાનુના નામનું હતું. મોકલનારનું નામ ઉપર ન હતું. સહી કરી આપી એ પારસલ પણ લઇ લીધું. કોણે એ પારસલ મોકલ્યું હશે? અંદર શું હશે?

"ભાનુ! તારા નામનું પારસલ આવ્યું છે." બંગલામાં પેસતાંજ સુન્દરલાલે બુમ પાડીને કહ્યું.

"પારસલ? કોણે મોકલ્યું છે?" રસોડામાં રહ્યે રહ્યે ભાનુમતીએ પૂછ્યું.

"મોકલનારે નામ નથી લખ્યું."

"અંદર શું છે?"

"તે શી ખબર પડે? ખોલી જો એટલે જણાશે."

"પણ તમે ખોલોની તો! હું કણક બાંધુ છું. મારા હાથ એંઠા છે."

સંમતિ મળતાં સુન્દરલાલે પારસલ ખોલ્યું. અંદરથી રૂપીઆ ૪૦-૫૦ ની કીમતનું સુંદર બનારસી શેલું નીકળ્યું. એટલામાં ભાનુમતી પણ ન રહેવાયાથી દીવાનખાનામાં આવી. એના હાથે કણક ચોંટેલી હતી.

"આ તો શેલું છે. કોણે મોકલ્યું હશે?"

"અંદર પણ મોકલનારે કાગલ-બાગલ નથી મુક્યો. છાપ તો મુંબાઇની લાગે છે." રેપર ઉપરની ટીકીટ પરની પોષ્ટની છાપ જોતાં સુન્દરલાલે કહ્યું. મુંબાઇથી કો કોણે મોકલ્યું હશે? એ પ્રશ્નનો નિર્ણય થઇ ન શક્યો.

"ચાલો હવે જમવાનું ટાઢું થઇ જશે." ભાનુએ એને વિચાર-નિંદ્રામાંથી જગાડયો. તે જમવા ઉઠ્યો.

બાળકોને સાથે લઇ તે જમવા બેઠો. એ એનો રોજનો નિયમ હતો. ન્હાના રજનીને જમાડવાના આનંદમાં પારસલની વાત કંઇક વિસારે પડી જમીને એ પાછો સ્ટુડીઓમાં ગયો.

[ ૩ ]

મહારાજના નવા આવલા માટે તૈયારી કરવામાં એ એટલો બધો ગુંથાઇ ગયો હતો કે વખત ક્યાં ગયો તેનું એને ભાન પણ ન રહ્યું. લગભગ સાડાત્રણ વાગ્યે કુસુમ તેડવા આવી ત્યારે એ જાગ્યો.

" કાકા ! ચાલોને ! આ ચ્હા પીવા બોલાવે છે. રસિકલાલ કાકા પણ આવ્યા છ. " કુસુમે કહ્યું.

" ચાલ, બેટા ! આવું છું. " તેણે કહ્યું.

તે બંગલામાં આવ્યો ત્યારે રસિકલાલ એનું રચેલું એક સુંદર ગીત ગાઇ ભાનુને અને બાળકોને આનંદ આપી રહ્યો હતો. રસિકલાલ નિશાળમાં સુન્દરલાલનો સહાધ્યાયી હતો. ઘરનો સુખી હતો એટલે કવિ તરીકે જીવન ગાળવાને વાંધો ન હતો. એ સારૂં લખી શકતો; ગાઇ પણ શકતો. એના રચેલા રાસ સ્ત્રીજનોને અત્યંત પ્રિય હતાં. તેમાંય જ્યારે એ પોતે ગાઇ બતાવતો ત્યારે ઓર લ્હેજત આવતી.

સુન્દરલાલને બંગલે એ નવરો કવિ અવારનવાર આવતો, અને પોતાના ગીત ગાઇ આનંદ આપતો. સુન્દરલાલને પોતાને એનાં ગીતોમાં બહુ રસ પડતો નહિ. રસિકલાલને સ્ત્રીઓનો સહવાસ વધારે ગમતો; સ્ત્રીઓ હોય ત્યાં એ છૂટથી ગાઇ શકતો; પુરૂષોની હાજરીમાં એ કંઇક શરમાતો. એટલા માટે સુન્દરલાલ એને વારંવાર " ગોપીજનપ્રિય " કહીને ચીડવતો.

એના આવવાથી ગીત અધવચ બંધ પડ્યું. " કેમ અટકયા ?" રાઉન્ડ ટેબલ પાસેની એક ખુરશી પર બેસતાં સુન્દરલાલે રસિકલાલને સંબોધીને કહ્યું. " હાકમે રાખોને!"

" ના, કાંઇ નહિ. હવે ચ્હા પી લઇએ. ઠરી જાય છે. " રસિકલાલે કહ્યું.

બધાંએ ચ્હા પીવા માંડી. ચ્હા પીતાં પીતાં ભાનુએ સવાલ કર્યો: " નાથ ! કોઇના હાથનો નમુનો પ્લાસ્ટરમાં ઉતારવો હોય તો ઉતારી શકાય કે નહિ ? "

" હા, ઘણી સ્હેલાઇથી. " સુન્દરલાલે જવાબ દીધો.

" ત્યારે આપણા આ રસિકભાઇના હાથનો નમુનો ઉતારો. જુઓને, કેવા સુંદર, નાજુક હાથ છે. "

" જરૂર. ભાણે કોઇ સ્ત્રીનાજ હાથ જોઇ લ્યો. " સુન્દરલાલે કહ્યું. રસિકલાલે હાથ ટેબલ પરથી નીચે લઇ લીધા. એને ગાલે શરમના શેરડા પડયા.

" ના, ના. એવી કાંઇ જરૂર નથી. " તેણે માંડ માંડ કહ્યું.

" અરે, એમ તે ચાલે ? એમાં શરમાવ છો શાના ? " ભાનુએ કહ્યું.

આ વાટાઘાટ ચાલતી હતી તે વેળા સુન્દરલાલને પેલું પારસલ ફરી યાદ આવ્યું. " રસિકલાલે તો એ નહિ મોકલ્યું હોય ! " એને વિચાર આવ્યો. શું એ ભાનુને ચ્હાય છે ? ભાનુ એને ચ્હાય છે ? આ શંકાએ એને મુંઝવી નાંખ્યો. એના કપાળ પર કરચલી પડી; ત્યાં પ્રસ્વેદના બિંદુઓ ફુટયાં.

" ઘેર જતી વખત સ્ટુડીઓમાં આવજો. તે વખતે તમારા હાથનો નમુનો ઉતારી લઇશ. સુન્દરલાલે ઉઠતાં ઉઠતાં રસિકલાલને સંબોધીને કહ્યું. " ઠીક, હું જાઉં છું. મારે જરા કામ છે. " એમ કહીને તે ગયો.

થોડીવારે ભાનુ રસિકલાલને તેની મરજી વિરૂદ્ધ સ્ટુડીઓમાં ઘસડી લાવી. આ પ્રકાર જોઇને સુન્દરલાલની શંકા વધારે દૃઢ થઇ.

" લ્યો, એમને જવા ન દેવા. માંડ માંડ લઇ આવી છું. એ તો ભાગી જતા'તા. " ભાનુએ કહ્યું.

" ફીકર નહિ. મારી પાસેથી ભાગી નહિ

શકે. " સુન્દરલાલે ખાત્રી આપી. એના મગજમાં કેટલા ય વિચારો ત્વરાથી ઘોળાતા હતા.

ભાનુમતી એને મુકીને ચાલી ગઇ.

[ ૪ ]

" પધારો ગોપીજનપ્રિય ! આ ખુરસી પર બેસો. " ભાનુના ગયા પછી થોડી વારે સુન્દરલાલે રસિકને કહ્યું. એના અવાજમાં આજે મશ્કરીની મીઠાશ ન હતી; કટાક્ષની કઠોરતા હતી.

" ના, ના. મારે..." રસિકલાલે આનાકાની કરવા માંડી.

" હવે, ભાવ ના ખા. સીધો સીધો અહિં બેસી જા. " સુન્દરલાલની આંખમાં કઠોરતા અને મક્કમતા જોઇ રસિકલાલ ગભરાયો. તે મુંગો મુંગો ખુરસી પર બેસી ગયો.

" આ તેલમાં બન્ને હાથ બોળી દે. " સુન્દરલાલે મીઠા તેલથી ભરેલું એક વાસણ તેની આગલ ધર્યું. રસિકલાલે કહ્યા પ્રમાણે કર્યું.

" બહુ લાંબો વખત લાગશે ? શું કરવાનું છે ? " તેણે આસ્તેથી પુછ્યું.

" બે ત્રણ મીનીટ જ. " જવાબ મળ્યો. " હાથ હાલવા ન જોઇએ. "

સુન્દરલાલે ટેબલ ઉપર પ્લાસ્ટર ભીનો કરી પાથર્યો " હવે બન્ને હાથ આ પ્લાસ્ટર ઉપર મુક. " તેણે રસિકને કહ્યું. થોડોક વધુ પ્લાસ્ટર તેણે હાથ ઉપર લગાડયો.

" આ પ્લાસ્ટરની ખાસીઅત પણ મનુષ્ય-સ્વભાવ જેવી છે. એ કમારો હોય છે; એના ઉપર આધાર ન રાખી શકાય. એટલા માટે અમારે લોખંડની પટીથી હાથ જકડી લેવા પડે છે." આમ કહી તેણે લોખંડની પટી હાથમાં ભેરવી તેને ટેબલ સાથે જડી લીધી.

" ઠંડું લાગે છે ? " થોડીવારે તેણે પુછ્યું.

" બહુજ. એ કેમ થાય છે તે મને સમજાવશે ? " રસિકે પુછ્યું.

" ખુશીથી. થોડીવાર-પ્લાસ્ટર સુકાતાં સુધી આમ રહેવા દેવું પડે છે. પછી લોખંડની પટી કાઢી લેવામાં આવે છે. તે પછી હાથ સ્હેલાઇથી કાઢી લઇ શકાય છે. એ તૈયાર થયલા બીબામાં તેલ અને સાબુના મિશ્રણવાળો બીજો પ્લાસ્ટર ભરવામાં આવે છે. તે સુકાય એટલે બીબાનો ભાગ ખેરવી નાંખીએ છીએ. પાછળ જે રહેશે તે તારા હાથનો આબેહુબ નમુનો થશે. ભાનુ એ નમુનો ઉતારવા માટે બહુ ઉત્સુક હતી ! " છેલ્લું વાક્ય બોલતાં એ બેપરવાથી તિરસ્કારભર્યું હસ્યો. એના અવાજમાં ક્રુરતા હતી.

બે મીનીટ સુધી બેમાંથી એકે કાંઇ બોલ્યા નહિ. આખરે રસિકલાલે કહ્યું: " મને લાગે છે હવે પ્લાસ્ટર સુકાઇ ગયો છે. "

આ સાંભળવાને સુન્દરલાલને કાન ન હતા. તે એક ઉંચા સ્ટુલ પર બેઠો હતો. એની કાતીલ નજર રસિકલાલના મુખ ઉપર ઠરી રહી હતી. રસિકનું ધ્યાન હજી પ્લાસ્ટર તરફ હતું.

" બનારસી શેલાં હમણાં બહુ સસ્તાં મળે છે, રસિક ? " સુન્દરલાલે પુછ્યું.

" બનારસી શેલાં ? " રસિકે ઉંચું જોયું. આ સવાલ તેને કેમ પુછાયો તે એ બિચારો સમજી ન શકયો. એણે સુન્દરલાલની આંખોમાંથી વરસતું ઝેર જોયું ? એ દબાઇ જ ગયો. " તું શું કહેવા માંગે છે ? " તેણે ગભરાટથી પુછ્યું.

" એ જ. બીજું કાંઇ નહિ. હવે કેમ આટલો ગભરાય છે ? પારસલ કરતી વખતે ભાન ના રહ્યું કે કોઇ જોશે ? "

" શાનું પારસલ ? તું શું કહે છે ? હું જરા ય સમજી નથી શકતો. "

" ફૈસલાનું, બીજા શાનું ? હવે ક્યાંથી સમજાય ? એ બધા ઢોંગ હવે નકામા છે. "

" ખરૂં કહું છું સુન્દર ! ઇશ્વરના સોગંદ, મને કાંઇ સમજ પડતી નથી. "

" હમણાં પડશે. ઉભો રહે." એમ કહી તેણે પોતાના ઓજારોમાંથી એક નાજુક પણ તીક્ષ્ણ ફરસી ઉપાડી. " આરસ ઉપર તો આ ફરસી આસ્તે આસ્તે કામ કરે છે, પણ માણસના શરીર પર બહુ વાર નહિ લાગે. પરસ્ત્રીના યાર માટે..." તે ફરસી તરફ જોતો બોલવા લાગ્યો. રસિકને હવે કંઇક સમજ પડી.

" ઓ, પ્રભુ ! સુન્દર તું ગાંડો થયો છે. કોઇએ તને ખોટો વ્હેમ ભરાવ્યો છે. ભાનુમતી તો મ્હારી બ્હેન થાય. મને સ્વપ્ને પણ..."

" રહેવા દે, તારા જુઠાણાં મારે નથી જોઇતા " તેણે રસિકને વચમાં અટકાવીને કહ્યું. રસિકના મ્હોં ઉપરથી નુર ઉડી ગયું હતું. તે બધથી ધ્રુજી રહ્યો હતો.

" તું માન કે ના માન, પણ હું તો સાચું કહું છું. તુ પાછળથી પસ્તાશે." તેણે કહ્યું.

" તે તો પછી જોઇ લેવાશે. "

" એટલે ? તું શું મને મારી નાંખવા માંગે છે ? "

" ના, ના, એવો મુર્ખો હું નથી. તને મારીને મારે ફાંસીને લાકડે નથી લટકાવું. આટલોજ પાઠ તારે માટે બસ છે. કાઢી બે તારા હાથ " તેણે તિરસ્કારથી કહ્યું.

" તને ખોટો વ્હેમ જ ભરાયો છે. નકામો તે બિચારીને પણ હેરાન કરશે " રસિકે હાથ કાઢતાં કાઢતાં કહ્યું. મૃત્યુનો ભય જવાથી તેને શાન્તિ વળી હતી.

" બસ કર, હવે. તેનો વિચાર કરજો પણ કર્યો તો તું તારી જાત જાણે. " સુન્દરલાલે તેને બોલતો બંધ કરી દીધો.

રસિકે ખાળ પર હાથ ધોઇ નાંખ્યા; કોટ પાછો પ્હેરી લીધો. પરન્તુ એ આખો વખત એની નજર સુન્દરલાલ પરથી ખસી ન હતી.

મુંગે મોઢે સ્ટુડીઓમાંથી એ બ્હાર નીકળ્યો. સુન્દરલાલ તેની તરફ તિરસ્કાર અને ગુસ્સાથી જોઇ રહ્યો.

થોડી વારે એણે રસિકના હાથનું બીબું ખોલ્યું; અંદર સંભાળથી પ્લાસ્ટર ભર્યો. લગભગ પાંચ મીનીટમાં તો રસિકના હાથના આબેહુબ નમુના તૈયાર થયા.

" એના યારના હાથ એને ભેટ આપીશ. " તેણે ક્રૂર નિશ્ચય કર્યો " થોડા સમય પ્હેલાં તે પોતાને સર્વથી વધારે સુખી માનતો હતો. પળવારમાં કેટલો ફેરફાર ! શું ભાનુ એવા થઇ ? તેમ તો ન બને ! ત્યારે એ બધો વ્હેમ હશે ? " સુન્દરલાલ કાંઇ પણ નિર્ણય કરી શક્યો નહિ.

" કેમ, સુન્દરલાલ ! શું કરો છો ! " બ્હારથી કોઇએ બુમ પાડી. વિચારમાં ને વિચારમાં એ કેટલો વખત બેસી રહ્યો હશે તે ન સમજાયું. બુમ મારનાર તેની સ્ટુડીઓના બારણા પાસે આવ્યો.

"ઓહો, કોણ વસન્તલાલ ભાઇ ! તમે કંઇ અત્યારે ! ક્યારના આવ્યા છો. ! " બ્હાર એનો સાળો, ભાનુનો મોટો ભાઇ વસન્તલાલ ઉભો હતો.

" હું કાલનો આવ્યો છું. મુંબાઇમાં સ્હેજ કામ હતું એટલે કાલે ન આવી શકાયું. "

" પણ ભલા માણસ! ખબર તો આપીએ ! "

" મારે અચાનક નીકળવું પડ્યું. ભાનુ ઘરમાં છે ? "

" પતિનો વ્હેમ. "



ચિત્રકારઃ ] સુન્દરલાલ તેની તરફ તિરસ્કાર અને ગુસ્સાથી જોઇ રહ્યો. ( પૃષ્ઠ ૨૬૬ ) [ રા. ધુરંધર.

" પતિનો વ્હેમ. "



ચિત્રકારઃ ] રસિકલાલ બાળકોને આનંદ આપી રહ્યો હતો. ( પૃષ્ઠ ૨૬૪ ) [ રા. ધુરંધર

( પૃષ્ઠ ૨૬૪ )



(લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.)

"હા. તમે જાઓ. હું હાથ ધોઇને તમારી પાછળ જ આવું છું."

"આવો ત્યારે," કહી વસન્તલાલ બંગલા તરફ ગયો.

થોડી વારે સુન્દરલાલ હાથ ધોઇને નીકળ્યો બંગલાના ઓટલા પર ચઢ્યો ત્યારે અંદર ભાઇ બ્હેનની વાતોનો કંઇક અવાજ એને કાને આવ્યો.

"તને ગમ્યું તો ખરું ને?" વસન્તલાલ પૂછતો હતો.

"હા, બહુ સુંદર છે" ભાનુએ જવાબ દીધો.

સુન્દરલાલ આ સાંભળી ઉભો હતો ત્યાં અટકયો. વાત આગળ ચાલતી હતી-

"પણ પારસલથી શું કામ મોકલ્યું? સાથે ન લવાત?" ભાનુએ ભાઇને પૂછ્યું.

"કાલે મુંબાઇ આવ્યો ત્યારે યાદ આવ્યું કે આજે તારી વરસગાંઠ છે. આપણી દુકાન માટે શેલાં લેવા હતા એટલે તારે માટે ખરીદી લીધું. મને ખાત્રી ન હતી કે આજે પણ હું અહિં આવી શકીશ, એટલે ત્યાંને ત્યાંજ પારસલ કરાવી દીધું" વસન્તે ખુલાસો કર્યો. પોતાની દુકાન માટે કાપડની ખરીદી કરવા તે આવ્યો હતો.

"અરે, મને તો યાદ જ ન રહ્યું કે આજે મારી વરસગાંઠ છે. એમને પણ યાદ નહિ હોય. આજ કાલ અમે એટલાં ચિંતાતુર રહેતાં કે એ વાત જ વીસરાઇ ગઇ." ભાનુએ કહ્યું.

"કેમ? પેલા મહારાજાના આવવા માટે કે?" વસન્તે પૂછ્યું. "પછી એનું શું થયું?"

"એ ઓર્ડર એમને મળ્યો છે. આજે સવારેજ કાગળ આવ્યો."

"મારાં અભિનંદન, સુન્દરલાલ!" આ વખતે સુન્દરલાલે દીવાનખાનામાં પગ દીધો. તેને જોઇ વસન્તલાલે અભિનંદન આપ્યા.

"થેન્ક યુ" સુન્દરલાલે કહ્યું. રસિકને અન્યાય કર્યો, પોતાની સુશીલ પત્ની પર વ્હેમથી પ્રેરાઇ આળ ચઢાવ્યું, તે તેના અંતરમાં અત્યારે સાલતું હતું, બ્હારથી આનંદી દેખાવાનો પ્રયત્ન કરતો હતો છતાં તેના મુખ પર ખેદની છાયા હતી. સંધ્યાના આછા અજવાળામાં ભાઇ બ્હેન છાયાં જોઇ ન શક્યાં એ બહુ ઠીક થયું.

તેજ રાતના એક પત્ર લખી સુન્દરલાલે રસિકની માફી માંગી અને રવિવારે તેને પોતાને ત્યાં જમવા માટે ખાસ નોતર્યો. તેના આલ્હાદક ગીતો પણ ખુબ સાંભળ્યા. ભાનુમતીને હજી એ વાતની ખબર જ પડી નથી.



કીકુયુ કોમની સ્ત્રીઓ પણ કાનની ધાર કાણાંઓથી વિંધાવે છે અને તેમાંની કડીઓમા કીડીયારું પહેરે છે. એ રમણીઓ ખાસ કરીને કાનના ઉપલા ભાગ વિંધાવે છે અને તેમાં મણકાની સેરો પહેરે છે. જીવનના યાદગાર પ્રસંગે એ સેરો વધારતી જાય છે અને એ રીતે દરેક કાન સોસરી પંદર પંદર સેરો લટકાવી તેઓ ફરે છે. પણ તેમને તો ત્રીસ ત્રીસ પહેરવાનો અભખરો હોય છે! કેન્ડોરેઓ જાતના માણસો તો કાનમાં લાકડાનાં પવાલાં પહેરે છે! એલ્ગોનના સર્વે લોકો કાનમાં છેલકડી અને બુટીયાંની જગ્યાએ શંખ મોટાં અડધીયાં લટકાવે છે!

# લુગડાં પર પડેલા ડાઘાઓ કાઢવાની કેટલીક રીતો

લેખિકા: સૌ. ઉર્મિલા મહેતા, બી. એ.

**ઘણી** વખત આપણા કપડા ઉપર ડાઘા પડે છે ત્યારે તે કાઢવા વિષે આપણે મુંઝવણમાં પડીએ છીએ ને ઘણી વખત આપણી અજ્ઞાનતા કે બીનકાળજીને લીધે લુગડું નકામું થઈ જાય છે. અત્રે હું કેટલાક ડાઘા કાઢવાની કેટલીક રીતો આપુ છું.

કોઇ પણ લુગડા પર કોઇ પણ જાતનો ડાઘો પડે તો તે જેમ બને તેમ જલદી કાઢી નાંખવો જોઇએ. કારણ કે ઘણા ડાઘા એવા હોય છે કે તાજા હોય તો કાઢવાથી સહેલાઇથી નીકળે ને તે ડાઘા વધારે વાર રહેવા દઇએ તો પાકા થઇ જાય. બીજું લુગડાં ધોતાં પહેલાં એટલું યાદ રાખવું કે સાબુ ને ગરમ પાણીમાં લુગડાં ધોવાથી ડાઘા પાકા જ થાય છે માટે હમેંશ લુગડાં ધોતાં પહેલાં જે ડાઘા હોય તે કાઢવા ત્રીજું એક હંમેશ યાદ રાખવાનું છે તે એ કે ઘણી ખરી વખત ડાઘા કાઢવા માટે કંઇ ને કંઇ રસાયનિક વસ્તુ વાપરવી પડે છે ને તે વસ્તુ થોડે કે ઘણે અંશે નુકસાનકર્તા હોય છે તો તેવી વસ્તુને જો ડાઘા પર લગાડી હોય તો લુગડા ધોવાની શરૂઆત કરતાં પહેલા ડાઘાવાળા ભાગને બે ચાર પાણીએ સાધારણ ગરમ પાણીમાં બોળી નાંખવું. જો ડાઘા કાઢવામા કોઇ પણ જાતનો તેજાબ વાપરવો પડયો હોય તો ડાઘા નીકળી જાય કે તરત કપડાના તેટલા ભાગને પાણીમાં થોડો Carbonate of Soda (કારબોનેટ ઓફ સોડા કે જે દવાવાળાની દુકાનેથી મળી શકે ) નાખી તેનાથી કપડું બરાબર ધોઇ નાંખવું. ડાઘા કાઢતી વખતે પ્રથમ બે વસ્તુનો નિશ્ચય કરવાનો છે.

૧) શેનો ડાઘો છે ?

૨) કઇ જાતના કપડા પર છે ?

આ નક્કી કરી ડાઘો કાઢવાની શરૂઆત કરવી. ને તેમાં પણ અમુક જાતનો ડાઘો નક્કી કર્યા પછી તે કાઢવા માટે અમુક જે જે વસ્તુનો ઉપયોગ કરી શકાતો હોય તેમાંની કપડાંને જે ઓછામાં ઓછી નુકસાનકારક વસ્તુ હોય તેનો પ્રથમ ઉપયોગ કરવો. કેટલાક ડાઘા એવા હોય છે કે તે પડયા પછી કપડાંને કેટલાક કલાક થંડા પાણીમાં બોળી રાખવાથી તે નીકળી જાય છે તો તેના ઉપર તે ઉપાય પ્રથમ અજમાવવો.

ડાઘા અનેક જાતની ચીજોના પડી શકે છે. પણ તેના ત્રણ જુદા વિભાગ પાડી શકાય છે.

૧—પ્રાણીવર્ગ—ઘી, મીણ, લોહી વિગેરે
૨—વનસ્પતિવર્ગ—ફળ, ચ્હા, કોફી, કોકો.
૩—ખનીજવર્ગ—શાહી, કાટ વગેરે.

અત્યારે હું ફક્ત પહેલા વર્ગના જ અમુક ડાઘાઓ કાઢવાની રીતનો ઉલ્લેખ કરીશ.

કોઇ પણ જાતના ચીકણા ડાઘા જો સુતરાઉ કપડા પર પડયા હોય તો સાબુને પાણીમાં ઉકાળીને ધોવાથી પણ નીકળી જશે. પણ જો તેવોજ ડાઘો કોઇ ગરમ કપડા પર પડયો હોય તો નીચે પ્રમાણે કરવું. જો તે ડાઘો માંખણ કે ઘી એવા કંઇનો હોય તો મળી શકે તો પેટ્રોલથી એટલો ભાગ ધોવાથી જશે. પણ જો પેટ્રોલ મળી શકે તેમ ન હોય ને કપડું રાબોડી કે ભુખરા રંગનું હોય તો તેને માટે બીજો ઉપાય છે. લુગડાં ધોવાના કામમા આવતી

માટી જેને અંગ્રેજીમાં Fuller's Earth (ફુલર્સ અર્થ) કહે છે. તેને લઇ તેમાં થોડું પાણી નાંખી કેળવીને તેનું મલમ જેવું કરીને તે ડાઘા ઉપર જાડું ચોપડવું. પછી તે સુકાવા દેવું ને પછી પ્રશથી સાફ કરી નાંખવું. જો કપડું બહુ બારિક ને ઉંચી જાતનું કે એવું હોય તો ઝીણા સફેદ કાગળ આવે છે કે જેને અંગ્રેજીમાં Tissue Paper (ટીસ્યુ પેપર) કહે છે તે લઇને તેની એક સરખી ઘડી કરી તેને ગરમ કરીને તેના થી ડાઘા ઉપર ઘસ્યા કર્યાથી ડાઘો નીકળી જશે.

કેટલીક જાતના ડાઘા ઉપર ખડી ચાકનો ભૂકો (French chalk) બહુ કામ લાગે છે. ડાઘા ઉપર તે ભૂકો ભભરાવવો, સારી રીતે પાથરવો ને પછી કપડાંની બન્ને બાજુ શાહીચૂસના કકડા મૂકીને પછી ઉપર ગરમ અસ્ત્રી ફેરવવી જરૂર પડે તેટલી વાર શાહીચૂસના કકડા બદલી આમ કરવાથી ચાક તેલને ચૂસી લે છે ને શાહીચૂસ મદદ કરે છે. એક જ ડાઘા ઉપર ચાક પણ ત્રણ ચાર વખત કાઢીને બીજો નાંખવો પડે પણ આથી પરિણામ ઘણું સંતોષકારક આવે છે. ડાઘો નીકળી ગયો છે એમ લાગે પછી સુંવાળા બ્રશથી કપડું સાફ કરવું.

બહુજ ઉંચી જાતના ને રંગીન કપડા પર તેલનો ડાઘો પડયો હોય તો જે રંગનું કપડું હોય તેજ રંગનો કકડો લઇને તેને પેટ્રોલમાં પલાળીને ડાઘા ઉપર ઘસવું. ડાઘા પર ગોળ ગોળ ને તે પણ બહારની બાજુથી અંદરની બાજુ એમ જ ઘસવુ કે જેથી ડાઘો વધારે ફેલાવા પામે નહિં. છેક કપડું સુકાઇ જાય ત્યાં સુધી ઘસવું. રંગીન લુગડા પરના ડાઘા કાઢવા માટે પેટ્રોલ સૌથી સારૂં પડે છે કારણ કે તે રંગને નુકસાનકારક નથી. પણ તે વાપરતી વખતે બહુ સંભાળ લેવાની જરૂર છે. કારણ કે પેટ્રોલ કે તેમાથી નીકળવા ધુવાડા પણ જલદીથી આગ લગાડે તેવા હોય છે માટે પેટ્રોલ વાપરતી વખતે કોઇ પણ જાતની ગરમી જેવી કે સગડો, સાદા દેવતા કે તડકાથી દૂર રહીને તે વાપરવું.

ઘણા લોકોને કોટ ઉપર કોલરની જગ્યાએ ચીકણા ડાઘા પડે છે તો તે કોટ ધોવો હોય તો સારી રીતે ધોઇ શકાય પણ કાળો કોટ હોય તો તેનો ડાઘો કાઢવા માટે જુદી રીત છે. પાણીમાં બહુજ થોડો નવસાર નાંખી; તેમાં એક કકડો લેવો ને તેને નવસારના પાણીમાં બોળીને તે ડાઘા ઉપર ઘસવો.

**મીણ કે મીણબત્તિના** ડાઘા—પ્રથમ તો એક છરી લઇને ધાર વગરની બાજુથી ડાઘા ઉપર ઘસી ને બને તેટલી ચીકાશ કાઢી નાંખવી. પછી કયાંઇ જાડા પેપર આવે છે. જેને અંગ્રેજીમાં Brown Paper (બ્રાઉન પેપર) કહે છે તેની કે શાહીચૂસની ઘડી વચ્ચે ડાઘો આવે તેમ કપડું મૂકીને ગરમ અસ્રી ઉપર ફેરવવી. કાગળ જેમ ચીકણો થતો જાય તેમ બદલતા રહેવું. જો આમ કર્યા છતાં ડાઘો થોડો રહી જાય તો પછી તેના ઉપર કકડો ઇથર (Ether) કે પેટ્રોલ Petrol કે બેન્ઝાઇન Benzine માં બોળીને ઉપર ઘસવો.

લોહીના ડાઘા—જે કપડાં પર લોહીના ડાઘા પડયા હોય તે કપડું ધોવાનુંજ હોય તો તેને ધોતાં પહેલાં બાર કલાક પહેલાં ઠંડા પાણીમાં થોડું થોડું મીઠું નાંખી તેમાં પલાળી મૂકવું. ન ધોવાનું હોય તો ડાઘા વાળા ભાગને જ આ પ્રમાણે પલાળી મૂકવો.

લોહીના ડાઘા જો ગરમ કપડા પર પડયા હોય તો જાડી કાજી લઇ તેને મલમ જેવું કરી તેને ડાઘા ઉપર ચોપડી થોડા કલાક એમ ને એમ રહેવા દેવું ને પછી ગરમ કપડાંને ધોવાની રીત પ્રમાણે ધોવું. આખું ન ધોવું હોય તો તેટલા જ ભાગને તે પ્રમાણે ધોવો.

## સુંદરી સ્તોત્ર.

( આશા અથવા માલકોષ )

ગૃહમંદિરનું ગૌરવ જગમાં ધન્ય ! સુશીલા સુંદરી,
કુલનંદનવનની કોકીલા ધન્ય ! સુશીલા સુંદરી.

જાતીય સંસ્કારોની શાળા
દુર્ગુણકાનનનો દવજ્વાળા
પ્રેમમહોદધિ ઉર્મિ માળા
ધન્ય ! સુશીલા સુંદરી—ગૃહ૦

મનવાંછિત દેવી ગૃહદેવી
તૃપ્ત થતાં સહુ એને સેવી
પ્રસન્ન વહતી જાન્હવી જેવી—
ધન્ય ! સુશીલા સુંદરી—ગૃહ૦

પારિજાતકની સૌરભ સમ
રામતણી પ્રિય મંજુલ શ્રુતિ જ્યમ
પતિદેવનું દૈવત ઉત્તમ—
ધન્ય ! સુશીલા સુંદરી—ગૃહ૦

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.

# સંગીત શિક્ષણ.

સંપાદકઃ રા. જદુરાય ડી. ખંધડીઆ

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) જે સપ્તકમાં ગાયન વગડતું હશે તેનાથી પાછલા સપ્તક ( ખરજ અથવા મંદ્ર ) તેમજ આગલા સપ્તક (ટીપ અથવા તાર)નો સ્વર બતાવવા, ગાયનના અક્ષરની નીચે અનુક્રમે સ્હેજ પાછળ આગળ મુકવામાં આવશે. જેમકેઃ ભા (એટલે ખરજનો તીવ્ર ની) અને ભા ( એટલે ટીપનો તીવ્ર રે ) વગેરે'
રે ની

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામા આવશે. જેમકે–ભા " ભીના–આમાં ' ભા ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઈ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે ભા...ભી ના. ( એટલે કે ભા. આ. ભી. ના એમ સમજવું ). મ પ મ મ

## સુંદરી સ્તોત્ર.

કર્તા : રા. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.

રાગ આશાવરી તાલ લાવણી.

ગૃ" હ મં દિ" ર નું ... ગૌ" ર વ જ" ગ માં
મ મ મ પ પ મ પ ગ રે સા રે રે સા

ધ" ન્ય સુ શી" લા સું" ... દ રી
રે મ પ પ સા સા **ની** ધ પ

( બીજી લીટી એજ પ્રમાણે )

જા" તી ય સં" સ્કા રો" ની શા" આ ળા
મ પ ધ ધ **ની** સા સા રે **ની** સા

દૃ" ગું ણુ કા" ન ન ની" ... દ વ જ્વા" ... ળા
ગ ગ ગ રે સા સા **ની** સા રે સા **ની** ધ પ

પ્રે" મ મ હો" દ ધિ ઉ" ર મિ ... મા" ... ળા
મ મ મ પ સા સા **ની** સા રે સા **ની** ધ પ

ધન્ય સુશીલા સુંદરી

( બાકીની કડીઓ ઉપર પ્રમાણે વગાડવી )




“ મ્હારી વાત સાંભળીને ત્હમારે શું કરવું છે ? જવા દોને. એમાં ત્હમને જરા યે મજા નહિં આવે કારણ કે એ કંઇ મોજની વાત નથી. ”

બપોરના બે વાગ્યા હશે. મુંબાઇની [...]ક મોટી ચાલીના બીજા માળ ઉપરની એક [...]રડીમાં ત્રણ ગુજરાતી સહિયરો વાતો કરતી [...]ી હતી. ત્હેમાંથી સૌથી મોટી એ ઉપરનું [...]ન ઉચ્ચાર્યું. આખી ચાલીમાં અત્યારે કોઇ [...]ષ હોય એમ લાગતું ન્હોતું. આ બીજા માળ [...]ર ત્રણ ગુજરાતી સિવાય બધાં દક્ષિણીઓ [...]વા હતાં એટલે બપોરે કામકાજથી પરવારીને સાથે બેસવાનું આ ત્રણે સહિયરોને ઠીક ફાવતું. લગભગ હમેશાં આ વખતે એ એકઠી થતી. એ કોઇવાર વાંચતી તો કોઇવાર રમત રમતી, કોઇવાર વાતોએ ચડી જતી, તો કોઇવાર કાંઇક સારી વાની બનાવવામાં ત્રણે એકઠી સાથે પરોવાઇ જતી. અનેકવિધ પ્રવૃત્તિઓથી આનંદ ને કલ્લોલમાં તેમનો સમય પસાર થતો. ઘડીક પણ નવરાશ મળતાં એક-બીજીને મળ્યા વિના ન ચાલે એટલી બધી માયા એ મની વચ્ચે બંધાઇ ગઇ હતી. અને ત્રણે કે બહું મોટી ન હતી. સૌથી મોટીનું વય ફક્ત વીસ વર્ષનું હતું. તેનું નામ શાંતિગૌરી. બીજી બે—વિમળા અને કાંતિલક્ષ્મી— અનુક્રમે ઓગણીશ ને સોળ વર્ષની હતી. ત્રણેયના વર નોકરી કરતા હતા. વિમળા ને કાંતિના વર તેમને લાયક જ હતા પણ શાન્તિનો વર ત્રીજવર હતો ને તેની ઉમર લગભગ ચાળીસ કે તેથી એક બે વર્ષ ઉપરની હશે.

આજની વાતચીતમાં દરરોજનો આનંદ ન હતો. શાન્તિ આજે તેનો વર બહાર ગયો તે પછી રડી હશે એમ વિમળા કાંતિને તેનું મોઢું જોવાથી લાગેલું. અને બીજું, આજ સવારથી તે બહુ બોલતી ન્હોતી ને ભારે થઇ ગઇ હતી. એ શાથી એવી થઇ ગઇ હતી એનું કારણ શોધવું મુશ્કેલ હતું. ત્હેના વરે આજે કાંઇ ઉંચે સ્વરે કહ્યું ન્હોતું; તેમ કોઇનો કાગળ પણ એવો આવ્યો ન્હોતો. ફક્ત એક કલ્પના થઇ શકે ખરી. ગઇ કાલે પ્રસંગાનુસાર કાન્તિને ‘ વરઘેલાં બ્હેન ’ એવી રીતે વિમળાએ સંબોધેલું અને એ પ્રસંગને લીધે શાન્તિ આજ ગમગીનીમાં પડી ગઇ હશે એમ લાગે છે. કારણ કે આજ સવારે એ સ્વગત બોલેલી પણ ખરી કે ‘ હું વરઘેલી ક્યારે થઇશ ? ’ એટલે એ કલ્પના ખોટી નથી કે કાલના વરઘેલાં બ્હેનના પ્રસંગથી ત્હેને આ જ શોક થયો હતો, ત્હેને ઓછું આવ્યું હતું ને રડી હતી. પણ એ રડી શાથી ? કાન્તિની ત્હેને અદેખાઇ આવી ? ના ના, એવો તો વિચાર સરખો યે આપણાથી ન કરી શકાય એવી એ માયાળુ ને નિખાલસ હૃદયની હતી.

‘ ત્યારે ત્હમે આજ કેમ કંઇ બોલતાં નથી ને આમ ગમગીનીના વિચારમાં પડયાં છો ? ” આજ વાતચીત કે બીજી કોઇ પ્રવૃત્તિ

જામતી ન હોવાથી કાન્તિએ કંટાળીને પ્રશ્ન કર્યો.

"હું તો કશી યે ગમગીનીમાં નથી." સ્મિતનો પ્રયત્ન કરતાં શાન્તિએ ઉત્તર દીધો.

"તમે ના કહો તેથી અમે કંઇ માની લેવાનાં છીએ ? જુઓને ત્હમારા મોઢા ઉપર ચોકખું જણાય છે." કાન્તિએ નિર્દોષ રીતે કહ્યું.

"એ આપણને શાનાં કહે ? આપણાથી એ તો જુદાઇ રાખે છે." વિમળાએ વચ્ચે ટાપશી પૂરી.

"પણ કહેવાનું શું હોય કે કહું ? ત્હમે બન્ને યે ઠીક છો." જાણે કાંઇ છે જ નહીં એમ હસી કાઢતાં શાન્તિ બોલી.

"ત્હમે આજ રડેલાં કે નહીં ? ખરૂં કહી દેજો હોં." બાલિશ નિર્દોષતાથી કાન્તિએ સીધો જ પ્રશ્ન મૂકયો. શાન્તિ જરા ચમકી. વિમળાને લાગ્યું કે એમ છેક ન પૂછવું જોઇએ. પણ કાન્તિ એ કંઇ ન સ્હમજી.

"પણ હું રડેલી હ્હેતું ત્હમારે શું કરવું છે ?" વળી હસતાં હસતાં શાન્તિ બોલી.

"ઠીક, ત્યારે ત્હમારે અમને ત્હમારી વાત નથી કહેવા એમને ? કંઇ નહિ; તો અમારો આગ્રહ નથી, કેમ વિમુ બ્હેન !" કાન્તિ એક છેલ્લે પાટલે જઇને બેઠી.

"ના ના, એમ નહિ. પણ મ્હારી વાત સાંભળીને ત્હમારે શું કરવું છે ? એ કંઈ મોજની વાત નથી, જવા દોને."

"ઠીક, ત્યારે જવા દો." કાન્તિ બોલી.

"એમ રીસાઇ જાવ મા. વર પાસે વારે ઘડિયે રીસાવાની ટેવ પડી છે એટલે અમારી પાસે યે રીસાયા કરશો ? તો પછી વરને મોંઘાં તેમ અમને પણ ખરાં હો કે. વર મનાવે છે તેમ અમે યે મનાવશું. ચાલો, કહું. પણ એક વાત આગળથી જણાવી લઉં કે મ્હારી વાત સાંભળવામાં એક જોખમ છે."

"શું જોખમ છે ?" હવે કાન્તિને વાતમાં રસ પડવા લાગ્યો.

"જોખમ એટલું કે મ્હારી વાત સાંભળ્યા પછી ત્હમારો મ્હારે માટેનો અભિપ્રાય બદલાઇ જશે. હું જેવી અત્યારે જણાઉં છું તેવી ન્હોતી હોં અને એ વાત સાંભળશો ત્યારે ત્હમને મ્હારી સૂગ ચ્હડશે."

"અરરર, એ શું બોલ્યાં ? એમ અમે એવાં વ્હેમી છીએ ? ત્હમારા અનુભવ સાંભળીને અમને યે કૈંક શીખવાનું મળશે." વિમળા જે અત્યાર સુધી એક ચોપડીમાં નજર ફેરવતી બેઠી હતી તે બોલી ઉઠી. ત્હેણે ચોપડી તરત બંધ કરી ને સાંભળવા તત્પર થઇ. બન્ને સહિયરો સાંભળવા બેઠી ને શાન્તિએ પોતાની જીવનકથા શરૂ કરી."

"હું પહેલાં કહી દઉં કે આજ શાથી રડેલી. ત્હમે તો આજેજ જાણ્યું પણ હું તો ત્હમને બન્નેને જોઉં છું ને મ્હારા હૃદયમાં એક અભિલાષા, એક જાતનો તલસાટ જાગે છે કે હું ત્હમારા બન્નેના જેવી વરયેલી ક્યારે થઇશ ? ને એવા વિચાર સાથે મ્હારૂં ભૂતકાળનું જીવન યાદ આવે છે, મ્હારી ભૂલો યાદ આવે છે—એટલે સુધી કે છેવટે કંઇ ન સુઝતાં રડી દઉં છું. મ્હારે ત્હમારા બન્નેના જેવી કાદી થવું છે. પણ રહો, હું આજ મ્હારી વાત કહું તે કોઇને પણ કહેવી નહિ હોં." બન્ને સહિયરોએ એ શરત કબુલ રાખી.

"મ્હારાં માબાપને સતાનમાં અમે ચાર બ્હેનો જ હતી—એમાંની બેજ અત્યારે જીવે છે—ત્હેમાં સૌથી મોટી હું. મ્હારી બા અમને છેક ન્હાનાં મૂકીને સ્વર્ગવાસી થયેલી. હું તે વખતે સાત વર્ષની હતી. પછી મા વિનાની છોકરીઓની શી દશા હોય એ કહેવું ન પડે. મા તો જાણે ગઇ પણ મ્હારા બાપનો સ્વભાવ અતિશય ઉગ્ર. જ્યારે ચ્હીડાય ત્યારે છેક દયાહીન ને ક્રૂર બની જાય. એ વખતે એનરે




લેખક: રા. સનાતન જન્મશંકર બુચ.

“ મ્હારી વાત સાંભળીને ત્હમારે શું કરવું છે ? જવા દોને. એમાં ત્હમને જરા યે મજા નહિં આવે કારણ કે એ કંઇ માજની વાત નથી. ”

બપોરના બે વાગ્યા હશે. મુંબાઇની એક મોટી ચાલીના બીજા માળ ઉપરની એક ઓરડીમાં ત્રણ ગુજરાતી સહિયરો વાતો કરતી બેઠી હતી. ત્હેમાંથી સૌથી મોટી સ્ત્રીએ ઉપરનું વચન ઉચ્ચાર્યું. આખી ચાલીમાં અત્યારે કોઇ પુરૂષ હોય એમ લાગતું ન્હોતું. આ બીજા માળ ઉપર ત્રણ ગુજરાતી સિવાય બધાં દક્ષિણીઓ રહેતા હતાં એટલે બપોરે કામકાજથી પરવારીને સાથે બેસવાનું આ ત્રણે સહિયરોને ઠીક ફાવતું. લગભગ હમેશાં આ વખતે એ એકઠી થતી. એ કોઇવાર વાંચતી તો કોઇવાર રમત રમતી, કોઇવાર વાતોએ ચડી જતી, તો કોઇવાર કાંઇક સારી વાની બનાવવામાં ત્રણે એકઠી સાથે પરોવાઇ જતી. અનેકવિધ પ્રવૃત્તિઓથી આનંદ ને કલ્લોલમાં તેમનો સમય પસાર થતો. ઘડીક પણ નવરાશ મળતાં એક-બીજીને મળ્યા વિના ન ચાલે એટલી બધી માયા એમની વચ્ચે બંધાઇ ગઇ હતી. અને ત્રણે કે બહું મોટી ન હતી. સૌથી મોટીનું વય ફક્ત વીસ વર્ષનું હતું. તેનું નામ શાંતિગૌરી. બીજી બે—વિમળા અને કાંતિલક્ષ્મી— અનુક્રમે ઓગણીશ ને સોળ વર્ષની હતી. ત્રણેયના વર નોકરી કરતા હતા. વિમળા ને કાંતિના વર તેમને લાયક જ હતા પણ શાંતિનો વર ત્રીજવર હતો ને તેની ઉમર લગભગ ચાળીસ કે તેથી એક બે વર્ષ ઉપરની હશે.

આજની વાતચીતમાં દરરોજનો આનંદ ન હતો. શાન્તિ આજે તેનો વર બહાર ગયો તે પછી રડી હશે એમ વિમળા કાંતિને તેનું મોઢું જોવાથી લાગેલું. અને બીજું, આજ સવારથી તે બહુ બોલતી ન્હોતી ને ભારે થઇ ગઇ હતી. એ શાથી એવી થઇ ગઇ હતી એનું કારણ શોધવું મુશ્કેલ હતું. ત્હેના વરે આજે કાંઇ ઉંચે સ્વરે કહ્યું ન્હોતું; તેમ કોઇનો કાગળ પણ એવો આવ્યો ન્હોતો. ફક્ત એક કલ્પના થઇ શકે ખરી. ગઇ કાલે પ્રસંગાનુસાર કાન્તિને ‘ વરઘેલાં બ્હેન ’ એવી રીતે વિમળાએ સંબોધેલું અને એ પ્રસંગને લીધે શાન્તિ આજ ગમગીનીમાં પડી ગઇ હશે એમ લાગે છે. કારણ કે આજ સવારે એ સ્વગત બોલેલી પણ ખરી કે ‘ હું વરઘેલી કયારે થઇશ ? ’ એટલે એ કલ્પના ખોટી નથી કે કાલના વરઘેલાં બ્હેનના પ્રસંગથી ત્હેને આજ શોક થયો હતો, ત્હેને ઓછું આવ્યું હતું ને રડી હતી. પણ એ રડી શાથી ? કાન્તિની ત્હેને અદેખાઇ આવી ? ના ના, એવો તો વિચાર સરખો યે આપણાથી ન કરી શકાય એવી એ માયાળુ ને નિખાલસ હૃદયની હતી.

‘ ત્યારે ત્હમે આજ કેમ કંઇ બોલતાં નથી ને આમ ગમગીનીના વિચારમાં પડયાં છો ? ” આજ વાતચીત કે બીજી કોઇ પ્રવૃત્તિ

જામતી ન હોવાથી કાન્તિએ કંટાળીને પ્રશ્ન કર્યો.

"હું તો કશી યે ગમગીનીમાં નથી" સ્મિતનો પ્રયત્ન કરતા શાન્તિએ ઉત્તર દીધો.

"ત્હમે ના કહો તેથી અમે કંઇ માની લેવાનાં છીએ? જુઓને ત્હમારા મોઢા ઉપર ચોકખું જણાય છે." કાન્તિએ નિર્દોષ રીતે કહ્યું.

"એ આપણને શાનાં કહે? આપણાથી એટલી જુદાઇ રાખે છે." વિમળાએ વચ્ચે ટાપશી પૂરી.

"પણ કહેવાનું શું હોય કે કહું? ત્હમે બન્ને યે ઠીક છો." જાણે કાંઇ છે જ નહીં એમ હસી કાઢતાં શાન્તિ બોલી.

"ત્હમે આજ રડેલાં કે નહીં? ખરૂં કહી દેજો હોં." બાલિશ નિર્દોષતાથી કાન્તિએ સીધો જ પ્રશ્ન મૂકયો. શાન્તિ જરા ચમકી. વિમળાને લાગ્યું કે એમ છેક ન પૂછવું જોઇએ. પણ કાન્તિ એ કંઇ ન સ્હમજી.

"પણ હું રડેલી ત્હેનું ત્હમારે શું કરવું છે?" વળી હસતાં હસતાં શાન્તિ બોલી.

"ઠીક, ત્યારે ત્હમારે અમને ત્હમારી વાત નથી કહેવી એમને? કંઇ નહિ; તો અ-મારો આગ્રહ નથી, કેમ વિમુ બ્હેન!" કાન્તિ છેક છેલ્લે પાટલે જઇને બેઠી.

"ના ના, એમ નહિ. પણ મ્હારી વાત સાંભળીને ત્હમારે શું કરવું છે? એ કંઇ મોજની વાત નથી, જવા દેને."

"ઠીક, ત્યારે જવા દો." કાન્તિ બોલી.

"એમ રીસાઇ જાવ મા. વર પાસે વારે ઘડિયે રીસાવાની ટેવ પડી છે એટલે અમારી પાસે યે રીસાયા કરશો? તો પછી વરને મોંઘાં તેમ અમને પણ ખરાં હોંકે. વર મનાવે છે તેમ અમે યે મનાવશું. ચાલો, કહું. પણ એક વાત આગળથી જણાતી લઉં કે મ્હારી વાત સાંભળવામાં એક જોખમ છે."

"શું જોખમ છે?" હવે કાન્તિને વા-તમાં રસ પડવા લાગ્યો.

"જોખમ એટલું કે મ્હારી વાત સાંભળ્યા પછી ત્હમારો મ્હારે માટેનો અભિપ્રાય બદલાઇ જશે. હું જેવી અત્યારે જણાઉં છું તેવી ન્હોતી હોં અને એ વાત સાભળશો ત્યારે ત્હમને મ્હારી સૂગ ચ્હડશે."

"અરરર, એ શું બોલ્યાં? એમ અમે એવાં વ્હેમી છીએ? ત્હમારા અનુભવ સાંભળીને અમને યે કૈંક શીખવાનું મળશે." વિ-મળા જે અત્યાર સુધી એક ચોપડીમાં નજર ફેરવતી બેઠી હતી તે બોલી ઉઠી. ત્હેણે ચોપડી તરત બંધ કરી ને સાંભળવા તત્પર થઇ. બન્ને સહિયરો સાંભળવા બેઠી ને શાન્તિએ પોતાની જીવનકથા શરૂ કરી."

"હું પહેલાં કહી દઉં કે આજ શાથી રડેલી. ત્હમ તો આજેજ જાણ્યું પણ હું તો ત્હમને બન્નેને જોઉં છું ને મ્હારા હૃદયમાં એક અભિલાષા, એક જાતનો તલસાટ જાગે છે કે હું ત્હમારા બન્નેના જેવી વરઘેલી કયારે થઇશ? ને એવા વિચાર સાથે મ્હારૂં ભૂત-કાળનું જીવન યાદ આવે છે, મ્હારી ભૂલો યાદ આવે છે—એટલે સુધી કે છેવટે કંઇ ન સૂઝતાં રડી દઉં છું. મ્હારે ત્હમારા બન્નેના જેવી ડાહી થવું છે. પણ રહો, હું આજ મ્હારી વાત કહું તે કોઇને પણ કહેવી નહિ હોં." બન્ને સહિયરોએ એ શરત કબુલ રાખી.

"મ્હારાં માબાપને સંતાનમાં અમે ચાર બ્હેનો જ હતી—એમાંની બેજ અત્યારે જીવે છે—ત્હેમાં સૌથી મોટી હું મ્હારી બા અમને છેક ન્હાનાં મૂકીને સ્વર્ગવાસી થયેલી. હું તે વખતે સાત વર્ષની હતી. પછી મા વિનાની છોકરીઓની શી દશા હોય એ કહેવું ન પડે. મા તો જાણે ગઇ પણ મ્હારા બાપનો સ્વ-ભાવ અતિશય ઉગ્ર. જ્યારે ગ્હીડાય ત્યારે છેક દયાહીન ને ક્રૂર બની જાય. એ વખતે એમને

એમ ન થાય કે અમે મા વિનાનાં છોકરાં છીએ. પણ એ બધું તો મોટી થઇ ત્યારે. હું અગિયાર–બાર વર્ષની થઇ ત્યાં સુધી તો અમે મ્હારા મામાને ઘેર રહેતાં. મારા બાપે બીજીવાર લગ્ન કરેલું એટલે કોઇ કોઇવાર ઘેર જઇએ ત્યારે ઓરમાન મા સારૂં સારૂં લગાડે. પણ અમારાં મામા ને મામીનો ઉપકાર તો ભુલાયજ નહિ. એમને લીધેજ અમે જીવ્યાં એમ કહું તો જરાયે ખોટું નથી. હે ભગવાન! એમનું તો ભવોભવ સારૂં કરજે.

બારેક વર્ષની થઇ ત્યારે અમે બાપને ઘેર રહેવા ગયાં. એક બે મહિના તો નવી બાએ રાખ્યું ચલાવ્યું. પણ જેવાં જૂનાં થયાં કે એમનું પોત પ્રકાશ્યું. પછી તો ઓરમાન મા થઇને જ અમારી સાથે વર્તે. ને એવી ઓરમાન મા એટલે ભુંડી સાસુથીએ વ્હડે એવી ભુંડી. વગર વાંકે વઢે, બાપની પાસે પાયો જ ન હોય તેવી વાતોનાં ચણતર ચણીને અમને માર ખવડાવે, ન થાય તેવાં કામ કરાવે. હું મોટી એટલે મ્હારે જ સૌથી વધુ ખમવું પડતું. કારણ કે મ્હારૂં તો ખરૂં પણ મ્હારી ન્હાની બ્હેનોનું પણ વારંવાર મ્હારી ઉપર ઓઢી લેતી. બા ન્હાની બ્હેનને વઢે તો હું ઉપરાણું તાણું, એમને એવું કંઇ કામ સોંપે તો હું ઉપરાણું તાણું અને અંતે ઓરમાન માનાં મેણાં ને બાપનો માર બન્ને મ્હારે વ્હોરી લેવાં પડતાં." શાન્તિ એટલે આવી ત્યાં ગળ ગળી થઇ ગઇ. પેલી બન્ને સહિયરો તો મૂંગે મોઢે સાંભળ્યા કરતી હતી. ત્હેમના હૃદયમાં સહાનુભૂતિની લાગણી ઉગી પણ કાંઇ બોલી ન શકી.

"અહો હો, હું પરણી–પંદર વર્ષની થઇ ત્યાં સુધી મ્હેં મ્હારા બાપના હાથનો ને સોટીનો માર ખાધો છે. કેટલીકવાર તો જીંદગી આખી યાદ રહે તેવો માર પડેલો છે ને એની નિશાની શરીર પર હજી પણ રહી છે. પણ મ્હારી સગી મા બહુજ સ્નેહાળ, શાણપણવાળી ને શાન્ત ગણાતી. એનાં દુધ મ્હેં પીધેલાં ત્હેમાં મ્હેં એ બધું પીધું હતું. મ્હારાં મામા મામી વાત કરતાં કે એણે બહુ સહન કરેલું હું પણ એજ રીતે સહન કરતાં શીખી. મામાના ઘર સિવાય બીજા કોઇને ત્યાં મારા ઘરના ત્રાસની વાત ન કરૂં. બહુ ઉભરો આવે ત્યારે મામી પાસે જઇને ખુબ રડી આવું. મામી મ્હને સ્હમજાવે ને હું શાન્ત થઇને ઘેર આવું. એ ત્રાસમય બાળપણે મ્હારા જીવનમાંથી આનંદને બાળી નાંખ્યો. મ્હને કોઇ દિવસ કોઇપણ છોકરી સાથે રમવું ન ગમે કે કોઇની આનંદની વાતોમાં રસ ન પડે. અને ત્હમને હજીયે મ્હારામાં એ ખોડ જણાતી હશે પણ શું કરૂં? મ્હારૂં જીવતર જ એમ ચાલ્યું આવ્યું છે.

ઓરમાન માની પાસે બે વર્ષ રહી એમાં તો એટલો ત્રાસ વધી ગયો કે મ્હને એમ જ થવા માંડ્યું કે આમાંથી કોઇ રીતે છૂટું તો સારૂં. હવે મ્હને પરણાવી દે તો બહુજ સુખી થાઉં. છોકરી જાતને બીજો શો દિલાસો હોય? પણ એ વાત કોને કહેવાય? જો કે એ પણ કોઇકવાર દુઃખની મારી મામી પાસે બોલી આવતી. પણ ત્હેવાં વખતમાં એક ન્હાનો પ્રસંગ બન્યો ત્હેણે મ્હારી જીંદગીને બહુજ બગાડી નાખી. મ્હારા ચૌદ વર્ષ પુરાં થયાં હતાં ને પંદરમું ચાલતું હતું. એ અસહ્ય ત્રાસમાંથી છૂટવા માટે લગનના આશાદોરી મ્હારા હાથમાં આવી હતી. ત્હેણે મ્હને ખુબ ભમાવી. પછી તો હું નવરાશે કે કામમાં હોઉં ત્યારે એજ વિચારમાં ડુબી ગઇ હોઉં કે ક્યારે પરણીશ ને પછી શું કરીશ. રાત્રે પણ મ્હને સ્વપ્નાં આવતાં ને એ કલ્પિત સુખનો આનંદ હું અનુભવતી. પણ એ કુંવારી વયનું એકેય સ્વપ્નું મ્હને ફળ્યું નથી. હા, પણ પેલો પ્રસંગ કહું. એકવાર મામાને ઘેર જતી હતી ત્યાં રસ્તામાં મ્હારી નાતનો એક

" સહિયરની વાત "



ચિત્રકાર : ] 'એમના વર વાચતાં હતા. છાની રીતે [ રા. કે. ગો. શ્રોફ
મેં એમને જોયાજ કર્યા." પૃષ્ઠ ૨૮૧.

બાવિસેક વર્ષનો જુવાન મ્હેં જોયો. બસ, એને જોયો ને એ ચાલ્યો ગયો; એણે મ્હને જોઇ હશે કે નહિ; કોણ જાણે. પણ મ્હારૂં દુઃખી હૈયું આશાભર્યું ત્હેની તરફ વળ્યું. એને હું જાણતી હતી. એ વડોદરાની કોલેજમાં બી. એ. માં ભણતો હતો. તે વખતે રજા પડી હતી એટલે ત્યાં ગામમાં આવ્યો હતો. પહેલાં એ આવતો ને જોતી, પણ આ વખત ત્હેની અસર બહુજ સચોટ થઇ. એને જોવા માટે ગમે તે બ્હાને ગામમાં ફરતી. એને એકવાર જોયા વિના મ્હને ચેન જ ન પડે. રજા પુરી થઇ ને એ કોલેજમાં ગયો. મ્હારે માટે તે અસહ્ય હતું. તે વખતે તો જાણે મ્હારી આશાની દોરી તુટતી હોય એમ લાગ્યું. એકવાર હૈયું બહુ ભરાયું એટલે એક પત્ર લખી નાખ્યો ને વડોદરે મોકલ્યો મ્હારી બધી પરિસ્થિતિ અંદર લખી ને લખ્યું કે મ્હને પરણીને ઉમારો. યુક્તિથી જવાબ પણ મેળવ્યો. એમ બે ચાર પત્રો લખાયા. પણ એની ખબર મ્હારા બાપને થઇ ગઇ. હું એના કાગળ ચોળીમાં અંદર સંતાડી રાખતી ને રાત્રે પેટીમાં તાળુ વાસીને મુકી દેતી. એકવાર એમ મ્હારી પાસે કાગળ હતો ને હું ચોખા વીણવા બેઠી હતી. મ્હારાથી થોડે દૂર સ્ટવ ઉપર દુધ મુક્યું હતું. બીજી બાજુ પાસેજ મ્હારા બાપ વાંચતા બેઠા હતા. ઓચિન્તો દૂધને ઉભરો આવ્યો ને હું ચોખાની થાળી પછાડીને દોડી; પણ એટલામાં પેલો કાગળ કોણ જાણે ક્યાંથી પણ સરકીને નીચે પડી ગયો. મ્હને થાય છે કે મ્હેં ચોળીની અંદર ન્હોતો સંતાડ્યો પણ ખીસામાં મૂક્યો હતો. જેમ હોય તેમ પણ તે મ્હારા બાપના હાથમાં ગયો. તેમણે વાંચ્યો. પછી એવા બાપનું પુછવું શું ? મ્હારી તો બધી આશા ભાગી ગઇ. ત્હેમણે બહુ જ મારી, ત્રણ દિવસ સુધી ખાધા વિના ઓરડામાં પુરી મૂકી ને હંમેશને માટે હુકમ કર્યો કે ઘરની બ્હાર ન નીકળવું. અરરર, ત્યારની મ્હારી સ્થિતિ–" શાન્તિનું હૈયું ભરાઇ આવ્યું. તે બોલી ન શકી ને રડી દીધું.

"ચાલો, હશે; એમ ના કરો." વિમળા ત્હેને શાન્ત પાડવા માંડી; કાન્તિ પાણીનો પ્યાલો ભરી લાવી. શાન્તએ રડતે રડતે જ વાત આગળ ચલાવી.

"બાપ એમ કરે એટલે ઓરમાન મા તો શું બાકી રાખે ! તે પછી પરણીને સાસરે ગઇ ત્યાં સુધી ઘરની બ્હાર નીકળવા જ ન દીધી. મામી મામા કહી ગયાં, લડી ગયાં પણ કાંઇ ન વળ્યું. નવી મા કોઇવાર જેવું તેવું ખાવાનું આપે, કોઇવાર પૂરૂં આપે યે નહિં, અથાણું તો કોઇ દિવસ ન મળે. એ દુઃખના દિવસનું ત્હમારી પાસે શું કહું ? હજી એ દિવસો યાદ આવે છે ને કંપારી આવી જાય છે. દુશ્મનને યે એવા દિવસ ન આવજો."

શાન્તિએ ઉંડો નિસાસો મૂક્યો.

"તે પછી મ્હારાં લગ્નની વાતો ચાલી. આ ત્હમારા ભાઇ સાથે મ્હારૂં વેવિશાળ નક્કી થયું ને મ્હને લાગ્યું કે હાશ, હવે હું છૂટીશ. સાસરે તો હોંસભરી ગઇ. એ જ વર્ષે લગ્ન થયું. સાસરે આવી ને પછી પ્હીયર ન જવાની જ પ્રતિજ્ઞા લીધી અને આજ સુધી પાળી છે. પિયર જાઉં ત્યારે મામાને ઘેર જ ઉતરૂં છું. મહિનો રહું ત્યારે માંડ બેવાર બાપને મળું. જો કે હવે તો મ્હારા બાપ બહુ યે સારૂં લખાને તેમને ત્યાં આવવા લખે છે પણ મ્હારૂં મન હવે ત્યાંથી ઉઠી ગયું છે."

ત્યારે શાન્તિએ લગ્નમાં શું રહસ્ય જોયું? પિતાના ત્રાસમાંથી છુટવું એટલું જ કે બીજું ? જીંદગીમાં જે ભિખારી જ રહ્યો હોય, જેણે ભૂખમરો જ વેઠ્યો હોય ત્હેનું મ્હોટું સ્વપ્નું જ જીંદગીના મોટા પ્રસં-

ઓને એ એવી દષ્ટિથી જ આંકવાનો. તેમ દુઃખી માણસના જીવનમાં બનતા મોટા પ્રસંગો સ્હમજવાની કે ત્હેનું રહસ્ય પામવાની ત્હેની ઉંચી ભાવના કે રહસ્ય સ્હમજવાની આશા આપણે ન જ રાખી શકીએ. અરે, એ બધી જીંદગીની ભાવનાઓ કવિતા માટે જ છે, સંસારીઓ માટે તો નથી. ન્હાનપણથી ત્રાસમાં જ ઉછરેલી; કુમળી જુવાનીમાં પરણી ત્યારે જુવાન વરનાં સ્વપ્નાં ભાંગી પડયાં; એક ત્રાસમાંથી છુટી ત્યારે બીજે સ્વપ્નાં ભાંગ્યાં. આમ સંસારની ભડભડતી ભઠ્ઠીમાં સળગતી રાખે તે સમાજ શાન્તિ પાસે ઉંચી ભાવનાઓ ને આદર્શોની આશા રાખે તો વ્યર્થ છે. દરેક મનુષ્ય સદ્‌ગુણી જ છે. એ ખરાબ થાય છે તે દુઃખને લીધે જ. કોઇ મનુષ્ય ખરાબ છે જ નહિં. ફકત દુઃખ, ત્રાસ જ ત્હેને ખરાબ બનાવે છે. હવે તો દુઃખની અવધિ આવી રહી એટલે શાન્તિ બીજું શું કરે ? એકવાર એ નીચે ઉતરી પણ ત્હેની માનું દુધ ત્હેની વ્હારે આવ્યું ને એ ઉતરી હતી ત્યાંથી ઉડી શકી ને અત્યારે ઘણી ઉંચાઇએ એ ચ્હડી ગઇ હતી.

"જુઓ, વળી ફરીથી કહી દઉં કે હવે વાત કરું તે ઉપરથી મ્હારે માટે ખોટું ન ભરમાશો હોં " શાન્તિએ પોતાની જીન્દગીની કહાણીમાં એક કોકટીનો પ્રસંગ ચીતરવાની શરુઆત કરી " પ્હેલા મ્હારે ત્હમને થોડી સ્હમજુતી આપવી પડશે. મ્હેં કુંવારી વયમાં જુવાન વરનાં જ સ્વપ્ના સેવેલાં અને દુઃખના ત્રાસને લીધે હું એ સ્વપ્નામાં જ રચીપચી રહેતી હતી—એટલે સુધી કે કેટલીક વાર હદ ઉપરાંત કોઇ કોઇ જુવાનોના વિચાર કરતી. મ્હને એમ થાય કે મ્હારા બાપ આની સાથે કે પેલાની સાથે પરણાવે તો સારું પણ ત્યાં તો મ્હારાથી બાવિસેક વર્ષે મ્હોટા—મ્હને આ કહેતાં શરમ આવે છે પણ આ તો હું તે વખતના મ્હારા વિચારો કહું છું. મ્હારાં આ લગ્નથી અમૂલાં ને કુમળાં સ્વપ્નાં બળીને ખાખ થઇ ગયાં. એનો આઘાત મ્હને બહુ લાગ્યો. મ્હારી છેવટની આશા, અભિલાષા, ઉમંગ, કોડ બધું યે સળગી જતું મ્હને લાગ્યું. મ્હને એમ જ થયું કે અરેરે, મ્હારી જીન્દગીમાં હવે મોત સુધી દુઃખ જ રહેશે ? હું બહુ અકળાઇ ગઇ. અને માણસ બહુ દુઃખથી કચરાય ત્યારે શું કરે ? બીજું, આપણે બૈરાં માણસથી કાંઇ છોડીને નાસી યે જવાય છે ? હવે મ્હેં નિશ્ચય કર્યો કે ગમે તે રીતે હવે સુખ મેળવવું. જો કે બીજી રીતે તો હું બગડું નહિં એટલા સંસ્કાર મારામાં હતા. પણ મ્હને એમ જ હમેશાં થતું કે મ્હારા જેવી કોડવતીના કોડ કોણ પૂરશે ? એ વિચારે મ્હને અધમ બનાવી. ચોકખું કહું તો મ્હેં માનસિક વ્યભિચાર જ શરૂ કર્યો. ત્રાસ ને ત્રાસથી રીબાએલી હું પછી સુખ માટે ગમે ત્યાં કલ્પનાઓ દોડવવા લાગી, પણ એ સ્થિતિ જ્યારે બહુ જ હદે પ્હોંચી ત્યારે છેક એમાંથી બચી ને અત્યારે જુઓ છો એવી છું. એક બાઇએ મ્હને બચાવી. ખરેખર, એ મ્હારો બાપ જ બન્યો. મ્હારાં બધાં દુઃખ એણે ટાળ્યાં. એ પ્રસંગ આમ બન્યો હતો:

લગન પછી છ મહિને હું એમની સાથે મુંબાઇ આવી તે વખતે અમે સાન્ટાક્રુઝમાં એક નાના બંગલામાં રહેતાં. બંગલો બહુ ન્હાનો જ હતો ને એમાં બે કુટુંબો રહેતાં; અમે એક ભાગમાં ને બીજા ભાગમાં એક ગંગાબ્હેન રહેતાં હતા અમે બન્ને સરખી ઉમરનાં—સોળ વર્ષનાં હતાં. અમને તેથી સાથે ઠીક આનંદ પડયો. એમના વર જુવાન ને દેખાવડા હતા ને મારી ત્યારની માનસિક સ્થિતિ તો ગમેલીજ હતી એટલે મ્હારું

ચિત્ત એમના તરફ ખેંચાયું. દરરોજ અમે બધાંયે સાથે બેસીને વાતો કરીએ તેથી એ વધારે ને વધારે ખેંચાવા લાગ્યું. આ વખત તો મ્હારી સ્થિતિ કફોડી થઈ. મ્હારી માનસિક સ્થિતિ એટલી ડોળાઈ ગઈ કે મ્હારાથી પછી ન રહેવાયું. એકવાર મંગળાબ્હેન કેં કાર સુધી પિયર ગયાં એટલે એમના વર એકલા પડયા. હું અધમતામાં પડવા લાગ શોધવા લાગી પણ મંગળાબ્હેનના વર કોઈ દિવસ મારી સામે યે ન જુએ એટલે હું ઘણીવાર અચકાતી, ઘણીવાર શરમાતી, ઘણીવાર મારી અધમતાનો ખ્યાલ આવતાં મરવા જેવું થતું. પણ અન્તે અધમતાએ વિજય મેળવ્યો હોય એમ લાગ્યું. એક દિવસ મંગળાબ્હેનના વર ઠીક ન હોવાથી નોકરીએ ન ગયા. એ બહાર ગયા એટલે અમે બન્ને આખા બંગલામાં એકલાં પડયાં. મારા હૃદયમાં તોફાન શરૂ થયું. મારાથી હવે રહેવાયું નહિ. એક કલાક સુધી વિચારમાં બેસી રહી. ચિત્તમાં બહુ ગડમથલ ચાલી. અંતે ઉઠી ને મંગળાબ્હેનના બારણામાં ગઈ; જરા આગળ ગઈ; એમના વર વાંચતા હતા. છાની રીતે મેં એમને જોયા જ કર્યા. પાએક કલાક એમજ ત્યાં ઉભી રહી પછી એકદમ અંદર એમની પાસે ગઈ.—' કેમ, આજે ઠીક નથી? કામકાજ હોય તો કહેજો.' એમ કહીને વાત શરૂ કરી ને તરત પાછી ફરી. મારા ખંડમાં આવીને ખૂબ રડી. મને એમને જોઈને શરમ આવી કે આ હું કોની પાસે આવી? એમનો પ્રભાવ સખત હતો થયું. એ વાતને દસ બાર દિવસ વીતી ગયા ને વળી પાછી જ્યાં હતી ત્યાં જ આવી રહી. એકવાર રાત્રે ત્હમારા બાઈ સીનેમા જોવા ગયા ને રાત્રે છેલ્લી લોકલમાં આવવાનું કહી ગયા. વળી અમે એકલાં પડયાં. તે દિવસે તો મારી દુર્વૃત્તિઓએ બહુ જ જોર કર્યું ને મને અસહાય બનાવી દીધી. હું સીધી મંગળાબ્હેનના વર બેઠા હતા તે ખંડના બારણામાંજ જઈને આ વખતે તો ઉભી રહી. હું બોલ્યા ચાલ્યા વિના ઉભી હતી. કોણ જાણે શાથી પણ એમની નજર મારી ઉપર પડી. એ જરા ચમક્યા હોય એમ લાગ્યું. એવે રાતના વખતે પારકી સ્ત્રી છાનીમાની એમ પોતાના ઘરમાં ઉતરી હોય એથી ચમકે જ ને? ' કેમ, શાન્તિબ્હેન, આવોને. શું કામ હતું?' એટલા શબ્દો એમણે એવી રીતે કહ્યા કે હું સ્તબ્ધ બની ગઈ. શું કરવું એ ન સૂઝયું. મને થયું કે અરેરે મારે માટે આમણે શું ધાર્યું હશે! હું કાંઈજ જવાબ ન આપી શકી. બારણા ઉપર માથું ઢાળીને ઉભી ઉભી જ રડવા લાગી. મંગળાબ્હેનના વરને બહુજ આશ્ચર્ય થયું. એ એકદમ ઉઠયા. મારે માટે મારી પાસે ખુરશી મૂકીને બેસવા કહ્યું. હું રડાય તેટલું રડી. પરપુરુષ બીજું શું કરી શકે? પાણીનો પ્યાલો લાવીને મ્હારી પાસે મૂકયો ને મ્હને આવે બેઠે બેઠે શાન્ત પડવા કહ્યા કર્યું. તે દિવસે મ્હારું આખું હૈયું ખાલી કરી નાંખ્યું. કાંઈ જ રહેવા દીધું નહિ. પાણી પીને સ્વસ્થ થઈ અને નીચી નજર રાખીને બેસી રહી. મ્હને બહુ શરમ આવતી હતી. ઘડીક બેમાંથી કોઈ બોલ્યું નહિ. પછી એમણે જ શરૂ કર્યું: ' શાન્તિ બ્હેન, ત્હમે શા માટે આવ્યાં હતાં એ હું સમજી ગયો છું. હું ધારું છું કે ત્હમે જે માટે આવ્યાં હતાં તે ઇચ્છા ત્હમારામાં હવે નહિ રહી હોય. ત્હમે આજ આવ્યાં એ જ ઠીક કર્યું મ્હને ઘણા વખતથી એમ થયું હતું કે ત્હમે મ્હારી પાસે એકવાર આવો. ત્હમે કેટલાં દુઃખી હશો ત્હેની કલ્પના મ્હને આવે છે. ત્હમે શાથી આવે રાતને સમયે એકાન્તમાં અહીં આવવા પ્રેરાયાં એ પણ હું પૂરેપૂરું સમજું છું. અને ત્હમે આમ સડસડાટ મ્હારી સમક્ષ આવી ચઢો તે માટે મ્હારાં બારણાં ખુલ્લાં જ રાખું છું.

ત્હમારૂં દુઃખ જોયું છે ત્યારથી મ્હારા હૃદયમાં ત્હમને દુઃખમાં જ સુખ જોવાનું શીખવવાની ઇચ્છા હતી. ત્હમે અત્યારે આવ્યાં છો એમાં ત્હમારો જરાયે વાંક નથી. ત્હમે હજી જુવાન થતાં જાઓ છો એટલે ત્હમારા હૃદયમાં અભિલાષાઓ અને અવનવા કોડ હોય એ કુદરતી છે અને ત્હેમાં જેના બધા કોડ કરમાઇ ગયા છે, જે સગવડને ખાતર જ પરણવા નીકળેલા છે એવા ત્રીજીવારના વર ત્હમારા એ કોડ ન પૂરી શકે એટલે ત્હમારે માટે એ અસહ્ય બને એ પણ સ્વાભાવિક છે. મ્હને એમણે (મંગળા બ્હેને) ત્હમારા જીવનની થોડીક વાતો કરી છે અને એ બધા ઉપરથી માનું છું કે ત્હમને હવે ગમે તે પ્રકારે સુખ મેળવવાનો હક્ક છે. ત્હમને કોઇ પણ પાપ કરવાનો હક્ક છે. જે સમાજમાં આવા રીવાજો હોય ત્યાં એ રીવાજમાં હોમાતાં બલિદાનોને અપવિત્રતા, અનીતિ, પાપ વગૈરેનો પરવાનો મળે છે. એમને એ રીતે આનન્દ મેળવવો હોય તો છૂટ છે. પણ બ્હેન! ગમે તેમ ત્હોયે એ અધમતાનો ને હલકો રસ્તો છે. હક્ક મળે તે બધા વાપરવા માટે નથી હોતા અને આ હક્ક ન જ વપરાવો જોઇએ. પવિત્રતા ને નીતિનું જીવન કેટલું ઉંચું છે એ ત્હમે જીવો પછી સ્હમજાશે. આ માર્ગ હવે છોડી દ્યો. જે મળ્યું છે ત્હેને પૂરા પ્રેમથી, ખરા હૃદયથી માણો. મળેલું માણવામાં જેટલી જીંદગીના પવિત્ર મઝા છે તેટલી ચોરીને માણવામાં નથી. અધમ રસ્તે જવાથી જીંદગી કેટલી ખરાબ થાય છે એ ત્હમારા જેવાં ન જાણે, એ હું ન માનું. દુઃખ પડયાં ત્હોયે શું? પ્રભુને એવું ગમ્યું. અને પ્રભુને ગમે તે આપણને ગમે ત્યારે જ ખરી મઝા રહે ને એમની મહેર ઉતરે.........' એમ લગભગ અરધા કલાક સુધી એમણે મ્હને એવી શીખામણ આપી. મ્હેં નીચે મોઢે બધું સાંભળ્યા કર્યું. વચ્ચે દાખલાઓ આપીને એવી સચોટ છાપ મ્હારા ચિત્ત ઉપર બેસાડી, કે તે દિવસથી મ્હારી જીન્દગીમાં નવું જ વાતાવરણ આવ્યું. હું નવુ જ કૈં જાણી શકી. પવિત્રતાનો આનન્દ, વરની સેવા એ બધું શું છે એ ત્યારથી જાણ્યું. અત્યારે જે છું એ બાઇને પ્રતાપે. હું તો રોજ સવારે એમને યાદ કરૂં છું ને આશીર્વાદો મોકલું છું. હજી યે મ્હારા જીવનની ખામીઓ એમને નામે દૂર કરવા પ્રયત્નો કરૂં છું. ત્હમારા બન્નેના જેવી થઇશ ત્યારે મ્હને સંતોષ થશે. એ સંતોષ છે ત્યાં સુધી એમની શીખામણો યાદ કર્યા કરૂં છું ને રડું છું કે ક્યારે હું એવી થઇશ? મ્હને ભૂતકાળ યાદ આવે છે ને રડું છું કે અરેરે, હું કેવી હતી? દુનિયામાં મ્હેં સુખ જોયું નથી; હવે એની આકાંક્ષા યે નથી રહી. એ બાઇએ મ્હને નવી જીંદગી આપી છે ને તેમાં મ્હને સુખજ જણાય છે."

પોતાની કથા કહેતાં કહેતાં ગળગળી થઇ જતી, આંસુ પાડતી, નિશ્વાસ મૂકતી શાન્તિએ એક ઉંડા નિસાસા સાથે વાત પૂરી કરી. પેલી બે સહિયરોથી પણ અજાણ્યે નિસાસા મૂકાઇ ગયા બોલ્યા વિના ત્રણે ઉઠયાં.

"જોયું, મ્હેં કહ્યું ન્હોતું કે મ્હારી વાતમાં મઝા નથી ઉલટો, આપણો આજનો આનન્દ કલ્લોલ ગયો." સહિયરો જતી હતી ત્યાં શાન્તિ બોલી ઉઠી.

"એ તો કોની વાતમાં મઝા હોય છે જ? બધાંની વાત મઝા વગરની જ હોય છે. ક્યાં એટલાં આનન્દ કલ્લોલ. બાકી તો દુનીઆમાં બધે મઝા વગરની જ વાત ભરી છે." જતાં જતાં નિસાસા સાથે વિમળા બોલી.






લેખિકાઃ શ્રીમતી કુસુમકુમારી પોપટલાલ મહેતા.

**જ્યારે** કન્યા બાલિકા મટી, લગ્નગ્રંથીથી કોઇ પુરૂષ સાથે જોડાઇ પત્નીનું પદ ધારણ કરે છે, ત્યારે તેના માથા પર ગૃહિણી-પદની જોખમદારી સંભાળવાની ફરજ પડે છે. ગૃહિણી એટલે ઉત્તમ ગૃહરાજ્યતંત્ર ચલાવ-નાર ગૃહરાજ્ઞી–ગૃહિણી એટલે પુરૂષને યોગ્ય પત્ની, અને બાળકને યોગ્ય માતા.

ગૃહરાજ્ઞી—ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યા પછી સ્ત્રીએ ઘરની ખાસ સંભાળ રાખવી જોઇએ. જે સ્ત્રીમાં ગૃહ પ્રત્યે લાગણી નથી, કુટુંબ માટે વાત્સલ્ય નથી, તે સ્ત્રી, ગૃહિણીપદને શોભાવી શકે નહીં. ગૃહિણી થનારમાં કેટલાક સદ્ગુણોની ખાસ આવશ્યકતા છે.

પતિ અઢળક સંપત્તિનાં માલીક હોવા છતાં, પત્નીનાં અજ્ઞાનતા, આલસ્ય કે પછી ગમે તે કારણને લઇને, ઘરમાં અસ્વચ્છતા હોય, તો તેનું ઘર દીપતું નથી. પત્ની જો ગૃહની સ્વચ્છતા ન જાળવે તો સંખ્યાબંધ દાસ દાસીઓ હોવા છતાં, એવા ગૃહમાં પેસ-તાંજ, હરકોઇ માણસને, અવ્યવસ્થા અને અસ્વચ્છતા જોઇને, તેનાં પતિના માન માટે ઉતરતો વિચારજ આવશે. પરિણામે, પતિનાં માનનું થોડે ઘણે અંશે ખંડનજ થશે. આર્ય-કુળભૂષણ ગૃહપત્ની તો ત્યારે જ કહેવાય કે જ્યારે થોડી સંપત્તિમાં, ઓછા વૈભવમાં પણ તે ગૃહમાં ઉત્તમ વ્યવસ્થા રાખી, પતિનાં માનમાં વૃદ્ધિ કરે. આજકાલ, શાળામાં અપા-તી કેળવણી, ગૃહવ્યવસ્થા માટે અધુરી છે. ભવિષ્યમાં ગૃહરાજ્ઞીઓ થનારે સજાયલી બા-ળાઓને ગૃહરાજ્યતંત્રનું શિક્ષણ શાળામાંજ મળવું જોઇએ. આવું શિક્ષણ શાળાઓમાં યોગ્ય રીતે ન મળવાને પરિણામે એ શિક્ષણ ઘર આંગણે આપવા માટે માતાઓ તેમને તેમનાં અભ્યાસમાંથી ઉઠાડી લે છે. જો શાળા-ઓમાં આ શિક્ષણ આપવાની સંપૂર્ણ જોગ-વાઇ થાય તો ગૃહવ્યવસ્થા શીખવા ઉપરાંત બીજું થોડું વધારે જ્ઞાન શાળામાં બાળાઓને મળે.

આદર્શ ગૃહિણી, સહનશીલતાની પ્રતિમા હોવી જોઇએ. જો તે એવી નહીં હોય તો તેનું હૃદય સંકુચિત વૃત્તિવાળું બની જાય છે, અને સંસારમાં તે લગીર પણ શાંતિ મેળવી શકતી નથી; અને પતિનાં સુખનું કારણ થવાને બદલે તે ઉપાધીરૂપ થઇ પડે છે. કારણ કે, સહનશીલતા હોય તો જ તે કુટુંબી જનોની પ્રીતિ મેળવી શકે છે. જો તેમ નહીં હોય તો કુટુંબકલેશથી પતિ પત્નીનાં સ્નેહમાં ભંગાણ પડવાનો દરેક સં-ભવ ઉત્પન્ન થાય છે. વડીલો પ્રત્યેની પોતાની ફરજો બજાવતાં રહી, તેણે પોતાનું ગૌરવ ખાસ કરીને જાળવતાં રહેવું. આથીજ તે પોતાનાં વડીલોની પ્રીતિ તથા માન મેળવી શકે છે. અલબત્ત પોતાની ફરજો બજાવ્યે જતાં છતાં પણ અયોગ્ય કુટુંબીજનો ખૂશ ન જ થાય, તો વાત જુદી. આ પ્રમાણે વર્તવા-થી કુટુંબીજનો આવી ગૃહિણી માટે માન ધરાવતાં શીખશે. આ માટે સ્ત્રીમાં સહનશી-લતાનો ગુણ તો અવશ્ય ખીલેલો હોવો જો-

પ્રજ્ઞે. પોતાના પદનું યોગ્ય સ્વમાન પણ તેને હોવું જોઇએ.

ગૃહિણીમાં સમયસુચકતાનાં ગુણની ખામીને લઇને આપત્તિ સમયે, તે પોતાનાં પતિને ધીરજ આપી માર્ગદર્શક બનવાને બદલે ઉલટી પોતે ગભરાઇ જઇને તેનેજ માર્ગ ભુલાવશે. સંસારનાં અટપટા વ્યવહારમાં કુશળતાથી સંસાર નાવડું ખેડવા માટે, જીવનનાં પ્રચંડ સંગ્રામોમાં ઝુઝુમવા માટે, પતિનું કુટુંબીજનોનું તથા બાળકોનું રક્ષણ કરવા માટે અને પતિનો પ્રેમ મેળવી તેને જીવનનો સાથી બનાવવા માટે, સ્ત્રીઓમાં અક્ષય, ધીરજ, સમયસુચકતા અને ક્ષમાવૃતિ વિ. ગુણોની ખાસ જરૂર છે. પોતાનામાં ઉપર વર્ણવેલા ઉત્તમ ગુણો હોય તોજ પારકું પોતાનું થાય છે. હિંદુસ્તાનની આર્ય રમણીઓને સંસારમાં અજાણ્યા પારકા–માણસોને પોતાના કરવાનાં છે ગૃહવ્યવસ્થા માટે વ્યવહારીક જ્ઞાન, અતિથીસત્કારની ભાવના માણસને ઓળખવાની શક્તિ, તેમજ બીજા ઉચ્ચ નૈતિક ગુણો ગૃહિણીમાં હોવાં જોઇએ.

**પત્ની**—પત્ની એટલે પુરૂષની અપૂર્ણતા પુરી કરનાર શક્તિ. પત્ની એટલે સંસારની પ્રચંડ જ્વાળાઓમાં પતિનું વિશ્રામસ્થાન. પત્ની એટલે પુરૂષને પ્રગતિને પંથે ગ્હડાવનારી પ્રેરણા દેવી. પત્ની એટલે ઉદારતા, દયા, અને પ્રેમની અધિષ્ઠાત્રી. પત્ની પતિનું દૈવત છે—આ અનંત વિશ્વનાં પટમાં યોગ્ય સહચરીજ પુરૂષનાં પ્રેમને સાચવી રાખવાનું સ્થાન છે. આવી યોગ્ય સહચરીજ પુરૂષને કર્તવ્યપરાયણ બનાવે છે અને તેને ઉત્તમ વ્યક્તિત્વ અર્પણ કરે છે. જો પુરૂષનાં કમનશીબે તેને યોગ્ય સહચરી ન પ્રાપ્ત થઇ, તો તે પોતાનાં જીવનનું અણમોલું રત્ન ગુમાવી સર્વ સુખથી પરવારી બેસે છે.

પુરૂષ કઠોર છે, તો સ્ત્રી કુસુમવત્ કોમળ છે. પુરૂષ પ્રચંડ ઝંઝાવાત છે, તો સ્ત્રી મૃદુ મલય છે. પુરૂષમાં બુદ્ધિ પ્રાધાન્ય છે, તો સ્ત્રીમાં સ્નેહ પ્રાધાન્ય છે. સ્ત્રી સ્નેહરાજ્ઞી છે. તેનો પ્રેમ સુજનજુનો છે. સ્ત્રીજ આ જગતમાં પુરૂષની ભાવનાઓ પોષે છે. સ્ત્રીજ પુરૂષને પ્રેરણાનું અમૃત પાય છે. યોગ્ય સહચરી વગર પુરૂષની પૂર્ણતાજ નથી. યોગ્ય કુળલક્ષ્મી યોગ્ય કાર્ય વખતે દાસીની, સલાહ લેતી વખતે મંત્રીની, સ્નેહમાં માતાની દુઃખ વખતે સાચા મિત્રની અને સૌન્દર્ય તૃષ્ણામાં અપ્સરાની ગરજ સારે છે—એ કવિનું કથન વદન સત્ય છે. આ દેશમાં ખરૂં સહજીવન અનુભવવાનો લ્હાવો ઘણાં થોડાનાં જ ભાગ્યમાં હોય છે. જીંદગીનાં ખરા આનંદને માટે મનુષ્યતરીકેનાં કર્તવ્યયોગ્ય રીતે યથાર્થ બજાવી શકાય તે માટે યુવાનો તથા યુવતિઓએ, એ પૂર્ણતા ગૃહસ્થાશ્રમમાં લાવવા પ્રયાસ કરવાની ખાસ આવશ્યકતા છે.

પતિ એ આર્ય મહિલાનો ભાગ્યદેવ છે. પતિ પત્નિની યોગ્ય જોડી જો પ્રબળ અને મજબુત સ્નેહગ્રંથીથી બંધાય તો, જગતની બીજી દરેક ઉપાધિ તૃણુવત્ છે. નરનારીનું જોડલું એ વિશ્વસંસારનું વિધાન છે. વસિષ્ઠ અરૂન્ધતિની માફક બે આત્માનું ઐક્ય થયા વગર જીવનમાં શાન્તિ મળતી જ નથી. કુળભૂષણ રમણીએ પતિના આત્માને ઓળખવો જોઇએ, તેની વૃત્તિઓને પારખતાં શીખવું જોઇએ, તેમજ કઇ પ્રેરણાથી અને કઇ કળાથી પતિનું જીવન ઉચ્ચતમ સ્થાને પહોંચશે, એ ખોળવું જોઇએ. પોતાનાં હૃદયમાં પતિનું હૃદય સમાઇ જાય, અને પોતાનાં હૃદયમાં પતિરાજને સમાવી દેવાય, એજ એનું ધ્યેય હોય. હમારા દ્વૈત આત્માઓ અદ્વૈત થાય, એજ એની ધુન હોવી જોઇએ. બન્ને આત્માની અદ્વૈતતા સધાઇ તો પછી જગતની બધી ઉપાધિઓ, જીવનની શાન્તિનો ભંગ કરવા અસમર્થ નીવડશે.

માતા—માતા એટલે મનુષ્યજીવનની સૃષ્ટા. માતા એટલે જીવનમહાલનો પાયો નાંખનાર-માતા એટલે મનુષ્યમાં, સભ્યતા, ઉદારતા, વીરતા અને સ્નેહ આદિ સદ્‌ગુણોનાં બીજ રોપી, તેને ઉત્તમ વૃક્ષ રૂપે ઉછેરી શાલનાર માલણ. જેમ માળીની સંભાળ વિના, વૃક્ષો સંપૂર્ણ ખીલી યોગ્ય ફુલફળ આપે નહીં, તેવીજ રીતે ન્હાનપણથી માતાની યોગ્ય સંભાળ વિના, બાળક કદી પણ મનુષ્યત્વ પામે નહિ. માતાઓ અજ્ઞાન હોવાને પરિણામે જ દેશ કંગાળ થતો જાય છે. માતાઓને પોતાની ફરજોનું સંપૂર્ણ ભાન થતાં, દેશમાં શ્રીરામચંદ્ર, અર્જુન, કર્ણ, પૃથ્વીરાજ જેવા વીર નરો પાકશે. વીર નેપોલીયન બોનાપાર્ટે કહ્યું છે કે "હું જે કીર્તિ પામ્યો, તે મારી માતા લેટીશીયાની પ્રસાદી, અને મ્હારા પ્રેમના સ્વરૂપની મૂર્તિ જોસફાઇનની પ્રેરણાનું પરિણામ છે." ભારતનાં પુત્રોને હાલરડામાં જ વીરતાનાં પાઠ પઢાવાય અને બાળાઓને, બાળપણથીજ તેમની શક્તિ અનુસાર, સ્ત્રી તરીકેનાં કર્તવ્યોનું તેમજ જીવનની મહત્તાનું ભાન કરાવાય, તો સીતા, સાવિત્રી જેવી ધર્મપરાયણતાની, દમયંતી જેવી સહનશીલતાની અને દ્રૌપદી જેવી પ્રેરણાની દેવીઓની દીપમાળા સંસારવટવૃક્ષે પગટશે, અને રામચંદ્ર, કર્ણ, અર્જુન સમાન વીરનરો ભારતને અજવાળશે.

છેવટે—ગૃહ એટલે જગતમાં દરેક વ્યક્તિનું જુદું જુદું વિશ્રામસ્થાન અને ગૃહિણી એટલે ગૃહને સુઘડતાને દીપકે અજવાળનારી, પુરૂષને પ્રેરણા પાઇ જગતમાં સાચું મનુષ્યત્વ પ્રગટાવનારી, વીરમાતા થઇ વીર પુત્ર અને સદ્‌ગુણી પુત્રીઓને ભારતને ચરણે ધરનારી, તેમજ સ્નેહ, ઉદારતા, દયા, વીરતા વિગેરેનાં પાઠો જગતને શીખવનારી. આવી ગૃહિણીઓ જ ભારતની કુળદીપિકા, યોગ્ય પતિની યોગ્ય પત્ની, અને દેશનાં ભાવી બાળકોની યોગ્ય માતા. ગૃહિણીપદને શોભાવવા સર્જાયલી બાળાઓની કેળવણીમાં ઉપર વર્ણવેલી ફરજોનું ભાન, તેમને કેળવણી આપતી વખતે કરાવી લેવાની સંપૂર્ણ ગોઠવણ, આગળ પડતા દેશ હિતચિંતકો જો નહીં કરે તો કુસુમસુંદરી, જયા, કે મંજરી પાકેજ ક્યાંથી! અને દેશની ઉન્નતિના રણશિંગડાં ફુંકવાં પણ ફોકટજ

# નોતરૂં કોણે દીધું રે?

દિવસ ઉગમતે દીધું'તું નોતરૂં,
વીતિ ચાલ્યું છે બપોર;
નોતરૂં કોણે દીધું રે.
કર્યો તપાસ જઇ આજુબાજુએ,
ન દીઠું કે'નારૂં કોય;
નોતરૂં કોણે દીધુ રે.
પહેર્યાં વસ્ત્ર ને વળી આભુષણો,
લાજી મરૂં છું અબોલ;
નોતરૂં કોણે દીધું રે.

વાટડી જોઇ જોઇ આંખો પાકિઓ,
કરતી આંતરડીઓ જોર;
નોતરૂં કોણે દીધુ રે.
શેઢા ઘયો કોઇ બોલાવા નાં'વ્યું,
હૈયું મારેછે ઉછાળ;
નોતરૂં કોણે દીધું રે.
સૂર્યે આથમ્યો ને ઉતરિ આરતિઓ,
હશે શું નંદનો કિશોર?
નોતરૂં કોણે દીધું રે.

સરળ.



# "ગરીબ હૃદય."

લેખકઃ શ. " કિશોર વકીલ. "

વીલ એ મનુષ્યના મનસ્વીપણા અને ધુનનું ક્રીડાસ્થાન છે. કોઇ પોતાના સ્ત્રીપરિવારને મૂકી પોતાનું સર્વસ્વ ત્રાહિતને આપી જાય છે, જ્યારે કોઇ લાખોની મીલકતમાંથી પાઇનો પણ સત્કર્મ કર્યા વિના સર્વસ્વ સ્ત્રીપરિવારને આપી જાય છે કોઇ પોતાના પુત્ર રમણને રમા સાથેજ પરણવાનો આદેશ કરી જાય છે અને તેમ ન કરે તો તેને વારસામાંથી બાતલ કરે છે અને વળી બીજો કોઇ રમણને રમા સાથે પરણવાની મના કરી જાય છે અને પરણે તો તેને વારસામાંથી બાતલ કરે છે. કોઇ શ્રીનાથજીમાં રાજભોગ કરવા પૈસા આપી જાય છે, કોઇ નદીઓ પર પૂલ બંધાવે છે, કોઇ અખાડાઓને મદદ કરે છે, તો કોઇ અશ્વનિકુમારમાં હરિકેન ફાનસ અને તેમાં બાળવાના ઘાસલેટની સગવડ કરી આપે છે.

રામલાલભાઇને વળી કોઇ બીજીજ ધૂન હતી. એ એમનાં વીલમાં આ પ્રમાણે ફરમાન કરી ગયા હતાઃ " બરોડા બેંકમાંથી રૂપીઆ અઢી હજાર ઉપાડી મારા એક્સીક્યુટરોએ આપણા શહેરમાંથી જે માણસનું હૃદય તેમને સૌથી ગરીબ લાગે તેને આપવા. અને તે સંબંધી બધો નિર્ણય તેમણે જાતેજ કરવો. "

રામલાલભાઇના કોઇ વંશવારસો ન હતા. કું. નટવરલાલ અને રાજેન્દ્ર ત્રણ જણ રામલાલભાઇના એક્સીક્યુટરો હતા. એમના વીલની રૂએ બીજી બધી વ્યવસ્થા તો અમે સહેલાઇથી કરી શક્યા પણ આ બાબતે તો અમને ઘણા ગુંચવ્યા. ગરીબ દીલ કેમ પારખવું ? માણસ ઝુંપડીમાં રહે છે કે મહેલમાં રહે છે, એનું લ્હેણું કેટલું છે અને દેવું કેટલું છે, ગાડીમાં ફરે છે કે ટાંગીમાં બસે છે, એ વગેરે શ્રીમતાઇ કે ગરીબાઇ પારખવાના ધોરણો છે. પણ ગરીબ હૃદયના તવંગર હૃદય કરતાં ઓછાંવત્તા ધબકારા વાગતા હોય કે ગરીબ હૃદય કરતાં તવંગર હૃદયનું લોહી વધારે શુદ્ધ, તેજસ્વી કે રતાશમયું હોય એવું કંઇ જાણવામાં નથી.

બુઢ્ઢાનો શો આશય હશે એ અમે ઉકેલી શક્યા નહિ. આથી જીવનના વિવિધ ક્ષેત્રના વિવિધ પુરૂષો આં લખાણનો શો અર્થ કરે છે તે જાણવા ખાતર અમે એક ભાષાશાસ્ત્રીને, એક ડૉકટરને, એક શરીરશાસ્ત્રીને, એક કેળવણીકારને, એક ક્વોડ્રેંગ્યુલર મેચના અત્યંત રસિયા પ્રેક્ષકને, એક સૌંદર્યપૂજક રસિક લેખકને, એક શ્રાવકને, એક સ્પીનીંગ માસ્તરને તથા બીજા કેટલાકને આ વીલનો ફકરો મોકલાવી તેમની સમજ પ્રમાણે તેનો અર્થ કરી મોકલવા વિનંતિ કરી.

ડૉકટરે લખ્યું કે જે માણસના નાડીના ધબકારા પુષ્કળ થતા હોય તેના હૃદયને અમે



શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય

શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય



દાંડીયા રાસ

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત રાઘવભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

( Poor ) ગરીબ કહીએ છીએ માટે જેની નાડીના ધબકારા વધારેમાં વધારે થતા હોય તેને સૌથી ગરીબ હૃદયનો માણસ જાણવો. નાણાવટીએ કહ્યું કે દરમાસે દરરૂપીએ બેઆની લેખે વ્યાજ વસુલ લેતાં જે નાણાવટીનું હૃદય પીગળે તે ગરીબ હૃદય. હૃદયની ગરીબાઈ એટલે દયા રહેમ વગેરે ચીજોથી દોરવાઇ ચડયા કરતાં ઓછું વ્યાજ લેવાની નબળાઇ. રસિક લેખકે કહ્યું કે સંપૂર્ણ સૌંદર્યવતી સુંદરીનું લાવણ્ય નિહાળી જે હૃદય જરાએ પ્રસંશાથી ભીનું ન બને તે સૌથી ગરીબ હૃદય. ક્વેડ્રેગ્યુંલર મેચના પ્રેક્ષકે કહ્યું કે હૃદયની પ્રભુતા એટલે ખેલાડીપણું ( sportsmanship ). સામી બાજુનાં રન આપણાથી વધવા માંડયા પછી આપણી તરફના પ્રેક્ષકવર્ગમાંથી પહેલો મૂર્છા પામે કે ડુસકાં ખાય તેનું સૌથી ગરીબ હૃદય. શ્રાવકે કહ્યું કે જીવનમાં જે માણસ જાણીબુઝીને વધારેમાં વધારે જીવની હત્યા કરે તે વધારે ગરીબ હૃદયનો માણસ. પહેલવાને કહ્યું જે માણસ હૃદય પર ભારેમાં ભારે વજનનો પથરો મુકાવી વધારેમાં વધારે હથોડા મરાવી શકે તેનું હૃદય સર્વોત્તમ. સ્પીનીંગ માસ્ટરે કહ્યું કે સ્પીનીંગનો ધંધો કરતાં જેને વહેલામાં વહેલો ક્ષય થાય તે સૌથી ગરીબ હૃદયનો માણસ. પોલીસ કોન્સ્ટેબલે કહ્યું કે શિયાળાના દહાડામાં રાત્રે ' ચોર છે, ચોર છે ' એમ બુમ મારતી અને એ બુમ સાંભળી જે માણસ વધારેમાં વધારે ગોદડાં હેઠળ ભરાઇ જાય તે વધારેમાં વધારે ગરીબ હૃદયનો માણસ. વકીલે કહ્યું કે આ બત્રીસ અનિશ્ચિત અને અસ્પષ્ટ હોવાથી ગેરકાયદેસર અને રદબાતલ છે.

કેટલીક વાર એવું બન્યું છે કે કવિસાક્ષરોની કૃતિ ઉપર લખાએલા વિવેચન અને ટીકાઓ વાંચવાથી કૃતિઓ સરળ થવાને બદલે વધારે દુર્ગમ અને દુર્બોધ બને છે. આ બાબતમાં પણ અમને એમજ થયું. આમાંના કેટલાક દૃષ્ટિબિંદુઓ અમારી ધ્યાનમાં પણ ન હતા અને રામલાલભાઇના ધ્યાનમાં હશે કે કેમ તે પણ શંકાસ્પદ છે. આ અભિપ્રાયોમાં સુચવેલી કેટલીક પદ્ધતિઓને તો અમલમાં મુકવામાં પણ સલામતી ન હતી.

પહેલવાનની સુચના અમલમાં મુકવા જઇએ અને કોઇ નબળી છાતીવાળો માણસ ઇનામને લોભે દોઢમણનો પથરો છાતીએ મુકાવતાં મુકાવતાંજ પથરો છાતી પરથી પાછો ઉપાડાય તે પહેલાંજ સ્વધામ પહોંચી જાય તો અમારે એક્સીક્યુટરોએ કલ્લાં પહેરી મામાને ત્યાં જવું ? અને પોલીસ કોન્સ્ટેબલની સમીક્ષા પ્રમાણે ચોરચોરની બુમ પાડીને કોણ કેટલા ગોદડાં હેઠળ ભરાઇ બેઠું છે તેની ખાત્રી કરવા લોકના ઘરમાં પેસીએ અને કોઇ ઘણાં ગોદડા હેઠળથી નીકળેલો માણસ વસ્તુસ્થિતિ જાણ્યા પછી અમારા પર ફોજદારી કરવાની હિંમત બતાવે ત્યારે રમાલાલભાઇ કંઇ એમના વફાદાર એક્સીક્યુટરોનો બચાવ કરવા પુષ્પકવિમાને ચઢી આવવાના હતા ? અને સુંદરીને નિહાળી પ્રસંશામાં મુગ્ધ બનવું, વ્યાજ વસુલ કરતાં દીલ પોચું ન પડવા દેવું, વગેરે અંતરની સ્થિતિ ઉકેલવાના સાધન પણ અમારી પાસે ક્યાંથી હોઇ શકે ? આથી અમે નિશ્ચય કર્યો કે અમે ત્રણે જણે બેસી દરેક ઉમેદવારને એની લાયકાતના સમર્થનમાં વધારેમાં વધારે બેઘોં કલાક સાંભળવો અને પછી અમારે અમારી બુદ્ધિ પ્રમાણે જાહેર કરવું કે સૌથી ગરીબ દીલનો માણસ કોણ. વકીલની તો સલાહ હતી કે આ ગેરકાયદેસર ફરમાન ઉઠાવવા અમે બંધાયલા ન હતા પણ અમારા ત્રણમાંનો ગામનો દાદો રાજેંદ્ર પણ બીતો કે જો એની વીલની વિમતમાંથી રજ પણ ખસ્યા તો રામલાલભાઇ પાછા ફરીને અમારી ખબર લીધા વગર નહિ રહે. આથી અમે જાહેર

કરી દીધું કે ઉમેદવારોએ પંદર દિવસની અંદર નામ નોંધાવી જવા અને બીજા ત્રણ માસની મુદતમાં આગળથી મળવાની માગણી કરી પોતાની હકીકત કહી જવી.

પહેલાં તો અમે એમજ ધારેલું કે લુલા લંગડાઓ, તાપી પર હાથ લંબાવીને બેસતા બ્રાહ્મણો, અનાથાશ્રમના અનાથો, અને બીજા નિરાધાર અને ગરીબ માણસોનોજ દરોડો અમારાં પર પડશે. પણ બહારથી સંદર આસામીઓ લાગતાં અને ગાડી ઘોડા મોટરમા ફરતા માણસો પણ આવી, એમના આગમનના અનુગ્રહનું કારણ દર્શાવવા કહેતાં આ ઉમેદવારી માટે તેમનું નામ નોંધાવી ગયા ત્યારે અમને તાજુબી થઇ.

છેવટે આશરે ત્રણશેક માણસને સાંભળી અમે પચાશેક હજારની માલમીલ્કત વાળા શેઠ ત્રીભોવનદાસ બાળકીશનદાસને આ બક્ષીસ માટે પસંદ કર્યા.

અમારા પર તો ગાળોનો અને આક્ષેપોનો વરસાદ વરસ્યો. આ પચાશ સાઠ હજારનો માલીક " તીભુ મસાણી " ગરીબ ? અમે પરીક્ષક ત્રિપુટિએ તો નિર્ણયશક્તિનું દેવાળું કાઢયું હતું. કોઇ કહેતું કે મારા સાળા જોડે પોતાની ભાણેજ અપાવવાનું ત્રીભોવનદાસે મને વચન આપ્યું હતું તેથી મે એનું નામ પસંદ કરાવ્યું. કોઇ કહેતું કે ત્રીભોવનદાસ નટવરના દુરના સગા થતા તે પણ એની સફળતાનું એક કારણ હતું અને કેટલાક તો એમ પણ કહેતા કે અમે રૂપીઆ એક હજાર પાછલે હાથે લેવાની ગોઠવણ કરી હતી.

આ બધા અમારી પીઠ પાછળનાજ ગપ્પાં છે અમારે મોઢે કહેવાની કોઇની હિંમત ચાલીજ નથી. કારણકે અમારા પૈકીનો રાજેન્દ્ર ગામનો દાદો છે. અને એને મોઢે ભુંડુ બોલનાર એના ત્રણ ચાર પ્રતિસ્પર્ધીઓને આઠ દશ દહાડા હોસ્પીટલમાં રહેવું પડેલું. છતાં અમારા નિર્ણય વિરૂદ્ધ - છુપો અસંતોષ હોય તો તે પણ દૂર કરવા મારા જોડીયાઓની અનુમતિથી હું આ વસ્તુસ્થિતિ જાહેર પ્રજા સમક્ષ લાવું છું.

ઉપરથી પૈસાદાર જણાતા પણ કેટલાક માણસો હૃદયની ગરીબાઇનો દાવો કરવા અમારી પાસે આવેલા. એક કહેઃ " આ મારા ગાડીઘોડા અને બંગલાથી છેતરાશો નહિ. એ બધા તો ગીરે મૂકેલા છે. મારે માથે તો મીલ્કત છે તેનાથી બમણું દેવું છે. હું તો ઘણો ગરીબ માણસ છું." ત્રીજો કહેઃ "ખરૂં પૂછાવો તો અમે પોતે તો ઘણાં ગરીબ છીએ. મારી બૈરી હીરામોતીના દાગીનાં પહેરીને નીકળે છે તે તો ટ્રસ્ટની મીલ્કત છે. અમે તો અમારા દીકરાને ઠામ પાડવા બબકો કરીને નીકળીએ છીએ." આથી ઉલટું કેટલાક પચ્ચીશ રૂપીઆના પગારમાં આઠ દશ માણસનું પોષણ કરનારા, દુકાનના પાટીયા પર સુનારા અને વીશીમાં ખાનારા, કેટલાક આંધળાં લુલા ને અપંગ, કંઇ કંઇ માણસો. આવી ગયા. પણ એમના કોઇનું દીલ અમને ગરીબ લાગ્યું નહિ. દીલની ગરીબાઇમાં સર્વોત્તમ નીકળેલા શેઠ ત્રીભોવનદાસની હકીકત અમે એમનાજ શબ્દમાં નીચે આપીએ છીએ કે અમારા શુદ્ધ દીલની લોકોને ખાત્રી થાય !

". મારા બાપ ગુજરી ગયા ત્યારે ચાર પાંચ અંગરખા, બે સુરતી પાઘડી, એક જોડ કીરતાલ અને કીર્તનીયાં, ચોપ્પન રૂપીઆ રોકડા, રૂપીઆ બાર આનાની પઇઓ, એમના જેવું સંતોષી હૃદય રાખવાની શીખામણ એટલું મને આપી ગયા હતા. કીર્તનીયા તો એ જ્યારે અગીયારસને દિવસે સરદાર મોઘાભાઈની ભજનમંડળીમાં ભજન કરવા જતા ત્યારે વાપરતા તે વખતે હું એકવીશેક વર્ષનો ખરો અને ચંચળની માને પરણ્યે મને ત્રણ ચાર વર્ષ થયલા.

" એમના મરણ પછી કેટલાક વરસ સુધી

તો મારું દીલ ઘણું સંતોષી રહ્યું. મને ચાળીશ રૂપીઆની એક હોરાજીને ત્યાં નોકરી હતી. ચાળીશમાંથી તે વળી બચાવીને કેટલું બચાવાશે એમ ધારી અમે કંઇ બચાવવાની ચિંતાજ કરતા નહિ. મારો પગાર વધીને પચાશ થયો ત્યારે ઇનકમટેક્ષ કલેકટર બ્રહ્માજીએ અમારા પર ચંચળ રૂપી ઇનિકમટેક્ષ ચોંટાડી એ દશ રૂપીઆના પગારના વધારાને નિરર્થક કર્યો. છતાં અમે સંતોષથી ખાઇપીને આનંદ કરતાં. ”

“ચંચળ પાંચ છ વર્ષની થઇ તેવામા મારા બાપના કાકાના છોકરા—મથુર કાકા ગુજરી ગયા અને અમને ચાળીશ હજાર રૂપીઆનો વારસો આપતા ગયા. જીવતાં ત્યારે એમની દોલતની એટલી ચોકસી રાખતા કે આપણને એમજ થાય કે મુંજ તો વલ્લભતીને સાથે ન લઇ ગયો પણ મથુર કાકા તો યમરાજાના દુતને લાંચ આપીને પણ પુંજી સાથે લઇ જશે. કદાચ અમારા પર આ અનુગ્રહ થવાનું કારણ એ હોય કે ચંચળ એમના તપખીરના સડાકા લેવાના, ધોળાયલી તપકીર મારીને દાબડીમાં ભરવાના અને લાકડી પકડીને ચાલવાના ચાળા પાડતી તે એમને બહુ ગમતા અને એમને ખુશ કરવાને ચંચળ પાસે અમે ડોસાના ચાળા પડાવતા. ચાળીશ હજાર રૂપીઆ આપતા ગયા તેની સાથે ચાળીશ હજાર રૂપીઆ ભેગા કરવાનું હૃદય પણ આપતા ગયા.

“ ત્યારથી મારા હૃદયનું પરિવર્તન થઇ ગયું. મને એમ ઇચ્છા થઇ કે કરકસર કરી એ ચાળીશ હજારના પીસ્તાળીશ હજાર કરવા અને પછી એ બચાવેલા પાંચ હજારમાંથી ચંચળના ધામધુમથી લગ્ન કરવા. ચાળીશ હજારની મુદ્દલમાંથી તો એક પઇ પણ ખરચવી નહિ. એનો ઘડપણમાં આનંદથી ભોગવવા માટે સંચય કરી રાખવો.

“તેથી મેં રાત્રે સીનેમાના ડોર–કીપરની નોકરી કરવા માંડી. તેમાંથી મહિને વીશ પચ્ચીશ રૂપીઆ. મળતા. હું ઘેરથી શેર શાક લેવા નીકળું પછી રસ્તામાં વિચાર થાય કે શેર શું કરવું છે, પોણો શેર તો ચાલશે. અરે તાજું અને સારું હશે તો તો અર્ધો શેરથી પણ ચાલ્યું જશે. બજારમાં જાઉં તો બધાજ શાક વાસી અને મોંઘા લાગે એટલે સવાકાની ભાજી લઇ ઘેર જાઉં અથવા તો પાપડ શેકીને ચલાવી લઇએ.

“ચાળીશ હજાર રૂપીઆ મળ્યા તેવામાં તો મને એમ થયલું કે કંજુસના પૈસા જીરવવા મારે સત્કર્મ કરવો જોઇશે તેથી મેં ઉપજનો એક દશાંશ ધર્માદા માટે જુદો કાઢવાનો ઠરાવ કર્યો બ્રાહ્મણોને અલમસ્ત લઠ્ઠા જેવા ફરતા જોઇને મેં નિશ્ચય કર્યો કે એ ધુતારાઓને તો એક પાઇ પણ ન આપવી પણ લુલાલંગડાને દાન કરવું. એકાદ રૂપીઆની પઇઓ લુલાલંગડાને આપ્યા પછી એક દિવસ મેં એક લંગડાને બીડી પીતો જોયો. મારો પિત્તો ઉકળી આવ્યો. શું હું બીડી પીવાને આ ચોટ્ટાઓને પઇઓ આપતો હતો! ચાળીશ પીસ્તાળીશ હજાર રૂપીઆનો માલીક એક પાઇનું પણ વ્યસન ન રાખે, એક પઇની પણ બીડી ન પીએ અને આ ભિખારચોટ્ટાઓ મોજથી બીડી પીએ! અરે અમે બે વાર ચા પીતા હતા તેમાથી એકવાર ચા પણ ઘરમાંથી બંધ કરી દીધી હતી. ત્યારથી મેં લુલાલંગડાને પઇઓ આપવી બંધ કરી. થોડા દિવસ રહીને અઢીસો રૂપીઆ અનાથાશ્રમને ભેટ આપવાના શુભ ઇરાદાથી હું અનાથાશ્રમમાં ગયો! ત્યાં જઇને જોઉં છું તો એક બાજુ તરફથી ઘીના ડબ્બા આવતા હતા. બીજા તરફથી લાકડા ભરાવાતા હતા. ત્રીજા કોઇ શેઠીઆએ ઘઉંની ગાસડીઓ મોકલાવી. આમ ધરખમ મદદ આવતી જોઇ મને વિચાર થવા માંડયો કે આવી સદ્ધર સંસ્થાઓને મદદ કરવી જોઇએ

ખરી ? એટલામાં સેક્રેટરી આવ્યો અને મને 'દાન આપવું છે ?' એમ પ્રશ્ન કર્યો. મારા મનમાં થયું. "દાન આપવું તે આપવું. લાવને જીવ આપી દઉં કે ત્રાસમાંથી છુટીએ" પણ મારાથી મોઢેથી તો એમજ બોલાયું: "હાલ તો સંસ્થા જોવા આવ્યો છું." દાન આપવા ન આપવાના સંશયમાં ઝોલા ખાતા ખાતાં હું સેક્રેટરીની સાથે જઇ બધું જોવા લાગ્યો. અમો રસોડા આગળ ગયા. છોકરાંઓ દુધપાકપુરી ચપાટતા હતાં. મને સેક્રેટરી કહ્યું કે એક ગૃહસ્થ તરફથી એ તિથિએ વ્યાજમાંથી દુધપાકપુરી જમાડવા પચ્ચીશસો રૂપીઆ સંસ્થાને આપવામાં આવ્યા હતા. બીજે અને ત્રીજે દિવસે પણ મિષ્ટાન્ન હતાં. લગભગ વર્ષમા સો દિવસ માટે માલપાણીની ગોઠવણ દાનેશ્વરીઓએ કરી હતી. પૂછતા માલમ પડયું કે સેક્રેટરી ત્યાંજ રહેતો, જમતો અને આશ્રમની દેખરેખ રાખતો. સો દિવસ ઝાપટવાનું મળતું હોય એવી સેક્રેટરીની નોકરી મઝાની તો ખરી એમ મને થયું અને મને સેક્રેટરીની અદેખાઇ આવી. આ અનાથોને પણ શું દુઃખ હતું ! એ પણ નિરાંતે વરસમાં સો દહાડા મિષ્ટાન્ન ઉડાવતા હતા અને પચાસ હજારનો માલીક મહીનામાં એકવાર પણ અચકાતો. અનાથોને એકસો-એકવીવાર મિષ્ટાન્ન ખવડાવું તેના કરતા હું જાતે વરસમાં પચ્ચીશ વાર ન મિષ્ટાન્ન ખાઉં ? મદદ આપવા વિશે જરૂર બનતું કરવાનું વચન આપી હું ઘેર જતો હતો ત્યાં મને યાદ આવ્યું કે આજ તો ઘેર શાક પણ નથી. કદાચને મારૂં મન ફરે અને અનાથાશ્રમમા દાન આપવાનો સમય આવે તો રસોઇ સારી કરવામાં આવે છે તેની ખાત્રી કરવી જોઇએ. મેં સેક્રેટરીને કહ્યું "મિષ્ટાન્નના માટેજ ત્રણ ચાર દિવસો નોંધાવવાનો વિચાર થાય છે પણ મને એક

દહદગો છે તે એ કે અમે રૂપીઆ આપીએ, અનાજ મોકલી આપીએ અને તમે એવા રસોયા રાખો કે બધું યે બગાડી નાખે, એટલે અમારા દાન પર પાણી ફરી વળે. માટે રસોઇ સારી થાય છે અને રસોઇ પર પણ દેખરેખ રાખવામાં આવે છે તેની મને ખાત્રી થવી જોઇએ. સેક્રેટરીએ સ્હેજ રસોઈ ચાખવા આગ્રહ કર્યો. મેં બે વાર ના પાડી પણ ત્રીજી વાર સેક્રેટરીએ આગ્રહ કર્યો ત્યારે મેં ચાખવાનું કબુલ કીધું. મને થયું કે એકવાર વટલ્યા એટલે તો વટલ્યાજ ને તેથી પછી મેં ત્યાં જમીજ લીધું.

બાલાજીના મંદિરમાં સપ્તાહ બેઠી હતી ત્યારે હું નિત્ય સાંભળવા જતો. બસો ત્રણસો માણસો નિયમિત સાંભળવા આવતા. કથા ચાલતી ત્યારે મહારાજને છેલ્લે દિવસે બહુ મોટી રકમ મળશે, કીમતી ચીજો મળશે, ઘરેણાં, ધોતીયાં, દુપટ્ટા મળશે, ફલાણો દશ રૂપીઆ આપશે, ફલાણો પચ્ચીશ આપશે એમ મહારાજની ભાવિ આવકની અટકળના વિચારોજ મને આવ્યા કરતા. છેવટે સપ્તાહ ખલાસ થઇ અને હું પણ મહારાજને આપવાને એક રેશમી કોરનું ધોતીયું અને પાંચ રૂપીઆની નોટ લઇ ગયો. મહારાજને તો ભેટનો ઢગલો આવ્યો. ધોતીયાં, ખેસ, કસબનાં દુપટ્ટા, જામા, કુટ, મેવો, અને ફળ, રૂપીઆ, અછોડા, અને ઘરેણાં, એ બધું મહારાજને મળ્યું. હું બધાની પછી છેલ્લો ઉઠયો. ઉઠવા જાઉં છું તેવું ધોતીયું થાંભલાને અઢેલીને બેઠો હતો તેના ખીલા સાથે ભેરવાયું અને મોટો ચીરો પડયો. મને થયું કે ધોતીયું જો મહારાજને આપી દઇશ તો આ ફાટેલું ધોતીયુંજ મારે પહેરવું પડશે કારણ કે નવું લેવાને કંઇ મારો જીવ ચાલવાનો નથી. માટે ધોતીયું ન આપવું પણ માત્ર પાંચ રૂપીઆજ આપવા. પાસે જતા નાણાંથી ભરેલો ખુમચો

જોઇ મને એમ લાગ્યું કે આ ભંડારમાં મારા પાંચ રૂપીઆની કંઇ વીસાત નથી. પાંચ રૂપીઆ આપું તો યે સરખા અને એક આપું તે પણ સરખો. તેથી ખુંટું શોધવા મેં ગજવામાં હાથ નાખ્યો. અને એક આનો નીકળ્યો તે મેં મહારાજને પગે લાગી મૂકી દીધો! મહારાજની પાસે દળનો ઢગલો પડેલો જોઇ મને ચંચળનો છોકરો દળ માટે જીદ કરતો હતો અને દળ લઇ જવાનું મેં વચન આપ્યું હતું તે સાંભર્યું. મહારાજને આટલું બધું દળ શા કામમાં આવવાનું છે એમ ધારી મેં મહારાજને કહ્યું "પ્રભુ મારે તો આપના પ્રસાદથી કાયા પવિત્ર કરવાની છે માટે થોડા આપો." મહારાજે એક દડીઓ બતાવી તેમાંથી જોઇએ તેટલો લેવા મને કહ્યો. મને આખોય જોઇતો હોવાથી મેં આખો યે લઇ લીધો અને ઘેર લઇ જઇ બધાની સાથે મેં ઘણાંજ આનંદથી ખાધો.

'ચંચળના લગ્ન કરતી વખતે પહેલાં તો મારો પાંચેક હજાર રૂપીઆ ખર્ચવાનો વિચાર હતો. પણ લગ્ન વખતે મારો વિચાર મને મુર્ખો લાગ્યો. છોકરીના લગ્નમાં તે વળી આટલો ભારે ખર્ચ કરવાની શી જરૂર! તેનાં કરતાં છોકરીનો છોકરો આવે તેનાં લગ્ન ધામધૂમથી કરી શા માટે દશહજાર રૂપીઆ ન ખરચવા?

" મારૂં પારખું જોવા ખાતરજ અવતાર લેતો હોય તેમ ચંચળને ત્યાં પુત્રનો જન્મ પણ થયો. છોકરો મોટો પણ થયો અને પરણાવવાનો સમય પણ આવી લાગ્યો.

"ધામધુમથી લગ્ન કરવાનો મારો આ સમયે તો નિશ્ચય હતો. મેં મારા જમાઇ ચુનીલાલને કહ્યું. " તમે તમારે ધામધુમથી પ્રબોધના લગ્ન કરો. આંકડા ચુકવનારો હું બેઠો છું ને." ચુનીલાલ તો ખુશખુશ થઇ ગયા અને ન્યાતશેણું, ભપકાબંધ માંડવો, સાંબેલા, રજાકનું વાજું એ બધા વડે સારી ધામધુમ કરી.

છેવટે આંકડા ચુકવવાનો વખત થયો ત્યારે ચુનીલાલ મારી પાસે આવ્યા.

" કેમ શેઠ લગ્ન તો ઠીક ધામધુમથી થઇ ગયા ને?"

મેં કહ્યું " હા સારાં થઇ ગયાં." મેં જરા હસીને સંતોષ બતાવતા કહ્યું.

ચુનીલાલે પણ હસીને તેટલોજ સંતોષ બતાવતાં રૂપીઆ ત્રણ હજારના આંકડા મારી પાસે મૂકયા અને કહ્યું "હવે તમે તમારે ફુરસદે ચુકવ્યા કરજો."

આંકડા જોઇને તો હું સ્તબ્ધજ થઇ ગયો. "ચુનીલાલ આટલો બધો ખરચ તે આપણને પાલવે? મેં તો બહુ તો પાંચશો છશો ખરચ કરશો એમ ધારેલું."

હવે સ્તબ્ધ થવાનો વારો ચુનીલાલનો હતો. "કેમ તમે તો ધામધુમ કરવા કહેલું ને?" એ બોલ્યા.

"તેમાંજ પાંચસો છસોને; નહિ તો ત્રણશે ચારસેમાં ન પતી જાય!"

" ચુનીલાલ મારા પર વિના કારણ ખીજવાઇ ગયા. મારી પાછળ મારૂં ભુંડું બોલવા લાગ્યા. અને એમ પણ બોલ્યા કે 'હાથે પઇ ખરચાતી નથી તેથી ગાલ્લામાં સડતો સડતો અશ્વનિકુમાર જવાનો છે.'

" આથી મને ચુનીલાલ પર ઘણો ગુસ્સો આવ્યો. જે માણસને મને ગાડામાં નાખવવાનો મનસુબો હતો તેને મારી પાસે છસો રૂપીઆ પણ માગવાનો શો હક હતો? મેં એક રાતી પઇ પણ આપવાની ના પાડી. વળી ગાડું પણ તે વખતે પહોંચી આપશે એવો આ માણસ પર હવે કંઇ વિશ્વાસ રહે નહિ તેથી મરતાં પહેલાં ગાડું પણ પહોંચી શકવાની મેં નોંધ કરી મુકી.

"ત્યાર પછી વારંવાર મેં પૈસા ખરચવાનો પ્રયાસ કર્યો છે, દાન આપવાનો પ્રયાસ કર્યો છે પણ મારો જીવજ ચાલતો નથી. એક ટુકડામાંથી પોતાના સાથીને ટુકડો પાડી આપનાર ભિખારી મારા કરતાં તવંગર છે. કારણ કે તેના દીલમાં મારા કરતાં વધારે અમીરાઇ છે.

"આ અઢીહજાર રૂપીઆ માટે ઉમેદવારી કરવા પહેલાં તો હું વિરૂદ્ધજ હતો. મારી પાસે શું ઓછું હતું કે મારે એ ભીખ માગવા નીકળવું પડે ? ઉલટું કોઈ નિરાધાર અને નિરાશ્રિતને મળે તો તેને આશિષ રૂપ થાય. બીજો વિચાર એમ થયો કે ઇનામ લેવું ન લેવું તે તો મારા હાથની વાત છે પણ મારી હકીકત શા માટે ટ્રસ્ટીઓને ન જણાવવી ? ટ્રસ્ટીઓને કહીએ તો તેમને ખ્યાલ આવે કે આટલા કંગાળ હૃદયના માણસ પણ હોય છે. તેથી છેવટે હું અંહી આવ્યો અને તમને મારી હકીકત સંભળાવી.

"હકીકત કહ્યા પછી વિચાર આવે છે કે મારા કરતાં પણ કંગાળ હૃદયના માણસો કૈંકો હશે. મને ક્યાં ઇનામ આવી જવાનુંજ છે કે મારે અત્યારથી ઇનામમાંથી નીકળી જવું ? મળશે તો પછી બીજા કોઇને મારાથી ક્યાં આપી નથી દેવાતું ?"

ત્રીભોવનદાસ એમના હૃદય વિશે બીજી ઘણી બાબતો વિસ્તારમાં કહેવા તૈયાર હતા પણ અમે કહ્યું કે અમને પુરેપુરો ખ્યાલ આવી ગયો હતો.

અનાથાશ્રમમાં પણ જમી આવનાર અને મહારાજને દાન કરવાને બદલે ઉલટો એનો એક દળનો દહીઓ માગી લાવનાર અમને ત્રીભોવનદાસ શીવાય બીજો કોઇ મળ્યો નહિ. તેથી અમે એમને સર્વાનુમતે પસંદ કર્યા.

આ લેખ પુરો કરૂં છું ત્યાં મને ખબર મળી છે કે મારા સસરાએ મને આગળથી પૂછ્યા વગર મારા સાળાના વિવાહ ત્રીભોવનદાસની ભાણેજ સાથે કર્યા છે. હું મારા સસરા પર ઘણો ગુસ્સે થયો છું. શું કરૂં ? આવા અકસ્માતથી લોકોની શંકાનું સમર્થન થાય છે. સ્ત્રી અને વાચાના સાધુત્વ પર ટીકા કરવા લોક હંમેશ તત્પર રહે છે તેમ એકસીક્યુટરો અને ટ્રસ્ટીઓની પ્રમાણિકતા પર શંકા લાવવા લોક હમેશ તૈયાર હોય છે. ઇશ્વર પણ આમ કુથલીખોરોને શા માટે ઉત્તેજન આપતો હશે !

---

પરણેલો નં. ૧ "મારી વહુ સાથે પાંચ વરસ સુધી હું નથી બોલ્યો."
પરણેલો નં. ૨ "ઉતાવળો થઇશ મા. હવે તેનો વારો આવશે."

× × ×

છગનલાલ : પેલા મગનલાલની વહુની જીભ ઝલાઇ ગઇ છે, કંઇક રોગ છે.
મગનલાલ : તો તો મારી વહુને મોકલવી પડશે.
છગનલાલ : કેમ, બન્ને વચ્ચે બેનપણાં છે શું ?
મગનલાલ : ના ના; પણ એ રોગ ચેપી હોય તો સારૂં.

# ફુલી કાકી—પ્રમુખ, સ્ત્રીહિતવર્ધિની સભા

લેખકઃ રા. છોટાલાલ ઠા. જાગીરદાર.

**મ**કનકાકા સુરત શહેર સુધરાઇના સભ્ય થયા પછી ફુલીકાકીનાં માન વધી ગયાં હતાં. સુરતમાં જાહેર પ્રવૃતિ એવી નહિ હોય જેમાં ભાગ લેવાનું આમંત્રણ મીસીસ મકનલાલને ન મળ્યું હોય. ન્યાતમાં મરણ પામેલાની કાણે જઇ રડવા કુટવાથી તેમજ 'હાય મા હાય, આમ શું કર્યો' ના હાલ પર મરનારની સાત પેઢી ધોઇ નાંખતું શીઘ્ર કવિની માફક ત્યાં જ એકાદ મરશીઆ જોડી કઢાડવાની પડેલી ટેવથી એમની છાતી ખુલી ગઇ હતી; શારદા કે હરીસીંગ ગૌરના બીલ સામેની પ્રોટેસ્ટ મીટીંગો જેવી સભાઓમાં એમને જો ભાષણ કૂટવા છોડી મૂકયા હોય તો કલાકો સુધી બોલતાં એમની જીભ થાકે નહિ એટલી હદ સુધી વાકદેવી એમના પર પ્રસન્ન હતા; અને એમનું બોલવાનુયે કેવું ? આપણી કેટલીક સ્ત્રી વક્તાઓ કે કેટલાક મરદ વકીલો સભાઓમાં કે કોર્ટમા ભાષણ કરવા ઉભા થતા ઉંદરની માફક ચીંચીં કરીને બેસી જાય છે તેવું નહિ હં કે ! એતો એવું ખખડાવીને બોલે કે મોતીઆ ડાધીઆનો પોખરાજ માંરો પણ એની આગળ પોઇસ મારી જાય. આવા બોલનારાઓ આપણી શોક સભાઓ કે પ્રોટેસ્ટ મીટીંગોની બેનમૂન યાપણ જેવા મળવા જોઇએ—મરકે ' ગણાય છેજ. લગ્નની વરોઠીમાં કે પુવાળીના તેરમાંમાં દુધી ચણા દાળના શાક વગર ચાલે તો આપણી સભાઓને આવા બોલનારાઓ વગર ચાલે. એટલે આપણે એમ ઉકેજ માની લઇએ કે ફુલીકાકીને મળતાં સર્વ આમંત્રણ માત્ર મકનકાકાનાં 'પોઝીશન' ને આભારી હતાં તો તેમાં આપણે જખ મારીએ છીએ. હા! એટલી વાત ખરી કે મકનકાકાએ મ્યુનિસિપલ હોલ પાવન કીધો તે પહેલા આમંત્રણના અભાવે કાકીની શક્તિઓ પ્રકાશમાં આવેલી નહિ. અમારી ન્યાતની કેટલીક બ્હેનોને એક દિવસ બસ એમજ વહારૂં છુટયું કે કાકી જેવા પ્રખર બોલનારા ન્યાતને નશીબે જીવતા પડયા હોય અને ન્યાતમા કોઇ સ્ત્રીહિતવર્ધિની સભા જ ન હોય તે કેવું ! આ વાત અમથી બ્હેનને ત્યાંથી મોંઘી બ્હેનને ત્યાં અને મોંઘીબ્હેનને ત્યાંથી ઉજમ બ્હેનને ત્યાં ચર્ચાતાં સર્વાનુમતે નક્કી થયું કે ન્યાતમાં ચાલતા રડવા કૂટવાના તેમજ બીજા કુરિવાજોનું નિકંદન કઢાડવા એક સ્ત્રીહિતવર્ધિની સભા સ્થાપવી અને તેનું પ્રમુખપદ શોભાવવા કાકીને વિનંતિ કરવી. આ સભાને ન્યાતના કેટલાક સુધારકો તેમજ યુવાનવર્ગનો ટેકો હોવાથી ન્યાતની વાડીમાં ન્યાત તેમજ પરન્યાતના સંભાવિત બાનુઓ તેમજ ગૃહસ્થો ના મેળાવડામાં આ સભાની સ્થાપના જાહેર થઇ. આ સભાની સ્થાપનાથી સુધારકો તેમજ યુવકોએ માની લીધું કે અમારી ન્યાત પંજાબ મેલની ઝડપે પ્રગાત કરી રહી છે. સુધારકોને લાગ્યું કે આ બૈરાઓ મંદિર કે હવેલીએ જઇ ટાંયલાં કૂટે તે કરતાં આવી સભાઓમાં 'જ્ઞાન ગોષ્ટિ' કરે તે બહેતર છે. એમને લાગ્યું કે બૈરાંઓ કોઇ મરણ પામેલાની પછવાડે પાથરણું રાખી રડે કૂટે તે કરતા મરનાર માટે શોક સભા ભરી તેમાં શોકદર્શક ઠરાવ ઉપર

બાપણો કરી એ ઠરાવ મરનારના બેસીઓને મોકલી આપવામાં વધારે શિષ્ટાર્ય હતી: અલબત્ત ગ્નાતિના રૂઢીચુસ્ત માણસો તો આવા સુધારાની વિરૂદ્ધજ હતા પણ કેટલાક સંસારી સજ્જનોને ય લાગતું કે તેનો રૂપપલટો તે કાંઇ તેનો હૃદયપલટો કહેવાય નહિં; અને હૃદયપલટા સિવાય ખરો સુધારો અશક્ય છે. તેઓ તો એટલી હદ સુધી માનતા કે આપણી કેટલીક સુંદર હેતુવાળી યોજનાઓને કહેવાતા સુધારકોએ એટલી બધી વિકૃત અને અર્થવિના ની કરી નાંખી છે કે એ સુધારાને એમજ કહેવું જોઇએ કે ' જા બાપુ જા, સ્વસ્થાને ગચ્છ. તને છે સો સો સલામ '! એ જેમ હો તેમ હો. અમારી ન્યાતના ખુલ્લેડોગી ચીગ્ગટ ધરાવનારા સુધારકોએ તો શ્રીહિતવર્ધિની સભાની સ્થાપના કરી ડંકો વગાડી દીધો.

આજે હિતવર્ધિની સભાનો મેળાવડો હતો. સભાસ્થાનને અશોપાલવના તોરણોથી આરાસ્તે કરવામાં આવ્યું હતું. હિંદુઓના દેવદેવીઓની છબી ટાંગી તેને પુષ્પહાર પહેરાવવામાં મુર્તિપૂજાની ગંધ આવી જતી હોવાથી તેને બદલે પ્રસિદ્ધ દેશભક્તોની છબીઓ ટાંગી તેને ફુલના હારથી શણગારવાનો સુધારો કરવામાં આવ્યો હતો. ગીતાના શ્લોકો કે બીજા સંસ્કૃત સુભાષિતો કે તેના ગુજરાતી ભાષાંતરોના મુદ્રાલેખોને બદલે આધુનિક કવિઓની કવિતાઓની સુધારાપરની આવેશભરી ગઝલોનાં ચિત્રામણવાળાં પાટીઆં સ્થળે સ્થળે ટાંગી દેવામાં આવ્યા હતા. આમ સભાસ્થાનનું વર્ણન કરવા બેસીએ તો પાનાં ભરાય. પણ ટુંકમાં શ્રોતવર્ગની બેઠકથી માંડીને સભાની અન્તે ગોઠવાયલી મીજબાનીની યોજના સુધી સર્વમાં સુધારાએ પોતાનો અડ્ડો જમાવેલો જણાઇ આવતો હતો.

સભાનું કામ વખત કરતાં જરા મોડું શરૂ કરવામાં આવ્યું હતું. વેવાઇને ત્યાંથી મોસાળું કે કલશો આવતાં મોડું થતાં બિચારાં વરરાજાની અને સાજાનવાળી બેસી બેસીને ડુસ નીકળી જાય છે. તેમ આજની સભાના પ્રમુખ બ્હેન યવનિકાબાઇને સભામાં આવતાં મોડુ થતાં બિચારા સભાજનોની ધીરજ કસોટીએ ચઢી. આખરે 'સૌ સારું જેનું છેવટ સારું' એ ન્યાયે પ્રમુખની આમદ થતાં સભામાં તેજી આવી ગઇ. પ્રમુખની ચુંટણી થઇ, ઇશ્વરસ્તવન થયું અને સભાનું કામ સ્રાણે ચઢયું. સભાના સેક્રેટરી કુંજમબ્હેને એમના પતિશ્રીએ લખી આપેલો સભાનો વાર્ષિક 'રપોટ ' કડકડાટ વાંચ્યો. પછી સંવાદ, ગરબા વગેરે કાર્યક્રમ આટોપવામાં આવ્યો. છેવટે યવનિકાબાઇ 'બે બોલ ' કહેવા ઉઠયાઃ

પ્રિય બ્હેનો,

તમારી સભાનું કામકાજ જોઇને મ્હને ઘણો આનંદ થયો છે. તમારી હું ઉત્તરોત્તર એવીજ વૃદ્ધિ ઇચ્છું છું. સભાના વાર્ષિક હેવાલમાં તમારા મંત્રીએ જે એમ જણાવ્યું કે તમારામાંથી કેટલીક બ્હેનો મંદિરે જઇ કુથળી કરતી હતી તને આવી સભાની સ્થાપનાથી સારો લાભ મળ્યો છે; તેઓ હવે મંદિરે જઇ કુથળી કરવા કરતાં અહીં આવી તુલનાત્મક દૃષ્ટિએ વિવેચના કરતા શીખ્યા છે એ જાણી મ્હને ભારે આનંદ થયો છે. આવી સંસ્થાઓ તરફ દ્વેષથી જોનારા માણસો તમને કહેશે કે એ કુથળી અને તુલનાત્મક દૃષ્ટિએ થતી કહેવાતી વિવેચના વચ્ચે સહેજ પણ ફરક નથી તેને તમે જવાબ દેજો કે મંદિરોમાં થતી વાતો કુથળીજ કહેવાય અને આવી સભાઓમાં થતા ભાષણો કે ચાલતી વાતો તે તુલનાત્મક દ્રષ્ટિની વિવેચનાજ કહેવાય. ( તાળીઓ ) બ્હેનો ! એક તરફ ગરીબાઇથી આપણો દેશ પીડાય છે ત્યારે આપણા મંદિરોમાં છપ્પન ભોગ અને અન્નકૂટ થાય છે એ કંઇ થોડું લજ્જાસ્પદ છે ? એ વાત ખરી છે કે એ છપ્પન ભોગ કે અન્નકૂટના પૈસાની



મંડળનો રાસોત્સવ.
ચાલુ વર્ષનો નવરાત્રીનો ગરબા-સમારંભ



મંડળનાં સભાસદો.

છેલ્લામાં છેલ્લી પાઇ દેશમાંજ રહે છે તે સાથે એ વાત પણ ખરી કે ભાવિકો એને પ્રભુની પ્રસાદી માની એનો અપવ્યય કરવામાં પોતે પાપ સમજતા હોવાથી એ અન્નનો એકે એક દાણો પવિત્ર ગણાય છે તો પણ ભીસ મેયો જેવા બાઇને આપણા આવા અન્નના ઢગલા જોઇ કેવી ઘૃણા થાય તેનો ખ્યાલ કરો. અરે પ્રભુ જો આટલું બધું ખાય તો તેને જરૂર અપચોજ થાય ( એક અવાજ–ના, ના, પ્રભુ તો આખી દુનિયાને ખાઇ જાય તોયે ભૂખ્યાને ભૂખ્યાજ. )

બ્હેનો, ખરી વાત છે ! હું જાણું છું કે મ્હારા આમ બોલવાથી તમારી નાજુક લાગણી દુખાતી હશે પણ સ્નેહિ હોય તેજ કડવું પાય એમ માની મનમાં કંઇ ખોટું લગાડશો નહિ. બ્હેનો ! હેવાલમાં તમારા મંત્રીશ્રી જણાવે છે કે એક દિવસે તમ્હે ચટણી, રાયતા, મુરબ્બા, જાત જાતની મીઠાઇ વગેરે ખાદ્ય પદાર્થોનું પ્રદર્શન ભરી તેમાં હરીફાઇ ગોઠવી હતી, એ જાણી મ્હારા અંતરમાં આનંદ સમાયો જતો નથી. તમને કોઇ મૂર્ખ માણસ એમ કહે કે પ્રભુનિમિત્તે થતા છપ્પન ભોગોનું અને અન્નકુટોનું, તમારા ખાદ્ય પદાર્થોનું પ્રદર્શન અને હરીફાઇઓ વિકૃત સ્વરૂપ છે તો, તેને તમ્હે હસી કહાડજો અને કહેજો કે બ્હેનોનાં આવા સુંદર પ્રયાસની નિંદા કરતા તમને લાજ નથી આવતી ? ( તાળીઓ ) બ્હેનો ! મ્હને એ જાણીને ભારે આનંદ થયો કે તમે વનરાજીથી ભરેલા સુંદર પ્રદેશ કાશ્મીરની એક ટ્રીપ પણ ગોઠવી હતી, તે વખતે પુરૂષ વર્ગે પણ તમને સાથ દીધો હતો. આપણા મહારાજો વ્રજપરિક્રમાની યાત્રા ગોઠવી વખત પૈસાનો ખોટો વ્યય કરે છે તે કરતા તમારી આવી ' ટ્રીપ ' તમારા જ્ઞાનમાં અને જીવનમા અતિવૃદ્ધિ કરનાર થઇ પડે એમાં મ્હને તો લેશ માત્ર શંકા નથી. બ્હેનો ! મ્હારે બોલવાનું હજી ઘણું છે અને વખત ઘણો થઇ ગયો છે. તમારામાંથી ઘણાને ઘેર જઇ રસોઇ પાણી કરવાના હશે તથા રડતાં છોકરાંઓને સંભાળવાના હશે. જેને ત્યાં ભટ ચાકર ને આયા હશે તેને માટે મ્હને ફીકર નથી. પણ બધાંને ત્યાં કાંઇ એવી સાહેબી હોતી નથી તેથી આજની સભાને લીધે ઘેર જતાં મોડું થાય અને કોઇ બ્હેનના આકળા સ્વભાવના વર મોડું થવા માટે બે આકરા શબ્દો કહે તો તેને શાંતિથી કહેજો કે વરસમાં એક દિવસ જરા મોડું થાય અને છોકરાં રાખવાં પડે તેમાં અકળાઇ શેના ગયા ? આતો અમે અમારી બહુ મહત્ત્વવાળી સભામાં ગયા હતા, કંઇ મંદિરે ભટકવા નહોતા ગયા. તમારા પતિ સભાનું નામ સાંભળીને ચૂપ થઇ જશે. કારણ તે જાણે છે કે મંદિરમાં વાર તહેવાર નિમિત્તે દર્શન મોડાં થતાં ઘેર આવતાં વાર લાગે તો તે જરૂર દોષપાત્ર ગણાય પણ આવી મહત્વની સભામાં તો સાધારણ રીતે મોડું થાય જ. હજી તો કહો કે, તમે રાયતાં ચટણી વગેરે ખાદ્ય પદાર્થનું પ્રદર્શન ગોઠવ્યું નથી, નહિ તો વળી આજે આનાથીયે વિશેષ વાર થતે. તમારા પતિ જાણે છે કે મંદિરોની આસપાસ બદમાશોજ ભટકે છે પણ આવી સભાઓની આસપાસ તેવું થવાનો જરાયે સંભવ નથી છતાં આપણે પોલીસ વગેરેનો પૂરતો બંદોબસ્ત રાખ્યો છે એટલે મોડું થવા માટે તમારા પતિ તમને ઠપકો નહિ આપે છેવટમા આપણી આ ફુલકુવર બ્હેન જેવા સુશીલ, વિદ્વાન અને ભાવિક પ્રમુખ સ્થાયિ મેળવવા માટે તમારી સભાને અભિનંદન આપી હું બેસી જવાની રજા લઉં છું. (જોસભેર તાળીઓ)

પ્રમુખનો આભાર માનવાનું ફુલીકાકીને માથે હતું, પણ એમને માથે તો વાળ સિવાય

બીજું કાંઈજ નહિ હોય તેમ એમણે તો એવું અસંબદ્ધ બકવા માંડયું. કે ન પૂછો વાત! સભાના પ્રમુખશ્રી યતનિકાબ્હેનના ભાષણમાં એને સમજ પડી હશે કે નહિ તે પ્રભુ જાણે, કારણ એમણે તો એવું ભાષ્યું કે તે સાંભળી પ્રમુખ પોતે બિચારાં ડઘાઈ ગયાં હશે.

સાંભળો! કુમકુંવર બ્હેન ભાષણ કરે છે.

" અલીઓ!

આ તો ભાઈ જુલમ થઈ ગયો. આપણા પ્રમુખ સાહેબ કહે છે તેમ આપણા યુવા લોકોને કંઈ કામ ધંધોજ નહિ રહ્યો. પાઘડી ઘાલ્યાઓને બસ ખાઈપીને ધર્મની જ નિંદા કરવી છે. યુવાઓને કહીએ કે તમારી મા બ્હેન દીકરીને મંદિરે દર્શન કરવા જતાં પહેલાં અટકાવો પછી અમારી વાતો કરો. શું જુલમ છે! હડહડતો કળજુગ તે આનું નામ? કહેવત છે કે 'પીર ગયા ડુંગરે ને દેવ ગયા મક્કે, ટોપી તારા રાજમાં તો ઢેડ મારે ધાકે' એવા જમાનામાં હવે બાકી શું રહે! અરે ઓ! મ્હારે બોલવાનું તો ઘણું છે પણ શેતના દર્શન ખુલ્યાની ખબર મ્હારો નદુ હમણાંજ લાવ્યો હોવાથી હાલ તો જેશ્રીકૃષ્ણ!"

આટલું બોલી ફુલીકાકી સભામાંથી 'જે જે' કરતા જાય દોડયા મંદિરે! બીજી ભાવિક બ્હેનોએ પણ એનું અનુકરણ કીધું, એટલે સભા બરખાસ્ત કરી સભાપતિજી તથા આદ્યાખીમાં રૂપ વધેલી બીજી બ્હેનો 'રીફ્રેશમેન્ટ' તરફ હસતા હસતા દોડયા! યવનના દર્શનની અણધારી ખબરથી પ્રમુખ સુદ્ધાં બીજી બ્હેનોએ માન્યું કે ચાંરે ભારતમાંથી જવા, નહિ તો ફુલીકાકીની ટ્રેનને રોકી સદેલ વાત નહિ હતી. આખરે સૌ સારૂં જેનું છેવટ સારૂં એમ સમજી 'રીફ્રેશમેન્ટ' ને ન્યાય આપી સૌ ઘરભેગા થઈ ગયા.

બીજે દિવસે જબરદસ્ત મથાળા સાથે આ સભાના રંગીન હેવાલો વર્તમાનપત્રોમાં બહાર પડયા.

## સ્ત્રીહિતવર્ધિની સભાનો મેળાવડો

પ્રમુખશ્રીએ વૈષ્ણવધર્મના રીવાજોની કાઢેલી સખત ઝટકણી. સભાના સ્થાનિ પ્રમુખનો 'વોક આઉટ'

આતે સભા કે ચોટલાપીંખી કલબ!

વગેરે વગેરે-મથાળાં છાપી મારી છાપાઓએ એનું તો વાતનું વતેસર કરી મૂક્યું કે ન્યાતના ઘેરઘેર આ સભા ચર્ચાનો વિષય થઈ પડી. સભાના પ્રમુખનું ભાષણ ગંભીર વિચારોથી ભરપૂર હોઈ મનન કરવા લાયક ગણવામાં આવ્યું હતું કુમકુંવર બ્હેનને બીજી વખત 'સાન સુધશે' ઠેકાણે રાખી ભાષણ કરવાની શીખામણ આપવામાં આવી હતી, અને સભાનું જોખમભર્યું કામ આસાનીથી પાર પાડવા માટે સભાના મંત્રીઓ તથા કાર્યકર્તાઓને મુબારકબાદી આપવામાં આવી હતી. એકંદરે સભાનું કામ સંતોષકારક અને અનુકરણીય ગણવામાં આવ્યું હતું. પણ એક વખત કમનશીબે સ્ત્રીહિતવર્ધિની સભાને માથે વટોળિયો ચઢી આવ્યો અને તેને કકરરભૂસ કરી મૂકી. ન્યાતમાં ફુલીકાકીના પિત્રાઈ ભાઈના વિવાહ કોઈ સુધારક ભાઈની ઉશ્કેરણીથી ઓછંડાયા હશે, એટલે કાકીનો પિત્તો ખસી ગયો અને સભાની એક બેઠકમાં વિવાહ ઓછંડનાર છોકરીના માબાપ તેમજ તેને ઉશ્કેરનાર પેલા સુધારક ભાઈની ત્રણ પેઢીને વગર સાબુએ એમણે ધોઈ નાંખી. સભામાં આવી ચર્ચાને અપ્રસ્તુત ગણવામાં આવી અને પ્રમુખની લાયકાત સંબંધી વાંધો ઉઠાવવામાં આવ્યો. કાકી તો કહે કે 'કોણ રાંડપુત્રો મ્હારી ઠેકાણે પ્રમુખ થવા આવે છે તે તો

જોઈ. આતો આપણે જાણ્યું કે કોણ બોલે કોણ બોલે એટલે તો બાઈ સાહેબો બસ ધોતિયાનો છેડો માથે લપને કરવા લાગ્યા. ન્યાતમાં આવાં આવાં કારસ્થાન થાય અને આપણે તે બાયલાની માફક જોયા કરીએ એ બાઈ મારાથી તો ન ખમાય આ લો તમારૂં પરમુખપદ ને હું તો આ ચાલી.' બીજી બ્હેનોએ રીસાઈ જતા પ્રમુખને બહુએ સમજાવ્યા પણ કાકી કંઈ સમજ્યા નહિ. તે લોકોએ ઘણું ઘણું કહ્યું કે ન્યાતની વાતને અને સભાને કંઈ લાગે વળગે નહિ પણ કાકી તો એકના બે ન થયા. એમણે તો બસ જીદજ લીધી કે એ જેને કહે તેને ન્યાત બહાર મૂકવામાં આવે તોજ એ સભાના પ્રમુખ તરીકે ચાલુ રહે. આ વાત અશક્ય હોવાથી પ્રમુખની પાછલી સેવાઓની નોંધ લઈ ઘણી દીલગીરીની સાથે પ્રમુખનું રાજીનામું સ્વિકારવામાં આવ્યું. પણ-આ બનાવથી સર્વનાં મન ખાટા થઈ ગયલાં હોવાથી કાકી કરતાં બીજા વધારે લાયક પ્રમુખ શોધવાનું કોઈને સૂઝ્યું નહિ, અને આખરે સભાનાં ભંડોળ તથા તેની બીજી અસ્કયામત બાબત 'હાથમાં તેના મ્હોમાં' જેવું કરી સભાનું 'પાથરણું ઝાટકી' સૌ સભ્યો ઉભા થયા અને 'ગૉડ સેવ ધી ક્વીનનું' રાજગીત ગાતાં બીજાં વધારે મહત્ત્વના કામે લાગી ગયાં !



## બ્હેનોએ બજાવવાના બાર કામો.

લેખિકા: સૌ. બેન શારદા ગુલાબચંદ બાવિશી.

( ૧ ) પાણી ગળતા અને દાબ ઉટકતા આવડવુંજ જોઇએ.

( ૨ ) ગાર ગોરમટી કરતાં આવડવુંજ જોઇએ.

( ૩ ) પાણી ભરતાં અને લુગડાં ધોતાં જાણવુંજ જોઇએ.

( ૪ ) મર્યાદાથી કપડાં પહેરતાં અને કપડાં સાચવતાં જાણવુંજ જોઇએ.

( ૫ ) રસોઇ સ્વાદિષ્ટ બનાવતાં અને થોડું બળતણ વાપરતા જાણી લેવું જોઇએ.

( ૬ ) દુધ અને શાકનો હિસાબ રાખવા જેટલું તો શીખી લેવુંજ જોઇએ.

( ૭ ) પોતાના રક્ષણનો પાઠ શીખી લેવોજ જોઇએ

( ૮ ) સ્વધર્મ સ્થાનકે જતાં શરમ નજ રાખવી જોઇએ.

( ૯ ) ફાટેલા કપડા સાંધતા અને થીગડા દેતાં આવડવું જ જોઇએ.

( ૧૦ ) પોતાના બાળકોને કાળજીપુર્વક સાચવતાં આવડવું જ જોઇએ.

( ૧૧ ) જમતા જમતાં એઠું ન મૂકવું જોઇએ, તેમજ વેરણછેરણ ન કરી મૂકવું જોઇએ.

( ૧૨ ) પોતાને ત્યાં કોઇ આવે ત્યારે આવકાર દેતા, અને ઘરની ઘરવખરી સાચવી રાખતા આવડવુંજ જોઇએ. ન આવડતું હોય તો શીખી લેવું જોઇએ. આ કામ કરવામાં આપણે જરાએ ન સંકોચાવું જોઇએ.

# ભાવનગર મહિલા વિદ્યાલય : કેટલાક સંસ્કારો

લેખક: શા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય,
તંત્રી. "કૌમુદી."

એવું બન્યું કે ગયા રવિવારે રાત્રે મેં સર જોન એડમ્સ કૃત પુસ્તિકા ' એજ્યુકેશનલ થીઅરીઝ' ના ખીજા પ્રકરણમાં, 'શિષ્યને તેના આત્માની શક્તિમાત્રનો સાક્ષાત્કાર કરાવવો એ શિક્ષણનું ધ્યેય છે ' એમ વાંચ્યું હતું. હિંદની કેટલી શાળાઓમાં તે ધ્યેય શિક્ષણ–દાતાઓની સમક્ષ રહેલું હશે એવો પ્રશ્ન પણ એ વાંચતાં મનમાં ઉઠેલો. પરંતુ એ વખતે તો કલ્પના પણ નહોતી કે, ત્યાર પછીના ચોવીસ કલાકમાંજ, એવો સાક્ષાત્કાર વિદ્યાર્થીનીઓને બને તેમ સંપૂર્ણપણે કરાવવાનો, જેટલો ઉત્સાહમય તેટલોજ એકનિષ્ઠ પ્રયાસ સતતપણે કરનાર અમુક સ્ત્રીશિક્ષણ–સંસ્થાનું પ્રત્યક્ષ દર્શન મને થવાનું હતું.

એ સંસ્થા તે અહીંનું મહિલા વિદ્યાલય. તેના આચાર્યના ભાવભર્યા આમંત્રણ પરથી, ગઇ તા. ૨૪ મી ને સોમવારે બપોરે, વિદ્યાલયની બહેનોના મુખપાઠ, ગીતો, ગરબા, ઇત્યાદિના પ્રસંગમાં હાજરી આપવાનો લાભ મને મળ્યો હતો. ત્યાંની વિશિષ્ટ શિક્ષણ-પદ્ધતિ વિશે પણ ભાઇ શ્રી અમૃતલાલ દાણી પાસેથી તે વખતે કેટલુંક જાણવાનું મળ્યું હતું. ઉપરાંત, એમના તથા શિક્ષકમંડળના માયાળુ સહકારને પરિણામે, કેટલાંક વિદ્યાર્થી બહેનોની નિબંધપોથી દ્વારા પણ એ પદ્ધતિનો તથા નિબંધ લેખિકાઓની લાક્ષણિક લખાવટનો કૈંક નિકટનો પરિચય કરી શક્યો છું. એ સર્વને આધારે થોડા સંસ્કારો અહીં ટપકાવ્યા છે.

[ ૨ ]

ભાવનગર મહિલા વિદ્યાલય જેવી સંસ્થામાં ભણનારને સૌથી મોટું માન એમના શિક્ષકો તરફથી એ મળે છે, કે શિક્ષકો શિષ્યોને બુદ્ધિમાન, કલ્પનાશીલ, લાગણીવાળા મનુષ્ય પ્રાણી માને છે; બીજે બધે બને છે તેમ માત્ર આહારનિદ્રાનેજ ઓળખનાર બે–પગાંઓ માનતા નથી. શિક્ષકમંડળની આવી મનોવૃત્તિ, આવી પરમ ઉદાર દૃષ્ટિ,–પ્રધાનતઃ અધ્યાત્મ વિકાસને અહર્નિશ લક્ષ્ય રાખનારી દૃષ્ટિ, એ વિદ્યાલયની સૌથી કીમતી અસાધારણ છે; તેમાંજ એમના આ મુશ્કેલ છતાં કલ્યાણકર પ્રયોગની સાર્થકતા છે.

શિક્ષકભાઇઓની એ ઉંચી મનોવૃત્તિ એમને હરેક બ્હેનના વ્યક્તિગત, સર્વદેશી વિકાસની એકે એક મહત્ત્વની બાબતમાં રસ લેવા અને તેને યોગ્ય માર્ગે વાળવા પ્રેરે છે; બ્હેનો આત્મહિત તેમજ લોકહિત સાધી સમાજનાં નવયુગને બધી રીતે અનુકુલ એવાં અંગો કેમ બની શકે, તેની સરત પણ તેમની પાસે રખાવે છે; મુખપાઠ ને સંવાદોની પસંદગી, તૈયારી, યોજના, આખીય વ્યવસ્થા–એ સર્વ દુર્ઘટ વિષયોમાં પણ શિષ્યાઓને સ્વાભાવિક સ્વયંસ્ફુર્તિથી વિહરવાનો એમનો જન્મ-સિદ્ધ હક્ક નિર્ભયતાથી ભોગવવા દે છે.

[ ૩ ]

સોમવારે નાટ્યપ્રયોગોમાં જે સ્વાતંત્ર્ય

અને કલાપ્રેમ, કુદરતીપણાનો પ્રેમ પણ તરવરતાં હતાં તે આજે વાંચેલા વિદ્યાર્થી બ્હેનોના નિબંધોમાં પણ જોયાં. સામાન્ય શાળાઓમાં ભણતી કિશોરીઓના નિબંધો કરતાં આ ઘણી રીતે જુદા છે. અહીં નિબંધ માટે જે વિષયો અપાયા છે તે કિશોરીમાનસથી કદી પુરી પાધરી ઓળખી પણ શકાય નહીં તેવી, જાતે બહુ સ્તુત્ય પણ આ સ્થળ સંજોગમાં સ્વલ્પ ઉપયોગી એવી અમૂર્ત ભાવનાઓ 'સત્ય' ને 'પવિત્રતા' ને 'નારીધર્મ'– એને લગતા નથી, પણ, જે વસ્તુઓ–'પ્રભાત' કે 'સરોવરની પાળે' કે 'આમ્રવનમાં ઉજાણી' કે 'પંચવટી નિવાસ વર્ણન'–એમના હૃદય મનને તુરતજ સ્પર્શી શકે, ઉત્તેજિત કરીને બદલાવી શકે, એમની રસિકતાને અવિરત વહેવા દે, અવલોકન શક્તિને તીવ્ર કરે ને સચેત રાખે, અને કલ્પનાને સાનંદ, રમતી રમતી ઉડવા દે, તે વસ્તુઓને અનુલક્ષીને આપવામાં આવ્યા હોય છે અને આ અસાધારણ અનુકૂળતાનો લાભ એ પ્રફુલ્લ તાજગીભર્યાં સુકુમાર હૃદયો ઘણો લે છે, એ પણ નિબંધોને ધ્યાનપૂર્વક વાંચનારથી છાનું રહેતું નથી. અમુક નિબંધોમાં વરતાઇ આવતી વર્ણનશક્તિ ને કલ્પનાઓ તો કોઇ આજન્મ કવિના મનમાં પણ આ અપ્રસિદ્ધ છતાં સાચાં કવિજનોની ઘડીભર ઇર્ષ્યા ઉપજાવે તેવી છે, એમ કહેવામાં અત્યુક્તિ નથી. એવા ત્રણ ચાર નમુના જોઇએ:

૧ "તે નદી એક રૂપેરી તાર હોય એવી દૂરથી લાગતી હતી અને જ્યારે રાત્રિએ ચંદ્રનો પ્રકાશ પડતો ત્યારે કોઇ યોગિનીએ પોતાનું શ્વેત વસ્ત્ર સુકવ્યું હોય તેવું લાગતું. તેનું પાણી કોઇ પરીનાં ઝાંઝરનાં ઝમકારા જેવું વહેતું હતું "–**બ્હેન નિવેદિતાઃ 'પંચવટી નિવાસ'**

૨ "તેની ઝુંપડી પાસે પાંચ વડલા હતા. તે પાંચ નટી કુદડી ફરતી હોય તેવા લાગતા. તેના લીલા રંગો પોપટને ઝાંખા પાડતા. "–એજ

૩ "કોમળ ફુલો પણ પોતાની નાજુક પાખડી વિકસાવી પોતાની સુગંધરૂપી ભાષાથી ઉષાદેવીને આદર દેવા લાગ્યાં. "—
**કુમારી ચંપાલક્ષ્મીઃ 'પ્રભાત'**

૪ "અને છોડ ઉપર કામદેવના શણગાર રૂપી કોમળ ફૂલો શોભી રહતાં હતાં તે જાણે કોઇ સુંદરીએ પોતાની હસ્તકળાથી મખમલ માંહે રેશમ ભર્યું હોય તેવાં સુંદર જણાતાં હતાં." –**કુમારી ચંપાલક્ષ્મીઃ 'આમ્રવનમાં ઉજાણી.'**

જે બાલ જીવાત્માઓ અત્યારથી આ પ્રકારના ઉત્કૃષ્ટ કલ્પના વિહારોની ટેવ કાર્યદક્ષ માર્ગદર્શકોની નજર તળે પાડે છે, તેઓ આગળ જતા દેશના જીવનને અને સાહિત્યને શાં શાં કવિત્વથી નહીં ભરે ! એમનામાં અત્યારે જે આશા રૂપે છે તેને સિદ્ધિ બનવાનો તક્રો અને સમવડો સમાજ એમને આપો; એ રીતે, મહિલા વિદ્યાલયના નવદૃષ્ટિ સંચાલકોનો ભવ્ય અને પૂજાર્હ આદર્શ –આપણા સ્ત્રીજીવનનું, અને તેને પરિણામે પ્રજાજીવનનું સર્વાંગ પુનર્વિધાન કરવાનો આદર્શ–પણ, એમની અડગ તપશ્ચર્યાના બળે પ્રભુકૃપાએ કરીને, યોગ્ય સમયે સંપૂર્ણ ફળીભૂત થાઓ.




સંપાદકઃ રા. બલવંતરાય ગોપાળજી મહેતા,
મંત્રી, સ્ત્રીકેળવણી મંડળ, ભાવનગર.

## પિંજરનાં પંખિડાંનો ફફડાટ.

અંતઃપુરની અભેદ્ય દીવાલો જ્યારે તુટતી જાય છે, ત્યારે એ દીવાલોની પેલી ર જે કરમાવાની ઝાંખી થાય છે તેનો પ્રકાશ ારની દુનિયા સમક્ષ પડવો જોઇએ. એક ુર બાળાના હૈયામાંથી સરી પડેલો નાચેનો ત્ર વાચકોને અર્પણ કરવાની હું રજા લઉં ;. દયામણી દેવીઓ જે દશા ભોગવે છે તેમાં ા કંઇ વિરલ ચિત્ર નથી. અનેક બ્હેનો ાપોં આંસુ સારી, હૈયું મોકળું મેલવાના સ્થાનને અભાવે, અંતઃપુરને એકાંતે ઝુરે છે. આ બ્હેનનો વિલાપ યુવાનોના હૈયા ભેદે અને તેમાંથી સ્રીસન્માન તથા સ્રીસ્વાતંત્ર્યનો ઝરો ફુટે એવી આશા રાખી શકાય? ગુજરાતને ભાગ્યે જે સુંદર ભાવભીની અમૃતઝરણી બ્હેનો ક્યાંક ક્યાંક આજે દૃષ્ટિપથે ચડે છે તેમાના આ એક મ્હારાં પરિચિત બ્હેન છે. આ રહ્યો એમનો પત્રઃ

"...મ્હારા જીવનમાં તો નિરાશા જ દેખાય છે. હું કાંઇક કરતી હોઉં તો તેની વધામણી આપતાં આનંદ થાય; પણ જ્યાં મન દોડે અને શરીર બંધાયેલું હોય ત્યાં મ્હારે શું કરવું તેજ મને તો સુઝતું નથી. ઘણી વાર નવા વિચારોનો જન્મ થાય છે, પણ તે અમલમાં ન મુકી શકું ત્યારે મારી નબળાઇનો જ વાંક કાઢું નો પરણ્યા પછી પાંચ વર્ષ તો સમાજના દરેક નિયમ મેં પાળ્યા. મન દુખાતું હતું, છતાં રીવાજ છે માટે કરવું એમ માન્યું. છેલ્લા બે વર્ષથી મારૂં જીવન બદલાવવા માગું છું. પહેલાં તો મને પુષ્ટિ આપે તે માટે કોઇ સંસ્કારી સખીનો મેળાપ ઇચ્છતી હતી. સખીની શોધ માટે અમારી જ્ઞાતિની સરખી વયની બ્હેનોને બોલાવું, તેને સત્કારૂં, અને તેમના અંતરના વિચારો જાણવા પ્રયત્ન કરૂં. વિચાર જાણવાં તેમાં કાંઇ મળે નહિં. વ્યવહારનું પુંછ પકડી રાખે. તમે વિદ્યાલય જોવા બોલાવતા. મને ય મન થતું. વહુથી બ્હાર જવાયજ નહિ એ સામાજીક નિયમે હું દબાઇ ગઇ વિચારોનો કોઇ વાર વંટોળીયો ઉપડતો. કોઇ વાર ભાષણ સાંભળવા જવા હિંમત કરતી....બ્હેન મળ્યાં. તેઓ વિદ્યાલયમાં આવવાં હતાં. તે સાંભળીને તેમનું આકર્ષણ વધ્યું. એ બ્હેન તો હસતી પુતળી. હું તેમને જોઇને ખુબ હસી. પાંચ વર્ષથી માગતી હતી એવુંજ મળ્યું. મ્હારી આનંદની ઉર્મિઓ ઉછળતી હતી. હૃદયનો ભાર ઓછો થયો. એમણે ભણવાની વાત કાઢી. આનંદ થયો હતો તેટલું જ દુઃખ થયું. હું ક્યાં અને એ ક્યાં? ક્યાં સોનાના પિંજરામાં પૂરાયેલું પંખિ અને ક્યાં આકાશમાં ઉડતું પંખી? જેને પાંખો છે તેને સોનાના પિંજરમા પણ ગોંધાઇ રહેવું કેમ ગમે?

"હું પહેલી ભણવા આવી, ત્યારે આવી સંસ્થા છે જાણીને વિસ્મય પામી....બ્હેનની

તપશ્ચર્યાને ફળે થોડા દિવસ ગાડું ચાલ્યું. ચાલતાં ચાલતાં ખાડામાં ખૂંચી ગયું. હવે તો ટેકો મળે તો જ બહાર નીકળે. સ્ત્રીઓને ભણાવવી કે નહિ એ સવાલ થઇ પડયો છે. તેઓને ભય હશે કે રસોડાં બંધ થશે. મને વિચાર થાય છે કે પરણવું શા માટે ? પરણવું એટલે શું એ તપેલી ઉતારીને ઘરના ચોકીદાર કે છડીદાર બનીને રહેવું ? બહારની દુનિયા કેવી છે તે જોવાનો અધિકાર ખોવો ? શા માટે ? વ્યવહાર ચલાવવા માટે ? વ્યવહાર એટલે તો સામા માણસને ગમે તે કરવું; એટલે પ્રભુએ ખુબીથી બનાવેલાં હૃદય અને મગજ વેચી દેવાં. તે આધીન થવું કહેવાય. આધીન પણ થઇને થવું કે પાદડાને ? પણ મ્હારે તો પાંદડાંને આધીન થવાનું આવ્યું છે.

“ હું કેળવાયલું પાત્ર પામી છું, છતાં મને ઉણપ કેમ જણાય છે ? હું સમજતી નથી. તેમનું હૃદય પવિત્ર અને નિખાલસ છે. દીપક રૂપ મિત્ર મળે તો પ્રકાશ પડે. મારા ઉપર સ્નેહ નથી એમ નથી મારી તબિયતની ઘણી ચિંતા રાખે છે. મારી મહત્વાકાંક્ષાઓ પૂરી થાય તો હું મારી મેળે જ દર્દ ઓછું કરી શકું. તેમને મારા વિચાર માટે માન છે, પણ બીજાને ખોટું લગાડી શકતા નથી. જો આપણામાં શક્તિ હોય તો સામા માણસને આપણા વિચારો તરફ લેવા જોઇએ. નહિ તો તેમનામાં ભળી જવું. સુખી થવાનો એ જ રસ્તો છે. ઘણાનો સંસાર આપણે દુઃખી દેખીએ છીએ. પ્રભુએ મારા ઉપર મહેરબાની કરી છે. હું કહું તેથી ઉલટું કહેનારા એમને અનેક મળે છે. ઘરનાં કરતાં પારકાનું વધારે ગળે ઉતરે એમ પણ હોય. મારા વિચારોની અને મારી કસોટી થાય છે. બંધુભાવથી આ પત્ર લખીને હૃદય ઠાલવું છું. વાંકું બોલવા માગું છું એમ ના ધારતા. જેમ માણસને વધારે વધારે ઉંચે ચડવાની આકાંક્ષા રહે તેમ મને પણ થાય છે. હું બીજી રીતે સુખી છું. છતી શક્તિએ કેમ ન ભણું ? મદદ નહિ મળે તો બીજી રીતે આનંદમાં રહીશ.

“ બાળકોને બોલાવીને વાર્તાઓ કહું છું. સ્ત્રીઓ આવે તો વાચું. વાચનાર છે પણ સાંભળનાર નથી. સંચો લઇને, જાતે શીખીને હું સ્ત્રીઓને શીખવા બોલાવું. મારા તરફનું પુસ્તકાલય કાઢું. શીખવા આવે તેને વાંચવા લલચાવું. સાથે સાધારણ દેશી દવાઓ રાખું. હું કામ કરવા માગુ છું. હું કહું છું તેમ બધા આવે તો ટીકા કરનારને પણ પ્રિય થઇ પડું. નાની સરખી શાળા મારે ઘેર જોઇને હું ખૂબ આનંદ પામું. રસભરી વાનીઓ તૈયાર છે, પીરસનાર છે, પણ આરોગનાર કયાં છે ? ઝીલનાર હોય તો વિદ્યાલયમાં જગ્યા શાની રહે !

“......કુમારિકા તો મારે મન શાન્તિનો સાગર. હું તેને અંતઃકરણથી વધાવું. તેની સાથે વાત કરતાં હું જાતને ભૂલી જાઉં છું. કુમારિકા એ તો નિર્દોષ મૂર્તિ. તેને જોતાં મારૂં અંતર ઠરે છે......”

પત્રમાં ભાવ ઝરે છે, રસ નિર્ઝરે છે, નિર્દોષતા ટપકે છે. આવી ભાવભીની બાળાઓના કોડ પૂરે એવા રસમાળીઓને ગુજરાત કયારે જન્મ આપશે !

# સનાતન આશા

કોણ કહે છે એ ફુલડાં સૂકાયાં ? રે ! ફુલ નથી સૂકાયાં,
કોણ કહે છે એ ફુલડાં વીલાયાં ! રે ! ફુલ નથી સૂકાયાં;
જરી ધીરાં હો બ્હેન ! જરી ધીરાં : રે ! ફુલ મ્હારાં તાજાં છે.

મીઠાં શમણાંના રંગથી ભરેલાં રે ! ફુલ નથી સૂકાયાં,
લીધાં સાચવી આ ઉરમાં હુંફાળાં રે ! ફુલ નથી સૂકાયાં;
ગૂંથી ર્‌હેં તો બનાવી ફુલમાળા રે ! ફુલ મ્હારાં તાજાં છે.

ભલે ઉતરે અમાસનાં અંધારાં રે ! ફુલ નથી સૂકાયાં,
ભલે પ્રજળે પ્રલય કેરી જ્વાલા રે ! ફુલ નથી સૂકાયાં;
મ્હારા આત્માનો એકલો આધાર : ફુલ મ્હારાં તાજાં છે.

દેવદીધાં એ ફુલડાં અમોલાં રે ! ફુલ નથી સૂકાયાં,
વણસૂક્યાં સદૈવ એ રસીલાં રે ! ફુલ નથી સૂકાયાં;
મ્હારા હૈયાની દોર શું ગૂંથેલાં રે ! ફુલ મ્હારાં તાજાં છે

નથી મરતાં નથી કદિ સુકાતાં રે ! ફુલ નથી સૂકાયાં,
ગીત ગુંજે અનંતમાં સુહાતાં રે ! ફુલ નથી સૂકાયાં;
મ્હારે એક સનાતન આશા રે ! ફુલ મ્હારાં તાજાં છે.

જ્યોત્સ્ના શુક્લ.




લેખકઃ રા. જદુરાય ટી. ખંધડીઆ

## ( ૧ )

### દાવો.

' સ્ત્રીઓ ઘરમાં રહે અને પુરૂષો બ્હાર ફરે એ એ ન્યાય પર આ મીસ્ટર " નથીભાઇ હતાભાઇ ડાહ્યા " કુમારી "એગૌરી" ને પરણ્યા હોવાથી બ્હેનથી કાયમ ઘરમાં " છે (in) " બરાબર હતા અને બાઇથી " નથી ( out ) " બરાબર હતા. એક સરેરાશ ગુજરાતી કુટુંબમાં સ્ત્રી પુરૂષ આમ બે વિરોધી ક્રિયાપદો જેવાજ હોય છે. સ્ત્રી હકારાત્મક અને પુરૂષ નકારાત્મક. પરંતુ એ બન્ને સાથે હોય ત્યારે !

આજે ઘરમાં ' છે અને નથી ' બન્ને હાજર હતા. ટપાલીએ ' ગુણસુંદરી ' ફેંક્યું. ખોલતાંજ તેમાંથી એક મતપત્રક નીકળ્યું. પતિ પત્નીએ મતપત્રક વાંચી પ્રેમપૂર્વક સહી કરી ટપાલમાં બીડવા માટે ' કવર ' તૈયાર કર્યું. ' નથીભાઇ ' આટલું કામ પરવારી રહ્યા અને નિરાંતજીવે ગુણસુંદરી હાથમાં વાંચવા લે છે. " જીવનવિરહ " ના લેખ વાંચતાં તેમને ઓછી આવક ને ઝાઝા ખર્ચની વાત યાદ આવી અને તેમણે " છેગૌરી " ને બુમ મારી કહ્યું:

" સાંભળે છે કે ! આ ઘરનું આટલું બધું ભાડું હવે ક્યાં સુધી ભરવું છે ! તને તે કંઇ વિચાર બિચાર છે કે નહિ ? હું તો હવે બુમ મારી મારીને થાકી ગયો, કે " ઘર બદલવું છે ઘર બદલવું છે " પણ તું સાંભળેજ શાની ! "

" ભાડું વધારે છે તેની કોણ ના પાડે છે ! પણ તેથી કંઇ આપણે ઘર બદલવાનાં નથી. આવી સગવડો બીજે ક્યાંય મળે તેમ નથી. આખી મુંબઇ જોઇ વળી છું પણ આવી જગ્યા ક્યાંય જોવામાં આવી નથી. આપણે તો ઘર બદલવાનો વિચાર માંડી વાળ્યો છે. "

" ઘર તો ઘણું સારૂં પણ આવા બોજા ભરીને ભાડાં તે ક્યાં સુધી મારે ભરવાં ? મને તો ઘર બદલવામાંજ ડહાપણ લાગે છે. "

" હવે બેસો બેસો ડાહ્યા હો તે ! ઘર બાબતમાં તમે શું સમજો ? "

"નહિ તો? બહુ ડાહી છે તે જાણું છું. જરાક વાત કરીએ ત્યાં તરત તોડીજ પાડે. મારે શું? તું તારે ખર્ચ કરવો હોય એટલો કર. હું તો જીવીશ ત્યાં સુધી ગધાવૈતરું કરી છૂટીશ."

આ વખતે નથીભાઇ, ઠેગૌરીથી છૂટાં પડી બ્હાર જવા નીકળ્યા એટલે વાત અહીંજ અટકી.

× × ×

બીજે દિવસે વળી પાછાં બન્ને ક્રિયાપદો બેમાં થઇ ગયાં. પણ આજે "ઠેગૌરી" નો વારો હતો.

"સાંભળ્યું? હવે આપણી આ "હથલી" ૧૪ વર્ષની તો થઇ. અંગ્રેજી ૭ તો થઇ ગઇ. હવે તમે કંઇ તેના વેશવાળનો વિચાર તો કરો. કંઇ આંખો ફૂટે છે કે નહિ?"

"નહિ. મારો મત તો એવો છે કે કન્યાને સોળ વર્ષની ઉમ્મર જ પરણાવવા માટે યોગ્ય છે."

"પણ હું ૧૪ વર્ષના મતની છું ને?"

"બેસ. બેસ...ડાહલી...તું બહુ સમજે."

"હવે તમે બહુ ડાહ્યા છો તે જાણ્યું. બળ્યું આ રોજ રોજ તમે મને ગાંડી ગણો એ કેમ પાલવે?"

"તું પણ મને કે દા'ડે ડાહ્યો ગણે છે?"

"બસ વાત જ એ છે કે દરેક વાતમાં તમે મને "બેસ બેસ ડાહલી" કહીને કાઢી નાંખો ને હું તમારામાં કદાપણ જોતી નથી. આવો વાતવાતમાં મતભેદ હોય ત્યાં ગાડું કેવી રીતે ચાલશે?"

"ત્યારે મારે તને ડાહી ગણવી એમ?"

"નહિ તો મારે તમને ડાહ્યા ગણવા એમ કે?"

વાત ખરી હતી. જેમ ધારાસભામાં એક ઠરાવ પર સરખા મત પડે ને 'ટાઇ' થાને સાઠો આવીને ઉભો રહે તેમ આ પતિપત્ની કાયમ 'ટાઇ' થી પીડાતા. એ એની સભામાં જો એકાદ પ્રમુખ હોત તો તો જાણે 'કાસ્ટીંગ વોટ' થી 'કાં આ પાર કાં પેલેપાર' અથવા 'કાં ભાઇ ડાહ્યા, કાં બ્હેન ડાહ્યા' એમ છેવટને માટે નક્કી થઇ જાત. પરંતુ બન્ને જણા બન્નેને માન્ય થાય તેવા એક પ્રમુખ નીમવામાં એક મત થઇ શકે તેમ હોત તો તો પછી પ્રમુખ લાવવાનીયે શું જરૂર પડે?! વાંધો જ ત્યાં હતો! પણ નથીભાઇને અણીને વખતે ઇશ્વરે બુદ્ધિ સુઝાડી.

"ચાલ આપણે એક કામ કરીએ ત્યારે. આપણા બેમાં 'કોણ ડાહ્યું' એનો ન્યાય કરાવીએ. એક વખત એ નિર્ણય થઇ જાય એટલે કાયમનું દુઃખ મટે."

"કબુલ છે. ચાલો મારે પણ એ કબુલ છે. પરંતુ ન્યાય કોણ કરે?"

"આપણા પાડોશી ન્હોતાભાઇ—

"જો પાછાં! તમે તમારી જાતના પુરુષનેજ ન્યાયાધીશનું કામ સોંપો એટલે તમે જીતી જાઓ! એમ હું નહિ છેતરાઉં તો! હું તો તેની વહુ "હતીબ્હેન" ને નીમવા તૈયાર છું. તમારે કબુલ હોય તો ઠીક નહિ તો માંડી વાળો."

"પણ તને મારી પુરૂષજાત કબુલ ન હોય તો મને તારી સ્ત્રીજાત કયાંથી કબુલ થાય?"

હવે ઇશ્વરે 'ઠેગૌરી' ને બુદ્ધિ સુઝાડી.

"તો ચાલો એમ કરીએ. એ બન્નેને ન્યાયાધીશ બનાવીએ. કહો છે કબુલ?"

"હા, જા...કબુલ. કાલે વાત."

આમ બન્ને ન્યાય કરાવવા તૈયાર થયાં. પ્રભુનો પાડ કારણ કે જો એ બેમાં કોણ ડાહ્યું તેનો નિકાલ થઇ જાય તો આ બે જીવોનો કલેશ મટે એટલુંજ નહિ પરંતુ મારે વાર્તા આગળ લખવી મટે!

### [ ૨ ] ચુનાવણી.

બન્નેમાંથી એકેય ભલે ડાહ્યું ન હોય, બાકી કાચું તો કોઇ ન્હોતું ! કહે છે કે પોતાની વધુમાત કરવા માટે 'છેગોરી' એ ખાનગીમાં 'ન્હોતાભાઇને' ચાહ પાઇને મેળવી લીધેલા, જેથી ન્યાયને દહાડે તેમનો મત 'છેભાઇ' ને મળે ! બીજી બાજુ "નથીભાઇ' 'હતીબ્હેન' ને "બ્હેન બ્હેન" કહીને વીરપસલી આપી આવેલા જેથી તેમનો મત તરફેણમાં પડે !

બીજે દિવસે બન્ને વરઘોડીઆઓએ 'ન્હોતાભાઇ ને હતીબ્હેન' ને સજોડે ચાહ પીવા બોલાવ્યા ને પોતાનો કેસ રજુ કર્યો.

આવેલા મેમાનોમાંનું દરેક જણુ એક બીજાની સામે જોવા લાગ્યું. છેવટે 'હતીબ્હેને' બરફ ભાંગ્યો !

હતીબ્હેને કહ્યું: "મારો મત તો ૧૬ વર્ષની ઉમ્મરે કન્યાને પરણાવવી જોઇએ એવો થાય છે." ત્યાં તો ન્હોતાભાઇ તડુક્યા:—

"બેસ બેસ ડાહ્લી ! તું શું સમજે ? કન્યાને એવડી મોટી કરાવજ નહિ. ૧૬ વર્ષની ઉમ્મર જે 'છેબ્હેન' કહે છે તે તદ્દન વ્યાજબીજ છે."

ચક્રો ફરી ગયા. જજમાન કરતાં મેમાનોમાં મતભેદ વધી પડયો ને તે બેમાં કોણુ ડાહ્યું એ વાત પર ગરમાગરમ તકરાર ચાલી. પરંતુ તેઓ બન્નેએ કોઇની પાસે ન્યાય કરવાનો નિર્ણય ન કરતાં, "સરમાં તો તારી—તમારી વાત છે" એમ કહીને એક બે સામે આંખો કાઢવા લાગ્યા !

થયું. બે ન્યાયાધીશ જેવા બેઠા હતા, તેની 'એન્ય' પડી ભાગી. પણુ તેથી 'નથીભાઇ કે છેબ્હેનને' જરા પણુ વાગ્યું નહિ ! તેમણે તરતજ પાડોશના એક વકીલ મિત્રને પોતાની અસલ તકરારનો ન્યાય કરાવવા બોલાવ્યા.

વકીલ સાહેબે બધું સાંભળી લીધું. તેમણે પોતાના ન્યાયમાં જણાવ્યું:—

"માફ કરજો ભાઇ નથીભાઇ ને છેભાભી, હું હજી પરણ્યો નહિ હોવાથી મેં હજી નિર્ણય નથી કર્યો કે કન્યાને કેટલામે વરસે પરણાવવી જોઇએ."

ન્યાયાધીશને તો પીવડાવેલી ચાહ પણુ માથે પડી. ને તેમના ન્યાયથી બન્નેમાંથી કોઇ પણુ પક્ષકારને સંતોષ ન થયો. બન્નેએ "પોતે ડાહ્યું છે" તે સાબીત કરવા પરસ્પર એક માસની મહેતલ માંગી.

× × ×

હવે બન્ને પતંગે ખુબ ઉંચે ચગવા કમાન કસી ! 'છેબ્હેને' દેશમાંથી મોટા મોટા આગેવાનો જેવા કે સનાતનધર્મી આચાર્યો, હિંદુ સભાના આગેવાનો, વગેરેના મતો મેળવી રાખ્યા. બીજી બાજુ 'નથીભાઇ' પણુ કંઇ હાથ જોડીને નવરા ન્હોતા બેઠા. તેમણે ડો. ગોર, પ્રેસીડંટ પટેલ, મહાત્મા ગાંધી વગેરેના લેખોમાંથી ઉતારા તારવીને તૈયાર રાખ્યા.

મહિનો પુરો થયો ને અમાસને દહાડે બન્ને પક્ષકારોએ પોતપોતાનો કેસ પોતપોતાની પાસે રજુ કર્યો.

નથીભાઇએ લુગડાના કબાટમાંથી કાગળીઆં કાઢી હમલો કરતાં કહ્યું:—

"આ જો આટલા બધા આગેવાનો શું કહે છે તે વાચ. જરા આંખો ફાડીને જો. એ બધા કહે છે કે તું ગાંડી છે ને મારી વાતજ ડહાપણુ ભરેલી છે—"

છેબ્હેને દાણાના ડબ્બામાંથી એટલો જ જબરો થોકડો કાઢી કહ્યું:—

"આ જુવો, આ બધા આગેવાનો શું કહે છે ને વાચો. જરા બે ચશ્મા ચઢાવીને

વાંચો. એ બધા કહે છે કે તમેજ ગાંડા છો ને મારી વાતજ ડહાપણ ભરેલી છે."

હવે નથીભાઇને ચ્હીડ ચડીઃ—

"બેસ બેસ ડાહ્યલી, તારાવાળા તો બધા મેબાપુ દોઢડાહ્યા આગેવાનો છે–જોયા મોટા."

"છેલ્હેન" શેના સાંખે? તેમણે સામી ધાણી ફોડી ફેંક્યું:—

"બેસો બેસો, હવે તમે ને તમારાજ આગેવાનો જાણે ડાહ્યા ને આખી દુનીઆ ગાંડી."

વળી વાત વધી પડી! છેવટ આ બધા આગેવાનોને પડતાં મેલી બન્ને અંગ્રેજ સરકારને પુછવા માટે કબુલ થયા.

સરકારી જવાબ આવી ગયોઃ—

"સરકાર કાંઇ પણ કહી શકે તેવી સ્થિતિમાં નથી. દેશમાં મત વહેંચાયલા છે. તેમાં કોનો મત દેશના હિતાર્થે છે તે સરકારે નહિ પરંતુ પ્રજાએ પોતે નક્કી કરવાનું છે. સરકાર સામાજીક બાબતોમાં માથું નહિ મારતી હોવાથી હવેથી આ બાબત. પત્રવ્યવહાર કરશો તો જવાબ નહિ આપવામાં આવે.

લી. આજ્ઞાંકિત (!) સેવક, ફલાણા સાહેબ."

અરે રે! દુનીઆમાં એક પણ માણસ એવું ડાહ્યું નથી કે જે આ બીચારા શાન્ત પતિ–પત્નીનો કજીઓ મટાડવા કોણ ડાહ્યું તે કહી શકે? ખરેખર, દુનીઆ દહાડે દહાડે મૂર્ખ થતી જાય છે! (એમ હવે બન્ને માનતા થયા.)

× × ×

## [ ૩ ] ફેંસલો.

બન્ને થાક્યા હતા. અને થાક ઉતારવા માટે નવેસરથી લડતા હતા. આજે 'નથીભાઇ'ને સાસરે જમવા જવાનું હતું. 'છેમેરી' સાથેજ હતા. ટ્રામ દોડી રહી હતી જમણા હાથ પર એક નવો રંગ કરાવેલો માળો દેખાયો. એ જોઇને નથીભાઇ કહેઃ

"આ માળાના માલીકે પીળો રંગ કરાવ્યો તેના કરતાં ભુરો રંગ કરાવ્યો હોત તો વધુ શોભત."

પણ 'છેલ્હેન'ને રજપુતોના એ કેસરીઆ રંગ માટે, કૃષ્ણ ભગવાનના પિતાંબરમાંના એ રંગ માટે જબરો પક્ષપાત હતો એટલે તેમને 'પ્રમાણિક' મતભેદ પડયો ને તેમણે કહ્યુંઃ

"રાખો...રાખો...હવે. બળ્યો ભુરો રંગ તે શું શોભે? ધરધણી ડાહ્યો છે તેથીજ તેણે શ્રીકૃષ્ણના પીતાંબરના રંગને પસંદ કર્યો છે."

"બેસ...બેસ ડાહ્યલી. કૃષ્ણ ભગવાનનો એવો ભકત હોય તો પછી ભગવાનના શરીરનોજ ભુરો રંગ શું ખોટો?"

"વળી પાછું તમારૂં ડહાપણ ચલાવ્યું કે? આજે તો મારે પિયર એ તકરારનો નિકાલ કર્યેજ છુટકો છે. નહિ તો મારે છેલ્લા રામરામ. પિયરથી પાછીજ નહિ આવું."

"તો હું તને લીધા વગર સાસરૂં છોડનારજ નથી! સાસરે મારી આબરૂ જાય ને. તને લીધા વગર જાઉં તો? ને તું શું ત્યાં મારી પાસે જબરજસ્તીયે કબુલ કરાવીશ કે બસ તુંજ ડાહી છે?"

હવે 'છેલ્હેન' છેક બે મહિને હસ્યા.

"હારતો. આજે તમને બરોબર લાગમાં લીધા છે."

સાસરૂં આવ્યું. તેમની પુત્રી 'હરીબ્હેન' તો ત્યાં પહેલેથી પહોંચી ગયેલાં. નથીભાઇએ મોઢા પર સરાસણનું તાળું લગાવ્યું છે. સાસરીઆઓ અજબ થયા કે આ ફોનોગ્રાફની માફક બોલતા ચાલતા હસતા રમતા જમાઇરાજ આજે મુંગા મંતર કેમ થઇ ગયા છે?

'છેલ્હેન'ના બાપાજી ઉમ્મરમાં આશરે ૬૦ હશે. 'છેલ્હેન', પોતાના

પિતાજીના કાનમાં એક દીકરીને છાજતાં બધા લાડ કરી લઇને તેમને પોતાના કરી મેલવા માટે પ્રયત્ન કરી લીધો હતો.

બધા જમ્યા ને સસરાજી પાસે જમાઇરાજ, વેવાઇના વાછડાં વગેરેની સભા મળી. ત્યાં ' છેબ્હેને ' ફરિયાદ કરી. નથીભાઇ તો નીચુંજ જોયા કરતા હતા. પણ વડીલશ્રીએ છેબ્હેનને પૂછ્યું કે " એમાંથી કોણ ડાહ્યું તે વાતનો નિકાલ તો પછી થાયને ! પહેલાં તમારી તકરાર તો કહો ! " નથીભાઇએ તકરારના સ્વરૂપો આમ રજુ કર્યાઃ

મારો મતઃ

૧) ભાડું વધારે છે માટે ઘર ખાલી કરવું જોઇએ.

૨) હશેબ્હેનને ૧૬મે વર્ષે પરણાવવી જોઇએઃ

૩) માળાનો રંગ ભૂરો હોવો જોઇએ.

" તેનો મતઃ

૧) ભાડું વધારે હોય તો પણ મારે ઘર ખાલી કરવું નથી.

૨) દીકરીને ૧૪મે વર્ષે પરણાવીશ.

૩) માળાનો રંગ પીળો હોવો જોઇએ.

હવે વડીલશ્રીએ તકરાર સાંભળી લઇ હશેબ્હેનને બોલાવવા માટે છોકરાને મોકલ્યો. પોત્રી આવી.

હવે ડોસાએ બન્ને તરફ ફરીને કહ્યું:

" અરે અક્કલના ઓથમીરો. મારી પાસેથી તમારા બેમાં કોણ ડાહ્યું તે જાણવા માંગો છો, કેમ ? ને પેલી ડાહ્યલી ' છે ' વળી મને કાનમાં કહેવા આવી કે " કેમ બાપાજી, હું ડાહી છું ને ! " હવે લ્યો સાંભળો મારો ન્યાય. તમારા બેમાંથી કોઇ જ ડાહ્યું નથી. ભાડું તમારે હતું તો તે ઘટાડવા માટે ઘર-ધણીને પૂછ્યું હતું કે અમથાજ ખાલી કરવા માટે લડી પડયા? એ તો મને કાલે મળ્યા હતા ને કહેતા હતા કે કંઇ સુખદુઃખ હોય તો કહેજો. પણ તમારે તો ન પૂછવું ન ગાછવું ને બસ રોજરોજ લડવું. વારૂ. ' હશે 'ને પરણાવવા માટે લડી પડયા પણ તમે ' હશે 'ને પોતાને પૂછ્યું છે કે ? જો, દીકરી, હસલી, આ તારા માંબાપ તને પુછ્યા ગાછ્યા વગર પરણાવવા માટે ધમાધમ કરે છે ! બોલ બેટા તારે કયારે પરણવું છે ? ' હશે ' જરા શરમાઇ છતા વડીલના આગ્રહથી બોલી.

" ચોદમે વર્ષે પણ નહિ ને સોળમે વર્ષે પણ નહિ. મારે તો આ ભણતર પુરું થયા પછી વાત "

ડોસોઃ " લ્યો મૂર્ખાંઓ, સાંભળો. આ તમારા ડહાપણનું સર્ટીફીકેટ ! ને 'માળાનો રંગ માળાના ધણી ભૂરો કરાવે કે પીળો કરાવે તેમાં તમને શું સ્નાન સુતક બેઠું કે રસ્તે આવતાં પણ લડી નાંખ્યું ? "

" નથીભાઇ ને છેબ્હેન " જેને માટે લડતા હતાં તેને જ પુછવાનું ભૂલી ગયેલા તે માટે પોતાની મૂર્ખતા પર મનમાં હસવા લાગ્યા ને મોઢું ઉતારીને બેઠા.

હવે ડોસાએ પૂછ્યુઃ " કહો, હવે તમારા બેમાં છે કોઇ ડાહ્યું ? "

બન્નેએ એકી સાથે કહ્યું: " કોઇ નહિ. "

પણ " હશે " માબાપને વળગી પડી બોલીઃ-

" ના, દાદાજી, બન્ને ડાહ્યા છે, હો. "

× × ×

" નથીભાઇ, છેબ્હેન ને હસલી " ઘેર આવ્યા. હવે બન્નેને જ્યારે મતભેદ પડે છે ત્યારે " બેસ બેસ ડાહ્યલી " કે " રાખો રાખો હવે ડાહ્યા છો તે " એમ ન બોલતાં બન્ને જણ " હસલી " ને બોલાવી તેનો ન્યાય માથે ચડાવે છે !



# બાળકને માંદગીમાંથી કેમ બચાવવું. ?

## લેખ ૨જો : ક્ષય રોગ



લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી, બી. એસ , ડી. પી. એચ. ડી ટી. એમ; હેલ્થ ઓફીસર, સુરત.

આ લેખમા આપણે, બાળકને ક્ષય રોગથી કેવી રીતે બચાવવું તે જોઇશું. ક્ષય રોગ તે આયુર્વેદશાસ્ત્ર પ્રમાણે રોગોનો રાજા ગણાય છે. અને તે રોગ લાગુ પડયા પછી જો તાત્કાળીક તેનો ઇલાજ ન કરવામાં આવે તો તે અસાધ્ય થઇ પડે છે.

આ રોગ વિશેષ કરીને બાળકો અને યુવાનોને જલદી લાગુ પડે છે. પશ્ચિમના સુધારાની પ્રગતિ સાથે આ રોગની પ્રગતિ પણ આ દેશમાં થઇ છે. આ ભયંકર રોગથી દર વર્ષે આ દેશના સેંકડો બાળકો ને યુવકો મૃત્યુને શરણ થાય છે. આ રોગના જુદા જુદા પ્રકાર હોય છે તેમાંના ખાસ કરીને ફેફસાનો ક્ષય રોગ, આંતરડાનો ક્ષય રોગ, ગળા વીગેરેની ગાંઠોનો ક્ષય રોગ ( કંઠમાળ ) અને હાડકાનો ક્ષય રોગ. આ ચાર પ્રકાર અગત્યના છે અને તેમાંનાં પહેલા બે બાળકોને વધુ પ્રમાણમાં લાગુ પડે છે. તાવ, ખાસી અને ઝાડાથી પીડાતા ઘણા બાળકોને એક અથવા બીજા પ્રકારનો ક્ષય રોગજ લાગુ પડેલો હોય છે.

મોટા પેટવાળા અને ઝાડાની બિમારી ભોગવતા બાળકોને સાધારણ રીતે આંતરડાનો ક્ષય રોગ લાગુ પડેલો હોય છે. વળી આંતરડાની સાથે લાગેલી પાતળી પારદર્શક ચામડીની અંદરની ગાંઠોમાં પણ આ રોગ લાગુ પડે છે અને તેને લીધે પણ બાળકનું પેટ મોટું થઇ જાય છે. લગભગ દરેક જાતના ક્ષય રોગમા તાવ તો લાગુ પડે જ છે. ફેફસાના કાયમ રોગમાં બાળકને ખાંસી આવે છે અને ઝીણો તાવ આવે છે. ઉપર વર્ણવેલા આંતરડાના અને ફેફસાના બન્ને રોગમાં બાળકનું વજન દીન પ્રતિદીન ઘટતું જાય છે અને બાળક સુકાતુ જાય છે અને યોગ્ય ઇલાજ ન થાય તો મૃત્યુવશ થાય છે. આ રોગ એક વખત લાગુ પડયા પછી તેને દુર કરવો તે વૈદ્ય અને ડોકટરો માટે એક મહાન અને ગંભિર પ્રશ્ન છે. ઘણી વખત બધા ઉપાય કરવા છતા તે રોગ સારો થતો નથી. આટલા માટે આ રોગથી બચવા માટેના બધા ઇલાજો દરેક માતાએ જાણવા જોઇએ. " રોગથી પીડાઇને પછી દવા ખાઇ સારા થવું તે બહુ અઘરું કામ છે પણ રોગથી બચવું તે સહેલું છે, " આ એક અંગ્રેજી કહેવત છે તે ક્ષય રોગ માટે બરાબર લાગુ પડે છે.

અંગ્રેજીમાં એક બીજી કહેવત છે કે " જે ઘરમા સૂર્યનો તડકો પ્રવેશ કરતો નથી ત્યા ડોકટરે પ્રવેશ કરવો પડે છે. " આ

કહેવત ખાસ કરીને ક્ષય રોગને લાગુ પડે છે. ક્ષય રોગ થવાનું મુખ્ય કારણ સ્વચ્છ હવા અને સૂર્યના પ્રકાશનો અભાવ. બાળકને આખો દીવસ લગભગ ઘરમાંજ રહેવાનું હોય છે અને જો તેને સ્વચ્છ હવા અને સૂર્યનો પ્રકાશ ને તડકો ન મળે તો તેને ક્ષય રોગ લાગુ પડે છે.

આપણી માતાઓને, બાળકોને શરદી લાગી જાય તેનો ભય બહુ હોય છે. આટલા માટે તેઓ બાળકને ઘરમાં ને ઘરમા રાખે છે. વળી સ્વચ્છ હવા, સૂર્યનો પ્રકાશ અને તડકાની ખરી કીંમત આપણને બચપણમાં શીખવવામાં આવતી નથી. તેથી આપણે તેનો પુરો ઉપયોગ કરતા નથી.

સખ્ત શીયાળાની ઋતુમાં ખુલ્લી હવામાં, એક બાબાગાડીમાં સવારના ૭ વાગે ૧ વર્ષના બાળકને બેસારી રાખ્યું હોય તો આપણી બ્હેનો તે બાળકની માતા માટે શું અભિપ્રાય બાંધશે ? તેઓ એમજ કહેશે કે કે બાળકની માતા દયા વગરની, અકલ વગરની છે અને તેને બાળક વહાલું નથી. કદાચ ઇંગ્લેંડ જેવા સખત ઠંડી ઋતુવાળા દેશમાં બાળકને આવી રીતે રાખવામાં આવે છે તે વાત આપણી બ્હેનોને કહેવામાં આવે તો તેઓ તે વાત માને જ નહિ અને આ વાત સાચી છે એમ આપણે સાબિત કરીએ તો તેઓ ઇંગ્લેન્ડના બાળકોની માતાઓને રાક્ષસી કહીનેજ સંબોધે ! પરંતુ ઉપરના વર્ણનમાં જરા પણ અતિશયોક્તિ નથી. ઇંગ્લેન્ડની મધ્યમ વર્ગની કેળવાયેલી માતાઓ, વરસાદ અને બરફ ન પડતો હોય ત્યારે બને ત્યાં સુધી નાના બાળકને ઘરના બગીચામાં ખુલ્લી હવામાં યોગ્ય કપડાં પહેરાવીને બેસારે છે અને પોતે ઘરની અંદર કામ કરે છે. આપણા દેશમાં તો બાળકને ઘરની બહાર કાઢવાની તો વાત જ નહિં પણ વધારામાં ઘરનાં બારી બારણા પણ બંધ કરવામાં આવે છે. કારણ કે રખે ને બાળકને હવા લાગી જાય ! "બખા સો નખા" એવી કહેવત આ દેશમાં પ્રચલીત છે તે કોઇ અક્કલના ઓથમીરે શોધી કાઢી હશે એમ મને તો લાગે છે.

હવા અને પ્રકાશ વિષે આટલું વિવેચન કર્યા પછી આપણે ક્ષય રોગ અટકાવવા માટે બીજી શું શું બાબતો ધ્યાનમાં રાખવાની છે તે જોઇશું.

દરેક બાળકના તંદુરસ્તીના ઇતિહાસમાં ખોરાક અગત્યનો ભાગ ભજવે છે. બાળકને પચી શકે તેવો, સાત્વિક અને સાદો ખોરાક આપવો જોઇએ. એક વર્ષની અંદરનું બાળક માતાનું દૂધ પીએ છે તેને માટે કાંઇ નહિ લખતા, એકથી સાત વર્ષ સુધીના બાળકને કેવો અને કયો ખોરાક આપવો તે અહિં જણાવવું અગત્યનું છે. સાધારણ રીતે આપણા નાના બાળકો દાળભાત અને ખીચડી-બાફ વધારે લેય છે કારણ કે આપણે એમ માનીએ છીએ કે ભાત તે હલકો ખોરાક છે પણ ભાત તે સાત્ત્વક ખોરાક છે કે કેમ તે જાણવાની આપણે દરકાર કરતા નથી. ભાતમાં પ્રોટીન નામનું તત્વ બહુજ ઓછું હોય છે. આપણી પાણી મેળવેલી ઢીલી દાલમાં, પાણીની વધારે પડતી મેળવણીને લીધે પ્રોટીન તત્વનું પ્રમાણ બહુ ઓછું થઇ જાય છે અને તેમાયે વળી આપણે તો બાળકને ભારે ન પડે માટે દાળનું પાણીજ આપીએ છીએ ! આપણી બ્હેનોએ જાણવું જોઇએ કે બાળક તે એક ઉછરતું વૃક્ષ છે; તેને પોષણકારક ખોરાકની જરૂર છે. તેના કુમળા હાડકામાં અને તેના કોમળ સ્નાયુમાં જોર અને વૃદ્ધિ આપવા માટે, તેને મોટી ઉમરના માણસ કરતાં વધારે સાત્વિક ખોરાકની જરૂર છે. નાનપણમાં સારો ખોરાક ખાયેલા મનુષ્યનું શરીર કદાવર બને છે. બાળકને દુધ પુરતા

પ્રમાણમાં આપવાની જરૂર છે. તે ઉપરાંત ઘઉંની ખરી કરેલી સારી રીતે ઘી ચોપડેલી રોટલી અને તુવર અને મગની દાળ આપવાં જોઇએ. વધારામાં બાળકને "વાઇટમીન્સ" નામનો સાત્વિક પદાર્થ મળે તેટલા માટે બાળકને તાજા ફળ આપવા જરૂરી છે. ચ્હા બાળકને આપવી તે નુકશાનકારક છે અને તેમાંએ વળી સ્વદેશી રીતે ઉકાળેલી ચ્હા આપવી તે તો નાની ઉમરમાંજ બાળકને વૃદ્ધ બનાવી દેવાનો અકસીર ઉપાય છે. સાત્વિક ખોરાકને લીધે બાળક તે રોગની સામે ટક્કર ઝીલવાની શક્તિ વધે છે અને તેથી તેના પર ક્ષયરોગના જંતુઓ આક્રમણ કરી શકતા નથી. બાળકને અતિશય તેલ મરચાવાળો ખોરાક આપવો તે બહુજ હાનીકારક છે. તેનાથી બાળકની શક્તિ ઓછી થાય છે, આંતરડા કમજોર થાય છે અને ફેફસાંની તાકાત ઘટે છે.

હવે આપણે ક્ષય રોગના ચેપી જંતુઓથી કેવી રીતે બચવું તે જોઇશું. જો ઘરમાં કોઇ પણ માણસ ક્ષય રોગથી પીડાતો હોય તો તેનો સુવાનો ઓરડો, વાસણ અને તેને વાપરવાની દરેક વસ્તુ જુદી રાખવી જોઇએ. બાળકને તો કદાપિ ક્ષયરોગીના ઓરડામાં જવા પણ દેવું નહીં તેમ ક્ષયરોગીએ વાપરેલી કોઇપણ વસ્તુનો ઉપયોગ, તેને ઉકળતા પાણીમાં સાબુવડે ધોઇ નાંખ્યા સિવાય કરવો નહિ. ક્ષયરોગના દરદીનો કફ અને થુંક બહુજ ચેપી છે માટે તેને ખાસ [illegible] વાસણમાંજ એકઠો થવા દેવો અને પછી [illegible] નાખવું ફેનાઇલનું ગ્રોશન નાંખી પછીજ [illegible] નાંખવો. વધારે સહિસલામત તો એ છે કે તેવા થુંક અને કફને બાળી નાંખવા.

ક્ષયરોગના દરદીના શ્વાસ મારફતે પણ ક્ષયના જંતુઓ હવામાં ઉડે છે અને તે શ્વાસ મારફતેજ બીજાના ફેફસાંમાં પ્રવેશ કરે છે. આ ઉપરથી આપણે જોઇ શકશું કે ક્ષયરોગીના ઓરડાની હવા ભયંકર રીતે દુષિત થયલી હોય છે. આવી હવામાં કુમળું બાળક જાય તો તેને જરૂર આ રોગ લાગુ પડે. ક્ષયરોગીએ ખાધેલી ચીજ કોઇએ ખાવી નહિ જોઇએ. તે ખાવી તેનો અર્થ ક્ષયરોગને સીધું આમંત્રણ કરવા બરાબર છે. આપણી તંદુરસ્તીના નિયમો પ્રત્યેની બેદરકારીને લીધે અને ચેપી રોગોને અટકાવવાના સાધારણ જ્ઞાનના અભાવે ને આપણા દેશમાં ક્ષયરોગ દીનપ્રતિદીન વધતો જાય છે. તેને અટકાવવો તે આપણા જ હાથની જ વાત છે.

કેટલાકને જાણીને અજાયબી થશે કે ગાય ઇત્યાદિ દૂધાળાં જાનવરને પણ ક્ષય રોગ લાગુ પડે છે અને તેના દૂધમાં પણ ક્ષય રોગના જંતુઓ હોય છે. આવું દૂધ જો માણસ પીએ તે તેને પણ ક્ષયરોગ લાગુ પડે. આટલા માટે દૂધ હમેશા ગરમ કરીને જ પીવું. બાળકને આટલા માટે દૂધ આપવામાં ખાસ સાવચેતી રાખવી. જાનવરના દૂધથી થતો ક્ષય રોગ યુરોપમાં ઘણા વિશેષ પ્રમાણમાં જોવામાં આવેલો અને ત્યાં દૂધાળાં જાનવરોના તબેલા ઉપર બહુજ ચાંપતી દેખરેખ રાખવામાં આવે છે.

ક્ષયરોગના દરદીને ઉંચી સપાટી પર આવેલા સારી અબોહવાવાળા પ્રદેશમાં બાંધેલા સેનેટોરીયમમાં મોકલવાની પ્રથા આપણા દેશમાં બહુ પ્રચલિત નથી. યુરોપમાં બને ત્યાં સુધી ક્ષયના દરદીને સેનેટોરીયમમાંજ મોકલી દેવામાં આવે છે જેથી કરીને તે માણસ પોતાનો રોગ નાબુદ કરી શકે છે અને તે ઉપરાંત તે રોગ બીજા મનુષ્યોમાં ફેલાતો અટકાવી શકે છે. આપણા દેશમાં આવા સેનેટોરીયમો ફક્ત પાંચ દશ કે પંદર હશે આવી સંસ્થાઓ વધુ સંખ્યામાં હોવાની દેશની તંદુરસ્તીને ખાતર ખાસ જરૂર છે.

# હો ક્હાન ! કહોજી—

લેખકઃ રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, બી. એ.

૧

હો શ્યામ ! કહોજી : છોડી ગયા ક્યાં ? રસસરવર પાળે ?
હો ક્હાન ! કહોજી : કોણ રીઝવશે ? બંસરીના ગાને ?

૨

વિધરંગ વિહંગ વિરાજે,
નવપલ્લવ નયન નચાવે;
સરિતા સુખસ્વપ્ન રમાવે,
વનરાજી વિયોગ વધારે;
હો શ્યામ ! કહોજી : અથડાવું ક્યાં ? નિર્જનવન વાટે ?
હો ક્હાન ! કહોજી—

૩

શશી વાદળમાંહિ લપાયે,
તારલિયા તન તલસાવે;
પછી ચાંદની યે સરી જાયે,
રજની ઘનઘોર સતાવે;
હો શ્યામ ! કહોજી : માઝમ રાતે, નવ નિરખ્યા ભાવે ?
હો ક્હાન ! કહોજી—

૪

ગૃહકામ બધાં વિસરાયે,
તન મનનાં ભાન ભૂલાયે;
દિલડું નહિ રહમળાયે,
કથની જઇ ક્યાં કહેવાયે ?
હો શ્યામ ! કહોજી : શોધી વળું ક્યાં ? યમૂના જલઘાટે ?
હો ક્હાન ! કહોજી—

૫

હસનાં હઇડાં હિજરાયે,
સૂનકાર સમય શિરાયે;
અનુરાગ અસીમ અજાણે-
કલ્પાન્ત કર્યું ન કરાયે:
હો શ્યામ ! કહોજી : મિલન લખ્યાં ક્યાં ? ભવ પરભવ માંહે ?
હો ક્હાન ! કહોજી—



# સાવકી મા.

લેખકઃ ર. "પીયૂસ"

ત્રણ ચાર વર્ષ થયાં વિનોદીની રંગુનમાં રહેતી હતી એટલે, કદાચ રંગુન છોડવું પડશે એવા પતિના શબ્દોથી તેને દિલગીરી થઇ.

"કેમ તને કાંઇ શોક નથી થતો?" તેના પતિ નૃપેશે કહ્યું: "તું તો અહીં ઘણો વખત રહી છે."

વિનોદીનીએ જરા ધ્રુજકાઇને જવાબ આપ્યો: "જરાયે નહિ. એમાં વળી શોક થવા જેવું શું છે? થોડી વાર પછી તે બોલી, "મને તો માત્ર આ બાબુની જ ચિંતા છે."

"કેમ, બાબુની શી ચિન્તા; તે તો તારી સાથે આવવાનો છે ને?

"તે તો આવવાનોજ; પરંતુ તેની અમ્મા નહિ આવવાની ને જો તે નહિ હશે તો એ ખાશે પણ નહિ અને ઉંઘશે પણ નહિ. બે દિવસમા તો તે મને પજવી નાંખશે. હવે તે સમજણો થયો છે એટલે તેને ભૂલી પણ શકશે નહિ. તેની જગાએ કોઇ બીજો નોકર પણ ચાલી શકશે નહિ."

બાબુ, નૃપેશ અને વિનોદીનીનો, એકનો એક પુત્ર હતો. તેને માટે એક 'આયા' રાખવામાં આવી હતી. ઘરમાં બધાયે તેને 'આયા' કહેતા પરંતુ બાબુ તો તેને અમ્માજ કહેતો. આયાનું વય ૪૦ વર્ષનું હતું. અને તે મદ્રાસી હોવાથી રંગે કાળી શાહી જેવી હતી. સ્વભાવે તે ઘણીજ ક્રોધી હતી. બાબુનો જન્મ થતાંજ તેનું આ ગૃહમાં આગમન થયું હતું અને ત્યારથી તેનું ઘર પણ એજ હતું.

બર્મા છોડવાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં જ મુશ્કેલી ઉભી થઇ. આયા કાંઇ બાબુ માટે બર્મા છોડે નહિ અને બાબુને આયા વગર ચાલે નહિ. ત્યારે કરવું શું?

"એ બાબતમાં કાંઇ પણ થઇ શકે એમ નથી." નૃપેશે પોતાની પત્નીને કહ્યું: "હવે તો થોડા દિવસ તેની પજવણી ખમી લીધેજ છુટકો. તે કદાચ તેને પોતાનાં બાળક પ્રમાણે ચાહતી હશે પરંતુ તે કાંઇ તેના સંબંધીઓ, મિત્રો, સગાંઓ વિગેરેને બાબુ માટે છોડે નહિ."

"પરંતુ તેને પૂછી જોયું હોય તો શું વાંધો?" વિનોદીનીએ પુછયું, "આપણે કાંઇ તેને બળજબરીથી આવવા કહેવાના નથી. ગમે તેમ પણ તે સ્ત્રી છે અને પ્રેમને માટે ગૃહ, સગાં અને સંબંધીઓનો ત્યાગ કરવાનો સ્ત્રીઓને મહાવરો છે."

"તો તને ઠીક લાગે એમ કર" નૃપેશે કહ્યું:

બરાબર આજ સમયે બાબુ અમ્મા સાથે બહારથી ફરીને પાછો આવ્યો અને વિનોદીનીએ આયાને ઉપલી બાબતસર પૂછ્યું.

થોડો વખત તો તે શાન્ત રહી વિચાર કરવા લાગી અને પછીથી તેણે સાથે આવવા હા પાડી.

વિનોદીની તો આશ્ચર્ય પામી. આટલું બધું જલદી આયા આવવા કબૂલ થશે એમ તેણે ધાર્યું ન હતું. એટલે તેણે કહ્યું. "હું તારો પગાર વધારીશ."

આયાએ કહ્યું, "મારે કાંઇ વધારે નથી જોઇતું. તમે મને વીસ રૂપૈયા આપો છો તેટલા આપજો. હું કંઇ પેસા માટે આવતી નથી." આટલું કહી તે પાછી બાબુને લઇ ચાલી ગઇ. આયાએ આવવા કબુલ્યું એથી જાણે વિનોદીનીનો તો મોટો ભાર હલકો થઇગયો. બાબુ ઘણોજ તોફાની હતો એટલે તે કોઇથી સચવાતો નહિ. દિવસે તો વિનોદીની તેને જેમ તેમ સાચવતી પરંતુ રાત્રે તેને સંભાળવાનું મુશ્કેલ થઇ પડતું કારણ કે તે કોઇને ઉંઘવા ન દેતો. કોઇ રાત્રે તો તે આઠ દશ કલાક સુધી રડયાજ કરતો. ચીડાવાની કે ધમકાવવાની તેના પર કાંઇ અસર થતી નહિ. એક રાત્રે આવું બન્યું ત્યારે નૃપેશ ઘણો ચીડાયો અને તેને એકતમાચો ખેંચી કાઢયો. આની અસર ધારવા કરતાં ઉલટીજ થઇ એટલે રાત્રે જરાપણ ઉંઘાયું નહિ.

સવાર થયું એટલે તો નૃપેશ પર જાણે પુષ્પવૃષ્ટિ શરૂ થઇ ! વિનોદીનીનાં ઠપકાંભર્યા શબ્દો સાંભળી ન રહ્યો ત્યાં તો આયા આવી પહોંચી અને બધી વાત જાણતાં નૃપેશને ઠપકો આપ્યો, એટલે નૃપેશ મુંગો મુંગો ચ્હા પી બહાર ગયો. એક ફક્ત રસોયો હરનાથ કાંઇક કાંઇક બબડતો પોતાનું કામ કરતો રહ્યો.

તે સાંજે હમેશનાં જેમ વિનોદીનીએ હરનાથને જલદી રસોઇ કરવા કહ્યું. આયા હમેશાં સાંજના સાડાસાત પછી જતી અને તે પહેલાં વિનોદીનીએ જમી લેવું જોઇએ; નહિ તો બાબુનાં તોફાનમાં તેને જમવાનો સમય મળતોજ નહિ. બાબુને હમેશાં આયાજ જમાડતી અને પછી તેને સુવાડી દેતી.

બાબુ ઉંઘી જાય કે તરતજ આયા જતી રહેતી. પરંતુ આજે વિનોદીની જમીને આવી તો પણ આયા ઘરમાં હોય એમ લાગ્યું. બાબુનાં પારણાં પાસે એક ફાટેલી સાદડી પર તે સુતી હતી. વિનોદીનીને આશ્ચર્ય થયું. થોડીવાર ત્યાં શાન્ત ઉભી રહી તેણે પૂછ્યું. "કેમ ઘરે નથી જવું ?"

આયા બગાસું ખાઇ બેઠી; અને કહ્યું કે તે ત્યાંજ રહેવાની છે. રડવા માટે રાત્રે બાબુને કાંઇ મારવા દેવાય નહિ. ભલે શેઠ અને શેઠાણી નિદ્રા લીએ. તે પોતે બાબુને રાખશે. જો શેઠાણી ચારેક પૈસા આપે તો બહાર જઇ કાંઇ ખાઇ આવવાની તેણે ઇચ્છા બતાવી.

શાન્તિથી ઉંઘવાનું મળશે એ આશાથી વિનોદીની ઘણોજ આનંદ પામી અને તેણે ચાર પૈસાને બદલે આયાને ચાર આના કાઢી આપ્યા.

આ વ્યવસ્થા હવે કાયમની થઇ. નૃપેશ અને વિનોદીની હવે શાન્તિથી નિંદ્રા લઇ શકતાં. આયા બાબુને રાખતી. રાત્રે ઘણીએ વખત બાબુને હાથમાં લઇ આમતેમ ફરતી. છતાંયે સવારમાં તે થાકતી નહિ. તે તો હમેશનાં જેટલુંજ કામ કરતી. આથી વિનોદીનીને કાંઇ શરમ આવી અને તેણે પગાર વધારવા કહ્યું; પરંતુ આયાએ ના પાડી. તેણે કહ્યું કે આ દુનિઆમા તે એકલી જ છે. એટલે વધારે પૈસાનું શું કરવું ?

આમ થોડા માસ વીત્યા એટલે બંગી છોડવાનો સમય આવ્યો. આયા તો તૈયાર જ હતી. વિનોદીનીએ નૃપેશને કહ્યું. "જુઓ,

બાળુ તેને અમ્મા કહે છે તે બરોબર છે. કોઇ આગલા જન્મમાં તે તેની માતાજ હોવી જોઇએ. નહિ તો તે કાંઇ એને માટે આટલો બધો ભોગ આપે નહિ."

ધર્મા છોડવાનો દિવસ નજીક આવ્યો. વિનોદીની ઘણી જ મુસ્કેલીથી બધો સામાન બાંધી શકી. આયા પાસે તો હતું જ શું ? તેણે તો તેના સામાનમાં બાળુને હાથમાં ઉપાડી લીધો.

આગબોટમાં જરા તેને અગવડ પડી. દરિઆની પ્રથમજ મુસાફરી હોવાથી દરિયાની સ્વાભાવિક માંદગીની અસર તેને થઇ. છતાં બાળુ તો તેનો કેડો છોડતો જ નહિ. બાળુ તેને ફરવાની જીદ કરવા લાગ્યો. આથી નૃપેશે તેને ધમકાવી ખેંચી લીધો. બસ, આયાની માંદગી પૂરી થવા માટે આટલું જ બસ હતું. તરતજ તેણે બાળુને નૃપેશ પાસેથી લઇ લીધો અને આમતેમ ફરવા લાગી.

ત્રણ દિવસની મુસાફરી પછી તેઓ કલકત્તા આવી પહોંચ્યાં. નૃપેશ અને વિનોદીની તો કલકત્તાથી સુપરિચિત હતાં. પરંતુ આયાને બધે અણજાણ્યું લાગતું.

જીવનની દરેક સ્થિતિને અનુકુળ દરેક જણ થઇ શકે છે. એ પ્રમાણે આયા અહીં પણ પડોશીઓ સાથે તેમજ આજુબાજુના દુકાનદારો સાથે પરિચિત થઇ ગઇ. તે બંગાળી બોલી નહિ શકતી પરંતુ સાધારણ સમજી શકતી એટલે આગળ ધપાવ્યે રાખતી.

પરંતુ નસીબ હવે પ્રહાર કરવા મંડયું. થોડાકજ દિવસની માંદગી ભોગવી પતિ તથા બાળકને એકલવાયાં મૂકી વિનોદીની આ દુનીઆનો ત્યાગ કરી ગઇ. નૃપેશના ઉપર તો જાણે વજ્રપ્રહાર થયો.

પ્રિય પત્નીનાં અવસાનથી ધંધા તરફ પણ તે બેદરકાર રહેવા લાગ્યો અને આને પરિણામે તે કેટલાંક દેવામાં દટાયો.

ગમે એટલાં હૃદયભંગ માણસને પણ રોટલાની તો જરૂર પડે છેજ. દિવસો થતાં શોક કાંઇક ઓછો થવા માંડે છે. નૃપેશને માટે જો કે એમ ન બન્યું પરંતુ પુત્ર હોવાથી હવે તેને કાંઇક ધંધાની શોધમાં જવું પડયું. મહાપ્રયત્ને એક સાધારણ નોકરી મળી, તે જો કે ઘણી સારી તો નહોતી પરંતુ સમયને અનુસરી તેનો સ્વીકાર કરવો પડયો. જુનું ઘર છોડી તે સસ્તાં ભાડાંનાં એક નાનકડા ઘરમાં રહેવા લાગ્યો.

આવી સ્થિતિમાં બન્ને નોકરો રાખી શકાય એમ નહોતું. ચાલુ પગારમાંથી એવી મોજશોખ થઇ શકે એમ નહોતું. પરંતુ એક માણસ બેનું કામ પણ કરી શકે નહિ. વિનોદીની જીવતી હતી ત્યારે પણ બે નોકરોની તો જરૂર પડતી. પરંતુ હવે એકથી ચલાવી લેવાનો પ્રસંગ આવ્યો. આવકનો પણ વિચાર કરવો રહ્યો ને !

નૃપેશે રસોઇયા હરનાથને રજા આપવા વિચાર કર્યો. આયા બન્ને કામ સહેલાઇથી કરી શકશે. આયા ગમે તેમ કરી રસોઇ બનાવશે. આયાને રજા આપવાનો તો તે વિચારજ નહોતો કરી શકતો. કારણ કે તેણે તો બાળુ માટે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. વળી બાળુને બીજું કોઇ રાખી શકે એમ પણ નહોતું એટલે આયાને જો રજા આપવામાં આવે તો બાળુને રાખવોજ મુસ્કેલ થઇ પડે. એટલે નૃપેશે હરનાથને તેના એક મિત્રને ત્યાં મોકલી દીધો. આયા બાળુને રમાડતી રસોઇ કરતી. આયા મદ્રાસી હોવાથી તેને બરોબર રસોઇ આવડતી નહિ એટલે ગમે તેવું રાંધી તે નૃપેશને જમાડતી. આયા રસોઇમાં પોતાનું અજ્ઞાન સમજી શકતી અને ઘણી વખત શરમાતી પણ ખરી.

તરતજ નૃપેશ હરનાથને પાછો લઇ આવ્યો. હવે આયાને પણ કાંઇક લાગી

આવ્યું તે સારી રીતે સમજતી કે શેઠ બે બે નોકરોને પોષી શકે એમ નથી. એટલે તે એક રાત્રે બાબુને છોડીને ચાલી ગઈ. નૃપેશે તેને ક્યાં જાય છે એમ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે પડોશમાં તેનો એક સગો રહે છે તેને ત્યાં બે ત્રણ દિવસ રહી કોઈક નવી નોકરી શોધી લેશે.

હવે નૃપેશની કમબખ્તી પૂરેપૂરી આવી. તે ખાધા વિના ચલાવી શકે પરંતુ બાબુને રાખવાનું કામ તેનાથી થઈ શકે એમ નહોતું.

રાત્રે જમી રહ્યા પછી હરનાથે બાબુને રાત્રે બારેક વાગ્યા સુધી રમાડયો. નૃપેશે ત્યાં સુધી કામ કર્યું. અને સુવાનો વખત થતાં હરનાથે બાબુને નૃપેશ પાસે સુવાડી દીધે. આખા દિવસનો થાકેલો બાબુ જરા ઉંઘમાં પડ્યો એટલે શાન્તિથી નિદ્રા લેવાશે એવી નૃપેશને આશા બંધાઈ.

પરંતુ એ આશા નિરર્થક ગઈ. બાબુ તરતજ ચમકીને જાગી ઉઠ્યો અને આરડ કરવા લાગ્યો. નૃપેશે હરનાથને ચાર પાંચ બુમો પાડી પરંતુ તે ઘોર નિદ્રામાંથી જાગ્યો નહિ અત્યંત ક્રોધમાં નૃપેશે બાબુને ઉંચક્યો પણ તુરતજ તેની મૃત માતાનું નૃપેશને સ્મરણ થયું. બિચારો માતા વિનાનો બાળક ! આના પર પણ તેને ચીઃ ચઢી. તેને જવાનું કેણે કહ્યું હતું !

બીજે દિવસ ઓફિસમાં પોતાના બેચાર સાથીઓને તેણે પોતાની મુશ્કેલી જણાવી એટલે બધાએ તેને કોઈ સારી પુખ્ત વયની છોકરી સાથે પરણવા જણાવ્યું. નૃપેશ આ સાંભળતાંજ શરમાઈ ગયો.

ઘરે આવ્યો ત્યાં તો હરનાથે બાબુના પરાક્રમોના વર્ણનો સંભળાવવા માંડ્યાં. નૃપેશ વધુ ગુંચવાયો. રાત્રે નૃપેશ કામ કરવા બેઠો અને બાબુને જેમ અને તેમ જલદી સુવાડવા તેણે હરનાથને જણાવ્યું.

હરનાથ બાબુને લઈ આમ તેમ કઠોર સ્વરે ગીત ગાતો ફરવા લાગ્યો અને થોડાજ વખતમાં ઉંઘી ગયો. આ સમયે બરાબર સાડા નવ થયા હતા. નૃપેશ પણ થાકી ગયો હતો એટલે જરા નિદ્રા મળે એમ કરી તરતજ ઉંઘી ગયો. બાબુ તેને ઉંઘવા નહિ દે એવી તેને તો શંકાજ હતી.

પરંતુ તે જ્યારે જાગ્યો ત્યારે તેની બારીમાં સૂર્યનો પ્રકાશ પણ પ્રવેશ પામી ચૂક્યો હતો. તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. ઘડીયાળમાં જોયું તો સાડા આઠ થયા હતા. નોકરને બોલાવી બાબુ સંબંધી પૂછપરછ કરતાં હરનાથે જણાવ્યું કે તે તો તેની અમ્મા સાથે ફરવા ગયો હતો.

નૃપેશ આ માની શક્યો નહિ એટલે તેણે પુછ્યું ! "અમ્મા સાથે ? તે ક્યારે આવી ?"

તે ગઈ કાલે રાત્રે આવી હતી અને ઓરડા પાછળ સંતાઈ રહી હતી. ત્યારે તો મેં તેને જોઈ નહિ પરંતુ રાત્રે જ્યારે બાબુએ રડવા માંડ્યું ત્યારે તે બહાર નીકળી અને બાબુને લઈ પાંચ વાગતાં સુધી ફરી. અર્ધો કલાક ઉપરજ તે પાછી ઉઠી અને બાબુને લઈ ફરવા ગઈ."

નૃપેશનાં મનમાંથી તો જાણે મોટો બોજો ઉતરી ગયો. તે અમ્મા વિના ચલાવી શકત પરંતુ રાત્રે બાબુનું નોકસાન તેનાથી સહ્યું જતું નહતું. ઉપરાંત બાળકની કોઈ દરકાર લેનાર નહતું. હવે તેને આવી રીતે કરકસર કરવી પાલવે એમ નહતું. એટલે તેણે આવક વધારવીજ જોઈએ.

હરનાથ ત્યાંજ ઉભો હતો. તેણે પૂછ્યું, "ત્યારે મને રજા આપો !"

"ત્યારે રાંધશે કોણ ?" નૃપેશે કહ્યું.

"ત્યારે શું આપ જશો ?"

"તો બાબુને કોણ રાખશે ?" નૃપેશે

કહ્યું. " જા રસોઇ તૈયાર કર. " હરનાથ તરતજ ચાલ્યો ગયો.

આ વખતે બાબુને લઇ આયા આવી પહોંચી. નૃપેશને વંદન કરી તે અંદર જતી હતી ત્યાં નૃપેશે તેને ત્યાં બોલાવી.

આયાના મનમાં થયું કે પગાર સંબંધમાં કાંઇ વાતચિત થશે. પરંતુ નૃપેશ બોલે તે પહેલાંજ તેણે જણાવી દીધું કે બાબુ વગર તે રહી શકે એમ નથી. બાબુને માટે તેણે દેશ તેમજ બધાંનો ત્યાગ કર્યો છે. તે જાણતી હતી કે શેઠનો હાથ ભીડમાં છે તો ઠીક તેને પગાર નથી જોઇતો. તે બરાબર હીસાબ રાખશે અને બાબુ મોટો થશે ત્યારે તેની પાસેથી પાઇએ પાઇ વસુલ કરશે. વિનોદીની તેના હાથમાં બાબુને સોંપી ગઇ હતી એટલે તેણે તો રહેવાનો નિર્ણય કર્યો હતો.

તુરતાતુરત માટે તો વાત ત્યાંથીજ અટકી. નૃપેશને પણ એમ લાગ્યું કે તેની મુશ્કેલીઓનો આયાને કાંઇક વહેમ આવ્યો છે. આયા અને હરનાથના ટંટા વિના બધું ઠીકઠીક ચાલતું હતું. થોડાજ દિવસમાં નૃપેશને પણ એમ લાગ્યું કે આ વાત તરફ તદ્દન દુર્લક્ષ્ય રાખવા જેવું નથી. હરનાથ જુનો નોકર હતો જ્યારે આયા, બાબુ માટે સર્વસ્વનો ત્યાગ કરનાર સ્ત્રી હતી એટલે કોનો પક્ષ લેવો તે સમજાતું નહોતું. તેમની વચ્ચે રોજ તકરાર વધતીજ જતી.

અચાનક તકરાર બીજા માર્ગ તરફજ વળી ગઇ. નૃપેશનો પડોશી સોની હતો. એક સવારે તેનો છોકરો ટ્રાઇસીકલ પર બેઠો હતો.

બાબુએ આ જોયું એટલે તે આયાના હાથમાંથી છુટી ત્યાં ગયો. આયા બુમ મારતીજ રહી.

બાબુએ હવે ટ્રાઇસીકલ માટે હઠ પકડી. બાબુને લઇ આયા ઘરે આવી રહી છતાંએ બાબુ તો ટ્રાઇસીકલ માટે બુમા માર્યાજ કરતો હતો. હરનાથે આ બધી વાત છાની છાની સાંભળી લીધી.

એટલામાં નૃપેશ આવી પહોંચતાં બાબુ દોડતો દોડતો તેની પાસે ગયો અને તેનો કોટ ખેંચવા લાગ્યો. નૃપેશે તેના માથે હાથ ફેરવી પૂછ્યું, " શું છે બાબુ ? " કાલા કાલા શબ્દોમાં બાબુ બોલ્યોઃ "બાપુ, મને ટ્રાઇસીકલ નાહ લઇ આપો ?"

નૃપેશ કોઇને, કોઇ પણ વસ્તુની ના નહિ પાડી શકતો. એટલે એક પળ પણ વિચાર કર્યા વિના તેણે તરતજ જવાબ આપ્યોઃ "લઇ આપીશ હોઃ પણ મને ઓફિસ તો જવા દેશેને ? મોડું થશે તો મને સાહેબ મારશે ?"

પરંતુ બાબુ તો ટ્રાઇસીકલ મેળવવા ઘણો જ આતુર હતો એટલે તે કાંઇ સ્હેજે જવા દે એમ ન હતું. " ક્યારે લઇ આપશો ? " તેણે પૂછ્યું, "સાંજે ?"

નૃપેશે પણ તેને સમજાવવા " કાલે સવારે લઇ ચાલીશ" એમ કહ્યું એટલે બાબુ રમવા ચાલ્યો ગયો.

ઘરથી બહાર ગયો એટલે નૃપેશ બધુંયે ભૂલી ગયો. પરંતુ બાબુ કાંઇ ભૂલે એમ નહોતું. બીજાજ સવારે તે તો નૃપેશ પાસે પહોંચ્યો અને ટ્રાઇસીકલની માંગણી કરી.

નૃપેશને મોટી ચિંતા થઇ. આટલી કીંમતી ચીજ કેમ ખરીદવી ? થોડા ઘણા પૈસા ઉછીના મળે તો ખરીદી શકાય. પરંતુ તેના મિત્રો કાંઇ મૂર્ખા નહતા. ઉછીના લેવા સૌ કોઇ તૈયાર હોય છે પરંતુ ધીરવા ભાગ્યે જ કોઇ તૈયાર થાય.

અત્યારે તો તેણે ગમે તેમ કરી બાબુને સમજાવ્યો; અને બીજે દિવસે જરૂર લાવી આપવા વચન આપ્યું. એટલે બાબુ પાછો શાન્ત થયો.

ઓફિસનું કામ પૂરું કરી નૃપેશ ટ્રાઇસી-

કલ ખરીદવા નીકળ્યો. પરંતુ કોઇ ઉધાર આપે નહિ. ઉછીના પૈસા મેળવવા પણ પ્રયત્ન કરી જોયો પરંતુ નિષ્ફળતાજ મળી આવી એટલે મોડી રાત્રે હતાશ થઇ તે ઘરે આવ્યો અને ખાધા વિનાજ નિદ્રાધીન થયો.

બીજી સવારે ઉઠવાનો વખત થતાં તેને હૃદયમાં ઘણુંજ લાગી આવ્યું. બાબુને મોઢું શું બતાવવું? પછેડીમાં માથું ઢાંકી તે પથારીમાં જ સૂઇ રહ્યો. પરંતુ બાબુ કાંઇ એમ છેતરાય? "બાપુ; ઉઠો; ઘણું મોડું થયું છે મને ટ્રાઇસીકલ નહિ લાવી આપો કે?"

નૃપેશનું હૃદય ઘણું જ ભરાઇ આવ્યું. શરમ છે આવી જીંદગી અને વાત્સલ્યને! બાલકની આ નાનામાં નાની માગણી પણ તેનાથી પૂર્ણ થઇ શકતી નથી. બાબુને તે શો જવાબ આપી શકે?

છેવટે બાબુએ પછેડી ખેંચી કાઢી. "મારી ટ્રાઇસીકલ ક્યાં છે?" તેણે પૂછ્યું: "તમે ક્યારે લાવશો?"

નૃપેશે ચીઢમાં બાબુને ધક્કો માર્યો. "ચાલ્યો જા અહીંથી. તું ઘણોજ ખરાબ છોકરો છે. મને ઘણોજ ચીડવે છે."

બાબુને તો આવો કડવો અનુભવ પહેલી જ વાર થયો. તેણે તો ભેંકડો તાણવા માંડયો. આયા પાસેનાજ ઓરડામાં હતી તે દોડી અને નૃપેશ તરફ જોયું તો તે બન્ને હાથે પોતાનું મોઢું ઢાંકી રડતો હતો અને તેનાં આંગળાઓની વચ્ચેથી અશ્રુબિન્દુ ટપકતાં હતા.

બાબુને લઇ તે ચાલી ગઇ. તેને થોડીક મીઠાઇ વિગેરે આપી એટલે બાબુ ખુશ થયો. પછી આયાએ બાબુને પુછ્યું, "ત્હારા બાપુને શા માટે દુઃખી કર્યા? તું ઘણોજ ખરાબ છે."

બાબુએ કહ્યું કે "મેં કાંઇ બાપુને દુઃખી કર્યા નથી. ઉલટું તેમણે મને ધક્કો માર્યો." પછીથી આયાએ તેને બાપુ પાસે ટ્રાઇસીકલ નહિ માંગે તો ઘણીજ સારી ચીજ આપવા કહ્યું. જો હવે તે ફરી માંગશે તો બાપુ રડશે. સારા છોકરાં બાપુને રડવા દેતાં નથી.

બાબુ આમ સ્હેજે માની જાય એમ નહોતું. પરંતુ બાપુને રડતા દેખી તેને ઘણું લાગી આવ્યું. તે તરત શાન્ત થયો. અને ઝળઝળીઆં ભરેલી આંખોથી તેણે આયા સામે જોયું.

બાબુ સાથે બહાર જઇ આયા પાછી આવી તો નૃપેશે ચ્હા પણ નહોતી પીધી કે તે બહાર પણ નહોતો ગયો. તે તો ત્યાંનો ત્યાંજ બેઠો હતો. આયાએ બાબુને નીચે ઉતાર્યો. એટલે તે બાપુ પાસે આવ્યો અને બોલ્યો. "બાપુ; ચ્હા પીઓને. હું હવે ફરી ટ્રાઇસીકલ નહિ માંગું."

પોતાનાં આંસુ છૂપાવવા નૃપેશ પાસેનાં ઓરડામાં ચાલી ગયો. બાબુએ આયા તરફ જોયું તો તેની આંખોમાંથી પણ આંસુ ટપકતા હતાં. ટ્રાઇસીકલનું નામ દેતાંજ તેઓ બન્ને શા માટે રડતાં હતાં તે બાબુને સમજાયું નહિ.

બપોરે બાબુને સુવાડી, આયા, હરનાથને તેના તરફ નજર રાખવાનું કહી બહાર ગઇ. જ્યારે બાબુ જાગ્યો ત્યારે આયાને ન જોતાં તેણે રડવા માંડયું. હરનાથ તેને દૂધ પાવા આવ્યો ત્યાં તો તેણે લાત મારી દૂધનો પ્યાલો ઢોળી નાંખ્યો. પરંતુ એટલામાં આયા આવી પહોંચી અને પાછું બધું શાન્ત થઇ ગયું.

આયાને જોતાં બાબુ પાછો આક્રંદ કરવા જતો હતો પરંતુ આયાએ તેને લઇ લીધો અને તેને શયનગૃહમાં લઇ ગઇ. બીજીજ પળ પોતે ટ્રાઇસીકલ પર બેઠો અને ઓરડામાંજ આમતેમ ફરવા લાગ્યો. બાબુના આનન્દનો તો પાર નહોતો. આમ અચાનક શાન્તિ છવાયાનું કારણ ન સમજાવાથી હરનાથ અંદર આવ્યો પણ આ જોતાં ઘણોજ અસંતોષ

પામ્યો. હરનાથ તો શેઠ પાસે પગાર લેતો હતો પણ આયા તો કાણી પાઈ શીદ્ધે નહોતી લેતી. એટલે હરનાથને, પોતે આયા કરતાં કાંઈક ઉતરતો છે એમ લાગ્યું. હવે આ મદ્રાસી સ્ત્રીએ ટ્રાઇસીકલ લઇ આપી છે એટલે શેઠને એના તરફ વધારે માન થશે. પરંતુ તે પૈસા લાવી ક્યાંથી ?

નૃપેશ આવ્યો કે તરતજ હરનાથે આ સમાચાર આપ્યા. તેને આશ્ચર્ય લાગ્યું એટલે તરતજ આયાને બોલાવી: આયા લાવી એટલે ટ્રાઇસીકલ ખરીદવા માટે પૈસા ક્યાંથી લાવી એમ પૂછ્યું. આયાએ કહ્યું કે બાબુની માતાએ મૃત્યુ પામતી વખતે બાબુ માટે તેને થોડા પૈસા આપ્યા હતા. તે પૈસાથી ટ્રાઇસીકલ ખરીદ કરી હતી

વિનોદીનીએ પોતાને ન્યાય નથી કર્યો એ વિચારથીજ નૃપેશના હૃદયમાં કાંઈક આઘાત લાગ્યો. પોતે બાળકની યોગ્ય સંભાળ રાખી શકશે એમ તેને લાગ્યું નહિ હોય. પોતાનાં બાળકને માટે પૈસા આપી જવાની તેને જરૂર નહોતી. અને તે પૈસા પણ પોતાને નહિ પરંતુ આયાને આપી ગઇ. પોતે એ પૈસાનો દુરુપયોગ કરશે એવો શું તેને ભય હતો ?

પરંતુ તરતજ તેને પોતાના વિચારો માટે શરમ આવી. પોતાનાં વર્તનથીજ વિનોદીનીનું વર્તન ન્યાયી નથી ઠરતું ? પોતાનાં બાળકની એક નજીવી ઇચ્છા પોતે પૂર્ણ ન કરી શક્યો. બાબુની માતા આ જાણતી હતી અને તેથીજ તેણે એમ કર્યું હતું.

ટ્રાઈસીકલ મળવાના આનંદમા તો બાબુ ખાવાપીવાનું પણ ભૂલ્યો. જો તેને પોતાની મરજી પ્રમાણે વર્તવા દીએ તો તે દિવસ અને રાત્રિ ટ્રાઇસીકલ પરજ વીતાવે. હરનાથ ટ્રાઇસીકલ ખેચીને બહુ ઝડપે દોડી શકતો એટલે હવે જ્યારે ને ત્યારે તેને હરનાથનીજ જરૂર પડતી. આયાનું તેને કાંઇ કામ નહોતું. સવારનાં પણ આયા ઉઠે તે પહેલાં તો હરનાથ અને બાબુ ટ્રાઇસીકલ ફેરવતાંજ હોય.

એક સવારે આ પ્રમાણે બનતાં આયાને ઘણીજ ચીઢ ચઢી. તે નીચે મહોલ્લામાં ઉતરી અને બાબુને બોલાવી કહ્યું: "આવ બચ્ચા; દુધ તો પીશે ને ?"

બાબુએ પોતાનું ડોકું ધુણાવી કહ્યું, "નહિ; મારે દુધ નથી જોઇતું હરનાથ જલદી!"

આયાએ ટ્રાઇસીકલ પરથી બાબુને ઉપાડી લીધો અને હરનાથને થોડીક પુષ્પાંજલિ સંભળાવી !

આવી રીતે બળજબરીથી ટ્રાઇસીકલપરથી ઉપાડી લેવા માટે બાબુ ઘણોજ ચીઢાયો. એટલે તે આયાને કરડયો અને તેને લાત મારી. પરંતુ તે કાંઇ તેને એમ જવા દીએ એમ નહતું. તે તેને ઉપર લઇ આવી અને દુધ પાવા મંડી. તેને જરા છુટો મુકયો કે તરતજ બાબુ તો સીધો રસોડામાં દોડી ગયો અને હરનાથને બુમ મારવા મંડયો.

આયા સાથે સામી છાતીએ લડવાના હરનાથમાં હિંમત નહોતી તે તો પાછળથી પ્રહાર કરવામાંજ શૂરો હતો. આયા સાથે લડવામાં તે જીતી શકે એમ ન હતું. અને શેઠને ફરીયાદ કરવામાં કાંઇ વળે એમ ન હતું. એટલે તેણે બાબુને આવવાની ના પાડી. તેથી બાબુ પાછો આયા પાસે આવ્યો તેનું હૃદય ઘણુંજ વિચ્છિન્ન થઇ ગયું હતું. બાબુને એકી કરતાં તેને કાંઇ વિશેષ ઉર્મિ થતી નહિ. છોકરો કંઇક બદલાયો હતો. માતાના કરતા પણ આયાને વધુ ચહાતો તે બાબુ હવે રહ્યો ન હતે. હરનાથ તેને લલચાવી ગયો રોજના કામમા પણ તેને આજે સુઝ નહોતી પડતી. બપોર જેમ તેમ પસાર કરી અને સાંજે તે બાબુને લઇ ફરવા નીકળી

બાબુને કપડાં પહેરાવ્યાં એટલે તેણે ટ્રાયસીકલ માટે બૂમ મારવા માંડી. આયા ચીડાઇ અને ટ્રાયસીકલ નાંખી દેવાની ધમકી આપી. જો તે આવો ખરાબ છોકરો હોત તો તે ટ્રાયસીકલ લાવત જ નહિ.

બાબુ, જેમ તેમ આયાના હાથમાંથી છટકી હરનાથ પાસે ગયો. તેણે કહ્યું: "હરનાથ, ચાલ, આપણે રમીએ, આયા તો ખરાબ છે; હું તેની સાથે જવાનો નથી."

હરનાથે રસોડામાંથી માથું બહાર કાઢ્યું અને કહ્યું; "નહિ, તું અમ્મા પાસે જા. હું કાંઇ તારે માટે આખો દિવસ લડી શકું નહિ."

હરનાથનાં આવા શબ્દોથી આયાને ઘણો જ ક્રોધ ચઢયો. પરંતુ દાદર પરથી બાબુ પડી ન જાય માટે તેણે તરતજ બાબુને ઉપાડી લીધો.

બાબુને તો ટ્રાયસીકલ જોઇતી હતી. તે તો તેને માટેજ હઠ લઇ બેઠો હતો. આયા તેને જેમ તેમ પટાવીને બાગમાં જઇ હાથી સિંહ બતાવવાનું જણાવી લઇ ગઇ. એકાદ કલાક ચાલ્યા પછી પણ જ્યારે બાગ કે હાથી, સિંહ, નહિ આવ્યો ત્યારે બાબુ ચીડાયો અને ઘરે આવતાંજ પોતાના બાપ આગળ તેણે આયાની ફરિયાદ કરી. અને પછીથી હરનાથને પણ ફરિયાદ કરી. રાત્રે આયા દૂધ પાવા આવી ત્યારે તેને કરડી પોતાનું પૂરેપૂરું જોર અજમાવ્યું.

આયા હવે તો ઘણીજ ક્રોધિત થઇ. બાબુને વાંસામાં એક ધપ્પો લગાવી તેણે કહ્યું: "કેવો ખરાબ છોકરો છે ! જો આ મારા હાથમાંથી લોહી નીકળે છે !"

બાબુએ મોટી પોક મૂકી એટલે હરનાથ દોડી આવ્યો અને બાબુને શરીરે હાથ ફેરવી તેણે કહ્યું: "લોકો કહે છે તે ખરુંજ છે કે જે માવા કરતાં પણ વધુ વ્હાલ દેખાડે તે ડાકણજ હોવી જોઇએ. એના બાપુ આવે કે તરતજ એ સીધો થઇ જાય છે પરંતુ તેને બધું કહે કે કોણ ? આપણે તો પૈસા ખાતર કામ કરનારા નોકર !"

આયા બંગાલી બહુ સારું જાણતી નહોતી છતાં સાધારણ સમજી શકતી હોવાથી હરનાથના કહેવાનો આશય તે સમજી ગઇ. પરંતુ અત્યારે તો તે શાન્તજ રહી. બાબુ આવો બેવશ નાવડયો એ જાણી તેને ઘણું લાગી આવ્યું.

બીજી સવારે તો ટ્રાયસીકલ નહોતી, એટલે બાબુએ રડવા માંડયું. આખલું બારણું ઉઘાડું રાખવા માટે નૃપેશે નોકરને ઠપકો આપ્યો. કદાચ કોઇ ચોર લઇ પણ ગયો હોય. હરનાથ ધુરકયો પરંતુ આયા તો શાન્તજ રહી.

થોડો સમય પછી તો બધું શાન્ત થયું. નૃપેશ પોતાનાં કામે વળગ્યો. હરનાથ બજારમાં ગયો. રડતાં રડતાં બાબુ ઉંઘી ગયો. માત્ર એક આયા બહાર બેઠી હતી.

એટલામાં હરનાથ અંદર આવ્યો અને નૃપેશને કહ્યું; "શેઠજી, ટ્રાયસીકલનો પત્તો લાગ્યો છે"

"ક્યાં છે ?" નૃપેશે પુછ્યું. હરનાથે કહ્યું: "આ મહોલ્લાને નાકે એક મદ્રાસીની દુકાન છે અને ત્યાં જુની સાઇકલો સમારાય છે અને વેચાય પણ છે. સવારમાં વહેલાં આયા ટ્રાયસીકલ ત્યાં લઇ ગઇ હતી અને તે વેચી નાંખવાનું કહી આવી હતી.

બહાર બેઠેલી આયા આ બધું સાંભળતી હતી.

નૃપેશ આ માની શકયો નહિ. આયા આમ શા માટે કરે ? અત્યાર સુધીમાં તેણે એક પાઇનો પણ ગોટાળો કર્યો ન હતો. તે પગાર લેતી હતી તે વખતે પોતાની આવકનો ઘણો ખરો ભાગ તે બાબુ પાછળ જ ખર્ચતી તો તે આમ શા માટે કરે ? પરંતુ હરનાથને જો ખાત્રી ન હોય તો

તે આવો આરોપ મુકવાની હિંમત પણ ન કરે. હવે શું કરવું ?

" તને ખાત્રી છે કે ? " તેણે હરનાથને પુછ્યું.

" તે કાંઇ મારી દુશ્મન નથી કે જુઠું બોલું. " હરનાથે જવાબ આપ્યો.

નૃપેશે આયાને બોલાવી એટલે તે અંદર આવીને ઉભી રહી. તેણે ટ્રાયસીકલ ખસેડી હતી કે કેમ તે પુછ્યું એટલે તેણે તેમ કરવાની હા પાડી.

નૃપેશ હવે ઘણો જ ગુંચવાયો. હવે તેને માટે શું કરવું ? તેને પોલીસને સોંપવાનો તો વિચાર જ કરી શકાય એમ ન હતું. કારણ કે તે કાંઇ પગાર લેતી ન હતી. તેનાં પગારની રકમથી આવી પાંચ છ ટ્રાયસીકલ ખરીદી શકાય એમ હતું. કાંઇ જરૂર પડી હશે પરંતુ બીજા નોકરો તેની જેમ નહિ કરે માટે તેને ઠપકો તો આપવો જોઇએ.

પરંતુ નૃપેશ આ પણ કરી શકે એમ ન હતું. તે નોકર છે એ સૌ કોઇ ભૂલી ગયું હતું. તે તો એક કુટુંબીજ છે એમ બધા માનતા થયા હતા. થોડી વારે નૃપેશે કહ્યું: " હવે ફરી એમ કરવા નહિ. તમારે પૈસા જોઇએ તો મારી પાસે માંગી લેજો. "

હરનાથ તો આ સાંભળવા બહાર ઉસેજ હતો પરંતુ આયાને કાંઇ સજા કરવામાં ન આવી એથી તો તે રાતો પીળો થઇ ગયો અને ત્યાંથી ચાલ્યો ગયો.

પછીથી આયાએ નૃપેશને કહ્યું:

" બાબુ હું જઇશ. હવે હું અહીં કામ કરીશ નહિ. હું ટ્રાયસીકલ પાછી મોકલીશ. "

નૃપેશનો કાંઇ પણ જવાબ સાંભળ્યા વગર અને બાબુ તરફ જરા નજર સરખી પણ કર્યા વગર આયા ત્યાંથી ચાલી ગઇ. નૃપેશે હરનાથને તેની પાછળ મોકલ્યો પરંતુ તેનો કોઇ પત્તો લાગ્યો નહિ.

તેઓ બન્ને ગમે તેમ કરી બાબુની સંભાળ રાખતા. જ્યાં સુધી ટ્રાયસીકલ આવે નહિ ત્યાં સુધી તો નૃપેશ ઓફિસમાં પણ જઇ શકે એમ નહતું. એક મદ્રાસી છોકરો ટ્રાયસીકલ લઇ આવ્યો પરંતુ તે આયાની કાંઇ ભાળ આપી શકે એમ નહતું. તેણે તો એટલુંજ કહ્યું કે એક સ્ત્રી તે પહેલાં સવારમાં ત્યાં મુકી ગઇ હતી અને અત્યારે તે અહીં લઇ આવવા કહી ગઇ. પછી તે ક્યાં ગઇ તેની કાંઇ ખબર નથી.

આ પ્રમાણે દિવસ પછી દિવસ પસાર થવા લાગ્યા. બાબુ તો તેના બાપુને દુઃખી કરતોજ હતો પરંતુ આયાની કાંઇ ભાળ લાગી નહિ. હરનાથ બધું કામ જાતે કરી શકે એમ નહતું એટલે થોડો વખત કામ કરવા એક બીજી બાઇને રાખી પરંતુ કામ કાંઇ સારૂં થતું નહિ. આખો દિવસ ઘરમાં બન્ને નોકરોના કજીઆજ ચાલ્યા કરતા.

આમ એક માસ વીત્યો. એક સવારે નૃપેશ, બાબુને ખોળામાં બેસાડી રમાડતો હતો, ત્યાં આવી હરનાથે કહ્યું કે કોઇક માણસ તેને મળવા માગે છે.

નૃપેશે તે માણસને અંદર લાવવા કહ્યું. એટલે એક ઘરડો ચીનો હરનાથ સાથે અંદર આવ્યો. નૃપેશ તો આ માણસ સામે જોઇ રહ્યો. આને શું કામ હશે એમ તે વિચારવા લાગ્યો.

નૃપેશે પુછતાં તેણે જણાવ્યું કે પાસેજ તેની ધીરધારની દુકાન છે અને ત્યાં એક સ્ત્રી કે જેણે પોતાનું સીરનામું અહિંનું આપ્યું હતું તેણે થોડા વખત ઉપર એક સોનાની માળા ઘરેણે મુકી હતી. તે હવે ચાલ્યો જતો હોવાથી પોતાના બધા ઘરાકોને તેણે પોતાના પૈસા પાછા આપી જઇ ઘરેણે મુકેલી ચીજો પાછી લઇ જવા જણાવ્યું હતું.

આ સ્ત્રીએ પૈસા ક્યારે ઉછીના લીધ

હતા એ નૃપેશે પુછ્યું એટલે તેણે બરોબર તારીખ કાઢી આપી.

હવે, નૃપેશને બધી સમજ પડી. એ બાપુની મૃત માતા નહોતી પરંતુ જીવતી સાવકી મા હતી કે જેણે બાળકને હસતું રાખવા માટે પોતાનું સર્વસ્વ ત્યાગ્યું હતું. તેણે સોનાની માળા ઓળખી. વિનોદીની જીવતી હતી તે વખતે આવા તેનાં ગળામા એ કેવી શોભે છે એમ જણાવી વખતો વખત તે પહેરાવતી. તે હમેશાં કહેતી કે બાપુની વહુને માટે એ ભેટ તરીકે રાખી છે.

હવે તે સ્ત્રી અહીં કામ નથી કરતી એમ કહી નૃપેશે તે સીનાને રજા આપી.

પાછા દિવસો વીતવા લાગ્યા. પરંતુ ઘરનું વાતાવરણ તો વધુને વધુ અંધકારમયું થવા લાગ્યું. પ્રેમનાં ઝરણાં સૂકાઇ ગયાં હતાં. આ ઘરમાં પ્રેમની બે વ્યક્તિઓ હતી તેમાંની એકને ઇશ્વરે બોલાવી લીધી અને બીજી વિધિનાં વિચિત્ર પડદા પાછળ અદ્રશ્ય થઇ અને નૃપેશ તેને માટે કાંઇ વધુ જાણી શક્યો શક્યો નહિ

# પ્રેમભીનાં.

[ સુરદાસના હિંદી ભજન પરથી ]

ગુજરાતીમાં ઉતારનાર:

સૌ. દેવકીબાઇ મુળજી વેદ

[ રાગ: મલ્હાર ]

૧

ભીંજતાં કુંજમાંથી બેઉ આવે,
જેમ જેમ છાંટાં પડે સુંદરી પર,
તેમ તેમ હરી ઉર લાવે.
ભીંજતાં કુંજમાંથી બેઉ આવે.

૨

અધિક ચકોર થતી મેહુલાનો,
દાવ તરૂછાય પેખાડે.
નાથ હસી ઓઢાડે પીતાંબર,
રાધા સુંદરી ઓઢાડે.
ભીંજતાં કુંજમાંથી બેઉ આવે.

૩

તે સમે મોર—કોકિલા બોલે,
પવન ઘન ફેરી આવે.
લઇ મોરલી કર, મંદ ઘોર સ્વર,
રાગ - મલ્હાર ગાવે.
ભીંજતાં કુંજમાંથી બેઉ આવે.

૪

ભીંજે શ્યામ શ્યામા બંને,
ભીંજે તન છબી પરખી.
સુરદાસ—હરી મળે પરસ્પર,
પુરે પ્રેમે હરખી.
ભીંજતાં કુંજમાંથી બેઉ આવે.



# હવે આપણું શુ ?

લેખિકાઃ બ્હેન દિવાળીબાઇ જીણાભાઇ રાઠોડ

" સજીવ જોડાં જાતભોગથી, પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, સ્વર્ગ સમ સુંદર હિંદ થશે "

( શ્રી૦ લલિત. )

" સંસારનું નૂર છે નાર સજ્જન સંસારનું નૂર છે નાર
સ્ત્રી સુધરે સકળ સુખ સાર, સજ્જન સ્ત્રી સુધરે સકળ સુખ સાર
ધૂળધાણી બધું નિરધાર, એ વણ ધૂળધાણી બધું નિરધાર.

× × ×

આપે જન્મ જગતને, પામે પૂરણ પ્રીત
એનાજ નામ આધારથી કહાવે ઈશ્વરી અંબા ખચીત. સ.

× × ×

નિંદા એની જે કરે, તે પાપી-ગુણચોર,
દુર્ગુણને દરીયે ડૂબે, તોએ હિસ્કે દયાનુંજ જોર,
સજ્જન સંસારનું નુર છે નાર૦

( સ્વ. કવિ નથુલરામ )

વીસમી સદી એટલે અધિકાર, સ્વતંત્રતા તથા વિજ્ઞાનનો મહાન યુગ. આ યુગમાં જે નવિનતા ન જણાય એટલી ઓછી ! અનેક શોધો ન થાય તેટલી થોડી ! તાર વગરનાં દોરડાં ( વાયરલેસ ટેલીગ્રાફ ) હજારો માઈલ દૂર થતાં ભાષણો, ગાયનો ઘરનાં બિછાનામા પડયાં પડયાં સાંભળવાનાં સાધનો—બ્રોડકાસ્ટ, રેડીઓ—શ્રી રામાવતાર માંહેલાં 'પુષ્પક' વિમાન જેવાં અનેક પ્રકારના વિમાનોમાં થતી નાની મોટી મુસાફરી, અને વિજળીથી ચાલતી રેલગાડી વગેરે વગેરે—અનેક વિધ અવનવાં દૃષ્યો અનુભવાય છે, તેમજ વ્યક્તિમત્ સુધારણા પ્રત્યે દરેક જણ અને પુર્વ પશ્ચિમનાં રાજ્યો, રાજ્યસુધારણા અર્થે અથાગ શ્રમ લઇ રહ્યાં છે, એજ વીસમી સદીની બલીહારી છે, આ યુગની પ્રગતિ છે.

પણ આ જગતભરની પ્રગતિમાં આપણું એટલે હિંદુ સ્ત્રીઓનું શું ? તેમજ આપણું સ્થાન કયાં ? આ બધામાં આપણો ઉદ્ધાર તો કયાંય જણાતો નથી ! આખા સંસારમાં આપણા માટે અંધકાર સિવાય કશું દેખાતું નથી. કારણ ? તેનું કારણ શોધવા જઇએ તો બીજાના દોષો કાઢવા કરતાં આપણા પોતાના જ દોષો વધારે દૃષ્ટિગોચર થાય છે. આપણે જાણીએ છીએ કે આપણી વર્તમાન ઘોર દશા જેવી દશા, પ્રાચીનકાળથી નથી. તે નો યુગપલટાને લઇને થઇ છે ! છતાં આપણને પરાધિનપણું સેવવાથી, પરાવલંબી

રહેવાની ટેવ પડી ગઇ છે, જેથી આપણે કોણ તથા આપણી સ્થિતિ શી છે ? તેનું યોગ્ય જ્ઞાન કે ભાન આપણને ઉદ્ભવતું નથી, એટલું જ નહિ પણ સ્ત્રીસુધારણાનાં કાર્યો કોઇ આરંભે તો તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાનું પણ કર્તવ્ય કરી શકતાં નથી, એ થોડી દુઃખની વાત છે ? રડવા કુટવાનાં, લગ્ન મરણના, સંસારના લહાવા લેવાનાં કાર્યો સ્ત્રીઓજ કરે છે તેમાં પુરૂષોનો ઘણો આગ્રહ હોતો નથી. એ કુરિવાજો ધારે તો સ્ત્રીઓ સહજમાં દૂર કરી શકે.

## બાપ ગયા ને લીસોટા રહ્યા.

આ કહેવત આપણા સંબંધમાં અક્ષરશઃ લાગુ પડે છે. આપણા ધાર્મિક તેમજ વ્યાવહારિક–સંસારિક–કાર્યોમાં પુરૂષની અર્ધાંગના તરીકે, સમાન સ્થિતિ સ્ત્રી ભોગવતી હોય એવું જગત જુએ છે. લગ્ન ક્રિયા કરાવવા સ્ત્રીપુરૂષ સજોડે વિધિ કરે છે. દેવપુજન, તીર્થ સ્નાન વગેરે કાર્યો છેડાગાંઠ બાંધીને કરાય છે. પણ ખરું જોતાં આ તો માત્ર પરાપુર્વથી ચાલતા આવેલા રિવાજનો દેખાવ છે, કે જે સમાનતા, પ્રાચીન કાળથી એટલે વેદના સમયથી સ્ત્રીઓ ભોગવતી આવી છે. વેદકાળમાં સ્ત્રીઓના અને પુરૂષોના હકમાં ફેર નહોતો. પણ જેમ જેમ ભારતભૂમિ પર પરદેશીઓ અને પરધર્મીઓના હુમલા થતા રહ્યા, દેશ પરદેશીઓના હસ્તક જતો ગયો, મનુષ્ય બળ ઘટતું ગયું, પ્રજા ઓછી થતી ગઇ, સ્વરક્ષણ માટે સ્થાનાંતર કરવું પડયું, તેમ તેમ એ વિકટ સમયમાં પુરૂષોને માથે અનેક ગણી જોખમદારી આવી પડી હતી. તેઓને જમીન, પોતાની દેહ, બાગબગ્ચાં, ઢોરઢાંકર અને આપ્ત જનોને સંભાળવાનું કાર્ય કરવા અહર્નિશ જાગ્રત રહેવું પડતું. તેમાં ખાસ કરીને મુસલમાની અમલમાં સ્ત્રીઓને સંભાળવાની જોખમદારી, બીજા કોઇના પણ અમલ કરતાં વિશેષ હતી આવા સમયે સ્ત્રીઓને સંતાડી રાખવી, ઘરમાંથી બહાર ન કાઢવી, પોતાનું મૂખ ન બતાવવા ખાતર ઘુમટો કાઢવો વગેરે કર્યા વગર છુટકોજ ન હોતો. પણ આથી.

"આપણી દશા દિન દીન થઇ ગઇ"!

પરિણામ એ આવ્યું કે સ્ત્રીઓ આકારેજ માત્ર મનુષ્ય રહી, પણ સ્વભાવે તદ્દન પરાવલંબી બની ગઇ. દિવસે દિવસે એવું બનતું ગયું કે સ્ત્રીએ પોતાની જાત માટે, પોતાના ઉદ્ધાર માટે, ધર્મ માટે, તેમજ પોતાના હકો કે વારસા અધિકાર માટે વિચાર સરખો કરવોએ છોડી દીધો. છતાં કંઇ કાર્ય કર્યા વગર જીવી શકાય છે ? આ જીવાડવાનું કાર્ય પુરૂષોએ કરવા માંડયું. તેઓએ જમાના પ્રમાણે, તે તે સમયની સ્થિતિ અને અનુકૂળતા જોઇને, સ્ત્રીઓ માટે યોજના કરી. પણ હવે બન્યું એવું કે એ ઘડાએલી યોજના, પાછલા યુગોને માટેજ હતી, એ વાત વિસરાઇ ગઇ, અને ચાલુ જમાનામાં પણ તેમ વર્તવાને સ્ત્રીઓ બંધાએલીજ છે, એવીજ ભાવના પુરૂષોના મગજમાં અને ખાસ કરીને સ્ત્રીસુધારણાના વિરોધીઓના હૃદયમાં દૃઢ થઇ ગઇ ! આ ભાવનાનું પરિણામ સ્ત્રીઓના સંબંધમાં ઘણું માઠું આવ્યું ! તે એટલે સુધી કે પુરૂષો સામેજ, સ્ત્રીઓએ તાકીને જોઇ રહેવાનું રહ્યું ! તેમનાજ જીવાડયા જીવવાનું, અને તેમના જ માર્યા મરવાનું તથા તેઓના જમાડયા જમવાનું નગર ભૂખે ટળવળી મરવાનું સરજાયું !

પરદેશીઓના વારંવાર થતા હુમલાથી હિંદુસ્થાનને માથે ઘણું ઘણું સુખદુઃખ વીતી ચૂકયું છે. ત્યારે ચાલુ અંગ્રેજી અમલ થયો. આ પુનર્ઘટનામાં કાયદા કાનુનો ઘડાવા માંડયા. પ્રથમ આજના જેવી ન્યાયની અદાલતો

સ્થપાઇ ન હોતી. તે વખતે ન્યાયાધીશો ન્યાય કરતા હતા. પણ તેઓ તો દેશના પંડિતો અગર પ્રતિષ્ઠિત ગણાતા વિદ્વાનોને પૂછી, ન્યાય ચૂકવતા હતા. આ પંડિતો, ઋષિમુનિની બનાવેલી "સ્મૃતિ"ઓનો આધાર લઇ સલાહ આપતા હતા. દા. ત. મનુસ્મૃતિ, પરાસર સ્મૃતિ, વશિષ્ઠસ્મૃતિ વગેરેના આધાર લેતા. ખાસ કરીને આપણા દત્તકના હકકો માટે 'વશિષ્ઠસ્મૃતિ'ના નીચેના શ્લોકનો આધાર લેવામાં આવ્યો છે.

શ્લોકઃ—

નસ્ત્રીપુત્રમ્ દદ્યાત્ પતિ ગ્રહણીયાત્ વા અન્યત્ર અનુજ્ઞાનાત્ ભર્તુઃ

( ૧૫–૫–વશિષ્ઠ )

આ શ્લોક તો એકજ પણ કપાળે કપાળે જુદી મતિ. તે પ્રમાણે જુદા જુદા સ્થળોના પંડિતોએ તેનો જુદો જુદો અર્થ કરી, સ્ત્રીઓને સમાનને બદલે ઓછા વધતા હકકો આપ્યા.

રાજા જનક જેવાની "મિથિલા" નગરીમાં આ શ્લોકનો અર્થ ઘણો સંકુચિત કરી નાંખ્યો છે.

બંગાળા અને બનારસમાં તેનાથી કંઇક વધારે છુટ આપી છે.

મદ્રાસ ઇલાકામાં એથી પણ વિશેષ છુટવાળો કાયદો ત્યાંના પંડિતોએ વિધવા સ્ત્રીઓને માટે સ્વીકાર્યો છે.

જ્યારે મુંબઇ ઇલાકા માટે એ બધાથી કંઇક વિશેષ ઉદારભાવ વિધવાઓ તરફ બતાવેલો છે. આ મુંબઇ ઇલાકામાં જે "હિંદુ લૉ" ચાલે છે તે કાયદો "મયૂખ" નામના ઋષિ પરથી મયુખનો કાયદો કહેવાય છે. એ મયૂખ મુનીના હૃદયમાં રામ વસ્યા હશે કે જેથી તેઓએ હિંદુ વિધવાઓ પ્રત્યે સહાનુભૂતિ દાખવી છે. એટલું જ નહિ પણ હિંદુ સ્ત્રીજાત પ્રત્યે પણ, કુટુંબની મીલ્કત કુટુંબી પુરૂષ વ્યક્તિની બીનહયાતિમાં, કુટુંબનીજ દીકરી, બેન કે વિધવાને મળે એવી ગોઠવણ કરી છે. આને માટે હિંદુ સ્ત્રીઓ "મયૂખ" મુનીના ઋણી છે !

## પણ અત્યારે આપણે શું અનુભવીએ છીએ ?

હિંદુ સંસારમાં દીકરી એટલે જન્મી ત્યારથી જ પત્થરો ! અરે પત્થર હોય, તે તો ઘર બાંધવાનાએ કામમાં આવે. પણ એ આ જાતિ જન્મી, એટલે તે તો કશાએ કામની નહિ, પણ માત્ર ભૂખે મરવાનેજ સરજાએલી વ્યક્તિ ! પિતાને ત્યાં પુત્રો, પછી ભલેને ચોર, લંપટ કે ખુની જન્મ્યા હોય, તો પણ તેવા પુત્રો પિતાની તમામ મીલ્કતના વારસ બને છે. જ્યારે સુશિલ, કુટુંબની આબરૂ વધારનાર પણ જો કન્યા જન્મી તો તે પિતાની મીલ્કતની વારસ નહિ. એકજ માતાપિતાના સંતાન, એકજ માતાના ઉદરમાં પાકેલાં છતાં પુત્રીને માટે પિતાની મીલ્કતમાં સ્થાન નથી. પરણ્યા પછી સાસરામાં પણ પતિની હૈયાતિમાં સુખ સંપતિ ભોગવે છે અને દુર્ભાગ્યે પતિના અવસાન પછી, તેની અર્ધાંગનાની સત્તા મીલ્કત પરથી ઉઠી જાય છે, અને પોતાના પતિના ભલેને દુશ્મનો હોય, આખી જિંદગી દરમ્યાન બોલ્વે પણ વ્યવહાર ન હોય તોએ પીતરાઇઓમાંથી પુરૂષ વ્યક્તિ વારસ થાય છે. હિંદુ સંસારમાં આટલી બધી સ્ત્રીઓની પરાધિનતા તથા દુર્દશા છે. છતાં તેમાં પણ શ્રીયુત ભાસ્કરરાવ જાદવને સ્ત્રીઓ ઘણી સુખી લાગી, તેથી વિધવાઓના દતકના હકક પર તરાપ મારવા માટે ધારાસભામાં ઠરાવ લાવવા નીકળ્યા હતા. પરંતુ ઠામ ઠામ સ્ત્રીઓની ચળવળથી તથા સ્ત્રીઓના સદ્ભાગ્યે તેઓએ પોતાનો ઠરાવ ઓગસ્ટ માસમાં ખેંચી લીધો છે. પણ આ ઉપરથી આપણે શીખવાનું છે, કે ત્યારે

આપણે પુરુષોના તરંગો પરજ જીવવાનું રહ્યું ને !

આ રાજકિય બાબત મૂકી દઇ, હવે સાંસારિક બાબત જોઇએ.તો તેમાં પણ આપણા જેવી અધમ દશા કોઇની નહિ હોય ! છતાં સમાજ શું કહે છે ? માત્ર એજ કે પુરુષોના પહાડ જેવડા દોષો રાઇ જેવડા નાના ગણે છે અને સરસવના દાણા જેવડા નાના સ્ત્રીઓના દોષો પર્વત સમાન લેખે છે. એ પણ કર્મની કઠણાઇ નહિ તો બીજું શું કહેવાય ? કેટલીક રોમાંચકારી ઘટના એવી બની બને છે કે જેથી રૂંવાં ઉભાં થાય છે. પુરુષોની પાશવવૃત્તિથી સ્ત્રીઓને જે કંઇ સોસવું પડે છે તે લખી શકાય તેમ નથી ! છતા સમાજે કશું કર્યું નથી. 'સ્ત્રી માત્ર હાય નસીબ' કહીને હડધુત જિંદગી ગાળે છે !

## આપણું પ્રારબ્ધ

સ્ત્રીઓને વળી પ્રારબ્ધ કેવું ? આપણું નસીબ તો બીજાની ઇચ્છા પર અવલંબેલું છે. એક તો તદ્દન બાળવયે પરણાવવી, બીજું કન્યા કરતાં વરની વય નાની જોવી, તેમજ માત્ર તેનું કુળ જોવું, ત્રીજું બાર વરસની બાળકીને સાઠ વરસના યુવાન (?) પતિને પરણાવવી, ચોથું બેચાર બાળકો હોય તેવો પુરુષ વિધુર થયે પરણે તો તેને કન્યા દેવી. આ સઘળી બાબતો સ્ત્રીઓના પ્રારબ્ધનો નાશકર્તા છે. માટે તે ટાળવાના ઉપાયો શોધવા, એ કાર્ય હવે સ્ત્રીઓએ સત્વર ઉપાડી લેવું જોઇએ. પુરુષો પર આધાર રાખવાથી ઉદ્ધાર થશે નહિ. પુરુષો, પુરુષ દ્રષ્ટિએ કરશે, જ્યારે સ્ત્રીઓ પોતાની દ્રષ્ટિએ કરી શકશે. હંમેશાં બગીચાના બે બાગ હોયજ.

## ત્યારે આપણે કરવું શું ?

સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરવા માટે અજ્ઞાનતા અને નિર્બળતા પ્રથમ ટાળવી પડશે.

૧ અજ્ઞાનતા ટાળવા માટે પ્રાથમિકથી માંડીને ઉચ્ચત્તર કેળવણી આપવા માટે કેવી હોવી જોઇએ ? તેનો અભ્યાસક્રમ નક્કી કરવો પડશે. હાલમાં મ્યુનિસિપલ અને સરકારી શાળાઓમાં ચાલતો અભ્યાસક્રમ આપણા સંસારને બંધ બેસતો નહિ હોવાથી તદ્દન નકામો અને અપૂર્ણ છે. અભ્યાસક્રમ એવો હોવો જોઇએ, કે જેથી પોતાની જાતને, સમાજને અને દેશને તે અનુકૂળ થાય. પરદેશી, બીનજરૂરી, નકામી અને પરદેશી ભાષાએ આપણા સંસારનું અને આપણા આયુષ્યનું નખોદ વાળી નાખ્યું છે. માટે કેળવણીના મુખ્ય સિદ્ધાંતો નક્કી કરવા પડશે.

## કેળવણીના મુખ્ય સિદ્ધાંતો.

(૧) બાળકને કુદરત અમુક રીતે વધારે છે, ખીલવે છે અને સુદ્રઢ કરે છે. તેના એ કુદરતી વિકાસને અનુસરીને જો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવે તોજ બાળકનાં શરીર, મન અને બુદ્ધિનો વિકાસ થાય.

(૨) બાળકો સ્વજ્ઞ અને કામથી મર્યાદિત છે. માટે તેના શિક્ષણમાં સમાજ, કામ અને રાષ્ટ્રની પરિસ્થિતિનો પૂરો ખ્યાલ રાખવો જોઇએ.

(૩) બાળકને કુટુંબ છે. તેના કુટુંબધર્મનું પાલન થાય એવી જાતનું શિક્ષણ તેમને આપવું જોઇએ.

(૪) "કુટુંબ ધર્મથી બાબતનું પગથાર તે નાગરિક ધર્મ." આ વિશાળ ધર્મના પાલનને અર્થે બ ળકને તૈયાર કરવાંજ જોઇએ. એક શહેરી તરીકે અને રાષ્ટ્રના અંગ તરીકે તેના શા ધર્મ છે, તે તેણે જાણવા જોઇએ અને તે ધર્મના જ્ઞાન સારુ તથા યથાર્થ પાલન સારુ તેને "સમાજ અને રાષ્ટ્રની પરિસ્થિતિનું જ્ઞાન" પ્રથમ આપવું જોઇએ.

હાલના આપણા સમાજમાં બે દોષો બહુજ સ્પષ્ટ રીતે તરી આવે છે. એક તો "નિર્બલતા અને બીજો દોષ પરાશ્રય" મોટા ભાગે સ્ત્રી કે પુરૂષ કોઇ આત્મરક્ષણ કરવાની તાકાત ધરાવતું નથી. સ્ત્રી પોતાના રક્ષણ સારૂં હંમેશાં પુરૂષ તરફ જુએ છે. અને પુરૂષ પોતાના રક્ષણ માટે "પઠાણ અને પોલીસ"નો આશ્રય શોધે છે. આ અત્યંત હીન દશા છે. આ દશામાંથી ઉગરવાનો માર્ગ કેળવણીએ કાઢે જ છુટકો છે.

જેવી શારીરિક નિર્બળતા છે તેથી વિશેષ આજીવિકાની ચિંતા છે. સ્ત્રી પોતાના પોષણ અર્થે પુરુષ પરજ આધાર રાખનારી ગણાય છે. સ્ત્રીનું નામજ "ભાર્યા." પણ હવે સ્ત્રીવનો સંપૂર્ણ વિકાસ કરવો જોઇએ. અને તે માટે ઉંચા ગણાતા–સારા ગણાતા સમાજે તેને ભાર્યાપણામાંથી મુક્ત કરવીજ જોઇએ.

પુરુષની સ્થિતિ, સ્ત્રી કરતાં ઘણી સારી નથી. છોકરાઓ પણ ભણી રહે એટલે નોકરીને માટે સરકારીખાતા તરફ કે કોઇ શ્રીમંત તરફ, જેમ કુતરો બટકા રોટલાને માટે તાકી રહે તેમ તાકી રહેવું પડે છે. ( ભણી રહ્યા પછી પૈસા કેમ મેળવવા તેનો કડવો અનુભવ સાધારણ ભણનાર કરતાં વકીલ સોલીસીટર કે બારીસ્ટરને વધારે છે ) આ સ્થિતિમાંથી મુક્ત થાય, અને હમેશાં ઇશ્વર ઉપર, પોતાના હાથપગ અને બુદ્ધિ ઉપર શ્રદ્ધા રાખી, આજીવિકા માટે નિશ્ચિંત રહેતા થાય એવો માર્ગ કેળવણીએ શોધવોજ જોઇએ. જ્યાં સુધી બાળક અને બાળકી અમજાપણા અને ભાર્યાપણામાંથી મુક્ત નહિ થાય, ત્યા સુધી આપણી કેળવણી અપૂર્ણજ રહેશે ! આધુનિક કેળવણી માત્ર કસાઇ અને મહેતા તૈયાર કરે છે, એ હવે આપણને પરવડે તેમ નથી.

૨ નિર્બળતા ટાળવા માટે કામ કરવામાં શરમ ન માનવી જોઇએ. થોડી કસરત તથા "લાઠી" ફેરવતાં તો દરેક સ્ત્રીએ શીખવું જ જોઇએ, જેથી આપણું રક્ષણ આપણી જાતે કરી શકીએ. આપણી નિર્બળતા જોઇને મુંબઇ જેવા શહેરમાં પણ ભરબક હિંદુ લત્તામાં, માળામાં ઉપર ચઢી આવી, ઘરમાં પેસી જઇને આપણા બૈરાં છોકરાંને થોડો માર મારી જાય છે, એ તાજો જ દાખલો છે. આપણે તે માટે શરમાવું જોઇએ. અને તેનો વિચાર જરૂર કરવો જોઇએ. આજે આખા હિંદમાં બીજી કોમની સ્ત્રીઓની સામે જોવાની પણ કોઇ હિંમત કરી શકતું નથી. છતાં આપણી દશા ઉલટી કેમ ? માત્ર આપણી નિર્બળતા છે. નિર્બળતા ટાળો તો "નિર્ભયતા" જરૂર પ્રાપ્ત થશે, આટલું બેનો માટે. હવે ભાઇઓએ , પણ બહેનોના ઉદ્ધાર માટે ઘણું કરવાનું છે બેનોનો બગાડ ભાઇઓથીજ થયો છે. કારણ:—

" દીસે દુર્ગુણ આજ બહુ, નથી એની કંઇ લાજ
પણ એ દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે,"તમારાજ" કાજ
સર્જન સંસારનું, નૂર છે નાર.

" ધર્મે કર્મે ન કેળવો, ના'પો કંઇ પણ જ્ઞાન
રાખો જો હેવાન તો, ક્યમ હોય ન એ હેવાન"
સર્જન સંસારનું નૂર છે નાર.

( સ્વ૰ કવિ નવલરામ )

પુરૂષોનું કર્યું હવે પુરૂષોએજ સુધારવાનું છે. ઉદાસીનતા રાખવી પાલવે તેમ નથી. આંખો ઉધાડો શું દેખાય છે ? જુઓ. અલ્વર રાજ્યમાં એકાદ અઠવાડિયું પણ એવું જતું નથી કે ૧૦–૧૨ સ્ત્રીઓ મુસલમાન ન થઇ હોય ! ભરતપુર અને મ્હૈસુરમાં પણ એવી જ દશા છે ! દેશભરમાં સેંકડો સ્ત્રીઓને મુસલમાન બનાવવામાં આવે છે. ત્રાવણકોર રાજ્યમાં

થોડા વરસમાં ૧૧ લાખ હિંદુઓ, ખ્રીસ્તી થઈ ગયા. જ્યારે છેલ્લા ૫૦ વરસમાં ૧ કરોડ ૪૦ લાખ હિંદુઓ મુસલમાન થયા છે. આ ઉપરથી વિચારો કે આખા હિંદમાં હિંદુઓની શી સ્થિતિ હશે. ભાઈઓ, જાગૃત થાઓ. " હશે એમાં મારે શું ! " એમ કહેવાનો સમય હવે નથી.

આ ઉપરાંત સ્ત્રીઓની નિર્બળતાનો લાભ લેતા બંધ થાઓ. પાપવાસના અને પાશવવૃત્તિ તજો. સ્ત્રીજાતિ એ પણ એક સજીવ પ્રાણી છે, એમ સમજતાં થાઓ. સ્ત્રી પગનું ખાસડું છે, એ જમાનો હવે વહી ગયો છે, એ ખ્યાલ રાખી, સમયને વર્તી ચાલવાથીજ આપણા સમાજની શોભા છે. નાહક ગમે તેવું વર્તન કરી, મટર મુકાદમ મીસ મેયોને ટેકો નહિ આપો, એવી આશા રાખવામાં આવે છે.

એનોને સ્ત્રી૦ કવિ નવલરામે કહ્યું છે કે:-

હા, અબળાઓ હાય રે, છેદજ છે દેવાન
ખાવું. પીવું, ખેલવું, એ ત્રણનું જ જેને ભા
સર્જન સંસારનું નૂર છે નાર.

એનાએ માત્ર ખાઈ પીને બેસી રહેવાનું નથી. પણ પોતાની ઉન્નતિ માટે પોતેજ જાગૃત થઈ, પ્રયત્ન કરવાનો છે. અને તેમ કરીને સંસારના " નૂર " રૂપે દીપી નીકળવું એ તમારાજ હાથમાં છે. એવી આશા રાખવી એ કંઈ વધારે પડતું નજ કહેવાય ! અસ્તુ.



કાદી ડમરી મોટર:

સેખાો સામસામી કાદવ ઉડાડે છે ત્યારે જેવા લાગે છે તેવી, ચોમાસામાં રસ્તે ચાલી જતી મોટર કાદવ ઉડાડે છે ત્યારે લાગે છે. પણ હવે એ તોફાની મોટરના પૈંડામાં એક નવી જાતની રીંગ નાંખી એક ફ્રેંચ ઈજનેરે તેને કાદવ ઉડાડતી બંધ કરીને ડાહી ડમરી બનાવી છે.

અવાજની છબી:

એક બ્રીટીશ વિજ્ઞાનીએ માણસના અવાજની છબી પાડે તેવો કેમેરો બનાવ્યો છે. બોલીને ભૂલી જતાં માણસોના વચનોની છબી પાડી લેવાથી તેમના પરની ફરિયાદો સાબીત થવામાં હવે અડચણ નહિ પડે !

મચ્છરો પણ ચાલ્યા.

તળાવોમાં મચ્છરોનો ત્રાસ વધી પડવાથી તેમને કેમ દૂર કરવા તે માટે આરસાસબોરેન ( ફ્રાંસ ) જીલ્લાએ એક રસ્તો ગોતી કાઢયો છે. તેમના પર પારસેટનો વરસાદ વરસાવવામાં આવે તો મચ્છરો મરે એ નિયમ ધ્યાનમાં રાખી વિમાનો દ્વારા એ તળાવ પર પારસેટનો વરસાદ વરસાવી તેમણે મચ્છરો માર્યા હતા !

# વેણીનાં ફૂલ.

હું તો ગુંથું ગુંથું ને છૂટી જાય રે,
મ્હારી વેણીનાં ફૂલ:
મ્હારૂં સૌભાગ્ય સોહાય એવાં લાવ સખિ! રે,
મ્હારી વેણીનાં ફૂલ.

ભરી છાબ એક સુમાળીરાજ આવિયા રે લોલ:
મ્હેં તો વ્હાલભરી મૂલ એનાં પૂછિયાં રે લોલ:
જોયું રંહાચું ન લેશ ને ચરણે એ મૂકિયાં રે લોલ:
પછી પ્હેરવા ગુંથ્યાં'તાં એ ફૂલ:
મ્હારી વેણીનાં ફૂલ.

મ્હારૂં હ્રદયભર્યું ઉમંગે સખિ! રાચતું રે લોલ:
મ્હારી અલકલટો સખિ! એ સુહાવતું રે લોલ:
ઝીણા સાળુડાના પોતમાં આછું એ દીસતું રે લોલ:
તોયે પ્હેરવા ગુંથ્યાં'તાં એ ફૂલ:
મ્હારી વેણીનાં ફૂલ.

મ્હારે અંબોડલે વેણી ન આવી રહેતી રે લોલ:
મ્હારે શિરેથી સાળુડાની કોર સરી જતી રે લોલ:
સંકોરૂં સંકોરૂં તોય સરે એ: હું લાજતી રે લોલ:
તોય પ્હેરવા ગુંથું હું એ ફૂલ:
મ્હારી વેણીનાં ફૂલ.

હું તો ગુંથું ગુંથું ને છૂટી જાય રે:
મ્હારી વેણીનાં ફૂલ:
મ્હારૂં સૌભાગ્ય સોહાય એવાં લાવ સખિ! રે:
મ્હારી વેણીનાં ફૂલ.

રમણીક કીશનલાલ મ્હેતા.

આવીને ઘરમાં આવેલી વહુને સતાવી શકે; અમે તે માણસ તેની પર હુકમ ચલાવી શકે અને એ બિચારીએ એ બધો માન્ય રાખવાનો ! ખરેખર આપણી સ્ત્રીઓ બહુ જ નિર્માલ્ય છે, બહુજ બ્હીકણ છે નહિ તો તેમણે આપણી જુલમગીરી સામે બંડ શા માટે ઉઠાવવા ન જોઇએ ? ખુલ્લી હવામાં ફરી આવીએ ત્યારે આપણે માટે રસોઇ તૈયાર કરી રાખવાને બદલે તે પોતેજ ખુલ્લી હવામાં બેચાર મિત્રો સાથે ફરવા ચાલી જાય અને આપણને ઉપવાસી રાખે ત્યારેજ આપણને ખબર પડે ! વળી એમની ઇચ્છા વિના આપણે એમને માથે માતા થવાની ફરજ લાદી શકીએ એ કેટલી ક્રુરતા છે એનો આપણે વિચાર કરીએ છીએ ? સંતતીને જન્મ આપવો, તેને માટે કષ્ટ વેઠવાં એ સૌ સ્ત્રીઓને માથે હોય છે તો તેમાં તેની સંમતિ લેવા જેટલી માણસાઇ આપણે વાપરતા નથી એ કાંઇ જેવું તેવું નિર્લજ્જ કામ છે ? અને આપણી વિધવાઓની શી સ્થિતિ ! ત્યાર પછીથી તો તે અપશુકનનીજ પુતળી ! કોઇ એની સંભાળ ન રાખે કે કોઇ શુભ કામમાં એનું સ્થાન નહિ. પુરૂષો જે ત્રણ ચાર વાર પોંડે ચઢી શકે; દાંત પડી ગયા હોય તો વેચાતા લઇને પણ જુવાન બની શકે પણ બીચારી વિધવાને તો તેનાં 'કર્મ' ભોગવવાનાં ! ત્યારે પુરૂષો પોતાનાં 'કર્મ' કેમ નથી ભોગવતા ? શું 'કર્મ' નો કાયદો માત્ર સ્ત્રીઓનેજ લાગુ પડે છે ? આપણાં બાળકોનો તો, આપણે ભાગ્યે જ વિચાર કરતાં હોઇશું. 'એ શીલવા શું સમજે' કહી એમનો અવાજ દાબીજ દેવામાં આપણે આપણી મોટાઇ બતાવીએ છીએ. માને કે બાપને ગમતું આવ્યું કે બાળકના લગ્ન થઇ જવાના પણ બાઇ કે બ્હેન જેને સાથે પરણેલ જીવન ગાળવાનું છે તેની દ્રષ્ટિએ કોણ વિચાર કરે છે ? પોતાના બાળકનાં ઉતાવળે લગ્ન કરી દાદા કે દાદીમા થવાના હોંસમાં બાળકનું શું થશે તેનો ક્યારે વિચાર કરવાની નવરાશ મળે છે ? ન્હાનપણે પરણી પોતાનું બાળક દુબળું, નિર્માલ્ય કે નિસ્તેજ બનેને થાય કે કજોડાની કડુતાથી બનેને રીબાય પણ કોઇ ન્યાતજાતના રિવાજ છોડાય ? પણ ન્યાતજાતના રિવાજ પહેલાં કે પોતાનું અને પોતાના બાળકનું સુખ પહેલું ? જ્યાં સુધી બંડખોર બાળકો નિપજે નહિ ત્યાં સુધી બાળલગ્નનો કુરીવાજ નથી જવાનો. બાળલગ્ન આપણી સમાજનું એવું ભારી દર્દ છે કે તે કાંઇ ફુંક મારે મટી જવાનું નથી; એને મટાડવા તો હથોડાના ઘા ને બંડની જરૂર પડશે. અમેરિકામાં એક પાંચ વર્ષનું બાળક હતું. એની માએ એને એરંડીયું પીવા કહ્યું તેણે તેમ કરવા ના પાડી. માએ આગ્રહ કર્યો. બાળકે કહ્યું. 'ઠીક ત્યારે.' એરંડીયું પીવાનો વખત થયો એટલે માએ બાળકને હાંક મારી. બાળક બોલ્યું નહિ. માએ તપાસ કરી, ઘરમાં સૌ રૂમોમાં શોધી વળી પણ 'સાહેબ' ક્યાંય જડયા નહિ. એ સાહેબ તાવી માંથી નીકળી આવ્યા ગયા હતા. સાંકડાનણ ક સરી હતી તેમણે પોતાનો શ્વાસ જારી રાખી હતું લાજત્યારે એક મિત્રની દ્રષ્ટિએ પડયા એ- હુલિઃ એમને પુછ્યું: 'કેમ અહિં મ્હારી વેણીએ કહ્યું મમ્મા (મા) એ મ્હારી ...ી જાય રેઃ ...ને દીવેલ પીવાનું કહ્યું તે

મ્હારી વેણીનાં ફૂલઃ ... તમાં જાય
... સખિ ! રેઃ ... ર નહિ
મ્હારી વેણીનાં ફૂલ. ... મેર
... મળી

કીશનલાલ મ્હેતા.

... તાં
... પ

આપે પણ વખત આવે પોતેજ મુંગે મ્હોએ મલકાતા ઘોડે બેસી જાય અને કદાચ કોઇ મિત્ર પૂછે ત્યારે દોષ બધા બાને માથે ઢલવાય ! અને ૧૪–૧૫ વર્ષની દફતર ટાંગી નિશાળે જવા લાયક કન્યા પર માતૃત્વ લાધવાનું પાપ કોને માથે ? આવા આવા તો અનેક પ્રશ્નોમાં આપણે રૂઢીના ગુલામો થઇ ગયા છીએ. શાસ્ત્રમાં આમ કહ્યું છે, એ તો હમારો રીવાજ છે, વિગેરે વિગેરે બહાનાં કાઢી આપણે આપણો બચાવ શોધીએ છીએ પણ કુદરત તે બહાનાંને સ્વીકારતી નથી. અને પોતાના નિયમોનું ઉલંઘન કર્યા બદલ તે આપણને શિક્ષા કર્યા વિના રહેતી નથી.

અત્યાર સુધી તો આપણે માબાપને ઘરમા ગોટેરાં ગણ્યાં છે અને તેમની સમવડતા પ્રમાણે આપણું ઘર ચાલતું આવ્યું છે પણ આ નવયુગમાં તો માબાપ કરતાં ય બાળક વધારે ગોડું ગણાવું જોઇએ. બાળક પરજ ભવિષ્યની આશા છે; ફુલની કળી સમાન બાળક આવતી કાલનું ગુલાબ છે. માટેજ બાળકની માવજત અને સંભાળ પર કોઇ પણ નાગરિક જેટલું ધ્યાન આપે એટલું ઓછું. બાળકને ખાસ કરીને ઉંઘ અને આરોગ્યની વધારે જરૂર હોય છે પણ આપણા ઘર તરફ દૃષ્ટિ કરીએ તો શું જણાય છે ? બીચારું બાળક ! નહિ એને ઉંઘવાનો કે ખાવાનો કોઇ ચોકકસ વખત ! માબાપની સગવડતાએ ઉંઘવાનું ને ખાવાનું. બાપા જમવા બેઠા હોય ત્યારે બીચારું એક ખુણામાં જઇ ઉંઘતું હોય ! ઘરમાં જે કાંઇ કોઇને ખપતું ન હોય તે બાળકને ગાલશે ગણી માબાપો જરીપુરાણાવાળાને આપી દેવાની નરતુઓ બાળકને સુપ્રત કરે. સવારનું વધેલું ખાવાનું કેટલાંના ઘરમાં બાળકો માટેજ નથી રાખી મુકાતું ! અને મેલાં કપડાં રખેને મેલા થઇ જાય એ ભયે કેટલાં બાળકોના દીલ પર ધુળભરેલાં કપડા નજરે નથી પડતાં ? અને માબાપને જરાક પણ ખલેલ પહોંચે એવી રમતો જો બાળકો ઘરમાં આદરે કે વરતજ તેમને ધુળભરેલી શેરીઓમાં હાંકી મૂકવામા આવે કે ઘડીક વાર શાંતિ ભોગવવા ખાતર તેમને નિશાળે ધકેલવામાં આવે. મ્યુનિસીપાલીટીના અગ્રેસરોએ પણ હજુ એ પ્રશ્ન નથી વિચારી કાઢયો કે આપણાં બાળકો માટે સ્વચ્છ રસ્તાઓ કેમ બનાવવા કે ચોકખી નિશાળો કેમ ઉભી કરવી ! અને આ પ્રમાણે ઘરમાં, શેરીઓમા અને શાળાઓમાં ગંદકીમાં રહેનારાં બાળકો પાસેથી આપણે ભવિષ્યમાં આદર્શ સુધરાઇખાતાંઓની આશા રાખીએ છીએ ? સુધરેલા લોકો પોતાનાં કુતરાં બીલાડાંની જેટલી સંભાળ રાખે છે તેટલી આપણે આપણાં બાળકોની રાખીએ છીએ કે કેમ એ શંકા છે. અને જો આપણે આપણા બાળકોની પુરતી સંભાળ રાખી શકતા ન હોઇએ, તેમને સ્વચ્છ જીવનની જરૂરીઆતો પુરી પાડી શકતા ન હોઇએ તો તેમને આ દુનિયાંમાં આણ્યાંજ નહોત તો કેવું સારૂં ! પણ આ બધામાં આપણી રૂઢીઓના જ દોષ છે. આપણુનેજ જીવનની જવાબદારીનું ભાન ન હતું તે પહેલા જીવનની ધુંસરી આપણે ગળે નાખવામાં આવી હતી. અને જ્યારે સમજણા થાય ત્યારે નિર્માલ્યતાને લઇને ધર્મ કે રૂઢીના છાંયડા તળે શીતળા ભોગવવાના પ્રયાસો કર્યા. પણ જીવન આ બધાથી પર છે અને તે સુખી બનાવવા માટે આપણે એ વજ્રદિવાલોને તોડવી પડશે. જે સ્ત્રી યા પુરૂષ જીવનના ઉછાળા મારતા વેગને લઇને એ દિવાલો તોડી દીન પ્રતિદીન બદલાતો જાય છે તેજ સાચાં વીર છે. અને એવાં વીર સ્ત્રી પુરૂષોની જ આપણી સમાજને આજ જરૂર છે !

આવીને ઘરમાં આવેલી વહુને સતાવી શકે; અમે તે માણસ તેની પર હુકમ ચલાવી શકે અને એ બિચારીએ એ બધો માન્ય રાખવાનો ! ખરેખર આપણી સ્ત્રીઓ બહુ જ નિર્માલ્ય છે, બહુજ બ્હીકણ છે નહિ તો તેમણે આપણી જુલમગીરી સામે બંડ શા માટે ઉઠાવવા ન જોઇએ ? ખુલ્લી હવામાં ફરી આવીએ ત્યારે આપણે માટે રસોઇ તૈયાર કરી રાખવાને બદલે તે પોતેજ ખુલ્લી હવામાં બેચાર મિત્રો સાથે ફરવા ચાલી જાય અને આપણને ઉપવાસી રાખે ત્યારેજ આપણને ખબર પડે ! વળી એમની ઇચ્છા વિના આપણે એમને માથે માતા થવાની ફરજ લાદી શકીએ એ કેટલી ક્રુરતા છે એનો આપણે વિચાર કરીએ છીએ ? સંતતીને જન્મ આપવો, તેને માટે કષ્ટ વેઠવાં એ સૌ સ્ત્રીઓને માથે હોય છે તો તેમાં તેની સંમત્તિ લેવા જેટલી માણસાઇ આપણે વાપરતા નથી એ કાંઇ જેવું તેવું નિર્લજ્જ કામ છે ? અને આપણી વિધવાઓની શી સ્થિતિ ? ત્યાર પછીથી તો તે અપશુકનનીજ પુતળી ! કોઇ એની સંભાળ ન રાખે કે કોઇ શુભ કામમાં એનું સ્થાન નહિ. પુરૂષો બે ત્રણ ચાર વાર મોડે ચઢી શકે; દાંત પડી ગયા હોય તો વેચાતા લઇને પણ જુવાન બની શકે પણ બીચારી વિધવાને તો તેનાં 'કર્મ' ભોગવવાનાં ! ત્યારે પુરૂષો પોતાનાં 'કર્મ' કેમ નથી ભોગવતા ? શું 'કર્મ' નો કાયદો માત્ર સ્ત્રીઓનેજ લાગુ પડે છે ? આપણાં બાળકોનો તો, આપણે ભાગ્યે જ વિચાર કરતાં હોઇશું. 'એ રીલવા શુ સમજે' કહી એમનો અવાજ દાબીજ દેવામાં આપણે આપણી મોટાઇ બતાવીએ છીએ. માને કે બાપને ગમતું આવ્યું કે ભાઇના લગ્ન થઇ જવાના પણ ભાઇ કે બ્હેન જેને સાથે પરણેલ જીવન ગાળવાનું છે તેની દ્રષ્ટિએ કોણ વિચાર કરે છે ? પોતાના બાળકનાં ઉતાવળે લગ્ન કરી દાદા કે દાદીમા થવાના હોંસમાં બાળકનું શું થશે તેનો ક્યારે વિચાર કરવાની નવરાશ મળે છે ? ન્હાનપણે પરણી પોતાનું બાળક દુબળું, નિર્માલ્ય કે નિસ્તેજ બનેને આપ કે કજોડાની કડુતાથી બનેને રીબાય પણ કાંઇ ન્યાતજાતના રિવાજ છોડાય ? પણ ન્યાતજાતના રિવાજ પહેલાં કે પોતાનું અને પોતાના બાળકનું સુખ પહેલું ? જ્યાં સુધી બંડખોર બાળકો નિપજે નહિ ત્યાં સુધી બાળલગ્નનો કુરીવાજ નથી જવાનો. બાળલગ્ન આપણી સમાજનું એવું ભારી દર્દ છે કે તે કાંઇ ફુંક મારે મટી જવાનું નથી; એને મટાડવા તો હથોડાના ઘા ને બંડની જરૂર પડશે. અમેરિકામાં એક પાંચ વર્ષનું બાળક હતું. એની માએ એને એરંડીયું પીવા કહ્યું તેણે તેમ કરવા ના પાડી. માએ આગ્રહ કર્યો. બાળકે કહ્યું. 'ઠીક ત્યારે.' એરંડીયું પીવાનો વખત થયો એટલે માએ બાળકને હાંક મારી. બાળક બોલ્યું નહિ. માએ તપાસ કરી, ઘરમાં સૌ રૂમોમાં શોધી વળી પણ 'સાહેબ ક્યાંય જડયા નહિ. એ સાહેબ ...આવ્યમાંથી નીકળી ચાલ્યા ગયા હતા. સાડાત્રણ ...ર સુધી તેમણે પોતાનો વાસ જારી રાખી ... હું લાચારે એક મિત્રની દ્રષ્ટિએ પડયા એ... મફુલિઃ એમને પુછયું: 'કેમ અહિં ... મ્હારી રોણે કહ્યું મમ્મા (મા) એ મ્હારી ... મને દીવેલ પીવાનું કહ્યું તે ...ટી જાય ...

...તમાં જઇ

મ્હારી વેણીનાં ફુલ: ...ર નહિ

...વ સખિ ! રે: ... મેર

મ્હારી વેણીનાં ફુલ. ...ખમી

...ક કીશનલાલ મ્હેતા. ...ાવાં

## ઓગસ્ટ માસના ઉખાણાંનું પરિણામ.

સાચો જવાબ નીચે પ્રમાણે છે:—

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | શાં | તિ | નિ | કે | ત | ન | | મ | દ | ન | મો | હ | ન | |
| જ | | રૂ | બિ | ન્દ | | | તા | | | મ | ગ | ર | | દ |
| લિ | લિ | | ક | | વિ | સુ | વિ | અ | સ | | રૈ | | મા | હ |
| શ્રા | મિ | ની | | મુ | મ | તા | જ | મ | હા | લ | | ત | ન | પ |
| ન | કે | | મ | | લ | પ | | હ | ય | | કો | | વા | ત |
| ગ્રા | | અ | ધી | | તા | | ઉ | | ક | | કા | શી | | રા |
| શો | | મું | લા | જો | | આ | પા | ડ | | જ | કો | ત | | મ |
| | સ | ર | લ | | ન | બ | | ગ | રે | | મે | સ | વી | |
| વિ | | ભૂ | દે | વ | | હાં | છ | ન | | ગુ | હ | મી | | વિ |
| શ્રા | | મી | સા | | અ | | ત્રી | | વિ | | કે | ર | | ન |
| હ | વ | | ધ | | દા | મ | | જ | ખ | | ર | | ક્ષ | ય |
| ભા | રૂ | તી | | ગો | વ | રૂ | ધ | ન | રા | મ | | તા | મ | શી |
| ર | ભૂ | | આ | | ર્દ | ન | મ | ની | યા | | ચો | | તા | લ |
| ત | | યા | દ | વ | | | ધુ | | | આ | પ | ની | | વા |
| | સુ | દ | ર્શ | ન | ચ | ક | | મ | હા | ભા | ગાં | ધી | જી | |

આ હરિફાઈમાં કુલ ૬૦) જવાબો આવેલા. તેમાંથી ૫૦) જવાબો સાચા હતા અને ૧૦ જવાબો ખોટા હતા.

કેટલાક જવાબોમાં માત્ર ગ્રાહક નંબર લખાણો એટલુંજ જણાવવામાં આવે છે અને નામ નથી જણાવ્યા. 'સુંદરી' નું 'વ્યવસ્થાપક ખાતું' અને 'ઉખાણા ખાતું' એ બે જુદાં હોવાથી નામ મેળવતાં તકલીફ પડે છે તો હવેથી ગ્રાહક નંબર તેમજ નામ જણાવવા કૃપા કરવી.

કેટલાક જવાબોની સાથે વ્યવસ્થાપકને પોતાના લવાજમ, સરનામું વગેરેને લગતી અનેક સૂચનાઓ હોય છે તેથી ઉખાણા કોલમ સાચવનાર તંત્રીને તે જુદાં તારવવાં પડતાં હોવાથી એ માટે પણ ગ્રાહકોએ કૃપા કરી વ્યવસ્થાપકને લગતી સૂચનાઓ જુદી ટપાલ દ્વારા જણાવવી. હવેથી એ પ્રમાણે ઉખાણા સાથે સૂચનાઓ આવશે તો તેના પર ધ્યાન આપવામાં નહિ આવે.

'ક્રોસ વર્ડ પઝલનું' ઉખાણું હોય ત્યારે કેટલાક જવાબો નમૂના પ્રમાણે ચોરસ બનાવી તેમાં શબ્દો પુરવાને બદલે આડા ને ઉભા શબ્દો લખી મોકલે છે. તે તપાસતાં પણ તકલીફ પડે છે. માટે એવા ઉખાણામાં નમૂના પ્રમાણે નમુનો બનાવીને તેમાં શબ્દો પુરવા.

હિંદ બ્હારના ગ્રાહકોની "એક મહિનાની મુદ્દત પુરતી નથી" એવી ફરિયાદો આવેલી હોવાથી હવેથી તેમને હરિફાઇમાં ભાગ લેવાનું બની શકે તે માટે દરેક ઉખાણાનું પરિણામ બે મહિના પછી બ્હાર પાડવામાં આવશે. જેમકે ઓગસ્ટ ઉખાણાનું પરિણામ ઓકટોબર અંકમાં, સપ્ટેંબર ઉખાણાનું નવેંબર અંકમાં, વગેરે. પરંતુ તેથી હિંદના ગ્રાહકોને બે માસની મુદ્દત મળશે નહિ. તેમના જવાબો તે ઉખાણાવાળા અંકના મહિનાની આખર તારીખ સુધીમાં મળી જવા જોઇએ.

નિયમને અનુસરીને આવેલા સાચા જવાબોમાંથી એક બાળક પાસે નામ ઉપડાવતાં સૌ. રતનબાઈ ડાહ્યાભાઈ ચાવડાનું નામ નીકળતાં ઇનામનું પુસ્તક "~~[illegible]~~" તેમને આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું. આ ઉપરાંત બીજા નંબરના બ્હેન સૌ. મુક્તાગૌરી ગો. વસાણીના સફાઇ, હસ્તાક્ષર વગેરે કદરને પાત્ર જોતાં તેમને પણ એક વધારાના ઇનામ તરીકે અમારા સહતંત્રી શ્રી. ખંધડીઆનું નવું બ્હાર પડેલું પુસ્તક "દેવોને ખુલ્લા પત્રો" આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

### સાચા જવાબો આપનારાંના નામો:

શ્રીમતિ બ્હેનો: (૧) રતનબાઇ ડા. ચાવડા. (૨) મુક્તાગૌરી ગો. વસાણી. (૩) હીરાલક્ષ્મી ન. મોદી. (૪) નંબર ૧૫૮૦. (૫) ઉર્વશી બુચ. (૬) બાળાલક્ષ્મી અં. ત્રિવેદી (૭) સુમિત્રા બ્હેન ઠાકોર (૮) સુરજ ચં. કાજી (૯) કમળા ચં. દેસાઇ (૧૦) દિ. પંચોળી (૧૧) લીલાવતી દેસાઇ (૧૨) શ્રીદેવી ધ્રુ. (૧૩) ઉર્મિલા ર. ઝવેરી (૧૪) હીરાલક્ષ્મી ન. મોદી (૧૫) સરલા ત્રિવેદી. (૧૬) વસંત. વા. પટેલ. (૧૭) મોતીબાઇ, તુ. મ્હેતા (૧૮) અનસુયા. હ. વ્યાસ (૧૯) ઉર્વશી. ધે. શેઠ (૨૦) દેવુબ્હેન આ. ચાવડા (૨૧) અંબાબાઇ ર. ગજ્જર (૨૨) શ્રીમતિ. ન. મજમુંદાર (૨૩) વિદ્યાગૌરી. ચી. શેઠ (૨૪) નિર્મળા દેસાઇ. (સ્નાતિકા) (૨૫) રમાકુમારી જગમોહનદાસ (૨૬) પુષ્પાવતી દેસાઈ (૨૭) મંજુદેવી પંડયા. (૨૮) ચંદનમણી. ના. પુરોહિત (૨૯) કુમુદ. અં. ઝવેરી (૩૦) મંજુલા. બો. બક્ષી (૩૧) કપિલા. એમ. ભટ્ટ (૩૨) લક્ષ્મીબ્હેન. ઢ. પટેલ (૩૩) પ્રમોદા. ચી. દેસાઇ (૩૪) નંબર. ૧૪૬૯ (૩૫) ભાનુમતિ. ન. ભટ્ટ (૩૬) પ્રભાવતી કણીઆ (૩૭) ભાનુમતિ. પુ ભટ્ટ (૩૮) કસ્તુરલક્ષ્મી આચાર્ય (૩૯) પદ્માવતી. પ. રાજડા (૪૦) કુસુમ કુમારી ઝવેરી (૪૧) સુમિત્રા ભા. પાઠકજી (૪૨) લવંગિકા. પ્રિ. મ્હેતા. (૪૩) સુશીલા ર. ઝવેરી (૪૪) તારામતિ ર. શાહ. (૪૫) પ્રમિલા મ્હેતા. (૪૬) મીસીસ એસ. ભટ્ટ (૪૭) સુશીલા ચત્રભુજ (૪૮) ચંચળ ગૌરી. વ્યાસ (૪૯) લીલાવતી. અમીન (૫૦) શ્રીયુત પ્રતાપરાય. મા, વ્યાસ.




લેખિકાઃ "ઠાકોરબ્હેન"

**કપડાંની સાચવણી :**

જે રીતે આપણી ગુજરાતી બ્હેનો કપડા સાચવે છે તે રીત સાથે યુરોપીયન અને પારસી લોકોની કપડાં સાચવવાની રીત સરખાવતાં મને લાગે છે કે ગુજરાતીઓને કપડાંનો ખર્ચ જરૂર વધારે લાગતો હોવો જોઇએ. ખરી રીતે યુરોપીઅન સ્ત્રીઓને કપડાંનો ખર્ચજ વધારે છે. પરંતુ તેનું કારણ તેમની સાચવવાંની રીત નહિ પરંતુ 'ખૂબ કપડાં પહેરવાની રીત' છે. આપણામાં એક ગરીબ ગામડીઅણના એકજ ફાટલા લુગડાંથી માંડી શહેરની એક શ્રીમંત બ્હેનના બહુ બહુ તો એક કબાટ ભરાય એટલા લુગડાંથી ચલાવી લેવાની ટેવ છે. જ્યારે પેલી બ્હેનોને દાગીના નહિં હશે તો ચાલશે પરંતુ કપડાં પુરતાં, પુરતાથીયે વધારે તરેહવાર ફેશનના જોઇશે. ટુંકામાં જ્યારે એક સરેરાશ ગુજરાતી બ્હેન પાસે ૪ લુગડાં હશે ઘરમાં પહેરવા માટે ને ૧૦ લુગડાં હશે બહાર ગયે આવ્યે પહેરવા ત્યારે એ બહેનો પાસે ડઝન તો ઘરમાં પહેરવાનાજ હશે. બ્હારના જુદાં.

આમ કપડાંનું ખર્ચ ન સરખાવાય. માટે એક ગુજરાતી બ્હેનનાં ૧૪ કપડાં કલ્પીએ અને એક પારસી કે યુરોપીઅન બ્હેનના પણ એટલાંજ કલ્પીએ તો કપડાં સાચવવાની હુશીયારીમાં ગુજરાતી બ્હેન જરૂર હારી જશે. એ બ્હેનના કપડાં એક વરસમાં ખલાસ થઇ જશે અને છતાં દરરોજ ` ̄વપરાય લાગશે જ્યારે પેલી બ્હેનના કપડાં બે વરસ ચાલશે અને છતાં દરરોજ જાણે નવા પહેર્યાં હોય તેમ લાગશે. આનું શું કરણ? આનું કારણ તેની સાચવવાની રીત છે. એ રીત બરોબર પદ્ધતિસરની હોવાથી તે ખર્ચમાં પણ કરકસર થાય છે.

બીજી ખુબી એ છે કે એક પારસણ બ્હેન પાસે બ્હાર ગયે આવ્યે પહેરવા માટે ખરી રીતે ગુજરાતી બ્હેનો જેટલાં કપડાં નથી હોતાં, છતાં જ્યારે તે બ્હાર નીકળી હોય ત્યારે જાણે તેણે નવીજ સાડી પહેરી છે એમ જણાશે, જ્યારે બીજી બાજુ એક ગુજરાતી બ્હેન પાસે તેથી બમણા કીંમતી કપડાં હશે છતાં તેનો દેખાવ એવો નહિ લાગે. આ પરથી આપણે શીખવું જોઇએ કે કપડાં સાચવવામાં પણ કંઇક પદ્ધતિસરની કળા છે.

સૌથી પહેલાં તો બ્હાર ગયે આવ્યે પહેરવાનું કપડું ત્યારથી આવ્યા પછી બ્રશથી તેના પરની રજકણો કાઢી નાંખવા માટે સાફ કરવું જોઇએ. ત્યાર પછી ગડી કરીને ગુજરાતી બ્હેનો કબાટમાં મુકી દે છે તેથી ભાગેલી ગડીના સળ રહી જાય છે તેમ ન થવા દેવા માટે ગડી કર્યા પછી ઘરમા ગાદી હોય તો તે નહિ તો સુવાના પથારીના ઓશીકા નીચે એક રાત રહેવા દઇ બીજે દહાડે સવારે કબાટમાં કે ટ્રંકમાં મુકવા જોઇએ. માથાના દબાણથી, કે તળાઇના દબા-

સુધી એ લુગડાંની અસલ ગડી પાછી આવી જાય છે. કેટલીક બ્હેનો બ્હારથી આવ્યા પછી લુગડું બદલે છે અને ઉતારેલાં લુગડાંની તરત ગાડી વાળવાને બદલે ખીંટીએ નાંખી ઘરકામમાં તરત લાગી જાય છે ને પછી નિરાંતે 'ગડી કરે છે.' આ પણ ખોટી રીત છે. લુગડું ઉપર પ્રમાણે ઠેકાણે કર્યા પછીજ બીજા કામે લાગવું જોઇએ.

પોલકાંની બાબતમાં ગડી કરવામાં એ ધ્યાન રાખવાનું છે કે ટેબલ પર અતું પાથરી સૌથી પહેલાં બટનવાળો ભાગ તેમજ 'કોર' વાળો ભાગ સરખી લીટીમાં મેળવી, બાંઇ અંદર વાળીને પછી બેવડ ગડી કરવી જોઇએ. તેની ત્રેવડી ગડી કરીએ અથવા પહેલી બે બાંઇ મેળવીને પછી બન્ને સાથે પીઠ પરના અડધીઆ પર વાળી દઇએ તે ખોટી રીત છે.

મારે મતે બ્હાર પહેરવાના લુગડાં ભલે ઓછા હોય પરંતુ ઘરમાં પહેરવાના તો ડઝન બંધી રાખવા જોઇએ; તેથી સુઘડતા સચવાય છે. મને તો દિવસમાં ત્રણ વાર બદલવા જોઇએ. રાંધતી વખતે, રાંધ્યા પછી અને સાંઝે. આ લુગડાંને ધોવામાં સાબુની કરકસર ન જ કરવી જોઇએ. સાબુવાળાને પૈસા દેવા તે ડાકટરને દેવા કરતાં વધારે સારું છે. વળી શરીર સુઘડ ને સ્વચ્છ હોય તો વિચારો પણ સ્વચ્છ રહે છે.

કોઇ પણ કપડાને સ્હેજ ઝડકો આવ્યો, કે એકાદ બટન તુટયું વગેરે નાની સુની ખામી આવી તો તે તરત સુધારી લેવી જોઇએ.

-રેશમી કે જરીવાળા કીંમતી કપડાઓને 'ડ્રાઇકલીનીંગ' જ કરાવવા જોઇએ. ઘણાંકામાં ગામડાઓમાં મોટી વોર્ડીંગ કંપનીઓની ડ્રાઇકલીનીંગની સગવડ હોતી નથી ત્યાં બ્હેનોએ ડ્રાઇકલીનીંગની ઘરગથુ કળા શીખી લેવી જોઇએ. સાંભળ્યા પ્રમાણે એક ધોવાનો એવો પાઉડર નીકળ્યો છે જે કપડાં પર લગાડવાથી કપડાંનો મેલ વગર પાણીએ કપાઇ જાય છે. આ વાત ખરી છે કે નહિ તે જાણવા માટે એક અખતરો કરવો જોઇએ.

ઘરમાં ખુણે ખાંચરે લુગડાંના ડુચા કરી રાખી મેલવા એ પણ આપણી એક ખામી છે. કોઇ પણ પારસી યુરોપીઅનને ત્યાં એક રખડતું લુગડું તમને નહિ જડે.

ટુંકમાં કપડાંની સાચવણી એવી સરસ હોવી જોઇએ, તે માટે હાડકાં વાળીને એટલી બધી કાળજી રાખવી જોઇએ કે પરિણામે, (રમુજમાં કહું તો) આંગળીએ ચપ્પુ વાગી જાય ત્યારે ઘરમાંથી 'ચીંથરૂં' શોધ્યું ન જડે એવી સ્થિતિ રાખવી જોઇએ!

× × ×

આ તકે આ કોલમ વાંચનાર બ્હેનોને આ કોલમ વિષે જાણવા જેવા મારે બે સમાચાર આપવાના છે. એક સુખના ને બીજા દુઃખના, સુખના સમાચારપરથી આ કોલમ ઉપયોગી છે કે નહિ, મારો નમ્ર મત બ્હેનોને ઉપયોગી છે કે નહિ, છે તો કેટલો! તેનું માપ મળે છે. એ સમાચાર તે એ કે "સાસરે જતી પુત્રીને શિખામણ" એ નામના પુસ્તકમાં આ કોલમમાં લખાયલા 'રસોડું અને ગંદકી' એ લેખનો ઉતારો કરી મારા નમ્ર મતની કદર કરવામાં આવી છે. એ માટે મારે તેના સંપાદકનો આભાર માનવો રહ્યો.

બીજી બાજુ દુઃખના ખબર એ કે ગયા અંકમાં સુખદુઃખના સવાલ જવાબ જોતાં જણાયું કે રા. અરવિંદ ટાણાર નામના એક ભાઇને ચિંતા થઇ આવી કે આ કોલમ લખનાર 'હું નર છું કે નાર'! તેમને કદાચ ઉંઘ પણ નહિ આવતી હોય! જો તેમ હોય તો મારો તેમને દીલાસો છે. બાકી તેમને દુધ સાથે કામ હોય એમ લાગતું નથી પરંતુ પાડાપાડીનું કામ હોય એમ જણાય છે! નસીબ તેમના!




**ગજેન્દ્રનાં મૌક્તિકો:** લેખક: સ્વ. પ્રો. ગજેન્દ્રરાય ગુ. બુચ, એમ. એ. સંપાદક: પ્રો. રમણલાલ ક. યાજ્ઞિક, એમ. એ. પ્રકાશક: રા. ગણેશરાય હ. બુચ, એમ. એ. એલએલ. બી. નાગર ફળીઆ ગોંડલ મૂલ્ય: રૂ. ૨-૦-૦.

સ્વ. પ્રો. બુચ સુરતની કૉલેજમાં અધ્યાપક હતા. તે દરમિયાન કૉલેજમાં તેમજ સુરતના જાહેર જીવનમાં અનેક પ્રસંગોએ તેમણે પોતાની વિદ્વત્તાની અને પ્રતિભાની ઝાંખી કરાવી હતી. ગુજરાતી સાહિત્યાકાશનો એ ઉગતો તારો પચીશ વર્ષનું ટુંકું આયુષ્ય ભોગવી, પત્નીને, બાળકોને વૃદ્ધ માતપિતાને અને સ્નેહી સંબંધીજનોને આંસું સારતાં મૂકી અકાળે ખરી પડયો. ચાર વર્ષના ટુંક અરસામાં સ્વર્ગસ્થે લખેલી સાહિત્યકૃતિઓનો આ પુસ્તકમાં તેમના મિત્ર પ્રો. યાજ્ઞિકે સંગ્રહ કરી, ગુજરાતને તેમની પ્રતિભાની ઝાંખી કરાવી, મિત્રનું શ્રાદ્ધ કર્યું છે, તે માટે ધન્યવાદ ઘટે છે. પુસ્તકમાં સંગ્રહાયલી સ્વર્ગસ્થની ૮૪ સાહિત્યકૃતિઓ વાંચતા વાચકને તેમને માટે સ્વાભાવિક માન ઉત્પન્ન થશે અને એમના અકાલ અવસાનથી ગુજરાતે શું ગુમાવ્યું છે. તેની ખાત્રી થશે. ગુજરાતનો, ખાસ કરીને સુરતનો વાચક વર્ગ આ પુસ્તક ખરીદી સ્વર્ગસ્થ તરફની પોતાની માનની લાગણી વ્યક્ત કરશે એવી અમે આશા રાખીએ છીએ. પુસ્તક પ્રકાશક પાસેથી યા જાણીતા બુકસેલરો પાસેથી મળી શકશે.

**શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા:** સંપાદકો: રા. ગિજુભાઇ અને શ્રી તારાબ્હેન. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર.

આ માળાના પ્હેલા ત્રણ સેટની ઝાંખી અમે અગાઉના અંકોમાં કરાવી ગયા છીએ ચોથો સેટ-નં. ૧૯ થી ૨૪ની પુસ્તિકાઓ પણ તૈયાર થઇ ગઇ છે. આ સેટની છએ પુસ્તિકાઓ પણ રા. ગિજુભાઇની કલમે લખાયલી છે. નં. ૧૯ ગધેડું માં રા. ગિજુભાઇ પોતાના બે મિત્રની આઠ નાની નાની વાતોમાં પિછાન કરાવે છે. નં. ૨૦ ચીડીયાખાતું માં સંગ્રહસ્થાનના પશુઓ વિષે માહિતી આપી છે. નં. ૨૧ મહાસભાઓમાં પશુઓની, કુતોની અને પંખીઓની મહાસભાઓના સુંદર અહેવાલો છે. નં. ૨૨ કહેવતોનાં મૂળ દર્શાવતી ટુંકી નવ બાલવાર્તાઓ આપે છે. નં. ૨૩ ગપગોળામાં નામ પ્રમાણે ગપથી ભરેલી વાર્તા છે. નં. ૨૪ આફ્રિકા આંખયું' માં ગિજુભાઈ ત્યાંના અનુભવો વર્ણવે છે અને મિત્રોનો પરિચય આપે છે. છએ પુસ્તિકાઓ અગાઉની પુસ્તિકાઓની જેમ બાળકો હોંસે હોંસે સત્કારશે.

**વીરની વાતો:** પુસ્તક ૧લું. ત્રીજી આવૃત્તિ. લેખક અને પ્રકાશક: રા. તારાચંદ પોપટલાલ અડાલજા, એલ. ટી. એમ. મૂલ્ય: રૂ. ૨-૮-૦

“વીરની વાતો” હવે ગુજરાતના વાચકોમાં એટલી જાણીતી અને પ્રિય થઇ પડી છે કે એનો પરિચય કરાવવો અસ્થાને ગણાય. પ્રેમ-શૌર્યભરી એ વાર્તાઓને ગુજરાતે મોટી સંખ્યામાં સત્કારી છે. આ પ્હેલા પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રકટ થાય છે એજ એની ઉપયોગિતા અને લોકપ્રિયતાની સચોટ સાબિતિ છે. આ આવૃત્તિમાં લેખકે કેટલોક આવકારદાયક સુધારો વધારો કર્યો છે. આગલી આવૃત્તિમાં આપેલી બે વાર્તાઓ આ સંગ્રહને અનુકુળ નહિ હોવાના કારણે તેમણે કાઢી લીધી છે અને એ બે વાર્તાઓ બીજી ત્રણ વાર્તાઓ સાથે 'પંચામૃત' નામે પ્રકટ કરવાનો લેખકનો ઇરાદો છે.

એ બે વાર્તાઓની ખોટ પૂરવા તેમણે પાંચ નવી વાર્તાઓ આ પુસ્તકમાં ઉમેરી છે. ચિત્રોમાં પણ ઘણો વધારો કર્યો છે. આ સર્વ સુધારા-વધારાને કારણે આ ત્રીજી આવૃત્તિ પ્હેલી બે આવૃત્તિઓ કરતાં વધારે આકર્ષક અને ઉપયોગી બની છે. એ સફળ શ્રમ માટે કર્તાને અમે ધન્યવાદ આપીએ છીએ. આ સંગ્રહમાંની વાર્તાઓ અનેક રસથી ભરપુર હોઇ નિર્દોષ વાંચન પૂરૂં પાડે છે. ભાષા પણ સાદી અને સરળ હોઇ સ્ત્રીવર્ગમાં એ અત્યંત આદરણીય થશે. બાળકોને પ્રેમશૌર્યના પાઠ પઢાવવા ઇચ્છતી માતાઓ માટે એ પુસ્તક અણમૂલ સાધન છે.

**વીર વલ્લભભાઇ:** લેખક: રા. મહાદેવ હરિભાઇ દેસાઇ. પ્રકાશક: શ્રી સરસ્વતી ગ્રંથમાળા પુ. ૧ લું. મૂલ્ય: ૦-૨-૬ ( ટ. ખ સાથે ).

શ્રી મહાદેવભાઇની આકર્ષક બાનીમાં લખાયેલું આ ૬૨ પાનાનું પુસ્તક બારડોલીના સરદારના જીવનની આપણને ઝાંખી કરાવે છે. મહાત્માજીના સિદ્ધાંતો ઝીલનાર, તેમને જીવનમાં પચાવનાર અને તેમનો સફળ ઉપયોગ કરી બતાવનાર એ મહાન ગુજરાતી માટે અત્યાર પ્હેલાં ઘણું લખાયું હશે છતાં આ જીવનકથાનું સ્થાન તે સર્વમાં અદ્વિતિય રહેશે. " પ્રસ્થાન " કાર્યાલયે તે પુસ્તકાકારે પ્રકટ કરી વાચકોને સરળતા કરી આપી છે તે માટે અભિનંદન. એ કાર્યાલયે આવાં ઉપયોગી પુસ્તકો પ્રકટ કરવાની જે યોજના કરી છે તેને અમે હીરથી સત્કારીએ છીએ. ગુજરાતીઓના જીવનમાં ચેતન પ્રકટે એવું સાહિત્ય પ્રકટ કરવાના એ કાર્યાલયના મનોરથો સફળ થાય એમ ઇચ્છીએ છીએ.

**જોશીના પાખંડ:** લેખક: રા. અમૃતલાલ ગોકલદાસ મ્હેતા. પ્રકાશક: શ્રી " સમાજ સેવક " કાર્યાલય, જામનગર. મૂલ્ય. ૦-૪-૦.

આ નાનકડી સામાજીક કથામાં લેખકે જ્યોતિષ વિદ્યાને નામે સમાજમાં ચાલતાં પાખંડનો વાસ્તવ ચિતાર આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે. આપણા અનેક સામાજીક સડાઓ માટે લોકમત કેળવવા આવા પુસ્તકોની ઘણી જરૂર છે અને તેટલા માટે લેખકે તેમજ પ્રકાશકે એ દિશામાં કરેલા આ પ્રયત્નને વધાવી લઇએ છીએ

**કુમારનાં સ્ત્રીરત્નો:** ( બીજી આવૃત્તિ ): સંપાદક : રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક પ્રકાશક: શ્રી પુસ્તકાલય સ. સ. મંડળ લી. વડોદરા. મૂલ્ય: રૂ. ૧-૦-૦ કાચું પુઠું. મૂલ્ય: રૂ. ૧-૪-૦ પાકું પુઠું.

બે અઢી વર્ષ પ્હેલાં આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ પ્રકટ થઇ હતી તે સમયે અમે એની સમાલોચના કરી ગયા છીએ એટલે વિસ્તારથી કહેવાનું રહેતું નથી. રા. ઇન્દુલાલની આકર્ષક બાનીમાં લખાયલી-એ પુસ્તકના કહેવાતા લેખક " કુમાર " રા. ઇન્દુલાલ પોતે જ છે એમાં શંકા ન હોઇ શકે-આ છ વાર્તાઓ આદર્શ સ્ત્રીત્વની એમની ભાવનાના જુદાં જુદાં સ્વરૂપ રજુ કરે છે. ગુણગ્રાહી ગુજરાતી વાચકવર્ગે એની પ્હેલી આવૃત્તિનો સત્કાર કરી એની લોકપ્રિયતાની સાબીતિ આપી છે. પુસ્તકનું કદ અને છપાઇ જોતાં મૂલ્ય નજીવુંજ ગણાય, અને તે માટે પ્રકાશક મંડળને અભિનંદન ઘટે છે.

**શ્રી સયાજી સાહિત્યમાળા:** પ્રકાશક: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી વડોદરા. શ્રીમંત મહારાજા સાહેબે ગુજરાતી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ માટે અનામત કાઢેલી બે લાખની રકમના વ્યાજમાંથી આ માળા માટે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરી પ્રકટ કરવામાં આવે છે. એ માળાના નીચે પ્રમાણે પુસ્તકો શ્રી વિદ્યાધિકારી ઓફીસની ભાષાંતર શાખા તરફથી અભિપ્રાયાર્થે મળ્યાં છે:

ચન્દ્રગુપ્ત મૌર્ય પુષ્પ ૬૩૯ મું. લેખક રા. જયસુખરાય પુ. જોષીપુરા એમ. એ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

હિંદમાં પ્રથમ સામ્રાજ્ય સ્થાપનાર સમ્રાટ ચન્દ્રગુપ્તનું નામ ગુજરાતના વાચકો સારી રીતે જાણે છે, આટલું છતાં એ મહાપુરૂષની સ્વતંત્ર, જીવનકથા કોઇએ આલેખી નથી. સંસ્કૃતમાં કવિ વિશાખદેવનું રચેલું ' મુદ્રારાક્ષસ ' નાટક એ સમ્રાટના જીવનની કાંઇક ઝાંખી કરાવે છે. રા. કનૈયાલાલ મુનશીની નવલકથા " ભગવાન કૌટિલ્ય" એ દિશામાં વધારે અજવાળું પાડશે એવી આશા રહે છે. પરંતુ ઇતિહાસ તરીકે રા. જોષીપુરાનો આ પ્રયાસ ગુજરાતી સાહિત્યમાં પ્રથમ છે. ચાણક્યના

અર્થશાસ્ત્ર તેમજ બીજાં ઉપલબ્ધ સાધનોમાંથી એમણે આ નાનકડા પુસ્તક માટે ભેળી કરેલી સામગ્રી એ સમ્રાટના જીવનકાર્યની આપણને ઝાંખી કરાવે છે અને ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પ્હેલાં તેણે કરેલી મહારાજ્યની વ્યવસ્થા આપણા હૃદયમાં તેને માટે માન ઉત્પન્ન કરે છે. આ પુસ્તક જે દૃષ્ટિથી લખાયું છે તેજ દૃષ્ટિથી હિંદનો આખો ઇતિહાસ રચાય તો આપણને ઘણું નવું જાણવાનું મળે અને આપણા પ્રાચીન ગૌરવ અને શક્તિની યથાર્થ ઝાંખી થાય. આ પુસ્તક લખવા માટે અમે રા. જેપીપુરાને અભિનંદન આપીએ છીએ આ સમ્રાટ વિષેજ તેમણે રચેલું મોટું પુસ્તક પણ તૈયાર થાય છે એ જાણી અમને આનંદ થયો છે.

**કેટલાક રોગો: લેખક: ડૉ. ચંદુલાલ સેવકલાલ દ્વિવેદી, એમ. બી; બી. એસ. પુષ્પ ૧૪૦ મું. મૂલ્ય: ૦-૧૨-૦**

આપણા જીવનની સામાન્ય પદ્ધતિ એવી છે કે રોગ થયા પછી તેના નિવારણ માટે ડૉક્ટર કે વૈદ્યને ત્યાં દોડવું. રોગ શાથી થાય છે ? તે ન જ થાય તે માટે શા ઉપાયો યોજવા જોઇએ કે સાવચેતી લેવી જોઇએ ? એ પ્રશ્નો આપણે વિચારવાજ નથી. એ સંબંધી વિચાર પ્રથમથી કરતા હોઇએ તો ઘણા ખરા રોગ થવાજ ન પામે. દુર્ભાગ્યે એ માટે જોઇતું સાહિત્ય પણ આપણી ભાષામાં બહુ થોડા પ્રમાણમાં છે. આ નાનકડા પુસ્તકના લેખકે એ દિશામાં કરેલા આ પ્રયત્નને અમે વધાવી લઇએ છીએ. કુલ ૨૨ નાના મોટા મુખ્ય રોગો વિષે તેમણે આપેલી માહિતી જનસમાજને ટુંકમાં પણ સચોટ રીતે જરૂરી જ્ઞાન પૂરૂં પાડે છે, આવાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં વધુ ને વધુ ઉમેરાય એ જોવા અમે ઇંતેજાર છીએ. એમ થાય તો આપણું અજ્ઞાન દૂર થાય અને ઘણા જીવલેણ રોગના પંજામાં સપડાતા આપણે બચી જઇએ.

**મધુમક્ષિકા અને ભ્રમર: ભાષાંતર કર્તા: સ્વ. ઇન્દુવદન દલસુખરાય દેસાઇ, બી. એજી. પુષ્પ ૧૪૩ મું. મૂલ્ય: ૦-૧૧-૦.**

આ પુસ્તક અંગ્રેજી ભાષાના કોઇ પુસ્તકનું ભાષાંતર છે એમાં આપણા પરિચિત મધમાખ અને ભમરા વિષે ઉપયોગી માહિતી અપાઇ છે. બન્નેની જુદી જુદી જાતો, તેમની રહેણી, તેમના શરીરની રચના વગેરે માહિતી વાંચી આપણને આપણા અજ્ઞાનની ઝાંખી થાય છે. આપણી નજદીક વસતા એ જીવજંતુઓ વિષે આપણે કેટલા અજાણ છીએ તે એ ઉપરથી જણાય છે. ભાષા સરળ છે, જો કે કોઇ કોઇ ઠેકાણે અઘરા સંસ્કૃત શબ્દો ઘુસી ગયા છે.

**ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ: પુષ્પ ૧૪૫ મું: લેખક. રા. વિ. શિ. દેસાઇ, બી. એ. મૂલ્ય. રૂ. ૦-૧૪-૦.**

અમે ભૂલતા ન હોઇએ તો આ પુસ્તકમાંથી કંઇ નમૂનો "સાહિત્ય"ના કોઇ અંકમાં પ્રગટ થઇ ચૂક્યો હતો. ત્યારથીજ મી. દેસાઇના સંશોધનકાર્ય તરફ અમારી સહાનુભૂતિ બંધાઇ હતી હવે એ સંશોધનના ફળરૂપ આ પુસ્તક જોતાં અમને ઘણો આનન્દ થયો. ગુજરાતી સાહિત્યમાં આવા જ્ઞાન વિજ્ઞાનના પુસ્તકો જેટલા પ્રગટ થાય તેટલા ઓછા છે તેમાં પણ 'ગુજરાતીઓ અને સંગીત' માટે ઘણું લખવું જરૂરી છે. આ પુસ્તક સંગીત-ઉદાસી સંગીતનો વદન સાધારણ 'ટેસ્ટ' ધરાવનાર ગુજરાતીઓને સાચું સંગીત અને તેના કલાકારો વિષે આછેરો ખ્યાલ આપે છે. તેમાંથી ઘણું જાણવાનું મળે છે. સસ્તા 'મ્યુઝીક ગાઇડ' કરતાં આવો જ્ઞાનભંડાર ગુજરાતે વધારે સારી રીતે વધાવી લેવો જોઇએ. આ પ્રકાશનની ૫૦૦ પ્રત પ્રકાશકોને બ્હીતાં બ્હીતાં કાઢવી પડે એ માટે ગુજરાતીઓએ જરા શરમાવું જોઇએ. હજી લેખક પાસે એજ વિષયને લગતું બીજું સંશોધન પડ્યું છે અને તેના પ્રકાશનનો આધાર આ પુસ્તકને જે આવકાર મળશે તેના પર છે. આશા છે, ગુજરાત ઉગતા સંગીતશાસ્ત્રીને નિરાશ નહિ કરે. તેમના બીજા પુસ્તકની અમે આતુરતાથી રાહ જોઇએ છીએ.

**બાલ ભાગવત: શ્રી સયાજી બાલજ્ઞાનમાળાનું પુષ્પ ૭૮ મું: લેખિકા: શ્રી. મંજુદેવી પડવા, પ્રકાશક: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લી. મૂલ્ય: ૦-૮-૦.**

મરાઠીમાં રા. વાસુદેવ ગોવિંદ આપ્ટેએ લખેલા પુસ્તકના આધારે લેખિકા બ્હેને આ પુસ્તક ગુજરાતીમાં તૈયાર કર્યું છે એમાં શ્રીમદ્ ભાગવતમાંથી વસ્તુ લઇ બાળકોને રૂચે એવી ભાષામાં કુલ ૪૧

વાર્તાઓ અપાઇ છે. પ્હેલાના જમાનામાં માતાઓ મહાભારત, રામાયણ વગેરે પુસ્તકોમાંની કથાઓ બાળકોને કહી જે જ્ઞાન અને સંસ્કાર આપતી તે હવે દુર્ભાગ્યે આપણે પુસ્તકોથી આપવાનો વખત આવ્યો છે. જે માબાપોએ પોતે એ પુસ્તકો વાંચ્યા નથી યા વાંચ્યા છતાં બાળકોને આનંદ થાય એવી રીતે એમાંનું વસ્તુ તેમની આગલ ધરી શકે એમ નથી તેમને માટે આ પુસ્તક જેવાં પુસ્તકો આશીર્વાદ રૂપ છે. એ શ્રમ માટે અમે લેખિકા બ્હેનને ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આપણા બીજા ધર્મગ્રંથોમાંથી પણ એવીજ રીતે સરળ ભાષામાં વાતો તારવી કાઢી બાળસાહિત્યની અભિવૃદ્ધિ કરે.

(૧) પંડ્યા ઓફીસ ડાયરી બુકઃ મૂલ્યઃ રૂ. ૦-૧૨-૦. ફુલ કલોથઃ રૂ. ૦-૧૪-૦ વિક્રમ સંવત ૧૯૮૫ ની આ ડાયરી ચાર જુદા જુદા રંગના કાપડી પૂઠાં સાથે તૈયાર કરવામા આવી છે. લક્ષ્મીદેવીનું સુંદર ચિત્ર પૂજાના પાનાની સામે મૂક્યું છે. કાગલ પણ ઉંચી જાતનો વપરાયો છે હેથી તારીખો સાથે અંગ્રેજી, પારસી અને મુસ્લીમ તારીખો પણ આપી છે. (૨) પંડ્યા હેન્ડી ડાયરી બુકઃ મૂલ્યઃ રૂ. ૦-૮-૦ ફુલકલોથઃ રૂ. ૦-૧૦-૦ ઉપર જણાવ્યા પ્રમાણેનો વિગતો આપતી અને ચિત્ર સાથેની આ નાની સાઇઝની ડાયરી છે. મળવાનું ઠેકાણું: મેસર્સ જે, એમ. પંડ્યા કંપની, બુકસેલર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨

કલેન્ડરોઃ (૧) મેસર્સ જે. એમ. પંડ્યા એન્ડ કંપની, બુકસેલર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨, તરફનું રોજની તીથિ ફાડવાનું વિક્રમ સંવત ૧૯૮૫નો સાવઠું સુંદર ત્રિરંગી કેલેન્ડર.

આનંદધારાઃ ભાગ ૧; (આવૃત્તિ ૨ જી) બાલજીવન પુસ્તકમાળા પુ. ૫ મું. પ્રયોજકઃ રા. રમણલાલ નાનાલાલ શાહ. પ્રકાશકઃ રા. હરસનદાસ નારણદાસ, નાણાવટ, સુરત મુલ્યઃ ૦-૬-૦

બાળકો માટે ગુજરાતના જાણીતા લેખકોએ લખેલી આ વાર્તાસંગ્રહની પહેલી આવૃત્તિ ૧૯૮૧ માં પ્રકટ થઇ હતી. લાંબા વખતથી તેની નકલો મળતી ન હતી. એ ઉપરથી સમજાશે કે બાળકોએ એ સંગ્રહને મોટી સંખ્યામાં અપનાવ્યો છે. અત્યારે જેમ બાલસાહિત્ય વધતું જાય છે તેમ બાળકોનો વાંચનશોખ પણ વધતો જાય છે. આ સંગ્રહમાં અપાયલી ૧૪ વાર્તાઓ બાળકોને રૂચે એવી ભાષામાં ચિત્રો સહિત અપાઇ છે. વાચનશોખી બાળકો એને જરૂર સત્કારશે.

વિધવા વિમળાઃ લેખકઃ રા. કેશવચંદ્ર બી. પંડયા. પ્રકાશકઃ "ચન્દ્રયોગી" કાર્યાલય, નડિયાદ. મુલ્યઃ ૦-૮-૦

મહાત્મા ગાંધીજીએ એકવાર કહ્યું છે કે "હિંદુ વિધવાને પકડીને ઇશ્વરે હાથ ધોઇ નાખ્યા છે.". હિંદુ સમાજમાં વિધવાનું સ્થાન શું છે, તેને કેવાં દુઃખદ અનુભવ થાય છે તે સૌ કોઇ જાણે છે. આ પુસ્તકના લેખકે એજ દુઃખદ પ્રશ્ન નવલકથાના રૂપમાં ચર્ચ્યો છે. સમાજ હિંદુ વિધવાને કેટલો તિરસ્કારે છે; તેના માર્ગમાં કેવી લાલચો, કેવા કંટકો ભર્યાં છે અને તેની અસહાય દશાનો નરાધમો કેવો લાભ લેવા મથે છે તે બતાવવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. એ રીતે નિબંધ અને નવલકથા બન્નેનું મિશ્રણ આ પુસ્તકમાં જોઇ શકાય છે. સમાજના એ સડાની ચર્ચા કરવા માટે અને એ રીતે લોકમત કેળવવા માટે લેખકને ધન્યવાદ આપીએ છીએ.

સાભાર સ્વીકારઃ પ્રચારકઃ પ્ર. સ્વામી ધર્માનંદજી. પુ ૩; અંક ૯. વા. લ. રૂ. ૧-૮-૦ ચોલ પત્રિકાઃ તંત્રીઃ રા. નાગરદાસ ચદીઆ. વર્ષ ૧; અંક ૫ વા. લ. રૂ ૪-૦-૦ વનિતા વિજ્ઞાનઃ તંત્રીઓઃ શ્રી બાળગૌરી મુન્શી અને શ્રી હીરાગૌરી ગજ્જર વ. ૨૦; અંક ૬. વા. લ. રૂ ૧-૮-૦ કપોલ પત્રિકાઃ તંત્રીઃ રા. ગોવર્ધનદાસ રણછોડદાસ વર્ષ ૧; અંક ૫ વા. લ. રૂ. ૧-૦-૦ પાટીદારઃ તંત્રીઃ રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ વર્ષ ૫; અંક ૧૧. વા.લ. રૂ ૨-૦-૦ યશોદાઃ તંત્રીઃ રા. મણીલાલ ન. દોશી વર્ષ ૧; અંક ૯ વા. લ રૂ ૨-૦-૦ સમાલોચકઃ તંત્રીઃ રા. રમણીયરામ ગો. ત્રિપાઠી પુ. ૩૨; અંક ૨. વા. લ. રૂ. ૬ ૦-૦ સમાજ સેવકઃ વ્ય. રા ગોકળદાસ લી. ઠક્કર. વર્ષ; ૫; અંક ૩ વા. લ રૂ. ૧-૪-૦ નાગરિકઃ તંત્રીઓ રા ચન્દ્રશંકર ન. બુચ અને રા. ડાહ્યારાય ર. માંકડ પુ ૩; અંક ૪. વા. લ રૂ. ૨-૮-૦ રીપોર્ટ અને હિસાબ (અંગ્રેજીમાં) શ્રી સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સુરત, વર્ષ ૧૯૨૭-૨૮.

# શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.

## સીલ્વર જ્યુબીલી ફંડમાં ભરાયલી રકમ.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સીલ્વર જ્યુબીલી કમિટીના... ., ઓ. સેક્રેટરીઓ જોગ

..................................................

"ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સીલ્વર જ્યુબીલી પ્રસંગે મંડળ માટે જે સીલ્વર જ્યુબીલી ફંડ ઉઘાડવામાં આવ્યું છે તે ફંડમા મારા તરફથી મારી મીલકતોમાંની એક ગીરગામ ડી. એફ., વોર્ડ નં. ૩૦૬ આવેલી છે, જે સુમારે આશરે વાર ૪૨૧ છે, તે ઘર અથવા રૂ. ૫૦,૦૦૦) પચાસ હજારની રકમ લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસની હૈયાતી બાદ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને ભેટ તરીકે આપવાનું આ તકે હું કબુલ કરૂં છું.

..................................................

તે ઉપરાંત મજકુર ફંડમાં રૂપીઆ પચાસ હજાર (૫૦૦૦૦) સુધીની અથવા તેની અંદરની જેટલી રકમ એકઠી કરવામાં આવે તેટલી રકમનું વ્યાજ ચાર ટકા પ્રમાણે મારા પત્ની (લેડી) લક્ષ્મીબાઇની હૈયાતી સુધી હું દર વર્ષે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને આપીશ.

તા. ૨૯ મી ઑગસ્ટ ૧૯૨૮.

લી શુભેચ્છક,

(સર) જગમોહનદાસ વરજીવનદાસ.

### શિક્ષણ વર્ગોના નિભાવ માટે મળેલાં વચનો

સંસ્કૃત વર્ગ: રા. રા. હીરાલાલ છગનલાલ સોપારીવાળાએ તેમના સ્વ. બ્હેન નિર્મળા છગનલાલના સ્મારક તરીકે દર મહિને રૂ. ૧૦) ની રકમ આપવાનું વચન આપ્યું છે અને સપ્ટેમ્બર ૧૯૨૮ થી એ વર્ગ એ બ્હેનના સ્મારક તરીકે ચલાવવામાં આવે છે.

કન્યા સંગીત વર્ગ: રા. રા. જયંતિલાલ રામદાસ ચુનીલાલ શ્રોફે તેમનાં સ્વ. માતુશ્રી સ્વ. ગં. તારાબાઇ રામદાસ ચુનીલાલ શ્રોફના સ્મારક તરીકે દર મહિને રૂ. ૩૦) ની રકમ આપવાનું વચન આપ્યું છે અને સપ્ટેમ્બર ૧૯૨૮ થી એ વર્ગ એ બ્હેનના સ્મારક તરીકે ચલાવવામાં આવે છે.

### સ્વ સૌ. રૂમિયાગૌરી રતિલાલ ઠક્કર સ્મારક ઇનામ.

સ્મારક ઇનામો: રા. રા. શેઠ રતીલાલ ત્રીભોવનદાસ ઠક્કરે તેમના સ્વર્ગસ્થ પત્ની સૌ. રૂમિયાગૌરીના સ્મારક તરીકે ઉત્તમ ગૃહિણી બનવા માટે મંડળના શિક્ષણવર્ગોનો લાભ લેતાં બ્હેનોને તેમજ મંડળના સમારંભોમાં સક્રિય ભાગ લેતાં બ્હેનોને ઇનામો તરીકે વ્હેંચવા માટે રૂ. ૩૦૦૦ ની રકમ મંડળને સોંપી છે.

### ફંડમાં ભરાયલી રકમો.

- ૧૫૦૦ મે. મોતીલાલ હાલાભાઇ ઝવેરી એન્ડ સન્સ
- ૧૫૦૧ શેઠ ફકીરભાઇ પ્રેમચંદ રાયચંદ
- ૧૦૦૧ સૌ. લેડી કૃષ્ણાગૌરી ચીમનલાલ સેતલવડ
- ૧૦૦૧ શેઠ દ્વારકાદાસ ત્રીભોવનદાસ, જે. પી.
- ૧૦૦૧ શેઠ રણછોડદાસ ત્રીભોવનદાસ.
- ૧૦૦૧ શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા, જે. પી.
- ૧૦૦૧ શેઠ લાલદાસ મગનલાલ
- ૧૦૦૧ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી.
- ૧૦૦૧ શેઠ મગનલાલ હરગોવિંદદાસ શ્રોફ જે.પી
- ૧૦૦૧ શેઠ મનસુખલાલ છગનલાલ
- ૧૦૦૧ શેઠ ખીમજી દયાળ (સ્વ. શેઠ વસનજી જીવણદાસના સ્મારક તરીકે)
- ૭૫૦ મે. દેવકરણ નાનજી દેસાઇ એન્ડ સન્સ.




# સ્ત્રી જગત્

## હિન્દ

**એક લાખની સખાવતઃ** મુંબાઇના જાણીતા શેર દલાલો મેસર્સ પ્રભુદાસ જીવનદાસની પેઢીના ભાગીદાર શેઠ શામળદાસ પ્રભુદાસ કોઠારી જે પી. એ પોતાના સ્વ. બંધુ રા. દેવીદાસના સ્મારક તરીકે એક સુવાવડખાનું સ્થાપવા રૂ. એક લાખની રકમ સર હરકીસનદાસ હોસ્પીટલને આપી છે. એ ઉદાર સખાવત માટે અમે શેઠ શામળદાસને અભિનંદન આપીએ છીએ. એ વોર્ડ "મ. દેવીદાસ પ્રભુદાસ જીવણદાસ અને બાઇ હરકોરબાઇ મેટરનીટી વોર્ડ"ને નામે ઓળખાશે.

**નવરાત્રનો રાસોત્સવઃ** શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે આ રાસોત્સવ પ્રતિવર્ષની જેમ મારવાડી વિદ્યાલય હોલમાં ઉજવ્યો હતો. બ્હેનોની મોટી સંખ્યા હાજર હતી. મુંબાઇની અને પરાંઓની અનેક કન્યાશાળાઓએ એ ઉત્સવ ઉજવ્યો છે. આખા ગુજરાતમાં-મોટાં શહેરોમાં તેમજ ગામડાંઓમાં એ ઉત્સવ ઉજવી બ્હેનો પોતાનો ગરાસ-રાસધન સાચવી રહી છે.

**કમીશનનો વિરોધઃ** સાયમન કમીશન ફરી હિંદની રાજકીય તપાસ અર્થે આવ્યું છે. આ અળખામણા થઇ પડેલા કમીશન તરફ વિરોધ બતાવવા દેશભરના નેતાઓ અને પ્રજાજનો એકત્ર થઇ કામ કરી રહ્યા છે સ્ત્રીઓએ પણ એમાં સંગીન ફાળો આપ્યો છે. મુંબાઇ અને પૂનામાં રા. નરીમાનની સરદારી હેઠળ કોલેજની વિદ્યાર્થીનીઓ અને વિદ્યાર્થીઓએ પ્રચંડ વિરોધ દર્શાવી હિંદનો અવાજ અસરકારક રીતે રજુ કર્યો છે.

**શિક્ષણવર્ગો માટેઃ** વીમેન્સ ઇંડીઅન એસોસીએશન મુંબાઇની શાખા સ્ત્રીઓ માટે શિક્ષણવર્ગો ચલવે છે જેનો લાભ પારસી બ્હેનો મોટી સંખ્યામાં લે છે. આ વર્ગો ૧૧ વર્ષ પ્હેલાં સૌ. હીરાંબાઇ તાતાએ સ્થાપ્યાં છે. એ વર્ગોના લાભાર્થે એક સંગીતનો જલસો તા. ૨૮ મી સપ્ટેમ્બરે એમ્પેસીયર થીએટરમાં થયો હતો.

**વિરોધ સભાઃ** "કોલેજની કન્યા" નામે નાટક સામે વિરોધ દર્શાવવા એક સભા જીના પીપલ્સ હોલમાં સૌઃ શારદાબ્હેન દીવાન એમ. એ. ના પ્રમુખપદે મળી હતી જે પ્રસંગે સંખ્યાબંધ સુશિક્ષિત બ્હેનો અને કોલેજના પુરૂષ વિદ્યાર્થીઓ હાજર હતાં. મીસ તારાબેન પટેલે ઠરાવ રજુ કર્યો હતો, જેના ટેકામાં મીસ કપિલા ખાડવાલા, મીસ ટોટવાલા, સૌ. લીલાવતી મુનશી, મીસ પ્રાણજીવલ ઠાકોર વગેરે બોલ્યાં હતાં. મી. ગડરીઆ નામે એક પુરૂષ વક્તાએ ઠરાવનો વિરોધ કર્યો હતો.

**અંત્યજ સ્ત્રીઓઃ** મુંબાઇની અંત્યજ સ્ત્રીઓની એક સભા પરેલમાં ૨૨ મી સપ્ટેમ્બરે મળી હતી. ૨૦૦ બ્હેનોએ હાજરી આપી હતી. સમાજ સમય સંઘવાળાં શ્રી. મનોરમા પ્રધાન પ્રમુખપદે હતા. સભાએ રા. સાૈ શારદાના બાળલગ્ન પ્રતિબંધક બીલને ટેકો આપતાનો ઠરાવ કર્યો હતો. વધારામાં તેમણે મ્યુનીસીપાલીટીને આગ્રહ કર્યો છે કે તેમના લત્તામાં ફરજીયાત કેળવણીનો નિયમ લાગુ પાડવો. પ્રમુખે તેમને સ્વચ્છ રહેવાની અને દારૂ માંસ છોડવાની તેમજ તેમના પુરૂષવર્ગ પાસે છોડાવવાની સલાહ આપી હતી.

**ભાટીઆ પુનર્લગ્નઃ** જાણીતા ભાટીઆ સુધારક રા ડુંગરસી હરિદાસ ઠકાઇએ કચ્છ-બખરના ઠા. દયાળ માધવજીની વિધવા પુત્રી કેસરબાઇ સાથે શ્રી ભાવતી વિધવા વિવાહ સહાયક સભાના આશ્રય હેઠળ પુનર્લગ્ન કર્યું છે. લગ્નવીધિ સ્વામી ઓંકાર સચ્ચિદાનંદજીએ કરાવ્યો

હતો. આ પુનર્લગ્નની વિશેષતા એ છે કે કન્યાના માતાપિતાની એમાં સંમતિ તેમજ હાજરી હતી. એ માતાપિતાને પુત્રીનો ભવ સુધારવાની હિંમત બતાવવા માટે અમે અભિનંદન આપીએ છીએ દંપતિ વચ્ચે લખત પણ થયું છે. બાઇને ખોધન તરીકે રૂ. ૫૦૦નો દાગીનો અને રૂ. ૩૦૦૦ ની વીમાની પોલીસી આપી છે.

**ફેશનને ખાતર:** મુંબાઇના એસ્પ્લેનેડ રોડ પર મીસીસ પીઆર્સે નામે એક વાળ સમારનાર બાઇની દુકાન છે. મિસિસ કોક્ષ નામે એક બાનુ તેની ઘરાક હતી અને માથાના વાળ સમરાવવા જતી હતી. વાળ કાપ્યા પછી તેણે તે પાછા માંગ્યા પણ તે દુકાનદારે આપ્યા નહિ એટલે ઘરાક બાઇએ વિશ્વાસઘાતની ફરિયાદ માંડી. એ કાપેલા વાળનું શું અથાણું કરવું હશે ?

**કલાપ્રદર્શન:** મુંબાઇના ટાઉન હોલમાં એક સુંદર કલાપ્રદર્શન કપુરથલાના ના. મહારાણીના હાથે તા. ૧૯ મી સપ્ટેમ્બરે ખુલ્લું મૂકાયું હતું. પ્રદર્શનમાં પ્રાચીન અર્વાચીન કલાના સુંદર નમુના રજુ થયા હતા.

**ઇનામી નિબંધ:** મુંબાઇના સ્ટુડંટસ બ્રધરહૂડની વાર્ષિક સભા તા. ૩૦ મી ઓગસ્ટે રા. ભવાનીદાસ મોતીવાળાના પ્રમુખપદે મળી હતી, સભાએ એક ઇનામી નિબંધ. કોલેજના વિદ્યાર્થીઓ પાસે "હિંદમાં સ્ત્રીઓનો દરજ્જો અને તે ચઢાવવા શું કરવું ?" એ વિષય પર માંગ્યા છે. તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૨૯ સુધીમાં નિબંધો સ્વીકારાશે. તે ૫૦૦૦ શબ્દોથી લાંબો ન હોવો જોઇએ. હરિફાઈમાં પ્રથમ આવનારને રૂ. ૧૦૦ નું ઇનામ અપાશે.



કુ. પાણુજ્જવલ ઠાકોર, એમ. એ, બી એસસી.

અમેરિકામાં શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરી એ બ્હેન હમણાંજ હિંદ પાછાં આવ્યાં છે અને ગામડાંઓમાં શિક્ષણનું કાર્ય ઉપાડવા ઇચ્છે છે એમ એમને અભિનંદન આપી સફળતા ઇચ્છીએ છીએ.

**મુંબાઈ ઇલાકાની** જેલોની મુલાકાત લેનારાઓમાં સરકારે લેડી વિદ્યાગૌરી નીલકંઠ, સૌ. સરલાદેવી અંબાલાલ, મિસિસ ખાટીઆ, મિસિસ ગીબી, મિસિસ ટંકારીવાલા, ડૉ. મીસ કાપડીઆ, મિસિસ આલમોડા વગેરે મહિલાઓની તેમજ કેટલાક પુરૂષોની નીમણુંક કરી છે.

**નડિયાદમાં પરિષદો:** તા. ૨૬ થી ૨૮ ઓકટોબરે નડિયાદમાં સાહિત્ય પરિષદની બેઠક આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે મળી હતી. આ પ્રસંગે અનેક સાક્ષર બ્હેનોએ એમાં આગેવાન ભાગ લીધો હતો, અને કેટલીક બ્હેનોએ નિબંધો વાંચ્યા હતા. પરિષદના મંડપમાંજ તા. ૨૯ મી ઓકટોબરે મહિલા પરિષદની બેઠક સૌ. યશોદાદેવી પંડિતના પ્રમુખપદે મળી હતી. પ્રમુખે સ્ત્રીઓની ઉન્નતિના વિષયો ચર્ચતું મનનીય ભાષણ આપ્યું હતું. ગરબા સંવાદ વગે-

રેના કાર્યક્રમ પછી શારદા બ્હેનને ટેકો આપનારો ઠરાવ થયો હતો.

**કોન્સર્ટઃ** મહિલા પાઠશાળા ( અમદાવાદ ) ના લાભાર્થે કન્યાઓએ એક કોન્સર્ટ–ગાયનવાદનો જલ્સો કર્યો હતો રૂ. ૧૫૦૦ ની સંસ્થાને ખોટ હતી તે પૂરવા આ માર્ગ તેમને લેવો પડયો. ડૉ. હરિપ્રસાદે વ્યાજબીજ ટીકા એ પ્રસંગે કરી હતી કે "બ્હેનોને પાઠશાળાની ખોટ પૂરવા કોન્સર્ટ કરવો પડે એ ધનવાનો માટે શરમ ભરેલું છે. એકજ ધનવાન ધારે તો તે રકમ આપી શકે" સૌ. બ્હેન સૌદામિની મ્હેતાએ જણાવ્યું હતું કે આ પ્રસંગથી કન્યાઓએ પોતાની શક્તિની સાબીતિ આપી હતી. તેમણે એકલે હાથે કોન્સર્ટ ગોઠવ્યો હતો; થીએટર અને પોશાકો મેળવ્યા હતા તેમજ ટીકીટો ખપાવી હતી. આમ અભિનયમાં, વ્યવસ્થામાં અને જાહેર જુસ્સામાં વિદ્યાર્થીની બ્હેનોએ પોતાની શક્તિની ખાત્રી આપી.

**કેળવણી–સપ્તાહ અમદાવાદનાઃ** ગુજરાત કેળવણી સ્ત્રીમંડળે ઓકટોબર તા. ૬ થી માંડીને કેળવણી–સપ્તાહ ઉજવ્યું. આ મંડળ, અખિલ ભારત કેળવણી સ્ત્રીમંડળની એક શાખા તરીકે અમદાવાદમાં સ્થાનિક સ્ત્રીજીવનની સુધારણા અર્થે,મહેનત કરી રહ્યું છે. એના કાર્યક્રમમાં કેળવણી પ્રદર્શન, પ્રમુખનું ભાષણ,નાટય ને વ્યાયામના પ્રયોગો, નમુનાના પાઠો, વિદ્યાર્થીઓના મુખપાઠની અને શિક્ષિકાઓના વકતૃત્વનીસ્પર્ધા, સહશિક્ષણની ચર્ચા વગેરે મુખ્ય વિષયો હતા આ સપ્તાહમાં આવકારલાયક એક બાબત એ હતી કે સૌ સંસ્થાઓએ સહકાર સાધી આ પ્રસંગને દીપાવ્યો. પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ, મહિલા પાઠશાળા, વનિતાવિશ્રામ, શારદામંદિર, મુક્તિફોજશાળા, મ્યુનિસિપલ શાળાઓ, નવી ગુજરાતી શાળા વગેરેએ આ સરસ્વતી–ઉત્સવમાં સુન્દર સહકાર કર્યો. આ કેળવણી–સપ્તાહ, એ વસ્તુતઃ સ્ત્રીકેળવણી–જ છે, તેના અંગેના પ્રદર્શનમાં ભરતગુંથણ, શીવણ, ચિત્રકામ, માટીકામ ઉપરાંત શિક્ષણવિષયક સાધનો અને નકશાઓની આયોજનક સામગ્રી એકઠી થઇ હતી. આવાં સપ્તાહ અનેક રીતે પ્રગતિની દિશાઓ બતાવનારાં નીવડે છે. અમે સંચાલકોને અભિનંદન આપીએ છીએ.



**કુ. રત્નકુમારી દેવી,** કાવ્યતીર્થ
કલકત્તા સંસ્કૃત એસોસીએશનની ઉંચી પદવી મેળવનાર બ્હેન.

**બાળક મેળવવાના મોહનું અનિષ્ટ પરિણામ** અમદાવાદની એક ૨૦ વર્ષની શ્રીમંત વણિક બ્હેનને ભોગવવું પડયું છે, ધાંચી પોળમાં એ બ્હેન એ આશાથી દોરા–ધાગા કરતા એક ફકીર પાસે જતી હતી. થોડા દિવસ બાદ અમુક રૂપીઆ લઇ દરબાલા બ્હાર ક્રિયા કરવાને બ્હાને પોતાના મથકે આવવાની ફકીરે તેને આજ્ઞા કરી. બાઇ બિચારી જાળમાં સપડાઇ. ત્યાં જતાં ચાર મુસ્લીમોએ તેની આબરૂ લીધાનું કહેવાય છે. બ્હેનો આવી જાળમાં ફસાતાં બચે એમ ઇચ્છીએ છીએ. (૨) વઢવાણમાં એવીજ રીતે કોઇ ભુવાની પાસે દૂર દૂરના શહેરની સ્ત્રીઓ પુત્રલાલસાએ આવે છે. અંધશ્રદ્ધાનો પાર નથી !

**શ્રી જમનાબાઇ સ્ત્રી–હુન્નરઉદ્યોગશાળા** (અમરેલી)નો ઇનામો વગેરે આપવાનો સમારંભ મિસિસ સાટેના પ્રમુખપદે થયો હતો. ગૃહઉદ્યોગો માટે આ સંસ્થા જે કામ કરી રહી છે તેની કદર કરી પ્રમુખે વિધવા બ્હેનોની દયાનો વિચાર

આપ્યો હતો અને ગામે ગામ ઉદ્યોગાલયો સ્થાપવાની અગત્ય જણાવી હતી.

**કમળાવતી હુન્નરશાળા:** મહુવાના શ્રી રણછોડદાસ ગાંધીના સ્વ. પુત્રી બ્હેન કમળાવતીના સ્મરણાર્થે તેમના કુટુંબીઓએ રૂ. ૨૩૫૦૦ લગભગ રકમ કાઢી છે એમાંથી એક સ્ત્રીહુન્નરશાળા, મફત દવાખાનું અને વ્યાયામ મંદિર ચલાવાય છે. રાજુલા અને ડુંગરમાં પણ મફત વાચનાલયો ખોલાયાં છે. હુન્નરશાળામાં સ્ત્રી-શિક્ષિકાઓજ શીખવે છે અને અનેક બ્હેનો તેનો લાભ લે છે. વિધવા બ્હેનોને શિષ્યવૃત્તિ આપી હુન્નરો શીખવાય છે. સ્વર્ગસ્થના આત્માને ઠારે એવી આ સખાવત માટે ધન્યવાદ.

**મર્દાનગીની રમતો-માં:** રા. વેલચંદ વકીલ તરફથી પાલણપુરમાં રમતોનો સમારંભ તા. ૨૭ થી ૨૯ ડીસેમ્બરના દિવસોમાં થશે. આ પ્રસગે જે બ્હેનો લાકડી ફેરવવામાં સર્વોત્તમ નીકળશે તે પૈકીના પ્હેલાને સોનાનો ચાંદ, નં. ૨ થી ૬ સુધીનાને રૂપાના ચાંદ અને નં. ૭ થી ૧૧ સુધીનાંને પ્રમાણપત્રો અપાશે

**પૂનામાં ગુજરાતી બાળકો માટે શાળા** સ્થાપવા બાઈ દરકોરબાઇએ રૂ. ૩૦૦૦૦ ની રકમ કાઢી આપી છે. એ શાળા નાથુભાઇ હુકમચંદ પ્રાથમિક શાળાને નામે ના. ગવર્નરે તા. ૬ઠ્ઠી ઓકટોબરે ખુલ્લી મૂકી હતી. બાઇ દરકોરબાઇને આ ખોટ પૂરી પાડવા માટે અમે અભિનંદન આપીએ છીએ.

**મુસ્લીમ સ્ત્રીકેળવણી પરિષદ** પૂનામાં નવાબ બેગમ મહોમદ ઇસ્માઈલખાનના પ્રમુખપદે તા. ૧૨ મી ઓકટોબરે મળી હતી મિસિસ મહોમદ સલાઉદીન સ્વાગત-પ્રમુખ હતાં. બન્નેએ પડદાને દૂર કરવા અને કેળવણી પ્રસારવા વિષે વ્યાખ્યાનો આપ્યા હતા અને સ્ત્રીઓને અજ્ઞાન રાખવા માટે પુરૂષોના પ્રયત્નોને વખોડી કાઢયા હતા વધુ શાળાઓ માટે, શિક્ષણક્રમ સુધારવા માટે તેમજ કેળવણી ફરજિયાત કરવા માટેના ઠરાવો થયા હતા.

**ડાકણ!** નાસિક પાસે ધનાર ગામમાં એક ભીલ છોકરો માંદો પડયો. તેના બાપને કોઈ ભુવાએ બતાવ્યું કે અમુક ગોમતી નામે ડોશી ડાકણ છે તેથી છોકરો માંદો પડયો છે. જ્હેમી માણસોએ ડોશીને મારી મારી અધમૂઇ કરીને આંધળી બનાવી. આરોપીઓને સખ્ત કેદની સજા થઇ છે.



મિસિસ બાલકૃષ્ણ મેનન.
કોચીન રાજ્યમાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાનાર પ્રથમ મહિલા.

**કોનો હક્ક:** માંગલોરમાં એક પતિદેવે પોતાની ૧૪ વર્ષની પત્નીનો કબજો મેળવવા દાવો માંડયો. કન્યાના બાપે વાંધો લીધો કે છોકરી હજી સ્ત્રીવયમાં નથી આવી. જડજે ચૂકાદો આપ્યો કે સ્ત્રીવયમાં ન આવે ત્યાંસુધી પતિને કબજો માંગવાનો હક્ક નથી.

**શ્રીમતી કલ્યાણીબાઇ સુબ્રુહ્મણ્યમના** અવસાનથી મદ્રાસ ઇલાકાએ એક ઉત્તમ મહિલા રત્ન ગુમાવ્યું છે. મહુંમ બ્હેનના પતિ બ્રહ્મોસમાજના એક ઉપદેશક અને કાર્યવાહક છે. તેમના એ કાર્યમાં પતિની સહધર્મચારિણી બની એ બ્હેને અત્યંત સહાય આપી હતી. કુડાલોરમા ગૃહશિક્ષણવર્ગો દ્વારા તેમણે શિક્ષણપ્રચારનું સુંદર કાર્ય કર્યું છે. અનેક બાળકોને પોતાના કુટુંબમાં રાખી તેમણે શિક્ષણનો માર્ગ સરળ કરી આપ્યો હતો. વિધવાઓને આશ્રય આપતાં અને તેમને યોગ્ય ઠેકાણે પરણાવી આપવાનો શ્રમ લેતાં. છેલ્લી એક બ્હેનનું લગ્ન તેમણે મરણ પથારીએ પડયાં પડયાં કરાવી તેને સુખી કરવાનું

પુણ્ય મેળવ્યું હતું. એ પુણ્યશાળી બ્હેનના આત્માને પ્રભુ શાન્તિ અર્પો !

પડદા વિરૂદ્ધ બિહારના ગામે ગામ લડત પ્રસરી રહી છે અને સ્ત્રીઓ પડદા ફાડી તોડી ફેંકી દેવા લાગી છે. ચંપારણ્ય જીલ્લા બોર્ડના ઉપપ્રમુખ શ્રી પ્રજાપતિ મિશ્રના પત્ની ગામડાઓમાં એ માટે પ્રચાર કરી રહ્યાં છે, બારીઆરીઆમાં મળેલી સ્ત્રીઓની સભામાં ૨૦૦ બ્હેનોએ પડદો કાઢી નાંખ્યો હતો. કેટલીક બ્હેનોએ જુસ્સાથી ભાષણો પણ આપ્યાં. શ્રી. પાર્વતીદેવીના પ્રયાસથી

'અહલ્યાબાઇ જયંતિ ઇન્દોરમાં અને હિંદના બીજા સ્થળોમાં તા. ૧૬ મી સપ્ટેમ્બરે ઉજવાઇ હતી. એ આદર્શ મહારાણીના જીવનકાર્ય વિષે પ્રસંગોચિત ભાષણો થયાં હતાં. સ્ત્રીઓની સભા મહારાણી ચન્દ્રાવતીના પ્રમુખપદે મળી હતી તેમણે પડદાનો ત્યાગ કરવાનો ખાસ આગ્રહ કર્યો હતો અને સ્ત્રીકેળવણી માટે કમિટિ સ્થાપવાની સૂચના કરી હતી. મદ્રાસમાં વિજયનગરના મહારાણી શ્રી વિદ્યાવતીદેવીના પ્રમુખપદે એ જયંતિ ઉજવાઈ હતી અનેક સંસ્થાઓએ એમાં ભાગ લીધો હતો.



મિસિસ એલ. એમ. ફોસ્ટર વેલ્શ. નૌકાસૈન્યાધિપતિ. સાઉધામ્પ્ટનના મેયર, હોદ્દાની રૂપે નૌકાસૈન્યાધિપતિ ગણાય છે. હમણાં તે અમેરિકાની મુલાકાતે ગયાં છે.

મ્હોબતપુર, હરપુર, ગોરીઆકોઠી વગેરે સ્થળે પણ સભાઓ મળી હતી જેમાં સેંકડો સ્ત્રીઓએ ઉત્સાહથી હાજરી આપી હતી (૨) હમણાં ના. આગાખાને અને તેમની માતાએ પોતાના વિચારો દર્શાવ્યા છે. સાઠ વર્ષ સુધી પડદામા રહેનાર એ બાનુ જણાવે છે કે સ્ત્રીઓ એથી સંકુચિત વિચારની બને છે. ના. આગાખાન માને છે કે પચીશેક વર્ષમાં પડદાની પ્રથા આખી દુનિયા પરથી નાબુદ થશે.

જેલનો 'અનુભવ' નાગપૂરની હથિયાર બંધીની લડતમા જેલયાત્રા કરી આવેલાં બ્હેન ચતુરબાઈ ઠાકર પોતાના જેલના દુઃખદ અનુભવો વર્ણવતાં કહે છે કે "પુરૂષ કેદીઓને જ્યારે સાંજના આઠવાગ્યા સુધી જ કામ કરાવે છે ત્યારે સ્ત્રીઓ પાસે સોડા છ સુધી કામ કરાવે છે અને માસિક અડચણના ૪ દિવસની પણ છુટી મળતી નથી માંદગીમાં જારવારનું નામ નિશાન નહિ દેખપરથી

સખ્ત માર પડે, બેશુદ્ધ થાય ત્યાં સુધી. તેમને રોજ ન્હાવાની પણ મનાઈ પુરૂષ કરતાં સ્ત્રી કેદીને ખોરાક અડધો મળે. વારડરોનાં ભયને લીધે ફરિયાદ તો કરીજ ન શકાય. " જાહેર પ્રજાએ આ માટે સખ્ત પગલાં લેવાં જોઈએ.

**રાજકીય પરિષદઃ** સ્ત્રીઓની એક રાજકીય પરિષદ મેરઠમાં તા. ૧૩ મી ઓકટોબરે પંજાબના શ્રીમતી પાર્વતીદેવીના પ્રમુખપદે મળી હતી સ્વાગત-પ્રમુખ શ્રી સુશીલાદેવી હતાં. પારપદે પડદો કરણીય માર્ગ બતાવ્યો છે. હમણાંજ ત્યાંની એલ્મીન કન્યાશાળાનો વાર્ષિકોત્સવ તેમના પ્રમુખપદે ઉજવાયો હતો. ત્યાંના અમીર-ઉમરાવોની કન્યાઓ માટે એક ખાસ શાળા ખોલી છે. રાજ્યના મુખ્ય કસબા અને ગામોમાં પણ કન્યાશાળાઓ સ્થાપિત થઇ ગઇ છે.

**કમલા-વ્યાખ્યાનઃ** મ. સર અસુતોષ મુકરજીએ પોતાની પુત્રીના સ્મરણાર્થે સ્થાપેલી શ્રી કમલા વ્યાખ્યાનમાળાના ચાલુ ત્રીજા વર્ષના વ્યા-



**ફેશનને ખાતર !**

હોઠ હંમેશાં રાતા રહે તે માટે આ મહિલા છુંદણા છુંદાવી તેમાં લાલ રંગ પૂરાવે છે.

અને બાળલગ્ન નાબુદ કરવાના ઠરાવો કર્યા હતા.

**મંડીમાં સુધારાઃ** બાળલગ્ન વિરુદ્ધ હિંદી સ્ત્રીઓએ ઉઠાવેલી લડતના આગેવાન તરીકે મંડીના રાણીસાહેબા જાણીતાં છે. એમના રાજ્યમાં એ પ્રથા તદ્દન બંધ કરી છે અને કન્યાઓના શિક્ષણ માટે શાળાઓ ખોલી છે. વિધવાવિવાહ પણ કાયદેસર કરાવ્યા છે.

**બીકાનેરના મહારાણીએ** સ્ત્રીશિક્ષણ માટે પ્રયત્નશીલ બની હિંદની રાજરાણીઓ માટે અનુ-

ખ્યાનો રા. જયકર આપશે. એ માટે તેમણે " હિંદી સંસ્કૃતિના આદર્શ " એ વિષય પસંદ કર્યો છે. પ્રથમ વર્ષે ડા. બીસન્ટ અને બીજે-ગયે વર્ષે સૌ. સરોજિની નાયડુએ ભાષણો આપ્યાં હતાં

**સાત વર્ષનો તરૈયોઃ** આખા હિંદના તરૈયાઓની હરીફાઇ કલકત્તામાં હુગલી નદીમાં થઇ હતી. ૩૦ માઇલ સુધી તરવાનું હતું. ગયે વર્ષે ઇનામ જીતનાર જ્ઞાનચંદ શેવરછ આ વખતે પણ છ

કલાક ૧૨ મીનીટમાં એ ૧૦ માઈલ તરી ઇનામ જીત્યો. તરનારાઓમાં બનારસનો એક સાત વર્ષની ઉમ્મરનો છોકરો પણ હતો. તે લગભગ ૧૫ માઇલ સુધી તર્યા પછી થાકી ગયો હતો. ભવિષ્યમાં જરૂર એ ઇનામ જીતશે!

**મીસ અમીયા ગંગુલી** નામે ઢાકાની એક દસ વર્ષની બાલિકાને એ માઇલ તરવાની શરતમાં વિજય મેળવવા માટે ના. ગવર્નરના હાથે કેટલાંક ખાસ ઇનામો આપવામાં આવ્યાં હતાં.

**કવિ જોઇએ છે !** આ કોઈ જાહેરખબર નથી. નેપાલની લીંબુ જાતિમાં લગ્નની એક વિચિત્ર પ્રથા છે. છોકરો કે છોકરી જે પરણવા ઇચ્છે તેણે કવિત્વ શક્તિ બતાવવી જોઇએ. એમાંથી ગમે તે શરૂઆત કરે. દરેક જણ એક એક કડી બોલે. એ કડીઓ પણ નવી તરતજ બનાવેલી હોય. પુરૂષ એવી કવિતા કરતાં થાકી જાય તો તેણે હસી પૂંછડીએ ભાગી જવું જોઇએ. કન્યા થાકી જાય તો તેને પરણે. ગુજરાતમાં હમણાં કવિઓનો રાફડો ફાટ્યો છે તેમાંથી થોડાકને ત્યાં મોકલ્યા હોય તો ? માસિકોના તંત્રીઓ જરૂર આ સૂચના વધાવી લેશે.

**સ્ત્રીઓ માટે કોલેજ** દીલ્હીમાં સ્થાપવા સંબંધી એક ઠરાવ વડી ધારાસભામાં લાલ લાજપતરાયે આણ્યો હતો. ચર્ચાને પરિણામે સરકારે એ વિષે તપાસ કરવા એક કમિટિ નીમવાનું વચન આપ્યું છે.

**ક્ષયરોગની સ્ત્રીઓ માટે હોસ્પીટલ:** લાહોરના એક પરામાં પોતાની માતા શ્રી. ગુલાબદેવીના સ્મરણાર્થે સ્થાપવાનો પ્રયત્ન દેશભક્ત લાલા લાજપતરાય કરી રહ્યા છે. આ માટે તેમણે રૂ. એક લાખ કાઢી આપ્યા છે. તેમને બીજા રૂ.૨૮૦૦૦ એ માટે બહારથી મળ્યા છે. બાકીના લગભગ પોણો લાખ આ વર્ષ આખર પ્હેલાં મળી જશે એવી વકી છે. બધી કોમની સ્ત્રીઓને એનો લાભ મળશે, પણ અંત્યજ કોમની સ્ત્રીઓને ખાસ પસંદગી અપાશે.

**પેશાવરમાં** સ્ત્રીઓની એક મોટી સભા ૨૩મી સપ્ટેમ્બરે ડૉ. મીસ ભાગીરથી ઋષિના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે સંમતિવય કમિટિનાં એક સભાસદ મિસિસ બ્રીજલાલ નેહરૂએ "બાળલગ્ન અને તેની અસર" વિષે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. સભાએ વરકન્યા માટે લગ્નવય અનુક્રમે ૨૦ અને ૧૬ ની કરવાનો અને પેશાવરમાં કન્યા હાઇસ્કુલ સ્થાપવા સરકારને ભલામણ કરવાનો ઠરાવ કર્યો હતો.

**મ. ગાંધીજીની જયંતિ:** મહાત્માજીનો ૬૦ મો જન્મદિવસ તા. ૨જી ઓક્ટોબરે હિંદના વિધવિધ સ્થળોમાં ઉજવાયો હતો અને એ મહાપુરૂષના મહાન સુત્રોની મુક્તકંઠે પ્રસંશા થઇ હતી. મુંબાઈમાં મી. પરેલના પ્રમુખપદે કોન્ગ્રેસ હાઉસમાં સભા મળી હતી, જે પ્રસંગે રા. ખાદીલકર, ડૉ. સાવરકર, શ્રી રતનબ્હેન મ્હેતા વગેરેએ વિવેચન કર્યાં હતાં સાન્ટાક્રુઝમાં રા. જયસુખલાલ મ્હેતાના પ્રમુખપદે ઉજવાઈ હતી જે પ્રસંગે શ્રી મીઠુબ્હેન પીટીટે વિવેચન કર્યું હતું. શ્રી સમાજની બ્હેનોએ બારડોલી યુદ્ધના ગરબા ગાયા હતા. તા. ૧૦ મીએ બ્હેન રતનબ્હેન મ્હેતાના પ્રમુખપદે સાન્ટાક્રુઝના શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સભા મળી હતી. જેમાં રા. અંજારીઆએ વિવેચન કર્યું હતું. બાળાઓના ગરબા અને સંવાદ થયા હતા; ઇનામો વ્હેંચાયા હતા. શ્રી. ભગિની સમાજ તરફથી પણ તેજ દિવસે સૌ. હંસાબ્હેન મ્હેતાના પ્રમુખપદે જયંતિ ઉજવાઈ હતી અને રા. રામનારાયણ પાઠકે ગાંધીજીના જીવનકાર્ય વિષે વ્યાખ્યાન આપ્યું હતું. બ્હેનોએ "શાન્તિ વિજય" નામે સંવાદ ભજવી બતાવ્યો હતો. કરાંચીની જનતાએ રા. જમશેદ મ્હેતાના પ્રમુખપદે ૧૩૦૦૦ બાળકોનું સરઘસ કાઢી એ જયંતિ ઉજવી. પૂનાના શીવાજી હોલમાં રા. ગાડગીલના પ્રમુખપદે જયંતિ ઉજવાઇ હતી.

**ડૉ. બીસેન્ટની જયંતિ:** ડૉ. એની બીસેન્ટની ૮૩ મી જન્મગાંઠ ઉજવવા મુંબાઇના શહેરીઓની એક સભા સર ચુનીલાલ મ્હેતાના પ્રમુખપદે તા. ૧ લી ઓક્ટોબરે મળી હતી. મી હોર્નીમેન મી. જમનાદાસ મ્હેતા, મિસિસ મ્હેતા વગેરેએ તેમના જીવનકાર્યની પ્રસંશા કરી હતી.

**સમાજની બલિહારી:** (૧) મુંબાઇના ઔદિચ્ય છગનલાલ પંડ્યા નામના ૬૦ વર્ષની ઉમર લગભગના ગૃહસ્થને શિહોરના કલ્લુભાઇ બધેકાએ પોતાની ૧૩ વર્ષની પુત્રી પરણાવવાનું

સારું કર્યું છે. છગનલાલે જ્ઞાતિમાં ધારાધોરણ ઘડી વૃદ્ધલગ્ન, બાળલગ્ન અને કન્યાવિક્રયનો નિષેધ કરાવ્યો છે ! ( ૨ ) ચીતલના એક ભુવાએ એવીજ રીતે મડા સાથે મીંઢલ બાંધ્યું. અત્યારે એ પતિદેવ તેમજ ઘાતકી બાપ મરણપથારીએ પડ્યા છે. ( ૩ ) અલવરના મહારાજા કાઠિયાવાડના વાંકાનેર પાસે એક ગામના ઠાકોરની ૧૫-૧૬ વર્ષની પુત્રી સાથે પરણવાના છે. ( ૪ ) ચાડીયાના એક ' રાજ્યગુરૂ ' પાંચમીવાર બારેક વર્ષની કન્યા સાથે ૪૫ વર્ષની ઉમ્મરે પરણવાના છે. ઘેર ૨૨ વર્ષનો વિધુર પુત્ર છે; ૧૨ વર્ષની પુત્રી છે. ( ૫ ) ઉનાના એક મોઢ વણિક હરજીવને ૪૫ વર્ષની ઉમરે દસ વર્ષની કન્યા સાથે વિવાહ કર્યો છે !

**હિંદુ મુસ્લીમ લગ્નો:** ના નિઝામના પ્રધાન રાજા સર કિશનપ્રસાદની પુત્રીના લગ્ન નવાબ અલી ઉદ ઉલ્લાહના પુત્ર નવાબ મહમદ મોહીઉદ્દીન સાથે તા. ૧૬ મી ઓક્ટોબરે સીકંદ્રાબાદમાં થયા. લગ્નક્રિયા મુસ્લીમ રીતિ પ્રમાણે થઇ હતી. ખેતીવાડી કમીશનના સભ્ય મી. ગંગુલીના પુત્રીજી મીસ ગંગુલીએ જાણીતા મુસ્લીમ બેરીસ્ટર મી. અસફઅલી સાથે લગ્ન કરી લીધા છે.

**પારસી-ઇટાલીઅન લગ્ન:** મુંબાઇના જાણીતા નાણાંશાસ્રી મી. જમશેદજી આરદેશર વાડીઆની પૌત્રી હીરાંબાઇએ ખ્રીસ્તી ધર્મ સ્વીકારી સીનોર જીઓલા નામે ઇટાલીઅન સાથે લગ્ન કર્યાં છે વરરાજા મેસર્સ લખમશી લધાની કંપનીમાં ભાગીદાર હોઇ કાપડ વગેરેનો વ્યાપાર કરે છે.

**જાહેરજીવનમાં:** ( ૧ ) મિસિસ શીરામ ભાગીરથી અમ્મલ ચીંગલીપટ જીલ્લાની કેળવણી કાઉન્સીલમાં સભાસદ વરીકે નીમાયાં છે. (૨) મિસિસ રાઘવ અમ્મલ અને મિસિસ અમૃતઅમ્મલ અનુક્રમે વેલોર અને ચીદમબરમ મ્યુનીસીપાલીટીના સભાસદ નીમાયાં છે.

**કેળવણીક્ષેત્રમાં:** (૧) વીઝાગાપટ્ટમના મીસ મનોરમાએ મદ્રાસ સરકાર તરફથી લેવાતી સીનીયર સ્કુલ લીવીંગ સરટીફીકેટ-મેટ્રીકની પરીક્ષામાં ફતેહ મેળવી છે. એ બ્હેન એ પરીક્ષામાં ફતેહ મેળવનાર ઉડીઆ જાતિનાં પ્રથમ મહિલા છે. શાળાના અભ્યાસ દરમિયાન તેમણે સંગીત, ભરત ગુથણ વગેરે વિષયો માટે અનેક ઇનામો મેળવ્યાં હતાં. (૩) મીસ ઠાકોર અને મીસ પીટર્સ અમેરિકાથી અભ્યાસ કરી હમણાંજ હિંદ પાછાં ફર્યાં છે. (૪) ત્રાવણકોરના મીસ કુરીયનને મીચીગન યુનીવરસીટીમાં બાર્બર સ્કોલર નીમ્યાં છે. (૫) મીસ ઇંદીરામ્મા શિક્ષણ શાસ્રના અભ્યાસ માટે લીડસ ગયાં છે. (૬) શ્રીમતી કનકલક્ષ્મી અમ્માને સીલોનની કોલેજનાં પ્રોફેસર નીમ્યાં છે.

**સંમતિવય:** સર મોરોપંત જોશીના પ્રમુખપદે નીમાયલી કમિટિ સમક્ષ સંમતિવયના કાયદામાં ઉમ્મર સંબંધી શું હદ ઠરાવવી તે વિષે પડેલી જુબાની તારવતાં જણાય છે કે બહુમતી પતિ માટે ૧૬ અને અન્ય માટે ૧૮ વર્ષનું વય ઠરાવવાની તરફેણમા છે.

**માતૃપ્રેમ:** કેમ્બરવેલની મિસિસ એથલ બ્રોન્લીએ પોતાના બાળકને ખાતર પોતાનો જાન ગુમાવ્યો. રસ્તો ઓળંગતાં તેને એક મોટરનો અકસ્માત નડયો. પડતાં પડતાં તેણે બાળકને ગાડીથી દૂર હડસેલી મૂકી બચાવી લીધો. ( ૨ ) મુંબાઇમાં એક ૧૮ વર્ષની વયની ખોજા બ્હેન બાઇ જનાબાઇએ બાળકની માંદગીથી બ્હાવરી બની આપઘાત કર્યો છે. ( ૩ ) લાહોરમાં પોતાના પુત્રને થયલી ફાંસીની સજા માફ કરાવવા ૫૦ વર્ષની ઉમરની માતા ગવરનરની મોટરના માર્ગમાં લાંબી થઇને સૂતી હતી. ( ૪ ) એસેક્સ (ઇંગ્લાંડ) ના મી. વીનબ્રુમનો દીકરો ફ્રાંસમાં ક્ષયની ભયંકર માંદગીમાં હતો. મી. વીનબ્રુમ પોતે પણ માંદા હતા અને તેમની પત્ની તેમની સારવાર કરતી હતી દીકરાની માંદગીના સમાચાર જાણી તે ફ્રાંસ ગઇ. દીકરો ગુજરી જતાં માતાએ નદીમાં પડી આપઘાત કર્યો. બન્નેના મરણના સમાચાર જાણતાં મી. વીનબ્રુમનું હૃદય પણ બંધ પડી ગયું.

### એશિયા.

**તુર્કસ્તાન ભણી:** અફઘાનિસ્તાનના આર્થિક ઉત્કર્ષનો પાયો અત્યારથી નાંખવાની જહેમત ના. રાજા-રાણી ઉઠાવી રહ્યાં છે. લગભગ ૨૦૦ યુવાનોને તેમણે તુર્કસ્તાન જુદા જુદા ધંધાની-ખાસ કરીને લડાયક તાલીમ લેવા મોકલ્યાં છે. રાણી સાહેબાએ પંદર કન્યાઓને પણ ત્યાં મોકલવા તૈયાર કરી છે. પડદો તેમણે દૂર કર્યો છે,

વાળ કપાવવા માંડયા છે અને યુરોપીઅન ઢબનો પોશાક પ્હેરવા માંડયો છે.

**ત્રિયા-રાજ્યઃ** ઇરાનની સરહદ પરના એક પહાડી પ્રદેશમાં ત્રિયા-રાજ્ય ચાલે છે. હિંદમાં પુરૂષો જે અધિકારો ભોગવે છે તે ત્યાં સ્ત્રીઓ ભોગવે છે; હિંદમાં સ્ત્રીઓ જે દશા ભોગવે છે તે દશામાં ત્યાંનો પુરૂષવર્ગ છે. પુરૂષોને ઘરકામ કરવાનું, બાળકો ઉછેરવાનું અને પડદામાં રહેવાનું. સ્ત્રીઓ બ્હારના કામકાજ કરે અને કમાઇ લાવે. પરણીને પુરૂષ સાસરે જાય. છોકરીના જન્મથી આનંદોત્સવ ઉજવાય અને પુત્રના જન્મથી કલેશ થાય.

**જાપાનમાં સ્ત્રીપ્રગતિ** વધતી જાય છે અને હિંદની બ્હેનોને અનુકરણીય દાખલો પૂરો પાડે છે. મતાધિકાર માટેનું બીલ અત્યારે ચર્ચાય છે અને થોડા વખતમાં એ હક્ક પણ તેમને મળશે. ટોકીયોની શહેર-સભામા એક સ્ત્રી-સભાસદ બિરાજે છે. ચુકુમોનો ખેડુત સભામા ૨૦ સભાસદોમાંથી ૧૯ મહિલાઓ છે. માદામ યોશીકે સુતસુમીને ઓસાકાની પબ્લીક ઇન્ટેલીજન્સ ઓફીસના વડા તરીકેનો હોદ્દો સોંપાયો છે. મીસ સુશીકો કાતયમાને એક વહાણના કેપ્ટનનો હોદ્દો મળ્યો છે. સ્ત્રીઉદ્યોગશાળા સ્થાપવા સરકાર પાસે સ્ત્રીઓએ સાડાત્રણ લાખ યેનની મંજુરી મેળવી છે. વ્યાપાર અને અર્થશાસ્ત્રના શિક્ષણ માટે એક ખાસ કોલેજ તેમને માટે સ્થપાઇ છે. એક મહિલા શ્રી. કનકો યસુઇને ડોકટર ઑફ સાયન્સની ઉંચી ડીગ્રી મળી છે.

**ન્યાયખાતામાં :** ચીનના મહુંમ દેશભક્ત સુન યાટ સેનના સ.ળી મિસિસ ચીઆઝને સરકારના ન્યાય ખાતાની કમિટિના સભાસદ નીમ્યા છે.

## આફ્રિકા

**૧૮ વર્ષની ઉંઘઃ** જોહાનસબર્ગ, (આફ્રિકા) થી અજાયબી પમાડે એવા સમાચાર મળે છે. ૧૯૧૦મા એક સ્ત્રીનો પ્રિયતમ એક અકસ્માતનો ભોગ બની મરી ગયો. તે વખતે બાઇની ઉમ્મર ૨૦ વર્ષની હતી. પ્રિયતમના અકાલ મરણની અસર તેના ઉપર એટલી બધી થઇ કે તેનો પ્રાણ અધ્ધર ચઢી ગયો. તેને જાગૃત કરવાના બધા પ્રયત્નો વ્યર્થ ગયા. ૧૮ વર્ષ સુધી તેને નળી વાટે ખોરાક અપાયો. હમણાં એની સમાધી ઉતરી છે.

## યુરપ.

ઇંગ્લાંડમાં ૧૯૨૭ માં જે લગ્નો થયાં તેમાંના ૫૮૦૦૦ લગ્નોમાં વર અને કન્યાની ઉમ્મર ૨૧ વર્ષથી ઓછી હતી. ૩૪ કન્યાઓની ઉમ્મર ૧૬ વર્ષની હતી અને ૧૩ વરની ઉમ્મર ૧૯ વર્ષની હતી. આ અપવાદરૂપ લગ્નોને ત્યાંની પ્રજા બાળલગ્ન ગણે છે અને તે અટકાવવા પોકાર ઉઠયો છે.

**સ્ત્રીડોકટરોનું મક્કાઃ** લંડનની સ્ત્રીઓ માટેની વૈદકીય શાળાની શિયાળાની ટર્મની શરૂઆત ડૉ. બાલ્ફરના ભાષણથી થઈ તેમણે જણાવ્યું હતું કે "વૈદકીય ધંધામાં ડોકટરોની સંખ્યા અત્યંત વધી પડી છે અને ઇંગ્લાંડમાં સ્ત્રી-ડોકટરોને ઝાઝી પેદાશ નથી થતી. પણ તેઓ જો હિંદ જાય તો તેમને સારી કમાણી થાય. પણ તેમ કરતાં પ્હેલાં તેમણે ગરમ હવામાં પોતાના શરીરની સંભાળ લેતાં શીખવું જોઈએ અને એ પ્રદેશના ખાસ દરદોનો અભ્યાસ કરવો જોઇએ. એટલું થાય તો હિંદ સ્ત્રી-ડોકટરો માટે મક્કાની ગરજ સારે !"

**સ્ત્રીવિમાનીનું મરણઃ** થોડા સમય પર નૈરોબીમાં વિમાનમાં ઉડતા અકસ્માતથી લેડી કારબેરીએ જાન ગુમાવ્યો હતો. હમણાં એવી રીતે મીસ માર્ગારેટ હોનોર વેલ્બીએ બ્રુકલેન્ડ આગળ વિમાન તૂટી પડતા જીવ ખોયો છે. સ્ત્રીવિમાની તરીકે તેણે કેટલોક વખત થયાં સરટીફીકેટ મેળવ્યું હતું. અત્યારે ૨૦૦ સ્ત્રીઓ વિમાની થવા માટે તાલીમ લઇ રહી છે. એમાની ઘણી ખરી સાધારણ સ્થિતિના કુટુમ્બની છે. (૨) મીસ ઓબ્રાયન અને મીસ ગીલ્ડરને પણ વિમાનના અકસ્માત નડયા છે. મીસ ઓબ્રાયનનો પગ કાપી નાંખવો પડયો છે.

**નિશાનબાજીની** ઇંગ્લાંડમાં થયલી હરીફાઇમાં ૨૦૦ માણસો ઉતર્યાં હતા જેમાં એક મહિલા-મીસ ફોસ્ટર પણ હતી બસોથી છસો વાર છેટે બંદુકની ગોળીથી નિશાન સાધવાનું કામ તેણે કરી બતાવ્યું હતું. અને ૧૦૫ પ્રયોગમાંથી ૧૦૧ માં તેની ગોળી આબાદ નીવડી હતી.

**છુટાછેડાઃ** ૧૯૨૬ માં ઇંગ્લાંડમાં નવો કાયદો ઘડાયો કે છુટાછેડાના મુકદ્દમાના અહેવાલો છાપામાં પ્રકટ ન કરવા. આ રીતે જાહેરમાં વગોવણી

થવાની બીક જતાં ફુટાછેડાના મુકદ્દમાઓનું પ્રમાણ બેવડું થઈ ગયું છે. એ માટે કોર્ટે જનારમાં સ્ત્રીઓનું પ્રમાણ મરદો કરતાં બેવડું છે.

**સાડાત્રણ વર્ષનો યૂવક:** ઇંગ્લાંડના એક કલેટન્સ નામે બાળકે કુદરતની વિચિત્રતાની ખાત્રી આપી છે. ત્રણ વર્ષની ઉમ્મર સુધી તે સાધારણ બાળકની જેમ મોટો થયો. તે પછીના ૭ માસમાં એનું શરીર એકાએક વધ્યું. અત્યારે યૂવાન બન્યો છે અને મુછો ફુટી છે. એના શરીરમાં એટલી તાકાદ છે કે પોતાની માતાને તે સ્હેલાઇથી ઉંચકી શકે છે.

**હીપ્નોટીઝમની અસર:** મિસિસ લીડીઆ સ્ટ્રેન્જ નામે એક બાઇએ ચોંકાવનારો એકરાર કર્યો છે. પાંચ વર્ષ પ્હેલાં એક દિવસે તેને જણાયું કે તે પરણી હતી. લગ્નની ક્રિયા કયારે થઇ તેની તેને યાદી ન હતી. જે માણસ સાથે તે પરણી હતી તેને કેટલીય વાર તેણે પરણવાની ચોખ્ખી ના પાડી હતી. તે માણસ ડોકટર હતો અને હીપ્નોટીઝમ કરી જાણતો હતો. પતિના મરણ બાદ તેને ખબર પડી કે તે હીપ્નોટીઝમની અસર હેઠળ હતી.

**તરનારી:** ડોવરની જૉન સન્ટન નામે ૧૧ વર્ષની બાલિકા ડીલ સુધી ૧૦ માઇલનો વિસ્તાર બે કલાક એકાવન મીનીટમાં તરી હતી.

**આઈસલાંડમાં સ્ત્રીઓને સંપૂર્ણ સમાન હક્ક** મળી ચૂકયા છે. ૧૮૪૭ સુધી તેમની પ્રવૃતિ ગૃહપ્રદેશમાંજ રહેતી. એ વર્ષમાં વારસા-હિસ્સામાં તેમને સમાન હક્ક આપતો કાયદો પસાર થયો. ૧૮૭૪ માં સ્ત્રીઓ માટેની પ્હેલી કોલેજ ઉઘડી. ૧૯૧૧ માં તેમને દરેક ધંધાઓમાં અને રાજ્યની નોકરીઓમાં દાખલ થવાનો હક્ક મળ્યો. ૧૯૧૫ માં તેમને સંપૂર્ણ મતાધિકાર પણ સરકારે આપી દીધો. યુરપના એક ખૂણામાં પડેલા આ ટાપુની મહિલાઓએ અનુકરણીય દાખલો બેસાડયો છે.

**બધા ધંધામાં:** ઓસ્ટ્રીઆની સ્ત્રીઓ લગભગ બધાં ધંધાઓમાં પુરૂષોની હરોળમાં ઉભી રહે છે. વર્તમાનપત્રનો ધંધોજ એક એવો છે જેમાં તેમનો પગપેસારો હજી નથી થઈ શક્યો. એ ધંધામાં હજી ૯૭ ટકા પુરૂષો જ કામ કરે છે. પણ એ સિવાય વેદાના, ધારાશાસ્ત્રીના તેમજ બીજા ધંધાઓમા સ્ત્રીઓ મોટી સંખ્યામાં છે. પુસ્તકો બાંધવાના ધંધામાં ૫૦ ટકા અને દારુ ગાળવાના, ફરનીચર બનાવવાના, તેમજ બીજા કારખાનાઓમાં ૪૦ ટકા સ્ત્રીઓ છે. વણાટ મીલોમાં તેમની સંખ્યા ૭૦ ટકા છે. ઘરોના બાંધકામમાં પણ ત્રીજો ભાગ સ્ત્રીઓનો હોય છે.

**પુરૂષવેશમાં:** મેરી કાઇ નામે હંગરીની એક યૂવતીનો કેસ બુડાપેસ્ટની કોર્ટમાં ચાલ્યો હતો. પુરૂષવેશમાં તેણે એક ખેતરમાં મજુર તરીકે ત્રણ વર્ષ નોકરી કરી એક દિવસ દરિયામાં નહાવાનો મોહ ખાળી ન શકી અને એનો ભેદ ખુલી ગયો. છેતરપીંડીથી પૈસા મેળવવાના આરોપસર પોલીસે તેના પર કેસ ચલાવ્યો. પોશાક બદલી નોકરી કરી તેમાં છેતરપીંડી કયાં થઇ તે તો એ પોલીસ દાદાઓ જ જાણે !

**ધર્મને નામે ધતીંગ** ફકત હિંદમાંજ ચાલે છે એમ નથી! પોલાન્ડમાં થોડા વર્ષ પ્હેલાં એક પંથ અસ્તિત્વમાં આવ્યો હતો. આ પંથની આગેવાન કોઝોલસ્કા નામે એક સ્ત્રી હતી. કોવલાસ્કી નામે એક માણસ તેમાં જોડાયો હતો. બીજા પણ અનેક અનુયાયી હતા આ પંથના ધર્મગુરૂઓ બ્રહ્મચારીજ રહે એવી પ્રથમ ગોઠવણ હતી. પાછળથી કોવલાસ્કીએ તે સિદ્ધાંત બદલ્યો અને તે કોઝોલસ્કા સાથે પરણ્યો. કોઝોલસ્કાના મરણ બાદ તેણે ૭ બીજી પત્નીઓ એક સાથે કરી-'બ્રહ્મસંબંધ' આપવાને બ્હાને. એ ઉપરાંત એણે બીજા અનાચારો દાખલ કર્યા. હમણાં એ આખી ટોળકી પકડાઇ છે.

**સ્ત્રી-સૈનિકો:** રશિયામાં સ્ત્રીઓને સૈન્યમાં દાખલ કરવાનો અને લશ્કરી તાલીમ આપવાનો કાયદો ઘડાયો છે. દેશની રક્ષાનો ભાર સ્ત્રીપુરૂષને માથે સરખો છે એમ ત્યાં મનાય છે. સર્વ પુખ્ત ઉમ્મરના સ્ત્રીપુરૂષોને ત્યાં લશ્કરી તાલીમ લેવી પડે છે.

**ધન્ય તુર્કસ્તાન:** તુર્કસ્તાનના પ્રધાનમંડળે ૪૩ વર્ષની ઉપરના સર્વ સ્ત્રીપુરૂષોને લખતાંવાંચતાં શીખવવા ૧૨૦૦૦ શિક્ષકો રોકવાનો ઠરાવ કર્યો છે. આ શિક્ષકો દેશના મોટી ઉંમરના અભણ માણસોને શિક્ષણ આપશે; એક પણ માણસ નિરક્ષર નહિ રહી શકે.

**અનીતિમય પોશાક:** યુરપની સ્ત્રીઓના પોશાક દિવસે દિવસે અંગ ઢાંકવાને બદલે અંગ કેમ વધારે દેખાય એવી રીતે બનાવવામાં આવે

( અનુસંધાન માટે જુઓ પાનું ૩૫૦ )



# અભિનંદન.

દીપોત્સવીનાં શુભ ટાંકણે અનેક વિધ વાચન સામગ્રીથી ભરેલો આ દળદાર અંક વાચક બ્હેનોના હાથમાં મૂકતાં અમે આનંદ પામીએ છીએ. એ અંક તૈયાર કરવામાં અમને લેખકો તેમજ ચિત્રકાર બન્ધુઓએ જે સહાય કરી છે તે માટે અમે તેમના ઋણી છીએ. વાંચકોને પણ એ ઋણની ખાત્રી લગભગ ૨૨૫ પાનાના આ અંકની વાચન-સામગ્રી જોયા પછી થશે. "ગુણસુંદરી"ના અત્યાર પ્હેલાંના કોઇ પણ અંકની સરખામણીમાં આ અંકની પૃષ્ઠ સંખ્યા, તેમના લખાણોની તેમજ ચિત્રોની સંખ્યા બેવડી છે. અમને આશા છે કે વાચકોને એ અંક પસંદ પડશે. એ આશા સાથે નવાં વર્ષનાં અભિનંદન સહિત અમે આ અંક તેમના હાથમાં મૂકીએ છીએ અને ઇચ્છીએ છીએ કે ગુજરાતના સ્ત્રીવર્ગની પ્રવૃત્તિ અને પ્રગતિ એ નવાં વર્ષમા અનેકગણી વધે.

આ અંક જે સંસ્થાના રજત મહોત્સવ નિમિત્ત પ્રકટ થાય છે તે સંસ્થાના સંચાલકોને અમે આ પ્રસંગે ખાસ અભિનંદન આપીએ છીએ. મુંબાઇનું શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ ગુજરાતની એક અગ્રણી સ્ત્રીસંસ્થા છે: તેની ઉપયોગી અને યશસ્વી કારકીર્દિનાં પચીસ વર્ષ આ વર્ષમાં પૂરાં થયાં છે. એ પચીસ વર્ષ દરમિયાન મંડળના સંચાલકોએ સ્ત્રીવર્ગની પ્રગતિ સાધવા અને તેમની સેવા કરવા અનેક સફળ પ્રયત્નો કર્યા છે, અને ગુજરાતની સ્ત્રીસંસ્થાઓમાં મંડળને આગેવાન પદ અપાવ્યું છે. અનેક મુશ્કેલીઓ વટાવી, અનેક નિરાશાજનક સંજોગો પસાર કરી એ સંસ્થા આજે પોતાનો રજત મહોત્સવ ઉજવે છે. એ શુભ પ્રસંગે અમે એનાં દઢ અને ખંતીલાં સંચાલકોને હૃદયપૂર્વક અભિનંદન આપીએ છીએ.

અમારા એ અભિનંદનનો સૌથી મોટો ફાળો મંડળના પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇને ભાગ જાય છે. સ્વ. જમનાબ્હેન સક્કાઇ પછી તેમણે મંડળની આગેવાની લઇ મંડળનું સુકાન ચલાવ્યું છે એટલુંજ નહિ પરંતુ તેના કાર્ય માટે ઉદારતાથી સહાય આપી છે. આ રજત મહોત્સવ પ્રસંગે પણ મંડળને સહાય કરનારમાં તેમનું અને તેમના પતિ સર જગમોહનદાસનું નામ મોખરે આવે છે. એ દાનવીર દંપતિએ રૂ ૫૦૦૦૦ રકમ મંડળને આપવાનું વચન દઇ તેના સંચાલકોના હૃદયમાં અજબ ઉત્સાહ પ્રેર્યો છે. વધારામાં તેમણે વાર્ષિક રૂ. ૨૦૦૦) ની મદદ આપવાનું વચન આપ્યું છે. તેમની આ ઉદારતાથી ઉત્તેજાઇ સંચાલકોએ ઉત્સાહપૂર્વક ફંડ ભેળું કરવા માંડ્યું હતું. તેમનાં પ્રયત્નો કેટલે અંશે સફળ થયા છે તેની ખાત્રી આ અંકમાં અન્યત્ર આપેલી ફંડની રકમોની યાદી આપશે લગભગ રૂ. ૬૦૦૦૦ ની રકમનાં વચનો અત્યાર પ્હેલાં એ ફંડ માટે મળી ગયાં છે.

આ ફંડમાં શેઠ હીરાલાલ છગનલાલ લોખંડવાળાએ પોતાની સ્વર્ગસ્થ બ્હેન નિર્મળાના સ્મરણાર્થે માસિક રૂ. ૪૦ ની રકમ આપી તેમના સ્મારક તરીકે સંસ્કૃત વર્ગ હંમેશ માટે નિભાવવાનું વચન આપ્યું છે. શેઠ જયંતિલાલ રામદાસ ચુનીલાલ શ્રોફે પોતાના સ્વર્ગસ્થ માતુશ્રી ગં. સ્વ. તારાબાઇના સ્મરણાર્થે માસિક રૂ ૩૦ ની રકમ આપી તેમના સ્મારક તરીકે કન્યા સંગીત વર્ગ હંમેશ માટે નિભાવવાનું વચન આપ્યું છે. શેઠ રતીલાલ ત્રીભોવનદાસ ઠક્કરે પોતાના સ્વર્ગસ્થ પત્ની સૌ. ઉમિયાગૌરીના સ્મારક તરીકે ઇનામો વ્હેંચવા રૂ. ૩૦૦૦ ની રકમ મંડળને સોંપી છે. આ ત્રણે ગૃહસ્થોને તેમની ઉદારતા માટે અમે અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે બીજા ધનવાન ભાઇ. બ્હેનો

તેમનું અનુકરણ કરી આ સંસ્થાને આદર્શ સંસ્થા બનાવવામાં પોતાનો યથાશક્તિ ફાળો આપે. ફંડમાં ભરાયલી અન્ય નાની મોટી રકમો માટે પણ અમે તે તે રકમ ભરનાર ભાઇ બ્હેનોને ધન્યવાદ આપીએ છીએ અને તેમના પુણ્યકાર્યની દીલથી કદર કરીએ છીએ.

મંડળના અભિલાષ મોટા છે. તેને આદર્શ સંસ્થા બનાવવી હોય તો તેણે અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવી જોઇએ. એ પ્રવૃત્તિઓ હાથ ધરવાના મનોરથો તેના સંચાલકો ઘડી રહ્યા છે. પરંતુ નાણાંનો અભાવ તેમનો અભિલાષ પાર પાડતાં તેમને રોકે છે. બાળલગ્નના પરિણામે શાળાના જ્ઞાનથી વંચિત રહેતી આપણી બ્હેનો યોગ્ય અને કુશળ ગૃહિણી બની શકે તે માટે મંડળે શિક્ષણવર્ગો ચાલુ કર્યા છે—એ પ્રવૃત્તિને વિકસાવી તેને ગૃહિણીઓ માટેની યોગ્ય શાળા બનાવવાની જરૂર છે. આપણી સ્ત્રીઓનાં નિસ્તેજ શરીરને પરિણામે દેશમાં નિર્બળતાનું સામ્રાજ્ય વ્યાપ્યું છે. એ શરીર સુદૃઢ બનાવવા તેમને વ્યાયામની જરૂર છે. મંડળ એ માટે પણ પ્રબંધ કરવા ઇચ્છે છે. સ્ત્રીઓ પરાવલંબી બની દુઃખમાં ન સબડે તે માટે તેમને અનેક ગૃહઉદ્યોગો શીખવી આર્થિક સ્વાતંત્ર્ય આપી શકાય. આ માટે એક ઉદ્યોગાલય સ્થાપવાની જરૂર છે. આ અને એવી બીજી અનેક નાની મોટી જરૂરીઆતો આ સંસ્થાને અંગે છે. એ સર્વ જરૂરીઆતોની ઝાંખી વાચકો, આ અંકમાં પૃષ્ઠ ૨૨૦ પર આપેલા મંડળની રૂપરેખા વિષેના લેખમાંથી કરી શકશે. એ સર્વ પ્રવૃત્તિઓને કેન્દ્રસ્થ કરવા સૌથી પ્હેલી જરૂરીઆત વિશાળ મકાનની છે. મુંબાઇના દાનવીર ગુજરાતી ભાઇઓ પોતાની બ્હેનોને જોઇતી આ વીરપસલી હવે વધુ વિલંબ વગર આપશે એવી અમે આશા રાખીએ છીએ.



( સ્ત્રીજગત: અનુસંધાન પાન ૩૫૭ થી )

છે. અનીતિને ઉત્તેજે એવા એ ફેશનેબલ પોશાકો વિરૂદ્ધ ૫૦૦૦ પાદરીઓએ એક "નીતિ માટે મધ્યસ્થ સમિતિ" સ્થાપી સ્ત્રીઓ અને છોકરીઓને પોતાની સર્વ શક્તિ અને સત્તા વાપરી લજ્જાના પાઠ શીખવવાના શપથ લીધા છે. એ માટે કાયદો ઘડવાની લડત પણ એ સમિતિ ઉપાડશે.

### અમેરિકા.

આબરૂને માટે : ઇગ્લાંડ અમેરિકામાં અનેક રૂપસુંદર સ્ત્રીઓ ચિત્રકારોના મોડલ તરીકે ધંધો કરી કમાણી કરે છે માસિકો અને પુસ્તકો માટે ચિત્રો દોરનાર ચિત્રકારોને આવા મોડલોની ઘણી જરૂર પડે છે. મોડલ તરીકે કામ કરનાર સ્ત્રીને નગ્ન સ્થિતિમાં ચિત્રકાર સામે રહેવું પડે છે. આ કારણે તેમની નીતિ વિષે ઘણા લોકો હલકો વિચાર બાંધવા પ્રેરાય છે. પોતાની આબરૂ જળવાય અને નામ ખોટી રીતે ન વગોવાય તેટલા માટે ન્યુયોર્કમાં એ ધંધો કરતી સ્ત્રીઓએ પોતાનું મંડળ સ્થાપ્યું છે. હવે એ મંડળ મારફત જ ચિત્રકારો મોડલ મેળવી શકશે. આવી સ્ત્રીઓ કલાકના બે શીલીંગ સામાન્યતઃ કમાય છે; કેટલીકને વધારે પણ મળે છે.

ડૉ. મોસસઃ કેલીફોર્નીઆની સ્ટેન્ફોર્ડ યુનીવરસીટીમાં ડૉ. લીલીઆ કુલ મોશર ૧લી ઓગસ્ટે પ્રોફેસર નીમાયાં છે. એ યુનીવરસીટી સાથે તેમને છેલ્લાં ૩૭ વર્ષથી સંબંધ છે અને શારીરિક આરોગ્ય સંબંધી ઘણી યુવતીઓએ એમના હાથ નીચે તાલીમ લીધી છે. એમણે ઘણા લેખો અને બે પુસ્તકો એ વિષય સંબંધી લખી પ્રકટ કર્યાં છે. એજ યુનીવરસીટીમાં ડૉ. લીલીઅન જે. માર્ટીન તત્વજ્ઞાનના પ્રોફેસર છે.



ફ્રાંસની રૂપસુંદરી–મીસ એલન.
અમેરિકામા થયેલી સૌંદર્યની હરિફાઇમાં એને બીજું ઇનામ મળ્યું હતું.

L M PRESS BARODA.




વર્ષ ૬ ઠ્ઠું. ] ડીસેમ્બર ૧૯૨૮. [ અંક ૪ થો.

# મ્હારા અંતરની વાત.

મ્હારા અંતરની વાત કોણ જાણે છે?
કોણ જાણે છે? મંન આણે છે?
—મ્હારા અંતરની વાત૦

ઝુલું ફૂલને હિન્દોલ, ઝીલે પડયો મ્હારો બોલ;
પેણ ન દિલડાને કોલઃ કોણ જાણે છે?
( કોણ૦-મંન૦ )—મ્હારા અંતરની વાત૦

મોંઘી મોતીડાંની માળ, રૂડાં રત્ન ધર્યાં ભાલ;
હોય મ્હેંડે એથી કાળઃ કોણ જાણે છે?
( કોણ૦-મંન૦ )—મ્હારા અંતરની વાત૦

ગાડી, વાડી ને હવેલી, પ્રાણપ્યારી શી સાહેલી?
સ્હેવી વેદના ન સ્હેલીઃ કોણ જાણે છે?
( કોણ૦-મંન૦ )—મ્હારા અંતરની વાત૦

મીઠા કોયલ કલ્લોલ, જીવન લાગે અણમોલ;
પણ આ દિલડાના તોલઃ કોણ જાણે છે?
( કોણ૦-મંન૦ )—મ્હારા અંતરની વાત૦

સ્વર્ગ સમા સુખ ભોગ, અલૌકિક જગયોગ;
દર્દ શેનું? શો રોગ? કોણ જાણે છે?
( કોણ૦-મંન૦ )—મ્હારા અંતરની વાત૦

રામમોહનરાય જસવંતરાય.



# મંગલાષ્ટક.

લેખિકાઃ સૌ. દીપકળા દેસાઇ.

( શાર્દૂલવિક્રીડિત )

ક્યાંથી દિવ્યપ્રકાશ આ ઝળહળે, શી સૌરભી મ્હેકતી?
આશીર્વાદ ભણી અગમ્ય સ્વરથી, કો મંડપે દીપતી?
અર્પીને વરદાન યુગ્મ ઉપરે, સોહી રહ્યાં પ્રેમલ;
એ છે પ્રૌઢ પ્રતાપી જગતજનની, આશાપુરા સુન્દર. ૧
પારિજાતક વૃક્ષ એક વચમાં, રોપી રીઝાવી રમા,
ને શી બાલલીલા કરી રીઝવિયાં, માતા યશોદા અહા!
કાલિન્દી તટ બંસરી બજવતાં, ઘેલી કરે ગોપિકા;
આવો તે ઘનશ્યામ ભૂજનગરે, આશિષ વર્ષાવવા. ૨
રીસાઇ પળતી ક્યહાં પ્રિયતમા, શું ચિત્ત ધાર્યું કહે?
જાયે શું ભીલરાણી સાજ સજવા, ના ભોળવાઉં હવે;
બોલ્યાં શૈલસુતા "મહેશ! મનમાં થાઓ નહીં વિહ્વલ,
ચાલો મંડપ માંહીં દંપતિ પરે, વર્ષાવીએ મંગલ!" ૩
અર્પી માનવનેજ શ્રી જગદીશે, બક્ષિસ મોંઘી અહા!
જે સાધે દ્રય આત્મને શરીરમાં, મન–ઉરની ઐક્યતા;
એ પ્રેમેથી રૂપેરી સાંકળ થકી, એ રેશમી બંધને;
એ છૂપી ઉર ઉર્મિએ ગૂંથી રહો, સંસાર માંહીં ત્હમે. ૪
ભાળી ચંદ્ર ચકોરી હર્ષિત થતી, ને મીન વારિ ચહે,
ભાળીને રવિ સૂર્યફૂલ ખીલતું, જો સારસી પ્રેમને;
છે લોઢું જડ ત્હોયે એ ચમકને, સ્પર્શે ત્વરાથી ચળે,
એવી પ્રીતની રીત છે અવનવી, ત્હેમાં ગૂંથાઓ ત્હમે. ૫
જોડે કો ઉર ઉર્મિ પ્રેમગ્રંથિએ, ઉપાધિના બ્હારની,
કેવું સુન્દર પુંડરીક વિકસે, એ સૂર્યના દર્શથી;
ને પેલો વળી ચંદ્રકાન્તમણિએ, ચંદ્રોદયે શો દ્રવે,
આવી કો ઉર્મિથી ગૂંથી રહો, સંસાર માંહીં ત્હમે. ૬
ધારી મંગલવસ્ત્ર રાજકુંવરી, સોહી રહ્યાં સુન્દર,
અર્પીને કર શ્રી પ્રવિણસિંહને, આનંદ પામે ઉર;
ભાસે ચંદ્ર કુમુદ યોગ નિપજ્યો, ભાવિ ખીલો ઉજ્જ્વલ,
'સોઽહં માઽહં' મંત્ર સર્જનજૂના, હૈયે …… ……. ૭
મોંઘુ મંગલસુત્ર કંકણ રૂડાં, સૌભાગ્યનો ચંદ્રક,
છાજો એ ત્રિપુટિ કુમારી! ત્હમને, આશિષ એ છે અમઃ
ગૂંથિ અખંડ સ્નેહની અને, 'રો' અંતરે નિર્મલ,
પ્રીતિદીપક વિશ્વમાં ઝળહળી, વર્તાવજો મંગલ!* ૮

* નામદાર કચ્છનરેંદ્ર મહારાવશ્રીજીના યુવરાજ કુમારશ્રી વિજયરાજજીનાં કુંવરી મહારાજ કુમારીશ્રી રાજકુંવરબા સાહેબના શુભ લગ્ન સમયે રચેલું.



# સરસ્વતીચંદ્રના કેટલાક પાત્રો—એક દૃષ્ટિ.

લેખિકાઃ સૌ. કુસુમકુમારી પે. મહેતા.

સાક્ષરોની પંક્તિમાં ગુજરાતની કળામય જ્યોતિ રૂપે પ્રકાશતા સ્વ. સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇનું નામ ગુર્જર વાસીઓનાં હૃદયમાં હમેશાં સુવર્ણમય અક્ષરોમાંજ અંકિત રહેશે. તેમની કીર્તિમાં પ્રાસાદરૂપ સરસ્વતીચંદ્રનું સ્થાન ગુજરાતની ગૌરવભરી ઉપમાઓમાં કાયમનું ગૌરવભર્યું નથી એમ કોણ કહી શકે? "સરસ્વતીચંદ્ર" નવલકથાઓમા એક આદર્શ નવલકથા છે એટલુંજ નહિ, પણ તેમાંથી વર્તમાનના તથા ભાવિના યુવાનોની રસતૃષ્ણા છીપાવવા અમૃતમય ફુવારો સતત ઉડયા કરે છે, અને ઉડયા કરશે. ઉચ્ચ મહત્વાકાંક્ષાઓનાં આદર્શ રૂપ સરસ્વતીચંદ્ર, કુમુદ, વિગેરેનાં પાત્રો તો, એ કલાકારે એવી ખુબીથી કલપ્યાં છે કે, પ્રયાસ અને સંયોગો પ્રાપ્ત થયે, સરસ્વતીચંદ્ર અને કુમુદ થઇ શકાય એમ વાંચનારને જરૂર લાગે. એ પાત્રોમાં દૈવી પૂર્ણતા કે સર્વોત્કૃષ્ટતા નથી. એ પાત્રો તો ખરાં માનુષીજ છે. સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇની કુમુદ, કવિવર શ્રી ન્હાનાલાલની 'જયા'ની માફક વિદ્યુત્ જેવી જ્વલંત નહિ, પણ અમૃતમય ચંદ્રિકા સમાન શીતળ હોઇ. સર્વ કોઇ તેના ઉચ્ચ સદ્‌ગુણોને સ્પર્શી શકે છે. એથી કરીને, સ્ત્રીઓ, કુમુદનો આદર્શ જીવનમાં ઉતારી શકે ખરી. ગોવર્ધનરામભાઇએ કલ્પેલાં પાત્રો કેવળ કલ્પનામય પૂર્ણત્વવાળાં ઉચ્ચતાની પરાકાષ્ટાએ પહોંચેલાં માનવ જીવન ઓળંગી કેવળ જીવનમાં વિહારતાં નથી, પણ તેઓ અભ્યાસ, બારીક અવલોકન અનુભવ અને વિચારક બુદ્ધિથી કલ્પાયલા હોવાથી મનુષ્ય શક્તિઓની હદમાં જ છે, એમનાં પાત્રોની કલ્પના જેવી અપૂર્વ વિવિધતાથી ભરેલી અને ચમત્કારી છે, તેવુંજ "તેમનું આલેખન તાદૃશ મર્મગ્રાહી તથા હૃદયંગમ છે."

**સરસ્વતીચંદ્ર:**—નવલકથાનો નાયક સરસ્વતીચંદ્ર સર્વગુણસંપન્ન નથી. તે પણ, મનુષ્યની નબળાઇ લાગણી અને અને વિકારોને પ્રસંગોપાત અનુભવે છે. 'સરસ્વતીચંદ્ર'નાં ચોથા ભાગમાં "હૃદયવાસનાનાં ગાન" દ્વારા તેનામાં વિકારો પ્રત્યક્ષ થાય છે:

અતિ રમણીય એ વેલી !
ઉરે મુજ વાસનાં રેલી.
ધડકતું ઉર તુંજ ભાળું,
સમાવા ત્યાંજ લે.ભાઉં !

વળી ખોળામાં સુતેલી મુર્છાગત કુમુદને સંબોધીને તે કહે છે:" કુમુદ ! તું જાગ, ઉઠ, અને આ - દુષ્ટ ખોળાનો ત્યાગ કર ! આ શરીરનાં સ્થૂળ મર્મ હવે મ્હારા હૃદય પર ચ્હડાઇ કરે છે !" કુમુદનું મુગ્ધ કુમારિકા મુખ યાદ આવતાં સરસ્વતીચંદ્ર ભાનભૂલ્યો થઇ જાય છે. પણ તરતજ અચિન્ત્યો ચમકી ઉઠે છે અને પોતાની જાતને ઠપકો દેવા માંડે છે. આ પ્રસંગ સ્પષ્ટ બતાવે છે કે સરસ્વતીચંદ્રનાં પાત્રમાં યોગેન્દ્રની અચપળતા સાથે મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ પણ તેનામાં કલ્પેલી છે. નવલકથાના નાયક મનુષ્યના સર્વોત્તમ ગુણો, જેવા કે, સ્વદેશ પ્રેમ, પિતૃભક્તિ, વિદ્યા, જ્ઞાન, સાત્વિકતા, મહત્વાકાંક્ષા, નિરભિમાનપણું, ઉદારતા, વૈરાગ્યવૃત્તિ હૃદયની કોમળતા વગેરેથી વિભૂષિત થયેલો હોવા છતાં, મનુષ્ય-નિર્બળતા કવચિત્ એના આક્રમણ કરતી દેખાય છે; અને તેને

લઇને સરસ્વતિચંદ્ર વિવિધ વિકારો અનુભવતો દેખાય છે પણ બીજીજ ક્ષણે ઉચ્ચ સંસ્કારો જાગ્રત થતાં, તેનામાં અપૂર્વ હૃદયબળ ઉભરાય છે; અને તેથી તે નિર્બળતાને વશ થતાં પહેલાં પોતાની વૃત્તિઓ સંકેલી લે છે. એટલે, કવચિત્ કવચિત્ મનુષ્ય વિકારોની પ્રચંડ મ્હડાઇ થવા છતા પણ એ પાત્ર જરાએ નીચું પડતું નથી. ઉલટું, વાંચનારને બહુ લસોયું થાય છે.

**કુમુદસુંદરી:–સરસ્વતીચંદ્ર**માં કલ્પેલાં સ્ત્રી–પાત્રો પણ સ્વાભાવિક છે. નવલકથાની નાયિકા કુમુદસુંદરીનું ચિત્ર ગોવર્ધનરામભાઇએ અતિશય સાવધાનતાથી આંક્યું છે. તેને મનુષ્યની શકિતઓની મર્યાદા બાંધીને, તેમાંજ રાખી, વાચનારની દૃષ્ટિ સમક્ષ ઉભી કરી છે. ચોથા ભાગમાં આપણે કુમુદસુંદરી સંયમની પરાકાષ્ઠાએ પહોચતી જોઇએ છીએ. સરસ્વતીચંદ્ર માટેની બધી વાસનાઓનો તે ત્યાગ કરે છેઃ

" ભવસાગરમાં નથી પડવું !
મન મલિન મળે નથી ભરવું !
રસ ઉંડો દીધો રસનાથે
રસ મળ ના નીંચોવ્યા ત્યાગે ! "

સરસ્વતિચંદ્ર પાસે શાન્તિ અને બોધ યાચતી કુમુદસુંદરી કહે છેઃ

" સેવે દૃષ્ટિથી શર્વીને કુમુદ !
જુવે દૂરથીઃને બને પુલ્લ
છોડી મલિન મદનના ઉપાધિ,
દષ્ટી સેવા પ્રભુની કરું આવી,
તો હું ભાગ્ય ખોયેલું પામું,
બોધ શાન્તિ સુધાપાન જાચું.

વળી જ્યારે સરસ્વતીચંદ્ર પોતાની ભૂલનાં પ્રાયશ્ચિત રૂપે કુમુદસુંદરી સાથે પુનર્લગ્ન કરવાનું સુચવે છે, ત્યારે કુમુદસુંદરી સંસારની મીઠી લાલચનો દૃઢતાથી ત્યાગ કરે છે. એજ કુમુદસુંદરીને આપણે પહેલા ભાગમાં નવીનચંદ્રનાં મુખ તરફ જોતાં લજ્જા પામતી સરસ્વતીચંદ્રની યાદે ભાન ભૂલતી " જવનિકા છેદન "નાં પ્રકરણમાં અજાણપણે મનુષ્યની નબળાઇને આધીન થવાની અણી પર મુકાતી આપણે જોઇએ છીએ. તેમજ નવલકથાનાં પહેલા અને બીજા ભાગમાં મુગ્ધાનાં મુગ્ધ ભાવ સેવતી, નિષ્ફળ પ્રણયની વિષમ યાતના ભોગવતી અને માનસિક વાસનાઓને અજાણપણે આધીન થતી તે દેખાય છે. વળી " જવનિકા છેદન "ના પ્રકરણમાં વર્ણવેલા છેલ્લા દૃશ્યમાં અને " હૃદયની વાસનાનાં ગાન ", વાળા પ્રકરણમાં અપૂર્વ હૃદયબળ દાખવતી તપસ્વિની રૂપે, " પ્રમાદધન મુજ સ્વામી વ્હાલા એ વણુ અપ્રિય સર્વ બીજું " વગેરે કડીઓ ગાતી, પતિને હૃદયમા પધરાવવા પ્રયાસ કરતી પતિવ્રતા રૂપે, ચોથા ભાગમાં સુંદરગિરિની ગુફાઓમાં આત્મિક ભાવનાની અધિષ્ઠાત્રીરૂપે અને વૈરાગ્યની ધુનમાં લીન થઇ જતી પરમ યોગીનીરૂપે, આપણે એજ કુમુદસુંદરીને નિહાળીએ છીએ. સામાન્ય દૃષ્ટિથી જોતાં ગોવર્ધનરામભાઇએ સર્જેલી કુમુદસુંદરી એટલે સસરાનાં કુળને અજવાળતી નમ્ર કુળવધુ, માત પિતાની કીર્તીની જ્યોત પ્રગટાવતી ઉજ્જવળ દીપિકા, પતિભક્તિનાં પાઠ શીખવતી આર્ય મહિલા, ઉચ્ચતમ સ્નેહ ભાવનાઓના પાઠ પઢાવતી દેવી, આત્મિક ભાવનાભર્યા શુદ્ધ અને બ્રહ્મમાં ભળી જતા પ્રણયનો અખર મંત્ર સુણાવતી યોગીની. પવિત્રતા અને વિશુદ્ધતા એનામાં પરાકાષ્ઠાએ પહોચેલાં દેખાય છે. નવીનચંદ્રને સુવર્ણપુરીનાં મન્દીરના બાગમા જોતાં એને લાગે છે કે આ સરસ્વતીચંદ્ર જ છે. પળવાર હૃદયમાં જૂના સ્નેહની પ્રચંડ જ્વાળાઓ ભભુકી ઉઠે છે અને પોતે ક્ષણભર નિર્બળ બને છે. પણ તરતજ પવિત્રતાને પ્રભાને તે બોલી ઉઠે છે " મ્હારા હવે એની

સાથે શો સંબંધ છે! એનો તો વિચારજ કહાડી નાંખવો. એ હોય ત્હોયે શું ને બીજું કોઇ હોય ત્હોયે શું? ઇશ્વરે જેની સાથે પાનું પાડ્યું તે ખરો, બીજા સઉ ખોટા." સરસ્વતીચંદ્રની યાદ હંમેશાં તેના હૃદયમાં સાલે છે. પવિત્ર કુમુદ સરસ્વતીચંદ્રનું સ્મરણ હૃદયપટમાંથી ભુંસવા રાત દિવસ પ્રયત્ન કરે છે. તેનામાં પૂરાતન કાળથી આદર પામેલું સતીત્વ આછા સ્વરૂપમાં ઝળહળે છે. વૈધવ્ય પ્રાપ્ત થતાં પ્રમાદધનની માનસિક ભક્તિ કરવા પોતાનાં હૃદયને તે પ્રેરે છે. કુમુદસુંદરીમાં પવિત્રતા, સૌજન્ય, દૃઢતા, ઉદારતા વગેરે દૈવી ગુણો હોવા છતાં પણ, કોઇ કોઇ વખત સરસ્વતીચંદ્ર તેનાં હૃદયનું દ્વાર ખખડાવી મુકે છે. નવલકથાનાં પ્હેલા અને બીજા ભાગમા તો તેનું મનોરાજ્ય સરસ્વતીચંદ્રમયજ છે. ધર્મનાં પૂરાતન સંસ્કાર જાગતાં પોતાનાં પ્રણયઘેલા હૃદયને પાછું ખેંચવા તે સતત પ્રયાસ કરે છે ચોથા ભાગમાં હૃદયની નિર્બળ વાસનાઓને દૂર ધકેલી સરસ્વતિચંદ્રને તે સબળતા અર્પે છે. સામાન્ય રીતે તો કુમુદસુંદરી, સ્ત્રીઓનું ખાસ આદર્શરૂપ પાત્ર લેખાય. નયન હારે એવું મધુરૂં સૌંદર્ય, જીવનને ઉત્કૃષ્ટ બનાવે તેવી સાધુતા અને સંયમ તેનામાં ઝળહળે છે. સંસ્કૃત, ઇંગ્રેજી વીગેરે વિદ્યાઓથી તે વિભૂષિત થયેલી છે, ગુણસુન્દરી જેવી માતાએ, તેને પવિત્રતા ઉદારતા કોમળતા તેમજ પતિભક્તિનાં ઉત્તમ પાઠો શીખવ્યા છે. આથી કરીને, નિતિપરાયણ, પવિત્ર, કુલીન, રસજ્ઞ, સયંમી અને સાત્વિક પ્રેમની ઉપાસક તરીકે કુમુદસુંદરીનું પાત્ર આદર્શરૂપ ગણી શકાય.

ગુણસુંદરીઃ—કુમુદસુંદરી જેવી આદર્શ સ્ત્રી સર્જવા માટે, ગુણસુંદરી જેવી માતાની જરૂર ગોવર્ધનરામભાઇને લાગી હોય તેમ સહજ અનુમાન કરી શકાય. ગોવર્ધનરામભાઇએ ગુણસુન્દરીને આર્યસંસારની એક આદર્શ ભાર્યા કલ્પી છે એમ "સરસ્વતીચંદ્ર" નાં વાંચનારને સ્પષ્ટ જણાશે. માન ચતુર જેવાં ઉગ્ર સ્વભાવવાળા શ્વસુર, વિદ્યાચતુર જેવા રસિક સ્વામી અને ધર્મલક્ષ્મી, દુખબા ગાનચતુર જેવી વિવિધ સ્વભાવની વ્યક્તિઓને તે પ્રેમથી, નમ્રતાથી અને વિનયથી વશ કરતી માલુમ પડે છે. ગરીબાઇમાં તેને અસંતોષ નથી; પ્રધાન પત્નીનું પદ પ્રાપ્ત થતાં તેને અભિમાન નથી. મનહરપુરનાં અજ્ઞાન લોકોનાં હૃદયને આશ્વાસન આપી મીઠાશથી તેમનાં મન હરી લે છે. યુગોથી સત્કારાયેલી આર્યભાર્યાઓની ભાવનાઓનો ગુણસુંદરી તાદૃશ્ય નમુનો છે. દુખો સહવામાં તે ખરી સહચરી છે, ભર્તાને પ્રસન્ન કરવામાં તે ભાવભરી ભાર્યા છે. બાળકોને યોગ્ય રીતે કેળવી તેમનામાં ઉચ્ચ સંસ્કારો રેડવામાં તે યોગ્ય માતા છે. ગૃહસંસારનું તંત્ર ચલાવવામાં તે કાર્યધુરંધર ગૃહિણી છે. શ્વસુરપક્ષને સંતોષવામાં તે નમ્ર કુળવધૂ છે. જનસમાજ માટે તેને અત્યંત દયા છે. વિદ્યાચતુર માટે તેને અનેરો પતિ-પ્રેમ છે. કુટુંબ માટે તેનામાં ઉદારતા અને સેવાવૃત્તિ ઉભરાય છે. કુસુમ કુમુદ માટે તેનું વાત્સલ્ય વેગભર્યું દોડે છે. આપણા હિન્દુ સમાજમાં પૂજાતી મન વાણી અને કર્મથી પતિ સેવામાં જીવન અપર્ણ કરનારી, તે પતિવ્રતા સ્ત્રી છે. એનું ડહાપણ, આનંદવૃત્તિ, સર્વગ્રાહી યાદશકિત, આસપાસનાં કુટુંબીજનોને વશ કરવાનો વિનય. કુટુંબની સારી નરસી સ્થિતિનો વિચાર આદી સર્વોત્તમ ગૃહિણીને યોગ્ય સદ્‌ગુણો તેનામાં સમાવી, ગોવર્ધનરામભાઇએ હિંદુ સંસારનાં અટપટા વાતાવરણમાં સ્ત્રીની અદ્‌ભૂત સહનશીલતાનું ચિત્ર ગુણસુંદરીનાં પાત્ર દ્વારા રજુ કર્યું છે. નવલકથાનાં છેવટનાં ભાગમાં કુમુદ સુંદરીનાં દુઃખથી અને કુસુમની ચિંતાથી તેનામાં જરા નિર્બળતા આવે છે. એક પળ, વયે

પ્હોંચેલા વિધુર બુદ્ધિધન સાથે કુસુમને પર-ણાવવાનો વિચાર કરે છે.' કુમુદ જીવતી છે અને સરસ્વતિચંદ્રની સાથે છે એ જાણ્યા પછી કુમુદને મળવા જતાં તેનાં હૃદયમાં જરા દુનિ-યાનો ડર લાગે છે ખરો, પણ આ તો સામાન્ય માનુષી નબળાઇ છે. તેના તરફ આપણે તીક્ષ્ણ દૃષ્ટિથી ન જ જોવું જોઇએ-કારણ કે, કુટુંબનાં કલેશભર્યાં વાતાવરણમાં, અને પુરૂષ પણ કંટાળે એવા સંયોગોમાં તેણે અજબ સહનશીલતા બતાવી છે.

**વિદ્યાચતુરઃ**—એ વિદ્યારસિક અને ચારિત્ર્યવાન પુરૂષ છે. "અડો અડ કપોલ લાગી રહેલ" એ કહી ગાતાં વિદ્યાચતુરનો અસંતોષી મનોભાવ પ્રગટ થાય છે ખરો, પણ તેણે ધીરજથી, મૃદુતાથી અને સ્નેહથી, ગુણ સુંદરીને "ચમક ચમક તારા થાય આ વ્યોમમાં આ" એવુ રસભર્યું કાવ્ય લખી શકે એટલે સુધી એમ ભણાવી વિદ્યાચતુરના હૃદયમાં સમાવાની અને તેના વિદ્વત્તાભર્યા આનંદમાં ભાગ લેવાની ગુણસુંદરીની વૃત્તિને અતુલ ધૈર્યથી કેળવી સંતોષે છે સંકટ સમયે ધૈર્યશીલ અને બહાદુર બની, રાજ્યતંત્રનાં ગુંચવણ ભરેલા કોયડા ઉકેલવામા તેની હોશિ-આરી પ્રત્યક્ષ થાય છે. તેનો આત્મા ઉચ્ચ સંસ્કારોથી પોષાયલો છે. તેનામાં દેશ-કલ્યાણ કરવાની ભાવના છે. તેનાં વિશાળ જ્ઞાન, રસ-જ્ઞતા અને પોતાની વ્હાલી ગુણીયલ માટેના અથાગ માન તથા પ્રેમ, નવલકથાનાં વાંચનાર સમક્ષ તરી આવે છે

**બુદ્ધિધનઃ**—સુવર્ણપુરીમાં રાજકીય અંધ-કાર દૂર કરતો ભૂપસિંહનો મોહતિમિર નાશ કરતો, બુદ્ધિનો ઝળહળતો દીપક છે. ગરીબ અવસ્થાથીજ, પ્રભાવશાલીની વીરતા તથા સાધુ પુરૂષને છાજે એવું પુરૂષત્વ, તેનામા ડોકીઆં કરતું નજરે પડે છે. રાજ્યા સાથેનાં તેના વર્તવારથી, તેની પવિત્રતાનો ખ્યાલ, વાંચનારની કલ્પનામાં સહજ આવી શકે છે. પોતાના પુત્ર પ્રમાદધનને કરેલી સજા ઉપરથી તેની ન્યાયવૃત્તિનુ ચિત્ર-આપણી નજર સમક્ષ ખડું થાય છે. એની (સૌભાગ્ય) દેવી માટે એને અનેરૂં વ્હાલ છે. પણ રાજકીય બાબ-તોમાં મંડ્યો રહેવાથી, ઘરમાં પૂરતું ધ્યાન તે આપી શકતો નથી. અલકને લાડ લડાવ-વામાં અને પ્રમાદધનને યોગ્ય રીતે નહિ કેળવવામાં તેણે ભૂલ કરી છે, અને તેને પરિ-ણામે બુદ્ધિધન જેવા બુદ્ધિશાળી, ધૈર્યવાન, કર્તવ્યપરાયણ, નીતિજ્ઞ, ચારિત્ર્યશાળી પિતાના પુત્ર પ્રમાદધન, પ્રમાદી નીકળે છે. અને વિધુત જેવી અલક ઉન્મત્ત નિવડે છે. હિંદુ સંસારમાં આવું કેટલાયે ગૃહમાં બનતું હશે એ વાતની ગોવર્ધનરામભાઇએ સચોટ અને ન ભુંસાય એવી છાપ વાંચકવર્ગનાં મન ઉપર પાડવામાં સંપૂર્ણ ફતેહ મેળવી છે.

**સૌભાગ્યદેવીઃ**—બાળપણથીજ સુશીલ, શાંત ગરીબ અને દરેલ છે. બુદ્ધિધન માટે તેને અપૂર્વ પ્રેમ છે પણ તેનામાં ગુણસુંદરીનાં જેવી ઝીણવટ, સંસારમાં સર્વવ્યાપક દૃષ્ટિ અને વ્યવહારિક જ્ઞાન નથી. તે ધર્મપરાયણ પતિવ્રતા છે. તેનું હૃદય "દેવી" જેવું દયાથી ભરેલું અને અત્યંત પ્રેમાળ છે ખરૂં પણ બાળકો તરફનાં તેનાં ઘેલાં વાત્સલ્યને લઇને તેમને યોગ્ય રીતે કેળવવા તરફ લક્ષ નહિ આપવામાં તેણે મોટી ભૂલ કરી. પરિ-ણામે બીચારી કોમળ હૃદયની સૌભાગ્યદેવી પ્રમાદધનનાં અયોગ્ય વર્તનથી મૃત્યુને આધીન થાય છે. સૌભાગ્યદેવી સાસુના એક આદર્શ રૂપ છે. કુમુદસુંદરી તરફ તેનું વર્તન અત્યંત માનનીય અને અનુકરણીય છે. (અપૂર્ણ)

# સીમંતીનીને.

લેખિકા: સૌ. કનકપ્રભા હરીલાલ ગાંધી.

( ઘુંટડા ભરી ભરી પીઓ—એ રાગ. )

નજરો નીચી નીચી ઢાળો, અનેરી સુન્દરતા ઓપાય;
પગલાં હળુ હળુ ભરજો, રસીલી ઉર–માણેક મચકાય.

રમતી આજે ઉંડી એવી,
કાળજડે શુભ આશ;
લેજો ડગલાં ધીરાં ભરીને,
રંગભર્યા કંઇ રાસ. ૧

ગરબા રમી, રમી બેસો. રંગીત બેસણીએ બાજોઠ;
રક્ષા નણુદલની લેજો, અપાવી અમૂલ્ય એની ગોઠ.

જીવન દીપાવી ઉજળાં થાજો,
સાસરીયાની કેળ;
જીવને સાટે સાચવજો એ,
વંશવધારણ વેલ. ૨

મુખડું મલકાતું રાખો, અમોલાં ધરશે એ ચળકાટ;
ઉરમાં ભરી ભરી ખીલવો, ફુલડાં મધૂર રસ રળીઆત.

[illegible]ડું એવું મલપી માંગો,
શૂરવીર એ સંતાન;
પ્રીત ધરી કાંઇ ગાઓ રૂડા,
સુરપુરના એ ગાન. ૩

નજરો નીચી નીચી ઢાળો.




લેખકઃ રા. " મોહન "

ભાઇ શાંતિથી જમતો હતો ને વ્હાલભરી બ્હેન તેને ઘડી ઘડી અમીમય આંખે જોતી, અનેરા ભાવથી પિરસતી હતી.

" બાલુ, ત્હું ભાઇબીજનાં તો કયારે ય ન આવે કે ?" બ્હેને ઠપકાભર્યા અવાજે કહ્યું. "આ વખતે ત્હારી કેટલીયે રાહ જોઇ!" બાલુ હસી પડયો.

" જો ઇન્દુ !" તેણે કહ્યું " " જે ભાઈ આખા વરસમા એકકે વાર બ્હેનને મળતો ન હોય તેના માટે ભાઇબીજ ખરી ! હું તો વરસમા દસ વાર ત્હારે ઘેર આવું એટલે ત્હારા કે મ્હારા માટે ભાઈબીજના તહેવારનો કશો અર્થ જ ન હોય. "

" પણ એમાં ફેર નહિં બાલુ ?" ઇન્દુએ હેત અને રોષમિશ્રિત લાગણીથી કહ્યું, "આ તો ત્હું ત્હારા કામ માટે આવે અને જાય. બ્હેનને કંઇ એમ છેતરી શકાય ? હવે આવતી ભાઇબીજ પર જરૂર આવજે, હોં ! ...... તો ત્હને મ્હારા ને મ્હારી ચંદુના સમ છે."

" વારૂ. આ વખતે જરૂર આવીશ, બ્હેન!" બાલુએ માયાથી કહ્યું: " હજી તો ખાસ્સા છ મહિનાની વાર છે ને!"

" જો પછી એમ કહી કહીને હમ્મેશ માફક કરતો નહિ. " ઇન્દુએ કહ્યું, " જો તો ! એક દિવસ આવવાનું કહેતાં કેટલું માન કરાવે છે ? બા હોય તો ત્હને ભાઇબીજનાં અહિં મોકલ્યા વગર રહે ખરી કે ?" તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

માને મરી ગયે તો સાત સાત વર્ષ થવા આવ્યાં હતાં, પણ ઇન્દુના કુટુંબદુઃખે તેની યાદ તાજી રાખી ઇન્દુને વારેવડિએ માની યાદ પર અશ્રુ વહેવડાવ્યાં હતાં. દુઃખથી ઉભરાતું હૃદય ખાલી કરવાનું ઇન્દુ પાસે કોઇ ઠકાણું ન હતું. મહિયરમાં આ એકલવાયો ભાઇ હતો. તેને એ કંઇ દીલાસારૂપ નહોતો પણ તેનો સ્વભાવ આકળો ને ઉછળતું લોહી; આથી ઇન્દુ તેની પાસે પોતાની કોઇ કષ્ટ વાર્તા કરતાં ડરતી.

બાલુ તે તાલુકાની છુપી પોલીસનો એક અમલદાર હતો. તેણે પોતાની તીવ્ર બુદ્ધિ, અદ્‌ભુત નિરિક્ષણશકિત અને પ્રસંશનિય સાહસપ્રાસન લઇને તે ખાતામાં સારી ખ્યાતિ મેળવી હતી. તે પોતાની સગી બ્હેનના ગૃહસંસારથી કંઇ છેક અજ્ઞાન હોય ? તે જાણતોજ હતો કે ઇન્દુનો પતિ જગનરાય હાલ કુસંગને ચઢી ગયો છે ને તેની વર્તણુંક પ્રચ્છવાજોગ નથી પણ આ બાબત બ્હેને કદી જરા જેટલીયે વાત કરી ન હતી ને તે જાને તેમાં ઉંડો

ઉનરે એવો યોગ્ય પ્રસંગ હજી સુધી ઉપસ્થિત થયો ન હતો.

ઇન્દુને આમ ઓછું આણતી જોઇ બાલુ ખેદિત થયો ને ઉપરોક્ત તહેવારનાં તેને ત્યાં આવવાની ખાત્રી આપી જમી ઉઠયો.

થોડી વાર સુધી બન્નેએ વાતો કરી. ટ્રેનનો વખત થતાં બાલુ કપડાં પહેરવા લાગ્યો.

"શું આજની રાત અહિં રહી જાય તો ન ચાલે, બાલુ ?" ઇન્દુએ દયામણે મ્હેરે પૂછ્યું. બાલુનું હૃદય દાઝી ઉઠયું.

"બ્હેન, મ્હારે સાંજની ગાડીમાં જવું જ જોઇએ. કેમકે આવતી કાલે એક કેસની સુનાવણી છે" તેણે જરા ચમકવાનો દેખાવ કરી ઉમેર્યું "'અરે ! પણ જગતરાય તો હજીયે ન આવ્યા! જમવાનું ભૂલી ગયા કે શું ?" તેણે પોતાની નિરિક્ષણ કરવામાં પારંગત થયેલ દષ્ટિ ઇન્દુના મુખ પર સ્થિત કરી.

ઇન્દુ આ પ્રશ્નથી ફિક્કી પડી ગઇ, દીન બની ગઇ. તેની તેજસ્વી કીકીઓ જળમાં તરવા લાગી.

બાલુ એક પળમાં તૈયાર થઇ ગયો. જે તકની તેણે લાંબો વખત થયા પ્રતિક્ષા કરી હતી તે તક હવે નજીક આવતી જણાઇ, જેનો લાભ લઇ બ્હેનનું દુઃખ ટાળવાના નિશ્ચયથી તે કોટને પહેર્યા વગરજ હાથ પર રહેવા દઇ દઢ પગલે ઇન્દુ તરફ વધ્યો ને તેની છેક નજીક ઉભો.

"ઇન્દુ !" રોષભરી આંખે તેણે કહ્યું, "તું મ્હને મ્હોંઢેથી "ભાઇ, ભાઇ" કર્યાં કરે છે પણ મનથી તો મ્હને એક પરાયો માણસજ સમજે છે. જો તેમ ન હોત તો તું ત્હારા મનની વાત આટલે દરજ્જે મ્હારાથી છુપાવત નહિ. તેં મ્હારા પાસે કશી વાત કરી નથી તેથી હું ત્હને ત્હારા વર તરફનું દુઃખ છે તે નથી જાણતો એમ તું માને છે ? જો હું એવો મૂર્ખ હોત," તેણે હાથ પર પડેલ કોટ પહોળો કરી તેના પર લટકતા ચાંદ બતાવીને કહ્યું, 'તો મ્હારે આ વજન ઉપાડવું ન પડત."

ઇન્દુએ તરત અશ્રુ લૂછી નાખી એક કૃત્રિમ સ્મિત કર્યું. ભાઇના ચાંદ જોવાની સાથે તેણે ગજવામાંથી ડોકીયું કરતી એક પિસ્તોલ પણ જોઇ લીધી હતી. ને પોતાની લાગણીનું આમ પ્રદર્શન કરી નાખવા માટે પસ્તાતી હતી. "જા, જા બાલુ ! એમ શું કરે છે!" તે બોલી, "એતો તું જાય છે ના એટલે જરા મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું. બાકી એને તો હમણા દુકાનમાં ઘણું કામ રહે છે એટલે ત્યાંજ એ ખાઇ લે છે. હું તો ઘણુંય કહું છું કે એવી બજારૂ ચીજો ખાવાથી તબિયત......"

બાલુએ તેને બોલતી અટકાવી.

"ઇન્દુ ! આ બધા જુઠાણા કરતાં તું ચોકખી વાત કાં કરી નાખતી નથી ! ત્હારે જેટલું છુપાવવું હોય તેટલું છુપાવ; હવે જાઉં છું" તેણે કોટ પહેરી લીધે. "હું જાઉં છું ને જ્યારે તું મ્હને છેક પરાયો ગણે છે ત્હારા ઘરમાં આવવાનું પણ મ્હારા માટે ગૌરવભર્યું નથી."

"બાલુ !" ઇન્દુ કકળી ઉઠી "તું આવો કયારે થયો ? ત્હને પણ મ્હારી દયા નથી આવતી, ભાઇ !" તે રડી પડી.

હવે બાલુ બ્હેવાર થયો. તેણે ઇન્દુને ખુબ સમજાવી. ઇન્દુએ પણ જાણ્યું કે આજે તે બધી વાત સાંભળવા વગર રહેવાનો નથી. તે શું કહેવું તે વિચારવા લાગી. માજણ્યા ભાઇ પાસે પણ પતિ વિરૂદ્ધ કંઇ પણ કહેવાને આ પતિવ્રતાને શબ્દો જડયા નહિ. તે મુઝાવા લાગી.

"ઇન્દુ બ્હેન, મ્હારી પાસે વાત કરવામાં તું આમ શા માટે અચકાય છે ?" બાલુ તેને ચુપ બેઠેલ જોઇ બોલ્યો "જો, વખત થાય છે ને મ્હારે આ ગાડી પકડવી જ

જોઇશે માટે તું મ્હને નાહકનો ખોટી ન કર !"

"ભાઇ હું શું કહું ?" ઇન્દુ ગદ્દગદ્દ કંઠે બોલી, "કોણ જાણે હવે અમારૂં શું થશે ! આટલા દિવસ સુધી તો મ્હેં બધું સહન કર્યું. જ્યારથી ચંદુ આવી છે ત્યારથી એ ન કરવાનું બધું કરતા રહ્યા છે. રાત્રે એના દુષ્ટ મિત્રો મેડી ઉપર ભેળા થાય છે ને બધા કંઇ કંઇ ખાય પીએ છે, જુગાર રમે છે ને.. ને કહેતાં જીભ ન ચાલે એવું એવું કરે છે. દિવસે કદી ઘેર આવે છે ને કદી નથી આવતા ને જ્યારે હું કૈંક પૂછું અગર કહું ત્યારે મ્હારા હાલ-હવાલ મળી જાય છે" તે અટકીને ગુસ્સા પર કાબુ મેળવવાનો પ્રયત્ન કરતા બાલુ ભણી ભયથી જોવા લાગી.

"પણ એ બધું હું સહન કરૂં છું ને કરત. એ જો એટલેથી જ અટકયા હોત તો હું ત્હને પણ કંઈ કહેત નહિ. પણ બાલુ, આઠેક રોજ પર એણે તથા એના મિત્રોએ એવું કૃત્ય કરી નાખ્યું છે કે તેના વિચાર માત્રથી હું કમકમું છું. તે દિવસથી મ્હેં નથી પેટ ભરી ખાધું કે નથી નિશ્ચિંતપણે ઉંઘ કરી. બાલુ એ વાત હું ત્હને કેમ કહું ?" તે ડસકાં ખાવા લાગી.

"ઇન્દુ ! જો તું આમ કરીશ તો હું ગાંડી ચૂકી જઇશ"

"તે રાત્રે મેડી પર કોઈકની ચીસ સંભળાઇ. હું તો જ્યારથી એના ગોઠીઆઓ ઘરમાં ભરાય છે ત્યારથી ડરની મારી પેલો ઓરડો અંદરથી બંધ કરી તેમાં ચંદુ સાથે પડી રહું. મને નિદ્રા આવી ગઇ હતી. ચીસ સાંભળતાંજ હું જાગી ઉઠી ને થરથર ધ્રૂજવા લાગી. મને હમેશા થયા કરતું કે એ મૂના ચંડાળો કોંક દિવસ ત્હારા બનેવીનું અશુભ કરી નાખશે. થોડી વાર રહીને બધા નીચે ઉતરવા લાગ્યા, હું ધ્રૂજતી ધ્રૂજતી બારણા પાસે જઇ તેની ફાટમાંથી જોવા લાગી. પ્રથમ એજ હાથમાં બત્તી લઇ ઉતરતા હતા. એને કુશળ જોઇ મ્હારૂં હૈયું શાન્ત થયું પણ ત્યાં તો એમની પાછળ ત્રણ જણ એક માણસને ઉપાડી મુશ્કેલીથી દાદર ઉતરતા જોયા. હું બધો પ્રકાર કળી ગઈ, મ્હને ચક્કર આવવા લાગ્યા. થોડી વારે આંગણામાં ખોદવાનો અવાજ આવ્યો. આથી તો મ્હારો ભય અનેકગણો વધી ગયો હતો. હું ઓરડો ખોલી બ્હાર આવી ઉપર ગઇ. બધું જેમનું તેમ હતું; હું માની ન શકી કે રાતના પેલું દશ્ય ખરેખર જોયું હતું. પણ આંગણામા ગઇ ત્યારે શંકા ન રહી. જો પેલા ખૂણામાં" ઇન્દુએ આંગળીથી આંગણાનો ખૂણો બતાવતાં કહ્યું "ખોદવાના ને જમીન સમારવાના ચિહ્નો જણાતાં હતાં. આ ઘરમાં હું હવે ડરૂં છું, બાલુ, ને આંગણામાં તો જ્યાં ઉભું ત્યાં જાણે મ્હારા પગ નીચે મડદું હોય એમ જણાય છે. હાય ! હાય !" તેણે બન્ને હાથો વડે આંખો ઢાંકી દીધી ને મહા ભયનો સાક્ષાત્કાર કરવા લાગી. "હવે આ વાત કંઈ છાની રહેશે ? અને આરોપ ત્હારા બનેવી પર આવતાં એને શું થશે ભાઇ !"

બાલુની આંખોમાં એકેક અશ્રુ ઉપસી આવ્યું. આ ઘટના તેના માટે કંઇ અસાધારણ નહોતી. એ તો તેના ધંધાનું એક પ્રકરણ માત્ર હતું પણ તેને વેદના કરાવનાર ઇન્દુના દુર્ભાગ્યનો વિચાર હતો.

કર્તવ્યપરાયણતા બાલુના મુખ પર ઝળકી ઉઠી. બસ ! જગતરાયને આજે ગિરફ્તાર કરીનેજ ઓફિસે જવું. બનેવી થયો તેથી શું ? પણ બીજીજ પળે તેનો નિશ્ચય ડગી ગયો. નહિ ! નહિ ! પોતે કર્તવ્યભ્રષ્ટ થશે, ખૂનીને છુપાવશે, પ્રભુનો તથા કાયદાનો

ગુન્હેગાર થશે પણ પોતાનેજ હાથે આ વ્હાલ સોઇ, રાંક બ્હેનડીને દુઃખી તો નહિજ કરે.

"ઇન્દુ! જો ત્હેં આ વાત મ્હારાથી છુપાવી હોત તો તેમાં ત્હારી બહુ મૂર્ખાઇ થાત ને ભવિષ્યમાં પસ્તાવું પડત. હવે તું ડરીશ નહિ. જે થવાનું હોય છે તે થયા વિના રહેતું નથી. આટલું કરીને પણ ત્હારો વર જો ગૃહસ્થ બની જશે તો આને પાટો બાંધી શકાશે. હું હવે જાઉં છું ને થોડા રોજમા પાછો આવીશ ને ત્યારે જગતરાયને સુધારવાની દવા પણ લેતો આવીશ. તું નાહકની ગભરાઇશ નહિં."

તે પારણા પાસે જઇ, નીચા વળી, હળવેથી તેમાં સૂતેલ ચંદુને ચુંબી બ્હેનની રજા લઈ બહાર આવ્યો ને ઝડપથી આગણામા ઇન્દુએ બનાવેલ ખૂણા ભણી જઈ, જમીન પર આમ તેમ દૃષ્ટિપાત કરી બહાર નીકળી ગયો.

પુતળીની માફક ઉભેલ ઇન્દુએ આ જોયું પણ ગણકાર્યું નહિ. "આવજો, ભાઈ!" એ વાક્ય ગળામાંજ અટકી ગયું. રાત્રે જગતરાય ઘેર આવ્યો. ચંદુને સુવાડી ઇન્દુ તેની રાહ જોતીજ હતી.

"જમવા બેસો છો કે?" ને કપડાં ઉતારી રહ્યો કે ઇન્દુએ પૂછ્યું.

"ના. મ્હારે નથી ખાવું તું જમી લે," તેણે બેદરકારીથી જવાબ આપ્યો.

"પણ થોડું જમી લ્યો ને!" ને બોલી.

"ના!"

ઇન્દુ ચુપ રહી. જગતરાય મેડીનો દાદર ચડવા લાગ્યો.

"આજે બાલુ આવ્યો હતો." ઇન્દુએ કહ્યું. જગતરાયથી અટકી જવાયું.

"અને તમારી કેટલીયે રાહ જોઇને ગયો."

જગતરાય ફિક્કો પડી ગયો. ને શંકિત દૃષ્ટિએ ઇન્દુ ભણી જોવા લાગ્યો. તેની સખત માવચેતી છતાં પેલા ખુનની વાત બહાર તો નહિ પડી હોય? બાલુ એની તપાસ કરવા તો અહિં નહિં આવ્યો હોય ને? એવા અનેક વિચારો વિજળીની ત્વરાએ તેના મગજમાંથી પસાર થઇ ગયા.

"મારી રાહ જોઇ? શા માટે?" તેણે ઇન્દુ ભણી તાકી ને પૂછ્યું.

"અમસ્તીજ તો!" ઇન્દુએ જવાબ આપ્યો. "પહેલા જમવા ટાણે તમને યાદ કર્યા ને પછી જવા ટાણે!"

"બીજું કંઇ બોલ્યો?"

"ના, બીજું શું બોલે?"

જગતરાય વધુ વાત કર્યા વગર ઉપર ગયો ને વિચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યો. તે બાલુથી હંમેશાં ડરતો. બાલુ અત્યાર નવાગ પોતાને ઘેર આવે તે ત્હેને ગમતું ન્હોતું, પણ તેનાથી મનાઈ કરી શકાતી નહોતી.

થોડી વારે તેના મિત્રો આવ્યા. પણ આજે જગતરાયે તેમને જલદી રવાના કરી દીધા. તેનું મન અસ્વસ્થ હતું. ઇન્દુએ તેને નીચેના ઓરડામાથી લગભગ આખી રાત ફરતા સાંભળ્યો.

સવારના તે આંગણામાં ન્હાતો હતો. પાસે પડેલ પાણીના ન્હાના પીપમાંથી લોટા ભરી ભરી બે ધ્યાનપણે શરીર પર રેડતો હતો. પીપમાનું પાણી થઇ રહેતાં લોટો તેને તળિયે અથડાયો જગતરાય વિચારમાંથી જાગ્યો ને તેને પીપમાંજ રહેવા દઇ ટુવાલ માટે આમ તેમ જોયું. ઓહ! તે ચમકી ઉઠ્યો તેના પગ પાસે જાણે તોપનો ગોળો ફુટ્યો હોય તેમ કેટલાક ડગલા પાછળ હટી ગયો. શરીર ધ્રુજવા લાગ્યું. પેલા ..ખૂણામાં તેણે ખૂટનાં પગલા જોયાં. થઇ ચૂક્યું! તેણે પોતાનું પાપ ખુલી ગયેલ જોયું. બાલુજ અહિં આવ્યો હશે. જરૂર તેને કંઇક શક ગયો લાગે છે. નહિંતો તેને આ ઠેકાણે આવવાનું શું કારણ? તેના શરીર પરનું પાણી ટુવાલ વગ-

રજ સુકાઈ ગયું ને થોડી વારે શરીર પાછું પરસેવાથી તરબોળ થઇ ગયું. ટુવાલ અને ધોતીઉં પાસે ખીંટી પરજ પડયાં હતાં. ધ્રૂજતે હાથે તેણે શરીરને ટુવાલ વતી લૂંછયું ને ધોતીઉં બદલી મન પર જરા કાબુ મેળવી ઘરમાં આવ્યો.

હવે જગતરાયનો વખત ભય તથા ચિન્તામાં વીતવા લાગ્યો. તે કદીક પોતાને આશ્વાસન આપતો કે બાલુનાં પગલાંથી તે પેલી વાત જાણી ગયો હશે એમ માની લેવાનું કશું કારણ નથી; તે તે ખૂણામાં કંઇ કારણ વગર પણ ગયો હોય. છતાં આ આશ્વાસનથી તેને તૃપ્તિ થતી નહિ.

કેટલાક દિવસ વીતી ગયા.

ન્હાની ચંદુ તેનાં માનિતા બિલાડીનાં એક બચ્ચાં સાથે આંગણામાં રમતી હતી. ઇન્દુ બારણા પર બેસી ભૂતકાળની કંઇ કંઇ સ્મૃતિઓ તાજી કરી સુખ દુઃખ સાથે અનુભવી રહી હતી. તેની સુંદર આંખો આકાશમા ઉંચે ઉડતી એક સમળી પર મંડાયલી હતી. કાચની બંગડીઓ સિવાય બીજા કંઇ પણ અલંકારથી વિહાણી એ યૌવના પોતાના શોભિતા જમણા હાથની હથેલી પર હડપચી ટેકવી બેઠી હતી. ઉંડા અને ઉષ્ણ શ્વાસો વડે ઉર પ્રજાળતી તે આસપાસનું સઘળું ભાન ભૂલી જઇ પોતાના ગત સમયમા મ્હાલતી હતી.

તે ઝબકી ઉઠી. કોઇક બારણું ઠોકતું હતું. હજી તો સુરજ આથમવાને પણ થોડી વાર હતી. તો જગતરાય એટલો જલદી ન આવે તે તે જાણતી હતી.

"બાલુ ! તું કે ?" બારણું ખોલતાંજ તે હર્ષના ઉમળકાથી બોલી ઉઠી, "હું તો ડરી ગઇ કે અત્યારે વળી કોણ ? આવ, આવ, જોનો મ્હોડું કેવું ધુળથી છવાઈ ગયું છે !"

બાલુ જરા હસ્યો ને અંદર આવી, બારણું બંધ કરીને બિલાડીના બચ્ચાની સાથે રમતમાં મશગુલ થયેલ ચંદુને ઉપાડી લીધી. પણ આ તેને ન ગમ્યું ને પોતાનાં સજીવ રમકડાં ભણી ન્હાના ન્હાના હાથ લાંબા કરી જમીન ભણી ખેંચવા લાગી. તે બિલાડીનું બચ્ચું પણ આ રમતમા ભંગ પાડનાર મ્હોટા આકાર ભણી ટીકી ટીકીને જોવા લાગ્યું.

"એને મૂકી દે, બાલુ !" ઇન્દુ આ જોઇને બોલી, "એ હમણાં બહુ ગળે પડુ થઇ ગઇ છે ને અબ ઘડી રાડ નાખશે. આ બિલાડું યે એને છોડતું નથી, જોને ! ક્યારેક કરડી ખાશે એટલે થયું !"

બાલુએ તે બાળકને ત્યાં રમવા દઇ ઓસરીમાં પ્રવેશ કર્યો.

રાત્રે આઠેક બજે જગતરાયે આવી બારણા ખખડાવ્યા. ઇન્દુ મેડી ઉપર હતી. ખોળામાં રમતી ચન્દુને નીચે બેસાડી, બાલુએ જઈ બારણું ખોલ્યું.

અંધારામાં પણ બાલુને જગતરાયે ઓળખી લીધો. ને નાખુશ થયો. ડર્યો. બાલુએ તેનો ગભરાટ જાણી લીધો.

"અહો, જયુભાઇ !" તેણે હસતે ચ્હેરે હાથ લંબાવ્યો "આજ કાલ તો તમારે ઘેર આવ્યા છતાં તમારાં દર્શન મોંઘાં થઇ પડયાં છે !"

જગતરાય વધુ વ્યાકુળ થયો ને જરા સંકોચથી હાથ મેળવ્યો.

"જરા પ્રવૃત્તિ, બાલુભાઇ !" તેણે નીચા શ્વાસે કહ્યું.

પોલીસના માણસને તો એ ટેવજ પડી ગઇ હોય છે કોઇ મિત્રનો હાથ પકડીને ચાલે ત્હોયે જાણે એક બંધવાને ગિરફતાર કરી લઇ જતો હોય એવી ઢબ અનાયાસે પ્રદર્શિત થઇ જાય છે. આથી બાલુ જગતરાયનું કાંડું મિત્રભાવે પણ પોલીસની યુક્તિથી પકડી તેની સાથે ઘરમા આવ્યો ત્યાં સુધી જગતરા-

યનું હૃદય ભયથી ધડકતું રહ્યું. ઓસરીમાં આવતાં બાલુએ તેનો હાથ છોડી દીધો ને એક ગોખલામાં બળતી ચીમનીનો મોગરો ખંખેરી નાખી ચંદુને ઉપાડી પૂર્વવત રમાડવા લાગ્યો.

વાળુ કર્યા પછી જગતરાય, ઇન્દુ તથા બાલુ મેડી પરના એક ખંડમાં બેસી વાતો કરવા લાગ્યા. જગતરાયનું હૃદય ધડકતું હતું; બાલુ જરા ગંભીર ને વહેવારૂં જણાતો હતો.

"જગુભાઈ !" આખરે બરાબર તક જોઇ બાલુએ દૃઢ અવાજે કહ્યું. "તેનો સ્વર તે ખંડમાં રણકી ઉઠયો ને જગતરાયના હૃદયમાં એક ટકોરો થયો " તમારી પાસે મ્હારે એક વાત કરવાની છે."

"શું ?" જગતરાયે દબાયલે સ્વરે પણ જરા હમામથી પૂછ્યું.

"જુઓ" બાલુએ ઠંડાઇથી કહ્યું "આ વિષયમાં તમારા સામે અત્યારે હું ત્રણ સ્વરૂપે હાજર છું: તમારા મિત્ર તરિકે, ઇન્દુના ભાઇ તરિકે અને પોલીસના એક માણસ તરિકે.

ઇન્દુ ભયાકુળ બની ઉભી થઇ ગઇ. તે ચાલી જાય છે એમ સમજી બાલુએ કહ્યું "ઇન્દુ તું હમણા જતી નહિ. જગતરાયને કદાચ ત્હારી સલાહની જરૂર પડે"

ઇન્દુ હજી ઉભી જ રહી. જગતરાયનું મો ફિક્કું બન્યું.

"હવે" તેણે જગતરાય ભણી નિયતાથી નજર આગળ ચલાવ્યું. "એ ત્રણ સ્વરૂપમાં મ્હને કયે સ્વરૂપે જોવો એ હું તદ્દન તમારી ઇચ્છા પર છોડું છું. મિત્ર તરિકે અને ઇન્દુના ભાઇ તરિકે હું તમને સલાહ આપીશ ને પોલીસના અમલદાર તરિકે" ને જરા અચકી ગયો "હા અને પોલીસના અમલદાર તરિકે હું તમને અહિંજ ગિરફતાર કરીશ"

એક ભયંકર ડૂસકા સમેત જગતરાય બાલુ પર ધસ્યો. તિરસ્કારના એક હાસ્ય સાથે બાલુએ પોતાની લોખંડી મૂઠીઓમાં જગતરાયના બન્ને કાંડા પકડી, બળપૂર્વક પાછો તેની જગ્યાએ બેસાડી દીધો. બાલુના બળ આગળ જગતરાય દીન બની ગયો.

"આ આજે ત્હને થયું શું છે, બાલુ ?" ઇન્દુ ગભરાટથી તેમની નજીક દોડી આવી બોલી, "ત્હારૂં મગજ ઠેકાણે નથી કે શું ?"

"આથી હું સમજી લઉં" બાલુએ બ્હેનને સાંભળ્યા વગર જગતરાય તરફ આંખો ચમકાવી પૂછ્યું "કે તમે મ્હને પોલીસના માણસ તરિકેજ વર્તવાનું કહો છો ?" જગતરાયને પોતાના કાંડા વધારે દબાતાં જણાયાં, "જગતરાય! તમે કામેશ્વરને ઓળખો છો ?"

તેનું શરીર સુક્કા પાંદડા માફક ધ્રૂજવા લાગ્યું. તેના કપાળે પરસેવો વળી આવ્યો. આંખો ફાટી જાય તેટલા પ્રમાણમાં ઉઘડી ગઇ, મ્હોડું ખુલી ગયું.

"કેમ જવાબ નથી આપતા ? બાલુએ તેના બન્ને હાથ છંછેડીને પૂછ્યું "કામેશ્વર કે જેનું ખૂન તમે તથા તમારા મિત્રોએ બેમા મળી ગઇ ત્રીજી તારીખની રાત્રે આજ મકાનમાં કર્યું. તેને તમે ભૂલી ગયા ! જગતરાય ! આ પ્રશ્ન પૂછવાનું કેફાયદું બીજું છે પણ શું કરૂં ! ગરીબડી ઇન્દુ અને તેના બાળકની મ્હને દયા આવે છે. અને હું તમને અંધાધાન કરી સ્ટેશને લઇ જઇ શકતો નથી." તેણે તેના હાથ છોડી દીધા.

"બાલુભાઇ !" જગતરાય ગળી પડ્યો. તે વધુ ન બોલી શક્યો.

"હા, આ વખતે ઇન્દુ પરના સ્નેહને લઇને હું કર્ત્તવ્યભ્રષ્ટ થાઉં છું, પણ મ્હને એથી ઉલટું થતાં પણ આવડે છે. મ્હારી દયાની હદ છે ને જ્યારે એ હદનું તમારા તરફથી ઉલ્લંઘન થશે ત્યારે પછી હું દરેક

સ્નેહસબંધ ભૂલી શકીશ." તેણે ઇન્દુ ભણી જોવા મ્હોડું ફેરવ્યું તો ઈન્દુ ત્યાંથી ચાલી ગયેલી જણાઇ.

"બાલુભાઇ ! આજે તમારા થકી મારી આંખો ખુલે છે. મ્હારા પાપોનું ગાંભિર્ય હું હવે સમજું છું ને પસ્તાઉં છું. તમે કદાચ મ્હને હમણાં છોડી દેશો પણ પોલીસ કંઈ મ્હને મૂકશે નહિ, કેમકે કેસ તેમને ચોપડે ચઢી ચૂક્યો હશે."

"પ્રભુનો આભાર માનો" બાલુએ કહ્યું "કે આ વાત હજી મ્હારા સિવાય બીજું કોઇ જાણતું નથી ને જો તમે તમારી ચાલ ચલગત સુધારશો તો હવે પછી પણ કોઇ જાણવા પામશે નહિ."

"મૃત્યુ એ મ્હારા માટે ઉત્તમ પ્રાયશ્ચિત હતું, ભાઇ. પણ ત્યારે તમારે મ્હને જીવાડવોજ છે ત્યારે હું બીજું ઉત્તમ પ્રાયશ્ચિત કરીશ." જગતરાય નમ્રતાથી બોલ્યો "હું એ પ્રાયશ્ચિત મ્હારૂં જીવન સુધારી, ઈન્દુને સુખી કરી, તેના પર કરેલ અન્યાયો ભૂલાવીને કરીશ. તેથી જ મ્હારાં પાપ ધોવાશે."

"જાણુભાઈ, હું તમારી વાતો માત્રથી આકર્ષાવા માગતો નથી. એટલું યાદ રાખજો કે જ્યારે તમે ફરી મનુષ્યત્વ ત્યાગશો, એવી ને એવી સોબત રાખશો ને ઈન્દુ પર કંઇ પણ અન્યાય કરશો તે દિવસે તમારૂં નામ કામેશ્વરના ખૂની તરીકે પોલીસને દફતરે ચઢશે, ને પરિણામ તમે જાણો છો જ."

બ્હારથી ડસકાનો અવાજ આવ્યો. બાલુ જગતરાયને છોડી બ્હાર આવ્યો ને જોયું તો દિવાલ પર માથું ટેકવી ઈન્દુ રડી રહી હતી.

"અરે, ઇન્દુ ! ઇન્દુ !" તેના ભણી ધસતાં બાલુ બોલી ઉઠ્યો.

"બાલુ, ત્હારે આમ ન્હોતું કરવું, ભાઇ!"

"તું અંદર તો આવ!" બાલુએ તેને ઉભી કરતાં કહ્યું.

બન્ને જણ અંદર આવ્યાં.

જગતરાય એક ખુરસીની પીઠ પકડી ઉભો હતો. તેની આંખોમાંથી અશ્રુ વહી રહ્યા હતાં. આ જોઇ ઇન્દુના અશ્રુમાં નવું પુર આવ્યું.

બાલુને હવે વધારે કરવાની જરૂર રહી નહિ. જગતરાય પૂરો પસ્તાયો છે, ડર્યો છે ને હવે ભૂલેચૂકે ઇન્દુને હેરાન નહિ કરે એવું તેને સ્પષ્ટ જણાયું.

"ચાલો !" તેણે આનંદી સ્વરે બૂમ મારી "મ્હારે બે વાગ્યાની ગાડીમાં જવું છે ને સવા તો થવા આવ્યો. જગતરાય, ઇન્દુ, હું જાઉં છું."

"અત્યારેજ, આવી રાતના ?" બન્ને જણ આશ્ચર્યથી બોલી ઉઠ્યા. બાલુએ કપડાં પહેરતાં પહેરતાં તરત પોતાને મુકામે પહોંચવાની આવશ્યકતા દેખાડી.

"ફરી કયારે આવશો ?" જગતરાયે સ્નેહનો દેખાવ કરી પૂછ્યું.

"કેમ વળી, ભાઇબીજનાં !" ઇન્દુ તરત બોલી ઉઠી. બાલુ હસ્યો.

"અરે તે વચ્ચે તો હું પાંચ વાર આવી જઇશ. !"

"ભલે, ભલે!" જગતરાયે જરા ફિક્કું સ્મિત કરી કહ્યું. "ને હવે તો દરેક વખતે તમે મ્હને ઘેરજ જોશો."

બાલુએ ફરી આનંદ હાસ્ય કર્યું. જગતરાય નજીક ગયો.

"જુઓ, તમે મને ઠગી શકશો નહિ." તેણે ધીમેથી કહ્યું "જે સમયે તમે તમારો હમણાંનો જીવનક્રમ શરૂ કરશો તેજ સમયે મ્હને ખબર મળી જશે. ને પછી......"

"મ્હારા વચન પર વિશ્વાસ રાખો, બાલુભાઇ. હું તે પાળીશ જ."

ઇન્દુ બત્તી હાથમાં લઇ આગળ થઇ. ત્રણે જણ નીચે આવ્યા.

"અહા ! બ્હાર કેવું અંધારૂં છે ને કેવી

ઝાકળ વરસે છે ! તું સ્ટેશને એકલો જઇશ બાલુ !" ઇન્દુએ ચિન્તાતુર સ્વરે પૂછ્યું.

"જગતરાય !" બાલુ જરા હસતાં હસતાં કહેવા લાગ્યો "બાળપણમાં અમારી બા મને કંઇ કામે ઘરના કોઇ ઓરડામાં કે આંગણામાં જવાનું કહેતી ત્યારે હું કરગરીને આ ઇન્દુને મ્હારી સાથે આવવાનું કહેતો; આજે ઇન્દુને તે યાદ આવ્યું લાગે છે !"

ત્રણે જણ હસી પડયાં !

[ ૨ ]

જગતરાયે પોતાની જીંદગીનો ક્રમ ખરેખર બદલ્યો. કુમિત્રોને સમજાવીને દૂર રાખ્યા. ઇન્દુ અને ચન્દુ પર પ્રેમ રાખવા લાગ્યો. ટુંકામાં તે દરેક રીતે સરળતાથી ચાલવા લાગ્યો. પણ બાલુ માટે તેના હૃદયમાંથી કાંટો કોઇ રીતે નીકળી શકયો નહિ. બાલુના નામથી તેનું મ્હોં ફરી જતું. બાલુ માટે તેના હૃદયમાં વૈરાગ્નિ ભભુકતોજ રહ્યો. પોતાને બાલુના ગુલામ તરિકે તેની દયા હેઠળ જીવવાનું છે, પોતાને મારવો કે જીવાડવો તે ફકત બાલુની ઇચ્છા પર અવલંબી રહ્યું છે, એવા વિચાર તેને જંપવા દેતાજ નહોતા. તેનું મન રાત દહાડો "કિન્નો કિન્નો," એવી ચીસો પાડતું હતું.

ઇન્દુ માટે તો જાણે સ્વર્ગ પૃથ્વી પર ઉતરી આવ્યું હતું. પતિના પ્રેમથી દીર્ઘકાળ પર્યન્ત વંચિત રહેલ આ ગૃહિણી ને પ્રેમને પુનઃ પ્રાપ્ત કરતાં હર્ષથી છલકાઇ જતી હતી, ને તેના વિધાયક પોતાના સહોદરને હજાર હજાર આશિષ આપતી હતી.

આમ શાન્તિમાં કેટલોક વખત વહી ગયો બાલુ તે દરમ્યાન બ્હેનને ઘેર આવી શકયો નહિ.

"મ્હારી એક વાત સાંભળશો ?" એક દિવસ જમ્યા પછી ઇન્દુએ જગતરાયને દયામણે સ્વરે પૂછ્યું.

"શું વળી ?" તેણે સવાલ કર્યો.

"'ભાઇબીજ' ને હવે આઠ દિવસજ રહ્યા. બાલુ તે દિવસે આવવાનું તો કહી ગયો છે પણ કદાચ તે ભૂલી જાય માટે તમે તેને ચોક્કસ આવવાનું લખી નાંખશો ? તે કયારેય 'ભાઇબીજ' ને દિવસે આપણે ત્યાં આવ્યો નથી."

જગતરાયનું મ્હોં શ્યામ થઇ ગયું. તે વિચારમાં પડયો.

"કેમ શું વિચાર કરો છો ?" ઇન્દુએ ધ્રુજતે હૃદયે પૂછ્યું, "જુઓ, તે રાત્રે બિચારા એનો વાંક નહિ, હો ! એ તો એને એમ થઇ આવ્યું કે તમારા સરખા......"

"છીઃ છીઃ ઇન્દુ !" જગતરાય તેને અટકાવી બોલ્યો, "તેની કયાં વાત છે ? આપણે તેને જરૂર બોલાવીશું, જો ! હું લખી નાખું છું."

ઇન્દુનું હૈયું પ્રેમ અને કૃતજ્ઞતાથી ઉછળી આવ્યું. જગતરાયના ખભાપર માથું રાખી તે અશ્રુથી તેનું પહેરણ ભીંજાવા લાગી.

"આહા ! મ્હને તે એવો વ્હાલો છે, ને ?" તે બબડી.

"હોય, હોય !" જગતરાય તેનાં કેશ પસવારતાં બોલ્યો. "બ્હેનોને ભાઇ તો વ્હાલા હોયજ, ને ?"

× × ×

આજે "ભાઇબીજ !" ઇન્દુના હરખનો પાર ન્હોતો. બાલુ પોતાનું વચન પાળી તેને ઘેર આવ્યો હતો. બાલુ અનેક વખત ઇન્દુને ઘેર આવેલ પણ તે આજના જેવો મીઠો કદી લાગ્યો ન્હોતો. આંખમાં આનંદના આંસુ સાથે ઇન્દુએ ભાઇને એકાંતમાં જગતરાયના સદ્દવર્તનના સમાચાર કહ્યા. બાલુને પણ તેથી અપાર આનંદ થયો.

"ઇન્દુ ! જો ત્હારો વર એમ ચાલે તો મ્હને તેનાથી વધુ પ્રિય બીજું કોણ છે ?"

તે જગતરાય પ્રહેના લાગણીના ઉમળકાથી બોલ્યો.

જગતરાય આજે જરા ફિક્કો તથા બેચેન બન્યો હતો. પણ તે ભાઇ–બ્હેનના હર્ષના પૂરમાં ક્યાંયે ઢંકાઇ ગયું હતું.

જમવાને હજી થોડી વાર હતી. બાલુ, જગતરાય અને ઇન્દુ મેડી પરની ઓસરીમાં બેસી વાતો કરતા હતા. ચંદુ પારણામાં જાગતી પડી હતી.

" અરે ! પણે લોહી કેનું ? " બાલુએ વાતો કરતાં ચમકીને ચંદુના પારણા ભણી આંગળી ચીંધી બતાવ્યું. ઇન્દુ અને જગતરાય ઝબકી ઉઠ્યાં.

" ક્યાં ? ક્યાં ? " તેઓ બોલ્યાં.

" જોતા નથી, પેલા પારણાના પગ પાસે ! "

" ના, મ્હને તો કંઇ જણાતું નથી, " જગતરાય બોલ્યો.

" ત્યાં તો કંઇ નથી, બાલુ ! " ઇન્દુ જરા ગભરાયલે મુખે બોલી, " મુસાફરીની ગરમીથી ત્હારી આંખે ઝાંઝવાં આવ્યાં હશે. રહે, જરા લીંબુનું શરબત લાવું જે પીવાથી ઠીક થઇ જશે. " ઇન્દુ જલદી નીચે ઉતરી ગઇ.

બાલુ ધીમેથી ઉઠી પારણા પાસે આવ્યો. ત્યાં કંઇ જ નહોતું. તેનું મ્હોડું ઉતરી ગયું. તેણે આંખો મીંચી એક લાંબો શ્વાસ ખાધો.

" જગતરાય ! " તે ગંભીરાઇથી પાછો પોતાની બેઠકે ગોઠવાતાં કહ્યું " જેનું અચાનક મૃત્યુ થવાનું હોય તેને આમ લોહીના ડાઘ દેખાય તે તમે સાંભળ્યું છે ! "

જગતરાયે મહા મહેનતે લાગણી પર કાબુ મેળવી, હાસ્ય કર્યું.

" સાંભળ્યું તો નથી પણ ક્યાંક વાંચ્યું છે ખરું. " તે બોલ્યો. " કેમ તમને એવો કંઇ ભય છે ! "

" ના ના ! " બાલુ બોલ્યો, " હાલ મ્હારી પાછળ એ ત્રણ બદમાશો મ્હારો જાન લેવા ફરે છે, એટલે એ વાત યાદ આવી. ઇન્દુને કહેતા નહિ. "

ત્યાં તો ઇન્દુ શરબત લઇને આવી બાલુ તે પી ગયો.

" હવે કેમ છે, ભાઇ ! " જરાવાર રહી તેણે પૂછ્યું.

" બરાબર છે, ઇન્દુ ! ત્હેં કહ્યું તેમ આંખે ગરમીજ ચઢી હશે. "

" પણ હવે જમવા ચાલો છો ? " ઇન્દુએ કહ્યું " રસોઇ ક્યારની થઇ ગઇ છે "

" હવે અગીઆર તો વાગવા દે ! " જગતરાયે કર્કશ હાસ્ય કરી કહ્યું.

ઇન્દુ ફરી ત્યાં બેઠી. વાતો વિનોદ ચાલવા લાગ્યો. ન્હાની ચંદુ પારણામાંથી મહા મુશ્કેલીએ ઉતરી આવીને પોતાની બાળચેષ્ટાઓથી આ ત્રિપુટીને આનંદ આપવા લાગી.

ઘડિયાળમાં અગીઆરના ટકોરા થયા. જગતરાય ઝટ ઉભો થઇ ગયો. " ચાલો, " તેણે બાલુ ભણી જોઇ કહ્યું " જમી લઇએ. ઇન્દુ, પીરસ ! " બધા નીચે આવ્યા. બાલુ તથા જગતરાયને જોડાજોડ પાટલાપર બેસાડી ઇન્દુ પીરસવા લાગી. ચંદુ બાપા તથા મામા સાથે જમવાની ચોકખી ના કહી પોતાના બિલાડીના બચ્ચા જોડે આંગણામાં રમવા લાગી.

" ઓહો ! ઇન્દુ ! ત્હેં તો કેટલુંયે કરી નાખ્યું છે ! " બાલુએ વાનીઓની સંખ્યા જોઇ કહ્યું. " એક જણ માટે તે આટલું હોય ? "

જગતરાયે બોખરું હાસ્ય કર્યું. ઇન્દુએ સ્મિત કર્યું.

જમણ ચાલ્યું. જમતા જમતાં જગતરાય અભિરાયથી પણ જુદી રીતે ધ્યાન માંડતો હતો ને ઉંચો નીચો થતો હતો.

ત્યાં તો બારણું ઠોકાયું.

" કોણ છે વળી અત્યારે ! " જગતરાયે ધડકતે હૃદયે બબડાટ કર્યો.

" બાલુભાઇ, બાલુભાઇ ! બ્હારથી બારણું ઠોકનારે બૂમ મારી. બાલુ ઉભો થઇ ગયો ને એઠા હાથેજ બહાર ગયો 'તેને અહિં કોણ બોલાવતું હતું ?'

બાલુ ઓસરી વટાવી આંગણામાં આવ્યો. ઇન્દુ પણ સ્ત્રીની જીજ્ઞાસાથી રસોડાની આંગણામાં પડતી બારી વાટે બ્હાર જોવા લાગી. આ તકનો લાભ લઇ, એક નિમિષ જેટલોયે વખત ન ગુમાવતાં જગતરાયે કમ્મરેથી એક ન્હાની શીશી કાઢી બાલુના દુધના વાડકામાં રેડી દીધી ને ખાલી શીશી પાછી કમ્મરે ખોસી.

" કેમ કોણ હતું ? " બાલુને પાછો આવતો જોઇ તેણે અજબ શાન્તિથી પૂછયું.

" અરે, એતો અહિંની પોલીસનો માણસ હતો " બાલુએ મ્હોઢું બગાડીને કહ્યું " નાયકે કંઇ જરૂરી કામસર મળવાનું કહી મોકલ્યું છે. "

" મુવા, જમવા ટાણે પણ સુખ કરવા દેતા નથી. " ઇન્દુએ રસોડામાંથીજ કહ્યું.

બાલુ ફરી પોતાની જગ્યાએ બેઠો ને જમણ આગલ ચાલ્યું.

જગતરાય એક તરફ મલકાતો હતો, કે આટલું દુધ પીતાં સાથેજ બાલુ રૂપી કાંટો દૂર થશે. ને બીજી તરફ ભય પામતો હતો કે રખેને તે કળી જાય !

પણ બાલુને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જગતરાય આટલી હદ સુધી દુષ્ટ બનશે. તેને કયાંથી ખબર હોય કે જે સીપાઇ હમણાં સંદેશો પહોંચાડી ગયો તે જગતરાયનોજ એક ભેરૂ હતો ને તેના વિનાશની બાજી રચાઇ ગઇ હતી.

ઇન્દુ તો ભાઇને પીરસતાં ધરાતી ન્હોતી. ભાઇ [illegible]ના આ આનંદ પર ક્રૂર વિધાના અટ્ટ[illegible] ની હતી.

બાલુએ તે નિઃસ્વાદ છતાં પાંચ માણસનો જાન લે તેટલા પ્રમાણવાળું દુધ અરધું પીધું, બાકીનું રહેવા દીધું. જમવામાં આજ કશી મણા રહી નહોતી. બન્ને જણી ઉઠયાં.

" તમે મેડી પર બેસી પાન ખાઓ; હું આ ઘડીએ આવી. " ઇન્દુએ ઉતાવળે સ્વરે કહ્યું.

" અરે, નીરાંતે ખાઇને આવજે, હું ભાગી નથી જતો. " બાલુએ હસીને જવાબ વાળ્યો ને બન્ને ઉપર આવ્યા.

બાલુ પાસે પડેલ ચોપડી ઉપાડી તેના પાના ફેરવવા લાગ્યો. પણ એકાએક તે બેચેન થવા લાગ્યો. હૃદયમાંથી જાણે અંગારાની ઝાળ ઉઠવા લાગી.

" જગતરાય !" ઝેરની વધતી અસર હેઠળ બાલુએ કહ્યું " મારૂં માથું ફરે છે! આજે તો ખુબ ખવાઇ ગયું. " હજી તેને કશી શંકા ન આવી.

જગતરાયની આંખોમાં ક્રર હાસ્ય ચમકી ઉઠયું.

" જરા આરામ લ્યો, બાલુભાઇ ! " તે બાલુનો હાથ પકડી સામેના ઓરડામાં દોરી ગયો ને ત્યાં તૈયાર બિછાવેલ એક ખાટલા પર બેસાડયો.

બાલુ ત્યાં બેઠો કે તેના અવયવોમાં જીવલેણ ખેંચતાણ થવા લાગી. તેનું હૃદય ન સમજી શકાય એવી ગતિથી ધડકવા લાગ્યું. તેના કંઠમાં અસહ્ય દાહ બળવા લાગ્યો. વિજળીની ત્વરાએ એક વિચાર તેના મગજમાંથી પસાર થઇ ગયો.

" જગતરાય ! ખરૂં બોલ, તેં મ્હને ઝેર આપ્યું છે ? " તેણે રૂંધાતે કંઠે કહ્યું.

" હા, ઓફીસર, હવે તમે મ્હેં કરેલ ખુનની ફરીયાદ ભેગાભેગી પ્રભુના દરબારમાંજ નોંધાવજો !" તેણે આંખમાં ધિક્કાર લાવી સ્મિત કરતાં કહ્યું.

"આહ ! હું કેવો મૂર્ખ !" બાલુ બબડયો ને બિછાના પર પટકાઇ પડ્યો ને લાંબા શ્વાસ લેવા લાગ્યો. ઝેરની અસર [illegible] ગતિએ વધતી જતી હતી.

"જગતરાય, મ્હેં ત્હારૂં કંઇ બગાડ્યું નહોતું ને ઇન્દુને લઇને ત્હને કદી નુકશાન ન કરત." તે હાંફતાં હાંફતાં બોલ્યો. "ઠીક ! ત્હારા ખુનોની ફરીયાદ તો પ્રભુ પોતાની મેળે નોંધશે પણ, જો ! મ્હારો જીવ લઇને તું નિશ્ચંત બની શકીશ નહિ. ત્હારા પાપોની યાદી તેને લગતા સાક્ષી પુરાવાની સઘળી સામગ્રી સહિત મ્હારા એક મિત્ર પાસે છે." તેને ચક્કર આવવા લાગ્યા. તેનો અવાજ વધુ ઉંડો ઉતરી ગયો. "હા, એક વફાદાર મિત્ર પાસે છે. તેને મ્હેં કહી રાખ્યું છે કે મ્હારા જોખમભર્યા ધંધાને અંગે મ્હારૂં કદી આવું મૃત્યુ થાય ને પાછળથી જો તું રાંક ઇન્દુને પીડે તો તરત તે ત્હને કાયદાના હાથમાં આપે. જા ! મનુષ્ય બનજે ! પ્રભુ ત્હને સદ્બુદ્ધિ આપે."

જગતરાય આ સમાચાર માટે તૈયાર નહોતો. ને ગુસ્સાથી પોતાના આગળી કરી ઓરડાનું બારણું અડકાવી ગભરાટથી ચાલ્યો ગયો. બાલુ મસ્ત દેહના ગાન મને [illegible] લાગ્યો.

"ખમ્મા ! વીરા ને જાઉં વારણે રે લોલ"

પાછળના ઘરમાં કોઇક બાળા તાળી પાડી ગાતી હતી. બાલુએ ધીરેથી આંખો ખોલી. ઇન્દુને બોલાવી આમ "ખમ્મા" સાંભળવાનું ને તેનું આપેલું પાણી પી આ અગ્નિ જેવી તૃષા શાંત કરવાનું તેને મન થયું. તેણે બોલાવા સાદ કરવાનો પ્રયત્ન કર્યો. પણ અવાજ નીકળી શક્યો નહિ. ઇન્દુ બરાબર નીચેના ખંડમાં હતી તેની બંગડીઓનો અવાજ સુદ્ધાં તે સાંભળતો હતો. તેણે ઉભા થવાની કોશીષ કરી પણ શરીર હવે એના તાબામાં ન હતું. તેણે હતાશ થઇ બારણા ભણી મીટ માંડી !

થોડીજ પળોમાં તેના શરીરની ખેંચતાણ બંધ થઇ. તેનું શરીર નિશ્ચેષ્ટ થઇ ગયું ને તે કાળને શરણ થવા લાગ્યો. બારણા તરફથી દૃષ્ટિ ખસેડી તેણે આંખો હમ્મેશને માટે મીંચી દીધી.

નીચેના ઓરડામાં ઇન્દુ હર્ષભેર ગાતી સંભળાઇ.

"આજ મ્હેની તણે બારણે રે ઘટે વીરનાં ઘોડા"
"આજ મ્હેની તણે આંગણે રે એનાં નવલ રૂપ"
"આજ મ્હેની તણે ઓરડે રે એનાં આસન ઉંચા"
"આજ મ્હેની તણે અંતરે રે એનાં વેણુનાં વાજાં"

( બોટાદકર )

મરતા બાલુના મુખ પર આછું સ્મિત પ્રગટયું. એક ન્હાના ડચકા સાથે તેનો પવિત્ર આત્મા દેહ તજી ગયો. તેનું માથુ ખાટલાની ઇસ પરથી નમી જઇ જમીન તરફ લટકી રહ્યું.

"ઓ...મા !" ઇન્દુથી ચીસ પડાઇ ગઇ. બાલુની થાળી પાસેજ ચંદુનું બિલાડીનું બચ્ચું મરેલ પડ્યું હતું તે શૂન્ય બની બાલુની થાળી ભણી તથા તે મરેલ પ્રાણી ભણી જોવા લાગી. અશુભ આશંકાઓથી તે બાવરી બની ગઇ.

"રે ભગવાન !" ઉન્માદિની પેઠે ચીસ મારી તે મેડી પર દોડી.

"બાલુ ! બાલુ !" ઓસરીમાં કોઇને ન જોતાં વ્યાકુળતાથી ઓરડાની અંદર દોડી જતાં તેણે બુમ મારી. સામેજ ખાટલા પર બાલુના શરીરની સ્થિતિ જોતાં તે ઓરડા વચ્ચે પછડાઇ પડી.

"બાલુ ! વીરા !" પડતાં પડતાં તેણે બુમ મારી.

"બાલુ ! વીરા !" ફરી ફરી ઓરડામાં પ્રતિધ્વનિ થયો.

# સખી ! મેં દીઠી ગરવી નાર

લેખકઃ રા. બાલમુકુંદ સદારામ જોશી

સખી ! મેં દીઠી ગરવી નાર !
અલી ! મેં જોઇ ઘરરખુ નાર;
સખી રી ! જોઇ મેં સન્નાર,
અલી ! મેં દીઠી ગરવી નાર.

દેશ જોયા વિદેશ ફર્યા પણ સર્વે "ગુજરાત" કેડ,
અનૂપમ રત્નોકેરી માતા કોના જોડે ભેડઃ
બ્હેની ! તેની એ સન્નાર. સખી૦

ગુણ અગણિતની અનૂપમ રંભા, રૂપરૂપનો અંબાર,
"ગુણસુંદરી" ને ગુણીઅલ બ્હેની, નિરખી ઘરરખુ નાર.
શો ! શોભે આર્ય સંસાર. સખી૦

રંગબેરંગી આછાં આછાં અંગધર્યાં પટકૂળ,
આશભર્યાં લોચનીઆં બ્હેની ! ભાલે ચન્દ્રક કુમકુમ,
કંઇ "શારદા" શો અવતાર. સખી૦

"સુવર્ણમાળા" કંઠે સ્હોયે હરખ હૈડે ન માય,
પિયુ 'પ્યારાનું' લૉકીટ વચ્ચે ઉર—ઉરે ઝુલાય,
જેને તનમન પ્રાણાધાર. સખી૦

પુણ્ય, પવિત્રતા, દયા, નમ્રતા, વાત્સલ્યથી ભરપૂર,
સ્મિતભર્યાં શાં મુખડાં બ્હેની, ને વળિ ઝળકે નૂર,
અન્નપૂર્ણા શી પૂણ્ય સન્નાર. સખી૦

શુભ ચાંદનીના અમીમય ઝરણાં,
પિયુ વિહોણી પ્રેમદાને મન, ધગધગતો અંગાર,
ને વળિ જાણે તિવ્ર કટાર. સખી૦

નાવલિયાનાં પરિરંભણ બ્હેની, જીવનના અભિલાષ,
"નવચેતન" "નવજીવન" ને વળિ અર્પે કંઇ ઉલ્લાસ,
કંથનો મહિમા અપરંપાર,
સખી મેં દીઠી ગરવી નાર,
અલી ! મેં જોઇ ઘરરખુ નાર.



# બાળકને રોગથી કેમ બચાવવું ?

## લેખ ૩ જો.



લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ. ઇત્યાદી; હેલ્થ ઓફીસર, સુરત.

**આ** લેખમાં આપણે બાળકના દાંતની કેવી સંભાળ લેવી તે બાબત ઉપર વિચાર કરશું. શરીરના બધા અવયવો કરતાં દાંત સૌથી અગત્યનું અવયવ છે. મનુષ્યની તંદુરસ્તીનો આધાર અને આયુષ્યના લંબાણનો આધાર દાંત ઉપર જ છે એમ કહીએ તો ચાલે. ટુંકમા જેના દાંત મજબુત તેનું શરીર પણ મજબુત જ ગણાય છે. નાનપણમાં જો બાળકના દાતની યોગ્ય સંભાળ રાખવામાં આવે તો બાળકની તંદુરસ્તી ભવિષ્યમા સારી રહેશે.

માસાહાર કરનારી પ્રજા કરતાં વનસ્પતિનો આહાર કરનારી પ્રજાના દાંત વધારે મજબુત અને સારા હોય છે એમ તપાસ કરતા માલુમ પડયું છે. પશ્ચિમના દેશોમા લગભગ સેંકડે ૮૫ ટકા બાળકોના દાંતમાં સડો હોય છે જ્યારે હિંદુસ્તાન દેશના બાળકોમાં વધારેમાં વધારે ૩૦ ટકા બાળકોના દાંતમા સડો હોય છે.

દાંતની રચનાનો આધાર, દાતની દરરોજ લેવાતી સંભાળ, ખોરાક અને દાતની કુદરતી ગોઠવણ તેના ઉપર મુખ્યત્વે કરીને છે. માતાનું દુધ પીનારા ૧ વર્ષની અંદરના બાળકોના દાત સાધારણ રીતે બહુજ સારા અને નીરોગી હોય છે. ગાયનું દુધ પીનારા બાળકના દાંત તેથી ઉતરતા હોય છે. ભેંસનું દુધ પીનારા બાળકના દાંત તેથી પણ ઉતરતા હોય છે અને કૃત્રિમ ખોરાક ઉપર ઉછરતા બાળકોના દાંત સૌથી ખરાબ હોય છે. તંદુરસ્તીને લગતા બધા વિષયોની જેમ દાંત માટે પણ આપણે કહી શકીએ કે કુદરતના નિયમ મુજબ ચાલનારા મનુષ્યો કૃત્રિમતાને અનુસરનારા કરતા વધારે સુખી અને તંદુરસ્ત હોય છે.

હાથની ઘંટીમા પીસીને જાડા લોટનો રોટલો ખાનારા મનુષ્યના દાત ચોકલેટ બીસ્કીટ અને ડબલ રોટી ખાનારા સાહેબોનાં દાંત કરતા હજાર ઘણા સારા હોય છે તેવો ડોકટરોનો મત છે. આ વાત આપણને એ બતાવે છે કે દરેક બાબતમાં પશ્ચિમનું આંધળું અનુકરણ કરવામાં ફાયદો નથી.

દાંત તંદુરસ્ત રાખવા માટે બાળકોને કેવો ખોરાક આપવો ?

આ એક ઘણોજ અગત્યનો સવાલ છે. બાળકને સારી રીતે પોષણ મળે અને દાત ખરાબ થાય નહિ તેવો ખોરાક આપવો જોઇએ.

પાચ સુચનાઓ ખાસ ધ્યાનમા રાખવી જોઇએ:—

( ૧ ) નવ માસ પછી જ્યારે બાળકને

અપાતું માતાનું દુધ બંધ કરવામાં આવે ત્યારે બાળકને દુધ ઉપરાંત જે કાંઇ પણ ખોરાક આપવામાં આવે તે પ્રવાહીરૂપમાં નહિ પણ સ્થુળ રૂપમાં આપવો. આવો સ્થુળ ખોરાક હિંદુસ્તાનીના ખોરાકમા ઘણો છે. જેવો કે ખાખરો, તદન ખરી કરેલી રોટલી, બાજરાના રોટલાની કપોટી. આવો સખત ખોરાક આપવાથી બાળકને તે ચાવવાની ફરજ પડે છે. દુધમાં પલાળેલી રોટલી, રાબડી, ગળમાણું ઈત્યાદી નરમ ઘેંશ જેવો ખોરાક બાળકને આપવો નહિ. આવી રીતે બાળકને દાંત અને જડબા ચલાવવા ઉત્તેજન આપવું અને તેમ કરવાથી ખોરાક પચવા લાયક બનશે અને વધારામાં બાળક નાકથી શ્વાસ લેતા શીખશે.

( ૨ ) જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ ઉપર બતાવેલી સુચના નંબર ૧ નું વધારે પાલન કરવું. શાક, ફળ ઇત્યાદી ના પણ આખા ટુકડાજ બાળકને આપવા બારીક કચરીને ન આપવા.

(૩) ત્રણ વર્ષની ઉમર પછી બાળકને દીવસમાં ફક્ત ત્રણ વખત નિયમિત રીતે ખાવા આપવું અને વચમા કાંઇ પણ ચીજ આપવી નહિ. બાળક રડે તો પણ તેને રીઝવવા ખાતર વધારાનો ખોરાક કે ખાવાનું આપવું નહિ.

( ૪ ) ગીસાઇ, બીસ્કીટ, ચોકોલેટ, પીપરમીંટ વગેરે વસ્તુઓ બાળકને આપવી હોય તો તે નિયમિત ત્રણ વખતના ભોજન સાથેજ આપવી. જુદી આપવી નહિ અને કદાચ કોઇ વખત આપવી પડે તો તે આપ્યા પછી બાળકના દાત બરાબર સાફ કરાવવા અને કોગળા કરાવવા. ખાસ ધ્યાન રાખવાની બાબત એ છે કે આ વસ્તુઓ રાત્રે કદાપિ બાળકને આપવી નહિ કારણ કે આ વસ્તુઓમાં બહુ ચિકાશ હોવાથી રાત્રે દાંતમાં ભરાઈ રહીને સડે છે અને દાંતને ખરાબ કરે છે. ગળપણવાળી ચીજો ખવરાવ્યા પછી પણ બાળકને કોગળા કરાવવા જોઇએ. કારણ કે ગળપણ મોઢામાં રહેવાથી તેમાંથી એક જાતનું ખાટું ને જાળ રૂપી પ્રવાહી ઉત્પન્ન થાય છે જે દાંતને ખરાબ કરે છે.

દાંત કેવી રીતે સ્વચ્છ રાખવા ?

નાનપણમાં બાળકને રડતું રાખવા માટે રબરની કે લાકડાની ચુસણી આપવામાં આવે છે તે આપવી નહિ કારણ કે તેનાથી દાંત વાકા અને અનિમિત ઉગે છે અને વાંકા, ખડબચડા દાતમાં ખોરાક ભરાઇ રહીને સડે છે. ચાર વર્ષની ઉમરના બાળકને પોતાના દાત કેમ સાફ કરવા, કોગળા કેમ કરવા તે જરૂર શીખવવું જોઇએ. ચારથી આઠ વર્ષના બાળકના દાંત મજબુત હોતા નથી અને તેટલા માટે તે બાવળ કે લીમડાનું તાજું દાતણ પણ ચાવી શકે નહિ. આટલા માટે આવડા નાના બાળક માટે સારી જાતનું ટુથ બ્રશ, વાપરવા આપવું સારૂં છે. આઠ વર્ષથી મોટી ઉમરના બાળકો દાતણ સારી રીતે કરી શકે છે. માટે તેમને બ્રશ આપવું જરૂરી નથી. દાતણ અથવા બ્રશની અંદર ફકત દાતમાં ભરાઇ રહેલો કચરો કાઢી કાઢવાની શક્તિ છે પણ જો તેની સાથે કોઇ પણ જાતના સારા અને વિશ્વાસપાત્ર દંતમંજનનો ઉપયોગ કરવામાં આવે તો દાતની સપાટી અને દાંતોની વચ્ચે રહેલી ચિકાશ પણ કાઢી શકાય છે. દાતણ કરીને ઉલ ઉતારવી જોઇએ અને પછી પંદરથી વીસ વખત કોગળા કરવાથી મોઢું તદ્દન સ્વચ્છ થાય છે. આપણામાં સાધારણ રીતે એક વખત દાતણ કરવાનો રિવાજ છે છતા જો રાત્રે ફરીને સુતા અગાઉ દાંત સાફ કરવામાં આવે તો વધારે સારૂં છે. અને જો તેમ નિયમિત રીતે કરવામા આવે તો દાત વધારે સારા રહે છે.

આપણે એવા ઘણાએ માબાપો જોઈએ છીએ કે જેઓ પોતેજ દાંત સાફ કરવાની કાળજી પોતાને માટે રાખતા નથી તો પછી તેમના બાળકોની કેવી દશા થતી હશે ? નાનું બાળક તે વળી દાતણ કરવામાં શું સમજે ? આવી માન્યતા ઘણા માબાપોની હોય છે પરંતુ યાદ રાખવું જરૂરી છે કે બાળકની તંદુરસ્તીનો પાયો દાંતની સ્વચ્છતા ઉપરજ છે. વળી બાળક દાતણ કરે છે તેટલું જ જોવું જરૂરી નથી. પરંતુ દાતણ યોગ્ય રીતે કરે છે કે નહિ તે જોવું વધારે જરૂરી છે. કેટલાક બાળકો અને મોટી ઉમરના માણસો પણ દાતણ ચાવીને ફેંકી દેય છે અથવા સમ ખાવા પુરતું દાતણ કરે છે. તેમ કરવું તે નકામું છે અને પોતાની જાતને છેતરવા બરાબર છે. આ ઉપરાંત ધ્યાનમા રાખવું જોઇએ કે દાતણ તદ્દન લીલું અને તાજું હોવું જોઇએ. જો દાતણ સુકું હોય તો તે ટુથ બ્રશની ગરજ સારતું નથી અને દાંતના પીઢીયામાંથી લોહી કાઢે છે અને આવું દાતણ દાંતના પીઢીયામાં સડો પેદા કરે છે. દાંતના ઘણા રોગો હોય છે પરંતુ તેમાંથી ' દાતનું સડવું, દાતની ઉપર છારી બાઝવી અને દાંત અને પીઢીયાની વચ્ચે રસીનું ઉત્પન્ન થવું " આ ત્રણ રોગો બહુ સામાન્ય છે અને આ ત્રણ રોગ દાંત બરાબર સાફ નહિ કરવાથી અથવા અયોગ્ય રીતે સાફ કરવાથી થાય છે. આમાં બતાવેલો છેલ્લો રોગ બહુ ભયંકર છે તેને અંગ્રેજીમાં Pyorrhoea Alveolaris કહે છે આ રોગથી ઉત્પન્ન થતું પરું થુંકની સાથે પેટમાં જાય છે અને મનુષ્યને અત્યંત નુકશાન કરે છે. આવા રોગોનો પાયો બચપણમાં જ નંખાય છે. આટલા માટે ઉપરની સુચનાઓ ઉપર દરેક માબાપે ધ્યાન આપવું બહુ જરૂરી છે.

છેવટે દરેક માતાએ જાણવું જોઇએ કે Prevention is better than cure, રોગ સારો કરવો તેના કરતાં તેને થતો અટકાવવો વધારે સારૂં છે. આટલા માટે દરેક બાળકની વરસમાં, ઓછામાં ઓછા બે વખત દાંતના રોગોમાં નિષ્ણાત હોય તેવા ડોકટર પાસે તપાસ કરાવવી જોઇએ. વિલાયતમાં સ્કુલમાં જતા દરેક બાળકની આવી રીતે તપાસ થાય છ અને તેમને થતા દાંતના રોગનો ઇલાજ કરવામાં આવે છે. આમ કરવાથી દાંતના રોગોમાં તે દેશમાં બહુ ઘટાડો થવા પામ્યો છે. આપણે પણ એવી ગોઠવણ કરીએ તો આપણા બાળકો સુખી થાય.



એક ગૃહસ્થ પોતાની નવી મોટરકારમાં ઘેર આવતો હતો. રસ્તામાં એને લાગ્યું કે પોતે કંઇ ભૂલી ગયો છે. બે વખત ગાડી થોભાવી ને બધાં બોચકાં ગણી જોયાં પણ નહિ, બધું બરાબર. પાછી ગાડી થોભાવી. પાકીટ કાઢી પૈસા ગણી જોયા. પૈસાયે બરાબર. એણે ઠરાવ કીધો કે બસ હવે સીધું ઘેર જવું. જ્યારે તે જોશભેર ઘરમાં દાખલ થયો ત્યારે નાની શાન્તિ રોકતી આવી પુછવા લાગીઃ " બાપા, મારી બાને કયાં મુકી આવ્યા ? "




લેખિકાઃ ગં. સ્વ. બ્હેન મંજુલાગારી

બંગાળા તરફ બનાવાતી કેટલીક પ્રચલિત-વાનીઓમાંની બે નીચે આપી છે જે આપણી ગુજરાતી બ્હેનો પણ ફુરસદે બનાવી જોશે એવી આશા છે.

### સંદેશ.

૧. શેર દૂધ
૧. લીંબુની એક ચીરી
૧. અધોળ ખાંડ

૧ શેર દૂધને ગરમ કરવા સગડી ઉપર મૂકીને તરતજ તેમાં લીંબુ નીચોવવું. થોડીવારમાં દુધ ગરમ થશે એટલે ફાટી જશે. વધુ ગરમ થવાથી વચ્ચેથી ફાટીને દૂધના સત્વનો લોચો બાઝી જાય ત્યારે તેને ઉતારી લઈ એક ચોકખા કપડામાં નાખી પાણી નીતારી નીચોવવું. કપડામાં જે સત્વ રહે તેને બંગાળીમાં છાનો કહે છે. પછી એક થાળીમાં છાનો કાઢી લઇ છૂટો કરી નાખવો અને તેમાં અધોળ ખાંડ નાંખવી. પછી કડાઈમાં નાખી દેવતા ઉપર મૂકી તાવેથા વતી ખુબ હલાવવું. ખાંડને લીધે સહેજ પાણી છૂટશે. તે પાણી બળીને કઠણ થઇ જાય એટલે નીચે ઉતારી એક થાળીમાં જાડું પાથરવું. તેના ઉપર બદામ પીસતાં ઇલાઇચી ખપ જેટલું ભભરાવવું. ઠંડુ પડે ત્યાર પછી ચકતા પાડવાં. પછી ખાવાના ઉપયોગમાં લેવો. આ મીઠાઇ પેંડા કે બરફીને મળતી આવે છે પણ સ્વાદમાં ફેર હોય છે તેને બંગાળીમાં સંદેશ કહે છે.

### રસગુલ્લાં

૧ શેર દુધનો છાનો. ૨ શેર ખાંડ.

આમાં શરૂઆતની રીત ઉપર મુજબની છે. એક શેર દૂધનો છાનો કાઢી થાળીમાં ખૂબ મસળવો. પછી બાજુ પર મૂકી રાખી ૨ શેર ખાંડની ચાસણી કરવી. ચાસણી ગુલાબ જાંબુના જેવી કરવી; તાર બાઝવા દેવો નહી. ચાસણી તૈયાર થાય એટલે અડધી જુદા વાસણમાં કાઢી લઇ બાકીની અડધી રહી હોય તેમાં તેટલુંજ પાણી નાખવું અને તેને ઉકાળવું. પાંચેક મીનીટ ઉકળે એટલે છાનો મસળીને તેનો નાના બટાકા જેવડા ગોળા વાળવા અને તે ઉકળતા ચાસણીના પાણીમાં ચાર ગોળા સાથે નાંખવા એટલે ફૂલીને ઉપર તરી આવશે. કઠણ ને સહેજ લાલ થાય એટલે કાઢીને જુદી રાખેલી ચાસણીમાં નાંખવા. આ પ્રમાણે બધા એક રાત ચાસણીમાં રહેવા દેવા જેથી ફૂલીને અંદરના પોલાણમાં ચાસણી ભરાશે ત્યાર બાદ ખાવાના કામમાં લેવા. આને રસગુલ્લાં કહે છે.





# મુંઝવણ

લેખક: રા. " પ્રસાદ. "

મારી પાસે અત્યાર પહેલાં ચાર ઘડીઆળ તો હતાં જ. એક ભીંતે ટાંગવાનું ઘડીઆળ, એક મારા કાંડાનું ઘડીઆળ, એક મીસીસના કાંડાનું, અને એક મારા દાદાના સમયનું કૉફીના ટીનના ઘેરાવા જેટલું, પણ હજીએ બરાબર ટાઇમ આપતું રાસ્કોપ પેટન્ટ. આ ચાર ઘડીઆળ છતાંયે અમારે હજી એક એલાર્મ ટાઇમપીસની ખોટ રહેતી. હું કૉલેજમાં પ્રોફેસર હોવાથી સવારના સાત વાગ્યાથી દસ વાગ્યા સુધી કોઇને કોઇ મુલાકાત લેવા આવતું, જેથી એલાર્મ ટાઇમપીસ હોય તો ઘંટડીના અવાજથી હું વખતસર ઉઠી પરવારી શકું એમ મને લાગતું. મારી પુત્રી સરયુ મેટ્રીકમાં અભ્યાસ કરતી હતી અને નાનો રમેશ પણ ઇંગ્રેજી ત્રીજીમાં અભ્યાસ કરતો હતો, તેથી તેમને પણ એલાર્મ ટાઇમપીસની ખોટ સાલતી. અમારા મિત્ર સુમનલાલને મેં એક ટાઇમપીસ લાવવાનું ત્રણ ચાર માસથી સોંપેલું, પણ તેઓ મારા જેવાજ આળસુ હતા. મારાં મીસીસ પણ આ બાબત રોજ ટકોર કર્યા કરતાં, તેથી છેવટે મેં આજે કૉલેજમાં જતા પહેલાંજ એક ટાઇમપીસ ખરીદવાનો નિશ્ચય કર્યો.

કૉલેજની ટર્મ પુરી થઇ ગઇ હતી, પણ કેટલાક વિદ્યાર્થીઓનો વિચાર મને " આભારના બે બોલ " સંભળાવવાનો હતો. સમય સાંજનો નક્કી કર્યો હતો, જેથી ત્રણ વાગે ઘેરથી હું બહાર નીકળ્યો. તે વખતે નેલસન વૉચ કું. નું સેલ ચાલતું હતું, અને દરેક સાતમા ખરીદનારને તે લોકો એક ઘડીઆળ બક્ષીસ આપતા હતા, જેથી હું ત્યાં ગયો અને એક સારૂ ટકાઉ ટાઇમપીસ ખરીદ્યું. મારી અજાયબી વચ્ચે મેં જોયું કે હું " સાતમો " ખરીદનાર હતો જેથી મને એક કાંડાનું ઘડીઆળ ઇનામમાં મળ્યું ! ટાઇમપીસના ડબ્બાના ખોખામાં કાંડાનું ઘડીઆળ નાખી હું કૉલેજ તરફ ઉપડ્યો.

કૉલેજહૉલ આખો ચીકાર હતો. બેચાર જણે લંબાણ ભાષણ કરી મારો આભાર માની મને તેમના પ્રેમની યાદગીરી માટે તેમણે ફંડ કરી ઉઘરાવેલી રકમમાંથી આણી રાખેલું એક સોનાનું રીસ્ટ વૉચ આપ્યું ! કહેવાની જરૂર નથી કે કુલ ચાર કાંડાનાં ઘડીઆળ થવાથી મારી મુંઝવણ વધી પડી, અને જ્યારે હું તે લોકોનો આભાર માનવા ઉઠ્યો, ત્યારે મારાથી એવો તો છબરડો થઇ ગયો કે તે દિવસ મારાથી જીંદગી પર્યંત ભૂલી શકાશે નહિ.

કૉલેજનું જેમ તેમ પતાવી હું ઘેરે આવ્યો, એટલે મીસીસે ચા મૂકવા માટે સ્ટવ સળગાવતાં સળગાવતાં કહ્યું.

" આજે તો આઠ રૂપીઆનું જોરૂ ખરચ થયું. "

" શું ? " મેં પૂછ્યું.

" તમને રોજ હું એલાર્મ ટાઇમપીસ મારે કહેતી હતી પણ તમારી તો ઉંઘજ ઉડે નહિ તેથી હું જઇને " એન્સોનીઆ " લઇ આવી, અને દસ રૂપીઆ ખરચ્યા, ત્યારે સુમનલાલે ય આ " વેસ્ટ એન્ડ " નું ટાઇમપીસ લઇને આવ્યા. તેમને કાંઇ એમ કહેવાય કે અમારે હવે નથી જોઇતું ? તેમને પણ તેમના બીલના આઠ રૂપીઆ આપ્યા, જેથી જ્યારે ટાઇમપીસ થયાં ત્યારે બે ભેગાં થયાં." મીસીસે મને ઘડીઆળના બન્ને ડબા બતાવતા કહ્યું.

" બે ભેગાં આ ત્રણ પણ લેને ! " મેં પણ મારાં આણેલાં ઘડીઆળ બતાવતા કહ્યું.

" હેં ! " ડબ્બો જોતાંજ મીસીસની આંખો ફાટી ગઇ. " તમે પણ લાવ્યા છો ? "

મેં તેને ટુંકામાં બધી વિગત સમજાવી. ફક્ત એકલા એલાર્મ ટાઇમપીસના જ પૈસા આપવા પાયા છે એવું જ્યારે તેણે જાણ્યું, ત્યારે જ તેણે શાન્તિથી ચા પ્યાલામાં ગાળવા માંડી.

ચાનો એકાદ ઘુંટડો પીધો હશે કે તરતજ સરયૂ આવી.

" કેમ સરયૂ આજે કાંઇ બહુ મોડી ? " મેં પૂછ્યું.

" અરે ! હું તમને કહેવાનું ભૂલી ગઈ હતી. અમારી ડીબેટીંગ સોસાયટી તરફથી આજે હરિફાઇ ગોઠવી હતી, તેથી ત્યાં ગઇ હતી. પણ એક વાત કહું ? મારા લેકચર માટે મને આ લેડીઝ રીસ્ટ વૉચ ઇનામમાં મળ્યું." આમ કહી તેણે એક ગીની જેટલુંજ નાનું સુંદર ઘડીઆળ કાઢીને બતાવ્યું !

મારી મુંઝવણ વધી પડી ! મારા તરફથી શાબાશીની આશા રાખતી બિચારી સરયૂ મારી વર્તણુંકથી મુંઝાઇને છાનીમાની ચા પીવા લાગી ! એટલામાં રમેશ દોડતો દોડતો અને હસતો હસતો બે હાથ વતી પાછળ કાંઇ સંતાડતો આવી પહોંચ્યો.

" અત્યાર સુધી ક્યાં ગયો હતો, રમેશ ? " મેં પૂછ્યું.

" મારી બાએ મને આજે આઠ આના વાપરવા આપેલા, તે સીનેમા જોવા ગયો હતો. " રમેશે જવાબ આપ્યો, અને મારાં મીસીસ તરફ જોઈ તેણે કહ્યું:

" પણ બા ! આપણા આઠ આના વસુલ થઇ ગયા ! આજના ખેલોમાં ઘડીઆળોનુ ઇનામ હતુ. અને મારી ટીકીટને ઇનામનો નંબર લાગ્યો, તેથી આ ડબ્બો ઇનામમાં મળ્યો છે. કેમ. આઠ આના વસુલ કર્યા કે નહિ ? "

મુંઝવણમાં હવે મીસીસે પણ ભાગ લેવા માંડ્યો. રમેશને ઠંડો આવકાર મળતાંજ સરયૂથી રહેવાયું નહિ.

" આજે આમ કેમ છે, બા ? શું થયું છે ? "

" કાંઇ નહિ. " મેં જવાબ આપ્યો. "રાત્રે સુરેશભાઈ ઓફીસમાંથી આવશે, એટલે બધી વાત કરીશું. "

" સુરેશ મારો મોટો પુત્ર હતો. તે એક મીલ સ્ટોર સપ્લાયર કંપનીનો મેનેજર હતો. આજે વિલાયતથી તેના સાહેબો બ્રેન્ચ ઓફીસ તપાસવા આવ્યા હોવાથી તે મોડો આવવાનો હતો.

રાત્રે સાડા આઠે સુરેશ આવ્યો. અમે સર્વે સાથે જમ્યાં. પછી દિવાનખાનામાં આવીને બેઠા પછી મેં પહેલેથી બધી વાત સુરેશ નેમજ સર્વને કહી સંભળાવી.

"ઓ હો હો !" સરયૂએ કહ્યું "એમાં ખોટું શું થઈ ગયું ? મેં તો ધાર્યું કે કાંઇ ગંભીર બનાવ બન્યો હશે."

"હજી બાકી છે !" સુરેશે કહ્યું, "મારા સાહેબ કાલે કલકત્તા જવાના છે.તેમણે મારૂં કામ જોઇ સંતોષ પામવાથી પોતાના કાંડાનું આ સોનાનું રીસ્ટ વૉચ મને ઇનામ આપ્યું છે !" સુરેશે ખીસામાંથી ગઢીઆ કાઢી પેલા ઘડીઆળના ઢગલામાં મૂક્યું.

વ્હાલા વાંચનાર—મારી પાસે બે થયેલાં આ બાર ઘડીઆળોનું મારે શું કરૂં તેનો રસ્તો કોઇ બતાવશો ?



## ગુજરના માંડવે.

(જુનું લોકગીત.)





પાટણ સેરથી[1] પટોળાં મંગાવો,
પેરીને[2] માણશું મોજ રે;
હેલી,[3] એ ! ગુજરના[4] માંડવે. ૧

શવરાતે[5] સરખી મલી સરબે[6] સાહેલી,
અમે નાતાં[7] કુંવારકાના[8] નીર રે;
હેલી, એ ! ગુજરના માંડવે. ૨

રૂદરમાળ[9] રૂડા હેંડોળા[10] બંધાવો,
હેંડે[11] હોળંગી[12] સધીરાજ રે;[13]
હેલી, એ ! ગુજરના માંડવે. ૩

માતા મેંનળદેનો[14] વીર વંકાળો,
રઢિયાળો રાજકુંવાર રે,[15]
હેલી, એ ! ગુજરના માંડવે. ૪

કવિ શોખીન ઊંઝાવાલા

---

૧ શહેર. ૨ પહેરી. ૩ અલી,ઓ ? ૪ ગૂર્જર. ૫ શિવરાત્રી. ૬ સર્વે. ૭ ન્હાતાં. ૮ સરસ્વતિ નદીનું નામ. ૯ રૂદ્રમાળ. ૧૦ હિંચોળા. ૧૧ મિંડો ૧૨ સોબંધી ૧૩ સિદ્ધરાજ. ૧૪ મીનળદેવી. ૧૫ કુંવર.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ--દુ:ખના સવાલ જવાબ.

| | | |
|---|---|---|
| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક : બ્હેન જ્યોત્સ્ના શુક્લ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે |

મુંબાઇથી 'એક યુવક' પૂછે છે:—

( ૧ ) "શું મંદિરમાં દર્શન કરવા જવુંજ જોઇએ ?"

( ૨ ) શું જાત્રા કરવાથી પુણ્ય મળે છે? જાત્રા શા માટે? જાત્રાનું મહત્વ ?"

( ૩ ) "છોકરાંને દુધ ન મળે અને બ્રાહ્મણોને જમાડવાનું પુણ્ય શું ?"

( ૪ ) "કેટલીક સ્ત્રીઓ ધર્મ બાબત વાત કરતાં 'તમો તો નિંદા કરો છો' વગેરે કહીને સાંભળતી નથી, તેમને કેમ સમજાવવાં ?"

( ૫ ) "સ્ત્રીઓએ નોકરી કરવા માટે ભણવાનું છે કે ગૃહિણી બનવાના ઉદ્દેશથી ભણવાનું છે ?"

( ૬ ) "કેટલીક ભણેલી સ્ત્રીઓ ફેશનનો ખરચ વધારી ગૃહ સંસાર બોજારૂપ કરી નાખે છે. એમને કાંઇ સલાહ આપશો ?"

( ૭ ) "કાચની બંગડીઓને બદલે હાથીદાંતની ચુડીઓ વાપરવી ઉત્તમ ખરી કે નહીં ?"

જવાબ:—( ૧ ) મંદિર સારૂં હોય તો કોઇકવાર અવકાશે દર્શન કરવા જવું એમાં કાંઇ ખોટું નથી. પણ 'દર્શન કરવા જવુંજ જોઇએ' એવું બંધન ન હોવું જોઇએ. ઘરનાં કામ પડતાં મૂકીને ને બાળકોને રડતાં છોડીને વખત કવખતે 'જે જે' કરતાં વેવલાંની પેઠે રસ્તાઓમાં ભટકવું, રસ્તામાં ને મંદિરમાં પરપુરુષોના ધક્કા ખાવા, ને ૫ા કલાકમાં પચ્ચીશ મંદિરમાં દર્શન કરી આવવાં એમાં કંઇ અર્થજ નથી: એના કરતાં ઘરમાં અડધો કલાક શાંતિથી ઇશ્વરનું ધ્યાન ધરવું એ વધારે સારૂં કહેવાય.

( ૨ ) જાત્રાનું મહત્વ પુણ્યની દ્દષ્ટિએ તો શું હશે એ કળી શકાતું નથી. પણ એથી એક લાભ થાય; નવાં નવાં સ્થળો જોવાના પ્રસંગ મળે. બીજી રીતે ઘરબ્હાર નીકળતાં ન હોય એવાં લોક પણ આ બ્હાને મુસાફરી કરે, અને પોતાના ઘરની ને પોતાના ગામની બહારની દુનિયા વિષે થોડુંક જ્ઞાન અનાયાસે પ્રાપ્ત કરી શકે. આ લાભ જતો કરવા જેવો નથી.

( ૩ ) કોઇ સ્થિતિમાં પણ બ્રાહ્મણોને જમાડવામાં પુણ્ય હોય એ શંકાભરી વાત છે. પછી આવા સંજોગોમાં તો એમાં પુણ્ય કરતાં પાપનો જ ભય વધારે છે એ ખુલ્લું છે.

( ૪ ) જેમની સાથે વાત કરવી હોય ત્હેમની પ્રકૃતિથી વાકેફ થઇને ધીમે ધીમે શાંતિથી ત્હેમને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ સમજાવનાર માણસને

જે વિષય સમજાવવા માંગતા હોય તે વિષયની બન્ને બાજુનું ઠીક જ્ઞાન હોવું જોઇએ.

( ૫ ) ભણવાનું જ્ઞાનપ્રાપ્તિને માટે અને બુદ્ધિવિકાસને માટે છે, એનો ઉપયોગ ક્યાં કરવો અને કેવો કરવો એનો નિર્ણય દરેક સ્ત્રીની સ્વતંત્ર ઇચ્છાશક્તિ-પર આધાર રાખે છે.

( ૬ ) સલાહ આપવી સહેલી છે પણ જેમને તે અપાય છે, ત્હેમને તે એટલી કડવી લાગે છે કે ન્હીડમાં ને ન્હીડમાં ત્હેમનું ચાલે તો સલાહ આપનારનેજ પોતાના પક્ષમાં લઇ લે ! કંઇ નહીં તો પોતે જે કરતાં હોય તે બેવડા જોરથી કરવા માંડે એટલું તો કરેજ ! ફેશનની નિરૂપયોગીતા વિષે, એના ખોટા ખર્ચાળપણાના અનિષ્ટ વિષે આટ આટલી ચાલુ ચર્ચા થવા છતાં એનું કંઇ જ પરિણામ દેખાતું નથી એ શું બતાવે છે ?

( ૭ ) એમ થઇ શકે તો એના જેવું ઉત્તમ બીજું કંઇ જ નહીં. કલાની દૃષ્ટિએ પણ એનો પ્રચાર કરવાની જરૂર છે. સોને મઢેલી હાથીદાંતની ઝીણી લાલ કે કાળી ચુડીઓ સુંદરીઓના હાથ પર કેવી શોભી રહે છે એનો ખ્યાલ એ સુંદરતા નિરખ્યા વિના આવવો અશક્ય છે. પણ બધીજ સ્ત્રીઓ એમ ચુડીઓ પહેરવા માંડશે તો બંગડી માટે આપણે લાખો રૂપીઆ પરદેશ શી રીતે મોકલી શકીશું ? એટલા પૈસા દેશમાંજ રહે એ વાત કદાચ બધાં બ્હેનોને નહીં ગમે !!!

**એક ભાઇ: મદ્રાસ :**

"અહીં ચોમાસાની અને ઉનાળાની મિશ્ર આબોહવાને પરિણામે માંકડનો બહુજ ઉપદ્રવ છે,–જૈન હોવાને લીધે તેમને બચાવીને દુર કરવાનો બનતો પ્રયત્ન કર્યો. પણ છેવટે ફ્લીટ, કેરોસીન તથા કેટોલ પાઉડરનો ઉપયોગ કર્યો પણ નિષ્ફળ. સંખ્યા બહુજ વધી ગઇ છે. વખતસર કંઇ ઉપાય બતાવી અમને તથા અમારા મિત્રોને આ સંકટમાંથી બચાવશો. આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપી સંકટમુક્ત કરશો એ આશાથી આ પ્રશ્ન પૂછ્યો છે."

**જવાબ:**—એમ કહે છે કે: "દરિયા કિનારે અથવા તળાવ પર કરચલાં થાય છે, જેને દસ પગ હોય છે, તેની પીઠનું હાડકું કોડીઆ જેવું હોય છે તે લાવી, તેમાં તેલ પૂરી દીવો કરવાથી માકડનો ઉપદ્રવ થતો નથી." અખતરો કરી જોવા જેવો છે. હિંસા થતી પણ અટકશે.



**બે અજગર**

સીલોનના કુરૂનીગલ પાસે હમણાં બે મોટા અજગર પકડાયા છે. એકની લંબાઇ ૨૬ ફીટ, બીજાની ૧૩ ફીટ છે. એમાં એક માદા છે. એ માદા ૩૦૦ ઇંડા સેવતી બેઠી હતી ત્યાંથી એને પકડી છે. બધાં ઇંડા દોરી જેવા કોઇ પદાર્થથી એક બીજા સાથે જોડાયલાં હતાં. બન્નેને પકડીને કોલમ્બો લાવ્યા છે.

# સંગીત શિક્ષણ.

સંપાદકઃ રા. જદુરાય ઠી. ખંધડીઆ

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) મધ્ય સપ્તકના સ્વરો માટે કંઇ નિશાની નથી પાછલા યાને મંદ સપ્તકના સ્વરો માટે ' ની આ પ્રમાણે સ્વરની પાછળ ક્રોસ મુકાશે અને આગલો યાને તાર સપ્તક બતાવવા રે) આ પ્રમાણે આગળ ક્રોસ કરવામાં આવશે.

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે-આ " ણીના-આમાં ' આ ' પર તાલનો ઠેકો ગણવો.

(૫) ગાયનમાંના અક્ષરોને આ ..ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઈ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમાં મુકવામાં આવશે. જેમકે આ...ણી ના. ( એટલે કે આ. આ. ણી. ના એમ સમજવું ). મ પ મ મ

### ગોરસ.

રાગ-ભીમપલાસી. તાલ-હીંચ.

ગોરસ લઇ લઇ પીજો હો ગોપીકાની ગોરસી ભરેલી
વદને છે પ્રેમજ્યોત, હૃદયે છે પ્રેમજ્યોત,
આત્મામાં અમૃતની હેલી, હો ગોપીકાની ગોરસી ભરેલી...

( વધુ માટે જુઓ શ્રી છોટીગૌરી દિવાન કૃત મહિલા ગરબાવળી )

ગો...ર સ... લ ઇ લ...ઇ પી...જો
સા પ પ મ પ ગ મ 'પ પ પ ગ રે સા
હો ગો ... પી કા ... ની ગો ર સી ... ભ રે ... લી
રે (ની સા પ પ મ પ ગ મ પ **ની** પ ગ રે સા
વ દ ને ... છે ... પ્રે ... મ જ્યો ત,
પ પ મ પ ગ મ પ **ની ની** સા) સા)
હૃ દ યે છે પ્રે ... મ જ્યો ઓ ત
સા)સા)સા) સા) **ની** સા) **ની** ધ **ની** પ
આ ત્મા માં... અ મૃ ત...ની હે...લી —હો ગોપીકાની
પ પ મ પ ગ મ પં મ પ ગ રે સા

( બીજી કડીઓ ઉપર પ્રમાણે ).





# સૌંદર્યની નિશાળ.

લેખિકા: શ્રી " ડાહીબ્હેન ".

**આંખોની સાચવણી:**

સ્ત્રીઓની આંખો એ સ્ત્રીસૌંદર્યમાં ઉપયોગી ભાગ ભજવે છે. આખું ગુજરાતી સાહિત્ય ખોળીવળો તો તમને જણાશે કે સ્ત્રીઓના " નયનકમલ " પર કેટલા બધા કાવ્યો જોડાયા છે ! કવિ કાલિદાસથી માંડી આજ સુધીના કવિમાંથી કોઇ પણ સ્ત્રીના " નયનના જાદુ " નું વર્ણન કરતા ચૂકયો નથી ! ઇતિહાસ ખોળી જુઓ તો જણાશે કે કેટલાય વિગ્રહો એ બે આંખોના 'નયનબાણ'-ને આભારી છે. આજની રંગભૂમિ જુઓ તો " વાગ્યા નયનોના બાણ અલી " વગેરે શબ્દો વગર કોઇ પણ શૃંગારનો સીન ભજવાતો નહિ હોય ! આ બધું બતાવે છે કે સ્ત્રીના સૌંદર્યમાં આંખો કેટલી કીંમતી વસ્તુ છે. હજી

પરંતુ 'થેકરે' એ એ માન્યતા પર પ્રહાર કરીને પોતાની એક કથામાં ભુરા ડોળાવાળી નાયિકાને કપટી ને દગાબાજ બનાવી અને કાળા ડોળાવાળા સ્ત્રીપાત્રને નિર્દોષ અને નીતિમાન ચીતરી. અલબત્ત ' ડોળો ' કેવો બનાવવો તે કંઈ આપણા હાથની વાત નથી, અને તેથીજ નયન સૌંદર્ય નક્કી કરવામાં રંગ ઉપર વજન અપાતું નથી પરંતુ તેનો આકાર, કદ, અને ભાવદર્શન એ ત્રણ વસ્તુ પર જ વજન અપાય છે. આમ છતાં વિજ્ઞાન આંખના રંગ બદલવામાં પણ મદદ હવે કરી શકે તેમ છે.

સવારના પહોરમાં એક સુંદરી, કે બાળક પથારીમાંથી આંખો ચોળીને ઉઠતાં હોય ત્યારે તેમની એ વખતની આંખો પર "વારી જાઉંને" જગત મોહાતું નથી એ એકજ સત્ય બતાવે

વાંચ કરવું એથી આંખો દહાડે દહાડે ફીક્કી પડતી જાય છે. સીનેમા બહુ જોવા કે કચરો થઇ ગયેલી ફીલમો જોવી એથી પણ આંખને નુકશાન છે. અતિશય રડવું એ જો કે એક રીતે 'આંખમાંની ગરમી કાઢી નાંખે છે અને તેથી આંખને ફાયદો થાય છે છતાં એ પરથી અહીં એ સાર નથી લેવાનો કે આંખનું તેજ વધારવા ધૂળ જેવા કારણો હાથમાં લઇને સાસુ, નણંદ, જેઠાણી કે પતિ સાથે કજીયા કાઢી છેડો વાળીને રોજરોજ રડવા માડવું ' ભરત અને શિવણકામથી આંખની શકિત વધે છે. જે વસ્તુ વાંચતાં કે જોતા હોઇએ તેના પર સૂર્યનું અજવાળું પડવું જોઇએ નહિ. ટુંકામાં સૂર્ય હંમેશા આંખની પાછળ હોવો જોઇએ. આંખમાં ગરમી આવે ત્યારે સહેલો ઘરગત્થુ ઉપાય " બોરાક્ષ દશગ્રેન અને કપુરનું પાણી એક અધોળ " એ મિશ્રણ લગાડવું. દેશી વૈદ્ય પ્રમાણે દુધના પોતાં મુકવા વધારે સારા. આંખ આવે ત્યારે ચીમેડના ભરણુ આપણામાં જાણીતા છે. તેથી બળતરા બહુ થાય છે છતાં તે અસરકારક ઉપાય છે. આંખ તદ્દન ક્ષીણ હોય ત્યારે એક અંગ્રેજી ડોકટરના કહેવા પ્રમાણે તેને ધોવા માટે "હાઇડ્રુટેડ (વધુ પાણી સાથેની) ટંડી ચાહનું પાણી " એ સૌથી સરસ ઉપચાર છે.

છેવટ આપણામાં આંખમાં કાજળ, આંજણ, સુરમા, વગેરે ભરવાનો ચાલ છે. આ ચાલ વૈજ્ઞાનિક દષ્ટિએ ઘણો સારો છે. એથી આંખનું સૌંદર્ય વધે છે એટલુંજ નહિ પરંતુ આંખોની શક્તિ પણ વધે છે. જો કે મોઢું " બીલાડા જેવું દેખાય છે " એમ કોઇ પાડોશી કે પાડોશણ કદાચ મશ્કરી કરશે પરંતુ તે માટે રાતે સુતી વખતે આંખમાં આંજણ આંજીને સુવાથી અને સવારે ધોઇ નાખવાથી એ મશ્કરીમાંથી બચી જવાશે ને લાભ પણ ઉઠાવાશે. ખાસ કરી બચ્ચાં માટે તો આજણ એક જરૂરી વસ્તુ છે. તેમાં પણ મારી ભલામણ છે કે સુરમાઓ કે બીજા આંજણો વાપરવા કરતા સૌથી સરસ ઘીના દીવાથી પાડેલું આંજણ છે.

આટલા નિયમો આંખનું સૌંદર્ય જાળવવા માટે બસ છે, જો નહિ પળાતાં " ચશ્માવાળી સુંદરીઓ " થવાનુંજ ભાગ્યમા લખેલું હોય છે! એ વખત આવે તો ચશ્માનીપણ કાળજી લેવી જોઇએ અને તે માટેના નિયમો મારા કરતાં ચશ્મા વેચનારા ડાક્ટરો વધુ સારી રીતે કહી શકશે.

આટલા નિયમો પાળ્યા છતાં ધાર્યું નયન-સૌંદર્ય ન મળે તો પણ તેમાં નિરાશ થવાનું નથી. કારણ કે કોઇએ મજનુને કહ્યું કે "લય-લામાં એવું તે કયું સૌંદર્ય છે કે તું આંધળો થયો છે ?" ત્યારે તેણે જવાબ આપ્યો: "મારી આંખોથી એને જો!" આ જવાબ પ્રમાણે દરેકની પોતપોતાની રીત પ્રમાણે સૌંદર્ય નક્કી થાય છે.



એક ખાલેશ ગૃહસ્થને નવા ઓફ્રા પર આવતાં લાગ્યું કે આગલા માણસોએ બધાં નકામા કાગળોનો ઢગ કરી રાખ્યો છે. તેણે તે બાળી નાખવા પરવાનગી સારૂ વડીઓફીસમાં તાર કીધો. જવાબ આવ્યો: " હા, નકલ ઉતારીને બધાં બાળી મૂકો !"

× × ×

એક ફેરીઓ:—"દિવાળી પર ભેટ આપવા લાયક સામાન લાવ્યો છું. કંઇ તો લ્યો."

ઘર માલીક—(અધિરાઇથી) "નીકળ અહીંથી, નહિ તો સિમોટી મારીને પોલીસને બોલાઉં છું."

ફેરીઓ:—(શાન્તિથી) "બરોબર સાહેબ ! જુઓ તમને જોઇતી સિમોટી જ મ્હારા પાસે છે."




**રાસકુંજઃ** સંગ્રાહિકાઃ સૌ. શાન્તિબ્હેન ચુનીલાલ બરફીવાળા. મૂલ્યઃ રૂ. ૧–૪–૦, ગુજરાતના જુનાં તેમજ નવાં રાસ, ગીત અને ગરબાનો આ અનુપમ અને દળદાર સંગ્રહ એક બ્હેન તરફથી પ્રકટ થાય છે તે જોઇ અમે અત્યંત આનંદ પામીએ છીએ અને સંગ્રાહિકા બ્હેનને તેમના એ સફળ પ્રયાસ માટે ધન્યવાદ આપીએ છીએ. ચોસઠ જુદા જુદા કવિઓના સુંદર રાસ–ગીતથી ભરેલો લગભગ ૨૫૦ પાનાનો આ ગ્રંથ ગુજરાતના અનુપમ રાસધનની તીજોરી રૂપ બન્યો છે. ગુજરાતની કોકિલકંઠી બ્હેનોનો એ અનુપમ ગરાસ છે. આ રાસસંગ્રહની પ્રસ્તાવના કવિવર ન્હાનાલાલભાઇએ લખી એનું મૂલ્ય અનેકગણું વધારી મૂક્યું છે. એ પ્રસ્તાવના ગુજરાતની બ્હેનો માટે 'રાસ' એક અનુપમ વારસો છે તેની સાબીતિ આપે છે. અત્યાર સુધી આવા સર્વગ્રાહી સંગ્રહની ગુજરાતી સાહિત્યમાં ખોટ હતી તે સંગ્રાહિકા બ્હેને પૂરી .પાડી છે. પુસ્તકનું કદ અને એમાંના ગીતોની સંખ્યા તેમજ છાપકામ જોતાં મૂલ્ય નજીવું જ ગણાય. દરેક સુશિક્ષિત બ્હેન આ સંગ્રહની નકલ વસાવે એમ અમે ઇચ્છીએ છીએ.

**રાસકુંજની સરિગમઃ** તૈયાર કરનારઃ સૌ. શાન્તિબ્હેન ચુ. બરફીવાળા. કીં. રૂ. ૨) ગુજરાતી સામયિકોમાં ખાસ કરી સ્ત્રીવર્ગને સંગીત શિક્ષણ આપવાની પહેલ અમે ભુલતાં ન હોઇએ તો કદાચ અમારા માસિકથી જ થઇ છે એમ કહીએ તો કોઇને આત્મશ્લાઘા લાગશે ? પહેલ અમારી હો કે ન હો પરંતુ સ્ત્રીવર્ગ સંગીત શિક્ષણ તરફ જરૂર જાગૃત થયો છે તેની સાબીતી આ પુસ્તક પુરી પાડે છે. તેમાં પણ સંગીત શિક્ષણ લેવાનું નહિ પરંતુ દેવાનું સાહસ જ્યારે એક બ્હેન તરફથી થાય ત્યારે સૌથી વધારે આનન્દ અમને જ થાય. સૌ. શાન્તિ બ્હેને ઉપર જણાવેલ રાસસંગ્રહ બ્હાર પાડ્યો તે સાથેજ આ સરિગમ પણ બ્હાર પાડી છે. (સરિગમ શાને ? સરગમ કહી હોત તો ?) અનેક "મ્યુઝીક ગાઇડો" ની સરખામણીમાં આ "રાસ–મ્યુઝીક ગાઇડ" પોતાનું અનોખું સ્થાન લેશે. કદાચ ગુજરાતી સાહિત્યમાં આવું શિષ્ટ અને સાહિત્ય સંગીત શિક્ષણનું પુસ્તક આ પહેલું જ છે. અમે એ બ્હેનને અભિનંદન આપીએ છીએ અને તેમના પ્રયાસને સફળતા ઇચ્છીએ છીએ.

**શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય માળાઃ** સંપાદકોઃ રા. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેન. આ માળાના પ્હેલા ચાર સેટ (દરેક છ છ પુસ્તિકાના) ની સમાલોચના અમે અત્યારે પ્હેલાં કરી ગયા છીએ. આ મહિને બે વધુ સેટ સંપાદકોના અથાગ શ્રમનાં સુંદર પરિણામ રૂપે અમારા હાથમાં આવી પડે છે. આ બન્ને સેટની બધીય પુસ્તિકાઓ રા. ગિજુભાઇની સુંદર કલમની પ્રસાદી છે. નં. ૨૫ **શબ્દપોથીમાં** સાદા બે અક્ષરના શબ્દોથી માંડીને પાંચ અક્ષરના જોડાક્ષરી શબ્દો આપ્યા છે. બાળકોનું ભાષાભંડોળ વધારવામાં એ પોથી અત્યંત સહાયરૂપ થશે. નં. ૨૬ **વાક્ય પોથીમાં** એવીજ રીતે વાક્યો અપાય છે. નં. ૨૭ **ચિઠ્ઠીપોથીમાં** ચીઠ્ઠી લખવામાં ઉપયોગી થાય એવાં સાદા વાક્યોથી માંડી અઘરા વાક્યો સુધી અનુકુળ ટાઇપમાં આપ્યાં છે. નં.૨૮ **નાના પાઠોમાં** જુદા જુદા વિષયોનું જ્ઞાન આપતા નાના બાળકોને ઉપયોગી થાય એવા પાઠ છે અને નં. ૨૯ **મોટા પાઠોમાં** મોટા બાળકોને ઉપયોગી થાય એવા પાઠ આપ્યા છે. નં. ૩૦ **નાની વાતો** માં નાના બાળકો હોંસથી વાંચે એવી પશુ પંખીની સાત રસભરી વાતો છે. ચોથા સેટમાં નં. ૩૧ કોરમાં કૌટુમ્બિક પ્રસંગોમાંથી યોજેલી છ બોધક

વાર્તાઓ આપે છે. **નં. ૩૨ આંગણામાં** એવી જ રીતે ૧૦ રસભરી વાર્તાઓ ઘરબહારની બાબતોને લગતી છે. **નં. ૩૩ શેરીમાં** શેરી સાથે સંબંધ ધરાવતી બાબતો વાર્તારૂપે આપી છે. **નં. ૩૪ બાળશાળામાં** શાળાના પ્રસંગો ગુંથી છ વાર્તાઓ આપી છે. **નં. ૩૫ ગામમાં** ગામના જુદા જુદા દૃશ્યોને ગુંથતી બાર વાર્તાઓ છે. **નં ૩૬ ફરવા** જઇએમાં તખ્તેશ્વર, પીલ ગાર્ડન્સ આદિ પાંચ જોવા લાયક સ્થળનાં વર્ણન આપ્યાં છે. એ રીતે આ પુસ્તિકાઓ બાળકોને વિધવિધ પ્રકારનું જ્ઞાન આનંદ સાથે સ્હેલાઇથી મળે એવા ઉદ્દેશથી રચાઇ છે. અગાઉની પુસ્તિકાઓની જેમ આ પુસ્તિકાઓ પણ હજારોની સંખ્યામાં ઉપડી જશે એમાં શંકા ન હોય.

**ગાંડીવ બાલોદ્યાન માળાઃ** પ્રકાશકઃ શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ગુજરાતમાં છેલ્લાં બે ત્રણ વર્ષથી બાલ સાહિત્યનો યુગ મંડાયો છે. સાહિત્યના અન્ય પ્રકાશકોને મુકાબલે બાલસાહિત્યનાં પ્રકાશનોની સંખ્યા અનેક ગણી વધી જાય છે. અત્યારે એ સ્તુત્ય કાર્ય હાથ ધરનાર સંસ્થાઓમાં "ગાંડીવ" પણ અગ્રસ્થાને આવે છે. એ સંસ્થાની માળાના અમને અભિપ્રાયાર્થે મળેલાં ચાર પુષ્પો બાળકોને સ્હેજે ગમી જાય એવાં સુંદર અને આકર્ષક છે. ( ૧ ) **મોતીના દાણા** ( પુષ્પ ૧૭ મું વીણનારઃ રા. નટવરલાલ વીમાવાળા. મૂલ્યઃ ૦-૫-૦ ) માં નાની નાની ૯ મોતીના દાણા જેવી બાલવાર્તાઓ છે. (૨) **એક હતો કુતરો** ( પુષ્પ ૧૮ મું. મૂલ્યઃ ૦-૪-૦ ) માં અંગ્રેજી સાહિત્યમાંથી એ વફાદાર પ્રાણીની વફાદારી અને આત્મભોગ દર્શાવતી સોળ ટુંકી પણ મનોરંજક અને બોધક કથાઓ છે. (૩) **કેરીનાં ભજીયાં** ( પુષ્પ ૧૯ મું. લેખકઃ રા. નટવરલાલ વીમાવાળા. મૂલ્યઃ રૂ. ૦-૩-૦ ) માં ઉંદર, કબુતર વગેરે પશુ પંખીને માણસ જેવાં કલ્પી આકર્ષક ચિત્રો સાથેની એક આખી રસભરી વાર્તા અપાઇ છે. (૪) **નવનીત** ( પુષ્પ ૨૦ મું સંયોજકઃ રા. નટવરલાલ વીમાવાળા. મૂલ્યઃ ૦-૩-૦ ) માં ૧૪ નાની બાળવાર્તાઓ ચિત્રો સાથે આપી છે. એ ચારે પુસ્તકોની સુંદર છપાઇ, આકર્ષક ટબકળ, સુંદર ચિત્રો અને બાળકો હોંશે હોંશે વાંચે એવી ભાષામાં લખાયલી વાર્તાઓ વગેરે જોતાં મૂલ્ય નજીવુંજ ગણાય. જે ઘરમાં બાળક છે તે ઘર આ પુસ્તકો જરૂર વસાવી બાળકોને આનંદ સાથે જ્ઞાનપ્રાપ્તિનું સુંદર સાધન આપે.

**હંસરાણીઃ** બાલશિક્ષણ મંદિર પગથીયું ૧. પ્રકાશકઃ જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબાઇ. કીં. રૂા. ૦-૮-૦ હમણાં હમણાં બાલોપયોગી સાહિત્યનું સર્જન ખુબ થવા માંડયું છે. કેટલીક પ્રકાશન સંસ્થાઓ એ ક્ષેત્રમાં સારૂં કામ કરી રહી છે તેમાં આ એક નવી સંસ્થાનો ઉમેરો થાય છે. આ પુસ્તકમાં બાલકોને આનંદ અને જ્ઞાન આપે તેવી હળવી શૈલીમાં જાદુઇ રાણીની વાર્તા લખવામાં આવી છે અને અરેબીયન નાઇટ્સ જેવા સાહિત્યની કંઇક અંશે ગરજ સારે છે.

**બાલહાસ્યઃ** પ્રકાશકઃ ઉપર પ્રમાણે કીંમત ૯ આના. ઉપરોક્ત મંદિરનું પગથીયું ૨ જુ. પ્રસ્તાવનામાં પ્રકાશક લખે છે તે પ્રમાણે ખરેખર મોટેરાંઓને હાસ્યવિનોદની જેટલી જરૂર છે તેટલી બાળકોને પણ જરૂર છે. એ ઉણપ પુરવા લેખકે આ પ્રયાસ કર્યો છે. પુસ્તકમાં આશરે એક ડઝન બાલવાર્તાઓ છે જેમાંની "ખીચડી રેલ્વે લીમીટેડ" "વંદાબીબીનો વિવાહ" વગેરે વાતો સર્વોત્કૃષ્ટ છે. આ પુસ્તક વાંચતાં બાળકોના નિર્દોષ વદનો પર આનન્દની રેખાઓ, અને હાસ્યનો ખખડાટ જરૂર પથરાશે.

**શરદિનીઃ** લેખકઃ રા. જનાર્દન પ્રભાસ્કર મૂલ્યઃ રૂ. ૦-૧૦-૦ આ રાસસંગ્રહના લેખક ગુજરાતના વાચકોમાં સારી રીતે જાણીતા છે. ખાસ કરીને "ગુણસુંદરી"ના વાચકોને એમનો પરિચય આપવાની જરૂર નથી. એમણે લખેલા સુંદર રાસનો આ નાનકડો સંગ્રહ ગુજરાતની બહેનોને જરૂર પ્રિય થઇ પડશે. આ સંગ્રહની પ્રસ્તાવના જાણીતાં લેખિકા સૌ. લીલાવતી મુન્શીએ લખી છે, એ એનું એક ખાસ આકર્ષણ ગણાય.

**ગીતસંગ્રહઃ** સંગ્રાહકઃ રા. સીતારામ નથુભાઇ. પ્રકાશકઃ શ્રી ચરોતર એજ્યુ. સોસાયટી, આણંદ. મૂલ્યઃ ૦-૨-૦ એક વર્ષના અરસામાં આ ગીતસંગ્રહની બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડે છે. તે ઉપરથી એની ઉપયોગીતા સમજાશે. સ્વ. અંબાલાલ કાલીદાસ પટેલના સ્મારક તરીકે

પ્રકટ થયેલો આ સંગ્રહ પાટીદાર બ્હેનોને ફક્ત એક આનામાં મળે છે. લગભગ ૬૦ ગીત-રાસ એમાં જુદા જુદા લેખકોના લખેલાં છે. એનાં પ્રમાણમાં મૂલ્ય નજીવું જ ગણાય. જે બ્હેનો પહેલી આવૃત્તિની નકલ ન મેળવી શકયાં હોય તેઓ પોસ્ટેજના એક આના સાથે કુલ ત્રણ આના મોકલી જરૂર એ મંગાવી લે.

**શક્તિનું સંસ્કરણ:** શ્રી ભાવનગર સ્ત્રી-કેળવણી મંડળ અને શ્રી મહિલા વિદ્યાલયે ૧૯૨૭-૨૮ ના વર્ષમાં કરેલી પ્રવૃત્તિ અને પ્રગતિનો આ અહેવાલ એ સંસ્થાઓની ઉપયોગીતાની ઝાંખી કરાવે છે. કર્વે મહિલા વિદ્યાપીઠના ધોરણને લક્ષમાં રાખી યોગ્ય ગૃહિણી અને સહધર્મચારિણી બનવાનું કન્યાઓને શિક્ષણ આપતી આ એકજ નમુનેદાર સંસ્થા આખા કાઠિયાવાડમાં છે. એના શિક્ષણ-ક્રમમાં ભાષાજ્ઞાન ઉપરાંત ગૃહવિજ્ઞાન અને લલિત-કળાનો સમાવેશ થાય છે. થોડા વિષયો જ શીખવા ઇચ્છનાર બ્હેનો માટે પણ આ સંસ્થા સગવડ કરી આપે છે. શાળાના અભ્યાસ ઉપરાંત ચર્ચા મંડળ, નાટ્ય પ્રયોગો, પર્યટનો, રાસોત્સવ વગેરે પ્રવૃત્તિઓ યોજી બ્હેનોને વ્યવહાર જ્ઞાન આપવાના અને નાગરિક ભાવના પોષવાના પ્રયત્નો થાય છે. સૌ. વિનોદિની યાજ્ઞિક, સૌ. જયાબ્હેન દાણી, કુ. જ્યોતિર્બાલા હોરા, અને સૌ. તાપીબ્હેન જીવણલાલ વગેરે બ્હેનો તેમજ રા. અમૃતલાલ દાણી, રા. બલવન્તરાય મ્હેતા, તેમજ બીજા ભાઇઓ આ સંસ્થાના કાર્ય પાછળ અથાગ શ્રમ લઇ રહ્યાં છે તે માટે તેમને ધન્યવાદ. બ્હારગામથી આવતી કન્યાઓ માટે છાત્રાલયની સગવડ પણ કરવામાં આવી છે. આવી ઉપયોગી સંસ્થા નાણાની તંગી વેઠે એ કાઠિયાવાડના ધનિકોને શરમાવે એવી બીના છે. અમે ઇચ્છીએ છીએ કે સ્ત્રી-કેળવણી અને પ્રગતિ ઇચ્છની પ્રત્યેક વ્યક્તિ આ સંસ્થા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવે.

**પ્રતાપ: દીપોત્સવી અંક:** તંત્રી: રા. કાલીદાસ શેલત. મૂલ્ય: ૦-૮-૦. સુરતથી પ્રકટ થતા પ્રસિદ્ધ અઠવાડીકનો આ દીવાળી અંક તેના આગલા દીવાળી અંકોની હરોળમાં ઉભે એવો સુંદર અને ઉપયોગી બન્યો છે. ગુજરાતના અનેક [illegible] આલેખનકૃતિઓ આ અંકને વૈવિધ્ય અને ઉપયોગીતા અર્પે છે અને એ બધી રસસામગ્રી ભેળી કરવા માટે તંત્રીને કેટલો શ્રમ પડ્યો હશે તેની ઝાંખી કરાવે છે. રા. ભાઇ તનસુખના ચિત્રો એ ઉપયોગી રસસામગ્રીને આકર્ષકતા અર્પી અંકનું મૂલ્ય વધારે છે. વાચકને એમાંથી આનંદદાયક તેમજ મનનીય અનેક કૃતિઓ મળી રહે છે.

**ગાંડીવ: સાલ મુબારક અંક:** તંત્રી: રા. નટવરલાલ વીમાવાળા. મૂલ્ય: ૦-૧૨-૦. સુરતના આ અઠવાડીકનો ખાસ અંક પણ વિધવિધ પ્રકારની ઉપયોગી અને મનનીય રસસામગ્રીથી ભર્યો છે. સુરત કલ્લાની ઐતિહાસિક શૌર્યભરી કથા તેમજ દંતકથા આ અંકનું ખાસ આકર્ષણ છે. ગુજરાતના જાણીતા લેખકોની પણ એમાં અનેક કૃતિઓ છે. સુરતના હુલ્લડનું નિર્દોષ બલિદાન ચિત્રકાર સ્વ. રસિકની ચિત્રકૃતિઓ અંકને વધારે આકર્ષક બનાવે છે. વચ્ચેની જાહેરખબરો રંગીન કાગળ પર લેવાને બદલે સફેદ કાગળ પર લેવાઇ હોત તો વધારે ઠીક થાત.

**બાલમિત્ર (વાર્ષિક અંક):** તંત્રી: રા. ચન્દ્રશંકર મ. ભટ્ટ. પ્રકાશક: શ્રી ચરોતર એજ્યુ. સોસાયટી, આણંદ, મૂલ્ય: રૂ. ૧-૦-૦. બાલકો માટેના સૌથી સુંદર અને અગ્રગણ્ય માસિક "બાલમિત્ર" ના સંચાલકોએ ગયે વર્ષે વાર્ષિક અંક પ્રકટ કરી જે કીર્તિ સંપાદન કરી હતી તે આ અંક સર્વાંશે ટકાવી રાખે છે. બાલસાહિત્યના સિદ્ધહસ્ત લેખક રા. ચન્દ્રશંકર ભટ્ટના તંત્રીપદે જેવા અંકની આશા રાખી શકાય તેવો સર્વાંગ સુંદર, આકર્ષક અને ઉપયોગી આ અંક બન્યો બન્યો છે. મહાત્મા ગાંધીજીથી માંડીને ગુજરાતના જાણીતા લેખક લેખિકાની લગભગ ૫૦ કૃતિઓ ગીત, વાર્તા, પ્રવાસવર્ણન વગેરેથી આ અંક ખીચોખીચ ભર્યો છે. ભાઇ રવિશંકર પંડિતના આકર્ષક ચિત્રો એ કૃતિઓને અત્યંત આકર્ષક સ્વરૂપમાં રજુ કરે છે. માબાપો આ અંક પોતાના બાળકોને નવા વર્ષની ભેટ તરીકે જરૂર આપે.

**બાલજીવન: દીવાળી અંક:** તંત્રી: રા. રમણલાલ નાનાલાલ શાહ વા. લ. ર. ૩. બાળકોના માસિક તરીકે "બાલજીવન" પણ આજ વર્ષો થયાં સારી સેવા બજાવે છે. એ માસિકનો દીવા-

બીજો અંક બાળકોને ગમી જાય એવાં કાવ્યો, વાર્તાઓ, જીવન ચરિત્ર વગેરે સામગ્રીથી ભરેલો હોઇ સંખ્યા બંધ ચિત્રોથી શણગાર્યો છે. બાળકો એ અંક હોંસથી વાંચશે.

**પોરવાડ બન્ધુઃ સ્ત્રી–બાળક અંકઃ** તંત્રી. રા. શ્રીજરતનલાલ જ. અક્કડ. વર્ષ ૭; અંક ૨. વા. લ. રૂ. ૨–૦–૦ આ જ્ઞાતિ માસિકનો કાર્તિકનો અંક સ્ત્રી–બાળક અંક તરીકે પ્રકટ થાય છે. એમાનો સ્ત્રીવિભાગ મોટે ભાગે એ જ્ઞાતિની બ્હેનોના સ્ત્રી ઉપયોગી લેખોથી જ ભરેલો છે. કુલ ૧૭ બ્હેનોએ એ વિભાગમાં ફાળો આપ્યો છે બાળ વિભાગમાં પણ એજ રીતે ત્રણ બ્હેનોનો ફાળો છે. લેખો સામાજીક, કેળવણી તેમજ આરોગ્ય વિષયક હોઇ અત્યંત મનનીય છે. જ્ઞાતિપત્રોમા આ માસિક આ ઉમદા અંકથી જરૂર નવી ભાત પાડે છે અને ઘણાંને માર્ગદર્શક થશે. એ અંકના સફળ શ્રમ માટે અમે તંત્રીને ધન્યવાદ આપીએ છીએ

**કલાપી** ( ત્રિમાસિક ) : તંત્રી રા જમન વર્ષ ૧; અંક ૧. દીપોત્સવી અંક. વા લ રૂ. ૨–૦–૦ શ્રી. ભટ્ટી સેવા સમાજ તરફથી પ્રકટ થતુ આ ત્રિમાસિક પોતાની કારકીર્દિની શરૂઆત દીવાળી અંકથી કરે છે. આ અંક વાર્તા કાવ્ય અને લેખની વિધવિધ સામગ્રીથી ભરેલો છે અને એમાં ગુજરાતના કેટલાક જાણીતા સાક્ષરોએ ફાળો આપ્યો છે. અનેક સંસ્થાઓને એ સમાજે પોતાના નાટ્ય પ્રયોગથી અત્યાર પ્હેલાં મદદ કરી છે અને આ ત્રિમાસિક દ્વારા પણ તેઓ ઉગતા લેખકોને ઉત્તેજન આપવા ઇચ્છે છે. એમની એ અભિલાષા સફળ થાઓ.

**સીનેમા અને રંગભૂમીઃ** દીવાળી અંકઃ તંત્રીઃ રા. સુંદરજી પંડયા. મૂલ્યઃ ૦–૪–૦ આ અઠવાડીકનો દીવાળી અંક સીનેમાને લગતા લેખોથી અને સીનેમાના નટ, નટીઓ અને ડાયરેકટરોના ફોટોથી ભરપૂર છે. એક બે લેખો સીનેમા કે રંગભૂમિ સાથે કશોય સંબંધ ધરાવતા નથી છતાં ઘુસ્યા છે. સીનેમાના શોખીનોને આ અંકમાંથી ઘણી બાબતો જાણવાની મળશે.

**સુદર્શનઃ** તંત્રીઃ રા. બહુભાઇ ઉમરવાડીઆ. પુ. ૧; અંક ૧–૨. વા. લ. રૂ. ૩–૧૨–૦. ૧૯૮૫ ના નૂતન પ્રભાતથી ભાઇ ઉમરવાડીઆ એ આ "સુદર્શન" ફેરવવાની શરૂઆત કરી છે. આ નવા સાપ્તાહિક મારફત એ ભાઇ અન્ય વિષયોના મનનીય લેખો ઉપરાંત સામાજીક અને રાજકીય સટા ઉપર સુદર્શન ચક્ર ફેરવવાનો ઉદ્દેશ રાખે છે. એમનો એ સ્તુત્ય ઉદ્દેશ સફળ થાય એમ ઇચ્છીએ છીએ.

**સાભાર સ્વીકારઃ** (૧) **હિન્દુત્વઃ** તંત્રીઃ રા. અં. ચુ. પરીખ વ. ૧; અંક ૩–૫ વા લ. રૂ. ૪–૦–૦ (૨) **સમાજ સેવકઃ** બ્ર. રા. ગો. ઠી. ઠક્કર. વ. ૫; અંક ૪. વા. લ. રૂ. ૧–૪–૦. (૩) **ગૃહઉદ્યોગઃ** તંત્રીઃ આ મ. જે. ગજ્જર. વ. ૧; અંક ૨. વા. લ. રૂ. ૪–૦–૦ (૪) **પાટીદારઃ** તંત્રીઃ રા. ન. ઇ. પટેલ. વા. ૫; અંક ૧૨; વ. ૬; અંક ૧; વા. લ. રૂ. ૨–૦–૦ (૫) **કપોળઃ** તંત્રી. રા. મ્રુ. ક્ પારેખ અને રા. પુ. લ. મુનિ. વ. ૫; અંક ૧૧ વા. લ. રૂ. ૩–૦–૦ (૬) **યશોદાઃ** તંત્રીઃ રા મ. ન. દોશી. વ. ૧; અંક ૧૦. વા. લ. રૂ. ૨–૦–૦ (૭) **પ્રચારકઃ** બ્ર સ્વા. ધર્માનંદજી. પુ. ૩; અંક ૧૦. વા. લ. રૂ. ૧–૮–૦. (૮) **જાગૃતિઃ** તંત્રીઃ રા. ધી. કે. તુરખીયા અને રા તા. લ. દાણી વ ૪; અંક ૧૧, વા લ રૂ ૨–૦–૦. (૯) **વનિતા વિજ્ઞાનઃ** તંત્રીઃ શ્રી. બાળગૌરી મુન્શી અને શ્રી. શિવગૌરી ગજ્જર. વ. ૨૦; અંક ૭–૮. વા. લ રૂ. ૧–૮–૦. (૧૦) **ક્ષત્રિય હિતેચ્છુઃ** તંત્રીઃ રા છ. ન. રૂપાવાલા. વ ૧; અંક ૭–૮. વા. લ. રૂ. ૧–૦–૦ (૧૧) **આરોગ્ય દર્પણઃ** પ્ર ઉંઝા ફાર્મસી, વ ૪; અંક ૧. (૧૨) **અહેવાલઃ** સમાજ સેવા મંડળ, મોમ્બાસા ૧૯૨૭. (૧૩) **અહેવાલઃ** શ્રી પાટીદાર સ્ત્રીમંડળ, મુંબાઇ, ૧૯૨૫ થી ૧૯૨૮ (૧૪) **વાર્ષિક નિવેદનઃ** શ્રી શિવાજી પુસ્તકાલય, બ્યારા–૧૯૮૪, (૧૫) **અંત્યજ પ્રેમીઓનેઃ** પ્ર. રા. બળવંતરાય ગોપાળજી રહેતા, ભાવસાર. (૧૬) **ગાંડીવઃ** તંત્રીઃ રા નટવરલાલ વીમાવાળા. વર્ષ ૬; અંક ૧૮–૨૦ વા. લ. રૂ. ૪–૦–૦.






# સ્ત્રી જગત્

## હિન્દ.

**બાનુ મેજીસ્ટ્રેટો અને બાળકો:** ઓનરરી મેજીસ્ટ્રેટોના મંડળના પ્રમુખ શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસે વીલીંગ્ડન ક્લબમાં ના. ગવર્નરને નોતર્યા હતા. આ પ્રસંગે તેમણે બાનુ મેજીસ્ટ્રેટોના કાર્યની મુકતકંઠે પ્રશંસા કરી હતી. એ બ્હેનો બાળકો માટેની અદાલતમાં મેજીસ્ટ્રેટ મી. ઠક્કર સાથે બેસી કીમતી મદદ આપે છે અને માતાના સ્નેહથી ગુન્હેગાર બાળકોને સુમાર્ગે ચડાવવા ઉપાયો યોજે છે. બાળકો માટેનો કાયદો અમલમાં મુકવામાં જે સફળતા મળી છે તે તેમની સહાય અને સહાનુભૂતિને આભારી છે.

**બાળકો માટે હોસ્પીટલ:** મુંબાઇમાં બાળકો માટેની નવી નમુનેદાર હોસ્પીટલ સર બેરામજી જીજીભાઇની ઉદાર સખાવતને પરિણામે બંધાઇ તા. ૧૪ મી નવેમ્બરે ના. ગવર્નરને હાથે ખુલ્લી મુકાઇ છે. હોસ્પીટલ દરેક પ્રકારના સાધનોથી ભરપૂર છે અને લાંબા સમયની ખોટ પૂરી પાડશે.

**લાલાજી માટે ખેદ:** સાયમન કમીશનનો બહિષ્કાર કરવાની આગેવાની લેતાં એ વયોવૃદ્ધ દેશભક્તને પોતાના હૃદય પર પોલીસની લાઠીઓ ઝીલવી પડી જેને પરિણામે તેમનું અવસાન થયું છે. એ દેશભક્તના અવસાન માટે આખા હિંદે શોક દર્શાવ્યો છે. મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રીસભાએ તા. ૨૩ મી નવેમ્બરે ઝીણા હોલમાં સભા ભરી પોતાની અત્યંત શોકની લાગણી દર્શાવી હતી. સાન્ટાક્રુઝમાં શ્રી. ગુ. હિં. સ્ત્રી મંડળે પણ શોક દર્શાવવા સભા બોલાવી હતી. મર્હુમના આત્માને પરમ શાન્તિ મળે એવી અમારી પ્રાર્થના છે.

**નવાં ગ્રેજ્યુએટ:** મુંબાઇ યુનીવરસીટીની ઓક્ટોબર માસમાં લેવાયલી બી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ત્રણ બ્હેનો શ્રી ચંદ્રકાન્તા મ. દોશી, શ્રી. કૃષ્ણાબાઇ ગુપ્તે અને ધનબાઇ દાદાચાનજી પાસ થયાં છે. બ્હેન ચંદ્રકાન્તા કાઠિયાવાડમાંથી ગ્રેજ્યુએટ થનાર પ્હેલાંજ ગુજરાતી બ્હેન છે. તેમના દાદા રાજકોટના દિવાન હતા; તેમના પિતા બેરીસ્ટર હતા. એ બ્હેને પણ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો છે. પિતાના અવસાન પછી માતાની કાળજી અને પ્રોત્સાહને તેમને શિક્ષણનો માર્ગ સરળ કરી આપ્યો. એ વ્હાલસોઇ માતા પુત્રીને ગ્રેજ્યુએટ જોવા રહી ન શક્યાં; ગયે વર્ષે જ તેમનું અવસાન થયું. છતાં બ્હેન ચંદ્રકાન્તાએ અભ્યાસ જારી રાખી માતપિતાનું યોગ્ય શ્રાદ્ધ કર્યું છે, તે માટે અમારાં અભિનંદન

**વકીલાતની પ્હેલી પરીક્ષા:** ત્રણ બ્હેનો મુંબાઇ યૂનીવરસીટીની ઓક્ટોબર માસમાં લેવાયલી પ્હેલી એલએલ. બી. પરીક્ષામાં પાસ થયાં છે: (૧) શ્રી. કાવેરી ચૌધરી; (૨) શ્રી. તારામતી પી. પટેલ; અને (૩) જમના સા. શાહાની. એ પરીક્ષા પાસ કરનાર પ્હેલાં ગુજરાતી મહિલા તરીકે બ્હેન તારામતી પટેલને અમે અભિનંદન આપીએ છીએ.

**સ્ત્રીઓ માટે ફરતું પુસ્તકાલય:** શ્રી લોહાણા સ્નાતકમંડળ તરફથી આવા પુસ્તકાલય માટે યોજના થઇ છે અને એ કાર્ય માટે સૌ. બ્હેન કમળા નંદલાલે પોતાના સ્વર્ગસ્થ પિતાના નામે રૂ. ૨૫૦) ની રકમ આપી છે, જે માટે એ બ્હેનને ધન્યવાદ આપીએ છીએ. આ પુસ્તકાલયની પેટીઓનો લાભ લેવા જે બ્હેનો ઇચ્છતા હોય તેમણે મંડળના મંત્રીને, દવાવાળા બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨ ને સરનામે લખવું.

**કંચનગૌરી સુવાડખાનું:** ગુજરાતી હિંદુ બ્હેનોના લાભાર્થે શેઠ મંગળદાસ ગીરધરદાસની ઉદારતાથી ચાલતા આ સુવાવડખાનાએ ત્રીજા

વર્ષમાં સુંદર કામ કર્યું છે અને લાંબા સમયની ખોટ પૂરી પાડી છે. પ્હેલા વર્ષમાં ફક્ત ૨૭ સુવાવડો થઇ હતી. જ્યારે બીજા વર્ષમાં ૧૩૪ થઇ હતી, એમાંના ૪૧ કેસમાં બીલકુલ ફી લેવામાં આવી ન હતી. ફી આપનારપાસે પણ ૧૨ દીવસના ફક્ત રૂ. ૩૦ લેવાય છે. ડો. મિસિસ દેસાઇ, અને ડા. મીસ ઠાકોર આ સંસ્થાને અંગે સ્તુત્ય સેવા કરી રહ્યાં છે. કમિટિએ ઘેરઘેર ફરીને બાળકો અને તેમની માતાઓની તંદુરસ્તી માટે ઉપાયો લીધા હતા ગુજરાતી બ્હેનો માટે આ સંસ્થા આશીર્વાદરૂપ છે

**ગૃહઉદ્યોગોની તાલીમઃ** શાળામાં કન્યાઓને અને બાળકોને આપવા સંબંધી ચર્ચા મુંબાઇ મ્યુ. ની સ્કુલ્સ કમિટિમાં થઇ હતી. એ સંબંધી નીમેલી સબ–કમિટિએ એવી ભલામણ કરી છે કે કન્યાઓને ગુંથણ, શીવણ, અને ગૃહવિજ્ઞાનની તથા છોકરાઓને સુતારકામ, વણાટકામ અને ચોપડી બાંધવાના કામની તાલીમ આપવી. કમિટિએ આ રીપોર્ટ બહાલ રાખ્યો છે.

**મહિલા મંડળ ( પરેલ )** તરફથી ઘેર ઘેર ફરી દીવાળીની બોણીની રૂ. ૫૩૫-૮-૦ ની રકમ ૩૫ બ્હેનોએ ગયે વર્ષે ઉઘરાવી હતી. આ વર્ષે પણ તેજ પ્રમાણે બ્હેનોએ સેવા કરી છે. મુંબાઇના સમાજસેવા સંઘની શાખા તરીકે સ્ત્રીઓની કેળવણી માટે એ મંડળ પરેલ, તેમજ પરાંઓના વિભાગમાં સ્તુત્ય સેવા બજાવે છે. પરેલ અને વીલેપાર્લેમાં મંડળ તરફથી શિક્ષણવર્ગો જુદા જુદા વિષયોના ચલાવાય છે. મંડળને નાણાંની ઘણી તંગી જણાય છે. ઉદાર દીલના બ્હેનો અને ભાઇઓ જરૂર મંડળને મદદ કરે.

**કચ્છી જૈન યુવક સંમેલનની** બેઠક નવેમ્બરની શરૂઆતમાં મુંબાઇમાં મળી હતી. સ્વાગતાધ્યક્ષ શેઠ શામજી હેમરાજ અને પ્રમુખ રા. સા. ગોવિંદજી ખીમજી હતા. તેમણે પોતાના ભાષણમાં વિધવા આશ્રમો સ્થાપવાની, કેળવણી ફરજિયાત કરવાની અને લગ્ન માટે કન્યાનું વય ૧૩ થી ૧૫ અને વરનું વય ૧૮ વર્ષથી ઓછું નહિ રાખવાની તેમજ માંગલિક પ્રસંગના ખરચો ઘટાડવાની હિમાયત કરી હતી. વૃદ્ધવિવાહ માટે કુમારિકા સાથે લગ્ન કરવાને ૪૫ વર્ષની ઉમ્મરની હદ તેમણે જણાવી હતી.



સુરતમાં સ્થપાયેલ ગર્લ ગાઇડ્ઝ

**સરકારી વિચિત્રતાઃ** કન્યાઓના શિક્ષણ માટે ગૃહવિજ્ઞાન સંબંધી પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા માટે પુસ્તકો અને લેખકોની પસંદગી કરવા માટે નીમેલી કમિટિમાં મિસિસ ગુલબાઇ પોર્ટનની જગ્યાએ સરકારે મીસ ક્લેરા ક્લુસને નીમ્યાં છે. ગુજરાતી લેખકો અને પુસ્તકોની પસંદગી માટે અંગ્રેજ બાનુની નીમણુક કરનાર સરકારની વિચિત્રતા માટે શું કહેવું ? એમની અમલદારીના ઘેનવાળી આંખે સુશિક્ષિત ગુજરાતી બ્હેનો એમને દેખાઇજ નહિ !

**દાઝી જવાથીઃ** દાઝીને મરણ પામવાના કેસે

સ્ત્રીઓમાં હજી બનતાજ રહે છે. મુંબાઇમાં એવા બે કેસ હમણાં થયા છે. જુના મોદીખાના પર એક હિંદુ બ્હેન કેરોસીનનો દીવો સળગાવતાં અને ડુંગરી પર એક મુસ્લીમ બ્હેન સગડી સળગાવતાં દાઝી મરણ પામી છે. સ્ત્રીઓએ પોતાના પોશાકમાં યોગ્ય ફેરફાર કરવા માટે નિર્ણય કરવા એક ખાસ પરિષદ ભરવી જોઇએ !

**ગર્લ ગાઇડસઃ** સુરતમાં તા. ૬ ઠ્ઠી નવેમ્બરે નગીનચંદ હોલમાં કલેકટરના પત્નીના હાથે ગર્લ ગાઇડસની સ્થાપના થઇ. આ પ્રસંગે ગં. લેડી વિદ્યાબ્હેન નીલકંઠ પણ હાજર હતાં અને તેમણે ગર્લગાઇડની પ્રવૃતિ વિષે ભાષણ આપ્યું હતું એ મંડળમાં ગાઇડસ તરીકે જોડાયલી હિંદુ, પારસી અને મુસ્લીમ બ્હેનોનો ફોટો અમે પાછળ આપીએ છીએ.

**ભંગીઓના ઉદ્ધાર માટેઃ** નવસારીમાં ઠક્કર બાપાની હાજરીમાં ભંગીઓની એક સભા મળેલી, આ પ્રસંગે શ્રી. બ્હેન શેઠના, શ્રી લીલાવતી દેશાઇ અને શ્રી આનંદીબાઇ પાઠકે ભંગીઓમાં જાગૃતિ લાવવા સરસ બોધ આપેલો. ભંગી બાળકો અને બાળકીઓએ મીઠી હલકે ભજન ગાઇ શ્રોતાઓને આનંદ આપ્યો હતો.

**વડોદરા રાજ્ય પ્રજા મંડળની** સાતમી બેઠક વડોદરામાં તા ૪ થી નવેમ્બરે દરબારશ્રી ગોપાલદાસ દેસાઇના પ્રમુખપદે મળી હતી. સૌ. શારદાબ્હેન મ્હેતા સ્વાગતાધ્યક્ષ હતાં. તેમણે પોતાના ભાષણમાં વડોદરા રાજ્યની આંતરિક સ્થિતિનો સચોટ ખ્યાલ આપ્યો હતો, અને ખાસ કરીને કેળવણી અને સમાજ સેવાની હિમાયત કરી હતી. આ પ્રસંગે સ્વદેશી હુન્નર ઉદ્યોગની વસ્તુઓનું એક પ્રદર્શન પણ ભર્યું હતુ જે સૌ. ભક્તિલક્ષ્મી દેસાઇને હાથે ખુલ્લું મૂકાયુ હતુ

**સમાજની ભઠ્ઠીમાં :** ભાટલામાં એક વણિક બ્હેને ૨૨ વરસની ઉમ્મરે સગર્ભાવસ્થામાં કુવે પડી આપઘાત કર્યો. કહેવાય છે કે એ બાઇને અસહ્ય ત્રાસ હતો.

**ઉદાર સખાવત :** ગુજરાતી બ્હેનોમાં ઉદાર સખાવતો કરનાર તરીકે કપોળ બ્હેનો આગેવાની ભોગવે છે. હમણાંજ એક કપોળ બ્હેને પોતાના સ્વર્ગસ્થ પતિનું નામ જાફરાબાદની મીડલસ્કુલ સાથે જોડવા માટે રૂ. ૩૦૦૦૦ ની રકમ કાઢી આપી છે. એ બ્હેનને અમે ધન્યવાદ આપીએ છીએ.

**ભાવનગર પ્રજા પરિષદની** બેઠક તા. ૩જી ૪થી નવેમ્બરે બોટાદમાં રા. હરજીવન મ્હેતાના પ્રમુખપદે મળી હતી. રાજકીય બાબતોને લગતા ઠરાવો ઉપરાંત પરિષદે બાળલગ્ન અને વૃદ્ધલગ્ન ની અટકાયત વિષે ઠરાવ કર્યો હતો. એ ઠરાવમાં લગ્ન માટે વર કન્યાનું વય અનુક્રમે ૨૦ ને ૧૬નું રાખવાની અને ૪૫ વરસની ઉમ્મરનો પુરૂષ કુમારિકા સાથે પરણી ન શકે એવો કાયદો ઘડવાની રાજ્યને ભલામણ કરી હતી.

**ઝનાના હોસ્પીટલ :** ધોરાજીમાં સ્ત્રીઓ માટે એક હોસ્પીટલ સ્થાપવા માટે શેઠ હાસમ જાનુએ રૂ ૪૫૦૦૦૦, શેઠ હાજી વલી હસન દાદાએ રૂ. ૧૦૦૦૦૦ અને શેઠ હાજી જમાલ નુરમહમદે રૂ. ૫૦૦૦૦ ઉદાર હૃદયે કાઢી આપ્યા છે. એ ત્રણે દાનવીરોને અમારા અભિનંદન !

**બાળલગ્નની** અટકાયત માટે પોરબંદર રાજ્યે એક નિયમ ઘડી ફરમાવ્યું છે કે ૧૩ વરસની નીચેની કન્યા અને ૧૮ વર્ષની નીચેના છોકરાના લગ્ન બંધ કરવા. એ નિયમનો ભંગ કરનારને એક માસની કેદ અને રૂ. ૧૦૦ના દંડની સજા થશે.

**સ્ત્રી-કેળવણી મંડળ, (માલવણ)** તરફથી એક નમુનેદાર કન્યાશાળા રાષ્ટ્રીય ધોરણે છેલ્લાં ૧૪ વર્ષથી ચાલે છે. સંસ્થાનો ઉદ્દેશ કન્યાઓ ભવિષ્યમાં ઉત્તમ ગૃહિણી અને સમાજ-સેવિકા બની શકે એવી તાલીમ આપવાનો છે અત્યાર સુધીમાં દસ કન્યાઓએ એ સંસ્થામાં શિક્ષણ મેળવ્યું છે અને તે બ્હેનો સમાજસેવાના કાર્યમાં જોડાયાં છે. સંસ્થાને મકાન માટે રૂ. ૨૦૦૦૦ ની જરૂર છે જે માટે તેમણે રૂપીઆ ફંડ ખોલ્યું છે.

**ગ્વાલીઅરના મહારાણી** સાહેબાને સી. આઇ. નો ખીતાબ આપવાની ક્રિયા ત્યાંના રેસીડન્ટે એક મોટા દરબાર સમક્ષ કરી હતી. પડદામાં ઉછર્યા છતા એ રાજમાતા રાજકાજના સારાં અનુભવી છે અને પોતાના પુત્રની સગીર વય દરમિયાન તેમણે રાજકારભાર બાહોશીથી ચલાવ્યો છે.

**મુસ્લીમ બ્હેનોઃ** હિંદ માટે સંસ્થાનો જેવું બ્રિટિશ રાજ્યના છત્ર હેઠલ સ્વરાજ માંગવું કે તદ્દન સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય અહિં સ્થાપવું

તે વિષેની ચર્ચા મુસ્લીમોની એક પરિષદમાં સંયુક્ત પ્રાંતોમાં થઇ હતી. પરિષદમાં મતભેદ પડયો. ઉપર ગેલેરીમાં પડદામાં બેઠેલી બ્હેનોએ પ્રમુખને એક ચીઠ્ઠી લખી મોકલી કે ' જો તમે મરદો સંપૂર્ણ સ્વતંત્રતા માટેનો ઠરાવ નહિ કરો તો અમારે નીચે ઉતરી તમારી જગ્યા લેવી પડશે. ' આની અસર તુરતજ થઇ અને સંપૂર્ણ સ્વતંત્રતા માટેનો ઠરાવ પસાર થયો. (૨) પંજાબની મુસ્લીમ બ્હેનોની એક પડદા પરિષદ લેડી ઝુલ્ફીકારઅલીના પ્રમુખપદે લાહોરમાં તા. ૯ મી નવેમ્બરે મળી હતી. તેમણે જણાવ્યું કે સ્ત્રીઓને કેળવણી આપી તેમની ઉન્નતિ નહિ સાધો ત્યાં સુધી પુરુષ અપૂર્ણ જ રહેશે. પરિષદે બાળલગ્ન બંધ કરવાના અને સ્ત્રીઓની આરોગ્ય-સ્થિતિ સુધારવાના ઠરાવો કર્યા હતા.

### એશિયા.

**ચીનમાં નવો લગ્ન-ધારો:** ચીનની રાષ્ટ્રીય સરકારે એક નિયમ ઘડી ફરમાવ્યું છે કે કન્યાની માતા વર પાસેથી ૧૫૦ ડોલરથી વધુ રકમ લઇ શકે નહિ. જો છોકરી વિધવા હોય તો ૧૦૦ ડોલરથી વધુ ન મળે. કન્યાવિક્રય અતિશય પ્રમાણમાં વધી ગયો હતો તેના પર અંકુશ મુકવા આ ધારો ઘડાયો છે.

### આફ્રિકા.

દક્ષિણ આફ્રિકામાં યુરોપીઅન સ્ત્રીઓ મતાધિકાર માટે લડત ચલાવી રહી છે. તેમના અત્યાર સુધીના પ્રયત્નોને નિષ્ફળતા મળવાથી તેમણે પોર્ટ ઇલીઝાબેથમાં એક પરિષદ ભરી ઠરાવ કર્યો છે અને અધિકારીઓને ધમકી આપી છે કે અમને મતાધિકાર આપો નહિ તો અમારે ઇંગ્લાંડમાં સ્ત્રીઓએ કર્યું હતું તેમ તમને પજવવા પડશે

### યુરપ.

બાળલગ્ન બીલ સંબંધી પાર્લામેંટમાં ચર્ચા ચાલી હતી. મી. થર્ટલે નાયબ હિંદી પ્રધાનને જણાવ્યું હતું કે હિંદમાં લગ્નવય વધારવા સંબંધી જે બીલ વડી ધારાસભામાં રા. સા. શારદાએ આણ્યું છે તેને ઉડાવી દેવાના પ્રયત્નો સરકારી પ્રતિનીધિઓ કરે છે માટે તેમને તેમ કરતા અટકાવવા. પ્રધાનજીએ હંમેશ મુજબ એ બાબતમાં માથું મારવાની ના પાડી હતી.

*ઇંગ્લેંડ:* સ્ત્રી-એન્જીનીઅરોના મંડળની પરિષદ શીફીલ્ડમાં ઓક્ટોબરની શરૂઆતમાં મળી હતી. એ મંડળના પ્રમુખ મિસિસ વીલ્સને ૧૦ વર્ષની ઉમ્મરે મીલમાં નોકરી કરવાથી શરૂઆત કરી હતી. સદ્દભાગ્યે તે સ્મીથ, બાર્કર અને વીલ્સનની કંપનીના ભાગીદાર મી. વીલ્સનને પરણ્યાં અને યંત્રો સંબંધી જ્ઞાન મેળવ્યું. લડાઇ દરમિયાન એ કંપનીના કામદારો તરીકે તેમણે સ્ત્રીઓને મોટી સંખ્યામાં રાખી હતી. અત્યારે એ મહિલા કંપનીનો સૌથી વડો ઓહ્દો સાચવે છે. પરિષદમાં મીસ ફ્લોરેન્સ વીવરે ધાતુઓ સંબંધી નિબંધ વાંચ્યો હતો. મિસિસ ઇંગલબી નામે મહિલા એમના પતિ સાથે લીડઝમાં વીજળીનું કારખાનું ચલાવે છે. એ સિવાય જોખમદાર ઇજનેરી ઓહ્દા સાચવતી બીજી અનેક મહિલાઓએ એમાં ભાગ લીધો હતો.



સીટલ ( અમેરિકા ) માં
**એક સાથે જન્મેલાં ત્રણ બાળકો.**

**વિમાનમાં:** વિમાનના કાર્યમાં જે સ્ત્રીઓ ભાગ લઇ રહી છે તેમાં લેડી હીથનું નામ સૌથી મોખરે આવે છે. એ બાનુએ હમણાંજ સૌથી ઉંચે ઉડવાનો અખતરો કરી બતાવી પુરુષ-વિમાનીને પણ ઝાંખા પાડયા છે. તેમણે પોતાના મોથ ( પતંગીઆ જેવા હલકા વજનના ) વિમાનમાં ૨૩૦૦૦ ફીટ જેટલા ( ચાર માઇલથી પણ વધુ ) ઉંચે ઉડી એ માટેના અત્યાર પહેલાં થયલા પ્રયત્નોને વિસરાવી દીધા છે.

**દુનિયાની સૌથી વૃદ્ધ સ્ત્રી-ડોકટર:** થોડા

વખત પર જર્મનીમાં ડૉ. મથીલ્ડે થેસન નામે ૯૦ વર્ષની ઉમ્મરની એક સ્ત્રી-ડૉકટરનો જન્મ દિન ઉજવાતાં એમ કહેવાયું હતું કે તે દુનિયાની સૌથી વૃદ્ધ સ્ત્રી-ડૉકટર છે. પાછળથી જણાય છે કે એ માન માટે એવી સ્ત્રી-ડૉકટર શ્રીમતી હેરીએટ ક્લીસ્બી છે જે લંડન પાસે વેસ્ટ કેન્સીંગ્ટનમાં રહે છે. એનો બાપ માણાનો વેપારી હતો અને નાની ઉમ્મરે તે પોતાનીજ કમાણીથી અમેરિકા ગઇ હતી. ત્યાં તેણે ડૉકટર તરીકે ધંધો ચલાવ્યો હતો. ૧૯૧૧ માં તે લંડન પાછી ફરી અને ત્યારથી નિવૃત્ત જીવન ગાળે છે છતાં એની તંદુરસ્તી ઘણી યુવતીઓને શરમાવે તેવી છે અને હજી જે માગે તેમને વૈદકીય સલાહ આપે છે.

**પોલીસ ખાતામાં:** લંડનના પોલીસ ખાતામાં ઘણી સ્ત્રીઓ કોન્સ્ટેબલ તરીકે કામ કરી રહી છે. રાતના ૧૧ વાગ્યા સુધી તેમને ફરજ બજાવવી પડે છે. કેટલીક વાર કોઇ સ્ત્રીને પકડી હોય તો રાતના બે પણ વાગે. સવારમાં ૯ વાગ્યામાં તેમણે હાજર થવુંજ જોઇએ, જે વખતે રાતના પકડાયલી સ્ત્રીઓના કેસ તેમને સોંપાય. એની રીતે પશ્નો પૂછવાનું અને તેમની સાથે કોર્ટમાં જવાનું કામ પણ સ્ત્રી-કોન્સ્ટેબલોનેજ કરવું પડે. ઘણી ગૃહિણીઓના ઝઘડા તેમની પાસે આવે છે અને તેઓ સમજુતિ કરાવી આપી મામલો કોર્ટે જતો અટકાવે છે. પુરુષ-કોન્સ્ટેબલો સ્ત્રી-કોન્સ્ટેબલોને 'મીસ' કહીને જ બોલાવે, તે પરણેલી હોય તો પણ. તેમની ઉપરી સ્ત્રીને "સર" કહીને બોલાવવી પડે !

**લુંટારૂ:** વ્હીટસ્ટેબલમાં એક મકાનમાંણે જાગે ધાડ પાડી એક સ્ત્રી હતી અને તેનો સાથી સ્ત્રીના વેશમાં કેક પુરુષ હતો. સ્ત્રીએ પીસ્તોલ બતાવી ઘરધણીઆણીને બીવડાવી હતી પણ તેણે બુમો પાડી તેમના ઉપર હુમલો કરતાં બન્ને નાસી ગયાં. (૨) બીજો એક કિસ્સો મીસ મેયોના દેશ-અમેરિકામાં બન્યો છે. ધાડપાડુઓની સાથી ૧૭ વર્ષની એક છોકરી હતી. આઠ મિત્રો ઘરમાં બેસી પાના રમતા હતા ત્યાં ઘુસી તેણે પીસ્તોલ બતાવી બધાને હાથ ઉંચા કરાવી હારમાં ઉભા રાખ્યા; અને સાથીઓએ એ આડે જખુના ગજવાનો ભાર ખાલી કીધો !

## શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ.

### સીલ્વર જ્યુબીલી ફંડમાં ભરાયલી રકમો.

ગયા અંકમાં રૂ. ૫૭૦૩૪ ની રકમની યાદી અમે આપી ગયા છીએ. ત્યાર બાદ વધુ રકમો નીચે પ્રમાણે એ ફંડમાં ભરાઇ છે.

- રૂ. ૧૫૦૧ લેડી સૌ. ધનકોરબાઇ પરસોતમદાસ ઠાકોરદાસ જે. પી.સૌ. પદ્માવતી સરૈયા.
- રૂ. ૧૫૦૦ શેઠ રામદાસ લક્ષ્મીદાસ તરફથી એમના સ્વ. પત્ની સૌ. ગુલાબબાઇના સ્મરણાર્થે
- રૂ. ૧૦૦૦ શેઠ અમૃતલાલ તારાચંદ શાહ તરફથી તેમના સ્વ બ્હેન ગં. મણીબાઇ પરભુદાસના સ્મારક તરીકે (બોટ ૧૯૩૦ ની સાલનું).
- રૂ. ૫૦૧ શેઠ કરસનદાસ ધરમશી સુંદરદાસ.
- રૂ. ૫૦૧ ગં. સંતોકબાઇ નારણદાસ.
- રૂ. ૫૦૦ ગં. મણીબાઇ ચતુરભુજ જીવણદાસ.
- રૂ. ૫૦૧ શેઠ વાલચંદ હીરાચંદ.
- રૂ. ૩૦૧ સૌ. સુભદ્રા સુંદરલાલ બી. દલાલ.
- રૂ. ૩૫૧ ગં લીલાવતી નગીનભાઇ ચેલાભાઇ.
- રૂ. ૩૦૦ ગં. સુંદરબાઇ હંસરાજ પ્રાગજી ઠાકરસી તરફથી તેમના સ્વ. માસુજી બાઇ આથીબાઇના સ્મરણાર્થે ૧૯૨૮ ના નવેમ્બરથી ૧૯૨૯ના આકટોબર સુધી દર મારો રૂ. ૫૦), ગુજરાતી શિક્ષણ વર્ગ માટે મદદ તરીકે આપવાનું વચન મળ્યું છે, તે પેટે છ માસના.
- રૂ. ૨૫૧ શેઠ જમનાદાસ રામજી.
- રૂ. ૨૦૧ શેઠ જમનાદાસ મેઘજી.
- રૂ. ૧૫૧ સૌ. કુંજલીલા જયકૃષ્ણ ના. વર્મા.
- રૂ. ૧૫૧ સૌ. પુષ્પાવતી હરિયંતલાલ સોનાવાલા.
- રૂ. ૧૫૧ એક શુભેચ્છક.
- રૂ. ૨૨૬ પરચુરણ.

કુલ રૂ. ૬૩૨૧૯ તા ૧૯મી નવેમ્બર ૧૯૨૮ સુધીમાં ભરાયા છે. એ રકમો ભરનાર બ્હેનો અને બાઇઓનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**આનું નામ સુધારો !** કહે છે કે યુરપમાં અધાં પ્રેમલગ્નો થાય છે. એક આઇરીશ છોકરાની ઉમ્મર ૧૬ વર્ષની હતી ત્યારે તે તેનાથી ૧૦ વરસ મોટી૨૬ વરસની એક બાઇ સાથે ૧૯૧૪ માં પરણ્યો હતો. તે પછી બાર મહિને તે લડાઇમાં ગયો. ૧૯૧૮ માં તે પાછો ફર્યો અને પોતાને દેશ નહિ જતાં લંડનમાંજ રહ્યો જ્યાં તે એક બીજી બૈરી પરણ્યો. એક જીવતી છતાં ફરી પરનુવા માટે તેના પર કામ ચાલ્યું. કહેવાય છે કે પહેલી બૈરીએ તેના કુમળા મગજનો લાભ લઇ માબાપની મરજી વિરુદ્ધ તેને પરણવા લલચાવ્યો હતો.

**સ્ત્રી કે પુરૂષ ?** એક રમુજી કિસ્સો હમણા ઇગ્લાંડમાં બન્યો હતો. મી. એલીસ મીલર નામે એક માણસને યુરપના દેશની મુસાફરી માટે પાસ પોર્ટ જોઇતો હતો. અધિકારીઓએ તેનું જન્મનું સરટીફીકેટ માગ્યું. એ સરટીફીકેટ મેળવવા તેણે પોતાના જન્મસ્થાનની મ્યુનીસીપાલીટીને અરજ કરી ત્યારે જવાબ મળ્યો કે એ જણાવે છે તે તારીખે એ નામનો કોઇ મરદ એ સ્થળમાં જન્મ્યોજ નથી પણ તપાસ કરતાં જણાયું કે તે દિવસે તેના માબાપને ત્યાં એક બાળકનો જન્મ થયાની નોંધ રજીસ્ટરમાં છે પણ તે પુત્રીના જન્મની છે; પુત્રના નહિ. નોંધ લેનાર કલાર્કે ભૂલથી 'પુત્રી' લખી દીધું હશે ! હવે શું થાય ? પાસપોર્ટ આપનાર અધિકારીઓએ કહ્યું કે 'તમારા લગ્નનું સરટીફીકેટ મોકલો'. પરંતુ બિચારો હજી વાંઢોજ છે એટલે તે પણ ક્યાંથી મોકલે ? આખરે સદ્‌ભાગ્યે તેનો બાપ હજી જીવે છે તેને બોલાવી સોગંદનામું નોંધાવવું પડ્યું કે "મારે અમુક દિવસે મારે ત્યાં છોકરોજ જન્મ્યો હતો, છોકરી નહિ અને તે છોકરો તે આ આ એલીસ જ છે !"

ડેન્માર્કના સ્ત્રીમંડળનાં પ્રમુખ શ્રી એલીસા પીટરસન ત્યાંની ઉપલી ધારાસભાના સભાસદ તરીકે ચુંટાયાં છે.

હોલેંડમાં મિસિસ એગબાટન પાર્લામેંટના સભાસદ ચુંટાયા છે. મીસ. નેપર્ટ રોટરડામની શહેર સભાના સભાસદ નીમાયા છે. બન્નેએ સ્ત્રી-વર્ગની લડત અનેક વર્ષો સુધી ચલાવી છે.

સ્વીટ્ઝર્લાંડમાં સ્ત્રીઓએ મતાધિકાર માટે લડત ચલાવવા અસરકારક રીત અખત્યાર કરી છે. હમણાં ત્યાં એક પ્રચંડ પ્રદર્શન સ્ત્રીઓના હુન્નરઉદ્યોગનું ભરાયું છે. આ પ્રદર્શનના મતાધિકાર વિભાગે એક સરઘસ કાઢ્યું હતું જેમાં મુખ્ય વસ્તુ એક પ્રચંડ ગોકળગાય હતી. આ ગોકળગાયને આસ્તે આસ્તે ખેંચતી બધી સ્ત્રીઓ ચાલતી હતી. એ દ્વારા તેમણે અધિકારીવર્ગને જણાવ્યું કે તમારા રાજ્યમાં સ્ત્રીઓની પ્રગતિ આ ગોકળગાયની ઝડપે થાય છે.

**ખેદજનક અવસાનઃ** જર્મનીએ શ્રીમતી મેરી સ્ટ્રીટના ૭૩ વર્ષની વયે થયેલા અવસાનથી એક અથાગ કાર્યકર્તા ગુમાવી છે. સન ૧૮૯૦ થી તેમણે સ્ત્રીઓના હક માટેની લડત શરૂ કરી હતી. સ્ત્રી-આનું કાયદેસર રક્ષણ કરવા માટે એક મંડળ તેમણે ૧૮૯૪ માં સ્થાપ્યું હતું. ૧૮૯૬ માં તે જર્મનીની રાષ્ટ્રીય સ્ત્રીસભાની કાઉન્સીલના સભાસદ નીમાયા અને ૧૮૯૯ થી ૧૯૧૦ સુધી એ સભાના પ્રમુખ તરીકે સેવા બજાવી. ૧૯૦૪ માં બર્લીનમાં મળેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી પરિષદનાં તે પ્રમુખ હતાં અને ૧૯૦૪ થી ૧૯૦૯ સુધી આંતરરાષ્ટ્રીય સ્ત્રી-સમિતિના ઉપપ્રમુખ હતાં એ ઉપરાંત તેમણે બીજી અનેક રીતે સ્ત્રીજાતિની સેવા કરી હતી.

## અમેરિકા.

**શિક્ષિકાની ઉંચાઇઃ** ન્યુયોર્કના કેળવણી બોર્ડે ઘણી સ્ત્રીઓની શિક્ષિકા થવા માટેની અરજી નાપાસ કરી છે, કારણ કે તેઓ પાંચ ફીટ કરતાં ઓછી ઉંચી હતી. બોર્ડની માન્યતા એવી છે કે ઠીંગણી શિક્ષિકા વર્ગ ઉપર કાબુ રાખી શકે નહિ. હિંદમાં આ નિયમ થાય તો ઘણી શિક્ષિકાઓને ઘેર જ બેસવું પડે.

**કમીશનઃ** અમેરિકન પ્રદેશોમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી છે તેની તપાસ કરી ૧૯૩૩ માં રીપોર્ટ કરવા માટે છઠ્ઠી પરિષદે એક કમીશન નીમ્યું છે. આ કમીશનમાં યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનીધિ તરીકે મીસ ડોરીસ સ્ટીવન્સ છે; આરજેન્ટાઇન તરફથી ડો. અનેસ્ટીના લોપેઝ નેલ્સન, કોલંબીઆ તરફથી શ્રી. ઓલીના કેપીના; હેટી તરફથી મિસિસ હુમે, પનામા તરફથી શ્રી. કલેરા આન્સાલેઝ, અને વેનેઝુલા તરફથી શ્રી. લ્યુસીલા ડીઆઝ નીમાયાં છે. કમીશને તપાસ શરૂ કરી છે.

( અનુસંધાન માટે જુઓ પાનું ૪૦૩ )




**સ્ત્રીઓ માટે કસરત**

શાળાઓમાં વ્યાયામ દાખલ કરવા સંબંધી તપાસ કરવા મદ્રાસની સરકારે હમણા એક કમિટિ નીમી હતી. આ કમિટિએ ફક્ત છોકરાઓની શાળાઓમાં તે દાખલ કરવાની ભલામણ કરી. કન્યાશાળાઓમાં પણ કસરત દાખલ કરાવવા માંના વીમેન્સ એસોસીએશને આગ્રહ કર્યો ત્યારે સરકાર તરફથી જવાબ મળે છે કે 'અમે એ બાબતની અગત્યતા સમજીએ છીએ પરંતુ યોગ્ય શિક્ષકાઓના અભાવે હાલ તુરત અમારે એ વાત મુલતવી રાખવી પડે છે. પરંતુ એવી શિક્ષિકાઓ તૈયાર કરવા માટે અમે વ્યાયામની તાલીમ આપવાની લેડી વીલીંગ્ડન ટ્રેનીંગ કોલેજમાં અને બીજી બે સરકારી ટ્રેનીંગ શાળાઓમાં ગોઠવણ કરી છે. એક ખાસ વ્યાયામ–શિક્ષકા એ કામ માટે સરકારે રોકી છે. એ બ્હેન કન્યાશાળાઓમાં ગર્લ ગાઇડની પ્રવૃત્તિ પણ હાથ ધરશે.' આ પ્રકારની સહાનુભૂતિ મદ્રાસ સરકારે બતાવી છે તે એક શુભ ચિન્હ છે. દીલગીરી એટલી જ છે કે મુંબાઇ ઇલાકો એ બાબતમાં તદ્દન ઉદાસીન થઇને બેઠો છે, મુંબાઇ સરકારનું કેળવણી ખાતું દેશી પ્રધાનોના હાથમાં હોવા છતાં તેઓ એ સંબંધી કાંઇ પણ પ્રયત્ન કરતો નથી. પુરૂષોની કસરત માટે આજે ગુજરાતમાં ઠેરઠેર અખાડાઓ સ્થપાયા છે તેના પ્રમાણમાં સ્ત્રીઓ માટે નહિ જેવીજ સગવડ એ સંબંધી જણાય છે. મુંબાઇનું શ્રી ગુજરાત વ્યાયામ મંડળ એ દિશામાં સ્તુત્ય પ્રયત્નો કરી રહ્યું છે પરંતુ એવા અનેક પ્રયત્નો મુંબાઇમાં તેમજ બ્હારના પ્રદેશોમાં–નાના મોટા શહેરોમાં તેમજ ગામડામાં થવાની જરૂર છે. શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને આવી એક વ્યાયામશાળા સ્થાપવાની ઇચ્છા સર ચુનીલાલ મ્હેતાએ બતાવી છે જે માટે અમે તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. અમે આશા રાખીએ છીએ કે સર ચુનીલાલ પોતાની એ ઇચ્છાને સત્વર કાર્યમાં યોજી સ્ત્રીવર્ગના અને તેમની ભાવિ સંતતિના આશીર્વાદ મેળવશે, અને ગુજરાતને વીરાંગનાઓ અને વીર સંતાનો આપવાનું પૂણ્ય લેશે.

**સંમતિવય**

અત્યારના હિંદના ફોજદારી કાયદામાં સંમતિવય માટે ત્રણ જુદી જુદી ઉમ્મરની હદ ઠરાવેલી જોઇ શકાય છે. (૧) હિંદની બ્હારથી અનીતિના કામ માટે હિંદમાં આયાત કરવામાં આવતી સ્ત્રીઓ માટે ૨૧ વર્ષની હદ ઠરાવી છે. એથી ઓછી ઉમ્મરની સ્ત્રીને લાવનાર ગુન્હેગાર ઠરે છે. (૨) એક બીજી કલમમાં ૧૮ વરસથી ઓછી ઉમ્મરની સ્ત્રીને ઉપાડી જવા કે ફોસલાવવામાં આવે, યા તેને વેચવામાં આવે તો ગુન્હો ગણ્યો છે. (૩) ત્રીજી એક કલમમાં બલાત્કારના ગુન્હા માટે ૧૪ વર્ષની હદ ઠરાવી છે. ૧૪ વર્ષથી ઓછી ઉમ્મરની સ્ત્રી સાથે તેની સંમતિથી સંબંધ કરનાર પણ ગુન્હેગાર ઠરે છે. આ બાબતમાં પતિને માટે એક અપવાદ દાખલ કર્યો છે. પતિ પોતાની પત્ની ૧૩ વર્ષની ઉમ્મરની હોય તો સંબંધ કરી શકે અને તે ગુન્હો ન ગણાય. પત્ની એથી ઓછી ઉમ્મરની હોય તો પતિ પણ ગુન્હેગાર ગણાય. ૧૮૯૧ સુધી આ હદ ફક્ત દસ વર્ષની જ હતી. ૧૮૯૧ માં તે વધારીને ૧૨ વર્ષની કરી અને ૧૯૨૫ માં એ હદ ૧૪ વર્ષની ઠરાવી. આ જુદી જુદી હદ કાઢી નાંખી એકજ હદ ઠરાવવાના આશયથી દેશનો અભિપ્રાય જાણવા સર

મોરોપંત જોશીના પ્રમુખપદે નીમાયલી કમિટિ દેશના જુદા જુદા સ્થળોમાં ફરી જુબાનીઓ નોંધી રહી છે. અત્યારસુધીમાં એ કમિટિ સમક્ષ પડેલી જુબાની જોતાં જણાય છે કે મોટા ભાગ પતિ માટે ૧૬ વર્ષની અને અન્ય જન માટે ૧૮ વર્ષની હદ ઠરાવવાની તરફેણમાં છે. સામાન્ય રીતે ૧૮ વર્ષની નીચેના સ્ત્રી કે પુરૂષને કાયદો સગીર ગણે છે અને માની લે છે કે કોઇ પણ ગંભીર બાબતમાં સંમતિ આપવા જેટલો બુદ્ધિવિકાસ તેમનામાં થયો હોતો નથી. આ કારણે પોતાના આખા ભાવિનો જે સંમતિ ઉપર આધાર છે તેવી સંમતિ આપવાને એક સ્ત્રી ૧૮ વર્ષની ઉમ્મર પ્હેલાં લાયક નજ ગણી શકાય. સ્ત્રીઓના આરોગ્યની દૃષ્ટિએ પણ આ બાબતમાં ઉંમરની મોટી હદ ઠરાવવાની જરૂર છે. હિંદમાં ઉચ્ચ બાળલગ્ન પ્રવર્તે છે અને તેને પરિણામે આપણી સ્ત્રીઓનાં શરીર અકાલે વૃદ્ધ બને છે. એ સ્થિતિ ટાળવા માટે સંમતિવયના કાયદામાં યોગ્ય ફેરફાર સત્વર કરી લેવો જોઇએ. સરકારની બેદરકારીને કારણે રાયસાહેબ શારદાનું બાળલગ્ન પ્રતિબંધક બીલ પણ હમણાં મુલતવી રખાયું છે. એ બીલ કાયદાનું સ્વરૂપ લે તો પણ સ્ત્રીઓને આ બાબતમાં પૂરતું રક્ષણ નહિ આપી શકે કારણ કે એ બીલમાં લગ્ન માટે ૧૪ વર્ષની હદ ઠરાવી છે. પતિ માટે અપવાદ રાખવાની કાયદામાં જરૂર જણાય તો પણ ૧૬ વર્ષથી ઓછી હદ તેને માટે રાખવી એ સ્ત્રીઓના આરોગ્યની દૃષ્ટિએ અત્યંત નુકશાનકારક છે. અન્યજન માટે ૧૮ વર્ષથી ઓછી હદ રાખવી જ ન જોઇએ. અમને આશા છે કે જોશી કમિટિ આ બાબતમાં યોગ્ય નિર્ણય કરી ૧૮ વર્ષની હદ ઠરાવવાની જ ભલામણ કરશે.



( સ્ત્રી જગત્ : અનુસંધાન પાન ૪૦૨ થી )

બ્રાઝીલની સ્ત્રીઓએ સ્ત્રી-મતાધિકાર સંબંધી ચળવળ ચલાવવાની એક નવી રીત શોધી કાઢી છે. ત્યાંના સ્ત્રી-મંડળનાં પ્રમુખ અને સેક્રેટરી એક એરોપ્લેન લઇ આખા દેશ પર ઉડયા હતા અને તેમાંથી સ્ત્રી-મતાધિકારને લગતાં ચોપાનીયાંની વૃષ્ટિ કરી હતી. એરોપ્લેન પર નીચેથી વાંચી શકાય એવા મોટા લાલ અક્ષરમાં " સ્ત્રીઓને મતાધિકાર આપો " એ શબ્દો ચીતર્યા હતા !

**ઓસ્ટ્રેલિયા.**

ટાસ્માનીઆના સ્ત્રી મંડળોના સંયુક્ત આશ્રયે હેડલ માતાઓ અને બાળકોના વધતા જતા મરણ પ્રમાણ વિષે વિચાર કરવા એક પરિષદ મળી હતી. પરિષદે સરકારને સુવાવડ સંબંધી દેખરેખ રાખવા એક જુદું ખાતું સ્થાપવાની અને વિદ્યાર્થીઓને સ્ત્રી-દરદો સંબંધી તાલીમ માટે ઉત્તેજન આપવાની ભલામણ કરી હતી. વધારામાં નર્સોને વધારે સારી તાલીમ આપવાના અને કન્યાઓને ઉત્તમ ગૃહિણી બને એવી તાલીમ આપવાના ઠરાવો થયા હતા.

પ્રભાતના પહોરમાં પોતાના માથાના સૌન્દર્યને દીપાવવું એ દરેક સ્ત્રીઓનું કર્તવ્ય છે.

# સરોજીની હેરઓઇલ

(રજીસ્ટર્ડ)

ગુણ અને સુગંધમાં અનુપમ છે.




**સરોજીની હેરઓઇલ**

વાપરવાથી

મગજને ઠંડક આપે છે,
વાળ ખરી જતા અટકે છે,

તેમજ

વાળ સુંદર ચળકતા રેશમ
જેવા અને લચ્છાદાર
બને છે.

તથા માથાના રોગો
જેવાં કે:—
ખોડો, ખુજલી, માથાનું તપી
જવું વિગેરે રોગો મટી
જાય છે.

એકજ વખત વાપરવાથી બીજા
બજારૂ તેલો વાપરવાનું દીલ
થશેજ નહિ.

કીમત બા. ૧ રૂા. ૧)

**એમ. ડી. વોરાની કું.**

કેમીસ્ટ અને ડ્રગીસ્ટ

પો. બો. નં. ૨૦૦૩
પ્રીન્સેસ સ્ટ્રીટ
મુંબઇ નં. ૨




વર્ષ ૬ ઠું. ] જાન્યુઆરી ૧૯૨૯. [ અંક ૫ મો.

# ગુણસુંદરી.

લેખકઃ રા. રા. " મધુપ. "

( દ્રુતવિલંબિત )

ટહુકતી તરુઓ પર કોયીલા
ટહુકતા ગૃહ-આંગણ મોરલા;
ગહમહી ત્યમ એ તુજ ગીતડાં
જગતના સહુ તાપ બુઝાવતાં...૧

ખૂણ ખીલી કુસુમો મીઠી વાસને
જગમહીં મનજે પ્રસરાવતાં;
ત્યમ ખીલી ગૃહમાં કુલવેલડી
મીઠી સુવાસ સુરનેહની રેલતી...૨

જગતમાં દુઃખ વાદળ ઘેરતું
ભરતું જીવન-પંથ તીમીર થી;
બની તહીં આદ! પંથ-પ્રદીપ તું!
જીવન આ સદ્‌મારગ દોરતી!...૩

ધીરજ, હીંમતથી ઉર તું ધરતું!
મૃદુલ લોક કહે તુજ હૈયું એ—
કદિ બને અતિ કોમળ પુષ્પથી
કદિ હતું વળી વજ્ર સમાન કૈં...૪

જગ પરે તુજ શાસન ચાલતું!
તુજ વીના નવ કારજ કૈં થતું!
વીર અનેક પ્રતાપ, પૃથુ સમા
કુખ થકી નીપજ્યા વીર જેહના!...૫

[ અનુષ્ટુપ્. ]

અખિલ સૃષ્ટિમાં તહારો પ્રભાવ ગુણસુંદરી!
પ્રભુની આ વિભૂતિ તું! મહા માયા નમું તની!...૬

# સરસ્વતીચંદ્રના કેટલાક પાત્રો-એક દષ્ટિ

લેખિકા: સૌ. કુસુમકુમારી પો. મ્હેતા.

( ગયા અંકના પાન ૩૬૬ થી ચાલુ. )

**અલકકિશોરી**—અલકકિશોરીમા આંચક્યભર્યું સૌંદર્ય, પ્રભાવ અને પવિત્રતા છે, પણ સત્તાના દોરે તેને ગુમાની બનાવી છે. માતપિતાના લાડે અને લોકોની ખુશામતે તેને ઉન્મત્ત બનાવી છે. તેનો સ્વભાવ જલદ, વાચાળ અને મસ્તીભર્યો છે. પણ આ બધાના અનિષ્ટ પરિણામોમાંથી બચાવવા માટેજ જાણે ગોવર્ધનરામભાઇએ એનામાં કુલીનતાનું અભિમાન ઠીસી ઠીસીને ભર્યું છે. સત્તા ચલાવવાનો લોકોને નમાવવાનો તેને શોખ છે. પણ એકવાર એ કુલીનતાના ગર્વવાળી અલકમાં વેદ્યાના અભાવે, અને વિદુરપ્રસાદ જેવા ગરીબ અને ગંક પતિથી ન પોષાયલી વૃત્તિઓ એક અજાણ્યા પ્રતાપશાળી વિદ્વાન અતિથિના સહવાસથી જાગ્રત થાય છે. અલકકિશોરીનાં ભાગ્યબળે નવિનચંદ્રનું હૃદય દઢ હોવાથી, નવિનચંદ્ર તેને કહે છે-"અલક બ્હેન, હું તો તમારો ભાઇ થઉં હોં!" એ શબ્દો દ્વારા સતેજતા અર્પી અલકને તેનાં ગૌરવનું ભાન કરાવે છે. નવિનચંદ્રના શબ્દો કાને અથડાતાં જ, સૌભાગ્યદેવીએ તેનામાં વાવેલાં પવિત્રતાનાં બીજ ઉગી નિકળે છે. કુળાભિમાન પ્રગટ થતાં જ તેનો મદ ગળી જાય છે. અલક નમ્ર બની જવાબ દે છે "ભાઇ, તમે ખરેખર મ્હારા ભાઇજ છો. ભાઇ, મ્હારા ભાઇ, હવે મ્હારે જીવવું નકામું છે. ભાઇ, સોનાની થાળીમાં લોઢાની મેખ ન ખમાય. મ્હારા જેવીને આટલું થયું ન વેઠાય. હું હવે કોઇને મ્હોં શું બતાવીશ?" વાસ્તવિક રીતે જોતાં આ પરિણામનાં જવાબદાર બુદ્ધિધન અને સૌભાગ્યદેવી જ ગણાય. અલક જેવી પ્રભાવશાળી સ્ત્રી માટે વિદુરપ્રસાદ જેવો વર યોગ્ય તો ન જ ગણાય. એ વિચાર તેમણે કરવો જોઇતો હતો આવી કેટલીયે ઘટના સંસારમાં બની રહી હશે. તેમનું ઝીણવટથી અવલોકન કરી ગોવર્ધનરામ ભાઇએ તેમને નવલકથામાં એવી સચોટ રીતે ગૂંથી છે કે વાંચનારથી સહજ કહેવાઇ જાય કે "વાહરે ગોવર્ધનરામ! ત્હારી બરોબરી કોઇ કરી શક્યું નથી. જમાલ જેવો હલકટ પુરૂષ અલકના પવિત્ર દેહને સ્પર્શથી પણ દૂષિત કરી ગયો તેનું કારણ પણ તેની ઉન્મત્તતા જ હતી. કુલીન પવિત્ર અલકને દુષ્ટ હલકટ મ્લેચ્છનો સ્પર્શ સરખો પણ કેટલો દુઃસહ્ય થયો હશે એનો ખ્યાલ વાંચનારને સોંપી નવલકથાકાર આગળ વધે છે. અલકમા પ્રભાવ સાથે કોમળતા પણ છે; પણ વિદ્યાનાં અભાવે અને ખૂશામતખોરોથી ભરેલા શ્રીમંત ગૃહનાં વાતાવરણમાં તે ઉછરેલી, એટલે ઉન્મત્ત બની છે. આવી ઉન્મત્ત અલકને શાણી કુમુદ સ્નેહથી વશ કરે છે. પણ એજ કુમુદ પ્રમાદધનથી હારી જાય છે. કારણ, કુસંગના પરિણામે તેને પોતાની કુલીનતાનું પણ લેશમાત્ર અભિમાન નહોતું. તેમજ અલકની સ્ત્રી સ્વાભાવિક કોમળતા પ્રમાદધનનાં પુરૂષત્વમાં લેશ-

માત્ર પણ પ્રવેશી નહોતી. પ્રમાદધન જો કે ઉદાર હતો પણ માતપિતાની યોગ્ય દેખરેખને અભાવે, પૈસાની છૂટને લઇને, ખુશામતીઆઓથી ઘેરાયલો હોવાથી તથા વિદ્યાના અભાવે તે પ્રમાદી બન્યો હતો. આથી તેની પાશવવૃત્તિઓ ઉશ્કેરાઇ અને પરિણામે ચારિત્ર્યશાળી પિતાનો કુલીન પુત્ર પ્રમાદધન અધમ બન્યો.

ચંદ્રાવલી—એ વિવાહિત જીંદગીના લ્હાવા લઇ સંસારના ચક્રમાં ભૂલાં પડેલા પ્રવાસીઓને પંથ બતાવનાર કલ્યાણમૂર્તિ છે. જનસમાજનું કલ્યાણ સાધવા પોતાના સ્વામી વિહારપુરીને પારમાર્થિક કલ્યાણને પંથે ચ્હડાવી તે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે. સર્પ જેમ કાંચળી ઉતારે તેમ બન્ને દંપતિ વાસનાઓને ત્યાગી, અન્યોન્યને આશીર્વાદ આપી છૂટાં પડે છે અને લોકકલ્યાણ માટે પ્રખર તપશ્ચર્યા કરે છે. આટલું હૃદયબળ રાખવતાં, મહના કલ્યાણ અર્થે ગૃહસ્થાશ્રમ છોડતાં દંપતિને પણ મનુષ્યની નબળાઇનો ડર લાગે છે અને નિર્ભય થવા માટે એક બીજાથી છૂટાં રહે છે. વિહારપુરી વિષ્ણુદાસજીના મઠમાં જ રહે છે અને ચંદ્રાવલી માતાજીના ધામમાં ચાલી જાય છે. તે, એક કાળે રસિક અને ગૃહસ્થાશ્રમી હોવાથી કુમુદના હૃદયનું દુઃખ સમજે છે, અને તેને માટે તેનું હૃદય દયાર્દ્ર થાય છે. તે બુદ્ધિશાળી છે. તેનું હૃદયબળ અતુલ છે. તેનો લોકકલ્યાણ માટેનો ત્યાગ પ્રશંસાપાત્ર છે.

કુસુમ—એ સરસ્વતીચંદ્રનાં પ્રૌઢ, વિચારક અને કરુણાજનક વાતાવરણમાં ઉછરતું, નાચતું, કૂદતું, નાનકડું ફુલખુલે છે. કુટુંબોપાધિથી જે માતાએ, પ્રથમ પુત્રી કુમુદને પારકે હાથે ઉછરવા દીધી હતી, તેજ માતાએ બીજી પુત્રી કુસુમને પોતાના હાથમાં લીધી. કુસુમ નિર્દોષ વાતાવરણમાં ઉછરે તે અર્થે તેણે સૌંદર્યોદ્યાન તૈયાર કરાવ્યું, તેને વ્યાયામ આપવા વિનોદ લેવા અને તેની સાથે 'સર્વદા નિર્દોષ સ્વતંત્રતાના પટમાં તેનો વિકાસ થાયે તે અર્થે પુરતી સામગ્રી તૈયાર કરાવી છતાં ઉગતી યુવાવસ્થામાં નિર્દોષ સ્વતંત્રતા કેળવવા જતાં અયોગ્ય નિરંકુશતા પેસી જવા ન પામે, કુસંગતિનો વા સ્પર્શ પણ સંચાર ન કરી શકે; સદ્‌ભ્યાસ વચ્ચે દુરભ્યાસ ડોકીઆં ન કરે. ટુંકામાં મનોહર વૃક્ષ વેલીની વચ્ચે કાંટાવાળાં ઝાડ ઝાંખરાં ન ઉગે તે અર્થે ઐવી વ્યવસ્થા રાખી હતી કે પોતાની આરામખુરસી અગર હિંડોળાપરથી તેમજ પોતાની અને સુંદર ગૌરીની બારીઓમાંથી, બેસતાં, ઉઠતાં અને જતાં આવતાં, સૌંદર્યોદ્યાનના સર્વ ગુપ્ત તેમજ પ્રગટ ભાગો ઉપર નિત્ય દૃષ્ટિ પડયા કરે. "પ્રિયપુત્રીનો શુદ્ધપ્રભાવ સ્વતંત્ર વિકાસ પામે અને અગમ્ય સ્થાને સરી જાય નહિ, એ બે ફળ એકજ વૃક્ષ ઉપર એકજ ઋતુમાં આણવા ઉપર, સૌંદર્યોદ્યાનની ધાત્રીની અનિમિષ ધારણા હતી." એટલે કુસુમની સ્વતંત્રતા—સ્વચ્છંદતામાં ન પરિણમે એટલો અંકુશ રાખી, યોગ્ય શિક્ષણ સાથે અન્ય સદ્‌ગુણોનાં–બીજ તેનામાં ગુણસુંદરીએ અત્યંત સંભાળથી રોપ્યાં હતાં.'

કુસુમનું નાચવું-કૂદવું તરવું બધુંજ એક નાનકડાં બાળક જેવું નિર્દોષ હતું. તેની બધી વૃત્તિઓ એક કલ્લોલ કરતાં પક્ષી જેવી નિર્મળ છે. જગતનો ઝેરી પવન મ્હારી કુસુમને ન સ્પર્શે એની ગુણસુંદરી સતત સંભાળ રાખતી. જગતથી તેને અજ્ઞાન ન રાખવી જોઇએ એ ઉદ્દેશથી ગુણસુંદરીએ કુટુંબ સેવાનાં પાઠો પોતાના દૃષ્ટાંતથી અને જગતના વહેવારના પાઠો કુમુદસુંદરી અને સુંદરગૌરીનાં દૃષ્ટાંતથી એને શીખવ્યા—તેમાં મીસ ફ્લોરાનાં ઉત્તમ શિક્ષણની સુગંધ ભળી. પરિણામે નિર્દોષ કુસુમ આજન્મ મૈયાતીની નીવડે છે કુમુદનું દુઃખ,

સુંદરગૌરીનું વૈધવ્ય, ગુણસુંદરીની પોતાનાં સંતાનો માટેની ચિંતા અને મીસ ફ્લોરાનું કૌમારવ્રત જોઇને, કુસુમ પોતે પરણવાની ઇચ્છામાં ન પડવાની અને પ્રભુ ભક્તિમાં જીવન વ્યતિત કરવાની અભિલાષા સેવે છે. કૌમારવ્રતની વિરૂદ્ધ સુંદર જે જે દલીલો રજુ કરે છે, તે સર્વેનાં ચાતુર્યભર્યા જવાબ આપી પુરાવા સહિત સુંદરની પ્રત્યેક દલીલને તોડે છે. કુસુદ જીવતી છે અને સુંદરગિરિના શૃંગ ઉપર સરસ્વતીચંદ્રની સાથે તે રહે છે એમ જ્યારે તેના જાણવામાં આવે છે, ત્યારે તેને મળવા ગુણસુંદરીને બધાં આગ્રહ કરે છે, પણ તે પ્હેલાં તો કુસુમ ચંદ્રકાન્ત સાથે પોતાની બ્હેનને એક કાગળ લખી મોકલે છે–તેમા લખે છે–"તમારૂં અને સરસ્વતીચંદ્રનું તો હવે પુનર્લગ્ન થાય ને તેથી તમે બે જ્ઞાતિ બહાર થશો, ને આપણા માતાપિતાને માથે અપયશ આવશે. એટલે પછી તેમનાથી નીચેથી ઉંચું નહિ જોવાય–જો પિતાજી તમારો તે પછી સ્વીકાર કરે તો તેમને જ્ઞાતિબહાર થવું પડે અને પ્રધાનપદ પરથી પણ ખસવું પડે–મને પુછો તો આ બધી ઇચ્છામા હવે પડશો નહિ. છુટયા છો તે બંધાશો નહિ." કોણ કહી શકે કે પંદર સોળ વર્ષની નિર્દોષ અને મસ્તીખોર બાલિકાના મુખમાથી આવા વાકયો નીકળી શકે ? તેની કૌમારવ્રતની ભાવના કેટલી ઉત્કટ છે–ગુણસુંદરીએ કુસુમમા ઉદારતા કોમળતા અને પવિત્રતાનાં બીજ રોપ્યા, વિદ્યાચતુરે તેને ઉચ્ચ કેળવણી આપી. સુંદરનાં પવિત્ર સત્સંગ અને કુદરતનાં શાંત મીઠા વાતાવરણથી તેનું હૃદય નિર્મળ અને પ્રભુ ભક્તિ પરાયણ બન્યું છે–મીસ ફ્લોરાના ઉપદેશથી તેની વૃતિઓમાં યોગ્ય સ્વતંત્રતાનો પટ બેઠો. બાળપણથીજ તેનામાં સરસ્વતીચંદ્ર માટે ઉંડાણમાં છુપાએલો ગંભીર. સ્નેહ બ્હેનો આપણે જોઇએ છીએ. સરસ્વતીચંદ્ર પહેલો વહેલો રત્નનગરી આવ્યો ત્યારથીજ તેનામાં સરસ્વતીચંદ્ર તરફ નિર્દોષ સ્નેહભાવનો ઉભળકો વવાયો હતો જ્યારે જ્યારે ગુણસુંદરી ચંદ્રકાન્ત કે વિદ્યાચતુર, સરસ્વતીચંદ્રનાં ગૃહત્યાગ કર્યા વિષે ચર્ચા કરતાં કરતાં સરસ્વતીચંદ્રનો વાંક વસાવતાં ત્યારે ત્યારે તરતજ કુસુમ સરસ્વતીચંદ્રનો દોષ ઢાંકવા પ્રયાસ કરતી. હઠીલી કુસુમ, કુસુદનાં આગ્રહથી કે બીજા કોઇ કારણથી સરસ્વતીચંદ્ર સાથે પરણે, એ તદન અસંભવિત છે. ખરી વાત તો એ છે કે, કુસુમને બાળપણથીજ સરસ્વતીચંદ્ર માટે માન અને લાગણી હતાં. અને તેના અંતરનાં ઉંડાણમાં સ્નેહનો ઝીણો પણ જ્વલંત દીપક ઝળહળતો હતો. કૌમારવ્રતની પ્રખર અભિલાષાએ એ સ્નેહવૃત્તિને જોરથી પડદા પાછળ ધકેલી દીધી હતી, જો કે કોઇ કોઇ વખત એ વૃત્તિ ડોકીઆ કરી જતી ખરી. અંતે અંતરમાંય રહેલી સ્નેહવૃત્તિ યોગ્ય સમય ઉપર પ્રાપ્ત થયે ઉપર પૂરો પ્રભાવ જમાવે છે; અને વાંચનાર, જ્યારે સરસ્વતીચંદ્રનાં ચોથા ભાગના છેલ્લા દૃસ્યમાં કુસુમને " જાગો, કન્યા ધા...રી " ગાતી—સરસ્વતીચંદ્રની આરતી ઉતારતી, તેનામાં લીન થઇ જતી જુવે છે, ત્યારે એ બાબતની ખરી ખાત્રી થાય છે.

કુસુમ પણ, કુમુદસુંદરીનાં જેવું જ ઉચ્ચ અને આદર્શરૂપ પાત્ર છે. તેનામા પણ નિર્દોષતા કોમળતા પ્રેમાળપણું આદી ગુણો છે. સ્વતંત્રતાભર્યાં છતાં પવિત્ર વાતાવરણમાં યોગ્ય લાડ પામી ઉછરેલી હોવાથી, તે કુમુદ જેવી રાંક નથી. તેની વૃત્તિઓ મસ્તીભરી છે ખરી; પણ એ મસ્તી નિરંકુશનામાં ઉછરેલી અલકકિશોરીની મસ્તી જેવી ઉન્મત્ત નહિ, પણ નિર્દોષ છે. આપણા માનનીય પ્રમુખ સાક્ષર રત્ન શ્રી આનંદશંકરભાઇની મર્મગામી રસિકના એ સુચના કરી છે તેમ સરસ્વતીચંદ્ર એ એક નવું પુરાણ છે. સરસ્વતીચંદ્રનાં પદ પદ, ગૃદ

સંસારની ઝીણામાં ઝીણી બાબતો ગોવર્ધનરામભાઈએ, કાંઈક વિદ્યાચતુર લક્ષ્મીનંદન બુદ્ધિધન શઠરાય વગેરેનાં ગૃહસંસારનાં દર્શન કરાવી, ચીતરી બતાવી છે. તેમાં બારીક બુદ્ધિથી અનેરા વિધવિધ રંગો પૂર્યા છે. રાજકીય પ્રકરણોમાં, મલ્લરાજ દ્વારા રાજ્યકલ્યાણના રસ્તાઓ બનાવ્યા છે, તેમજ રાજ્યની કપટબાજી સુવર્ણપુરીની રાજ્યખટપટમાં ઉતારી છે. ભૂપસિંહનો દરબાર, મલ્લરાજનો પ્રજાપ્રેમ, પ્રજાનાં કલ્યાણનાં માર્ગો તેમણે એક કુશળ રાજ્યમંત્રીની માફક આબેહુબ કલ્પ્યા છે. સમાજનાં દૃશ્યો તેમણે બન્ને બાજુથી આ જમાનાને તેમજ પુરાતન કાળના જમાનાને અનુકૂળ પડે તેવી શૈલીમાં ઉતાર્યાં છે. ધર્મનાં તત્વો પણ ખૂબ ઝીણવટથી ચર્ચ્યાં છે. સરસ્વતીચંદ્રમાં કલ્પેલાં જાતજાતના પાત્રો અવનીનાં પડપર જન્મે છે. તેમનાં વિચારો, વૃત્તિઓ ને વર્તનનો આબેહુબ અને અને ચોખ્ખો ચિતાર સરસ્વતીચંદ્રમાં સમાવ્યો છે. જમાલ જેવા નીચ વૃત્તિઓનાં પુરૂષોથી તે સરસ્વતીચંદ્ર જેવા આદર્શ પુરૂષ અને અલકનંદા જેવી નીચ સ્ત્રીઓથી માંડીને કુમુદ જેવી આદર્શ સ્ત્રીઓ દુનિયામા મળી શકે તેમ છે. ગોવર્ધનરામ ભાઈએ એ પાત્રોની કલ્પના કરવામા જે ચાતુર્ય વાપર્યું છે, તેનો જ્યારે જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે ત્યારે તે મહાત્માની વિશાળ બુદ્ધિ માટે, અત્યંત પૂજ્યભાવ સ્વાભાવિકજ ઉત્પન્ન થાય છે. સાક્ષરરત્ન શ્રી કનૈયાલાલ મુનશીએ નવલકથાઓનાં પાત્રો આલેખવામાં મોટી મોટી રેખાઓ દોરી, તેમાં આમતેમ પોતાની ઈચ્છા અનુસાર મૂખ્ય રંગો પૂરી, વાંચનારને પોતાની ઈચ્છા અનુસાર બીજા રંગો પૂરી લઈ કલ્પનાનું યથેચ્છ સુખ ભોગવવા અવકાશ આપ્યો છે અને આથી કરીને વાંચનારનું હૃદય ક્ષણિક થનથન નાચી ઉઠે છે. સાક્ષર રત્ન કવિવર શ્રી ન્હાનાલાલ પોતાના નાટકનાં પાત્રો આલેખતા, ઉચ્ચ ભાવનામય રેખાઓ દોરી, તેમાં સચોટ રંગ પૂરી વાચનારનાં હૃદયને તરસ્યું બનાવી દે સારેજ જંપે છે. પણ ગોવર્ધનરામભાઈના પાત્રો તો દુનીયાનાં ખરાં મનુષ્યોજ છે. દૈવી જીવનનાં પંથે ચઢેલાં બન્ય પાત્રો સર્જી, તેમની અંદર માનુષી નીર્બળતા પણ મુકી છે. આજનાં મોહભર્યાં વાતાવરણનાં “ જયા ”ના આદર્શો જીવનમાં ઉતારનાર વ્યક્તિ ભાગ્યેજ જોવામાં આવે છે. સરસ્વતીચંદ્ર, “ જયન્ત ” જેવો દૈવી વિજેતા નથી સરજાયો. સંયોગ અને પ્રયાસથી સરસ્વતીચંદ્ર, કુમુદ, કુસુમ કે ગુણસુંદરી થઈ શકાય, એવું આશ્વાસન સરસ્વતીચંદ્રની નવલકથાનાં વાંચનારના હૃદયને મળે છે. ગોવર્ધનરામભાઈએ કલ્પેલાં કુમુદ સરસ્વતીચંદ્ર જેવાં પાત્રોની નિર્બળતા વાંચનારનાં હૃદયને કરૂણરસથી ભરી દઈ, તેનાં નયનમાંથી અશ્રુધારા વહેવડાવે છે. સરસ્વતીચંદ્ર દ્વારા, સાક્ષર રત્ન ગોવર્ધનરામભાઈએ, એક પરમાર્થી મહાત્મા જેટલી ગુજરાતની જે અમૂલ્ય સેવા બજાવી છે, તેને માટે ગુજરાત એમનું સદાકાળ ઋણી રહેશે.*

---

* નડિયાદની સાહિત્ય પરિષદમાં વંચાયલો નિબંધ.



# નિમંત્રણ:

રાસ.

કે રાજ ! ભર્યાં સરવર સુન્દર અમ દેશમાં,
કે રાજ ! ભર્યાં સરવર મધુર અમ દેશમાંઃ
મંહી આછેરાં નીર,
મંહી આછેરાં ની...ર,
આછાંઃ આછેરાંઃ અમી મીઠડાં...કે રાજ !૦

તીરે નાચે મોરલો, નીરે એની છાય,
ધીરી કેકા કે 'તે હું' ની ધીરેથી લ્હેરા...ય,
'તે હું' ના શબ્દ ગુંજે મીઠડા...
કે રાજ ! ભર્યાં સરવર મધુર અમ દેશમાં,
કે રાજ ! ભર્યાં સરવર સુન્દર અમ દેશમાંઃ
મંહી સોનાનાં ફૂલ,
મંહી સોનાનાં ફૂ...લ;
ગન્ધે મ્હેકન્ત મીઠાંઃ મીઠડાં...કે રાજ !૦

તીરે સારસ બેલડી, નીરે ચંચલ મીન,
ધીરે વેણુ વાય ને ધીરે વાય સમી...ર,
ગેબે એ ગીત ગુંજે મીઠડાં...
કે રાજ ! ભર્યાં સરવર સુન્દર અમ દેશમાંઃ
કે રાજ ! ભર્યાં સરવર મધુર અમ દેશમાંઃ
મંહી મોંઘા પરાગ,
મંહી મોંઘા પરા...ગ,
મોંઘાઃ મોંઘેરા પરબ્રહ્મના...કે રાજ !૦

દેવોને યે દોહાલાં એનાં પયનાં પાન;
આવો તે પીવા ત્હમે મોંઘેરા મ્હેમા...ન,
પીઓ પીયૂષ મીઠાંઃ મીઠડાં...
કે રાજ ! ભર્યાં સરવર મધુર અમ દેમમાં;
કે રાજ ! ભર્યાં સરવર સુન્દર અમ દેશમાંઃ

'સમિતિંજય'



# બાળકને રોગથી કેમ બચાવવું ?

## ચામડીના રોગ—લેખ ૪ થો.



લેખકઃ અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.,
હેલ્થ ઓફીસર, સુરતઃ

આ લેખમાં આપણે બાળકને થતા ચામડીના રોગ બાબત વિચાર કરીશું. બાળકના શરીર ઉપર જુદા જુદા રંગ અને કદના ચાઠાં, ફોલ્લાં, ધાબા ઇત્યાદી દેખાય છે. આનો ઇલાજ કરવો તે જો કે ડોકટરોનું કામ છે છતાં તે બાબત સામાન્ય જ્ઞાનની જરૂરીયાત દરેક માતાને છે. કારણ કે શરીરની ચામડી ઉપર દેખાતી, આ નિશાનીઓ સાદામાં સાદા અને ગંભિર રોગોના પ્રતિનિધિ રૂપે હોય છે.

તરતના જન્મેલા બાળકની પૂંઠે તાંબાના રંગ જેવા અને ગોળ આકારના ચાઠાં ઘણાઓએ જોયા હશે. કેટલાક એમ માને છે કે તરતના જન્મેલા બાળકને આવું તો કાંઇક હોય જ અને એમ માની તેનું ખરૂં કારણ શોધવાની કોઇ દરકાર કરતું નથી. આ ચાઠાં બાળકને જન્મથીજ હોય છે અને તે, બાળકને માતા અથવા પિતા તરફથી વારસામાં મળેલા રોગના પરિણામ રૂપે હોય છે.

જે માતા અથવા પિતાને ઉપદંશ ( Syphilis ) નો રોગ હોય છે તેમના બાળકને આવા ચાઠાં પડે છે. આવા બાળકોને આ ચાઠાં ઉપરાંત, બીજા કેટલાક ચિન્હો પણ હોય છે. પરંતુ તે બાબતનું સંપૂર્ણ જ્ઞાન સાધારણ માણસોને હોતું નથી, પરંતુ તેમાંના કેટલાક ચિન્હો ઓળખવા તદ્દન સહેલા છે, જેવાં કે શરીરની બધી ચામડીનો માટી જેવો રંગ, બેઠેલું નાક, માથા ઉપર થોડાં પણ ઉભા વાળ વિગેરે; પરતુ આ બધા ચિન્હો ડોકટર સિવાયના બીજા મનુષ્યોની નજરમાં નથી આવતા. આવા રોગવાળું બાળક બહુ વખત જીવતું નથી અને જીવે તો મરેલા જેવું જ દેખાય છે. આપણે એક વખત એટલું જાણીયે કે બાળકની પૂંઠે તાંબાના રંગના ચાઠાં હોય તો તે એક ભયંકર રોગની નિશાની છે તો તેનો તરતજ ઉપાય કરવાની અગત્યતા આપણને માલમ પડે. એક દંપતિના ત્રણ ચાર બાળકો જન્મ પછી ચાર છ માસની અંદરજ મરી ગયા. પછી ડોકટરની સલાહ લીધી અને ડોકટરે કહ્યું કે બાળક જન્મે એટલે તરતજ મને બતાવવું. આમ કરવામાં આવ્યું. અને માલુમ પડયું કે બાળકના પિતાને ઉપદંશનો જુનો પણ થોડો ઘણો સારો થઈ ગયલો વ્યાધિ હતો જેને લીધે બાળકો મરી જતા હતાં. તે બાળકની યોગ્ય સારવાર કરવાથી બચવા પામ્યું અને બાળકના પિતાની યોગ્ય દવા કરવાથી ભવિષ્યની બીજી ઓલાદ પણ તંદુરસ્ત જન્મી.

ચોળી ચાઠાં પડે છે. આનું મુખ્ય કારણ અસ્વચ્છતા અને અયોગ્ય કપડાં છે.

ચેપી રોગથી ઉત્પન્ન થતા ચામડીના વિકાર સિવાય બીજા બધાં ચામડીના ઉપર થતાં ફોલ્લાં ઇત્યાદીનો ખરો ઇલાજ સ્વચ્છતા છે. જો બાળકને કાળજીપૂર્વક સ્નાન કરાવવામાં આવે અને ૠતુ અનુસાર કપડાં પહેરાવવામાં આવે તો આવા ફોલ્લા અને ચાઠાં થતાં નથી.

વધારે પડતા ગરમ પાણીથી અને હલકી જાતના સાબુથી પણ બાળકની ચામડી લાલ થઇ જાય છે. બાળકના આખા શરીર પર મીઠું તેલ ચોળીને પછી સારી જાતના સાબુથી ન્હવડાવવાથી શરીરપરના જંતુનો નાશ થાય છે, બાળકનું લોહી જલદીથી હરે ફરે છે અને બાળક તંદુરસ્ત બને છે. બાળકને ન્હવરાવવું તે પણ એક કળા છે. બિનઅનુભવી માતાં કયાંતો બાળકને બહુ ન્હવરાવીને માંદુ પાડે છે અથવા ઓછું ન્હવરાવીને ગંદુ રાખે છે. આ કળા બિનઅનુભવી બ્હેનોએ અનુભવી બ્હેનો પાસેથી શીખી લેવી જોઇએ. બાકી ફક્ત ન્હવરાવવાને ખાતર બાળકના શરીર પર પાણી ઢોળી પછી મોઢા પર પાઉડર ઇત્યાદી લગાડવાથી બાળક સ્વચ્છ અને તંદુરસ્ત રહેતું નથી એની નોંધ લેવી અહિં અસ્થાને નહિં ગણાય.



## જીવનના રંગ.

### ( રાસ ).




આવો રસિક ! જીવનરંગ માણીયે રે લોલ.
વ્યોમથી ઝરે છે ધવલ ચંદ્રિકા રે લોલ,
એવો નીતરે અમ હૈડાનો નેહ જો—આવો૦

જીવન જાણવાં ને જીવવાં એ દોહ્યલાં રે લોલ,
અતી ગહન દીસે આતમનાં ઉંડાણ જો—આવો૦
' સંસારે સ્વર્ગ ', એવું સૂત્ર કો વદે,
એ સૂત્રથી અમ ભવરણ મંડાય જો—આવો૦
અનું તોફાની તેજ તરલ તારિકા રે લોલ,
ઉદિત થઇને ઉજાળું તમ શૂન્ય જો—આવો૦
એ તેજે થાય પુનિત હૃદય આપણાં રે લોલ,
પછી પ્રગટે વિશુદ્ધ પ્રણય પુંજ જો—આવો૦
દિવ્ય તેજે એ દિવ્ય જ્ઞાન પામીએ રે લોલ,
સાધી પ્રેમ સકલ બ્રહ્મ સાથ ઐક્ય જો—આવો૦

ગિરિજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ.

# માળા.

[ અનુવાદ ]

૧

તુજ સાથ વહ્યાં દિન ને રજનિ,
પ્રિય ! ત્હેની જ મોતન માળ બની:
ફરીથી, ફરીથી
ઉર ફેરવવી,
બની પ્રેમની માળ શી એ ? સજનિ !

૨

પળ એક હરેકજ મોતી સમી,–
બન્યું મૌક્તિક સાન્ત્વનું–પ્રાર્થન, ને
પલકે, પલકે
ફરતી હૃદયે:
રહી દર્દની મૂર્ત્તિ તથાપિ, સખિ !

૩

સુખ હો, સ્મરણો !–ત્યમ બાળી રહો;
ફળહીન નહો, કહુ–હાનિ: અહો !
ચુમતો, ચુમતો
હર એ મણકો,
પ્રિય ! ચૂમી હું દર્દસ્વીકાર રહ્યો,
દિલદર્દ સદાય હું ચૂમી રહ્યો !

રામમોહનરાય જસવંતરાય.



# પંચાતીયાની પુત્રી

લેખક: રા. મનુભાઇ જોધાણી.

ઉનાળાની એક સુલાયમ ગુલાબી પ્રભાતમાં ઠંડીની લહેરો અનુભવતા રામો પટેલ ખાટલામાં સુતા હતા; તેવામાં પાસે બાંધેલા વાછડાએ પગ ચાટયા અને એમની ઉંઘ ઉડી ગઇ. મોડું થઇ જવાથી એ હાંફળા ફાંફળો ઉઠયા; બંડી પહેરી માથે ફાળીયુ બાંધી, બળદને કોઢમાંથી કાઢયા, હળ તૈયાર કરી એમણે ખેતરમાં જવાની તૈયારી કરી.

રામો પટેલ ગામમાં ખાનદાન હતા. પૈસાપાત્ર પણ હતા. છોકરામાં માત્ર એક પુત્ર અને પુત્રી હતાં. ખેતર હતું, ઢોર હતાં, અને આંગણે ઘુઘરમાળ ખખડાવતા સુંદર બળદોની જોડ હતી, ભગરી ભેંસોનાં જુથ હતાં. સર્વ હતું. લક્ષ્મીદેવીની એમના ઉપર કૃપા હતી. પછી પટેલને બીજી શી ચિંતા ?

પટેલ પાંચમાં પૂછાતા. અને આગેવાન હોવાથી એમને પંચાત કરવા સહુ બોલાવી જતો. પહેલા એમનું મન દુભાતું. પણ પાછળથી એમને લત પડી ગઇ હતી. ગમે તેવું કામ હોય અને બગડતું હોય, તોપણ પટેલ પંચાત કરવા કોઇ બોલાવે તો તરતજ દોડી જતા.

"રામાપટેલ ઘેર છો કે ?" બહારથી કોઇએ બુમ મારી.

રામાપટેલે હળ નીચે મુકયું અને આવનાર કોણ છે, તે જોવા બારણા તરફ ચાલ્યા.

"પટેલ, જરા મારે ઘેર ચાલો" ઉતાવળ સાથે આગ્રહપૂર્વક વિનંતી કરતાં એણે પટેલનો હાથ ઝાલ્યો.

"પણ છે શું ?" પટેલે હસતા હસતા પૃછ્યું.

"આ જુઓ છોને પટેલ ! દુનીઆમાંથી સત્ય હવે ગયું. તમારા જેવાને આધારેજ આભ ઉંચો રહે છે. તમે તો થાંભલા સ્વરૂપ છો, નહિ તો આકાશ અને પૃથ્વી એક થઇ જાય." એણે વાતમાં મોણ નાખવા માંડયું.

"ભાઇ, મારે મોડું થાય છે. વાત કરો શું છે ?" પટેલે ઉતાવળ કરી.

"બાપુ, જુઓ તો ખરા ! આ મારા ખેતરમાં હવે પેલો હીરો ભાગ લેવા આવ્યો છે. કહે છે કે તારા બાપે, ને મારા બાપે એ સહીયારૂં ખેતર લીધું છે."

"સાક્ષી હશેને કોઇ ?"

"સાક્ષી કેવા ? મારૂંજ ખેતર છે. મારા બાપે લીધેલું. મ્હેં માથા ઉગે એવી જમીન ખેડીને તૈયાર કરી છે. અને હવે તૈયાર માલ જોઇ એનું મન લલચાયું. અને ભાગ પડાવી લેવાનો ઇરાદો કર્યો. શી મગદૂર છે ને !" એણે ગુસ્સામાં દાંત કચકચાવ્યા.

પટેલે હળ મૂકયું. બળદ એમના એમ છુટા ઉભા થઇ રહ્યા અને પટેલ તો પંચાત કરવા એની સાથે જવા પાઘડી પહેરવા ગયા.

"બાપા, ખેતરે પાઘડી પહેરી કેમ જાઓ છો ?" વીશેક વર્ષની યુવાન છોકરીએ પટેલને ઓસરીમાંથી સાફ કરતા પૂછયું.

એ પટેલની દીકરી હતી. બુદ્ધિશાળી હતી. એને અસત્ય ઉપર તીરસ્કાર હતો. ઘરધંધા મુકી પારકી પંચાત કરવા જવાનું એને પસંદ ન હતું. એ સમજતી કે પંચાતીયાનાં છોકરાં ભૂખે મરે !

"બાપા, શીદ જવું છે ?" પટેલને મુંઝા રહેલા જોઇ એણે ફરી પૂછ્યું.

"આ જરા, પેલા હીરા પટેલને ને આમને તકરાર છે તે..." પટેલે આડું જોઇ ઉચ્ચાર્યું.

"આપણે શું તે?" સિંહણ જેવી એ તાડુકી.

"ગયા વગર તે ચાલે!" પટેલે વધારે જવાબ આપ્યા વગર ચાલવા માંડયું.

દીકરી પાછળ જોઇ રહી એણે એમને પાછા બોલાવ્યા. "બાપા! તમે આ ન્યાય કરશે તે ખરો ન્યાય કરશો?"

"હા બેટા. સત્યને આંચ શી? પંચ ત્યાં પરમેશ્વર." પટેલે મક્કમતાથી જવાબ આપ્યો.

"ન હોય. બાપા, ન હોય. એકને લાભ અને બીજાને ગેરફાયદો. એક ખુશી થાય અને બીજું દુઃખાય, એક મલકાય અને બીજાની આંતરડી કકળી ઉઠે. અને એના શ્રાપથી તો ખાવા અન્ને ન મળે!" દીકરીએ બોલવા માંડયું.

"એ તો જે ખોટું હોય એને શીક્ષા થવીજ જોઇએ. પછી એનો શ્રાપ શું નડવાનો હતો?" પટેલે દરકાર ન કરી. અને જાણે પોતે ન્યાય કરવાનો પરવાનોજ લઇ આવ્યા હોય એમ પેલાને સાથે લઇ ચાલ્યા ગયા.

સિંહણ સમી એ જોઇ રહી. એણે ગુસ્સામાં પગ પછાડયો. અને સ્હેજ ડોક બીડી સીત્કાર કર્યો. અકડાઇથી તાકી રહી. એના કપાળ ઉપર કરચલી પડી. ભ્રમર ખેંચાઇ અને આંખો ઉપરનાં પોપચાં ઉચાં ચઢયાં. એણે બબડવા માંડયું. "આમને પંચાત કરતા ભૂલવવાંજ પડશે."

( ૨ )

બબ્બે વરસનાં બ્હાણાં વાયાં. પણ સાસરે ગયેલી દીકરી સંદેશોય મોકલતી ન હતી. સારા ઘરની દીકરી મોટે ઘેર સાસરે ગઇ એટલે પીયરને ભૂલી ગઇ, એમ ગામની સ્ત્રીઓ વાતો કરતી. રૂપાળી સ્ત્રી અને ધનનો મદ પછી એની ઓળખાણ કોણ ન કરે! ગામની કેટલીક યુવાન સ્ત્રીઓ તો પટેલની દીકરીની સહીયરો હતી. અને વારંવાર એને સંભારી વાતો કરતી કે એતો હવે નહિ આવે.

લાંબો પંથ ખેડતી, ઘુઘરીઆળા બળદ જોડેલ રથમાં બેસી, એ પ્હોરેક દીવસ ચડતાં એક દિવસ ગામને પાદરે આવી પહોંચી. પનહારીઓએ એને જોઇ, ને બેડાં કૂવે મૂક્યાં. ગોવાળીઆએ અણુહાંક્યાં ધણ મૂકી, એના રથ પાસે ભમવા માંડયું. સુંદરીઓનાં વૃંદેવૃંદ એના રથ ફરતા ઉછળ્યા. જાણે કોઇ ઉદધિએ માઝા મૂકી. જેમ જેમ ગામમાં ખબર પડતી ગઇ, તેમ તેમ ગામનાં સર્વ માણસો આ પટેલની દીકરીને સામા લેવા ગયા. પટેલનો હર્ષ તો માયજ નહિ. બે વર્ષે આજે દીકરી ઘેર આવી હતી. પૈસાવાળી હતી, એટલે સહુ એની ખુશામત કરતું. ગરીબનું કોણ?

વાજતે ગાજતે સામૈયા કરી એને ઘેર તેડી લાવ્યા. આંગણામાં રથ છૂટયાં. માણસોએ ખબર અંતર પૂછ્યા. અને સહુ રસ્તે પડયું. માત્ર ગણ્યાગાંઠયા માણસો બેઠા હતા. ત્યાં લાવીને દાતણ કળશીયો હાજર કર્યો.

"ના, બાપા. મારે દાતણ નથી કરવું." જાણે પોતે અભડાઇ જતી હોય એમ લુગડાં સંકોરતી એ પાછી હઠી.

"કાં.....?" પટેલ ફાટી આંખે જોઇ રહ્યા.

"જુઓ બાપા. મ્હેં તમને મારા ઘેરથી ખાનગી દશ હજાર રૂપીયા મોકલ્યા છે તે લાવો. તમને બે વખત કહેવડાવ્યું છતાંય તમે મોકલતા નથી. માટે આજ તો એ રૂપીયા આપો. પછીજ દાતણ કરીશ."

"હેં...! રૂપીયા શેના?" પટેલને ફાળ પડી. એમના હાથમાંથી કળશીયો પડી ગયો.

"બાપા! એમાં શાના ગભરાઇ જાઓ છો? રૂપીઆ તો કાલે મળશે. પણ દીકરીના પૈસા ઘરમાં ન રાખીએ." દીકરીએ ધીમેથી કહેવા માંડયું.

"પણ દીકરીના પૈસા શેના!" પટેલે હબકાઇ પૂછયું.

"આ મારા પૈસા, મેં તમને મોકલ્યા છે તે."

"મોકલ્યા વગર!"

"લ્યો રાખો હવે."

"ત્યારે શું હું જૂઠું બોલું છું?"

"જૂઠું નથી બોલતા, પણ તદન ના કહો છો—નામકર જાઓ છો. એ અસત્ય નહિ તો બીજું શું?"

પટેલ ગુસ્સામાં બળી ગયા. ગળે પડતી આવેલી દીકરી આંખના પાટા જેવી લાગવા માંડી. ક્યાં મરી પહેલાનું અંતઃકરણના ઉંમળકા સાથેનું

## પંચાતીયાની પુત્રી.



ચિત્રકાર: ] " ના, બાપા ! મારે હાલણું નથી 'દેવું.' " [રા. કલાકાન્ત



નૂતન જર્મનીનું સ્ત્રી-સૈન્ય.

સ્નેહભર્યું સ્વાગત અને ક્યાં આંતરડી કકળતો તીરસ્કારભર્યો અણુબનાવ !

" બાપ આવું જૂઠું ન બોલ. મારી આઠ વર્ષની આબરૂ હેં ધૂળમાં મેળવી."

" ના, બાપા હું જૂઠું નથી બોલતી. તમારી બુદ્ધિ ફરી ગઇ છે. સાઠી બુદ્ધિ નાઠી એ હું જાણું છું તેથી કાંઇ બોલતી નથી. ફક્ત મારા રૂપીયા આપી દ્યો." દીકરીએ નીચું જોઇ પૈસા કઢાવવા-ની ઉતાવળ કરવા માંડી.

પાસે બેઠેલા સહુ જોઇ રહ્યા. એમના ચ્હેરા ઉપર આશ્ચર્યની રેખાઓ દેખાઇ. પટેલને બે વર્ષ-થીજ વધારે ઉપજ આવેલી અને એમની ગાંઠે પૈસો વધારે થયો હતો. સહુ માનતું કે એ એમની ઉપજમાંથી છે. પણ આજે તો કોઇ નવીન વસ્તુ દૃષ્ટિ સમક્ષ આવી. જરૂર દીકરીના પૈસે તાગડધીન્ના કરત પટેલ પૈસાની રેલમછેલ બોલાવી રહ્યા છે, એમ ત્યાં બેઠેલા સહુએ પોતપોતાના મનમાં નિર્ણય કર્યો.

" દીકરી, મારી પાસેથી જોઇતા હોય તો, અમથા લાખ પણ તારા લેણા છે એમ કહી મારી આબરૂના કાંકરા ન કર." પટેલે દીકરીને સમજાવવા માંડી.

" આપ્યા હોય તે ઉછીના લઇ જાઉં!" ઉકળી જતાં એ બોલી.

" ઉછીના ક્યાં ? બક્ષીસ આપું છું ને !"

" અને રહેં મોકલ્યા છે એનું શું છે ?"

" ધૂળ એની." પટેલે ફરફેરાઇ જઇ જવાબ આપ્યો.

" ધૂળ શેની ! રૂપીઆ પહેલાં. એ તો તમારે આપવા જ પડશે."

પટેલ સમસમી ઉઠયા. કલંક માથે આવ્યું. એની ઉજ્વળ કીર્તિને કાળો ડાઘ બેઠો. દીકરી કોઇ શત્રુ હોત તો વધારે ઠીક, એમ એમને લાગ્યું.

બપોર થયા. પણ કોઇ જમવા ન ઉઠયું. રાંધ્યું રઝળ્યું. જ્યાં હર્ષ હતો ત્યાં શોક છાયા ઢળી પડી હતી. જ્યાં આનંદ હતો ત્યાં વિષાદ દેખાતો. જ્યાં દોડાદોડી હતી ત્યાં શાન્ત વાતાવરણ જામ્યું અને તે વધારે ને વધારે ભયંકરતા ધરે જતું હતું. પટેલની આંખમાંથી ચોધાર આંસુ વહે જતાં હતાં. પણ દીકરી એકની બે થતી ન હતી.

સાંજ પડી. છોકરાં ભૂખે ટળવળવા લાગ્યા.

" બાપુ ! આ છોકરાં ઉપર તો દયા તો લાવ" પટેલ આજીજી કરી.

" ના બાપા ! રૂપીયા પહેલાં, પછી જમવાનું."

" દીકરી આવી હઠીલી ન થા."

" તો દીકરીના રૂપીયા પચાવી પાડવા છે ?"

બસ થઇ રહ્યું. પટેલને એ શબ્દ બાણ પેઠેજ પેશી ગયા. એનું હૃદય ખળભળી ઉઠયું. એ ગામમાં ગયા. અને પોતાના સાથીઓને તેડી લાવ્યા.

પંચ મળ્યું અને ન્યાય થયો. " દીકરીના રૂપીયા મોકલ્યા તેનો સાક્ષી નથી. પણ એને લક્ષ્મીની છોળો ઉડે છે. તેથી માનવા જેવું છે કે એણે રૂપીયા મોકલ્યા હોય અને પટેલ પાસે બે વર્ષથી રેલમછેલ છે. એટલે એ પૈસા આવ્યા પછીજ આ બધું થયું હોય. પણ સહીસીક્કા નહિ હોવાથી, બન્નેની આર્ધી રકમ જાય. પાંચ હજાર રૂપીયા દીકરીને આપવા " કાયમની પેઠે પંચે અર્ધોઅર્ધનો ઠરાવ કરી નાખ્યો.

"ના, મારે પાંચ હજાર નથી જોઇતા. દશ હજાર આપો."

" જો, પંચ કરે તે કબુલ એમાં અસત્ય ન હોય. એ તો જે કરે તે બધું સારૂંજ કરે." પંચે પોતાની સત્યતા જાહેર કરી.

" તમે આવોજ ન્યાય કરો છો ?"

" હા. જ્યાં જ્યાં અમને ન્યાય કરવા બોલાવે છે ત્યાં અમે તરતજ અરધોઅરધ કરી આપીએ છીએ અને એથી બન્ને પક્ષ રાજી રહે છે. પૂછને તારા બાપને !"

પટેલે પાંચ હજારની થેલીઓ લાવીને પછાડી. અને કહ્યું. " જા, કર તારૂં કાળું. મને મોઢું ન બતાવીશ. ગળે પડતી આવી છે તે। મારે દીકરીજ નથી એમ માનીશ."

" બાપા હવે હું નહિ આવું. તમારે તો ઠીક પચાવી પાડવા હતા." એ અગ્નિમાં ઘી રેડતી જતી હતી. અને એ અગ્નિની જ્વાળાઓમાં પટેલ બળી જતો હતો.

રથ જોડાયો. ભૂખી ને તરશી દીકરી રથમાં બેઠી. આવતી વખતે જે સેંકડો માણસો સામા લેવા આવ્યા હતા, તે અત્યારે વળાવા તો શું પણ

સામાય ન મઝ્યા. આનંદમાં કલ્લોલતાં માણસોથી કુમરાની શેરીય ભયંકર અને ખાવા ધાતી દેખાવા લાગી. ત્યારે ફજેટ અને અકળાટ!

ગામને પાદરે જઇ, એણે બીજે રસ્તેથી રથ પાછો વાળ્યો. પટેલને આંગણે ફરીથી રથ આવી ઉભો રહ્યો.

( ૩ )

પટેલ ઝાંપે ઉભા હતા. એમણે રથ જોયો, ને મોઢું છૂપાવ્યું. એ અંદર જતા રહ્યા. કોઇએ આવકાર સરખોય ન આપ્યો. પણ આ દીકરી કાંઇ ઝાંખી જાય એમ ન હતી. એને તિરસ્કારની દરકાર ન હતી. એ અંદર ગઇ.

" બાપા! બાપા! બહાર આવો."

પટેલ ન બોલ્યા.

દીકરીએ થેલીયો ઉપાડીને પટેલ પાસે મૂકી.

પણ પટેલ તો એના ઉપર ગુસ્સામાં બળી રહ્યા હતા, થેલીઓને એણે પાટુ મારી અને કહ્યું. " જા, જા, હવે શું તારૂં મોઢું બતાવી રહી છું."

" તમને શીખામણ આપવા."

"મ્હને આપીને ત્હેં શીખામણ, કે દીકરી ઉપર બહુ હેત ન રાખવું."

" ના, રાખવું." એણે મક્કમતાથી કહ્યું.

" શું, આમ બેઆબરૂ થવા?"

" ના. ભવિષ્યમાં કોઇની પંચાત કરવા જવાનું મન ન થાય, તે માટે."

" એટલે?" પટેલ કુતુહલતાથી ઉંચું જોયું.

" એટલે કે તમે પંચાત કરો છો, તે બધી ખોટીજ છે."

" શી રીતે?"

" જુઓ, તમે જ્યાં જાઓ છો, ત્યાં અડધો-અડધનો ફડચો કરો છો. તેથી."

" એમાં ખોટું શું?"

" મ્હેં તમને પૈસા આપ્યા હતા?"

" ના. મુદ્દલ નહિ."

" છતાંય મને રૂપીયા પાંચ હજાર કેમ આપ્યા?"

" તું ગળે પડી તેથી." તીરસ્કારમાં એ બોલ્યા.

" અને કહો જોઉં, તમને કેટલી લાગણી થાય છે."

" થાયજ ને!"

" ત્યારે બીજાઓને કેમ થતું હશે?"

પટેલ જોઇ રહ્યા.

" બાપા, આ રૂપીયા મેં નથી આપ્યા અને મારે જોઇતા પણ નથી. મારે તો તમને શીખવવું હતું કે પારકી પંચાત કરવા જવામાં સાર નથી. જેમ તમારૂં અંતઃકરણ દુભાયું એમ કેટલાંય અંતઃકરણો તમે દુભાવો છો. માટે હવેથી પંચાત કરશો નહિ."

પટેલ દીકરી સામે જોઇ રહ્યા. એના બળત અંતઃકરણમાં અમીવારી સીંચાયું. ક્રોધ ઉડી ગયો અને હર્ષના ઉમળકામાં એ બોલી ઉઠયા. " વાહ, મારી ડાહી દીકરી!"

---

**લડતનું ક્ષેત્ર**

" પશ્ચિમમાં સ્ત્રીઓની લડતનાં ક્ષેત્ર નોકરીઓ માટે ઉમેદવારી નોંધાવવાનું સ્થળ કે તાલીમ લેવાની શાળા-પાઠશાળાઓ હતાં; હિંદમાં એ લડત ગૃહપ્રદેશના ક્ષેત્રમાં ચાલશે ભરણપોષણ કે નફા માટે પુરૂષોની હરીફાઇ કરવા આપણે બ્હાર નથી પડયાં, પરંતુ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે એ ક્ષેત્રોમાં દાખલ થવાનો આપણો દાવો ખચીત છે આપણી મુખ્ય જરૂરીઆત જે રીવાજોની બેડી આપણને પુરૂષોની દયા ઉપર છોડે તે તોડવાની છે ગૃહપ્રદેશમાંજ પ્રભુએ દીધેલાં હવા ઉજાસ, જ્ઞાન અને સંસ્કારનો ઉપયોગ કરવાનો હક્ક આપણે લેવાનો છે. એ પ્રદેશમાં જ આપણા જીવનનું ધ્યેય નક્કી કરવામાં આપણી ઇચ્છા સર્વોપરિ કરવી જોઇશે, "

સૌ. માલતી પટવર્ધન, ( તંત્રી, ' સ્ત્રી ધર્મ.' )



# વેપારે જાઓ.

## ( લોકગીત. )

સંપાદક: બ્હેન પુષ્પા.

નાયક રે તમે વેપાર જાવ
ઘેર બેઠાં તે કેમ ચાલશે. વણઝારા. હોજી

ગોરી રે લોકોની પાસે છે પોઠ
આપણી પાસે નથી પોઠીઆ. વણઝારા હોજી.

આપું રે મ્હારા હૈયાનો હાર
હાર વેચીને લાવો પોઠીઆ. વણઝારા હોજી.

ગોરી રે લોકોની પાસે છે ધણું
આપણી પાસે નથી ધણંડા. વણઝારા હોજી.

આપુરે મ્હારા પગનાં ઝાંઝર
ઝાંઝર વેચીને લેજો ધણંડા. વણઝારા હોજી.

નાયક રે તમે વેપાર જાવ
અમને તે શું શું ભાળવ્યું. વણઝારા હોજી.

બેસજો રે ગોરી ઘરડાંની સાથ
સંધ્યાકાળે માથા ન ઓળશો. વણઝારા હોજી.

નાયક રે તમે વેપાર જાવ
કેટલા માસે ઘેર આવશો. વણઝારા હોજી.

ગણજો રે ગોરી પીપળીઆ પાન
તેટલા માસે ઘેર આવશું. વણઝારા હોજી.

આવ્યો રે રૂડો કાર્તિક માસ
પોઠ લઇ નાયક પરવર્યા. વણઝારા હોજી

આવ્યો રે રૂડો વૈશાખ માસ
પીપળીઆ પાન ખરી ગયાં. વણઝારા હોજી.

જોષી રે રૂડા જોષ જોઇ આપ
ક્યારે નાયક ઘેર આવશે. વણઝારા હોજી.

બેની રે મ્હારી ધર્મની બેન
સંધ્યાકાળે માથા ઓળીઆં. વણઝારા હોજી.

છોડ્યો રે બેની ઘરડાંનો સાથ
તેનું પ્રાયશ્ચિત લાગીયું. વણઝારા હોજી.

આવી રે મ્હારા સસરાની પોઠ
જાઉં સાસુજી ઘેર પૂછવા. વણઝારા હોજી.

સસરા રે મ્હારા બાપ સમાન
તમે આવ્યાને કુંવર કંઇ ગયા. વણઝારા હોજી.

પાછળ રે તમારા જેઠની પોઠ
તેમની સંગાથે કુંવર આવશે. વણઝારા હોજી.

આવી રે મ્હારા જેઠની પોઠ
જાઉં જેઠાણી ઘેર પૂછવા. વણઝારા હોજી.

જેઠ રે મ્હારા ભાઇ સમાન
તમે રે આવ્યાને વીરા કંઇ ગયા. વણઝારા હોજી.

પાછળ રે તમારા ભાણેજની પોઠ
તેમની સાથે વીરા આવશે. વણઝારા હોજી.

આવી રે મ્હારા ભાણેજની પોઠ
જાઉં ભાણેજ ઘેર પૂછવા. વણઝારા હોજી.

ભાણેજ રે મ્હારા પુત્ર સમાન
તમે રે આવ્યાને મામા ક્યાં ગયા. વણઝારા હોજી.

આવી રે રૂડી વડલાની છાંય
સોડતાણી મામા સુઇ ગયા. વણઝારા હોજી

આવ્યો રે એક ભોરિંગ નાગ
તે રે મામાને ડસી ગયો. વણઝારા હોજી.

મરજો રે એમનાં માતને તાત
ખરી રે ખબર લાવ્યા ભાણેજ. વણઝારા હોજી.




લેખકઃ સૌ. કપિલા મહુભાઇ કાંઠાવાળા

## ૨૦. બીસ્કીટ.

૧ શેર મેદો.
રૂ. પા શેર માંખણ
દોઢ અધોળ બેકીંગ પાઉડર.
નવટાંક ખાંડ
નવટાક આગલી રાતનું દુધ.
નદીની રેતી.

૧ શેર મેંદો લઇ પાશેર માખણ તથા દોઢ અધોળ બેકીંગ પાઉડર નાખવું. આગલી રાતનું દુધ જે બીજે દીવસે ફાટી ગયું હોય તે દુધથી લોટ કઠણ બાંધવો. જો ગળી કરવી હોય તો શેરે નવટાક ખાંડ નાખવી ને ખારી કરવી હોય તો થોડુંક મીઠું નાંખીને લોટ બાંધવો. લોટ બાધ્યા પછી ભાખરીની માફક મોટો રોટલો વણી નાની વાડકીથી નાની નાની ગોળ કાપવી. ચુલા પર તપેલામાં રેતી ધીકાવી તેમાં એક થાળીની અંદર ગોઠવાય તેટલી બીસ્કીટ મુકવી. એક બાજુ લાલ થાય ત્યારે ફેરવી નાંખવી. પછી બન્ને બાજુ થાય એટલે કાઢી લઇ બીજી મુકવી. જો તપેલા ઉપર દેવતા મુકવાની સવડ હોય તો ફેરવવાની જરૂર પડશે નહિ. જો નકશી કે ઘાટ કરવો હોય તો ઝીણી સળીથી કાણાં વીગેરે પાડી પછી પકવવી.

મેદાને બદલે ઘઉંના સાદા લોટની પણ થાય. બેકીંગ પાઉડર આવે છે તેથી ખારા કરતાં ગળી સારી લાગે છે, ખારી કરનારે મીઠું થોડું નાખવું; બેકીંગ પાઉડરનો ડબો બજારમાં તૈયાર મળે છે. પાઉડરમાં વટાળ જેવું કશું જ નથી. બજારૂ ડબ્બા કરતાં આ બીસ્કીટ સારી ને સોંઘી થાય છે. ઘી નાખી નાનખટાઇ જેવી બીસ્કીટ કરવાની ફેશન હિંદુઓમાં પડેલી છે. તેના કરતાં આ હલકી થશે.

## ૨૧. ઘઉંના દુધની શેવ.

૧ શેર ઘઉં.
એક રૂપીઆભાર ખારો.
પાવલીભાર ફટકડી ફુલાવીને.
૧ રૂપીઆભાર મીઠું.

ઘઉં પાણીમાં પાંચ દીવસ પલાળી રાખવા, રોજ પાણી બદલવાનું છઠ્ઠે દીવસે ઘઉં નીતારીને નીશા ઉપર વાટવા. ના વાટવા હોય તો તપેલામાં હાથ વતી ખુબ ચોળી નાખવા. તેનું દુધ વટાઇ અથવા ચોળાઇ રહે; ત્યારે એક તપેલે કપડું બાંધીને શીખંડની પેઠે છીણવાનું, ને છીણેલું દુધ હોય તેને (ઘઉંના દુધને) એક દીવસ નીતરવા દેવાનું. બીજે દીવસે ઉપર પાણી નીતર્યું હોય તે પાણી નીતારી નાખવું. ને નીતારેલા દુધનું ચોસલું બાઝી ગયું હોય તેને થોડા પાણીમાં ઓગાળવું. ઘઉંનું દુધ હોય તે કરતાં પાણી દોઢું લઇ ઉકાળવું. પાણીમાં એક રૂપીઆભાર ખારો ને

પાવલીભાર ફટકડી ફુલાવીને અંદર નાખવાની. પાણી સારું થાય ત્યારે પેલું ઓગળેલું દુધ તપેલામાં રેડી દેવાનું ને હલાવ્યા કરવાનું. તાપ બહુ આછો રાખવાનો. જો બહુ પડશે તો ચોંટી જશે ને ગડીઆ ગાડીઆ પડી જશે. માટે સંભાળીને દુધ ઉકાળવું. સારું ભઇડકા જેવું જાડું થવા દેવું. પછી એની સેવો પાડવી. સેવો પાડવાના સંચા ખાસ જુદા આવે છે. થોડી કરનારને માટે સંચા મળે છે. તેથી નાનાં ખાજા ભરવાનાં નાના સંચા વતે સેવો પાડવાની, તે પતરાળાં ઉપર નાના ખાજાં ભરવા ને વધારે હોય તો ઘાસમાં તડકે પાથરવી નહિ તો પતરાળાં ભરીને તડકે પતરાળાં ને પતરાળાં મુકી દેવાં. એ સેવો કપડામાં સુકવવી નહિ. તે તડકે સુકાયા પછી તેલ કે ઘીમાં તળવાની આવી સેવો ચોખાની કરે છે, તે કરતાં આ ઘઉંના દુધની સેવો સારીને વધારે ફુલે છે. દક્ષણી લોકો એ સેવોને કુડાઇ કહે છે.

**૨૨. ખમણ ઢોકળાં: મગ અથવા ચણાના.**

- ૧ શેર ચણાની દાળ; અથવા મગની દાળ.
- ૧ શેર દહીં મોળું.
- ૧ પૈસાભાર આદુ.
- ½ તોલો ખારો.
- ૧૨ મરચાં લીલાં.
- મીઠું ખપ જેટલું.
- ½ શેર કોથમીર.
- હળદર જરાક.
- હીંગ જરાક.
- ૧ લીલું નારીએળ-ખમણેલું.

શેર ચણાની દાળ રાત્રે પાણીમાં પલાળી સવારે વાટવી. પછી તેમાં શેર દહીં નાખી ચાર કલાક આથી રાખવું. તેને આથો આવે ત્યારે તેમાં આદુ, મરચાં, મીઠું, હળદર, હીંગ, ખારો, કોથમીર પાશેર તથા નાળીએર એકનું સારું ઝીણું ખમણ નાખવું. પછી ઢોકળાં કરીએ છીએ તેમ થાળીમાં મુકવું. પણ ઘણું જાડું મુકવું, એટલે સારી જાળી પડશે. પછી તપેલામાં પાણી ભરી ચાળણી મૂકી થાળી મૂકવી ને ચૂલે ચઢાવવું. થાય ત્યારે નાના કટકા કરી તેને તેલ રાઈ મુકી વધારવાં.

દાળને દળીને કરવાં હોય તો શેર દાળ સહેજ કરકરી ભરડવી. પછી રાત્રે ઉનાં પાણીમાં તે લોટ પલાળવો ને સવારે ½ શેર દહીં નાંખી આથો આવે, ત્યારે ઉપર પ્રમાણે મસાલો નાંખી કરવાં.

---

બેંકર :— તમે ખાત્રી આપો છો કે હું દસ દીવસની અંદર પાંચસો રૂપીઆ પાછા મેળવી શકીશ ?

ઉધાર પૈસા માંગનાર :— એક પ્રમાણીક માણસના શબ્દ પર તમોને ભરોસો નથી આવતો ?

બેંકર :— હા, તમે પ્રમાણીક માણસને લાવો તો હું ૫૦૦ રૂપીઆ આપું.

* * *

મેનેજરઃ—( બાર વરસના છોકરાને કે જે નોકરી માટે આવ્યો હતો ) વારૂ, તમારી પાસે ૫૦૦૦ રૂપીયા હોય તો શું કરો ?

ઉમેદવારઃ—પ્રથમથીજ તમે આટલો પગાર આપશો એવી મેં આશા પણ નહી રાખેલી !

ઇ. હો. મ. મીસ્ત્રી.



# વિજ્ઞાનની પ્રગતિ.

લેખકઃ ડૉ. કુંવરજી ગો. નાયક; ડી. એસસી.
પ્રમુખ, વિજ્ઞાન વિભાગ, નડિયાદ સાહિત્ય પરિષદ.

*આગલી સાહિત્યપરિષદના પ્રમુખો, સેક્રેટરીઓ, તથા અન્ય ઉત્સાહી કાર્યકર્તાઓ તરફથી સાહિત્યવિજ્ઞાન અને તેને લગતા અનેક નાના મોટા સવાલોની તથા બીજી તરેહવાર ગુંચવણોની રૂપરેખા અપાઇ ગઇ છે, છતાં કાર્ય જોઇએ તેટલી ત્વરાથી આગળ ધપ્યું નથી. એનાં કારણો અનેક છે. ગુજરાતની મોટામાં મોટી ખામી અથવા તો ઇશ્વરી બક્ષીસ એ છે કે દરેક કાર્યમાં તેમજ દરેક પ્રયાસમાં ગુજરાતીઓ હંમેશાં વેપારબુદ્ધિથી જુએ છે. આ વાત ઘણાઓને રુચિકર લાગશે નહિ, પણ અંગત અનુભવથી મને આ વાતમાં ઘણી સત્યતા જણાઈ છે અને તેને લઇને સાહિત્યવિજ્ઞાનની પ્રગતિએ જોઇએ તેટલું જોર હજુ પકડયું નથી. વિજ્ઞાનસાહિત્યમાં પશ્ચિમની પ્રજાઓ કેટલો ભાગ ભજવી રહી છે એના થોડા દાખલાઓ ટાંકુ કે જેથી આપણને આપણે ક્યાં છીએ તેનું યોગ્ય ભાન થાય.

મહાન્ વિગ્રહ વખતે જર્મનીને રબરની ઘણી હાડમારી પડી. વિગ્રહ દરમ્યાન લડાઇનો સરસામાન, લડાઇના એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાને મોટર લારીઓનો મોટી સંખ્યામાં ઉપયોગ કરવામાં આવે છે, એટલે રબર ટાયરની જરૂર ખાસ જણાઇ. જર્મન વહાણોની આવજા ઉપર બ્રીટીશ મનવારોનો સખ્ત જાપ્તો હોવાથી, કુદરતી રબર, જર્મનીમાં આવતું બંધ થયું. રબર પૂરું પાડવાને કુદરતી રબરને બદલે બનાવટી રબર વાપરવાનું અને તે મોટા જથામાં પેદા કરવાનું જર્મન વિજ્ઞાનશાસ્ત્રીઓને માથે પડયું. બનાવટી રબર પેદા-કરવાને અથાગ પ્રયત્નો શરૂ થયા. પરિણામે આજે બનાવટી રબર કુદરતી રબર સાથે જો કે ટકી શકે, એવી હરીફાઇમાં ન ઉતરી શકે. છતાં પણ થોડા વખતમાં બનાવટી રબર કુદરતી રબર કરતાં સસ્તું વેચાય તો નવાઇ નથી. રબર સસ્તું થતાં ભવિષ્યના જીવનમાં મોટી ઉથલપાથલ થવાનો સંભવછે. રબરની વસ્તુઓનો બહોળો વપરાશ ભવિષ્યમાં નજરે આવશે. ઘરમાં સુતરાઉ કે ઉનની શેત્રંજીઓની જગાએ રબરની શેત્રંજીઓ, પહેરવાને માટે રબરનાં કપડાં, બેસવા, ઉઠવા ને સુવાના સાધનમાં રબરના તકીઆ અને બીછાનાઓ, એ સિવાય રાચરચીલાઓ ઘરની દીવાલો વગેરેમાં રબરનો બહોળો ઉપયોગ થવાનો. હિંદુસ્તાનની પ્રજાને રબરને અંગે થતી શોધખોળનો આજે તો ભાગ્યેજ પૂરો ખ્યાલ આવી શકે.

બીજો એક દાખલો લઇએ. ખેતીવાડીને અંગે પશ્ચિમના દેશોમાં મોટમોટી શોધખોળો થઇ રહીછે. અમેરિકા જેવા આગળ પડતા દેશમાં કઇ જમીનમાં કયો પાક સૌથી સરસ થશે, એ પ્રમાણે જમીનની વર્ગણી કરવામાં આવી છે. જમીનોનાં યોગ્ય પૃથક્કરણ થયા પછી જમીનને યોગ્ય ખાતર અને જમીનને બંધ બેસતો સૌથી વધારેમાં વધારે ઉત્પન્ન

* ડૉ. નાયકે નવમી સાહિત્યપરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખસ્થાનેથી આપેલા આ ભાષણમાં વિજ્ઞાનની પ્રગતિ વિષે જે માહિતી ભરી છે તે "ગુણસુંદરી"ના વાચકોને ઉપયોગી થઇ પડશે.
તં. ગુ.

આપે એવો કયો પાક ઉગાડાય એ પણ ચોક્કસ કરવાનાં સાધનો અસ્તિત્વમાં છે. એટલે દેશને આવા સંજોગોમાં જમીન ઉત્પન્નમાંથી વધારેમાં વધારે આવક થાય એ ચોક્કસ. વિજ્ઞાનશાસ્ત્રીઓની સંશોધક બુદ્ધિ આ બાબતમાં પણ કેટલી મદદગાર થઇ છે તેનો દાખલો ટાંકું. સને ૧૯૨૩માં હવાઇના ટાપુમાંથી લગભગ છ કરોડ રૂપીઆનાં અનનાસ ઉગાડીને બહાર મોકલવામાં આવ્યાં હતાં. આ ઉદ્યોગ એક નાની શોધખોળને આધારે જામ્યો. હવાઇ ટાપુની જમીનમાં અનનાસો સારાં થતાં પણ પીળાં પડી જતાં. એનું કારણ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ખોળી કાઢ્યું. તેઓને માલમ પડ્યું કે તે જમીનને લોખંડના સત્વની ભૂખ રહી જાય છે. વળી એ સત્વ જમીનમાં નાખવાથી પણ પાકને પહોંચી શકતું નથી. વિશેષ અખતરાઓ કરવાથી એવું જણાયું કે જમીનમાં લોખંડનો ખાર નાખવા કરતાં, તે ખારને પાણીમાં પીગળાવી અનનાસના છોડનાં પાંદડાઓ ઉપર છાંટવાથી આ રોગ મટી જાય છે. આમ થયા પછી આ ધંધો ત્યાં ખૂબ જામ્યો.

કેટલાક વખત ઉપર ન્યુઝીલેન્ડમાં ઘેટાં અને ઢોરોમાં એક જાતનો રોગ ચાલ્યો, જેથી ઢોરો સુકાઇ જઇ ધીમે ધીમે મરી જવા લાગ્યાં. વિજ્ઞાનની નજરે ખોળતાં એવું માલમ પડ્યું કે મેદાનોમાં કે ખેતરોમાં ઢોરો ચરવા જતાં ત્યાંની જમીનમાં લોખંડી સત્વ તથા બીજા અમુક ખારોનો અભાવ માલમ પડ્યો. લોખંડના તેમજ બીજા કેટલાક ખારો તે જમીન પર છાંટતાંજ, ઢોરોમાંથી આ રોગ ધીમે ધીમે સદંતર નાબૂદ થઇ ગયો.

હવામાં ઉડતાં વીમાનોને, મોટી ઉંચાઇ પરથી અચાનક એન્જીન બંધ પડી જવાથી નીચે પડી ભયંકર અકસ્માત્ થતા આપણે સાંભળીએ છીએ. પૃથ્વી પરની સાધારણ પ્રયોગશાળામાં એનાં કારણો તપાસતાં કાંઇ ફેંસલો મળી નહિ. એટલે, એવા એન્જીનમાં હવાની આટલી ઉંચાઇને લઇને શા શા વિચિત્ર ફેરફારો થાય છે, એનો અભ્યાસ કરવાને માટે ઉંચા પહાડો પર એન્જીન વગેરેને લઇને જવાની જરૂર જણાઇ. પણ આથી તો જે પહાડ પર આ શોધખોળ થાય તેટલીજ ઉંચાઇઓથી શું ફેરફાર થાય તેનુંજ માત્ર જ્ઞાન મળે. જો પહાડ ૨૫૦૦૦ ફીટ ઉંચો હોય તો ૨૫૦૦૦ ફીટ પર રહેલી હવા એરોપ્લેનના એન્જીનમાં શું શું ફેરફાર કરી શકે, એટલુંજ શોધી શકાય, પણ ૩૦,૦૦૦ ફીટ પર કેવી સ્થિતિ ઉત્પન્ન થાય, તે કહી શકાય નહિ. વિમાની, અમુક ઉંચાઇએ તેને નડેલી અડચણોનો ખ્યાલ જો વિજ્ઞાનશાસ્ત્રીને આપે, તો વિજ્ઞાનશાસ્ત્રીઓ, એટલે ઉંચે આવેલી હવાના દબાણની, ગરમીની, વગેરેની આટલી ઉંચાઇએ શી સ્થિતિ હોય તે સ્થિતિ પોતાની પ્રયોગશાળામાં ઉભી કરી, નવા પ્રયોગો આદરી, એ અડચણો દૂર કરવાને પ્રયોગશાળામાં સાધનો ઉભાં કરી શકે. આવાં સાધનો આજે વિજ્ઞાનશાસ્ત્રીઓએ ઉભાં કર્યાં છે અને શોધખોળો પૂર જોસમાં ચાલે છે. પરિણામે ભવિષ્યમાં દિન પર દિન હવાઇ વિમાનો મારફતે મુસાફરી, તેમજ વેપારરોજગાર, વધારે સરળતાથી અને સસ્તી રીતે થઇ શકશે, મુસાફરીનું અંતર ઓછું થશે, વખતનો બચાવ થશે અને રેલ્વે વગેરેને લગતાં સાધનોને અંગે થતો ખર્ચ બચી જશે.

સાધારણ રીતે જ્યારે કોઇ પણ પદાર્થ બળે છે અને તે વખતે ઑકસીજનનું પ્રમાણ ઓછું હોય છે, ત્યારે ધુમાડો પેદા થાય છે; અને તેમાં "એથીલીન" ગૅસ ઓછાવત્તા પ્રમાણમાં ઉદ્ભવે છે. ઘણાં વર્ષો સુધી ગ્યાસતેલના સ્ટવો કેલીફોર્નીયામાં લીંબુ પકવવામાં અને તેમને પીળો રંગ આપવામાં વપરાતા હતા. થોડાં વર્ષો ઉપર વિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું કે આનું કારણ સ્ટવની ગરમી નહિ, પણ ધુમાડામાં રહેલો "એથીલીન" ગૅસજ હતું. આ સ્ટવોને લઇને કેટલીક વખતે આગ લાગતી અને વખતોવખત ધુમાડાને લઇને ફળ કાળાં પડી જતાં અને જોઇએ તેવું ચોક્કસ પરિણામ આવતું નહિ. ત્રણ વરસની વાત ઉપરજ અમેરિકાના રસાયણશાસ્ત્રીઓને આ બાબતની વિગતવાર શોધખોળ કરવા રાજ્ય તરફથી ભલામણ કરવામાં આવી. ડૉ. ડેનીએ શોધી કાઢ્યું કે "એથીલીન" ગૅસ જો હવામાં ૧:૧,૦૦૦,૦૦૦ હવાથી માંડીને ૧:૫૦૦૦ હવાના પ્રમાણમાં હોય તો ધારેલું કામ આપી શકે છે અને એમજ આ ફળ પકવવાને અને તેમને પીળો રંગ આપવાનું ચોક્કસ અને નિયમિત થઇ શકે, અને

અર્ધાં વખતમાંજ કામ પાર પડી શકે, એવી એક રીત શોધી કહાડી છે. ઍઝોર્સના ટાપુમાં પણ અનનાસને નિયમિત પકવવાને આનોજ ઉપયોગ થાય છે.

દુનિયામાં દર વર્ષે ૪-૫ હજાર ટન કપૂર વપરાય છે, અને એ બધુંજ ચીન અને જાપાન દેશ પૂરૂં પાડે છે. આ કપૂર મોટે ભાગે ફૉર્મોસા ટાપુમાં ઉગતાં કપૂરનાં ઝાડોમાંથી મેળવવામાં આવે છે. સને ૧૮૯૪ માં ફૉર્મોસાનો ટાપુ જાપાનીઓએ કબજે કર્યો અને કપૂરનો વેપાર જાપાનીના એકલાના હાથમાં આવ્યો. પરિણામે કપૂરની કિંમત વધી ગઇ. કપૂરનો મોટો જથ્થો કચકડું બનાવવામાં વપરાય છે, તેથી કચકડાના વેપારીઓને કપૂરનો એકહથ્થુ વેપાર પસંદ પડયો નહિ. એટલે બનાવટી કપૂર પેદા કરવા તરફ લક્ષ દોરાયું અને રસાયણશાસ્ત્રીઓએ ટરપેન્ટીન તેલમાંથી કપૂર બનાવવાની રીત શોધી કહાડી. આ બનાવટી કપૂર, કુદરતી કપૂરની સાથે કિંમતમાં હરિફાઇ કરી શકે એવી સ્થિતિ આજે તો ઉત્પન્ન થઇ છે. ભવિષ્યમાં કુદરતી કપૂર બનાવટી કપૂર સાથે બજારમાં ટકશે કે નહિ તે હાલ કહિ શકાય નહિ, પણ બનાવટી કપૂર માટે ઉજળું ભવિષ્ય નજરે આવે છે. આ સિવાય કપૂરની સુગંધવાળો એક બીજો બનાવટી પદાર્થ પણ બજારમાં કપૂરને નામે વેચાતો થઇ ગયો છે.

છેવટે એક વધુ દાખલો ટાંકું. પ્રોફેસર સીઆમીસને ઇ. સ. ૧૯૧૨ માં એક આગાહી કરી છે તે નોંધવા જેવી છે. તેઓ જણાવે છે કે, જેમ ઝાડપાન સૂર્યની ગરમીનો ઉપયોગ કરે છે, તેમ મનુષ્યજાતિએ એ શક્તિનો સંગ્રહ કરી, ઉપયોગ કરવા તરફ શા માટે પ્રયત્નો ન આદરવા ? કોઇ એવો વખત આવશે કે જ્યારે સૂર્યની શક્તિ સંઘરવાને જોઇતાં સાધનો ઉભાં થશે અને પૃથ્વીની ઉપર મોટા ફેરફારો થઇ જશે. એમની ગણત્રી એવી છે કે બે હજાર પાંચસો ટન કોલસો બાળી જેટલી શક્તિ ઉભી કરી શકીએ તેટલી શક્તિ, દર ચોરસ માઇલમાં પડતા સૂર્યનાં તાપ તથા અજવાળામાંથી પેદા થઇ શકે. યુનાઇટેડ સ્ટેટ્સમાંથી ૬૦૦,૦૦૦,૦૦૦ ટન જેટલો કોલસો દર વર્ષે ખોદી કાઢવામાં આવે છે. પણ સહરાના રણમાંથી દરરોજ આપણને ૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, ટન કોલસા જેટલી શક્તિ મળી શકે તેમ છે. એવો પણ વખત આવે કે વિષુવવૃત્તની આજુબાજુના પ્રદેશોમાં ખૂબ ગાઢી વસ્તી થઇ જાય અને મોટાં મોટા કારખાનાંઓ ત્યાં સ્થપાય કે જ્યાં ધુમાડાની એક રજકણ પણ ના હોય અને મેદાનો ઉપર કાચનાં ઘરો બધે જોવામાં આવે. અને કુદરતી શક્તિનો કાબુ હાથમાં આવ્યેથી મનુષ્ય જાત કુદરત કરતાં એ શક્તિનો વધારે ઉપયોગ કરે. આટલું બને તો કોલસાની ખાણો ખોદવી અથવા તો એની કિંમત માટે ફીકર કરવી પડે જ નહિ. તેમજ જ્યાં સુધી સૂર્ય તપે ત્યાં સુધી આપણને બીજા બળતણની પણ જરૂર પડે નહિ. આખરે જો સૂર્ય તપતોજ બંધ થઇ જાય, તો આપણને બીજી કોઇ ચીજની જરૂર રહેવાની જ નથી—બધાંજ પ્રભુના દરબારમાં પહોંચી જઇશું.

ઉપર ટાંકેલા દાખલા પરથી વિજ્ઞાનની પ્રગતિનો સ્હેજ ખ્યાલ આવશે. મનુષ્ય જીવન વિજ્ઞાનની પ્રગતિને લઇને અટપટું તેમજ સરળ પણ થતું જાય છે. હાલનો જમાનો સાહિત્યમાં રસિક નવલકથાઓ કે કવિતાઓ લખીને બેસી રહેવાનો નથી એવા રસિકવરોને તથા તેમની રસિક વહુ, દીકરા, દીકરીઓને પણ જીવનનાં અટપટાં સાધનો વગર ચાલવાનું નથી. નવી નવી શોધખોળ થતી આવી છે અને જીવનનો ક્રમ અવારનવાર ઉથલાઇ જતો દેખાય છે. મનુષ્યજીવન સુખી કરવાં કે દુઃખી કરવા, લાંબાં કે ટૂંકાં કરવાં. એ તરફ વિજ્ઞાનશાસ્ત્રીઓની ખાસ નજર હોતી નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ તો સિધ્ધાંતની શોધખોળમાં કાંઇ કાંઇ સાધનો જાણ્યે અજાણ્યે ખોળી કાઢી, જનસમાજ તરફ ફેંકે જાય છે. તેનો સદુપયોગ કે દુરૂપયોગ કરવો એ જનસમાજના હાથ ઉપર છોડે છે. જનસમાજ એ સાધનોનો સદુપયોગ કરે તો જીવન સુખમય થાય; એનો દુરૂપયોગ કરે તો જીવન દુઃખમય થાય. એમાં વિજ્ઞાન કે વિજ્ઞાનશાસ્ત્રીઓને શું ?

દરેક આગળ પડતી પ્રજાને વિજ્ઞાનસાહિત્યની ખાસ જરૂર છે એ વાત ચોખ્ખી છે. વિજ્ઞાનનો અભ્યાસ આપણા દેશમાં જનસમાજ માટે નહિ જેવોજ છે. તો પછી લાયકાતવાળું વિજ્ઞાનસાહિત્ય પૂરતા જથ્થામાં પેદા કરવું એ વાતનો ખ્યાલજ ક્યાંથી આવે ? વિજ્ઞાનને લગતું જ્ઞાન, હાલ તો

પરભાષા મારફતે લેવાય છે. એને લગતાં રસ પડે એવાં વ્યાખ્યાનો, વિગતો, વગેરે સ્વભાષામાં લોકોને પસંદ પડે એવા રૂપમાં ફેલાવવાનો પ્રયત્ન કરવો, તે આવી પરિષદોની પહેલી ફરજ છે. આ વાત સને ૧૮૯૮ થી માંડી આજે ૪૦ વર્ષ થયાં ચર્ચાય છે, પણ પ્રગતિ નહિ જેવીજ થઇ છે. ભાષાની જોડણીના નિર્ણયોમાંથી, જડબાં ભાગી નાખે એવા સમાસો દ્વારા ભાષાને અટપટી બનાવવાના વ્યર્થ પ્રયાસોમાંથી અને જ્યાં સુધી સાહિત્યક્ષેત્રમા કોણ ઉંચો ને કોણ નીચે એવા નિરર્થક વાદવિવાદમાથી સાક્ષરો પરવારે નહિ ત્યાંસુધી આવી અગત્યની બાબતો પર લક્ષ આપવાનું સૂઝેજ ક્યાંથી ? વિજ્ઞાનને લગતો શબ્દકોષ તૈયાર થાય તો વિજ્ઞાનને લગતી ખબરો દેશમાં ફેલાયને ! પણ એ શબ્દકોષ રચવામાં સાહિત્યકારોની રસાકસી, મદદને બદલે વાંધારૂપ થઇ પડવાનો અનુભવ થોડાને તો થયોજ હશે. આ શબ્દકોષ રચવાને છૂટા છવાયા પ્રયત્નો થયા છે, પણ તેમાં નહિ જેવીજ ફતેહ મળી છે. આ બાબતમાં પણ દેશની પરતંત્રતા સામે ઉભેલી દેખાય છે. જો દેશ સ્વતંત્ર હોય અને ઇટાલીનો ‘ મુસોલીની ’ કે રૂશીઆનો ‘ લેનીન ’ અફગાનીસ્તાનનો ‘ અમીર ’ કે ટર્કીનો ‘ કમાલપાશા ’ જેવો હિંદુસ્તાનમાં કોઇ વીર જન્મે તો તે આવાં સાસાધનો તાબડતોબ ઉભાં કરવાને હુકમો કાઢે, અને તેનો તરતજ અમલ કર્યે છુટકો. વિજ્ઞાન શબ્દકોષ તથા વિજ્ઞાનસાહિત્ય ઝટ પેદા થાય, અને દેશમાં વિજ્ઞાનના સામાજિક જ્ઞાનનો છાપખાનાદ્વારા કે સીનેમાદ્વારા બહોળો ફેલાવો થઇ, લોકો વિજ્ઞાન તરફ આકર્ષાય, અને વિજ્ઞાનને અંગે સંશોધન કરવામાં બહોળા સાધનદ્વારા દેશની અનેક ગુંચવણો ઉકલી જાય. આજે તો વિજ્ઞાનમાં વપરાતા પરભાષાના ખાસ શબ્દોનો પણ ( Scientific terms ) સંસ્કૃતની મદદ લઇ બરાબર કેમ તરજુમો કરવો, એ તરફ ઘણાનું લક્ષ ચોંટ્યું છે. સંસ્કૃતની છાંટ વગર તો ચાલેજ નહિ. હું તો કહું છું કે એવા અંગ્રેજી શબ્દોને સીધાજ આપણી ભાષામાં ઘુસાડી એનો અર્થજ જનસમાજને બરોબર સમજાવીએ, તો બસ. સાધારણ જનસમાજને તેમજ કેળવાયલા શિક્ષિત વર્ગના મોટા ભાગને સંસ્કૃત શબ્દોમાંથી નવા જોડાયલા શબ્દો સમજવા જેટલું કષ્ટ પડે છે, તેટલુંજ કષ્ટ આ અંગ્રેજી શબ્દો વાપરવા શીખતાં શરૂઆતમાં પડશે, પણ એ શબ્દો ધીમે ધીમે વપરાતા થઇ જતાં ભવિષ્યની પ્રજાને એ કષ્ટકર નહિ લાગે. દાખલા તરીકે એલ્યુમીનીયમ ધાતુને માટે નવો શબ્દ યોજવાની આજે જરૂર દેખાતી નથી, કારણ સાધારણ કેળવાયલો શિક્ષિત સમાજ એલ્યુમીનીયમને ઓળખે છે અને એ ધાતુને માટે એલ્યુમીનીયમ શબ્દ બેધડક વાપરે છે. તેમજ એ શબ્દ કઇ વસ્તુનો અર્થસુચક છ તે સમજે પણ છે. જેવું એલ્યુમીનીયમ શબ્દને માટે, તેવુંજ બીજા શબ્દોને માટે પણ સમજી લેવાનું. આપણા બાળકોને નાનપણમાં વિજ્ઞાનનું જ્ઞાન આપણી ભાષાદ્વારા મળે અને તેમાં વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજી ભાષા જેવા હોય તો અંગ્રેજી તેમજ બીજી મુખ્ય પરદેશી ભાષાઓના વિજ્ઞાનસાહિત્ય ખાંળી, તેનો ઉપયોગ કરવામાં કાંઇક સરળતા મળે અને આપણા સાહિત્યને પરદેશી વિજ્ઞાન સાહિત્યથી કાપી અલગ કરવાનો દોષ ન વહોરીએ. પણ આ મત ઘણાને પસંદ નહિ પડશે. સાહિત્યરસિકો સંસ્કૃત શબ્દોજ જોઇએ એવો આગ્રહ કરશે તો વચલા વર્ગના લોકો સંસ્કૃત અને બીજી ભાષાઓનો અયોગ્ય અને અઘટિત ખીચડો કરી નવા શબ્દો યોજવા તરફ આગ્રહ કરશે. આવા પ્રયાસોને લઇને આજસુધીમાં સ્થાયી શબ્દકોષ જેવી કોઇ પણ વસ્તુ પેદા થઇ નહિ. કેટલીએ વખત કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને મેં તો ગુજરાતીમાં રસાયણશાસ્ત્ર શીખવવા પ્રયત્ન કર્યો છે અને તેમાં વિજ્ઞાનને લગતા ખાસ શબ્દો અંગ્રેજીમાં રાખી, મૂળ સિદ્ધાન્તના વિચારો સાદી ગુજરાતી ભાષામાં ગુંથી, વિદ્યાર્થીઓ આગળ રજુ કર્યા છે. વિદ્યાર્થીઓને એવા શિક્ષણથી ખૂબ રસ પડ્યો છે અને કેટલીક અટપટી બાબતો જે પરભાષાદ્વારા સમજી શકતા નહોતા તે આ પ્રમાણે કરવાથી તરત સમજી શકયા છે. આ મારો જાતિઅનુભવ છે. એનો એજ પ્રયોગ બંગાળામાં પણ કર્યો હતો અને ત્યાં પણ સંપૂર્ણ ફતેહ મળી હતી.

જનસમાજને પ્રિય થઇ પડે એવું સાહિત્ય સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓજ પેદા કરી શકે, એમાં જરાએ સંશય નથી; અને તેમાં પણ ખાસ કરીને શિક્ષકોજ. ખરી અડચણો તો નાણાંનીજ છે, અને

એ અછતઆગે સાહિત્યરસિકો પૂરી પાડે તે કરતાં વેપારી વર્ગમાંની ધનાઢ્ય વ્યક્તિઓ પૂરી પાડી શકે, એમ માનીએ તો ખોટું નહિ. સાહિત્યપરિષદના સંચાલકોને તેમજ જનસમાજને વિજ્ઞાનસાહિત્યની જરૂર પૂરી પાડવી હોય તો એમણે ગમે તેવા પ્રયત્નો કરી, ધનાઢ્ય વ્યક્તિઓ પાસે વિજ્ઞાનસાહિત્ય માટે નાણાં મેળવવાં જોઇએ. ત્યારબાદ વિષયવાર જનસમાજને પ્રિય થઇ પડે એવાં પુસ્તકો લખવા વિજ્ઞાનશાસ્ત્રીઓને પ્રેરવા. જે વિદ્વાન પોતાના વિષયનું સરળમાં સરળ ભાષામાં સાધારણ સંસ્કૃતિવાળો માણસ સમજી શકે એવું પુસ્તક લખે, તેને અમુક સંગીન રકમ તેના મહેનતાણા બદલ આપવા જાહેર કરવું જોઇએ. આને લઇને એવાં ઘણાં પુસ્તકો લખવા વિદ્વાનો પ્રેરાશે અને તેમાંથી સરસ એકાદ પુસ્તક પસંદ કરવા તથા તેને છપાવવા એક કમીટી નીમાવી જોઇએ અને જાહેર કરેલી રકમ એવા પુસ્તકના લખનારનેજ મળવી જોઇએ વડોદરા રાજ્ય તરફથી પરભાષામાંથી અમુક પુસ્તકોનાં ગુજરાતી ભાષામાં તરજુમા કરવા માટે જે નાણાં અપાય છે તે નાણાંનો અવરનવર આવો ઉપયોગ થાય તો લોકપ્રિય વિજ્ઞાન સાહિત્ય ૨૦–૨૫ વર્ષમાં ઠીક જથામાં પેદા થાય. તેની સાથે સાથે જીવનમાં વિજ્ઞાન ક્યાં ક્યાં અને કેવો કેવો ભાગ ભજવે છે, તે બાબતની, તેમજ વિજ્ઞાનની મદદથી ચાલતા ધંધાઓની માહિતી આપે એવી સ્લાઇડો અથવા સિનેમાફિલ્મો તૈયાર મંગાવી અથવા તૈયાર કરાવી, તેનો ઉપયોગ જનસમાજમાં વિજ્ઞાનની કેળવણી માટે થાય, તો વિજ્ઞાનનો પ્રચાર જનસમાજમાં સપાટાબંધ ચાલે. જો સાહિત્યપરિષદ આમાંનું કાંઇ ન કરી શકે તો પછી પરિષદને અંગે વિજ્ઞાનવિભાગ રાખી, ફલાણાભાઇને પ્રમુખ બનાવો કે ઢીકણાભાઇને ઉપપ્રમુખ બનાવો એ માત્ર કેટલાકના મિથ્યાભિમાન પોષવા પૂરતુંજ હું તો લેખું. એના કરતાં વિજ્ઞાનસાહિત્ય વધારવાનું કામ વેપારી ચેમ્બરો પોતાને માથે લે, તો એ ફરજ તેઓ સાહિત્યપરિષદ સાથે મળી, સારી રીતે બજાવી શકે. મારા માનવા પ્રમાણે જ્યાંસુધી નાણાંની છૂટ થાય નહિ ત્યાંસુધી વિજ્ઞાનની દરેક શાખાવાર સાધારણ સમાજને ઉપયોગી થાય એવું એકાદ પુસ્તક પણ લખાવવું અશક્યજ માનું છું. આમ ન થાય તો સાહિત્યપરિષદના વિજ્ઞાનવિભાગનો હું પ્રમુખ હતો, એવી બડાશ મારવા સિવાય બીજું કાંઇ ફળ મને તો દેખાતું નથી. કાંતો આખી પરિષદે વિજ્ઞાનવિભાગ તરફ પૂરતું લક્ષ આપી એને કેળવવા અથાગ પરિશ્રમ આદરવો જોઇએ, કારણ એમાંજ દેશપ્રગતિ કે દેશોન્નતિનાં મૂળ છે, કે કાંતો પછી સાહિત્યપરિષદ જો એને સાવકું બચ્ચું ગણતી હોય તો તે વિભાગ કાઢી નાખવો જોઇએ. ઘણાઓને આવાં સ્પષ્ટ વચનો દુઃખદાયક લાગશે પણ મરવાને આળસે જીવવું. એ સ્થિતિ મને તો જરાએ પસંદ નથી; કારણ એ સ્થિતિ કેવળ મિથ્યા દંભનેજ પોષનારી છે.

---

૧ મિત્રઃ—( બીજા મિત્રને ) મારો ઓફીસ-બોય કામ કરે છે ત્યારે વ્હીસલ વગાડે છે !

બીજો મિત્રઃ—મારો ઓફીસ બોય તો ફક્ત વ્હીસલ વગાડયા કરે છે.

× × ×

ન્યાયાધિશઃ—તમે શા ઉપરથી કહો છો કે એ દારૂની ધુનમાં હતો ?

કોન્સ્ટેબલઃ—સાહેબ. એ ગાડીના ડ્રાઇવર સાથે કજીઓ કરતો હતો.

ન્યાયાધિશઃ—પણ તેથી કાંઇ સાબીત નહી થાય ?

કોન્સ્ટેબલઃ—સાહેબ. ત્યાં ગાડી કે ડ્રાઇવર કોઇ જ હતું નહી. તેથી મેં જાણ્યું કે મદીરાના પ્રતાપે આ બકે છે.

ઇ. હા. મ. મીસ્રી.

# ઘોડીયું.

લેખક: રા. ગુલાબરાય પુ. ભટ્ટ.

ઝુલોને ઝુલાવું વીર ઘોડીએ રે લોલ,
ઘોડીયું મોસાળનું વિમાન જો—ટેક.

પોપટ બે શોભતા એ પારણે રે લોલ,
જાણું પ્રબોધે પરિક્ષીત જો—ઝુલોને.

ધરાની ધીરજ ધરી ઝુલાવતી રે લોલ,
વીરની એ મુગ્ધી મરીયાદ જો—ઝુલોને.

મોરચાય ઉદય, અસ્ત મેરૂ ફેરે લોલ,
પાયા દિગ્પાળ ચાર દીશ જો—ઝુલોને.

પાંગરા બે ઉભય મેરૂ સાંધતા રે લોલ,
નાકાં, ગલખોડ, ગુણ ગ્રંથી જો—ઝુલોને.

જમરખ ઝુલે વીર ઘોડીએ રે લોલ,
નભમાં ઝુલે શું ઇન્દુ પૂર્ણ જો—ઝુલોને.

ખોયે ખોયું જ્ઞાન વીરનું રે લોલ,
દેવે ખોયું એનું સ્વર્ગ જો—ઝુલોને.

દોરીએ દોરી ઉતાર્યા દેવને રે લોલ,
લેવા માડીનાં "હાલ્ય, વાલ્ય" જો—ઝુલોને.






## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે **મ** = મ કોમળ સમજવો.

(૩) મધ્ય સપ્તકના સ્વરો માટે કંઇ નિશાની નથી. પાછલા યાને મંદ સપ્તકના સ્વરો માટે ( ની આ પ્રમાણે સ્વરની પાછળ કૌંસ મુકાશે અને આગલો યાને તાર સપ્તક બતાવવા રે ) આ પ્રમાણે આગળ કૌંસ કરવામાં આવશે.

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે—બા " બીના—આમા ' બા ' પર તાલનો ઠેકો ગણવો,

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમા મુકવામાં આવશે. જેમકે બા...બી ના
( એટલે કે બા આ. બી. ના એમ સમજવું ) મ પ મ મ

### જાન કુરબાની*

{ મૌલાના હસરત મોહાનીના ઉર્દૂ
દેશગીત—" સરફરોશી કી તમન્ના અબ હમારે " નો }

અનુવાદ.

કહરવાળુ કવાલી...

પ્રાણની પરવા હવે બીલકુલ અમે કરતા નથી
દેશના એ દુશ્મનોના દોરથી ડરતા નથી.
હે મુસાફર ! મોહમાં લે જે તણાતો તું રખે
મર્દ તો મેદાન મુકી મહેલમાં મરતાં નથી.

[ વધુ માટે હમણાં જ બહાર પડેલો કાવ્ય સંગ્રહ "હૃદયની રસધાર " જોવો. ]

પ્રા ણ ની પ ર વા હ વે બી...લ કુ... ... ...લ
(સા) (સા) (સા) (સા) (સા) ની મ ની પ ગ ગ મ પ મ
અ મે ક ર તા ... ન થી
મ પ ગ ગ પ મ ની પ

( બીજી લીટી એજ પ્રમાણે )

હે મુ સા ફ ર ! મો ... હ માં લે જે ત ણા તો ...
ગ ગ મ પ મ મ પ (રે) (સા) (સા) ની ની ની મ પ
તું ... ર ખે
ગ પ મ પ

( ચોથી લીટી પહેલી પ્રમાણે. )

—❦—

### માસ નવેમ્બર-૧૯૨૮ ના ઇનામી ઉખાણાનું પરિણામ.
### ખરા જવાબો નીચે પ્રમાણે છે:

**પ્રશ્ન ૧ લાનો** ટોપી. ( પાઘડી પણ ચાલે. )

**પ્રશ્ન ૨ જાનો** મોટીઓ ૧૫૫ શેર ને મોટીઆણી ૨૫ શેર લઇને નીકળેલ. છેવટ મોટીઆણી પાસે ૧૫૫+૨૫ મળીને ૪ શેર રહ્યું.

**પ્રશ્ન ૩ જાનો**

ચ સ મા
સ મા જ
મા જ ન
જ ન ક
ન ક ર
ક ર મ
ર મ ત
મ ત ર
ત ર ત
ર ત ન
ત ન ય
ન ય ન

આ હરિફાઇમાં કુલ (૪૪) જવાબો આવેલા જેમાંથી ૧૧ ના ત્રણે જવાબો સાચા હતા. ૨૬ ના બે જવાબો સાચા હતા અને ૬ નો ૧ જવાબ સાચો હતો. એકના બધા ખોટા હતા.

ત્રણ સાચા જવાબોમાંથી સુઘડતા, સારા અક્ષર વગેરે ધ્યાનમાં લઇ ઇનામનું પુસ્તક રખ્ખીઅરને પંથે " સૌ. સોનબાઇ ખેતસી ઓનાને આપવામાં આવે છે જે તેમણે મંગાવી લે. આ સિવાય જેમના જેમના સુંદર અક્ષરો તેમજ સુઘડતા જોવામાં આવ્યા છે તેમના નામનો પહેલો અક્ષર હવેથી બોલ્ડ ટાઇપમાં છાપવામાં આવશે. આવા સહાયકાર જવાબોની કદર કરવામાં આવે છે.

**ત્રણ જવાબ સાચા:**—શ્રીમતી બ્હેનો (૧) **સો**નબાઇ. ખે. ઓના. (૨) અંબાબાઇ. ર. ગજ્જર. (૩) કાશીબ્હેન પટેલ. (૪) વિદ્યાગૌરી. ચી. શેઠ (૫) વિમળા. ડ. ઝવેરી. (૬) લીલાવતી અ. અમીન. (૭) દેવુંબ્હેન આ. ચાવડા. (૮) ચંદન. ધ. બકરી. (૯) હરદાગૌરી. મુ. દવે. (૧૦) પી. દેસાઇ (૧૧) જમનાબાઇ જ. મર્ચંટ.

**બે જવાબ સાચા:**—(૧૨) સાવિત્રી (૧૩) ઉર્વશી બુચ. (૧૪) વસંતી (૧૫) કમળાગૌરી મશરૂવાળા (૧૬) કપિલાગૌરી મ. ભટ્ટ (૧૭) કસ્તુરલક્ષ્મી આચાર્ય. (૧૮) કુસુમગૌરી મગનલાલ (૧૯) વસન્તકુમારી છ. ડોક્ટર. (૨૦) લીલાવંતી ગેરસનદાસ (૨૧) સુચિતાગૌરી ગી. ભગત. (૨૨) પદ્માવતી હીરાચંદ. (૨૩) અંચગબેન ના. પટેલ. (૨૪) સુરજ અં. કાજી. (૨૫) પ્રમદાવતી જ. મોદી (૨૬) લક્ષ્મીબાઇ ચાપસી. (૨૭) મહીસનગૌરી મ્હેતા. (૨૮) ચંચળગૌરી બા. વ્યાસ. (૨૯) સુમિત્રા. પી. ઓઝા. (૩૦). મંજુદેવી પંડ્યા. (૩૧) લીલા જે. મર્ચંટ. (૩૨) સરલા ત્રિવેદી. (૩૩) હીરાલક્ષ્મી ન. મોદી (૪૩) ચંદનમણી ના. પુરોહિત (૩૫) મંગળાગૌરી. હ. સંઘવી. (૩૬) ધનગૌરી નાથુભાઇ અને (૩૭) બાઇ બાપુ દામજી.

**એક જવાબ સાચો:**—(૩૮) કાપલાગૌરી જ. મ્હેતા (૩૯) બીરજી હરિલાલ. (૪૦) ચંદનગૌરી શાહ. (૪૧) શાંતાગૌરી જ. શાહ. (૪૨) લીલાવતી નંદલાલ. (૪૩) મંળગૌરી અં. મકોટી.



# સૌંદર્યની નિશાળ.

લેખક: રા. એમ. કે. સીરૂલ.

**સૌંદર્ય સાધના માટે થોડાક નિયમો.**

૧ સંયમ સાચવશો.

૨ સ્વાદની ઈંદ્રિયો પર કાબુ રાખો.

૩ પાચન થઇ શકે તેટલું ચોકખું દુધ સવાર સાંજ જરૂર પીવું. તેથી શરીર હૃષ્ટપુષ્ટ અને ગોરૂં બને છે. ખાસ કરીને નબળાં શરીરવાળાએ જરૂર ટેવ પાડવી.

૪ હમેશાં રબરના બ્રશ વડે શરીરને ખુબ ચોળીને સ્નાન કરવું. અઠવાડિયામાં બેવાર સાબુ ચોળીને સ્નાન કરો.

૫ એકલું સૌંદર્ય ઓપતું નથી. તેની સાથે ચોકખાઇ જરૂર જોઇએ. આંખ, કાન, નાક, મોં, ગરદન, દાંત, હાથ, પગ, માથાના વાળ ઇત્યાદિ શરીરના અવયવો સાફ રાખો.

૬ માફક ન આવતા પદાર્થોનો ત્યાગ કરો. હઠ કરી તેવા પદાર્થો ખાવાથી શરીર બગડે છે અને સૌંદર્યને હાનિ થાય છે.

૭ હમેશાં આનંદમાં રહેવું ઉદાસીનતાની માઠી અસર સૌંદર્યનો નાશ કરે છે.

૮ ઘરના કામકાજ હોંશથી કરો. તેથી અવયવો અને સ્નાયુઓ કસાઇને મજબુત અને સુંદર થાય છે. શરીર નિરોગી રહી સૌંદર્ય જળવાય છે.

૯ પોશાક સાદો પહેરો, અનેક ભભકભર્યા રંગના વસ્ત્રો કરતાં એક રંગના વસ્ત્રો વધુ દીપે છે. સાડી અને ચોળીના રંગોની સુંદર મીલાવટ માટે રંગીન ઉત્તમ ચિત્રોમાંથી રંગ પસંદ કરો. રાત્રે પહેરવાના વસ્ત્રો અલગ રાખો. મેલાં ફાટેલાં પહેરશો મા.

૧૦ દાગીનાથી શરીરને મઢી દેશો નહીં. ડોકમાં એકાદ દાગીનો, નાકમાં નંગની સળી, કાનમાં લવંગીઆની જોડ, હાથમાં સૌભાગ્યનાં સોનાથી મઢેલાં વળીઆ કે બંગડીઓ, આંગળીમાં એક વીંટી, અને પગમાં ચાંદીના સાંકળાંની જોડ સૌંદર્ય દીપાવવા માટે પુરતાં છે. ઘણાં દાગીના પહેરવાનો શોખ સૌંદર્ય બગાડે છે.

૧૧ રોગો સૌંદર્યના મહાશત્રુ છે. રોગોથી બચવા આરોગ્યના નિયમો ચુસ્તપણે પાળો અને રોગ થયે તેના તાત્કાલિક ઉપાયો કરો.

૧૨ સૌ કોઇ ઉપર સ્નેહ રાખો. સ્નેહની ઉંચી અસર આત્મા અને સૌંદર્ય પર થયા વગર રહેતી નથી.

૧૩ ઇર્ષ્યા અને ક્રોધનો ત્યાગ કરો. ઇર્ષ્યાગ્નિનો અલ્પ માત્ર સૌંદર્ય બાળી નાખશે.

૧૪ સૌંદર્યના ભાવક થાઓ. ઘરમાં સુંદર વસ્તુઓનો સંગ્રહ કરો. અને સૌંદર્યના ઉપાસક બનો.

૧૫ હમેશાં યાદ રાખજો કે **સૌંદર્ય સાચું વશીકરણ છે. તમો સૌંદર્ય જાળવશો તો તમારૂં માન સ્વાભાવિક રીતે જળવાશે.**

૧૬ ઉદરમાં પ્રભુકૃપાથી બે પૈસે સુખી હો તો નવરાશનો વખત સૌંદર્યનો પ્રચાર કરવામાં ગાળો.



# સમાલોચના.

**સોરઠી વીરાંગનાની વાર્તાઓ:** લેખક: રા. ગોકુલદાસ દ્વા. રાયચુરા. સોલ એજન્ટસ: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લીમીટેડ; વડોદરા. મૂલ્ય: રૂ. ૨-૦-૦

રા. ભાઇ રાયચુરાની બાનીથી "ગુણસુંદરી"ના વાચકો અજાણ્યા નથી. "સ્નેહપૂર્ણા"ની નવલકથા અને બીજી અનેક ટૂંકી વાર્તાઓ "ગુણસુંદરી"ના વાચકો સમક્ષ અત્યાર પહેલાં રજુ થઇ ચૂકી છે. ઉપરાંત આખા ગુજરાતમાં તેમણે કરેલી લોકસાહિત્યની લ્હાણીથી પણ તેઓ સારી પેઠે જાણીતા છે. કાઠિયાવાડના લોકસાહિત્ય પર જમાનાની ચડેલી ધુળ ખંખેરી એ સાહિત્યને નવો ઓપ આપી આજ વર્ષો થયાં તે ગુજરાતના વાચકવર્ગ સમક્ષ રજુ કરવાની જહેમત એ ભાઇ ઉઠાવી રહ્યા છે. આ પુસ્તક તેમના એ અથાગ પરિશ્રમનું સુંદર ફળ છે. સોરઠની કુલ ૧૧ વીરાંગનાઓની શૌર્યભરી કથા તેમણે અત્યંત રસભરી રીતે આ પુસ્તકમાં આલેખી છે. એમાંની એક "મોતી મા"ની કથાનો પરિચય રજત મહોત્સવ અંકના વાચકોને થઇ ચૂકયો છે. અમારી ખાત્રી છે કે "ગુણસુંદરી"ના વાચકોને આ પુસ્તક અત્યંત પ્રિય થઇ પડશે. ગુજરાતી સાહિત્યના ગણ્યાગાંઠ્યા શૌર્યકથાની સાહિત્યમાં આ પુસ્તક જરૂર ઉંચું સ્થાન લેશે. સંકુચિત વિચારનો પુરૂષવર્ગ પણ આ પુસ્તક એપડક પોતાના સ્ત્રીવર્ગના હાથમાં મૂકી શકે. રા. બ. ધુરંધર, રા. પંડિત અને રા. ત્રિવેદી ચિત્રકારોની ત્રિપુટીએ આ પુસ્તકને વધારે આકર્ષક બનાવવામાં સારો શ્રમ લીધો છે.

**રાસમંદિર:** લેખક અને સોલ એજન્ટસ: ઉપર પ્રમાણે. મૂલ્ય: રૂ. ૧-૦-૦ ભાઇ રાયચુરાના "રાસમંદિર"ની પહેલી આવૃત્તિ પ્રકટ થયાને આજ ૧૪ વર્ષ થઇ ગયાં. લાંબા સમયથી એ પુસ્તકની એકે નકલ મળી શકતી ન હતી. જાહેર જીવનના અનેક રોકાણોને લીધે ભાઇ રાયચુરાને પણ તે ફરી પ્રકટ કરવાનો સમય મળી શકતો નહિ. આજ લાંબે સમયે પણ એ ખોટ તેઓ પૂરી શકયા તે માટે તેમને અમે ધન્યવાદ આપીએ છીએ. ગુજરાતના લોકપ્રિય રાસ-લેખકોમાં તેમનું નામ મોખરે આવે છે, અને "રાસમંદિર"માંના અનેક રાસ લાંબા સમયથી રાસપ્રિય બ્હેનોના કંઠિલકંઠે ચઢી ચૂકયા છે. આ આવૃત્તિમાં કેટલાક નવા રાસ ઉમેરાયાં છે અને રા. પંડિતના ચિત્રોથી પુસ્તકને વધું આકર્ષક બનાવાયું છે. ગુજરાતની બ્હેનો આ સંગ્રહને મોટી સંખ્યામાં સત્કારશે એમાં જરા પણ શંકા નથી.

**કાઠિયાવાડી દુહા:** લેખક અને સોલ એજન્ટસ: ઉપર પ્રમાણે. મુલ્ય: રૂ. ૧-૦-૦ કાઠિયાવાડનો દુહો એટલે સાહિત્યની અણમુલી-મોંઘી રત્નકણિકાઓ. ચાર ચારણના એ દુહામાં એકેક લેખ ભરાય એટલો સંભાર પ્રાચીન લોકકવિઓએ ભર્યો છે. આ પુસ્તકમાં એવા સો દુહા તેમના સરળ અર્થ સાથે આપ્યા છે. રા. ત્રિવેદીની રસભરી પીંછીએ એમાંના કેટલાક દુહાને ચિત્રમાં ઉતારી અત્યંત આકર્ષક બનાવ્યા છે. ગુજરાતના સાહિત્યરસિક વાચકો આ દુહાનું મૂલ્ય જરૂર સમજશે અને પુસ્તકને મોટી સંખ્યામાં સત્કારશે એમ અમે માનીએ છીએ.

**શ્રીમદ ભગવદ્‌ગીતા:** લેખક: રા. "વિહારી". પ્રકાશક: રા. ચંદુલાલ બ્હેચરલાલ પટેલ, વિદ્યાધિકારી, ગોંડલ મૂલ્ય: રૂ ૧-૦-૦.

ભગવાન શ્રી કૃષ્ણચંદ્રની ગીતા એટલે હિંદનો એક અણમૂલો વારસો. એ મહાન પવિત્ર ગ્રંથની અનેકાનેક આવૃત્તિઓ પ્રકટ થઇ ચૂકી છે અને થતી જાય છે. આ પુસ્તકમાં મૂળ સંસ્કૃત પદ

સાથે તેનું પદાન્વય, ગુજરાતી અને હિંદી ગદ્ય ભાષાંતરો, લેખકે પોતે કરેલું પદબંધ ભાષાંતર અને વિવરણ વગેરે અપાયાં છે. ગ્રંથને છેડે ગીતાનો નિષ્કર્ષ આપતાં કેટલાંક સુંદર પદ-ભજનો તેમજ તત્વજ્ઞાનના શબ્દોનો વિસ્તૃત કોષ આપ્યો છે. ગીતાપ્રચાર અર્થે પુસ્તકનું મૂલ્ય પડતર કરતાં પણ ઘણું ઓછું રાખ્યું છે તે માટે લેખક તેમજ પ્રકાશકને અમે ધન્યવાદ આપીએ છીએ. લગભગ ૬૦૦ પાનાનું આ ઉપયોગી પુસ્તક દરેક ભાવિક હિંદુ સંગ્રહે એમ ઇચ્છીએ છીએ.

**ઝરણાં, ટાઢાં ને ઉન્હાં:** કર્તા: પ્રો. જયેન્દ્રલાલ ભગવાનલાલ દફ્તરી, એમ. એ. મૂલ્ય: રૂ. ૧-૪-૦.

"થોડાંક છુટાં ફૂલ" થી ગુજરાતી સાહિત્યરસિકોમાં જાણીતા થયેલા પ્રો. દફ્તરીના સુંદર કાવ્યોનો આ સંગ્રહ કાવ્યરસિક વાચકોનો જરૂર આદર પામશે. આ પુસ્તકમાંના કાવ્યો જુદાં જુદાં સાત વિભાગમાં વ્હેંચાયા છે. 'દેવગાન,' 'સૃષ્ટિગીત,' 'શૃંગાર કાવ્ય,' 'સ્વદેશગીત' વગેરે વિભાગોમાં આપેલાં નાના પણ હૃદયંગમ કાવ્યોના એકધારા વ્હેતાં વ્હેણ વાચકને જરૂર આકર્ષશે. 'રંતિદેવ' અને 'ખાંડિક્ય અને કેશિધ્વજ' ના ખ્યાતિ-કાવ્યો ઉચ્ચ અને ભવ્ય આદર્શો રજુ કરતી આખ્યાયિકાઓ સરળ અને અસ્ખલિત ભાષામાં રજુ કરે છે. પરંતુ એ સર્વની ટોચે આવે એવું એમનું "સ્નેહ-સારતા" નામે લાંબું કાવ્ય છે. એ કાવ્ય કવિની ઉંડી લાગણીઓ વ્યક્ત કરી નિર્મળ તે મૃદુ ભાવો જગાડે છે. પુસ્તકની શરૂઆતમાં 'કવિ અને કવિતા' વિષે મનનીય નિબંધ આપી તેની ઉપયોગિતા વધારી છે.

**ઉદય વાર્ષિક:** ("સ્ત્રી" વિષય:) તંત્રી: રા. નાનુ ગૌ. શેલત. ઇ. સ. ૧૯૨૮. મૂલ્ય: રૂ. ૧-૦-૦ શ્રી ઉમરેઠ યુવક મંડળ તરફથી પ્રકટ થતા હસ્ત લિખિત માસિકનો આ વાર્ષિક અંક છાપીને પ્રકટ કરવામાં આવ્યો છે. આ અંક માટે તંત્રીએ "સ્ત્રી" વિષય પસંદ કરી સ્ત્રીઓને લગતાં કે તેમને ઉપયોગી થાય એવાં વિષયોના લગભગ ૨૫ ઉપર સુંદર અને મનનીય લેખો ગુજરાતના જાણીતાં લેખકો પાસે લખાવ્યાં છે. છપાઈ સુંદર અને આકર્ષક છે.

**રૌપ્ય મહોત્વ:** શ્રી કચ્છી દશા ઓશવાલ જૈન પાઠશાળા અને બોર્ડીંગ સ્કુલે ચાલુ વર્ષે પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવી એ પ્રસંગનું સ્મરણ જાળવી રાખતો એક સ્મારક ગ્રન્થ પ્રકટ કર્યો છે. આ ગ્રન્થમાં બન્ને સંસ્થાની ઉપયોગી માહિતી આપતા અહેવાલો સાથે સંસ્થાપકોના, કાર્યવાહકોના અને વિદ્યાર્થીઓના ફોટો-ચિત્રો સુંદર અને આકર્ષક સ્વરૂપમાં આપ્યા છે. અમે એ બન્ને સંસ્થાઓને અને તેમના કાર્યવાહકોને એ શુભ પ્રસંગ માટે અભિનંદન આપીએ છીએ.

**અર્પણ:** લેખક: રા. સુશીલ. પ્રકાશક: રા. દેવચંદ દામજી શેઠ, તંત્રી: "જૈન." મૂલ્ય. રૂ. ૧-૪-૦

આ સુંદર પુસ્તકના લેખક ભાઇ ભીમજી હરજીવન (સુશીલ) ની સુંદર લેખન શૈલીનો પરિચય "સૌરાષ્ટ્ર" ના વાચકોએ ભૂતકાળમાં કર્યો છે. આ પુસ્તકમાં તેમણે જૈન ધર્મની આખ્યાયિકાઓને લોકભોગ્ય સ્વરૂપમાં રજુ કરી છે. ભાઇ મેઘાણી કહે છે તેમ લગભગ, દરેક ધર્મ અને સંપ્રદાયના સાહિત્યમાં કેટલુંક સાહિત્ય તો 'સર્વ દેશીય અને જગત આખાના વારસારૂપ હોય છે.' જૈન સાહિત્યની એવી જગતવારસાની સામગ્રી આ પુસ્તકમાંની ૧૦ આખ્યાયિકાઓમાં ભરી છે. એ કથાઓ કોઇ પણ ધર્મના અનુયાયીને આવકારદાયક જણાશે. "જૈન" પત્રના સંચાલકે પોતાના ગ્રાહકોને આ પુસ્તક ભેટ તરીકે આપ્યું છે તે માટે ધન્યવાદ આપીએ છીએ અને આવાં અનેક પુસ્તકો ભાઇ 'સુશીલ' પાસે લખાવી જગતના સાહિત્યમાં સુંદર ફાળો આપે એમ ઇચ્છીએ છીએ.




# સ્ત્રી જગત્.

## હિંદ.

પ્રાંતિક કેળવણી પરિષદો: (૧) મ્હૈસુરમાં



કુ. ચંદ્રકાન્તા મ. દોશી, બી. એ.
કાઠિયાવાડમાંથી ગ્રેજ્યુએટ થનાર બીજાં બ્હેન.

દિવાન પત્ની મિસિસ મીર્ઝા ઇસ્માઇલના પ્રમુખ પદે વાણીવિલાસ ઇન્સ્ટીટ્યુટમાં; (૨) આગ્રામાં સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપદે; (૩) અમદાવાદમાં સૌ. વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે: સ્વાગતાધ્યક્ષ સૌ. શેઠ તનુમતી ચીનુભાઇ હતાં; (૪) મદ્રાસમાં મિસિસ સુબ્બાયનના પ્રમુખપદે; (૫) વીરરાઘવપુરમાં તામીલ-નાડ પ્રદેશની પરિષદ મિસિસ આર. એસ. શંકર આયરના પ્રમુખપદે; (૬) અજમેરમાં રાજપુતાનાની મહિલાઓની પરિષદ મિસિસ રેનોલ્ડસના પ્રમુખપદે: લગભગ ૧૦૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. (૭) દીલ્લીમાં મિસિસ જે. સી. ચેતરજીનાં પ્રમુખપદે: (૮) લખનવમાં ચીફ જજના પત્ની મિસિસ વઝીર હુસેનના પ્રમુખપદે. (૯) નાગપુરમાં મિસિસ બ્હેરામજીના પ્રમુખપદે. (૧૦) મુંબાઇમાં મલબારી હોલમાં લેડી મ્હેરબાઇ તાતાના પ્રમુખપદે. આ સર્વ પરિષદોમાં કન્યાકેળવણીના પ્રશ્નોની, પરદાનો રીવાજ નાબુદ કરવાની, સ્ત્રીઓને હિંદુ કાયદામાં સુધારો કરી વારસા હિસ્સાના હક્ક આપવાની,



શ્રી. ગંગુબાઇ પટવર્ધન, જી. એ.
કર્વે વિદ્યાપીઠ તરફથી મોંટેગોરી પદ્ધતિનો અભ્યાસ કરવા ઇગ્લાંડ ગયાં હતાં તે હમણાં જ પાછાં ફર્યાં છે

રા. સા. શારદાના બીલને ટેકો આપવાની-વગેરે બાબતોની ચર્ચા અને ઠરાવો થયાં હતાં, અને આવતી અખિલ હિંદ સ્ત્રી કેળવણી પરિષદ માટે પ્રતિનીધિઓ ચુંટાયા હતા.

**સુવાવડખાનું:** 'મુંબાઇની જાણીતી સર હરકીશનદાસ હોસ્પીટલમાં 'શેઠ દેવીદાસ પ્રભુદાસ કોઠારી અને બાઇ હેમકોરબાઇ સુવાવડખાનું' ખુલ્લું મૂકવાની ક્રિયા લેડી વીલ્સનના હાથે તા. ૨૬ મી નવેમ્બરે થઇ હતી. આ સુવાવડખાના માટે રૂ. એક લાખની ઉદાર સખાવત કરનાર શેઠ શામલદાસ પ્ર. કોઠારીને અમે ધન્યવાદ આપીએ છીએ. આ પ્રસંગ સર લેસ્લી અને લેડી વીલ્સનના નામે એક એક બીછાનું રાખવા શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ અને શેઠ શામલદાસ દરેકે રૂ. દસ દસ હજારની રકમો પણ આપી હતી.

**ટ્રેનીંગ કોલેજનું પરિણામ:** વનિતા વિશ્રામની ટ્રેનીંગ કોલેજની ઓક્ટોબર ૧૯૨૮ માં લેવાયલી પરીક્ષામાં નીચે પ્રમાણે હિંદુ બ્હેનો પાસ થયાં છે: બીજું વર્ષ: શાંતા ના. વ્યાસ; વિજયા ક. દેસાઇ; નર્મદા બા. પૂરોહિત: રતનબેન મો. ઠક્કર; સંતોક જ. ઓઝા; વિજ્યા મ મહેતા; શારદા ઞ. શાહ; (૨) પ્હેલું વર્ષ સીનીયર: શાન્તા દા. તન્ના; સુલોચના જી. મહેતા; નર્મદા ઓ. ભટ્ટ; પાર્વતી શ. ઉપાધ્યાય; અમૃત મ. પટેલ; કંચન જોશી; કમળા છ. દેસાઇ. બીજા વર્ષમાં ૧૨ માંથી ૧૨ બ્હેનો અને પ્હેલા વર્ષમાં ૧૬ માંથી ૧૦ બ્હેનો પાસ થયાં છે.



**મીસ ગુલાબબાઇ એચ. રાવ, બી. એ.**
કોલેજમાં ફેલોશીપ મેળવનાર પ્રથમ મહિલા. વીલ્સન કોલેજમાં અંગ્રેજી સાહિત્ય શીખવે છે.



**સૌ. ઇરાવતી કર્વે, એમ. એ.**
પ્રો. કર્વેનાં આ વિદુષી પુત્રવધુ પ્રાણીશાસ્ત્રના વધુ અભ્યાસ માટે જર્મની ગયાં છે.

**તંત્રીપદે:** જાણીતા "હિંદુસ્થાન" પત્રના તંત્રીપદમાં ફેરફાર થતાં એ જોખમદારીનું પદ મીસ બચુબાઇ લોટવાળાએ સંભાળી લીધું છે. એ બ્હેને "ગુણસુંદરી" ના છેલ્લા મહિલા અંકનું તંત્રી પદ શોભાવ્યું હતું. એક દૈનિક પત્રના તંત્રીપદે આવનાર મહિલાઓમાં એ બ્હેન પ્હેલાં છે અને તે માટે અમે તેમને અભિનન્દન આપીએ છીએ.

**વક્તૃત્વકલા:** મુંબાઇના યંગ મેન્સ પારસી



હાથ લુંછવા માટે ટુવાલને ઠેકાણે વીજળીનો ઉપયોગ

એસોસીએશનના આશ્રય હેઠળ વક્તૃત્વકલાની હરીફાઇ સર કાવસજી જહાંગીરના પ્રમુખપદે તા. ૨૭ મી નવેમ્બરે થઇ હતી. આ હરીફાઇમાં ૧૮ ઉમેદવારો ઉતર્યા હતા જેમાંની ૬ સ્ત્રીઓ હતી. પ્હેલું ઇનામ મીસ મની ચણને અને ત્રીજું ઇનામ મીસ એમ. પી. ગાંધીને મળ્યું હતું.

**સંગીત સમારંભ:** સાન્ટાક્રુઝના સાહિત્ય સમાજ તરફથી તા. ૨૪ મી નવેમ્બરે થયો હતો. સૌ. સુરભી રાયજીએ બેટ અ પેટ્રો સુંદર પડદો શેઠ આનંદીલાલને હાથે ખોલાયા પછી મોગલ સમયના કેટલાંક સુંદર દ્રશ્યો બતાવામાં હતાં. ગાયન, ભજન અને ગરબાથી પ્રેક્ષકોને અત્યંત આનંદ મળ્યો હતો. આ સમારંભમાં બ્હેનોએ સંગીન મદદ કરી હતી.

**સ્નેહ સંમેલન:** સાન્ટાક્રુઝની શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની શાખાનો સ્નેહ સંમેલનનો સમારંભ સૌ. જયશ્રી રાયજી, બી. એ. ના પ્રમુખપદે શેઠ ભવાનજી કાનજીદાસના બંગલામાં ઉજવાયો હતો. ગરબા અને સંગીતના રસભર્યા કાર્યક્રમથી હાજર રહેલાં બ્હેનોને અત્યંત આનંદ મેળવ્યો હતો.

**કસરતની હરીફાઇ:** મુંબાઇ અને પરાંઓની કન્યાશાળાઓને લગતી કસરત તેમજ રમતગમતોની હરીફાઇ ટાઉન હોલમાં મિસિસ ખ્વેરેકરના પ્રમુખપદે થઇ હતી અને તેમણે ઇનામો વ્હેંચી આપ્યા હતા. વાંદરાની કોન્વેન્ટ સ્કુલ પાંચ ઇનામો લઇ ગઇ હતી. પ્રમુખે શરીરવિકાસ તરફ ધ્યાન આપવાનો ખાસ આગ્રહ કર્યો હતો.

**વાર્ષિકોત્સવ:** શ્રી રતનબ્હેન રુકમણીબાઇ શ્રાવિકાશ્રમનો ૧૬ મો વાર્ષિકોત્સવ સૌ. બ્હેન જયશ્રી રાયજી બી. એ. ના પ્રમુખપદે તા. ૨૮ મી નવેમ્બરે ઉજવાયો હતો. લગભગ ૪૦૦ બ્હેનો હાજર હતાં. આશ્રમની બાળાઓના મંગળાચરણ પછી સંસ્થાનો અહેવાલ વંચાયો હતો. ત્યારબાદ સંવાદ, ગોફ, ગરબા વગેરેનો આકર્ષક કાર્યક્રમ હતો. સૌ. કુંવરબ્હેને કવિતા ગાઇ હતી. પ્રમુખશ્રીએ કાર્યવાહકોની વ્યવસ્થાશક્તિ માટે તેમને ધન્યવાદ આપ્યો હતો.

**વૈદકીય ધંધામાં:** મુંબાઇમાં લેવાયલી છેલ્લી એલ. સી. પી. એસ. ની ડીગ્રીની પરીક્ષામાં નીચે પ્રમાણે મહિલાઓ પસાર થઇ છે: મીસ યમુના અભ્યંકર; મીસ બેલીઆપા; મીસ ઇસાક; મીસ જાડે; મીસ ભેળાડક; મીસ કારી; મીસ સુરે; મીસ પંડિત; મિસિસ અમૃત રાય; શ્રી ઇન્દુમતી સેન્ગુપ્ત; મિસિસ વાઘ. ખેદની વાત છે કે એમાં એક પણ ગુજરાતી બ્હેન નથી.

**બાનુ શિક્ષકોની પરિષદ:** મુંબાઇની મરાઠી શાળાઓની શિક્ષિકાઓની પરિષદ મિસિસ સરલાબાઇ નાયક એમ. એ. ના પ્રમુખપદે મળી હતી. પરિષદમાં કન્યાકેળવણીને લગતી અનેક બાબતો



ચ્હેરો સુંદર બનાવવા માટે રસાયનીક ધુમાડાનો ઉપયોગ.

ચર્ચાઇ હતી અને સ્કુલ્સ કમિટિને કેટલીક ઉપયોગી સૂચનાઓ કરવામાં આવી છે.

**લાલાજી માટે ખેદઃ** શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે. લાલાજીના મરણ માટે ખેદ દર્શાવતો અને તેમની સેવાઓ આંકતો ઠરાવ પસાર કરી આશ્વાસનનો એક પત્ર તેમના પત્નીને પ્રમુખશ્રી લેડી લક્ષ્મીબાઇની સહીથી મોકલી આપ્યો છે. મુંબાઇના શ્રી પાટીદાર સ્ત્રી મંડળે પણ ખેદ દર્શાવતો ઠરાવ કર્યો છે. (૨) ભાવસાગરમાં મિસિસ કનકેશ્વરી હઝારીકરના પ્રમુખપદે . સ્ત્રીઓની એક સભાએ મળી ખેદ દર્શાવ્યો હતો.

· **કામદાર સ્ત્રીઓને** સુવાવડ દરમિઆન રાહત અને પોષણ આપવા સંબંધી એક બીલ મુંબાઇની ધારાસભામાં રજુ થઇ સીલેક્ટ કમિટિ પાસે મૂકાયું હતું. એ બીલ ઉપર સીલેક્ટ કમિટિએ રીપોર્ટ તૈયાર કરી દીધો છે ત્રણ સભાસદોએ એમાં પોતાની જુદી નોંધ કરી છે બીલનો ઉદેશ સુવાવડની પ્હેલાં અને પછી સ્ત્રી કામદારોને કામ પરથી છુટી કરી તેના પોષણ માટે પગાર ચાલુ રાખવાનો છે. આ પગારનો બાર કારખાનાના માલીક અને સરકાર સરખે હિસ્સે ઉપાડશે.

**સ્ત્રી-પ્રગતિ વિષે નિબંધઃ** શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ તરફથી એક નિબંધ માટે માંગણી કરવામાં આવી છે. સન ૧૮૫૦ પછી ગુજરાતી સ્ત્રીઓની કેટલી પ્રગતિ થઇ છે તે દર્શાવનારા એ નિબંધ માટે રૂ. ૧૦૦ નું ઇનામ આપ-



ચહેરો સુંદર બનાવવા માટે
ખારેખો નાખતા લેમ્પનો ઉપયોગ



વાળ સમારવા માટે નવું યંત્ર.

વાનું તેમણે ઠરાવ્યું છે. નિબંધ ૮૦ ફુલ્સકેપ પાનાથી વધવો ન જોઇએ અને તા. ૩૧ મી માર્ચ ૧૯૨૯ સુધીમાં મોકલી આપવો જોઇએ.

**હિંદુ સંસાર !** માહીમમાં ગણપતરાવ નામના કમ્પાઉન્ડરની ૧૬ વર્ષની પત્નીએ હિંદુ સંસારના કષ્ટથી કંટાળી કપડાંપર કેરોસીન છાંટી સળગી જઇ આપઘાત કર્યો છે !

**સંભાળજો:** મુંબાઇના એક ગૃહસ્થ સહકુટુંબ કેનેરી ગુફાઓ જોવા ગયલા. રસ્તામાં ઉગેલી જંગલી કાકડીઓ જોતાં તેમણે તોડી લીધી અને ઘેર આવી બાળકને રમવા માટે આપી. આ કાકડીમાંની એક સાડા ત્રણ વર્ષની ઉમ્મરની દીકરી ભગવતીબાઇએ ખાધી જેને પરિણામે ઝેર ચડવાથી તે મરણ પામી. બાળકને અજાણી ચીજ આપતાં માબાપ જરૂર સંભાળે ! (૨) સોનીબાઇ નામે માતા અનસુયા નામે દીકરીને રમતી મૂકી નળ ઉપર ગઇ. દીકરીએ રમતમાં દીવાસળીની પેટી લઇ સળગાવી જેનાથી તેનું ફ્રોક સળગી જતાં દાઝીને મરણ પામી. (૩) મુગનાદ લેનમાં પેટી પર મૂકેલો બળતો દીવો બાળક પર પડવાથી તે દાઝીને મરણ પામ્યો છે.

**સ્ટવનો ભોગઃ** નાનીબાઇ નામે સ્ત્રી સ્ટવ સળગાવતાં સાડી સળગી જવાથી દાઝીને મરણ પામી. (૨) સેપર્ડ પુસ્તક ભંડારવાળા શે. લાલજી ની દીકરી નરબદબાઇ સ્ટવથી દાઝી હતી. તેને બચાવવા જતાં શે. લાલજી પણ જરા દાઝયા સ્ટવના આ વધતા જતા ભોગ વિષે મ્યુ. કોરપોરેશનમાં ચર્ચા થઇ હતી. ડૉ. જોશીએ સૂચના કરી



અંગ કસરત માટે નૃત્ય (જર્મની)

હતી કે સ્ટવ ભોંયપર મૂકી સળગાવવાને બદલે સ્ટુલ કે ટેબલ પર મૂકી સળગાવે તો અકસ્માત થવાનો સંભવ ન રહે. સ્ટવનો ઉપયોગ કરનારા આ સૂચના જરૂર અમલમાં મૂકે.

**વજનદાર બાળકઃ** સામાન્ય રીતે બાળકનું વજન જન્મ સમયે ૫ થી ૮ રતલ જેટલું હોય છે. સુરતની હોસ્પીટલમાં થોડા સમય પર જન્મેલા એક બાળકનું વજન ૧૧ રતલ હતું અને તેની ઉંચાઇ દોઢ ફુટ હતી.

**મીસ પાણુજ્જવલ ઠાકોર,** એમ. એ., બી. એસ સી. ને અમદાવાદની ફીમેલ ટ્રેનીંગ કોલેજનાં લેડી સુપ્રીન્ટેન્ડન્ટ અને કન્યાશાળાના હેડ મીસ્ટ્રેસ તરીકે સરકારે નીમ્યાં છે. એ પદ પર નીમાવા માટે અમે મીસ ઠાકોરને અભિનંદન આપીએ છીએ.

**વાર્ષિકોત્સવઃ** અમદાવાદની સાહિત્ય સભાના સ્ત્રી વિભાગનો વાર્ષિકોત્સવ તા. ૧ લી ડીસેમ્બરે શ્રીયુત કાલેલકરના પ્રમુખપદે ઉજવાયો હતો. બ્હેનોએ કવિ ન્હાનાલાલ રચિત ગરબા ગાયા હતા. બ્હેન કાન્તા ઠાકોર અને ઇન્દુમતી મ્હેતાને રાંગોળીની હરિફાઇના ઇનામો મળ્યાં હતાં. આ પ્રસંગે ખાસ શ્રમ લઇ આવેલા બાઇ રાયપુરાએ શોકગીત ગાયાં અને ગવરાવ્યાં હતાં.

**કસરતશાળાઃ** અમદાવાદમાં તા. ૨૩ મી નવેમ્બરે સ્ત્રીઓ માટેની એક કસરતશાળા લેડી તનુમતી ચીનુભાઇએ ખુલ્લી મૂકી હતી. આ પ્રસંગે કન્યાઓએ લાઠી ફેરવવાના તેમજ બીજા કસરતના પ્રયોગો કરી બતાવ્યા હતા. આ પ્રવૃતિ માટે અમદાવાદની પ્રજાને અમે ધન્યવાદ આપીએ છીએ.

**વ્યાયામની તાલીમઃ** મુંબાઇ ઇલાકાની કન્યાશાળાઓની વ્યાયામની તાલીમ આપવા માટે સરકારે ખાસ વર્ગો ચલાવવાની ગોઠવણ કરી છે અને એ વર્ગોમાં તાલીમ આપવા માટે મીસ બાનુ મોતીવાળાની નીમણુક કરી છે. આ ગોઠવણ મુજબ એક ખાસ વર્ગ મીસ મોતીવાળાએ પૂનામાં તા. ૭ મીથી ૧૫ મી ડીસેમ્બર સુધી ચલાવ્યો હતો. આવા વર્ગો વધારે તાલીમ આપવાની ગોઠવણ આખા ઇલાકામાં થવી જોઇએ. શિક્ષિકાઓ તાલીમ મેળવશે એટલે એનો લાભ કન્યાઓને સ્હેલાઇથી આપી શકશે.

**વારસાના હક્કઃ** હિંદુ સ્ત્રીને પિતાની મીલ્કતમાંથી વારસો મળવો જોઇએ એમ અત્યારે દરેક સમજદાર માણસ કબુલ કરે છે. એ બાબતને પુષ્ટી આપની એક બ્હેને લખેલી હકીકત આ પ્રમાણે છેઃ "મારા પિતા દસ લાખની મીલ્કત મૂકી ગુજરી ગયા; વાર્ષિક આવક ૩૬૦૦૦ ની હતી. મને એકજ ભાઇ હતો જે એ આખી મીલ્કતનો માલીક બન્યો. ભાઇ ભાભીના કહ્યાસરજ ચાલે છે. મારી માતા જીવે છે પણ તેનું બિચારીનું કાંઇ ઉપજતું નથી. પિતા મરી ગયા પછી એકે વખત ભાઇએ મને પોતાને ઘેર બોલાવી નથી. મારા પિતા વેપારી હતા પણ વેપારમાં ખોટ જતાં અમે ગરીબ બની ગયાં છીએ. માંડ્યેજ ગુજરાન ચાલે એટલી આવક

થાય છે, મારે છ બાળકો છે. ભાઇને મારી કશી ચિંતા નથી થતી."

**મ્યુનીસીપાલીટીમાંઃ** મીસિસ એ. ઇપનને મદ્રાસની સરકારે બેઝવાડા મ્યુનીસીપાલીટીના સભાસદ તરીકે નીમ્યાં છે.

**સેવાશ્રમઃ** માંગલોરમાં રાષ્ટ્રીય કન્યાશાળાના મકાનમાં એક સેવાશ્રમ ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૨૮ મી નવેમ્બરે થઇ હતી. આ આશ્રમ નર્સો અને દાયણોને તાલીમ આપવા માટે સ્થાપવામાં આવ્યો છે.

**સાયમન કમીશન** પાસે મંડીના મહારાણી અને મિસિસ અહમદશાહ સ્ત્રીવર્ગનાં પ્રતિનિધિઓ તરીકે તા. ૫ મી ડીસેમ્બરે ગયાં હતાં અને સ્ત્રીઓને પુરુષો જેટલોજ મતાધિકાર આપવાની તેમજ એ સંબંધી બીજી કેટલીક સુચના કરી હતી.

**લાઠી રાજ !** લાહોરમાં સાઇમન કમીશનનો વિરોધ કરતાં લાલાજીને લાઠીના ફટકા પોલીસે માર્યા અને તેમનું મરણ નીપજ્યું. એજ લાઠીરાજની પુનરાવૃતિ લખનવમાં થઇ અને પંડિત જવાહીરલાલ નેહરૂને અને બીજાઓને ફટકા સહન કરવા પડયા. આ પ્રસંગે મિસિસ મીશ્ર નામે વીરાંગના બ્હેને તેમનો બચાવ કરતાં ગંભીર ઇજા પોતાના શરીર પર વ્હોરી લીધી હતી. હિંદને આવી અનેક વીર પુત્રીઓની જરૂર છે. કમીશન પટનામાં ગયું ત્યારે ત્યાંની અનેક મહિલાઓએ વિરોધ દર્શાવવામાં આગેવાન ભાગ લીધો હતો.

**હિંદના પ્રતિનીધિ** તરીકે અખિલ હિંદ શિક્ષણ-સંઘ તરફથી જીનીવામાં મળનારી કેળવણી પરિષદમાં ભાગ લેવા શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય નીમાયાં છે. સાથે સાથે એ બ્હેન બર્લીનમાં મળનારી આંતરરાષ્ટ્રીય સ્ત્રીપરિષદ્ અને કામદાર પરિષદમાં પણ હાજરી આપશે. તેમના નણંદ સૌ. સરોજની નાયડુ અત્યારે હિંદના પ્રતિનીધિ તરીકે અમેરિકામાં મીસ મેયોના આક્ષેપોનો જવાબ આપી રહ્યાં છે.

**વૈદકીય મદદઃ** અત્યારના કાનુનો મુજબ હિંદી લશ્કરમાં નોકરી કરતા સૈનિકો અને અમલદારોના કુટુંબોની સ્ત્રીઓને વિભાગી ડોક્ટરોની મદદ મેળવવાનો હક્ક રહે છે. પરંતુ ઘણા સૈનિકોની સ્ત્રીઓ પડદો પાળતી હોવાથી તેમને માટે એક અખતરા તરીકે સ્ત્રી-ડોક્ટરો નીમવાની ગોઠવણ કરવામાં આવી છે.

**ગુલામીનો અંત આણોઃ** માહેશ્વરી મહિલા પરિષદની મંત્રી શ્રી. સત્યવતીદેવીએ ઇગ્લાંડ ગયેલા દેશી રાજ્યોની પ્રજાના પ્રતિનિધિ મંડળને એક લેખિત સંદેશો મોકલી દેશી રાજ્યોમાં સ્ત્રીઓની જે ગુલામી દશા છે તેનો અંત આણવાની સુચના કરી હતી. રાજરાણીઓની સ્વતંત્રતા માટે અને તેમની સાથે લગ્નના દાયજ તરીકે આવતી અસંખ્ય સ્ત્રીઓની ગુલામી ટાળવાને તેમણે આગ્રહ કર્યો હતો.

## એશિયા.

**સ્ત્રી-પ્રગતિઃ** અફગાનિસ્થાનના મુંબાઇના કોન્સલે ત્યાં ચાલી રહેલી અનેક પ્રવૃતિઓનો સચોટ ખ્યાલ હિંદની પ્રજાને આપ્યો છે. ત્યાંની સ્ત્રીઓ શહેરોમાંજ બુરખો પહેરે છે. ગામડાંમાં



અંગ કસરત માટે નૃત્ય ( જર્મની )

તો સ્ત્રી–પુરુષો ખેતરમાં સાથે કામ કરે છે. એ બુરખો કાઢવાના સબળ પ્રયત્નો થાય છે. ધર્મ-ગ્રંથોમાં બુરખો રાખવાનું ફરમાન નથી એમ તે-મને સમજાવવામાં આવે છે. સ્ત્રીઓની એક ક્લબ પણ સ્થપાઇ છે. ફરજીયાત કેળવણી દાખલ કરી એ બાબત તરફ ખાસ ધ્યાન અપાય છે.

**જાપાનની** રેલ્વેઓમાં લગભગ ૧૦૦૦૦ સ્ત્રીઓ નોકરી કરે છે. એ રેલ્વેઓની વ્યવસ્થાપક કમિટિઓની ચુંટણી માટે મત આપવાનો અધિકાર અત્યાર સુધી ફક્ત પુરુષોને જ હતો પણ હવે સ્ત્રીઓને પણ એ હક્ક મળ્યો છે. આ રીતે જાપાનીઝ સ્ત્રીઓ રાજકીય ક્ષેત્રમાં એક પગલું આગળ વધી છે.

### યૂરોપ.

**હિંદની સ્ત્રીઓઃ** થોડા સમયથી પોતાના પતિ સર મનુભાઇ મ્હેતા સાથે ઇંગ્લાંડ ગયેલાં લેડી ધન-વંતાબ્હેનની મુલાકાતે એક બાઇ કોઇ છાપાના પ્રતિનીધિ તરીકે આવી હતી અને હિંદના સ્ત્રી જીવન વિષે માહિતી માંગી હતી. લેડી ધનવંતા બ્હેને જણાવ્યું હતું કે " તમારે ત્યાં સ્ત્રીઓને સ્વતંત્રતા છે પરંતુ તમે ગૃહજીવનનાં સુખ ભૂલી આર્થિક સ્વતંત્રતા મેળવવા દોડા દોડી કરો છો તેથી તમે ખરૂં સુખ મેળવી શકતાં નથી. અમારો પ્રાચીન આર્ય આદર્શ સુખી ગૃહજીવનનો છે. અ-મારી પુત્રીઓ કેળવાયલી હોય છતાં તેમનો આદર્શ સારી પત્ની અને સારી માતા બનવાનો હોય છે. "

**મેરી એડીલેટઃ** છેલ્લા યુરોપી યુદ્ધના સમ-યમાં સ્ત્રીઓની લશ્કરી ટુકડી ઉભી કરનાર મીસ મેરી એડીલેટ આંટહર્સ્ટ હૃદય બંધ પડી જવાથી મરણ પામ્યા છે. એમના અવસાનથી યૂરોપની અને ખાસ કરીને ઇંગ્લાંડની સ્ત્રીપ્રગતિને ઘણું ખમવું પડશે. સ્ત્રીઓને સૈનિક બનાવવામાં તેમણે સંગીન ફાળો આપ્યો હતો. શાળાઓમાં વ્યાયામ દાખલ કરાવનાર એજ મહિલા હતાં અને એમણે રાષ્ટ્રીય રાજકીય સંઘ સ્થાપી તેના પ્રમુખ તરીકેનો હોદ્દો વર્ષો સુધી ભોગવ્યો હતો. લડાઇમાં તેમણે ૩૦૦૦ સ્ત્રીઓને તૈયાર કરી મોકલી હતી.

**સુધારક ઇંગ્લાંડમાં** વિધવાઓના લગ્ન કેટલા પ્રમાણમાં થાય છે તેના આંકાવનારા આંકડા મળે છે. ત્યાં થતાં લગ્નોમાં ૯૭ ટકા કુંવારા સ્ત્રી–પુરુષોનાંજ હોય છે. ગયા વર્ષમાં ફક્ત ૩૩ કુંવારા પુરુષોએ વિધવાઓ સાથે લગ્ન કર્યાં હતાં. બીજી તરફ ૩૪ કન્યાઓ પંદર વર્ષની ઉમ્મરની હતી અને ૧૨ વરરાજા ૧૬ વર્ષની ઉમ્મરના હતા. આ પ્રમાણે સુધરેલા ઇંગ્લાંડમાં વિધવા વિવાહ તરફ તિરસ્કાર અને બાળલગ્ન તરફ પસંદગી બતાવાય છે. છતાં હિંદમાં એવું થાય તો તે જંગલી ગણાય !

**સ્વતંત્ર ઇંગ્લાંડમાં** સ્ત્રીઓને સમાન મતાધિકાર મળ્યો છે; વર્ષોથી ત્યાંની સ્ત્રીઓ પાર્લામેંટના સભા-સદ થવાનો હક્ક ધરાવે છે છતાં ખુદ પાર્લામેંટનેજ અંગે સ્ત્રી–સભાસદો અને પુરુષ–સભાસદો વચ્ચે અત્યંત ભેદભાવ રખાય છે. ત્યાંની ખાવાપીવાની સગવડો ન્હાવાના અને કપડાં બદલવાના ઓરડા વગેરે પુરુષ–સભા–સદોનાજ લાભ માટે છે. સ્ત્રી–સભાસદોને અંધારા ખુણામાં એક ઓરડો મળ્યો છે. આ ભેદભાવ દુર કરાવવા મીસ વીલ્કીનસને મુદ્દો ઉપાડ્યો છે.

**નોબૅલ ઇનામઃ** નોર્વેના માદામ સીગ્રીટ અંડરસેટ નામે વિદુષી મહિલાને ચાલુ વર્ષનું નોબૅલ ઇનામ મળ્યું છે. આ ઇનામી રકમ લગભગ દોઢ લાખ રૂપીઆ જેટલી થાય છે. કવિવર રવિન્દ્રનાથ ટાગોરને એજ ઇનામ મળ્યું હતું. ક્રોડપતિ મ. મી. નોબૅલે કરેલા ટ્રસ્ટમાંથી આખી દુનિયાના જુદા જુદા વિષયોમાં પારંગત થયલાં વિદ્વાનો અને વિદુષીઓને આ ઇનામ અપાય છે. મેડમ સીગ્રીટ આ વર્ષે એ ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં છે. તેમના પિતા એક પ્રોફેસર હતા. તેમને ચિત્રકાર થવાની હોંસ હતી પણ પિતાના મરણથી તે ભાંગી પડી, અને તેમને ટાઇપીસ્ટ તરીકે ગુજરાન માટે વીસ વર્ષની ઉમ્મરે નોકરી લેવી પડી હતી. ફાજલ સમયમાં તે લેખિકા તરીકે કામ કરતાં. ૧૯૨૦ માં " ક્રીસ્ટીન લેવરેન્સ ડાટર " નામે પુસ્તકે તેમને ખ્યાતિ અપાવી. તેમના છેલ્લા પુસ્તકની પાંચ લાખ નકલો ખપી છે અને યૂરોપની લગભગ સર્વ ભાષામાં તેનાં ભાષાંતર થયા છે. મહાન લેખિકા હોવા સાથે એ બ્હેન એક આદર્શ માતા છે અને ગૃહિણી તરીકેની ફરજો ઉત્સાહથી બજાવે છે. સમાન હક્ક માટેની સ્ત્રીઓની લડત તરફ તેમને અણગમો છે. બ્હાર નોકરી કરી બીજાના હુકમ ઉઠાવવા કરતાં સ્વાદિષ્ટ રસોઇ બનાવવાનું અને ગૃહવ્યવસ્થાનું કામ તે વધારે ઉત્તમ ગણે છે.

હોલાંડમાં બાળકોને ગૃહસ્થ જીવનની તાલીમ આપવા માટે શાળાઓ શું કરી શકે ? તે વિષય લાંબા સમયથી ચર્ચાતો હતો. છોકરાઓ આદર્શ પતિ અને પિતા બની શકે અને છોકરીઓ આદર્શ પત્ની અને માતા બની શકે તે માટેનું શિક્ષણ તેમને આપવું જોઇએ. આ સવાલનું નિરાકરણ થોડા સમયમાં થઇ જશે અને એ માટેના વિષયો અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવશે.

**ઓસ્ટ્રીઆમાં** મીસ માર્ગારેટ ફેલીંગ પ્રધાન મંડળના વેપાર વિભાગમાં નીમાયાં છે. એ મહિલા સ્ત્રી-ઉદ્યોગ શાળાઓનાં ઇન્સ્પેકટર હતાં અને ત્યાંની સ્ત્રી-પ્રવૃત્તિનાં આગેવાન તરીકે જાણીતાં છે. (૨) વીએનામાં પ્હેલાં સ્ત્રી-બેરીસ્ટર તરીકે પરીક્ષા પસાર કરનાર અને ધંધો શરૂ કરનાર ડૉ. મેરીઅન બેથ છે. એમની નીમણુંક નાદારી કોર્ટમાં કરવામાં આવી છે. એ પણ સ્ત્રી-પ્રવૃત્તિના એક આગેવાન છે. ખાનગી જીવનમાં એક આદર્શ પત્ની અને માતા ગણાય છે. તેમના પતિ ડૉ. કાર્લ બેથ યુનીવરસીટીના એક પ્રોફેસર છે. (૩) સ્ત્રીમંડળોની વર્ષોની લડત પછી બાળક ગુન્હેગારો માટેનો ખાસ કાયદો પાર્લામેંટે પસાર કર્યો છે.

**વીરનારી:** યુગોસ્લાવ જીલ્લાના એક ગામમાં ધાડપાડુઓએ ધાડ પાડી અને લોકોના ઘર લુંટવા માંડયા. ગામની આજુબાજુ સખ્ત ચોકી રાખી હતી અને જે કોઇ બ્હાર જવા પ્રયત્ન કરે તેમને ગોળીથી વીંધી નાંખવામાં આવતા હતા. આટલું છતાં બે વીર સાધ્વીઓએ જીવનની પરવા ન કરતાં એ ચોકી ભેદી બ્હારથી વેળાસર મદદ મેળવી ગામને બચાવ્યું હતું.

## અમેરિકા.

કયુબામાં શ્રી. ઓલ્લા સોટો મારકીનેને માયઆસના જડજ નીમ્યાં છે.

**પાન-પૅસીફીક પરિષદ:** પૅસીફીક સમુદ્રની આજુબાજુના દેશોની સ્ત્રીઓની એક મહાપરિષદ હોનોલુલુમાં તા. ૯ મી થી ૧૯ મી ઓગસ્ટ સુધી મળી હતી. કેળવણી આરોગ્ય, ઉદ્યોગ અને ધંધામાં સ્ત્રીઓ, સમાજ સેવા, અને રાજકારણમાં સ્ત્રીઓ-એ વિષયો પર વિભાગવાર ચર્ચા ચાલી હતી પરિષદના પ્રમુખ મીસ જેઇન આદમ્સ હતાં.

## ઓસ્ટ્રેલિયા.

ઓસ્ટ્રેલિયામાં સીનેમા ફીલ્મ પર અંકુશ મૂકનાર બોર્ડના સ્ત્રી-સભાસદને પુરૂષ-સભાસદ કરતાં ઓછો પગાર આપવાના સરકારના નિર્ણય સામે ત્યાંની સ્ત્રીઓએ સખ્ત વિરોધ કર્યો છે.

---

**આભાર સ્વીકાર:** (૧) **હિન્દુત્વ:** તંત્રી: રા. અં. ચુ. પરીખ. પુ. ૧; અંક ૬-૭. વા. લ. રૂ. ૪-૦-૦. (૨) **ગાંડીવ:** તંત્રી: રા. નટવરલાલ વીમાવાળા. વર્ષ ૬; અંક ૨૧-૨૩. વા. લ. રૂ. ૪-૦-૦. (૩) **પાટીદાર:** તંત્રી: રા. નં. ઇ. પટેલ. વર્ષ ૬; અંક ૨. વા. લ. રૂ. ૨-૦-૦. (૪) **બોધ પત્રિકા:** તંત્રી: રા. કે. સી. મહેતા. વર્ષ ૨; અંક ૨. વા. લ. રૂ. ૨-૦-૦. (૫) **સમાજ સેવક:** વ્ય. રા. ગો. દી. ઠક્કર. વર્ષ ૫; અંક ૫. વા. લ. ૧-૪-૦. (૬) **પ્રચારક:** પ્ર. સ્વામી ધર્માનંદજી. પુ. ૩; અંક ૧૧. વા. લ. રૂ. ૧-૮-૦. (૭) **સમાલોચક:** તંત્રી: રા. ર. બો. ત્રિપાઠી. સપ્ટેમ્બરે અંક. વા. લ. રૂ. ૬-૦-૦. (૮) **યશોદા:** તંત્રી: રા. મ. ન. દોશી. વર્ષ ૧; અંક ૧૧. વા. લ. રૂ. ૨-૦-૦. (૯) **વાર્ષિક અહેવાલ:** સાવલી અલાની લાઇબ્રેરી, સં. ૧૯૮૪ (૧૦) **ધર્મની ભૂમિકા:** નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે લખેલો નિબંધ: લેખક: પ્રો. જયેન્દ્રલાલ ભગવાનલાલ દૂરકાળ, એમ. એ.



# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ.

## રજત મહોત્સવના વિધવિધ સમારંભો.

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી–મંડળના રજત મહોત્સવ ( સીલ્વર જ્યુબીલી ) ના વિધવિધ સમારંભોનો લાંબો કાર્યક્રમ મંડળના કાર્યવાહકોએ અને સભાસદોએ અથાગ પરિશ્રમ લઇ નિર્વિઘ્ન પાર ઉતાર્યો છે. એ સમારંભોમા સ્ત્રીઓ તેમજ પુરુષો–સર્વ કાર્યકર્તાઓએ આનંદ અને ઉત્સાહપૂર્વક તન મન ધનથી સહાય કરી છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ. આ મહોત્સવને અંગે મંડળને સમૂહગત અને સભાસદોને–કાર્યવાહકોને વ્યક્તિગત અનેક રીતે લાભ થયો છે. મંડળના જ્યુબીલી ફંડમાં લગભગ એક લાખ રૂપીઆની રકમ ગુજરાતી સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થોએ આપી મંડળના સેવાકાર્યની યોગ્ય કદર કરી છે. એ રકમમાં લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ તરફના રૂ. ૫૦૦૦૦ અને સ્વ. જમનાબાઇ સક્કઇ સ્મારક–ફંડના લગભગ રૂ. ૫૦૦૦૦ ઉમેરાતાં મંડળ પાસે રૂપીઆ બે લાખથી વધુ રકમનું સંગીન ફંડ થશે. રજત મહોત્સવના વિધવિધ સમારંભોનો ખર્ચ મોટે ભાગે એ સમારંભોમાંથી થયલી આવકમાંથી જ ભરપાઇ થશે–બહુ જુજ રકમ એ ખર્ચ માટે જ્યુબીલી ફંડમાંથી લેવાશે. સંગીત સમારંભ ( કોન્સર્ટ ), પ્રદર્શન, રમતગમતોની હરીફાઇ, ગાર્ડન પાર્ટી વગેરે કાર્યક્રમથી મંડળના કાર્યવાહકોને મ્હોટો અનુભવ મળ્યો છે, જે ભવિષ્યનાં એવાં કાર્યક્રમમાં અત્યંત ઉપયોગી થશે.

આ મહોત્સવનો લાંબા છતાં ઉપયોગી અને રસિક કાર્યક્રમની શરૂઆત **સંગીત સમારંભ ( કોન્સર્ટ ).** તા. ૨૭ મી નવેમ્બરે એક્સેલસીઅર થીએટરમાં ગુજરાતી હિંદુ બ્હેનોએ ભજવેલા સંગીત સમારંભ ( કોન્સર્ટ ) થી થઇ. આ સમારંભ માટે બે ત્રણ અઠવાડીઆં આગમચ તૈયારીઓ કરવી પડી હતી. આ તૈયારી કરવામાં ગં. રસિકમણી દેસાઇ, સૌ. હંસા મ્હેતા, સૌ. લીલાવતી દેસાઇ, ગં. મંગલાબ્હેન મોતીલાલ વગેરે બ્હેનોએ અથાગ પરિશ્રમ કર્યો હતો. એ કાર્યમાં રા. કનૈયાલાલ વકીલનો ફાળો પણ ભૂલાય એવો નહતો; તેમની કલાદૃષ્ટિએ બ્હેનોનું કાર્ય અત્યંત સરળ કરી આપ્યું હતું. જ્યુબીલી કાર્યવાહક કમિટિએ નિર્ણય કર્યા મુજબ આ સમારંભ ગુજરાતી હિંદુ સ્ત્રી–પુરૂષો સમક્ષ ભજવવાનું નક્કી થયું હતું અને તે માટે રૂ. ૭, ૫, ૪, ૩, ૨ અને ૧ ની ટીકીટો રાખવામાં આવી હતી. બીજી સંસ્થાઓના લાભાર્થે આવા સમારંભો થાય છે ત્યારે કાર્યકર્તાઓને ટીકીટ ખપાવવામાં ઘણી જહેમત ઉઠાવવી પડે છે. સદ્‌ભાગ્યે મંડળના આ સમારંભની ટીકીટો મંડળની ઓફીસમાંજ વેચાઇ ગઇ હતી, એટલુંજ નહિ પણ જગ્યાના અભાવે ઘણાંને નિરાશ થવું પડ્યું હતું. એવી રીતે નિરાશ થનારાં તેમજ પર કોમનાં સજ્જનો અને સન્નારીઓએ એ સમારંભની પુનરાવૃત્તિ કરવાની ખાહેશ બતાવી હતી, પરંતુ સમયના અભાવે તેમ કરવાનું બની શક્યું નથી.

આ સમારંભનો કુલ વીસ બાબતોનો ક્રમ પૂરો કરતાં લગભગ અઢી કલાક જેટલો સમય લાગ્યો હતો. મંડળની સભાસદ બ્હેનોના ગાયનો, ગરબા અને રાસ તેમજ શ્રી માણેક બ્હેન, સૌ લીલાવતી દેસાઇ અને કુ. ગુણીબ્હેન દેસાઇનાં ગાયનોએ પ્રેક્ષકોને અત્યંત આનંદ આપ્યો હતો. શકુંતલાના

અને પંચવટીના તાબ્લામાં ઝીણવટભરી કલાદ્રષ્ટિએ કુ. પન્ના મહેતા, કુ. વિશાખા મહેતા વગેરે બ્હેનોએ અત્યંત સુંદર દ્રશ્યો રજુ કરી પ્રેક્ષકોનાં દીલ હરી લીધાં હતાં. બન્ને ઓરકેસ્ટ્રા પણ આલ્હાદક હોઇ બ્હેનોની સંગીત-નિપુણતાની સાબીતિ આપતાં હતાં. ખાસ કરીને પ્હેલા ઓરકેસ્ટ્રામાં કુ. દેસાઇએ જલતરંગ પરનો પોતાનો કાબુ બતાવી પ્રેક્ષકોની શાબાશી મેળવી હતી. મ્યુઝીકલ ડ્રીલથી સંગીતના આનંદ સાથે શરીરવિકાસ કેમ સાધી શકાય તે બતાવવામાં આવ્યું હતું. આ સમારંભ ગુજરાતી બ્હેનોના હાથે પ્હેલીજ વાર થતો હોવાથી કુદરતી રીતે કાર્યવાહકોને કાંઇક ક્ષોભ રહેતો હતો અને તેથીજ તેમણે પરકોમના માણસોને પ્રેક્ષકવર્ગમાં દાખલ નહિ કરતાં ફક્ત ગુજરાતી હિન્દુ સ્ત્રી પુરૂષોને જ દાખલ કરવાનો નિર્ણય કર્યો હતો. અમને ખાત્રી છે કે આ સમારંભને મળેલી ફતેહ ધ્યાનમાં લઇ ભવિષ્યના આવા સમારંભો સામાન્ય જનતા માટે ખુલ્લા રાખવામાં આવશે.

આ સમારંભનું પ્રમુખસ્થાન સર ચુનીલાલ વી. મ્હેતાએ શોભાવ્યું હતું. તેમણે આ સમારંભના સફળ શ્રમ માટે મંત્રીઓ તેમજ પ્રમુખને ધન્યવાદ આપી શરીરવિકાસ માટે મંડળ વ્યાયામની અને માનસિક વિકાસ માટે ફરતાં પુસ્તકાલયોની યોજના હાથ ધરે એમ ઇચ્છયું હતું. લેડી લક્ષ્મીબાઇએ વળતો જવાબ આપતા જણાવ્યું હતું કે વ્યાયામની અને ફરતાં પુસ્તકાલયની પ્રવૃતિ માટે સર ચુનીલાલે પોતે ઉદાર મદદ કરવાનું વચન આપ્યું છે અને તેથી એ પ્રવૃતિ જેમ બને તેમ જલ્દી હાથ ધરવામાં આવશે.

આ સમારંભને પરિણામે મંડળના કાર્યવાહકોને અને સભાસદોને અનેક પાઠ શીખવાના મળ્યા છે. કોન્સર્ટના કાર્યક્રમમાં એ દરેકનો કાંઇ ને કાંઇ ફાળો હોવા છતાં એ સર્વેએ ટીકીટો ખરીદી જાહેર સંસ્થાના કાર્યવાહકો માટે અનુકરણીય દાખલો એસાડ્યો હતો. ટીકીટો એકથી વધુ હાથે વેચાવાના પરિણામે એકજ જગ્યા માટે બે જુદી જુદી ટીકીટો અપાયાનો એક દાખલો બન્યો હતો. પ્રેક્ષકોએ પોતપોતાની જગ્યા સંભાળી લેવામાં કરેલી ભૂલને પરિણામે પણ કંઇક ગરબડ થઇ હતી. એવી ભૂલ ભવિષ્યમાં ન થાય તેની ખાસ કાળજી રાખવામાં આવશે એવી અમને આશા છે. પૂરતી મ્હેનત, અને યોગ્ય વ્યવસ્થા હોય તો આવા સમારંભો કરવાનું કામ બહુ મુશ્કેલી-ભર્યું નથી, એની ખાત્રી કાર્યવાહકોને થઇ છે એટલે ભવિષ્યમાં આવા વધુ સમારંભો કરવાનું તેઓ નહિ ચૂકે આ સમારંભે મંડળની લોકપ્રિયતાની સચોટ સાબીતિ આપી છે અને ભવિષ્યમાં બે બે કે ત્રણ ત્રણ વર્ષે આવા સંગીત સમારંભ થશે તો જનતા તેને જરૂર વધાવી લેશે.

આ સમારંભના પ્રોગ્રામની નકલો પોતાને ખરચે છપાવી પ્રેક્ષકોમાં વિના મૂલ્ય વ્હેંચવા માટે આ સ્થળે સૌ. વિનયવતી ગમનલાલ પંડ્યાએ બતાવેલી સહાનુભૂતિની આભાર નોંધ લેવી જોઇએ.

**કલા પ્રદર્શન.** રજત મહોત્સવનો બીજો મુખ્ય અને મહાન કાર્યક્રમ તા. ૯ મી ડીસેમ્બર ૨ને દિને શરૂ થયો. એ દિવસે માધવબાગનું વિશાળ ચોગાન લગભગ ૩૫૦૦ ઉપર સન્નારીઓ અને સજ્જનોની હાજરીથી ગાઢ ઉભરાયું હતું. સભાસદો અને તેમના કુટુંબીજનો ઉપરાંત અનેક સંભાવિત સન્નારીઓ અને સજ્જનોએ મોટી સંખ્યામાં હાજરી આપી આ પ્રસંગને દીપાવ્યો હતો. એ શુભ દિને મુંબાઇ યૂનીવરસીટીના કુલપતિ અને જાણીતા ગુજરાતી નરરત્ન સર ચીમનલાલ સેતલવડને મુબારક હસ્તે ગુજરાતી હિંદુ બ્હેનોની હસ્તકલાના સુંદર નમુનાઓનું એક વિશાળ પ્રદર્શન ખુલ્લું મૂકાયું હતું. લેડી લક્ષ્મીબાઇએ પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનતિ કરતાં જે જે સંસ્થાઓએ અને વ્યક્તિઓએ એ પ્રદર્શનને અંગે મદદ કરી હતી તેમનો મુક્તકંઠે આભાર માન્યો હતો. સર ચીમનલાલે પ્રદર્શન ખુલ્લું મૂકતાં ગુજરાતી સ્ત્રીઓની કલાની અત્યંત પ્રસંશા કરી હતી અને જણાવ્યું હતું કે "આપણે સ્વરાજ્યની માગણી કરીએ છીએ ત્યારે આપણા વિરોધીઓ કહે છે કે તમે સ્વરાજ્ય ભોગવવાને લાયક નથી કારણકે તમે તમારી સ્ત્રીઓને પડદાનશીન રાખો છો એ વિરોધીઓ અહિં આવીને જુએ તો આપણી સ્ત્રીઓ કેટલી પ્રગતિ કરી રહી છે અને કેટલી બધી સ્વતંત્રતા ભોગવે છે તેની તેમને ખાત્રી થાય. હિંદીઓની સ્વરાજ્ય માટેની લાયકાત સાબીત કરવા માટે એ બ્હેનોને હું અભિનંદન આપું છું."

આ કલા પ્રદર્શનમાં ગુજરાતી હિન્દુ બ્હેનોના હાથે બનેલા વિધવિધ પ્રકારના લગભગ બે હજાર

આકર્ષક નમુના હતા. ખીલીઆકામ, શીવણકામ, વેતરકામ, ભરત, ગુંથણ, કાપડ પર ચિત્રકામ, ઉન અને રેશમનું સુંદર ભરતકામ, ઝીકથી ભરેલી કોરો, ટોપીઓ, સાડીઓ, બાદલાનું કામ, મોડલીંગ, તેલ પાણી અને પેન્સીલથી થયેલ સુંદર ચિત્રો, મોતી, મણકા વગેરેનાં તોરણો, પ્રાચીન વાજાટ, રંગાટ, વેતરણ અને શીવણકામના સુંદર નમુના, કન્યાશાળાઓની કન્યાઓએ તૈયાર કરેલા વિધવિધ પ્રકારના નમુના, વગેરેથી માધવબાગના પ્હેલા મજલાની ત્રણે બાજુઓ ભરી દેવામાં આવી હતી. વચલા ભાગમાં સૌ. બ્હેન લીલાવતી દેસાઇએ અત્યંત પરિશ્રમ વેઠીને અને ઝીણવટભરી કલાદૃષ્ટિ વાપરીને તૈયાર કરેલાં ત્રણ વિશાલ રાગોળી-ચિત્રો-'ચંદ્રદીપ સંવાદ', 'યશોદા-કૃષ્ણ' અને 'પ્રતિક્ષા' પ્રેક્ષકોને મોટી સંખ્યામાં આકર્ષી રહ્યાં હતા. મંડળના ખાસ સ્ટૉલ માટે નમુના તૈયાર કરવામાં અને પોતાની શિષ્યાઓ પાસે તૈયાર કરાવવામાં કુ. બ્હેન લીલાવતી વોરાએ અત્યંત શ્રમ ઉઠાવ્યો હતો એવીજ રીતે બીજા નમુનાઓ ભેળા કરવામાં નીચે જણાવેલી સંસ્થાઓએ અને વ્યક્તિઓએ સફળ પરિશ્રમ કર્યો હતોઃ

મુંબાઇઃ શ્રી જૈન માંગરોલ સભા કન્યાશાળા, ગુ. હિં. સ્ત્રીમંડળ-સાન્ટાક્રુઝ શાખા, શ્રી ભગિની સમાજ, શ્રી શ્રાવિકાશ્રમ, શ્રી ચંદા રામજી કન્યાશાળા, શ્રી ભુલેશ્વર મ્યુ. કન્યાશાળા, શ્રી પાટીદાર સ્ત્રીમંડળ, શ્રી ગુર્જર લેડીઝ સોશીઅલ ક્લબ, શ્રી દશા પોરવાડ ભગિની મંડળ, શ્રી ગોકલદાસ તેજપાલ કન્યાશાળા, શ્રી નલબજાર મ્યુ. કન્યાશાળા, શ્રી ખીકા સ્ટ્રીટ મ્યુ. કન્યાશાળા, શ્રી વાલીબાઇ મ્યુ. કન્યાશાળા, શ્રી કાલબાદેવી મ્યુ. કન્યાશાળા, શ્રી બંગાલી કન્યાશાળા, શ્રી માંડવી મ્યુ. કન્યાશાળા. શ્રી કાપડબજાર મ્યુ. કન્યાશાળા, શ્રી રંભાબાઇ મ્યુ. કન્યાશાળા. સુરતઃ શ્રી કસ્તુરબા કન્યાશાળા, શ્રી મહિલા વિદ્યાલય, શ્રી યુવકસંઘ, શ્રી ભગિની સમાજ. ગોધરાઃ શ્રી પુષ્ટીમાર્ગીય પાઠશાળા. ભરૂચઃ સૌ. હસમુખગૌરી ઇશ્વરલાલ મ્હેતા.

મુંબાઇમાંથી નમુનાઓ ભેળા કરવામાં સૌ. જયશ્રી બ્હેન રાયજી, ગં. મંગલાબ્હેન મોતીલાલ, ગં. ડાહીબ્હેન દેસાઇ, સૌ. નંદગૌરી મનુભાઇ ઠક્કર અને ગં. સરસ્વતી પ્ર. જગડે, સુરતમાંથી સૌ. માલતીબેન દીક્ષિત, શ્રીમતી અનસૂયા બેન વોરા, રા. કંચનલાલ ડી. મામાવાળા વગેરેએ ખાસ શ્રમ લીધો હતો, જે માટે મંડળ તેમનું આભારી છે.

આ પ્રદર્શન કુલ આઠ દિવસ સુધી ખુલ્લું રહ્યું હતું. એ અરસામાં દરરોજ અસંખ્ય સન્નારીઓ, સજ્જનો અને બાળકોએ તે જોવાનો લાભ લીધો હતો. પ્રદર્શનમાં દાખલ થવા માટે ટીકીટ રાખેલી હોવા છતાં પ્રેક્ષકોની અત્યંત ભીડ રહેતી હતી. છેલ્લે દિવસે-રવિવાર તા. ૧૬ મીએ એ સંખ્યા હદ બ્હાર વધી ગઇ હતી અને ભીડને કાબુમાં રાખવા વારંવાર ટીકીટો આપવાનું બંધ કરવાની ફરજ પડી હતી. કાર્યવાહકોના ધૈર્ય અને

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને ભેટ.

### શેઠ સામલદાસ પરભુદાસ કોઠારી જે. પી. ની રૂપીઆ ૨૫ હજારની બાદશાહી સખાવત.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સીલ્વર જ્યુબીલી પ્રસંગે સ્વ. શેઠ દેવીદાસ પરભુદાસ કોઠારી અને તેમના સ્વ. પત્ની બાઇ હેમકોરબાઇના સ્મારક તરીકે તેમના વીલના ટ્રસ્ટી શેઠ સામલદાસ પરભુદાસ કોઠારી જે. પી. એ રૂપીઆ વીશ હજારની બાદશાહી રકમ મંડળના કામકાજ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી મંડળને ભેટ કરી છે.

સ્વ. શેઠ દેવીદાસ પરભુદાસની સ્વ. દીકરી બ્હેન લીલાવતી અને સ્વ. ભાઇ નવીનચંદ્ર દેવીદાસના સ્મારક તરીકે શેઠ સામલદાસ પરભુદાસ કોઠારી જે. પી. એ રૂપીઆ પાંચ હજારની રકમની મંડળને ભેટ આપી છે.

ઉપલા બન્ને ફંડોની રકમ તેમના સ્મારક તરીકે કાયમ રહેશે અને તે ફંડોના વ્યાજની રકમ દર વર્ષે તેમના નામથી મંડળના લાભાર્થે વાપરવામાં આવશે.

આવી બાદશાહી રકમની લાગણીપૂર્વક ઉદાર દિલે મદદ કરનાર શેઠ સામલદાસ પરભુદાસ કોઠારી જે. પી. નો મંડળના પ્રમુખ અને કાર્યવાહકો અંતઃકરણપૂર્વક ઘણો આભાર માને છે.

[illegible]શીલતાની ખરી કસોટી તે દિવસે થઇ. [illegible]નોમાંથી કોઇકે એ સહનશીલતા ગુમાવી [illegible]દીધી. પરંતુ લગભગ સર્વ પ્રેક્ષકો કાર્યવાહકોની મુશ્કેલી સમજી શકતા હતા અને ધીરજ [illegible]ખ્યા હતા. આપણા લોકો મુલત્વી રાખવાની [illegible] છેલ્લા દિવસે આવવાને બદલે વચ્ચેના [illegible] જવાનું ડહાપણ સ્વીકારે તો તેમને [illegible]ર્યવાહકોને નકામી મુશ્કેલીમાં ઉતરવું ન પડે. [illegible] માળ્યા છતાં ધક્કામૂકી કરી આગળ ધપવાની, [illegible] કે બાળકોની એ ભીડમાં શું સ્થિતિ થશે-તેનો વિચાર[illegible]રખો ન કરવાની આપણને પડેલી ટેવ આપણે ભૂલી શકીએ તો આવા પ્રસંગો અને સમારંભો આપણે બહુ સ્હેલાઇથી પાર ઉતારી શકીએ.

આ[illegible] દિવસ પૂરાં થાય તે પ્હેલાં પ્રદર્શનમા મૂકેલા નમુનાઓમાંથી લગભગ સર્વ વેચાઇ ગયા હતા. એ નમુનાઓ ખરીદ કરવાની ગોઠવણ કોઇને ફેરજ પાડવી પડી હતી. ગુજરાતી હિંદુ જનતાએ આ પ્રસંગે કલાની યથાર્થ કદર કરી પોતાની કલાપ્રિયતા સાબીત કરી આપી અને તે સાથે આવા ભાવિ સમારંભોને કેટલો વિજય મળશે તેની ખાત્રી આપી. મંડળ જો આવા પ્રદર્શનો બે બે ત્રણ ત્રણ વર્ષને અંતરે ભરવાની રૂઢી સ્વીકારે તો આપણી બ્હેનોના હાથમાંથી સરી જતી કલાઓ ટકાવી રાખી શકાય, ગરીબ બ્હેનોને તેમાંથી સારી આવક મળી શકે અને ગુજરાતના ઘરો એ કલાના નમુનાઓથી શોભી ઉઠે. આ પ્રદર્શનમાં સુંદર કલામય નમુના ઘણી મોટી સંખ્યામાં આવ્યાં હતાં તેની ખાત્રી નીચે જણાવેલા સોના રૂપાના ચાંદોની થયેલી વ્હેંચણી પરથી થશે:

**સોનાનાં ચાંદ:** (૧) કુ. માટી પ્ર. દેસાઇ: વેતરેનું અને શીવણકામ; (૨) સૌ. કૃષ્ણાબાઇ [illegible]દાસ; દોરાનું કામ; (૩) સૌ. મંગલાગૌરી [illegible] મેહતા: ઉનનું કામ; (૪) કુ. માટી પ્ર. દેસાઇ: ચિત્રકામ; (૫) સૌ. નર્મદાબાઇ ધરમદાસ: [illegible]; (૬) સૌ. લીલાવતી મં. દેસાઇ: રેશમનું; (૭) કુ. વિજયાગૌરી વેરા: સોનેરી કોરનું ભરત; (૮) વિજયગૌરી દે. મુન્શી: મણકાનું મોતીનું કામ; (૯) સૌ. લીલાવતી મં. દેસાઇ: રંગોળી; (૧૦) સૌ. [illegible]બ્હેન [illegible] લાકડાવાળા: ડેકોરેશનનું કામ. (૧૧) કુ. લીલાવતી ર. વોરા: પ્રદર્શનના કામમાં આપેલી વિધવિધ પ્રકારની મદદ માટે.

**રૂપાના ચાંદ:** વેતરણ અને શીવણકામ માટે: (૧) સૌ. રસિલા રમણલાલ; (૨) સૌ. સુમનગૌરી નારાયણદાસ; અને (૩) સૌ. શાન્તાગૌરી એન. કે. વ્યાસ. દોરાના કામ માટે: (૪) સૌ. લલિતા બ્હેન ડી લાકડાવાળા; (૫) કુ. સુશીલા ઝવેરી; અને (૬) સાન્તાક્રુઝ ગુ. હિં. સ્ત્રીમંડળ. ઉનના કામ માટે: (૭) સૌ. સુશીલા માધવજી; (૮) સૌ. નયનસુખગૌરી એમ. મરચંટ; અને (૯) સૌ. સુશીલા જી. શ્રોફ. ચિત્રકામ માટે: (૧૦) સૌ. લીલાવતી મં. દેસાઇ; (૧૧) કુ. કપિલા ન. માસ્તર; (૧૨) સૌ. કુસુમગૌરી આર. વાંકા; (૧૩) કુ. લીલાવતી ર વોરા; (૧૪) સૌ. સુમિત્રા વી. દેસાઇ. મોડલ માટે: (૧૫) કુ. સુશીલા ધરમદાસ; (૧૬) કુ. કાદંબરી મોદી; (૧૭) સૌ. ભદ્રા દીક્ષિત; (૧૮) સાન્તાક્રુઝ ગુ. હિં. સ્ત્રીમંડળ; (૧૯) કુ. મીનળદેવી મુન્શી. ઉનના કામ માટે: (૨૦) સૌ. સરલાબ્હેન. (૨૧) સૌ. નિર્મળાગૌરી હરકીશન; (૨૨) સૌ. યશોદા રામભાઇ; (૨૩) સૌ. પુષ્પાબ્હેન પારેખ. સોનેરી કોરનું ભરતકામ: (૨૪) સૌ. રામકોરબ્હેન સી. મ્હેતા; (૨૫) કુ. લીલાવતી ર. વોરા. કાચના મોતીનું કામ: (૨૬) સૌ. મહિમનગૌરી મ. પંડયા; (૨૭) સૌ. કાન્તાબ્હેન મનુભાઇ; (૨૮) કુ. સરોજ બી. દેસાઇ. ડેકોરેશન માટે: (૨૯) સૌ. કુમુદ એસ. મ્હેતા. નકશા માટે: (૩૦) શ્રી. મંગલાબ્હેન ચુનીલાલ. ફેટવર્ક: (૩૧) સૌ. રસમન એસ. મ્હેતા; (૩૨) સૌ. બચુબ્હેન મૂલજી. ભીખું કામ: (૩૩) કુ. નિર્મળા મ્હેતા. ડેકોરેશન: (૩૪) સૌ. માલતી દીક્ષિત. નેતરકામ: (૩૫) શ્રી. આવિકાશ્રમ.

આ ઉપરાંત બીજાં સુંદર નમુના બનાવનાર બ્હેનોની કલાની કદર પ્રમાણપત્રો આપીને કરવામાં આવી છે. એ બ્હેનોનાં નામ નીચે મુજબ છે:—

ક્રીડીઆ કામ માટે: ૧ સૌ. ચંદ્રમણી એ. મુન્શી; ૨ સૌ. કુસુમગૌરી ગુણવંતલાલ, ૩ સૌ. નુરજબ્હેન નટવરલાલ; ૪ સૌ. કુસુમગૌરી [illegible] [illegible]; ૫ સૌ. સવિતાબાઇ [illegible]; ૬ સૌ મહિમનગૌરી મ. પંડયા; ૭ શ્રી. દરકોરબાઇ; ૮ સૌ. ભદ્રા દીક્ષિત; ૯ કુ વિમળા ઝવેરી; ૧૦ સૌ.

રમાલક્ષ્મી ભા. દેસાઇ; ૧૧–૧૨ સૌ. નિર્મળા નવનીતલાલ; ૧૩ શ્રી. હરકોરબાઇ મ. મીસ્રી; ૧૪ શ્રી. સુકીતિ શ. ત્રિવેદી; ૧૫ શ્રી. લલિતાગૌરી અંબારામ; ૧૬ સૌ. કુસુમગૌરી વૈકુંઠરાય; ૧૭ સૌ. સવિતાગૌરી મંગલદાસ; ૧૮ સાન્ટાક્રુઝ ગુ. હિં. સ્ત્રીમંડળ; ૧૯ શ્રી. પદ્માવતી ધીરજલાલ; ૨૦ ગં. તારાબ્હેન; ૨૧ શ્રી ગોકલદાસ તે. કન્યા-શાળા, ૨૨ શ્રી. નિર્મળા લલ્લુભાઇ ( મ્યુ. કાપડ-બજાર કન્યાશાળા ); ૨૩ શ્રી. હીરાગૌરી ન શેઠ ૨૪ સૌ. જયાલક્ષ્મી શિ. દેસાઇ; ૨૫ શ્રી. હીરા મ. ઝવેરી ( વાલીબાઇ કન્યાશાળા); ૨૬ શ્રી. જયાકુંવર વૃંદાવન હેમરાજ.

**પેન્ટીંગ, શીવણ, ગુંથણ, ભરતકામ વગેરે માટે:** ૧ સૌ. રતનબાઇ મો. ખટાઉ; ૨ સૌ. નિર્મળાગૌરી. હ. દલાલ; ૩ સૌ. કાન્તાબ્હેન મં. ઝવેરી; ૪ સૌ. કળાવતી ફતેચંદ; ૫ સૌ. પુષ્પાવતી દ્વારકાંદાસ; ૬ સૌ. ચંદ્રકલા ધી. દલાલ; ૭ સૌ. વિમળાગૌરી નવનીતલાલ; ૮ સૌ. લીલાવતી શાં. વોરા; ૧૧ એક બ્હેન; ૧૨ સૌ. કુસુમગૌરી ર. મોદી; ૧૩ ગં. સરસ્વતી પ્ર. જગડ; ૧૪ સૌ. ઇન્દુમતી કિ. ખાંટવાળા; ૧૫ સૌ. કળાવતી ભગ-વાનદાસ; ૧૬ શ્રી. ચંદનબ્હેન ધરમસી; ૧૭ સૌ. હરકોરબાઇ ના. વોરા; ૧૮ સૌ. નેનસુખગૌરી મ. મરચંટ; ૧૯ શ્રી. લીલાવતી પુરૂષોતમદાસ; ૨૦ શ્રી. પ્રીતિદાગૌરી મજમુંદાર; ૨૧ સૌ. ચંપાવતી છ. તીજોરીવાલા; ૨૨ કુ. બબલીબ્હેન મ. મરચંટ; ૨૩ સૌ. કાન્તાબ્હેન મંછુભાઇ; ૨૪ કુ. શાન્તા વ્યાસ; ૨૫ સૌ. ધનલક્ષ્મી મોહનલાલ; ૨૬ સૌ. સુશીલા વી. મજમુંદાર; ૨૭ સૌ. વિમળાગૌરી પંડયા; ૨૮ શ્રી. લક્ષ્મી હરકીશનદાસ; ૨૯ સૌ. જમનાબ્હેન ત્રી. માળવી; ૩૦ શ્રી. માલિની ડા. મ્હેતા; ૩૧ સૌ. રમાવતી હ. ફોજદાર; ૩૨ શ્રી પાટીદાર સ્ત્રીમંડળ; ૩૩ શ્રી ગોકલદાસ તે. કન્યાશાળા; ૩૪–૩૫ શ્રી ચંદારામજી કન્યાશાળા; ૩૬ શ્રી શકુન્તલા સંપટ; ૩૭–૩૮ શ્રી ચંદા રામજી કન્યાશાળા (સુ-શીલા હરિલાલ); ૩૯ શ્રી બંગાળી કન્યાશાળા; ૪૦ શ્રી. ભગવતી ધરમચંદ; ૪૧ શ્રી શકરી બ્હેન પરસોતમદાસ; ૪૨ સૌ. માલતીબ્હેન દીક્ષિત; ૪૩ શ્રી વિનોદ મગનલાલ ( વાલીબાઇ કન્યાશાળા ); ૪૪ સૌ. હસમુખગૌરી મ્હેતા; ૪૫ શ્રી કાશી હર-જીવન ( રંભાબાઇ કન્યાશાળા ); ૪૬ શ્રી જસોદા નાનુભાઇ (બંગાલી કન્યાશાળા); ૪૭ શ્રી લલિતા પટેલ; ૪૮ શ્રી અહલ્યા મયાશંકર ( કાલબાદેવી કન્યાશાળા ); ૪૯ શ્રી સાન્ટાક્રુઝ ગુ. હિં. સ્ત્રી-મંડળ (શ્રી મોતીબ્હેન); ૫૦ શ્રી જયાવતી કીસન-દાસ; ૫૧ કુ. ઉરબાળા વકીલ; ૫૨ શ્રી સાવિત્રી દેસાઇ; ૫૩ શ્રી પદ્માવતી મોતીલાલ શ્રોફ; ૫૪ કુ. લીલાવતી બેન્કર; ૫૫ શ્રી જયેન્દ્ર વીઠલદાસ (વા-લીબાઇ કન્યાશાળા); ૫૬ શ્રી ગોકલદાસ તે. કન્યા શાળા; ૫૭ શ્રી મણીબાઇ દેવીદાસ (ગો. તે. કન્યા શાળા); ૫૮ સૌ. હીરામણી ભાઇલાલ; ૫૯ શ્રી સ્નેહલત્તા ર. ખાનસાહેબ; ૬૦ શ્રી લીલાવતીબ્હેન; ૬૧ શ્રી મંજુલા નારણદાસ; ૬૨ સૌ. મંગલાબ્હેન આદિતરામ; ૬૩ શ્રી પાટીદાર સ્ત્રી-મંડળ; ૬૪ ગં. મોતીબ્હેન મ. શ્રોફ; ૬૫ શ્રી ગોકલદાસ તે. કન્યાશાળા; ૬૬ શ્રી સુશીલા હીરાલાલ; ૬૭ શ્રી ભાનુમતી રમાકાન્ત; ૬૮ શ્રી ભદ્રકાન્તા જ. સુત-રીઆ; ૬૯ શ્રી. વિદ્યાબ્હેન મગનલાલ; ૭૦ શ્રી રતનબ્હેન લાધાભાઇ; ૭૧ શ્રી. મોહિની ડી, ની-ગન્ડી; ૭૨ શ્રી મંજુલા મણીલાલ; ૭૩ શ્રી વિનોદ બ્હેન મગનલાલ; ૭૪ શ્રી ભગિની સમાજ; ૭૫ કુ. ઝીના મુન્શી; ૭૬ શ્રી સાન્ટાક્રુઝ ગુ. હિં. સ્ત્રી મંડળ; ૭૭ કુ. નિર્મળા બ. મોતીવાળા; ૭૮ સૌ. કુન્દનબ્હેન શ્રોફ; ૭૯ શ્રી બાળાબ્હેન થાણેવાળા; ૮૦ સૌ. કુમુદબ્હેન દલાલ; ૮૧ શ્રી ગિરજા મા. દેસાઇ.

મંડળની બ્હેનો ઉપરાંત અનેક સંસ્થાઓએ વ્યવસ્થા માટે સ્વયંસેવકો પૂરાં પાડી મંડળને આભારી કર્યું છે. એ સંસ્થાઓમાં મુખ્યત્વે મ્યુ-નીસીપલ બોય સ્કાઉટ્સ, શ્રી જૈન સ્વયંસેવક મંડળ, અને શેઠ ના. ઇ. તથા બુ. મે. સોહાણા બોર્ડીંગ હાઉસે ખાસ સ્વયંસેવકો આપી મદદ કરી હતી.

પ્રદર્શનની વ્યવસ્થામાં સ્ટૅાલકીપર તરીકે, અને સ્વયંસેવિકા તરીકે નીચે જણાવેલાં બ્હેનોએ અથાગ પરિશ્રમ કરી પ્રદર્શનને પાર ઉતારવામાં સેવાનો ફાળો આપ્યો છે:

**સ્ટોલ કીપરો:** સૌ. મોતીબેન દે. દેસાઇ; સૌ. મંગાબ્હેન ગો. પટેલ; સૌ. કાન્તાબ્હેન વ. સરૈયા; સૌ. રતનબ્હેન ઇ. દમાણીઆ; સૌ. કમળા-

વતી ન. ખંભાતી; કુ. વિજયાકુમારી ર. વોરા; કુ. લીલાવતી ર. વોરા; સૌ. જીતેન્દ્રિયમણી કા. ઠાકોર; મં. વિમળાબ્હેન ધી. સેતલવડ; સૌ. કમળાવતી ક. દેસાઇ; ગં. જમનાબ્હેન ગોવિંદજી; શ્રી. કલાવતી દે. નાનજી; સૌ. પુષ્પાવતી હા. દેસા; સૌ. પ્રેમકોર ધરમદાસ; શ્રી ગુણવંતી દે. નાનજી; સૌ. કુંજલીલા જ. વર્મા; સૌ. ચંચલબ્હેન મંગલદાસ; સૌ. કુસુમગોરી મં. મુન્શી; ગં. જમના જયંતિલાલ; સૌ. શકુન્તલા ચંપકલાલ; ગં. ડાહીબ્હેન જેકીશનદાસ; સૌ. તારાબેન હીરાલાલ; સૌ. તારાબેન ગોરધનદાસ; સૌ. લક્ષ્મીબ્હેન કીસનદાસ; ગં. પુષ્પાવતી રંગીલદાસ; સૌ. હસમુખગોરી ઇશ્વરદાસ; સૌ. નંદુબેન મનુભાઇ; કુ. પદમાવતી ઇ. મ્હેતા; સૌ. નંદગોરી મ. છત્રપતી; સૌ. જયશ્રીબ્હેન રાયજી; કુ. સુલોચના ક. દેસાઇ; સૌ. વિદ્યાગોરી કુ. મુન્શી; સૌ. વત્સલા વિપિનચંદ્ર; સૌ. ચંદ્રમણી કુ. ઠાકોર; સૌ. ઇદુમતી ચં. ઠાકોર; સૌ. દમનગોરી ઠાકોર; સૌ. સરસ્વતી મારફતીઆ; કુ. નિર્મળા ભ. મોતીવાળા; કુ ચંદન ધ. બકરી.

**સ્વયંસેવિકાઃ** કુ. સવિતા છોટાલાલ; શ્રી. ચંપાવતી ગો. કીકાવાળા; સૌ. ગીરજાગોરી માણેકલાલ; ગં. મંગુબ્હેન ખુશાલદાસ; સૌ. નંદગોરી હી. મ્હેતા; સૌ. ચંપાવતી હ. મ્હેતા; સૌ. કુસુમ ર. મોદી; સૌ. સુમન ત્ર. કાપડીઆ; કુ. મૃદુલા મુન્શી; સૌ. શાન્તા કસ્તુરચંદ; સૌ. હસમુખગોરી મ. બરફીવાળા; બ્હેન વિમળા નવનીતલાલ; ગં. નવલબ્હેન ચુનીલાલ; કુ. ચંદ્રકાન્તા છોટાલાલ; બ્હેન પ્રાણકુંવર લા. જોશી; કું નીલા ડા. મ્હેતા; સૌ. નીલમ હરગોવિંદદાસ; સૌ. પ્રભાવતી ચી. પારીખ; શ્રી. ચંદનબ્હેન સુમતલાલ; સૌ. પ્રભાવતી રંછોડલાલ; સૌ. શાન્તા શ્યામલાલ; કુ. લીલાદેવી ના. વર્મા; ગં. કપિલા ડા. ભગવતી; સૌ. સુમનગોરી નવનીતલાલ; સૌ. શાન્તા ચીમનલાલ; સૌ. ધનકોર ન. શાહ; ગં. પદમાવતી અનંતરાય; સૌ. મહાવિદ્યા દેવાભાઇ; સૌ. તારામતી રંછોડલાલ; સૌ. કુમુદ શાન્તિલાલ; શ્રી નંદગોરી કુન્દનલાલ; સૌ. સુમિત્રા રાધાબાઇ; સૌ. કલાવતી. જ. બક્ષી; શ્રી. ગુલાબબ્હેન બાલકૃષ્ણ.

ઉપરાન્ત પ્રદર્શનના સ્થળમાં ફુવારા માટે મુંબઈ હિન્દુ હોટલનો એક ખાસ સ્ટોલ ઉભો કરી સ્વયંસેવકોને, કાર્યવાહકોને અને પ્રેક્ષકોને સગવડ કરી આપવા માટે શેઠશ્રી રતીલાલ ત્રીભોવનદાસ ઠક્કરનો આ સ્થળે ખાસ આભાર માનવો જોઇએ.

પ્રદર્શનના સમય દરમિઆન વિધવિધ પ્રકારનાં કાર્યક્રમ એ આઠ દિવસના અરસામાં કાર્યવાહકોએ ગોઠવ્યા હતા. આ કાર્યક્રમોને પરિણામે પ્રેક્ષકજનોની મોટી સંખ્યાને તે તરફ આકર્ષી રાખી શકાતી હતી અને લોકોની ભીડને કાબુમાં રાખવાની સુગમતા થઇ હતી. આ કાર્યક્રમો નીચે પ્રમાણે હતાઃ

**રવિવારઃ તા. ૯-૧૨-૨૮ઃ ૭-૩૦ થી ૯**

સેનીટરી ઇન્સ્ટીટ્યુટ તરફથી તંદુરસ્તીને લગતી ફીલ્મો બતાવવામાં આવી હતી.

**સોમવારઃ તા. ૧૦-૧૨-૨૮ઃ ૪-૩૦ થી ૬-૩૦**

સ્ત્રીઓએ ગરબા ગાયા હતા. આ સમય દરમિઆન ફક્ત સ્ત્રીઓજ દાખલ થઇ શકે એવી ગોઠવણ રાખી હતી. આ પ્રસંગે જાણીતા બાનુ મીસીસ અરેકે હાજરી આપી હતી અને ગરબા જોઇ એ નૃત્ય માટે પ્રસંશા કરી હતી.

**૮ થી ૯**

રા. ગોકુલદાસ રાયચુરાએ લોકગીત અને લોકવાર્તા સંભળાવી હાજર રહેલી મોટી સંખ્યાને આનંદ આપ્યો હતો.

**મંગળવારઃ તા ૧૧-૧૨-૨૮ઃ ૭ થી ૮**

પ્રો. ટીમોથી અવધાનીએ સ્મરણશક્તિના પ્રયોગો કરી બતાવી પ્રેક્ષકોને ચકિત કર્યાં હતા.

**બુધવારઃ તા. ૧૨-૧૨-૨૮ ૪-૩૦ થી ૬-૩૦**

મ્યુનીસીપાલ ભુલેશ્વર કન્યાશાળાની કન્યાઓના ગરબા થયા હતા. આ સમય દરમિયાન પણ ફક્ત સ્ત્રીઓજ દાખલ થઇ શકે એવી ગોઠવણ હતી.

**૮ થી ૯**

રા. ભાઇશંકર સંતને સંગીતની મોજ ચખાડી આનંદ આપ્યો હતો.

**ગુરૂવારઃ તા. ૧૩-૧૩-૨૮ ૩-૩૦ થી ૪-૩૦**

શ્રી શાસ્ત્રી વૈજનાથ લક્ષ્મણ આઠવલેએ ગીત અધ્યાય ૨, શ્લોક ૪૭ પર પ્રવચન કર્યું હતું.

**૫ થી ૭-૩૦**

ગુજરાત વ્યાયામ મંડળ તરફથી વ્યાયામના સુંદર પ્રયોગો થયા.

૮ થી ૯

પ્રો. કામટે હાસ્યરસના પ્રયોગો કરી પ્રેક્ષકોને ખુબ હસાવ્યાં.

**શુક્રવારઃ તા. ૧૪-૧૨-૨૮: ૪-૩૦ થી ૫-૩૦**

મંડળની અને સાન્તાક્રુઝની શાખાની બ્હેનોએ ગરબા, સંવાદો વગેરેનો આકર્ષક કાર્યક્રમ રજુ કર્યો હતો.

**૬ થી ૭**

શ્રી પ્રાણજીવનદાસ મેથ્યૂએ વીરરસના કાવ્યો ગાઇ આનંદ આપ્યો.

**૭-૩૦ થી ૯-૩૦**

રામપુરવાળા પ્રો. નિસાર અહમદખાંએ ઉસ્તાદી ગાયનો ગાઇ સંભળાવ્યા હતા.

**શનિવારઃ તા. ૧૫-૧૨-૨૮ ૫ થી ૬-૩૦**

પ્રો. બલવંતરાય ક. ઠાકોરે રા. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે "સંક્રાન્તિ સમયમાં સ્ત્રીઓ" વિષે મનનીય ભાષણ આપ્યું હતું.

**૭ થી ૯**

શ્રી કાનજી કરમશી માસ્તર-માંડવી શાળાના વિદ્યાર્થીઓએ કસરતના સુંદર પ્રયોગો કરી બતાવ્યા.

**રવિવારઃ તા. ૧૬-૧૨-૨૮ સવારે ૮ થી ૧૧**

શાળાના બાળકો માટે પ્રદર્શન ખાસ ઉઘાડું રાખી ફક્ત એક આનાની ટીકીટ રાખી હતી.

**૩ થી ૪-૩૦**

જાલંધર નિવાસી પંડિત શીવલાલે સંગીતમાં "સીતા-સ્વયંવર-ધનુષ્ય-યજ્ઞ" વિષે કથા કરી હતી.

**૫-૩૦ થી ૬-૩૦**

કવિ ઉદ્ધવજી મીઠાભાઇ દેશીએ લોકવાર્તા કહી હતી.

**૭ થી ૮-૩૦**

રા. ચુનીલાલ પટેલના હાસ્યરસના પ્રયોગો અને રા. 'મસ્તફકીર' નું ભાષણ-ચર્ચા હતાં.

**૮-૩૦ થી ૧૦.**

રા. આલી કૃષ્ણ આયર અને સૌ. બાઇ કલ્યાણીએ જાદુના પ્રયોગો કરી બતાવ્યા હતા.

**બાળકોની રમત-ગમતની હરીફાઇ.** રજત-મહોત્સવનો ત્રીજો અગત્યનો સમારંભ મંડળના સભાસદોના બાળકોની રમતગમતની હરીફાઇનો હતો. આ સમારંભ સભાસદ બ્હેનોની અને અનેક સદ્‌ગૃહસ્થોની મોટી મેદની સમક્ષ તા. ૧૭ મી ડીસેમ્બરે વનિતા વિશ્રામની પાછળના વિશાલ કમ્પાઉન્ડમાં ઉજવાયો હતો. જાણીતા ધારાશાસ્ત્રી અને ગુજરાતી નરરત્ન રા. ભુલાભાઇ જી. દેસાઇએ પ્રમુખસ્થાન શોભાવ્યું હતું. આ સમારંભ સમયે મંડળના કાર્ય પ્રતિ સહાનુભૂતિ ધરાવતા અનેક સુબંધુઓએ મદદ કરી સમારંભને પાર ઉતારવામાં સેવાનો સંગીન ફાળો આપ્યો હતો, તેની અમે અત્ર સાભાર નોંધ લઇએ છીએ. આ રમતગમતોની હરીફાઇમાં લગભગ ૧૫૦ કન્યાઓ અને કુમારોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. આવી હરીફાઇઓ મંડળ તરફથી બે બે કે ત્રણ ત્રણ વર્ષને અંતરે-થા બની શકે તો દર વર્ષે ગોઠવવામાં આવે તો આપણાં કન્યા-કુમારોના શરીરવિકાસમાં મંડળ સંગીન ફાળો આપી શકે. એ હરીફાઇઓની વિગત અને તેમાં ઇનામો જીતી જનારનાં નામ નીચે મુજબ છેઃ—

**કન્યાઓઃ (૧) દોડવાની હરીફાઇઃ** અ ૬૬ વારઃ ૧ તારામતી ન. દીવેચા. ૨ સુશીલા છગનલાલ મારફતીઆ. ૩ સુમન મં. ખાંડવાળા. બ ૩૩ વારઃ ૧ સુશીલા ઇ. દમણીઆ. ૨ મધુરી મકનજી મ્હેતા ૩ મૃદુલા ઇ. દમણીઆ. ક ૩૦ વારઃ ૧ કુમુદ ચંદારાણા. ૨ નલિની ધી. સેતલવડ, ૩ ઇંદીરા ફીકાભાઇ ડ ૨૫ વારઃ ૧ ઇંદુમની દીવેચા. ૨ ચંદ્રકલા પરમાનંદ. ૩ વીણા ચં. ઠાકોર. ઇ ૨૦ વારઃ ૧ નિર્મળા તુ. લાકડાવાલા. ૨ શારદા ચેલક્લાલ ૩ મનહર હરિલાલ. **(૨) ચમચા અને લખોટા** મોઢામાં રાખી દોડવાની હરીફાઇઃ પ્રથમ ગ્રુપઃ ૧ શીવગંગા દીવેચા. ૨ ચંપા મારફતીઆ. ૩ તારામતી દીવેચા. બીજો ગ્રુપઃ ૧ કુંજબાળા રંજીલદાસ ૨ વસન્ત સુ. માસ્તર ૩ અ એની દેવીદાસ દેસાઇ અને બ વિમળા શંકરભાઇ અમીન. ત્રીજો ગ્રુપઃ ૧ રસિકા ખાંડવાળા. ૨ અ મધુરી મકનજી મ્હેતા અને બ મૃદુલા ઇ. દમણીઆ. ચોથો ગ્રુપઃ ૧ ઇંદુમની દીવેચા. ૨ અ મધુબાળા મંગળદાસ અને બ કાન્તા ચુ. ચંદારાણા. **(૩) બટાટા અને ટોપલી** પ્રથમ ગ્રુપઃ તારામતી દીવેચા. ૨ સુશીલા દેસાઇ ૩ ચંપા મારફતીઆ. બીજો ગ્રુપઃ ૧ ઇંદુમતી મરચંટ. ૨ શકુન્તલા ઠાકોર. ત્રીજો ગ્રુપઃ ૧ રસિકા ખાંડવાલા. ૨ કુમુદ ચંદારાણા ૩ ઇંદુમતી દીવેચા.

ચોથો ગ્રુપ: ૧ મધુરી મકનજી મ્હેતા. ૨ નલિની ર. ભગત. ૩ સુશીલા ઇ. દમણીઆ. **(૪) આંખે પાટા બાંધી માટલી ફોડવાની હરિફાઇ** (કન્યાઓ અને કુમારો વચ્ચે): સરલા છગનલાલ મારફતીઆ. **(૫) મ્યુઝીકલ ચેર**: ૧ તારામતી દીવેચા, ૨ સુશીલા ઇ. દમણીઆ. ૩ નલિની શાન્તિલાલ. ૪ વસુમતી દા. મ્હેતા. **(૬) દોરડું ખેંચવાની હરિફાઇ** (કન્યાઓ અને કુમારો વચ્ચે—નીચે જણાવેલી કન્યાઓએ કુમારોને હરાવી દીધા હતા): ૧ વિમળા શં. અમીન. ૨ વસન્ત સુ. મારફતીઆ. ૩ શકુન્તલા વૈ. ઠાકોર. ૪ તારામતી દીવેચા. ૫ શીવગંગા દીવેચા. ૬ કુસુમ દલાલ. ૭ સરલા મારફતીઆ. ૮ વસન્ત માસ્તર. ૯ સુશીલા દેસાઇ. ૧૦ ઇંદુમતી મરચંટ. ૧૧ વિમળા મૂલચંદ. ૧૨ ગુલાબ મારફતીઆ ૧૩ ચંપા મારફતીઆ. ૧૪ સુમન ખાંડવાળા. ૧૫ વિમળા હરકીશનદાસ. ૧૬ ઇંદુમતી ભગવાનદાસ. ૧૭ કુંજબાળા રંગીલદાસ. ૧૮ મધુરી મકનજી મ્હેતા. ૧૯ કુમુદ ચંદારાણા. ૨૦ સુમતિ.

**કન્યાઓ અને કુમારો: સોયમાં દોરો પરોવી દોડવાની હરિફાઇ**: ૧ ચંદ્રલતા શ્રી. પટેલ અને સુ. એમ. ચંદારાણા. ૨ શીવગંગા દીવેચા અને વી. એમ. ચંદારાણા. ૩ તારામતી દીવેચા અને મધુકર એન. મ્હેતા.

**કુમારો (૧) દોડવાની હરિફાઇ**: અ ૧૦૦ વાર: ૧ વી. એમ. ચંદારાણા. ૨ એમ. જે. ઝવેરી. ૩ એચ. ડી. મ્હેતા. બ ૬૬ વાર: ૧ અરવિંદ ડી. વકીલ. ૨ રજનિકાન્ત ઇ. ત્રીજોરીવાળા. ૩ એન. કે. ભટ્ટ. ક ૩૩ વાર. ૧ પ્રમોદ મ મ્હેતા. ૨. નરેન્દ્ર ગોકળદાસ ૩ સુ. એમ. ચંદારાણા. **(૨) દડો લાંબે નાખવાની હરિફાઇ**: ૧ અરવિંદ ડી. વકીલ. ૨ અરવિંદ મ. તોલાટ. ૩ આર. એમ. ચંદારાણા. **(૩) લાંબો કુદકો**: ૧ વી. એમ. ચંદારાણા. ૨ એચ. ડી. મ્હેતા **(૪) ચમચો અને લીંબુ મોઢામાં રાખી** દોડવાની શરતઃ પ્રથમ ગ્રુપ: ૧ વી. એમ. ચંદારાણા. ૨ એમ. જે. ઝવેરી. ૩ એચ. ડી. સોપારકર. બીજો ગ્રુપ: ૧ એન. કે. ભટ્ટ. ૨ એન. એમ. શ્રોફ. ૩ વી. એસ. દેસાઇ. ત્રીજો ગ્રુપ: ૧ પ્રમોદ મ. મ્હેતા. ૨ સુ. એમ. ચંદારાણા. ૩ સુરેન્દ્ર મ. મ્હેતા. **૫ કોથળામાં ભરાઇ દોડવાની હરિફાઇ**: ૧ વી. એમ. ચંદારાણા. ૨ એમ. જે. ઝવેરી ૩ જે. ડી. વોરા. **૬ ત્રણ પગે (બે જણના સાથે પગ) બાંધી) દોડવાની હરીફાઇ**: પ્રથમ ગ્રુપ: ૧ વી. એમ ચંદારાણા અને એમ. જે. ઝવેરી. ૨ એમ. ડી. નાણાવટી અને જે. ડી. વોરા બીજો ગ્રુપ: ૧ એન. કે. ભટ્ટ અને અરવિંદ ડી. વકીલ. ૨ રવિન્દ્ર મ મ્હેતા અને સુવર્ણકાન્ત મો. કાપડીઆ ૩ પદ્માકર નં. મ્હેતા અને નવિનચંદ્ર મો. શ્રોફ.

આ સર્વ બાળકોને તેમજ તેમના વડીલોને અમે અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેઓ શરીરવિકાસ તરફ હજી વધુ ધ્યાન આપે અને ગુજરાતના ભાવિ શહેરીઓનાં શરીર સુદૃઢ બનાવે. આ સમારંભ સાંજના લગભગ ૭-૩૦ વાગ્યે પૂરો થયો હતો.

**ગાર્ડનપાર્ટી.** રજત મહોત્સવનો ચોથો મુખ્ય સમારંભ ગાર્ડન પાર્ટીનો મેળાવડો હતો. આ સમારંભ પણ વનિતા વિશ્રામની પાછળના વિશાલ કમ્પાઉન્ડમાં તા. ૧૮ મી ડીસેમ્બરે ઉજવાયો હતો. મંડળ પોતાનો રજત મહોત્સવ ઉજવે તે આનંદના શુભ પ્રસંગે મંડળના એક પેટ્રન સૌ. લીલાવતી ભગવાનદાસ મોતીલાલ ઝવેરીએ આ ગાર્ડનપાર્ટી પોતાના ખર્ચે આપી હતી અને તેમાં ભાગ લેવા મંડળના સર્વ સભાસદોને નોતર્યાં હતા. એ બ્હેનની ઉદારતા માટે મંડળ એમનું ઋણી છે. ઉપાહારની સામગ્રીની સર્વ વ્યવસ્થા જાણીતા સુરતી હિંદુ હોટલના માલીક શેઠ રતીલાલ ત્રીભોવનદાસે જાતે હાજરી આપી અત્યંત શ્રમ લેઇ કરી આપી હતી તે માટે મંડળ તેમનું પણ ઋણી રહેશે બીજા સમારંભોની જેમ આ પ્રસંગે પણ પાંચ વાગ્યાનો સમય આપ્યા છતાં આમંત્રિત બ્હેનો ત્રણ વાગ્યાથી આવવા માંડ્યા હતા. એ સર્વને ન છૂટકે વનિતા વિશ્રામના હોલમાં બેસાડવા પડ્યાં હતાં નહિતો અંદરની બધી વ્યવસ્થા ગુંચાઇ જાત. આ પ્રસંગે કોઇ બ્હેનોને ખાનપાનની અમુક વસ્તુઓ નહિ મળવા સંબંધી અસંતોષ રહ્યો હશે પરંતુ એમાં કાર્યવાહકો અને વ્યવસ્થાપકો કરતાં આપણા સ્વભાવનો વધારે દોષ છે એમ અમને લાગે છે. અંગ્રેજ પ્રજાની જેમ વ્યવસ્થાશક્તિ આપણામાં નથી; સ્વતંત્રતા અને સ્વચ્છંદતાનો ભેદ આપણે સમજતાં નથી, આપણે આપણા સ્વાર્થનો જ વિ-

હાર આપ્યો હતો. એ બ્હેનોએ સેક્રેટરી બ્હેનો તરફની પોતાની લાગણી ચાંદીના સુંદર ફ્લાવર-પોટ તેમને સ્મરણ ભેટ તરીકે આપી વ્યક્ત કરી હતી.

ત્યારબાદ પ્રમુખ સાહેબ રા. કૃષ્ણલાલ ઝવેરી બોલવા ઉભા થયા હતા. તેમણે મંડળના આ સમારંભને પ્રાચીન સમયમાં થતાં વિદ્વાનોના સત્ર સાથે સરખાવ્યો હતો અને આ મહાન કાર્યક્રમ સફળતાથી પાર પાડવા માટે બ્હેનોને ધન્યવાદ આપ્યો હતો. સ્વ. જમનાબ્હેનનું સ્થાન સાચવી શકે એવાં લેડી લક્ષ્મીબાઇ મંડળને મળ્યાં તે માટે સંતોષ દર્શાવી તેમના ઉત્તમ ગુણોની તારીફ કરી હતી અને જણાવ્યું હતું કે "તેમણે માંગણી કર્યા પ્રમાણે ગુર્જર પ્રજાએ નાણાંની રકમ કાઢી આપી છે છતાં તેમનો લોભ માતો નથી. પણ એ લોભ નાણાં ભેગાં કરી સંઘરી રાખવા માટે નથી; પરંતુ આપણી બ્હેનોની ઉન્નતિના કાર્ય માટે ખરચવાના છે. એમણે જે સંસ્થાઓ સ્થાપવાની ખાહેશ બતાવી છે તે સ્થાપવા માટે ગુર્જર પ્રજા જરૂર મોટી રકમ કાઢી આપશે એવી મ્હને ખાત્રી છે. આ મહોત્સવના કાર્યક્રમ-પ્રદર્શન કોન્સર્ટ વગેરે માટે તેમને પ્હેલાં શંકા રહેતી હતી કારણકે આ પ્રકારનો મહાન ઉત્સવ ઉજવવાનું કામ મંડળ માટે પ્હેલું હતું. પરંતુ એ સમારંભોને મળેલી સફળતાથી હવે તેમને વિશ્વાસ આવ્યો છે અને એવા સમારંભો થોડે વખતને અંતરે તેઓ કરશે એવી મને આશા છે." છેવટે તેમણે આજનું પ્રમુખસ્થાન પોતાને આપી આનંદમાં ભાગ આપવા માટે સર્વનો આભાર માન્યો હતો.

તે પછી શ્રી દશા પોરવાડ સ્ત્રી મંડળના બ્હેનોએ લેડી લક્ષ્મીબાઇ અને સેક્રેટરીઓનો આભાર માની તેમને હાર તોરા અર્પણ કર્યાં હતા. સાન્તાક્રુઝની મંડળની શાખા તરફથી શ્રીમતી દાહીબ્હેને આ પ્રસંગમાં શાખાને ભાગ આપવા માટે આભાર દર્શાવ્યો હતો અને ગોલ્ડન જ્યુબીલી વખતે આવી અનેક શાખાઓ ભાગ લેતી થશે એવી આશા દર્શાવી હતી.

છેવટે લેડી કૃષ્ણાગૌરી સેતલવડે પ્રમુખનો અને અન્ય કાર્યવાહકોનો આભાર માનતાં એવી આશા દર્શાવી હતી કે "રા. કૃષ્ણલાલભાઇ હવે નિવૃત્ત થયા છે તો તેઓશ્રી હવે પછીનું પોતાનું જીવન મંડળની અને તે દ્વારા ગુજરાતી બ્હેનોની સેવા કરવામાં ગાળશે." તેમણે પ્રમુખને અને અન્ય ગૃહસ્થોને હારતોરા અર્પણ કર્યાં હતા.

અંતમાં વિજયગૌરીના ગાન પછી "વંદેમાતરમનું" રાષ્ટ્રગીત ગવાયું હતું જે સર્વ સભાજનોએ ઉભા થઇ ઝીલ્યું હતું અને સમારંભ પૂરો થયો હતો.



રાજ દંપતિ.



યુવરાની શ્રી. સૌ. શાન્તાદેવી.





યુવરાજ શ્રી. પ્રતાપસિંહરાવ.




વર્ષ ૬ ઠું. ] ફેબ્રુવારી ૧૯૨૯. [ અંક ૬ ઠ્ઠો.

# દીવડો.

લેખકઃ રમણીક હીરાલાલ મ્હેતા.

પવન ! ફુંકા ન તું : બુઝાય મ્હારો દીવડો !
ત્હારૂં આવડું શું જોર ? બુઝાય મ્હારો દીવડો !
દેવનો દીધેલ છે :
પ્રેમથી લીધેલ છે :
પવન ! ફુંકા ન તું : બુઝાય મ્હારો દીવડો.
શાન્ત જમુનાનાં નીર : શાન્ત પ્રકૃતિનાં વીર :
ચઢયો તુફાને-કાં સમીર ? બુઝાય મ્હારો દીવડો :
પ્રાણથી અમૂલ છે :
વિશ્વમાં અતૂલ છે :
પવન ! ફુંકા ન તું : બુઝાય મ્હારો દીવડો.
ત્હારો આવડો શો તોર ? કાં તું થાય છે નઠોર ?
છોડ ! બાપુ ! ત્હારૂં જોર : બુઝાય મ્હારો દીવડો :
હેમની સુજ્યોત છે :
પ્રેમનો જ સ્રોત છે :
પવન ! ફુંકા ન તું : બુઝાય મ્હારો દીવડો.
પૂજવા શ્રી દેવરાય : જાઉં હું મન્દીરમાંય :
એમાં તું એક અંતરાય : બુઝાય મ્હારો દીવડો :
સ્નેહની સુવાસ છે :
આત્માના ઉજાસ છે :
પવન ! ફુંકા ન તું : બુઝાય મ્હારો દીવડો.



# પ્રાથમિક શિક્ષણ અને શિક્ષકો.*

લેખિકા: સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

શિક્ષિકા બ્હેનો, મ્યુનિ. સ્કૂલ્સ કમિટીના સભ્યો. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો.

આજની પરિષદ્‌નું પ્રમુખસ્થાન મને આપવા માટે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું કેળવણીકાર નથી, મુંબઇની પ્રાથમિક શાળાઓ સાથે મારે પ્રત્યક્ષ કે પરોક્ષ કાંઇજ સંબંધ નથી, છતાં મારા ઉપર આપની પસંદગી શાથી ઉતરી તે હું સમજી શકતી નથી. ગુજરાતમાં વ્યવસ્થિત કેળવણીના પિતા સ્વ. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠના કુટુંબમાં જન્મ લેવાના આકસ્મિક સુભાગ્ય માટે તો તો મને આ માન નહિ જ આપવામાં આવ્યું હોય એમ મારી ખાત્રી છે. કારણ કે જન્મથી યોગ્યાયોગ્યતા ગણવાનો જમાનો પૂરો થઇ કર્મથી ગણવાનો સમય આવ્યો છે. કારણ ગમે તે હોય, પણ આપે મને આ માન આપી ગુજરાતનાં શિક્ષકો વિષે મારા મનમાં ઘણા સમયથી ઘોળાતા વિચારોને વ્યક્ત કરવાની તક આપી છે, તેથી હું આપ સર્વની ઋણી છું.

મારા સ્વ. પૂજ્ય પિતાજી સર રમણભાઇના અમદાવાદના મ્યુનિસિપલ શિક્ષકો સાથેના પચીસ ત્રીસ વર્ષના સતત સંબંધને લીધે શિક્ષકોના ગુણદોષનાં વર્ણન બાલ્યાવસ્થાથીજ મારે કાને પડતાં આવ્યાં છે. જગતમાં દુર્ભાગ્યે કોઇ પણ દેશમાં શિક્ષકોની સ્થિતિ આદર્શરૂપ તો નથી જ. પણ આપણા દેશ જેવી શોચનીય સ્થિતિ તો કોઇ પણ સુધરેલા કહેવાતા દેશમાં ભાગ્યે હશે. આપણા દેશમાં કેળવણી ખાતું એ સરકારને સાવકો દીકરો છે. એ સાવકા દીકરાનું દરેક નાનામાં નાનું ખર્ચ સરકારને મોટું લાગે છે, અને નાણાંની તંગી વખતે સૌથી પહેલી કાપકૂપ એ ખાતામાં જ થાય છે. રીસાળ જમાઇ જેવું થઇ બેઠેલું લશ્કરી ખાતું મ્હોં માગ્યાં કરોડોનાં ખર્ચ મેળવવા ભાગ્યશાળી થાય છે, અને વર્ષો વર્ષ પોતાની માગણીઓ વિસ્તાર્યાં કરે છે. રાષ્ટ્રના પાયા સંગીન બનાવવા માટે સર્વ શ્રેષ્ઠ ઉપાય–જ્ઞાનનો પ્રચાર–એને જ લુલો પાંગળો રાખવા બનતા યત્નો ચાલુ રખાય છે. આપણી પોતાની કહેવાતી મ્યુનિસિપાલિટીઓ પણ આ બાબતમાં સરકારનું અંધ અનુકરણ કરી પોતાના કેળવણીખાતામાં અણઘટતી કાપકૂપ કરે છે. પોતાના શહેરને હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિનું ગણાવતો મુદ્રાલેખ ( Urbs Prima in India ) ગર્વથી ધારણ કરતી આપણી મુંબાઇની મ્યુનિસિપાલિટીએ હમણાંજ એક લાખ રૂપીઆ કેળવણીખાતામાંથી ઓછા કરવાનો ઠરાવ કર્યો છે તે આ અંધ અનુકરણનું જ્વલંત દૃષ્ટાંત છે. મ્યુનિસિપાલિટીના સભ્યો પોતાનો મન ગમે તેવા વિરોધના

* મુંબાઇની મ્યુનીસીપલ ગુજરાતી કન્યાઓની શિક્ષિકા-પરિષદ્‌માં પ્રમુખ તરીકે આપેલું ભાષણ: ડીસેમ્બર, ૧૯૨૮.

પોકારો છતાં બદલે એવો તો સંભવ નથીજ; પણ બીજો ઉપાય જનતાના અને શિક્ષકોના હાથમાં છે. ચુંટણીનો સમય પાસે આવે છે. જે જે સભ્યોએ આ ખર્ચ કમી કરવાની તરફેણમાં મત આપ્યા હોય તેઓ 'સેવા' કરવાની ગમે-તેવી ખોટી પ્રતિજ્ઞાઓ કરે અને આપવખાણનાં બણગાં ફુંકે છતાં તેમને એક પણ મત આપવાની એકેએક શહેરી, એકેએક શિક્ષકે ચોકખી ના પાડવી જોઇએ, અને કોઇની પણ શરમમાં તણાવું ન જોઇએ. શહેરના અમુલ્ય ધન સમાન બાળકોના હિતને આમ છુંદી નાખવાથી લાભ નથી પણ હાનિ છે તે એમને ત્યારે જ ખબર પડશે.

નાણાંની તંગી હોય એટલે શિક્ષકોના પગાર તો સંતોષકારક ન જ હોય. મને મળેલી માહિતી મુજબ ટ્રેન્ડ થયેલા શિક્ષકને રૂા. ૬૦ થી અને અનટ્રેન્ડને રૂા. ૫૦ થી આપણા શહેરમાં શરૂઆત કરવામાં આવે છે. કેટલાકની દૃષ્ટિએ આ પગારો બહુ મોટા લાગશે, કારણ કે ઇલાકાના બીજા શહેરોમાં અને ગામડામાં એથી અડધા પગારે શરૂઆત થાય છે.

પણ મુબઇની સરખામણી બીજાં શહેરો સાથે ન જ થઇ શકે—ગામડાં સાથે તો કયાંથી જ થાય? મુંબઇમાં રહેનારને આવકનો લગભગ ચોથો ભાગ ઘરભાડામાં જતો રહે છે. બાકી રહેલા ¾ ભાગમાંથી એને પોતાનું, પોતાના કુટુંબનું પોષણ, કપડાં, બાળકોનું શિક્ષણ, સગાં વહાલા સાથેનો વ્યવહાર, દાક્તરનાં બિલ, ટ્રામટ્રેનનાં ભાડાં એ બધુંજ કાઢવાનું ! મ્યુનિસિપલ કૉરપોરેટરોની મોટરના શોફરને ૭૫ કે ૮૦ પગાર મળે અને ભાવિ નાગરિકોનાં જીવન ઘડનાર શિક્ષકને ૫૦ કે ૬૦ થી શરૂઆત થાય! સરસ્વતી દેવીની આથી વિશેષ નાલેશી કશી હોઈ શકે નહિ.

પગાર ટુંકા હોય એટલે શિક્ષકો ન છુટકે ટયુશનની, શિક્ષક શિષ્ય બન્નેને સરખી હાનિકારક રીતિનો આશ્રય લેજ. સ્ત્રીશિક્ષક સવારે ઉઠી એક કે વધારે 'ટયુશન' આપી આવે, ઉતાવળમાં ઘરનુ કામ (રસોઇ વિગેરે) આટોપે, પોતાને બાળકો હોય તો તેમનુ કામ પતાવે, પછી નિશાળે મહામુશ્કેલીએ વખતસર પહોંચે એટલા શ્રમ પછી એને શાળાના શિક્ષણ માટે જોઇતું પ્રફુલ્લ માનસ, સ્ફુર્તિ કયાંથી રહે ?

નાણાંની તંગીના બ્હાનાથી આપણા ઇલાકામા ટ્રેનિંગ કૉલેજોની સંખ્યા વધારવામાં આવતી નથી. મારા ધારવા પ્રમાણે ગુજરાતી સ્ત્રીશિક્ષકો માટે માત્ર અમદાવાદની સરકારી ટ્રેનિંગ કૉલેજ અને મુંબઇમાં વનિતા વિશ્રામની કૉલેજ એ બેજ સાધન બ્રીટીશ હદમાં છે. વડોદરા અને રાજકોટમાં જે ટ્રેનિંગ કૉલેજો છે તેનો લાભ તો વડોદરા રાજ્ય અને કાઠિયાવાડની બ્હારનાં રહેવાસીઓને ભાગ્યેજ મળે. એકલા મુંબઇ શહેરની જરૂરીયાત પુરી પાડવા માટે ઓછામાં ઓછી બે સારી ટ્રેનિંગ કૉલેજો જોઇએ, એમ હું તો ધારૂં છું. તેને બદલે આખા ગુજરાત માટે એ જ હોય ત્યારે કાંઇ પણ સુધારો કયાંથી સંભવે ! કેળવણીખાતાના અધિકારીઓની મનોવૃતિ પણ કોણ જાણે શાથી એવી થઈ જાય છે કે તેઓ એમ સમજે છે કે એમની ફરજ ખાતાનું હિત જોવાની—એટલે સરકારને નાણાંનો બચાવ કરી આપવાની છે. પ્રજાના હિતની દરકાર કરવી એ તેમનું કર્તવ્ય નથી એમ માને છે, બલ્કે એમાં કર્તવ્યવિમુખતા ગણાય છે! કેળવણીખાતાનો એક દેશી અધિકારી એક વખત ગર્વથી કહેતો હતો કે હવે એક પણ વિદ્યાર્થીને ટ્રેનિંગ કૉલેજમાં દાખલ ન કરવો, એવી હું તો સરકારને ભલામણ કરવાનો છું કારણ કે

ખાતા પાસે પૈસા નથી! જ્યારે આપણા પોતાનાજ દેશબંધુઓ આવી વૃત્તિ બતાવે ત્યારે પરદેશી અધિકારીઓ પાસે શી આશા રાખી શકાય? મને મળેલી માહિતી ખરી હોય તો સ્ત્રીવિદ્યાર્થીઓ સરકાર પાસેથી સ્કોલરશિપોની આશા રાખ્યા સિવાય ટ્રેનિંગ કૉલેજોમાં દાખલ થવા તૈયાર હોય છે. તે છતાં કેળવણીખાતા તરફથી તેમને દાખલ થવા માટે પ્રતિબંધ મૂકવામાં આવે છે. દેશને કેળવણીને ઉચ્ચતર કરવા માટે સૌથી પ્રથમ જરૂર સારા ટ્રેન્ડ પ્રાથમિક શિક્ષકોની છે. પણ જ્યાં શિક્ષકોની સંખ્યા ઘટાડવા આમ જોસભેર યત્નો થાય, ત્યાં દેશની સ્થિતિ ઉન્નત ક્યાંથી થાય?

એક શિક્ષકના હાથમાં એકથી વધારે વર્ગો એક સામટા સોંપવાની પ્રથા હજી મુંબઇ જેવા શહેરમાં ચાલુ છે, એ બહુજ આશ્ચર્યકારક બીના છે. એક શાળામાં તો શાળાના ૭ વર્ગો માત્ર બે શિક્ષકના હાથમાં જોયા. શિક્ષક તરીકે મેં એક વર્ષ અનુભવ મેળવ્યો હતો. ત્યારે મને ખબર પડી કે નાના બાળકોના એકજ વર્ગને કાબુમાં રાખવો એ કેટલું બધું મુશ્કેલ કામ છે. બાળકોને શાંત રાખવા, શિક્ષણમા રસ ઉત્પન્ન કરાવવો અને શિખવવાનો વિષય તેમના મગજમાં ધીમે ધીમે ઉતારવો એ સર્વ માટે શિક્ષકને ચિત્તની એકાગ્રતા અને શાંત વાતાવરણની જરૂર છે. પણ જ્યાં બે ત્રણ વર્ગોના ઘોંઘાટ, અનેક બાળકોની જુદી જુદી માગણીઓ, એ સર્વ ચાલી રહ્યું હોય ત્યાં ચિત્તની એકાગ્રતા ક્યાંથી મળે? શિક્ષકનું મગજ મનુષ્યનુંજ મગજ છે, એટલે સ્વાભાવિક રીતે તપી જાય, અને તેનો રોષ તે બાળકો ઉપર કાઢે તો દોષ કોનો? કદાચ એમ કહેવામા આવશે કે શિક્ષકને જો ટ્રેનિંગ વખતે એ જાતનું શિક્ષણ આપવામા આવ્યું હોય તો તે એકથી વધારે વર્ગોને સાથે ચલાવી શકે. પણ શિક્ષકના મગજ ઉપર વધારે પડતો બોજો તો પડયા વગર રહેજ નહિ અને ગમે તેવી સારી શિક્ષિકા પણ શિક્ષણમાં રસ ઉત્પન્ન કરવો—જે શિક્ષણનો એક અતિ અગત્યનો ભાગ છે તે સંતોષકારક રીતે કરી શકે નહિ. ઘરમાં બાળકોની સંખ્યા પાંચ કે છની હોય છે. તો તેમના ઘોંઘાટથી માબાપ કંટાળી જાય છે; તો બે ત્રણ વર્ગનાં મળીને પચીસ ત્રીસ બાળકોના ઘોંઘાટથી શિક્ષક કેમ ન કંટાળે?

આપણા શહેરમાંની કન્યાશાળાનાં ભાડાંનાં મકાનોમાંનાં ઘણાં શહેરની મ્યુનિસિપાલિટીને લાંછન રૂપ છે. એક ઓરડામાં લાકડાના પાતળા પડદા ( Partition ) ગોઠવી તેના જુદા ભાગ પાડી જુદા જુદા વર્ગો બેસાડવાની પ્રથા ઘણે ઠેકાણે છે. આ પડદા જમીનથી માત્ર છએક ફુટ ઉંચા હોય છે. એટલે વર્ગો એક બીજાને જોઇ ન શકે એટલુંજ. તેમની ગરબડ તો સંભળાયા વગર રહેજ નહિ. શાળા મોટા મકાનોના થોડા ભાગમાં બેસે એટલે આસપાસ રહેતાં કુટુંબો હિંદુસ્તાનના લોકોની ટેવ મુજબ જેટલી જેટલી ગંદકી કરે તે બધી શાળાને સહન કરી લેવાની. મોટાં ભાડાં આપવા છતાં શાળાઓમાં જગાની અગવડતા રહેજ. જુના વખતમાં બાંધેલાં પુરતી હવા ઉજાસ સિવાયનાં મકાનોમાં કુમળાં બાળકો દિવસનો મોટો ભાગ પસાર કરે છે. લાખો રૂપીઆનાં વ્યાજ જેટલાં ભાડાં મ્યુનિસિપાલીટી ભરે છે છતાં તદ્દન અસંતોષકારક મકાનો મળે છે. તો હવે ધીરે ધીરે બધાંજ મકાન મ્યુનિસિપાલિટીનાં પોતાનાં કરી દેવાની યોજના અમલમાં મુકવામાં આવે તો શહેરનાં બાળકોને અને શિક્ષકોને આશીર્વાદ સમા થઇ પડે

આ પ્રમાણે અત્યારે આપણી શિક્ષિકાઓની સ્થિતિ કેવી છે? નહિ પૂરૂં શિક્ષણ નહિ પૂરતા પગાર, ગંદાં અંધારાં મકાનોમ

શાળા, પોતાનાથી કાબુમાં રાખી શકાય તે કરતાં વધારે વિદ્યાર્થીઓની સંખ્યા, નહિ પોતાનું જ્ઞાન વધારવા માટે લાયબ્રેરી કે એવાં કાંઈ સાધન, નહિ ઉપરી અધિકારીઓની કે વિદ્યાર્થીઓનાં માબાપની સહાનુભૂતિ. આવા પ્રતિકૂળ વાતાવરણ સામે યુદ્ધ કરી પોતાની ફરજ બજાવી રહેલી શિક્ષિકાઓ તો માત્ર હિંદુસ્તાનમાંજ હશે. તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે!

આપણી કેળવણીની પદ્ધતિ બહુજ અસંતોષકારક છે, એ તો સર્વ કોઈ કબુલ કરે છે. બીજાં કારણો જવા દઈએ, પણ એક મોટું કારણ પ્રાથમિક શિક્ષકવર્ગનું એક જાતનું વિકૃત ( Perverted ) માનસ એનો તો વિચાર અત્યારે કરવો જોઈએ. આમાં પણ આપણી ટ્રેનિંગ કોલેજો અને કેળવણીની અન્ય સંસ્થાઓનો કાંઈ અંગે દોષ હશે. પણ આપણો શિક્ષકવર્ગ પણ જાતે દોષિત છેજ. પાઠ્ય પુસ્તકો ઉપરાંત બ્હારનું વાચન શિક્ષકોનું બહુજ થોડું હોય છે. મેં એવાં પણ શિક્ષકો જોયાં છે કે "ગુજરાત શાળાપત્ર" સિવાય એક પણ માસિક ન વાંચતાં હોય. શાળામાં અને ટ્રેનિંગ કોલેજમાં જે શિક્ષણ પોતાને મળે તેમાં જ્ઞાનની પર્યાપ્તિ માનવામાં આવે છે. નિશાળોની દુનિયામાં સમસ્ત જગતનો અંત મનાય છે. આવી સંકુચિત દૃષ્ટિ જ્યાં સુધી બદલાય નહિ ત્યાં સુધી શિક્ષકોની કે શાળાઓની સ્થિતિ સુધરી શકે નહિ. ટ્રેનિંગ કૉલેજમાં ત્રીજું વર્ષ પસાર કર્યું એટલે જ્ઞાનનો છેડો આવી ગયો એમ માનવાનું નથી. જ્ઞાનસાગર અનંત છે. જીંદગીભરના પ્રયત્ન પછી પણ તેમાં ચંચુપ્રવેશ માત્ર થઈ શકે છે. થોડી ઘણી પણ લક્ષ્મી પ્રાપ્ત કરનાર મનુષ્ય લક્ષ્મીપતિ કહેવાય છે. પરંતુ વિદ્વાનમાં વિદ્વાન માણસ પણ સરસ્વતી દેવીનો તો સેવક જ રહે છે. એ દેવી નૈષ્ઠિક બ્રહ્મચારિણી છે. એનો સ્વામિ કોઈ થઈ શકતું નથી. સર્વ એના ઉપાસક જ રહે છે. એ ઉપાસના માટે સમયની કે કોઈ પણ જાતની મર્યાદા બાંધી નથી. જેટલી ઉપાસના લાંબી ચાલે તેટલો પ્રસાદ વધારે મળે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે, કે દરેક શિક્ષકે પોતાનું જ્ઞાન વધારવાના પ્રયત્નો જીંદગી સુધી ચાલુ રાખવાજ જોઈએ.

આ પ્રયત્ન માટે અનુકૂળતા આપણા દેશમાં પૂરી નથી એ તો સર્વ કોઈ જાણે છે. આપણાજ શહેરનો દાખલો લઈએ. મને ખબર છે તે પ્રમાણે શિક્ષકો માટે આખા મુંબઈમાં મ્યુનિસિપાલિટીની એકજ લાઈબ્રેરી છે. ૩૦ માઈલના મુંબાઈના વિસ્તારમાં એક લાઈબ્રેરી શી ગણતરીમાં ? શિક્ષકોની આર્થિક સ્થિતિ એવી ન હોય કે જાતે પૈસા ખરચી પુસ્તકો કે માસિકો મંગાવે. પણ જો શિક્ષકોનો નિશ્ચયજ હોય તો તેઓ શહેરની સાર્વજનિક લાઈબ્રેરીઓ કે ફરતાં પુસ્તકાલયોનો તો બને ત્યારે લાભ લઈ શકે. વર્તમાનપત્રો, માસિકોનું વાચન જ્ઞાન વધારતું ન હોય તો મનનની ટેવ તો પાડે છે જ; અને જાતે મનન કર્યાથી અનેક ગહન પ્રશ્નોનો ઉકેલ આવે છે. આવાં પત્રો પણ લાઈબ્રેરીમાંથી કે છેવટે આડોશીપાડોશી પાસેથી લઈ વાંચી શકાય.

હાલમાં જે નવું બાળસાહિત્ય ઉત્પન્ન થાય છે તેનો પણ શિક્ષકોએ પૂરો અભ્યાસ કરવો જ જોઈએ એમ મારી તો દૃઢ માન્યતા છે. બાળકો માટેનાં માસિકો અને પુસ્તકો વાંચ્યાથી બાલકોની મનોવૃત્તિ વિષે ઘણો સારો ખ્યાલ આવે છે.

બાળકનો સ્વભાવ સમજવો એ શિક્ષકનું સૌથી પહેલું કર્તવ્ય છે. આને માટે બાળમાનસશાસ્ત્ર ( Child Psychology ) ના અભ્યાસની આવશ્યકતા છે. આપણી ભાષામાં એ વિષય ઉપર ભાગ્યે કોઈ પુસ્તકો જડશે.

એટલે શિક્ષકને પ્રત્યક્ષ અનુભવ ઉપરજ ઘણે ભાગે આધાર રાખવો પડશે. ભાવનગરના બાલમંદિરમાંથી નીકળતી "શિક્ષણપત્રિકા"નાં સંચાલકો કરે છે તે પ્રમાણે આસપાસ એટલે નિશાળમાં તેમજ ઘેર બનતા બનાવો, બાળકોની હઠ, તેમના પ્રત્યેનું મોટાંનું યોગ્ય કે અયોગ્ય વર્તન એ બધાંની અસલ શબ્દોમાં જ નોંધ લઇ લેવામાં આવે તો શિક્ષકને એક મોટી અભ્યાસપોથી તૈયાર થશે. આ "શિક્ષણ પત્રિકા" પણ દરેકે દરેક શિક્ષકે વાંચવી જોઇએ એમ હું તો ધારૂં છું. એમાંના બધા વિચારો સાથે આપણે સંમત ન થઇએ, તો પણ બાળકોના ઘણા પ્રશ્નો વિષે મનન કરવાનું એમાંથી મળશે. વરસ દિવસે એક રૂપીઆના નજીવા મૂલ્યથી એ પત્રિકા દર માસે મળે છે, એટલે શિક્ષકો તે લઈ શકે. માત્ર એટલું જ સંભાળવાનું કે ગુજરાતશાળાપત્રની પેઠે શિક્ષકો એ પત્રિકાને વેદવાકય સમાન ન માની લે. એમાં રજુ કરેલા પ્રશ્નો ઉપર વિચાર કરી પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધે એટલું જ અગત્યનું છે.

પ્રાથમિક શિક્ષકોનું જ્ઞાન ઉપરચોટીઉં હોય છે, એમ આરોપ મૂકવામાં આવે છે, તે કેટલેક દરેજ્જે ખરો છે. જોકે મુંબઇનાં તથા મોટા શહેરોના શિક્ષકો ગામડાના શિક્ષકો કરતાં વધારે માહિતી ધરાવનારા અને ચપળ હોય છે; તે છતાં શિક્ષકની જવાબદારી માટે જોઇતું ઉંડું જ્ઞાન તો તેમનામાં નથી જ હોતું. ગામડાંની શાળાઓમાં ફરતા કેટલાક અધિકારીઓ પાસેથી શિક્ષકો વિષે સાંભળેલી કેટલીક રમુજી વાતો ઉપરથી લાગે છે કે જેમ School boys' howlers (વિદ્યાર્થીઓ ઘણીક વિગતોને મારી મચડીને જુદોજ અર્થ કરી નાખે છે તેના દાખલા) ભેગા કરાય છે તે પ્રમાણે School Teachers' howlers પણ આપણા દેશમાં થઇ શકે. વિદ્યાર્થીઓને વધારે સમજણ પડે માટે ટ્રેનિંગ કૉલેજોમાં પ્રત્યક્ષ વસ્તુઓ લઇ પદાર્થપાઠ આપવામાં આવે છે પણ કેટલાક શિક્ષકો આનો અર્થ સમજતાં નથી, અને માત્ર પોતે ભણતી વખતે જોયું હોય તેવાં સાધનો શીખવતી વખતે એકઠાં કરવાં એટલુંજ જાણે છે. એક જ દાખલો બસ થશે. એક મોટા શહેરની મ્યુનિસિપલ સ્કુલમાં એક વખત સ્કુલ્સ કમિટીના કેટલાક સભ્યો ગયા, ત્યારે શિક્ષક 'પારદર્શક' એટલે શું તે શીખવતો હતો. પવાલામાં પાણી ભરી તેની અંદર પૈસો મૂકી બાળકોને તેણે કહ્યું કે આ પારદર્શક કહેવાય. સ્કુલ્સ કમિટીના સભ્યોએ શિક્ષકને પૂછ્યું કે આમાંથી શું પારદર્શક—પવાલું, પાણી કે પૈસો?—તો તેનો ઉત્તર શિક્ષક દઈ શક્યો નહિ! આવી રીતે ગોઠવીને મૂકવું એનું નામ પારદર્શક એટલીજ તેને ખબર હતી! બધાજ શિક્ષકોનું જ્ઞાન આવું હોય છે, એમ મારો કહેવાનો હેતુ નથી, પણ આટલી હદ સુધી અજ્ઞાન ધરાવનાર માણસ પણ ગોખણપટ્ટીના પ્રતાપે શિક્ષક થઇ શકે છે. કન્યાઓની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના પેપરો કેટલીક વાર મારા જોવામાં આવ્યાં છે, અને તેમાંના ઘણાંમાં તો એટલુંબધું હાસ્યાસ્પદ અક્ષમ્ય અજ્ઞાન નજરે પડે છે કે જો એમાંથી હું દાખલા આપું તો આપ સર્વ એ દાખલા જુઠા કે અતિશયોક્તિ ભરેલા જરૂર માનો; અને એમ છતાં કાંઇક ગોખેલું લખી મારી એ વિદ્યાર્થીઓ જેમ તેમ ૩૦ ટકા માર્ક મેળવે તો તરત શિક્ષકની પદવી પ્રાપ્ત કરી શકે! આમાં પણ શિક્ષકનું જ્ઞાન સંગીન થાય, ઉપરચોટીઉં ન રહે એટલા માટે વિદ્યાર્થી અવસ્થામાં જ તેમણે પાઠ્ય પુસ્તકો ઉપરાંત અનેક પ્રકારનું વાચન ચાલુ રાખવાની જરૂર છે. દેશમાં બનતા વિવિધ બનાવોથી

વાકેફગાર રહેવું જોઇએ, અને જીવનના દરેક પ્રશ્નોનો ઝીણવટથી વિચાર કરવો જોઇએ.

શિક્ષકો ઉપર પંતુજીપણાનો આરોપ છે તેમાં કાંઇક અંશે શિક્ષકવર્ગ દોષિત છે, કાંઇક અંશે જનસમાજ દોષિત છે. શિક્ષકો પોતાનું દષ્ટિબિન્દુ બહુજ સંકુચિત રાખે છે. શાળામાં શીખવવાના વિષયોનું જ્ઞાન હોય એટલે બસ એમ માને છે. પોતાને જેટલું જ્ઞાન છે તેનાથી પર કોઈ વસ્તુ નથી એમ માની લે છે. વિદ્યાર્થી સિવાયનાં માણસો સાથે વાત કરતાં પણ ઉપદેશવૃત્તિ રાખે છે, જે સામાન્યરીતે મનુષ્યો સહન ન જ કરી શકે. પોતાની માન્યતા જ દરેક વિષયમાં સર્વશ્રેષ્ઠ છે, એવી હઠીલી વૃત્તિ રાખવાથી મન સાંકડું થઇ જાય છે અને બીજા મનુષ્યોને આપણા ઉપર અભાવ થાય છે એ સ્મરણમાં રાખવું જોઇએ.

જનસમાજ શિક્ષકવર્ગ તરફ કાંઇક તિરસ્કારની જ વૃત્તિથી હંમેશાં જુએ છે એ બહુ જ શોચનીય છે. શિક્ષક એ સમાજનાં બાળકોનાં જીવન ઘડનાર, એમનામાં સંસ્કારનાં બી રોપનાર, દેશના ભાવિ નાગરિકો તૈયાર કરનાર મહાન વ્યક્તિ છે એ ભૂલી જવાય છે. જેની પાસે આપણાં બાળક દિવસના પાંચ છ કલાક રોજ ગાળે છે તે વ્યક્તિ પ્રત્યે આપણને સહાનુભૂતિ, સદ્‌ભાવ હોવો જોઇએ-તિરસ્કારવૃત્તિ નહિ જ. શિક્ષકોની અવગણના કરવાથી, તેમને 'પંતુજી' ગણી હસી કાઢવાથી, સમાજ પોતે જ બાળકોનું અને અંતે પોતાનું હિત બગાડે છે.

અમુક શિક્ષણપદ્ધતિ રાખવાનું આપણી શાળાઓમાં ફરજીયાત નથી. તો પછી શિક્ષકોએ પોતાને તથા વિદ્યાર્થીઓને અનુકૂળ પડે તે પદ્ધતિ દાખલ કરવી જોઇએ. આ માટે જુદી જુદી પદ્ધતિઓનો અભ્યાસ કરવોજ જોઇએ. ગુજરાતી ભાષામાં જે થોડાં ઘણાં પુસ્તકો કેળવણીની વિવિધ પદ્ધતિઓ ઉપર મળી શકે તે વાંચવાં જોઇએ. વળી શીખવવાના વિષયોમાં પણ દરેક વિષયનું એકજ પાઠ્ય પુસ્તક જે નક્કી થયું હોય તેજ શિક્ષક વાંચે તે ચાલી શકે નહિ.

ઇતિહાસનું કે ભૂગોળનું અમુક પુસ્તક કમિટીએ નક્કી કર્યું, એટલે તે એક જ વાંચવાની પોતાની ફરજ ઘણાં શિક્ષકો સમજે છે. પણ આના જેવી મોટી ભૂલ એકે નથી. એજ વિષયનાં અનેક પુસ્તકો વાંચવાથી શિક્ષકનો પોતાનો માર્ગ સરલ થશે. બાળકો પોતાની મેળે સમજીને દરેક વિષયમાં રસ લેતાં થાય ત્યારે જ કોઇપણ વિષય શીખવ્યાનું સાર્થક થાય. અને બાળકોને કઇ રીતે રસ પડે તે એમની સાથે રોજના સહવાસમાં આવનાર શિક્ષકે જાણવુંજ જોઇએ. ગોખણપટ્ટીની પદ્ધતિ સામે તો હવે ચારે તરફથી પોકારો થાય છે એટલે આપણી શાળાઓમાંથી તે તદ્દન દૂર કરવી જોઇએ. શિક્ષક શીખવે ત્યારે બાળકને એમજ લાગવું જોઇએ કે અમારી સાથે સામાન્ય વાતચીત કરે છે. અમને જોરજુલમથી અમુક વિષય શીખવે છે એમ જ્યારે બાળકોને લાગે ત્યારે એ શિક્ષણ નિરર્થક છે. બાળકોને શીખવવાનું છે તે તેમની માનસિક, શારીરિક ઉન્નતિ માટે છે. પરીક્ષા પસાર કરાવવા માટેજ કે ઇન્સ્પેકટરો શિક્ષકને સારાં પરિણામ માટે ધન્યવાદ આપે તે માટે નથી.

શિક્ષકના ચારિત્ર્યની અસર બાળકો ઉપર આપણે કલ્પી ન શકીએ તેટલી થાય છે. ખાસ કરીને જ્યાં બાળકના પોતાના ઘરમાં સંસ્કારી વાતાવરણ ન હોય ત્યાં તો શિક્ષક જ સર્વ સંસ્કાર રોપનાર વ્યક્તિ છે. એવાં કુટુંબનાં બાળકો ઉપર શિક્ષકના ચારિત્ર્યની અસર બહુ વધારે થાય છે. આટલા માટે જ શિક્ષકે ચારિત્ર્યબળ કેળવવાની જરૂર છે. શિક્ષક પોતાના ઉપદેશ પ્રમાણે વર્તન ન

રાખે તો એ ઉપદેશની કાંઇજ અસર થતી નથી; એથી ઉલટું કેટલેક અંશે ખોટી અસર થાય છે. કહેવું કાંઇ અને કરવું કાંઈ એવી નીતિ બાળકો તરત અખત્યાર કરી લે છે. સ્વચ્છતા વિષે અનેક ઉપદેશો આપ્યાથી જે અસર ન થાય તે શિક્ષકના સ્વચ્છ સુઘડ દેખાવથી થાય છે એ મેં અનુભવેલું છે. ચારિત્ર્યબળમાં સૌથી પ્રથમ દઢતાની જરૂર છે. આ દઢતા એટલે દુરાગ્રહ કે જુલમી વૃત્તિ નહિ, પણ પોતાના સિદ્ધાંતો અનુસાર ચાલવાની શક્તિ અને સિદ્ધાંતોને વળગી રહેવાની શકિત. બાળકો પ્રત્યેનો સ્નેહભાવ એ પણ શિક્ષકના ચારિત્ર્યનું એક ખાસ લક્ષણ છે. આ બાબતમાં સ્ત્રીશિક્ષકોને બહુ કહેવું પડે તેમ નથી. કારણ કે સાધારણ રીતે તેઓ વિદ્યાર્થીઓ પ્રત્યે સ્નેહભાવ રાખે છે જ. સત્યપ્રિયતા, ધીરજ, સહનશીલતા, ન્યાયવૃત્તિ અને સામાની ભૂલો પ્રત્યે ઉદારતા એ સદ્ગુણો જો શિક્ષકમાં ખીલ્યા હોય તો નીતિના કે ધાર્મિક અનેક ઉપદેશો કરતાં સો ગણી વધારે અસર થાય. શિક્ષિકા શિષ્યાનો સંબંધ માતા અને બાળક જેવો હોવો જોઇએ. લાંબા લાંબા ઉપદેશો આપીને નહિ, પણ સ્નેહથી બાળકનું મન જીતી લઇ પોતાના વર્તનની સચોટ છાપ પાડીને નીતિની કીંમત વધારવી જોઇએ. વિજ્ઞાન શીખવતી વખતે શિક્ષક વિદ્યાર્થીઓને ચિત્રો કાઢી કે નમુના લઇ ગ્રહણ શાથી થાય છે એ બરાબર સમજાવે, અને પછી જ્યારે ગ્રહણ આવે ત્યારે એજ શિક્ષકને દરિયે ન્હાવા જતાં બાળકો જુએ, તો એને વિષે બાળકો શું ધારે ? આવાં શિક્ષકનાં વિદ્યાર્થીઓ દંભ કરતાં શીખે તો એમાં વાંક કોનો ? પોતાના હાથમાં ભવિષ્યની પ્રજાનું જીવન છે એમ જ્યારે શિક્ષકો સમજતાં શીખે ત્યારેજ પ્રાથમિક શાળાઓની સ્થિતિ સુધરે. શિક્ષકની ભાષા પણ શુદ્ધ, સરલ અને શિષ્ટ હોવી જોઇએ. ન તેમાં કૃત્રિમ આડંબરને સ્થાન હોય, કે ન તેમાં ગ્રામ્ય કિલષ્ટતાને સ્થાન હોય. શુદ્ધ મીઠી વાણી એ સામા ઉપર અસર કરવાનું એક મોટું સાધન છે.

શાળાઓમાંથી સખત શિક્ષા કરવાની પદ્ધતિ સદંતર દૂર કરવી જોઇએ. દંડ કરવાથી તેનો બોજો તો માબાપ ઉપર પડે છે, અને બાળકને કાંઈ શિક્ષા થતી નથી. મારની પદ્ધતિ તો સાધારણ રીતે કન્યાશાળાઓમાં નથી હોતી, એટલે એ પદ્ધતિની અધમતા વિષે કાંઇ કહેવાની જરૂર નથી. વારંવાર ધમકી આપ્યાથી બાળકો ઉલટાં નફ્ફટ થઇ જાય છે. બાળકો શિક્ષક પ્રત્યેના સ્નેહભાવથીજ દરેક કામ કરે, એના જુલમથી ડરીને નહિ—એવી જ પ્રથા હોવી જોઇએ. શાંતિના પાઠ શીખવવા માટે શિક્ષકેજ પોતાનું વર્તન શાંત, ધીમું રાખવું જોઇએ. બાળકની દરેકે દરેક ભૂલને માટે જુદા જુદા ઉપાય બતાવવાનું અત્યારે શક્ય નથી. પણ શિક્ષક વર્ગને મારી એટલી વિનંતિ છે; કે બાળકો સાથેના સહવાસથી, અનુભવથી તમે એમની ભૂલો સુધારવાની નમ્ર રીતો શોધી કાઢો. બાળકની અણઆવડત માટે શિક્ષા કરવાની રીત તો બહુજ ક્રૂર છે. બધાં બાળકોની બુદ્ધિ સરખી નથી હોતી. તેમજ ઘરના સંસ્કારને લીધે પણ દરેક બાળકની ગ્રહણ કરવાની શકિતમાં ફેર પડેછે. કુદરતી રીતે ઓછી બુદ્ધિવાળાં બાળકો પ્રત્યે તિરસ્કાર નહિ પણ સમતા દાખવ્યાથી જ એમની બુદ્ધિ ખીલી શકે છે, એનું વિસ્મરણ ન થવું જોઇએ.

સ્વચ્છતા એ આરોગ્ય માટે જરૂરી છે. તેટલીજ નૈતિક છાપ પાડવા માટે પણ જરૂરી છે. આપણા શહેરની કન્યાશાળાઓને આસપાસ રહેનારાંની અસ્વચ્છ ટેવોને લીધે સહન કરવું પડે છે તે તો મેં પ્રથમ કહ્યું; પણ

અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પરિષદ, પટણા.



પરિષદનાં પ્રમુખ.
મંડીના નામદાર રાણીસાહેબા.

અને પુરૂષ–અક્ષરજ્ઞાન પામેલું હોય તો બીજી પેઢીની પ્રજાનું માનસ ઉચ્ચતર પ્રકારનું થાય એમાં શક નથીજ. તેથી આવતા જમાનાના શિક્ષકોનું કામ સરલ થવાનું જ; અને મા બાપ અક્ષરજ્ઞાન પામેલાં હોય એટલે એમનો સહકાર મેળવવાનું કાંઇક સહેલું થશે.

ફરજીયાત કેળવણી દાખલ થાય અને કન્યાશાળાઓમા શિક્ષકોની સંખ્યા પૂરતી વધારવામાં ન આવે તો શિક્ષકોનો બોજો બહુજ વધી જવાનો. જે શાળાઓમાં એક શિક્ષકના હાથમાં બે કે ત્રણ વર્ગો છે, ત્યાં શિક્ષકોને આખા દિવસમાં એક પણ કલાક કામ વગરનો નથી હોતો, અને બપોરની રજાના કલાકમા દફતરી કામ કરવું પડે છે. પાંચસો રૂપીઆનો પગાર લેતો પ્રોફેસર અઠવાડીઆના પાંચ કલાક કામ કરે, ત્યારે પચ-સનો પગાર લેનાર-શિક્ષક દિવસના પાંચ છ કલાક કામ-કરે એ કયાંનો ન્યાય ?

કેળવણીના પ્રશ્નોનો વિચાર કરવાનું કામ આપણા દેશમાં શિક્ષકનું નથી ગણાતું ! સરકાર કે મ્યુનસિપાલિટીએ પાડી આપેલે ચીલે ચાલવું એમાં શિક્ષકની ફરજની સંમાપ્તિ ગણાય છે ! રાત દિવસ જેમને કેળવણી સાથેજ સંબંધ છે એવાં શિક્ષકોને તો કેળવણીના પ્રશ્નો વિષે વિચાર કરવાની સૌથી પ્રથમ જરૂર છે. આપણા દેશની કેળવણીનો મુખ્ય પ્રશ્ન–સ્વભાષા દ્વારા કેળવણી એની સાથે તો પ્રાથમિક શિક્ષકોને પ્રત્યક્ષ સંબંધ નથી. કારણ કે પ્રાથમિક કેળવણી તો સ્વભાષામાં જ અપાય છે. પણ કેળવણીના બીજા અનેક 'પ્રશ્નો' જેવા કે છોકરા અને છોકરીઓ માટે જુદા અભ્યાસક્રમ, ધાર્મિક અને નૈતિક શિક્ષણની શાળાઓમાં આવશ્યકતા કે અનાવશ્યકતા, લલિતકળાઓનું શિક્ષણ, શારીરિક કેળવણી, શિક્ષણની જુદી જુદી પદ્ધતિઓઃ એ સર્વ પ્રશ્નો તો દરેક શિક્ષકના જીવનમાં આવીને ઉભા રહે છે, અને તેનો ઉંડો અભ્યાસ કરવો જ જોઇએ. શિક્ષકોને સોંપવામાં આવેલાં પાઠ્ય પુસ્તકોમાં કાંઇ ખામી લાગતી હોય તો તે વિષે ફરિયાદ કરવી જોઇએ.

વિદ્યાર્થીઓ પર છાપ પાડવા માટે તેમજ જનસમાજમાં પોતાનો દરજ્જો ઉંચો કરવા માટે શિક્ષકોએ પોતાનું વ્યક્તિત્વ ખીલવવાની જરૂર છે. સ્વમાનની ભાવના શિક્ષકની બહુ જ ઉંચી હોવી જોઇએ. સ્વમાન એટલે મિથ્યાભિમાન નહિજ. પોતાનું કર્તવ્ય કેટલું ઉચ્ચ, કેટલું જવાબદારી ભરેલું છે, તેનું શિક્ષકને સંપૂર્ણ ભાન હોવું જોઇએ.

પ્રાથમિક શિક્ષણને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા માટે બે વસ્તુઓ સૌથી અગત્યની છે. શિક્ષકોના પગારનું ધોરણ ઉંચું કરવું જોઇએ અને અનટ્રેન્ડ શિક્ષક રાખવાની પ્રથા ધીમે ધીમે ઓછી કરી છેવટે બંધ કરવી જોઇએ. 'જેને કાંઇ ન આવડે તે શિક્ષક થાય' એવી વિચિત્ર માન્યતા આપણા દેશમાં પ્રવર્તે છે. તે માત્ર સારા ટ્રેન્ડ શિક્ષકો રાખવાની રીત પડશે એટલે જતી રહેશે અને તેને બદલે ખરી માન્યતા પ્રસરશે કે 'જેને ઘણું આવડે તેજ શિક્ષક થાય.' આપણી આ બંને માગણીઓનો જવાબ મ્યુનિસિપાલિટી અને સરકાર એકજ આપશે, કે અમારી પાસે પૈસા નથી, પણ એ બ્હાનું કોઇ પણ રીતે ચાલી શકે તેવું નથી. હિંદુસ્તાનમાં ઘણાં ગરીબ માબાપ પેટે પાટા બાંધીને કે દેવાં કરીને પણ પોતાના સંતનોને ઉંચી કળવણી આપે છે. પોતાનું અને બાળકોનું ભવિષ્ય સુધારવા માટે તેઓ આટલું દુઃખ વેઠે છે, અને ભોગ આપે છે. પરદેશી સરકારની વાત જવા દઇએ પણ મ્યુનિસિપાલીટીઓ તો આપણી પોતાનીજ છે.

તે આવાં ગરીબ અજ્ઞાન માબાપ જેટલી પણ દીર્ઘદ્રષ્ટિ કે સ્વાર્પણની ભાવના ન કેળવી શકે ? બીજા દરેક ખાતામાં કાપકૂપ કરીને પણ કેળવણીખાતાનું ખર્ચ વધારવું જ જોઇએ, અને ફરજીયાત કેળવણી શહેરના બધા વોર્ડમાં દાખલ કરવી જોઇએ.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, મારૂં આ લાંબું ભાષણ આપે ધીરજથી સાંભળ્યું છે, તે માટે હું આપનો અંતઃકરણથી આભાર માનું છું. મેં પ્રથમજ કહ્યું તેમ હું કેળવણીકાર નથી. આપણી સમક્ષ કોઇ મહાન્ વિચારો કે માર્ગદર્શક સૂચનાઓ હું મૂકી શકી નથી. માત્ર પ્રાથમિક શિક્ષણ બાબત અને શિક્ષકો બાબત મારા પોતાના મનમાં જે થોડા ઘણા વિચારો આવ્યા તે મેં રજુ કર્યા છે. આપે રાખેલી મોટી આશાઓમાં આપ નિરાશ થયાં હો તો ક્ષમા કરશો અને આપે દર્શાવેલા સદ્‌ભાવ માટે ફરી આભાર માની ભાષણ બંધ કરવાની રજા લઉં છું.

---

## બાલ-વિધવાઓ

બાળલગ્નનું અનિષ્ટ પરિણામ બાળવિધવાઓની સંખ્યા છે. દુનિયાના તલ પર હિંદ જેવો દુર્ભાગી દેશ બીજો કોઇ નથી જ્યાં બાળવિધવાઓના શાપ વરસતા હોય. ૧૯૨૧ ના વસ્તી-ગણત્રિ રીપોર્ટ મુજબ એક વર્ષની અંદરની ઉમ્મરની ૬૧૨ બાળવિધવાઓ હતી; એક ને બે વર્ષની અંદરની ૪૯૮; બે ને ત્રણ વર્ષની અંદરની ૧૨૮૫; ત્રણ ને ચાર વર્ષની અંદરની ૨૮૬૩; ચાર ને પાંચ વર્ષની અંદરની ૬૭૫૮- એ રીતે પાંચ વર્ષથી ઓછી ઉમ્મરની કુલ ૧૨૦૧૬ વિધવાઓ હતી. ૫ ને ૧૦ વર્ષની વચમાંની ૮૫૫૮૦ અને ૧૦ ને ૧૫ વર્ષની વચમાંની ૨,૩૩,૫૩૩ બાળવિધવાઓ હતી. અર્થાત ૧૦ વર્ષથી ઓછી ઉમ્મરની ૯૭૫૯૬ અને ૧૫ વર્ષની અંદરની ૩,૩૧,૭૯૩ વિધવાઓ આપણે ત્યાં છે. બાળલગ્ન વિરૂદ્ધનો રા. સા. શારદાનો કાયદો પસાર થાય તો એ સંખ્યામાં ઉમેરો થતો તુરત અટકી જાય. વધુ આંકડા જોતાં જણાય છે કે દર ૧૦૦૦ પરણેલી સ્ત્રીઓમાં ૧૪ સ્ત્રીઓ પાંચ વર્ષથી ઓછી ઉમ્મરની છે, ૧૧૧ દસ વર્ષથી ઓછી ઉમ્મરની અને ૪૩૭ પંદર વર્ષથી ઓછી ઉમ્મરની છે. અર્થાત્ હિંદુ સ્ત્રીઓનો ૧૧ ટકા ભાગ દસ વર્ષની ઉમ્મરની થયા પહેલાં લગ્નની ઝુંસરીમાં જોડાય છે, અને ૮૪ ટકા પંદર વર્ષની થયા પહેલાં એ ચક્કીમાં પીસાવા માંડે છે. આ જાણ્યા પછી પણ બાળલગ્નની તરફેણમાં તમે રહી શકશો ?

---

## ઘરગથુ દવાઓ

તુલશીનાં પાનનો રસ કાનમાં નાખવાથી કાનનો દુઃખાવો ચસકા ઇત્યાદીને આરામ થાય છે.

* * *

તુલશીનાં પાનનો રસ કાળાં મરી (તીખાં) ની સાથે વાટીને તેનું સેવન કરવાથી જીર્ણ જ્વર દુર થાય છે.

# ચાંદલો.

એક વ્યોમે વિલાસી વિમળ ચાંદલો રે લોલ,
ઉરાકાશે વિહારી પ્રીતમ ચાંદલો રે લોલ;
બ્હેનાં ! હું તો રસાળ એની ચાંદની રે લોલ.

મ્હારા દિલની વસંત આજ મ્હોરતી રે લોલ,
મ્હારે હૈયે કોયલ કૂહૂ ટ્હૌકતી રે લોલ;
બ્હેનાં ! હું તો પ્રીતમ પંથ ઝાંખતી રે લોલ.

એક ચંદ્રમા પ્રકાશે ગગન-મંડળે રે લોલ,
મીઠાં મીઠાં પીયૂષ હૃદય રેલતો રે લોલ;
બ્હેનાં ! જાઉં સસ્નેહ સુધા ઝીલવા રે લોલ.

એક પ્રીતમ સુહાગી ઉર—મંડળે રે લોલ,
પ્રાણ પ્રાણમાં પીયૂષ-પ્રેમ રેલતો રે લોલ;
બ્હેનાં ! જાઉં પ્રીતે હું પ્રેમ ઝીલવા રે લોલ.

સખી ! નયણે અમીટ મીટ માંડતી રે લોલ,
પેખી પ્રીતમ પ્રેમાળ શરમ છાંડતી રે લોલ;
બ્હેનાં ! સ્નેહે સમાઉં એની સોડયમાં રે લોલ.

મ્હારા હૈયાનાં હીર હાં ! હેલે ચ્હડયાં રે લોલ,
સખી ! દિલનાં દુઃખડાં હાં ! દૂર દૂર થયાં રે લોલ;
બ્હેનાં ! પ્રીતે આનંદું પ્રીતમ છાંયમાં રે લોલ.

વિમળ વ્યોમની વિલાસી હું તો વાદળી રે લોલ,
પ્રીતમ હૈયે રેલાવું હૃદય-નિર્મળી રે લોલ;
બ્હેનાં ! હૈયે હુંફાળ એની છાંયડી રે લોલ.

એક વ્યોમે વિલાસી વિમળ ચાંદલો રે લોલ,
ઉરાકાશે વિહારી પ્રીતમ ચાંદલો રે લોલ;
બ્હેનાં ! હું તો રસાળ એની ચાંદની રે લોલ.

'મયૂખ.'

# નવા યુગની ક્ષત્રાણી.

લેખકઃ રા. પુરૂષોતમ વિ. શાહ.

" બસ ચાલો, ક્યાંક ચાલી જઇએ. આ ખાદી બાદી ફગાવી દઇએ ! જીવન આમ વેડફી ન દેવાય. જીવન અમૂલ્ય છે !"

નવયુવકના આ કાયરતાસૂચક ઉદ્‌ગારો સાંભળી તેની પાસે ઉભી રહેલી નવયુવતી ક્ષણેક આશ્ચર્યસ્તબ્ધ બની ગઇ.

" આજ તમારી સ્વદેશભક્તિ ?"

" સ્વદેશભક્તિ પડે ચૂલામાં !"

" તમારી વીરતા ?"

" જોઇ લેવાશે !"

" અને તમારા લાંબા લાંબા ભાષણો ?"

" એ તો હતો નકામો લવારો !"

" ત્યારે એ તમે જ હતા કે—"

" હતા ત્યારે હતા."

" અને અત્યારે ?"

" અત્યારે આપણે બન્ને ક્યાંક ભાગી જઇએ."

" અને આજની સભા ?"

" હું નહિ જાઉં."

" કેમ ?"

" કાયદાના સવિનય ભંગને માર્ગે લોકોને દોરવાનો એકજ ઉપાય હવે રહે છે. સરકારે બંધ કરેલા એ રસ્તાપરથી રાષ્ટ્રીયધ્વજ સાથે પસાર થવું જોઇએ. અને મને પાકે પાયે ખબર મળી છે કે સરકાર જરૂર પકડાપકડી શરૂ કરશે. મારે એ માર્ગ ગ્રહણ કરી જીવન વેડફી નથી દેવું."

" લોકો શું કહેશે ?"

" લોકો સાથે મારે શી લેવા દેવા ?"

યુવતીની મુદ્રા વિષાદપૂર્ણ થઇ રહી. યુવક બોલ્યોઃ

" શો વિચાર ચાલે છે ?"

" કંઇ નહિ. ક્યાં જવું છે ? ક્યારે જવું છે ?"

આજે રાત્રે. હમણાં તો કોઇક ઠેકાણે ટ્રેનમાં જઇશું. ત્યાંથી પછી ક્યાં જવું તે શાંત ચિત્તે નક્કી કરી લેવાશે."

" ઠીક, મને શું કહો છો ?"

" રાત્રે નવે તૈયાર રહેજે."

" પછી ?"

" કાંઇ નહિ."

" ઠીક ત્યારે જાઓ."

[ ૨ ]

ચોકમાં હજારો માણસોની ઠઠ જામી હતી. સભાનું કાર્ય નવ વાગે શરૂ થવાનું હતું. સાડા નવ થઇ ગયા. લોકો અધીર બની ગયા. " ક્યાં છે ?" " હજી કેમ ન આવ્યા ?" એવા ગણગણાટ થવા લાગ્યો. દશ થયા, છતાં હજી એ બહાદુર દેશભક્તનો પત્તો નથી.

દશ પંદર મીનીટ બીજી વહી ગઇ. અંતે પ્રમુખ કંટાળીને બોલ્યાઃ

" ભાઇઓ અને બ્હેનો, ભાષણ કર્તા ભાઇ હજી ક્યાંય જણાતા નથી, માટે આજની સભા બંધ રાખવામાં આવે છે."

પરંતુ એટલામાં તો એક સુમધુર અવાજે સર્વને મંત્રમુગ્ધ બનાવી દીધા. એક નવયુવતી-સુંદરી મેદની ચીરતી વ્યાસપીઠ પર આવી પહોંચી.

સુંદરી બોલી:

" ભાઇઓ અને બ્હેનો, કંઇક અનિવાર્ય કારણોને લઇને આજના વ્યાખ્યાતા આવી શક્યા નથી. તેમને સ્થાને હું મારા દેહ તથા પ્રાણ સાથે તમારી સમક્ષ હાજર થઇ છું. મને તેમની માફક બોલતા નથી આવડતું, એથી મને બહુ ખેદ થાય છે. છતાં હું આજ ક્ષણે નોકરશાહીના હુકમનો સવિનયભંગ કરવાની પ્રતિજ્ઞા લઉં છું. આવતી કાલે સવારે આજ સ્થળેથી નીકળી રાષ્ટ્રીય ધ્વજ સાથે એ માર્ગ પરથી પસાર થવા હું હાજર થઇશ. જેને મારી સાથે આવવું હોય તે તે સમયે આ સ્થળે હાજર રહે. અને જેમને માત્ર વ્યાખ્યાનો જ સાંભળવાનો રસ છે, તેઓ ક્યાંકથી કોઇ ભાષણકર્તાને ભાડે લઇ આવે ! "

વીરબાળાની વીરગર્જનાએ અનેકના અંતરોને હલમલાવી મૂક્યા ઘણાએ તેજ ઘડીએ પ્રતિજ્ઞા લીધી.

[ ૩ ]

સવારે આઠ વાગે તો એ બહાદુર બાળાની આગેવાની નીચે 'વંદેમાતરમ્' નો જયઘોષ ગજવતું, રાષ્ટ્રીય ધ્વજ સાથે ચોકમાંથી નીકળેલું એક નાનકડું સરઘસ નિષિદ્ધ માર્ગપરથી કૂચ કરવા લાગ્યું.

કલાક દોઢ કલાક પછી એ વીર બાળાને અને કેટલાક બીજા માણસોને પકડવામાં આવ્યા.

કોર્ટમાં ન્યાયનું નાટક ભજવવામાં આવ્યું. વીરબાલાને જેલનિવાસ મળ્યો.

[ ૪ ]

" તમે આ શું કરી બેઠા ? "

" તમારે જે કરવું જોઇતું હતું તે ! "

" મને શા માટે ન કહ્યું ? "

" તમે એને લાયક ન હતા. "

" અને હવે ? "

" તમે ભાગી જાઓ. અહીં હું તમારૂં સ્થાન સાચવી રહી છું. " યુવતીએ તિરસ્કારયુક્ત સહજ સ્મિત કર્યું.

" શું હું ભાગી જાઉં ? "

" ત્યારે શું કરશો ? "

" કહું ? "

" જરૂર. "

" તમને કહું ? "

" હા. "

સુંદરી હસી રહી. એ હાસ્ય તિરસ્કારસૂચક હતું.

" હું તમને ચાહતી હતી: તમારી વીરતાને તમારા ત્યાગથી. પણ હું છેતરાઇ. મારી આશા ધૂળ મળી. આર્ય મહિલા જીવનમાં એક જ પુરૂષને પ્રેમ સમર્પે છે. મારા પ્રમાદનું પ્રાયશ્ચિત કરીશ. જાઓ વ્હાલા, જીવન અમૂલ્ય છે ! "

સુંદરી પોતાની કોટડીમાં જતી રહી. યુવકને વૉડરે બહાર જતા રહેવા કહી દીધું.

[ ૫ ]

યુવતી જેલમાંથી છૂટી. પાંચ માસ વહી ગયા હતા. એ આખા પ્રાંતમાં યુવકના ત્યાગની સુવાસ પ્રસરી રહી હતી. તેની જનસેવાના, વીરતાના સર્વત્ર વખાણ સંભળાતા હતા. અત્યારે તે જેલ ભોગવે છે. યુવતીથી ન રહેવાયું; તે જેલમાં યુવકને મળવા ગઇ.

યુવક જેલમાં તાવથી તરફડતો પડ્યો હતો. યુવતી ગદ્‌ગદ્ સ્વરે બોલી:

"પ્રભો ! આ શું ?"

"ઓહો ! તમે આવ્યા ? જુઓ, હું તો સારો છું."

"મેં તમને ધિક્કાર્યા, તમારું અપમાન કર્યું, મને ક્ષમા કરો."

"તમે તો મારી ઈજ્જતનું રક્ષણ કર્યું, મને અવનતિના ખાડામાં ગબડતો બચાવ્યો. હું સત્વર જ સાજો થઇને આવી પહોંચું છું. ત્યાં લગી વ્હાલી, મારું સ્થાન સાચવજે."

"પણ મને ભાષણો કરતાં નથી આવડતું."

"તમારા મૌનમાં એટલું બધું સામર્થ્ય છે કે, ત્યાં ભલભલા વ્યાખ્યાતાઓ પણ પાણી ભરે !"

"તબિયત કેવી લાગે છે ?"

"આથી બીજી કેવી હોય ?"

"પ્રભુ તમને સત્વર સારા કરે."

"ને પછી બહાર આવી મારી વ્હાલીને સિંહણ સમી સમરાંગણમાં ઝુઝતી નિહાળું."

"એ તો ઠીક. પણ હવે મને શી આજ્ઞા આપો છો ?"

"જ્યારે જ્યારે હું કાયર કે બીકણ બની જાઉં ત્યારે ત્યારે તમારા પ્રેમ અને હૃદયનું દાન દઇ મને વીર બનાવતા રહેશો !"

તલવારયુગની ક્ષત્રાણીઓ ગઇ. નવા યુગની ક્ષત્રાણી તે આ.



# અમર ગુરુને

જોગીજી આમ નહીં થાશો ઉતાવળા,
હૈયાને હેત જરી ભીંજાતા જાવ;
નવલખ પાંખડીએ ખીલ્યા બાગથી—જોગીજી,
નાનકડી પાંખડી સ્વીકારતા જાવ.
સુકા શરીરે છૂટયા પ્રાણુના ફૂવારા, રાજ !
આતમની પોપચી ઉઘાડી: જોગીજી !
જરા નયનોના નેહથી ભીંજાતા તો જાવ:
નવલ પ્રભાએ ઉર મારાં ઉજાળ્યાં, રાજ !
કલ્યાણના દ્વાર કંઇ ઉઘાડયાં, જોગીજી !
જરા ઉજળ્યાં અંતરિયાં નિહાળતા તો જાવ:
વિશ્વપ્રેમ કેરા પ્રકાશનાં અંઘોળ, રાજ !
ઝીલી મેં ચંદ્રધાર કીકીએ : જોગીજી !
જરા સેવનની સ્હેજલડીએ પોઢતા તો જાવ.
જોગીજી, આમ નહીં થાશો ઉતાવળા,
હૈયાને હેત જરી ભીંજાતા જાવ;
નવલખ પાંખડીએ ખીલ્યા બાગથી—જોગીજી,
નાનકડી પાંખડી સ્વીકારતા જાવ:

હિંમતલાલ ચુ. શ



# બાળકને રોગથી કેમ બચાવવું ?

## સામાન્ય સુચનાઓ—લેખ ૫ મો.



લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ;
હેલ્થઓફીસર, સુરત.

છેલ્લા ચાર લેખમાં બાળકને જુદા જુદા રોગથી કેમ બચાવવા તે વિષે વિગતો આપવામાં આવી હતી. આ છેલ્લા લેખમાં ઉપસંહાર રૂપે સામાન્ય પરંતુ અગત્યની સુચનાઓ આપવામાં આવશે. આ સુચનાઓ કેટલાકને બહુ સામાન્ય અને નજીવી લાગશે. પરંતુ નજીવી લાગતી સુચનાઓનું જ્ઞાન જો માતાને ન હોય તો બાળકની તંદુરસ્તીનો ઇતિહાસ કંઇક જુદીજ રીતે ઘડાય છે.

લગભગ સરખા સંયોગોમાં જન્મેલા જુદા જુદા માબાપના બાળકોમાં કેટલાક હસમુખા, તંદુરસ્ત અને મજબુત હોય છે. જ્યારે કેટલાક માંદલા, તેજ રહિત અને કકળાટીયા હોય છે. આનું કારણ જો આપણે બારીકાઇથી તપાસીએ તો માલુમ પડશે કે આ બધી વસ્તુસ્થિતિનું કારણ બાળકની માતા છે. બાળકની ભવિષ્યની જીંદગીની વિધાતા તેની માતા છે. માતામાં જો બાળકને ઉછેરવાનું યોગ્ય જ્ઞાન હોય તો બાળક એક તંદુરસ્ત અને લાયક શહેરી બને છે.

જુદી જુદી ઋતુઓમાં દેશના હવા પાણી અનુસાર બાળકની કાળજી રાખવી પડે છે.

બાળકની જીંદગીના વૈદ્યકીય દૃષ્ટિએ જુદા-જુદા ભાગ પાડી શકાય છે. ગર્ભાવસ્થા, પ્રસુતિ સમયનું જીવન, જન્મ, જન્મ પછીના નવ માસ, દાંતનું આવવું, બોલતા શિખવું, ચાલતા શિખવું, માતાના દુધનો ત્યાગ અને ખોરાક ખાવાની શરૂઆત, ઇત્યાદિ ઘણા વિભાગો બાળકની જીંદગીના પાડી શકાય છે. આમાંના લગભગ બધાજ વિભાગના સંબંધમાં અગાઉ લખાઇ ગયું છે.

છેવટના ઉપસંહારમાં આ બધાં વિષયોનું વિગતવાર વર્ણન કરવાની જરૂર નથી.

બાળકની જરૂરીયાતોના મુખ્ય બાર ભાગ પાડી શકાય અને આ બારે વિભાગનું જરૂરી જ્ઞાન દરેક માતા અને પિતાને હોવું જોઇએ. આ બાર વિભાગો ઉપર તો અમેરીકામાં મોટા પુસ્તકો લખાયા છે અને તેમાંથી સાર રૂપે લખાણ તૈયાર કરી તે દેશની માતાઓને નાના ચોપાનીયા રૂપે તે વહેંચવામાં આવે છે અને ત્યાંની બાળહિત સંસ્થાઓમાં તે વિષયોની સમજણ આપવામાં આવે છે. હવે આપણે આ બાર વિભાગનું ટુંકમાં નિરીક્ષણ કરીશું.

૧. હવા: બાળકને રોગથી મુક્ત રાખવા માટે સ્વચ્છ હવા તે સૌથી જરૂરી વસ્તુ છે. બાળકના ઓરડામાં રાત્રે પુષ્કળ સ્વચ્છ હવા જોઇએ. દીવસે બાળકને જેમ બને તેમ ખુલ્લી હવામાં રાખવું જોઇએ " જહાં સો નહા "

અખિલ હિંદ સ્ત્રી કેળવણી પરિષદ પટણા.——મુંબઇના પ્રતિનિધિઓ.



ડાબી બાજુથી: (૧) મીસ એન્જીનીઅર; (૨) મીસ દેસાઇ; (૩) મીસ બ્હાદુરજી; (૪) મીસીસ અલી, (૫) સૌ. હંસાબ્હેન મ્હેતા, અને (૬) મીસીસ હીરલેકર.

અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પારષદ, પટણા.



બિહારમાંથી પડદાનો રીવાજ નાબુદ કરવાની લડત ચલાવનાર
અને પરિષદમાં આગેવાન ભાગ લેનાર
**મિસિસ સિંહા.**

એ કહેવત કોઇ સડેલા ભેજાવાળા માણસે ચાલુ કરેલી હશે. આપણા દેશમાં અતિશય ઠંડી નહિ હોવાને લીધે બાળકના ઓરડામાં હવા આવવા દેવાનો પ્રશ્ન બહુ ગંભીર તેમજ અઘરો નથી. પશ્ચિમમાં તો હવાની સાથે ભયંકર ઠંડી અને ધુમસ ઘરમાં પ્રવેશ કરે છે. આને લીધે ત્યાં બારી બારણા તદ્દન ઉઘાડા રાખી શકાતા નથી; જ્યારે આપણા દેશમાં તો લગભગ દરેક ઋતુમાં બારીયો ઉઘાડી રાખી શકાય છે. અને જો ફક્ત બાળક ઉપર સીધો પવન ન આવે તેટલી સંભાળ રાખીયે તો બસ છે.

૨. **પાણી**: બાળકને પાણીની જરૂર નથી કારણ કે તે દુધ પીએ છે. આવી માન્યતા ઘણાઓની છે. આ માન્યતા તદ્દન ભુલભરેલી છે. મોટા માણસ જેટલીજ બાળકને પાણીની જરૂરત છે. પાણી વિશેષ પીવાથી શરીરનો કચરો, પરસેવા અને પેશાબ મારફતે જલદી બહાર નીકળે છે. પરંતુ એટલું યાદ રાખવું કે પાણી તદ્દન સ્વચ્છ અને વિશુદ્ધ હોવું જોઇએ. છીછરા કુવાનું, વાવ, તળાવ કે તલાવડીનું ગંદુ પાણી બાળકને માટે ઝેર સમાન છે. પાણી વાટે પેટમાં આવતા જંતુઓનો નાશ કરવાની પુરતી શક્તિ બાળકમાં નથી. આટલાં માટે બાળકને સ્વચ્છ ઉકાળેલું અને ગાળેલું પાણીજ આપવું. કેટલાક માબાપો પોતે પીધેલું એઠું પાણી બાળકને પાવામાં આનંદ માને છે અને આ કાર્યને પ્રેમના ચિન્હ તરીકે માને છે. અહિં ટુંકમાં કહી દેવું જોઇએ કે બાળકને એઠું પાણી અથવા એઠા પ્યાલામાં ચોખ્ખું પાણી પાવું તે અત્યંત નુકશાનકર્તા છે અને તેનાથી રોગને સીધું આમંત્રણ મળે છે.

૩. **ખોરાક**: યોગ્ય ખોરાક યોગ્ય સમયે આપવો તે તંદુરસ્તીનો મહામંત્ર છે. બાળક રડે તો ખાવાનું આપવું તે; બાળકને રડતું રોકી રાખવાનો ઇલાજ બહુ જોખમકારક છે. આમ કરવાથી બાળકની તંદુરસ્તી બગડે છે. બાળકને રાતમાં ખોરાક આપવાની જરૂર નથી. બહુ નાના બાળકને કદાચ એકાદ વખત દુધ પાવું પડે પરંતુ નિયમિત રીતે રાતમાં બે ત્રણ વખત કાંઇ પણ બાળકને ખોરાક આપવાની જરૂર નથી. રાતમાં દુધ ગરમ કરવું તે અગવડ ભરેલું છે અને તેથી સાધારણ રીતે ઠંડુ દુધ આપવામાં આવે છે. વળી દીવસે ખોરાક આપવામાં જેટલી કાળજી રખાય છે તેટલી રાત્રે રાખી શકાતી નથી. માટે બને ત્યાં સુધી બાળકને રાત્રે ખોરાક ન આપવો. બાળકનું રાત્રે રડવાનું કારણ ભુખ નથી, પરંતુ સ્વચ્છ હવાની ખામી, કઠણ બીછાનું ચાંચડ, માંકડ કે મચ્છર હોય છે. આ કારણો શોધી તેનો ઉપાય કરવામાં આવે તો બાળકને રાત્રે ખોરાક આપવાની જરૂર નહિ પડે. બાળકને માટે આદર્શ ખોરાક માતાનું દુધ છે. તે ન મળે તો ગાયના દુધને માતાના દુધ જેવું બરાબર બનાવીને આપવું. દુધ બનાવવાની રીતો આગળના લેખોમાં આપવામાં આવી છે. બને ત્યાં સુધી કૃત્રિમ ખોરાક ન આપવો અને આવો ખોરાક આપવો પડે તો જે કૃત્રિમ ખોરાક માતાના દુધને તદ્દન મળતો આવે તેવોજ આપવો. માતાના દુધ સિવાય જો બીજો કોઇ પણ જાતનો ખોરાક બાળકને આપતા હો તો બાળકને તાજા મીઠાં ફળનો રસ જરૂર આપવો. ફળના રસમાં મોસંબીનો રસ સૌથી શ્રેષ્ઠ છે. વિશેષમાં યાદ રાખવું કે, જે ખોરાક તંદુરસ્તીમાં કામ આવે છે તે જ માંદગીમાં નથી કામ આવતો. માંદગીમાં ખોરાક હલકો, જલદી પચે તેવો જોઇએ.

૪. **કપડાં**: ઋતુ અનુસાર કપડાં પહેરાવવા જોઇએ. ગંદા અને ગરમ કપડાંના થર ઉપર થરથી બાળકને બહુ નુકશાન થાય છે. વળી

અખિલ હિંદ સ્ત્રી-કેળવણી પારષદ, પટ્ટણા.



બિહારમાંથી પડદાનો રીવાજ નાબુદ કરવાની લડત ચલાવનાર
અને પરિષદમાં આગેવાન ભાગ લેનાર
મિસિસ સિંહા.

તાનું જતન કરવાની શક્તિ નથી. આટલા માટે જેઓ બાળકને ઉછેરતા હોય તેમણે પોતાની જોખમદારીની ગંભીરતાનો ખ્યાલ કરવો જોઇએ.

૧૧. **દેખરેખ:** અતિશય લાડ, આંધળું વાત્સલ્ય, અતિશય છુટ અને હદપારની કોમળતા બાળકની જીંદગીનું સત્યાનાશ વાળે છે. માબાપની આ કમજોરીથી અસંખ્ય બાળકોની જીંદગી ધૂળધાણી થએલી છે. આ ચિત્રની બીજી બાજુ તે, માણસ જાતને નહિ છાજે તેવી બાળક પ્રત્યે બેદરકારી અને નિર્દયતા છે. આ અવગુણો પણ કોઇ કોઇ ઠેકાણે દેખાય છે. સામાન્ય સમજ અને માતા પિતા તરીકેની જવાબદારીની ગંભીરતાનો પાઠ દરેક શિખવો જોઇએ.

૧૨. **ઉંઘ અને આરામ:** મોટા માણસ કરતાં બાળકને આ બે વસ્તુઓની વધારે જરૂર છે. બાળક એક જ પડખે સુઇ રહે તો થાકી જાય અને રડે છે. ભીનાં અને બગડેલાં કપડાં બાળકને ગમતાં નથી. આળસુ માતા ઉંઘવા ખાતર આ કપડાં બદલતી નથી તેથી બાળકને ઉંઘ ને આરામ જોઇએ તેટલા મળતા નથી. બાળકને, માતાએ પોતાની જ પથારીમાં બને ત્યાં સુધી સુવડાવવું નહિ. આમ કરવાથી માતાને જરા વધારે તકલીફ તો પડે છે પરંતુ તેથી બાળકને વધારે આરામ અને સ્વચ્છ હવા મળે છે તે ભુલી જવું જોઇએ નહિ.

## બેડે બેઠા બે વીર ! !

મ્હારી ઉતારી હેલ રાજ ! હેડે હો મેલ્ય.
એમાં ચાંદો સૂરજ કરે ખેલ રાજ ! હેડે હો મેલ્ય.
હું તો ભરવાને ગઈ'તી ગંગાનાં નીર,
મ્હારા આછા ભિંજાયાં ચીર.
રાજ ! હેડે હો મેલ્ય.
કમ્પે કાયા હો થરથર, બની અધીર;
વાતા પૂરવ પશ્ચિમના સમીર.
રાજ ! હેડે હો મેલ્ય.
પુણ્યગંગાના નીર, ભર્યાં હેલીમાં હીર:
મ્હારે બેડે બેઠા બે વીર
રાજ ! હેડે હો મેલ્ય.
રાજ ! સાહીને સ્થિર, મ્હારાં ઉતારો નીર:
એમાં ચાંદો સૂરજ બેઉ વીર.
રાજ ! હેડે હો મેલ્ય.
મ્હારી ઉતારી હેલ રાજ ! હેડે હો મેલ્ય.
એમાં કેદી કીધા બે વીર—
રાજ ! હેડે હો મેલ્ય.

નારાયણ દ્વિવેદી.

ખેલડીને આદીકાળમાં સમાનભાવે જોવાતાં હોવાનો પુરાવો આજે પણ, પુરૂષ પ્રકૃતિને વિષે વાતચિત કરતાં ય જે સન્માનની લાગણી બતાવવામાં આવે છે તે ઉપરથી લાગે છે.

આર્યોનાં ટોળાં જૂદાં પડયાં અને પાંચ નદીઓના પ્રદેશમાં વેદોની રચના થઇ, ત્યારે પણ પુરૂષ કરતાં સ્ત્રીજાતિને કોઇ પણ રીતે ઉતરતી માનવામાં આવી નથી. પરંતુ સ્મૃતિઓના કાળમાં એ ભાવનાનો ઉદય થયેલો જણાય છે.

તે ઉપરથી એમ લાગે છે કે, જૂદાં જૂદાં ટોળાં સ્થાયી થયાં હશે તે પછી પુરૂષોના મનમાં, નવરાશની વેળાએ અધિકારભેદની ભાવના પ્રકટી હશે. તેમ છતાં પણ તે યુગના પુરૂષોએ સ્ત્રીજાતિનો તિરસ્કાર કરવામાં મધ્યકાલિન યુગના જેટલી નિષ્ઠુરતા બતાવી નથી.

સ્મૃતિઓના તમામ શ્લોકોને મૌલિક માનીએ, તેમા કોઇ જ શ્લોક ક્ષેપક નથી એમ માનીએ તોપણ એટલું તો ખુલ્લું દેખાય છે કે, કેટલીક બાબતમાં સ્ત્રીજાતિને અન્યાય કરે અને તેમનું અપમાન થાય તેવા વિચારો દર્શાવનારા જ ઋષિએ, એ જ સ્મૃતિમાં કેટલેક સ્થળે સ્ત્રીજાતિને માટે ઉંચામાં ઉંચા વિચારો બતાવીને, પ્રકૃતિ તરફની પુરૂષની પલટાતી મનોદશાનો પુરાવો આપ્યો છે.

જેમક સ્ત્રીઓને અમુક અમુક કાર્યમા સંપૂર્ણ યોગ્ય માનવાની ના પાડવામાં આવી છે, અને તેમ છતાં જ્યાં સુંદરીઓનું સન્માન થાય ત્યાં દેવો રમણ કરે છે, અને જ્યાં તેમનું અપમાન થાય છે ત્યા દેવોના શાપ ઉતરે છે એવું પણ ભાર દઇને કહ્યું છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોઇએ તો પુરાણ કાળમાં સ્ત્રીઓ તરફનું આર્યોનું દૃષ્ટિબિંદુ ઘણુંજ સંકુચિત અને સ્વાર્થી થઇ ગયેલું જણાય છે; તેનું કારણ રાજ્યો જમાવવા અને સાચવવાની ખટપટોમાં, સ્ત્રીજાતિ કોઇકોઇ બાબતમાં તેમને ચિંતા કરાવનારી થઇ પડી હોવી જોઇએ. કેમકે, તે પછીના શાંતિના અને આર્યોની સંસ્કૃતિના સંપૂર્ણ વિકાસના યુગમાં, સ્ત્રીઓનો ઉતારી પડાયલો દરજ્જો ભલે ચડ્યો ન હોય, તો પણ વિશેષ પડ્યો તો ન હોતો જ.

પરંતુ પૃથ્વીના આદિ કાળનો સમય બાદ કરતાં, આર્યો જ્યારથી ટોળાં બાંધીને રહેવા લાગ્યા, અને સ્ત્રી પુરૂષોનાં જોડકાં દાંપત્યભાવથી જોડાવા લાગ્યાં, ત્યારથી સ્ત્રીઓ ભરણ, પોષણ અને રક્ષણની બાબતમાં પુરૂષો ઉપર વિશેષ અને વિશેષ આધાર રાખતી થતી ગઇ છે. આમ આર્થિક પરતંત્રતાની વૃદ્ધિની સાથે જ પુરૂષ જાતિ પોતાને સ્ત્રી જાતિ કરતાં વધુ બલવાન, વધુ બુદ્ધિમાન, ઉપાર્જન કરનાર મનાવવા લાગ્યો. ત્યારથી સ્ત્રી જાતિને પુરૂષ કરતાં નિર્બલ—અબલા, ઓછી બુદ્ધિની—બેગમ, અને સંરક્ષક વૃત્તિથી ઘર કાર્ય કરનારી પ્રધાન સમી ગણવાનો આરંભ થયો.

પરંતુ આર્યોની પુરેપુરી ઉન્નતિ થઇ, એટલે પછી એમની શ્રીમંતાઇને થાક લાગ્યો, એમની બુદ્ધિ વિસામો લેવા બેઠી; ત્યારથી મધ્યકાલિન યુગ શરૂ થયો.

પરદેશી, પરધર્મી, પરસંસ્કારી જાતિઓનાં આક્રમણો પછી તો થવા લાગ્યાં. તે વખતે પુરૂષોએ સ્ત્રીઓની મનોદશાને છેકજ પરાશ્રયી બનાવી દીધેલી. જેમ થોડા સમય પહેલાંના અંત્યજ પોતાને માનવ જાતિ કરતાં છેકજ અધમ માનતા હતા, જેમ થોડાંક વરસો પહેલાં હિંદીઓ પોતાને ગોરાઓ કરતાં ઉતરતા માનતા હતા તેમ આ વખતે સ્વરાજ, સ્વતંત્રતા, સંપત્તિ, સ્વાત્મ, સંસ્કૃતિ, શાસ્ત્રો અને સુંદરીઓના સંરક્ષણને માટે આર્યોને પુષ્કળ પ્રયત્નો કરવા પડયા; અને તે અરસામાંની રૂઢીની કેટલીક મજબુત જંજીરો ઘડવી પડી.

એ જંજીરો તે સમય અને સંજોગો

જોતાં કામની હશે; પણ મધ્યકાલિન યુગના એ સંસ્કારોને લીધે પ્રણાલિકાવાની પૂજા છેકજ વધતી ચાલી; તે એટલે સુધી કે, અત્યારે મધ્યકાલિન યુગ કરતાં, સામાજિક દૃષ્ટિએ જોતાં અનેક ગણા વધુ સાનુકૂળ સંજોગ હોવા છતાં સ્ત્રી જાતિની દશા વધુ અને વધુ બગડતીજ આવી છે. પુરૂષોની મનોદશા સ્ત્રીઓના સંબંધમાં વધુ અને વધુ સાંકડી બનતી ગઇ છે. પરિણામ એ આવ્યું છે કે, સ્ત્રી જીવનને કેટલીક બાબતમાં તો છેક જ પશુતુલ્ય બનાવી દેવાયું છે.

આર્થિક પરતંત્રતા આ બધીએ ગુલામીનું મૂળ છે. તેનો લાભ લઇને રાજસત્તાએ, ધર્મસત્તાએ અને સમાજ સત્તાએ સ્ત્રી જાતિને માટે અને અનર્થો ઉભા કર્યા છે. અત્યારે એ સ્વાભાવિક મનોદશા થઇ ગઇ છે; તેથી હિંદુજાતિનો મોટો સમુહ, સ્ત્રી જાતિ તરફ જેટલી ઉદાર ભાવનાથી, સન્માનની લાગણીથી જોવો ઘટે તે રીતે જોતો નથી.

આથીજ પશ્ચિમમાં પુરૂષ અને પ્રકૃતિ વચ્ચે ઘર્ષણ જામવા લાગ્યાં છે. પૂર્વમાં કેટલેક સ્થળે હજી સ્ત્રી જાતિનો કચડાયલો આત્મા હમણાંજ ટટાર થવા લાગ્યો છે. હિંદમાં તો લગભગ તેવુંએ બન્યું નથી. એટલે અહિં તો સ્ત્રીઓને તેમનું સ્વભાન કેવી રીતે કરાવી શકાય તેનાજ વિચાર ચાલે છે.

પણ સંકુચિત મનના પુરૂષોથી એટલુંએ સહન કરી શકાતું નથી. એમાં તે ધર્મનો અને સમાજરચનાનો નાશ કલ્પે છે, અને તેથી તે વધુ અને વધુ ભડકે છે.

આ મનોદશાનું જ પરિણામ છે. તેમાં પરિવર્તન કરાવી શકાય તો, અત્યાર કરતાં ઘણીજ ઓછી મહેનતે ઘણું વધુ સુંદર તેમજ સંગીન કામ કરી શકાય.

હાલના હિંદુ સમાજની મનોદશામાં પલટો કરવા માટે માત્ર બેજ વસ્તુઓ તેના મન ઉપર ઠસાવવી જોઇએ છે.

આજે તે સ્ત્રીને ગુલામડી માને છે, વંશનો વેલો વધતો રાખવા માટે અનુકૂળ ચીજ લેખે છે. આજનો હિંદુ પુરૂષ પોતાની સ્ત્રીને જંગમ મિલકત લખે છે.

તેને બદલે સ્ત્રીજાતિમાં રહેલી અગાધ શકિતનું એને બે નૂતન સ્વરૂપે દર્શન કરાવવું જોઇએ: પહેલું માતૃશકિત તરીકે અને બીજું સ્ત્રીશકિત તરીકે.

સ્ત્રીએ જગજ્જનની છે. પ્રાણ ખર્ચીને તે પ્રજા સરજે છે. વધુમાં વધુ સંતોષી, વધુમાં વધુ સંયમી, વધુમાં વધુ સહિષ્ણુ અને વધુમાં વધુ ત્યાગ તો એનોજ. અને તે પુત્ર માટે, પતિ માટે, બંધુ માટે.

સ્ત્રી તરીકે તો એનાં મૂલ્ય એથીયે અદકાં છે. જેનો સંબંધ એક બે વર્ષનો, પાંચ પચાસ વર્ષનો નથી પણ કુટુંબ વૃક્ષનાં અસ્તિત્વ સુધી ટકવાનો છે. ભાવિ પ્રજાની માતા બનવા માટે પુરૂષ જેની સાથે સંબંધ બાંધે છે તે સ્ત્રી, ઓહો ! શું એ સંબંધનું રહસ્ય! માનવ જાતિની સંસ્કૃતિ અને અસ્તિત્વનો એ આધાર.

આવી સ્ત્રીશકિતનું અપમાન એટલે માતૃશકિતનું અપમાન, વર્તમાનની નહિં પણ ભાવિ પ્રજાનું અપમાન. આવી સ્ત્રી શકિતને અન્યાય એટલે જગજ્જનનીને અન્યાય માનવ જાતિની ભાવિ વંશવેલને અન્યાય.; એ વાત જો પુરૂષના દિલમાં ઠસે, તોજ એની પરંપરાની માનસિક ગુલામીની સાંકળો તૂટે, અને તોજ સ્ત્રીજાતિ તરફનું હિંદુ પુરૂષનું દૃષ્ટિબિંદુ બદલાય.

એ દૃષ્ટિબિંદુ બદલાય તેમાંજ હિંદુ સમાજનો ઉદ્ધાર રહ્યો છે. પછી ને બલે આજે બદલાઓ, આવતી કાલે બદલાઓ કે દશ વર્ષે બદલાઓ.



# રજત મહોત્સવ પ્રદર્શન.*

સર ચીમનલાલ, બ્હેનો તથા બંધુઓ,

મુંબઈ શહેરમાં ઘણા પ્રદર્શનો ભરાય છે. સ્ત્રીઓની હસ્તકળાનાં પ્રદર્શનો જુદી જુદી કોમની સ્ત્રીઓ તરફથી પણ ભરાયાં છે; પણ માત્ર ગુજરાતી ભાષા બોલતી અસંખ્ય પેટા વિભાગોની બનેલી તમામ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની હસ્તકળાનું પ્રદર્શન મોટા પાયાપર ભરાયલું મારી જાણમાં નથી. આ પ્રદર્શન માત્ર ગુજરાતી બ્હેનોના હાથથી બનાવેલી ચીજોનું જ રાખવામાં આવ્યું છે, તેથી મંડળના કાર્યકર્તાઓની સંકુચિત દૃષ્ટિ છે એમ સમજવાનું નથી પરંતુ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ હુન્નર ઉદ્યોગ ને કલામાં કેટલી પ્રગતી કરી શકી છે તેનો અભ્યાસ કરવા અને તે આગળ વધારવા કેવા ઉત્તેજનની જરૂર છે તે જાણવાને યોગ્ય પગલાં લેવા માટે આમ કરવું પડ્યું છે, એ હું અત્રે જાહેર કરવાની તક લઉં છું.

આ પ્રદર્શનમાં પઇસા મેળવવા ખાતર ફી રાખવામાં આવી નથી. પણ લોકસમુદ્ર ઘણી મોટી સંખ્યામાં આવે તો બધાને પ્રદર્શનમાં, મુકેલી ચીજો નિરાંતે જોવાનું ન બની શકે તે અર્થેજ પ્રદર્શનમાં જુજ ફી રાખી છે. નિશાળે ભણતા છોકરા છોકરીઓ મોટી સંખ્યામાં આ પ્રદર્શન જોવાની તક મેળવે તે માટે ફક્ત એક આનાનીજ ટીકીટ રાખી છે અને દરરોજની ૫ થી ૧૨ વરસની અંદરના છોકરા છોકરીઓ સારૂ અરધી ફી એટલે બે આના જ રાખી છે. આ ખુલાસો અત્રે કરવાનો જરૂરી હતો એટલે કીધો છે.

આ પ્રદર્શન ભરવાનું અમોએ કેટેક મહીના પર નક્કી કર્યું હતું. ખુદ મુંબઈ તથા ગુજરાતના બીજા ભાગોમાંથી આટલા થોડા સમયમાં પ્રદર્શન સારૂ સારી સંખ્યામાં સુંદર કારીગરીની ચીજો મેળવવાનું ભારે થઇ પડશે એ સંદેહ અમને હતો પણ જ્યુબીલી જેવા પ્રસંગે આવું એક પ્રદર્શન ન ભરાય તો પ્રોગ્રામમાં જરૂર ઉણપ રહે તેમ સમજીનેજ અમે આ સાહસ ઉઠાવ્યું હતું. અમને કેટલે દરજ્જે ફતેહ મળી છે તે તમો બ્હેનો તથા ભાઇઓ પ્રદર્શન જોઇને કહી શકશો. આવા પ્રદર્શનોમાં દુર દેશાવરની બ્હેનો પોતાની કારીગરીના નમુનાઓ મોકલે છે પણ તેઓનો એક કડવો અનુભવ છે કે મોકલેલી ચીજો સારી હાલતમાં પાછી ફરતી નથી અને કેટલીક ખોવાઇ પણ જાય છે. એથી પોતાના નમુનાઓ બહારગામ મોકલતાં બહેનો અચકાય છે. આ અડચણ અમને પણ ઘણે અંશે નડી છે. માત્ર સુરત ભરૂચ તથા ગોધરા ખાતેથી અમને નમુનાઓ મળ્યા છે.

મહિલા વિદ્યાલય, શ્રી કસ્તુરબા કન્યાશાળા, પોરવાડ ભગિની સમાજ તથા યુવક સંઘ નામની સુરતની ચાર સંસ્થાઓ તરફથી નમુનાઓ મળ્યા છે. આ ઉપરાંત બીજી એક અડચણમાંથી અમો સ્હેજે બચી ગયાં છીએ. મુંબઇની મ્યુનીસીપલ ગુજરાતી છોકરીઓની શાળાઓમાંથી અમે નમુનાઓ મેળવવાની ગોઠવણ કરી હતી, પણ તે શાળાઓમાં એક નાનું પ્રદર્શન તા. ૮-૯ ડીસેમ્બરના દીવસોએ ભરવાનું નક્કી થયું હતું. આ તારીખો જો કાયમ રહી હતે તો તેમના તરફથી નમુનાઓ

* તા. ૯ મી ડીસેમ્બરે રજત મહોત્સવ પ્રદર્શન ખુલ્લું મુકવાની સર ચીમનલાલ સેતલવડને વિનંતિ કરતાં મંડળના પ્રમુખ લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસે આપેલું ભાષણ.

વખતસર મળતે નહીં પણ મુંબઇની સ્કુલ્સ કમીટીએ તથા તેના ઓદ્દેદારોએ અને ચુંટાયેલાં પ્રમુખે અમારી અરજીને માન આપી તેમના પ્રદર્શનની તારીખો ફેરવી ૫ મી ૬ ઠી રાખી તે સારૂ હું એ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આવી બીજી અડચણો છતાં પ્રદર્શનમાં અમે લગભગ ૨૦૦૦ ની સંખ્યામાં ગુજરાતી બ્હેનો તથા કન્યાઓ પાસેથી નમુનાઓ મેળવી શક્યા છીએ તે માટે હું પ્રભુનો ઉપકાર માનું છું.

મંડળ તરફથી ઘણા વરસોપર દાદાભાઇ જયંતી તથા મંડળના વાર્ષિક ઉત્સવ પ્રસંગે નાના પાયાપર બે પ્રદર્શનો અમોએ ભર્યાં હતાં; પણ મંડળ જેવી મોટી સંસ્થા તરફથી વીસમી સદીના આગળ પડતા સમયમાં જ્યારે પ્રદર્શન ભરવામાં આવે ત્યારે ગુજરાતી જનતા અમારી પાસે મોટી આશા રાખે એ સ્વાભાવિક છે અને એ આશા આ પ્રદર્શન સફળ બનાવે એમ ઇચ્છું છું. ગુજરાતી હિંદુ બ્હેનો આ પ્રદર્શનમાં મુકાયેલી ચીજોનું અવલોકન કરી પોતાની કારીગરી આગળ લાવવા ને વધારવા ઉત્સાહ રાખશે તો પ્રદર્શનનો ઉદ્દેશ સફળ થયો લેખાશે. આ પ્રદર્શન જોવા અમોએ બીજી કોમોના બંધુઓ અને ભગીનીઓને આમંત્ર્યાં છે. અમોને મળેલા ટુંક સમયમાં કીધેલા કામની તેઓ કદર કરશે એવી આશા છે.

આ મંડળ તરફથી રવિવાર અને જાહેર તહેવારો સિવાય દરરોજ હસ્તકળાની જુદી જુદી કારીગરીઓનું શિક્ષણ શ્રીમતી લીલાવતી વોરા આપે છે. આ વર્ગમાં લગભગ ૧૬૭ બ્હેનો શીખે છે તેમાં ૯૫ ફેન્સી ચીજો બનાવવાનું ને ૪૮ ફુલ બનાવવાનું શિક્ષણ લે છે.

ઉપરાંત શીવવાનું તથા વેતરવાનું ૩૯ બ્હેનો શીખે છે; જ્યારે ચિત્રશિક્ષણ ૨૫ બ્હેનો લે છે. સારૂં ઉચું ને સંગીત શિક્ષણ આપવાને વધારે શિક્ષકો રાખવાને મંડળની સ્થિતી ન હતી. પણ મંડળનું તે તરફ લક્ષ્ય કેટલું છે અને તે કેટલું ઉપયોગી છે તે તમો સર્વ કલ્પી શકો છો. મંડળના અનુભવે તો આ વર્ગ ખાસ ઉપયોગી છે. શ્રી. લીલાવતી બ્હેને અમારા આ વર્ગને ફતેહમંદ કીધો છે અને એ માટે હું તે બ્હેનને અભીનંદન આપું છું; અને પ્રદર્શનમાં મંડળના ખાસ સ્ટોલ માટે તેઓને એક સુવર્ણપદક આપવા ઇચ્છા છે એ પ્રદર્શિત કરતાં મને આનંદ થાય છે. તેઓ બ્હેને મંડળની ખરી લાગણીથી સેવા કરી છે. નહી કે માત્ર પગાર પેટેજ. મંડળના સ્ટોલ માટે જે નમુનાઓ તૈયાર થયા છે તે પાછળ મંડળે તાત્કાળીક લગભગ ૧૫૦૦) નો ખર્ચ કર્યો છે; અને કેટલીક બ્હેનો જેઓ પોતાના ખર્ચે સામાન લાવી શકે તેમ નહોતું તેઓને મંડળ તરફથી સામાન અપાવવાનું પગલું મંડળે ભર્યું છે. મંડળના સ્ટોલને તમો દરેક ભાઇ બ્હેન ખાસ લક્ષ આપી જોશો ને વસ્તુઓ ખરીદ કરી મંડળને આભારી કરશો એમ ઇચ્છું છું.



કૌટુમ્બીક ગરીબાઇ, અજ્ઞાનતા, અને આપણી કેટલીક કઢંગી કુટુમ્બ રૂઢીઓને લઇ અનેક બ્હેનો અને ગરીબ કુટુંબો નિરાધાર અવસ્થામાં પડયાં હોય છે. તેવાંઓને હાથ જો કોઇ ગૃહઉદ્યોગ કે હુન્નર હોય તો એ ઘણોજ સહાયતારૂપ બને એ ચોક્ખું છે. એથી એમને એવા નાના નાના હુન્નરોનું શિક્ષણ આપવું એ ગુજરાતી જનતાની ખાસ ફરજ છે. અને એ ફરજ બજાવવા મંડળ જેવી સંસ્થા લાયક છે. જો કોઇ સહૃદયી શ્રીમંત બ્હેન કે ભાઇ આ તરફ લક્ષ આપશે તો ખરેજ આપણી કોમનું એક પ્રથમ પંક્તિનું કાર્ય થશે. આ વિષયમાં ખાસ પ્રગતિ કરવા રૂ. ૫૦૦૦૦) ની જરૂર છે. એટલી રકમ આપી આ અગત્યના ઉદ્યોગ-હુન્નર વર્ગને સ્થાયી કરનાર સજ્જન સન્નારી પોતાનું નામ તે વર્ગ સાથે ચીરસ્થાયી બનાવે એ ઇચ્છવા યોગ્ય છે. આ કાર્યથી કેટલીક નિરાશ્રીત પણ આબરૂદાર મધ્યમવર્ગની સ્ત્રીઓ સ્વાશ્રયી જીવન ગાળશે એ કલ્પના પણ આનંદકર ને સંતોષદાયક લાગે છે. આજના પ્રદર્શનનું પરિણામ એક મોટી મદદ મેળવી મંડળ તરફથી ઉદ્યોગગૃહ સ્થાપવામાં આવશે તો હેતુ સફળ થયો લેખાશે.

આ પ્રદર્શનમાં અમો પ્રાચીન ને અર્વાચીન કારીગરીના નમુના મુકવા ધારતા હતા પણ જણાવવાને દલગીર છું કે પ્રાચીન નમુના તો નહી જેવાજ ભેગા થઇ શક્યા છે.

આ પ્રદર્શનમાં ગુજરાતી બ્હેનોનું ગૌરવ સચવાય ને મંડળને જશ મળે તે સારૂ થોડા સમયમાં ગુજરાતી બ્હેનો તથા ગુજરાતી સંસ્થાઓએ બારે

શ્રમ ઉઠાવી સંખ્યાબંધ નમુનાઓ મોકલી-મંડળને ઉત્તેજન આપ્યું છે તે સારૂ તે સર્વનો હું મંડળ તરફથી આભાર માનું છું. ભરૂચથી એક બ્હેન પોતે નમુના લઇ આવ્યાં છે, તેમનો પણ હું આભાર માનું છું. સંસ્થાઓ જેવી કે માંગરોળ જૈન કન્યાશાળા, ગુ. હિન્દુ સ્ત્રીમંડળની સાન્તાક્રુઝ શાખા, પાટીદાર સ્ત્રી મંડળ, ભગિનીસમાજ, સુરત યૂવક સંઘ, દશા પોરવાડ ભગીની મંડળ, કસ્તુરબા કન્યાશાળા, મ્યુનીસીપલ ગુજરાતી કન્યાશાળાઓ, ચંદા રામજી ગર્લ્સ સ્કુલ, વીગેરેનો સહકાર અમારાથી વીસરાશે નહી. આ સર્વના આભાર માન્યા, પણ આજ અઠવાડિયાથી સતત શ્રમ લઇ એકચિત્તે પોતામાં રહેલી કલાશક્તિની પ્રતીમાને રાંગોળીનાં કળાત્મક ચીત્રો દ્વારા પ્રગટ કરતાં ને ચીત્રોના રંગમાં એકરંગી બનેલા સૌ. બ્હેન લીલાવતી દેશાઇને હું ખાસ અભીનંદન આપું છું. બ્હેન લીલાવતી કળારસિક છે. દિન દિન એમની સફળતા વધતી જાય અને ગુજરાતી સ્ત્રીઓને એક ઉદાહરણરૂપ બને એમ અંતરથી ચાહું છું. કેટલીક બ્હેનોએ મંડળને આ પ્રદર્શન અંગે કેટલીક ચીજો ભેટ આપી છે, એમનો આભાર માનું છું. માધવબાગ વીસ દીવસ જેટલી લાંબી મુદત સુધી અમારે સ્વાધીન કરી મંડળને સાનુકુળ બની દરેક સગવડ કરી આપવા માટે માધવબાગના ટ્રસ્ટીઓનો મંડળ તરફથી હું આભાર માનું છું. અમોએ પ્રદર્શન માટે વાપરવા લીધેલ જગામાં ગીતા પાઠશાળા, ચાલતી તે પ્રદર્શનના કારણે બંધ થઇ; અને ધાર્મિક વાંચનમાં એમ ખલેલ પડી એ માટે ખરેખર દીલગીર તો થવાય; અને લાભ લેનારાઓ કોઇ-રીતે દીલ નહી દુભવે એમ ઇચ્છું છું. પ્રદર્શનમાં ઇનામો મેળવનાર બ્હેનોને હું અભીનંદુ છું ને ચાહું છું કે પોતાની પ્રગતિમાં એઓ આગળ વધો. માધવબાગ જેવા મોટા સ્થળમાં રા. બાલુભાઇ થાણાવાળાએ અડવાડીયા માટે અમારી મરજી મુજબ મોટી રકમ લઇ ઇલેક્ટ્રીક લાઇટની જે સગવડ કરી આપી છે, તથા ગ્રીનીટી સીન્ડીકેટવાળા રા. નટવરલાલ ખંભાતીએ રેડીઓ સેટ મફત મોકલ્યો છે તે માટે તે બન્ને ભાઇઓનો તથા ખાસ કરીને ભી. મનહરલાલ મફુભાઇ કસનલાલ અને શ્રીયુત કનૈયાલાલ વકીલ જેઓએ પ્રદર્શનને અંગે અવિશ્રાંત શ્રમ ઉઠાવ્યોછે, તેઓનો અને પ્રદર્શન પરીક્ષક કમિટિનાં માનનીય સભ્યો તથા પ્રદર્શન વિભાગનાં સેક્રેટરી સૌ. જયશ્રી રાયજી વિગેરેનાં ઉપયોગી કાર્યો માટે ખરેખર મંડળ આભારી છે. રા. મનુભાઇ રંગીલદાસે પ્રદર્શનને વધુ શોભાવવા પોતાને ત્યાંથી ફુલ ઝાડના ઘણાં કુંડાં આપ્યાં છે, એ માટે અને ગુજરાતી શાળાઓના શિક્ષક-શિક્ષિકાઓ અને બીજા સર્વ સહાયકોના સહકાર માટે હું આભાર પ્રદર્શીત કરૂ છું.

આ પ્રદર્શન આપ સર્વે બ્હેનો તથા ભાઇઓ બારીકીથી જોઇ અમારા કામને ઉત્તેજન આપશો તો અમો તમારાં આભારી રહીશું.

અમારા આમંત્રણને માન આપી મોટી સંખ્યામાં જે ભાઇ બહેનોએ હાજરી આપી છે તેમનો હું ઉપકાર મંડળ તરફથી માનું છું, ને પ્રભુને પ્રાર્થના કરૂં છું કે પ્રદર્શનનો હેતુ સર્વ રીતે સફળ થાય.

સર ચીમનલાલ હરીલાલ સેતલવાડે મંડળની બહેનોની મરજીને માન આપી હાજરી આપી મંડળને આભારી કર્યું છે. હું સર ચીમનલાલને પોતાના મુબારક હસ્તે ગુજરાતી બ્હેનોની હસ્તકલાના નમુનાઓનું પ્રદર્શન ખુલ્લું મુકવા મંડળ તરફથી વિનંતી કરૂં છું.




# રજત મહોત્સવની પૂર્ણાહુતિ*

**માનનીય પ્રમુખ, બન્ધુઓ, તથા ભગિનીઓ,**

આજનો દિવસ હું માંગલિક ગણું છું. તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૨૮ ને દિવસે મંડળના પ્રમુખ તરીકે મ્હેં મુંબઇની ગુર્જર પ્રજાને મંડળની સીલ્વર જ્યુબીલીને અંગે બધી રીતે મદદ કરવાની જાહેર અપીલ કરી હતી. આ અપીલમાં માત્ર એક અઠવાડિયું જ્યુબીલી પ્રોગ્રામ ઉજવવામાં આવશે એમ જાહેર કરવામાં આવ્યું હતું; અને આ ઉત્સવમાં મંડળના સભાસદો ઉપરાંત તેઓનાં છોકરાં છોકરીઓને તથા તેમના કુટુમ્બનાં પુરૂષોને પણ અમારી ખુશાલીમાં ભાગીદાર બનાવવાનું મંડળ તરફથી મ્હેં કબુલ્યું હતું; અને મંડળના ભંડોળમાં ગુજરાતી પ્રજાને મદદકર્તા થઇ પડવા મ્હેં વિનંતી કરી હતી. જ્યુબીલી પ્રોગ્રામ એક અઠવાડિયાને બદલે એક પખવાડિયું ચાલ્યો; અને તેમાં છોકરાંઓ તથા પુરૂષોને પણ ભાગ લેવાની સગવડ અમારાથી આપી શકાઇ, અને જેટલા રૂપિયા સારૂ શરૂઆતની માંગણી કરી તેટલા રૂપિયા અમને આવી મળ્યા. મંડળમાં દરરોજ સભાસદોની સંખ્યા એટલી વધવા લાગી કે મેમ્બરશીપ ફોર્મો ખૂટી ગયાં, અને નવા સભાસદો બનાવવાનું કામ અમને થોડો વખત સુધી બંધ કરવું પડ્યું. જ્યુબીલીના ઉત્સવની ઉજવણીના સમયમાં નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જના ગંભીર મંદવાડથી, આપણને સ્વાભાવિકપણે ચિંતા થઇ હતી; પણ તે ચિંતા દૂર થઇ, શહેનશાહની તંદુરસ્તીમાં કંઇક ફેર પડયો છે એ વાત પણ આપની ખુશાલીમાં વધારો કરે છે. આ પ્રમાણે શરૂઆતથી તે છેવટ સુધી અમારૂં કામ ચાલુ રહી, તે ફત્તેહમંદ નીવડયું છે તે જણાવતાં મહને અતિ હર્ષ ઉત્પન્ન થાય છે; અને તેથીજ હું આજનો દિવસ માંગલિક ગણું છું; અને આશા રાખું છું કે તમે સર્વે મ્હારા આ વિચાર સાથે મળતાં થશો જ.

મંડળના આ ઉત્સવની સમાપ્તિના દિવસે મંડળના જાણીતા પુરૂષહિતચિંતકોમાંથી કેટલાંક ખાસ નામો યાદ કરવાની હું મ્હારી ફરજ સમજું છું. મુંબઇ શહેરમાં ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળની સ્થાપના કરવામાં આગેવાન ભાગ લેનાર મુંબઇના ચાર આગેવાન ગુજરાતી સદ્‌ગૃહસ્થોમાંથી શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખ, શેઠ વિજભુખણદાસ આત્મારામ તથા શેઠ નારણદાસ પરસોતદાસ સ્વર્ગવાસી થયા છે. મંડળનું નાવ સુરીતે હંકારાઈ બંદરે પુગે તે સારૂ મંડળના પ્રથમ સુકાનીનું નામ અમને શોધી આપનાર શેઠ મંછાશંકર જીવણરામ વકીલ આપણી વચ્ચેથી અદૃશ્ય થઇ ગયા છે. પશ્ચિમ હિંદમાં સ્ત્રી કેળવણીનો પાયો નાખનાર, મંડળના કામની તથા મંડળના પ્રથમ પ્રમુખની તુલના કરી, યોગ્ય કદર કરનાર, હિંદના

---

* શ્રી ગુ. હિં. સ્ત્રીમંડળ રજત મહોત્સવના પૂર્ણાહુતિ સમારંભ પ્રસંગે મંડળના પ્રમુખ લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસે આપેલું ભાષણ.

દાદા દાદાભાઇ નવરોજી. પણ આપણી વચ્ચેથી ગયા છે. આ સર્વ ભાઇઓનાં નામો આજના દિવસે હું પ્રેમ તથા આભારની લાગણી સાથે સંભારૂં છું. આ સાથે મંડળની અત્યાર સુધી અમારી સાથે કામ કરનાર મંડળના સભાસદોમાંથી કેટલીએ બ્હેનો સ્વર્ગવાસી થઇ છે અને તેથી મંડળને નુકશાન થયું છે; પણ આ સર્વ બ્હેનોમાંથી આજે મારી નજર આગળ તરી આવતી કેટલીએક બ્હેનોનાં નામો યાદ આવે છે. તેથી તેઓનાં નામો હું આભારની લાગણીથી તમને જણાવવાની રજા લઉં છું.

સૌ. સત્યવતી લલ્લુભાઇ શામળદાસ, સૌ. ઝીણીબાઇ મોતીલાલ દેસાઇ; સૌ. માણેકબાઇ મોતીલાલ દાહ્યાભાઇ; લેડી પ્રેમકોરબાઇ વિઠ્ઠલદાસ; સૌ. કાશીગવરી ત્રિભોવનદાસ ગર્જ્જર; ગં મણિબાઇ બ. પ્રાણશંકર; સૌ. મંગળાબાઇ ગોકળદાસ પારેખ; સૌ. અંબાબાઇ તુલજારામ ખાંડવાળા; સૌ. વસંતબા ચન્દ્રશંકર પંડયા; ગં. સ્વ. મણિબાઇ પરભુદાસ લલ્લુબાઇ; સૌ. ઇચ્છાબાઇ ભુલાભાઇ દેસાઇ, સૌ. જરાકોર ગુલાબચંદ દેવચંદ; લેડી પરસનબાઇ ગોકળદસ પારેખ.

આ બ્હેનોએ મંડળની ઉન્નતિ કરવામાં અમને સારી મદદ આપી હતી; પણ આ સર્વે નામો કરતાં, મ્હને મંડળનાં પ્રથમ પ્રમુખ શ્રીમતિ જમનાબાઈ નગીનદાસ સક્કઇનું પ્રાતઃસ્મરણીય નામ આજે ઘણું યાદ આવે છે. તેઓના ચારિત્ર્યે જ આ મંડળનો પાયો દૃઢ કર્યો છે, અને તેમણે જ આપણને જાહેર જીંદગીમાં કેવી રીતે કામ કરવું તે શીખવ્યું છે. મંડળની આજની સ્થિતિ જોવા તે બ્હેન જીવ્યાં હોત તો તેમને આજે કેટલો અવર્ણનીય આનંદ થયો હતે ? તેઓ આપણી વચ્ચે નથી પણ તેઓએ કરેલા પારમાર્થિક કામોની અસર સમસ્ત ગુર્જર પ્રજામાં થયેલી આપણે જોઇએ છીએ. આ બ્હેનની પછી ભોગવવાનું મોટું માન મ્હને મંડળની મ્હારી ભલી બ્હેનોએ આપ્યું છે, એ સારૂ હું તેઓની આભારી છું; પણ જ્યહારે હું જમનાબ્હેનની કારકીર્દિનો ખ્યાલ કરૂં છું ત્યહારે મ્હારાથી જાહેરમાં પણ બોલ્યા વગર રહેવાતું નથી કે ગુજરાતના જાહેર જીવનમાં તેમના મૃત્યુથી પડેલી ખોટ, મ્હારી માન્યતા મુજબ હજી પૂરાઇ નથી.

મંડળની કાર્યવાહક કમિટી તરફથી મંડળના પચ્ચીસ વરસની કારકીર્દિનો ટુંકો ઇતિહાસ આ પ્રસંગની હંમેશની યાદગીરી જળવાઇ રહે તે સારૂ છપાવ્યો છે. આ રીપોર્ટ પહેલેથી છેલ્લે સુધી વાંચી જવાને હું મારા સર્વ બાઇ બ્હેનોને અરજ કરૂં છું. મંડળ સંબંધી મુંબઇ તથા સુરતના વનિતા વિશ્રામનાં સ્થાપક શ્રીમતિ નાનીબાઇ ગજ્જરે આપણને જણાવ્યું છે કે " સેવાસદને સ્ત્રીજ્યોતિની સંસારમંદિરમાં પ્રતિષ્ઠા કરી; તે પ્રતિષ્ઠાનું ભાન કરાવનાર આપણી હિંદુ બ્હેનોમાં તો સ્ત્રીમંડળ જ છે. " " સ્ત્રીબોધ " માસિકમાં પણ મંડળ સંબંધી કેટલાંક વર્ષોપર લખાયું હતું

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

### સીલ્વર જ્યુબીલી ફંડમાં ભરાયલી રકમ.

મજકુર મંડળ તરફથી ઉઘાડવામાં આવેલા સીલ્વર જ્યુબીલી ફંડમાં નીચે મુજબ વધુ મદદ મળી છે. અગાઉની યાદીમાં રૂ. ૬૩૨૧૯ તા. ૧૯ મી નવેંબર સુધી હતા.

૨૫૦૦૦ સ્વ. શેઠ દેવીદાસ પ્રભુદાસ કોઠારી અને તેમના સ્વ. પત્ની -બાઇ હેમકોરબાઇના સ્મારક તરીકે રૂ. ૨૦૦૦૦) અને રૂ. પાંચ હજાર સ્વ. શેઠ દેવીદાસના સ્વ. પુત્ર ભાઇ નવિનચંદ્ર અને સ્વ. લીલાવતી તે સ્વ. દેવીદાસની પુત્રીના સ્મારક તરીકે શેઠ સામળદાસ પ્રભુદાસ કોઠારી તરફથી.

૩૦૦ નામદાર જુબલ સ્ટેટના રાણી સાહેબ સૌ. લીલાબા સાહેબ.

૩૫૦ સૌ. રામકુંવરબાઇ ચુનીલાલ દેવકરણ દેસાઇ

૨૫૧ સ્વ. જમનાબાઇ નગીનદાસ સક્કઇના સ્મરણાર્થે તેમના ટ્રસ્ટીઓ મેસર્સ ભગવાનદાસ મોતીલાલ દાહ્યાભાઇ શ્રોફ અને વેણીલાલ મગનલાલ તરફથી.

૧૫૧ સૌ. રમણીકગવરી રમણીકલાલ મોદી.

કે " ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે ગુજરાતી સ્ત્રીઓમાં જાહેર જીવન અને ગૃહજીવન માટે કેટલો ઉત્સાહ ઉત્પન્ન કર્યો છે એ કહેવાની જરૂર નથી. સેવાસદન–વનિતા વિશ્રામ–સ્ત્રીસંસ્થા અને વર્ગોની હિલચાલો અને સ્થાપનાઓ શ્રીમતિ જમનાબ્હેનના જ પ્રયાસોનું પ્રત્યક્ષ કે પરોક્ષ પરિણામ છે " સ્વર્ગસ્થ પ્રોફેસર ટી. કે. ગજ્જર પણ અમને આ વિચાર કહી સંભળાવતા. આ સર્વ અભિપ્રાય કેટલે અંશે સત્ય છે તેની ખરી તુલના કરવાના સાધન રૂપે અમે ત્હમારી સમક્ષ મંડળની પ્રથમ પચ્ચીસીનો ઇતિહાસ રજુ કર્યો છે. તે વાંચી હું ગુજરાતી હિંદુ બ્હેનોનું હિત હૈડે ધરાવનારા સર્વે ભાઇ બ્હેનોને પોતાના અભિપ્રાયો અમને દર્શાવવા આજે વિનંતિ કરૂં છું. હું ત્હમને સર્વેને ખાત્રીથી કહું છું કે હિંદી પ્રજાની ઉન્નતિમાં અમે ૨૦ સદીમાં અમારા સંજોગો અનુસાર સારો ફાળો આપ્યો છે એમ તેઓ સૌ કબુલ કરશે જ.

| | |
|---|---|
| ૧૫૦ | સૌ. લીલાવતી મંગળદાસ દેશાઇ. |
| ૧૫૦ | કુમારી ઇન્દુમતી ભગવાનદાસ મોતીલાલ દાહ્યાભાઇ શ્રોફ. |
| ૧૫૧ | સૌ. ચંદુબાઇ હંસરાજ કાનજી ખટાઉ. |
| ૧૫૦ | સૌ. રળીઆતબાઇ ભગવાનદાસ પ્રેમજી વોરા. |
| ૧૫૧ | સૌ. પ્રભાવતી ગુલાબચંદ સોભાગચંદ. |
| ૧૫૧ | સૌ. વિદ્યાગૌરી કૃષ્ણલાલ મુન્શી. |
| ૧૫૧ | સૌ. મણીબાઇ ચુનીલાલ. |
| ૧૫૧ | સૌ. કળાવતી કરમચંદ. |
| ૧૫૧ | સૌ. મોંઘીબાઇ ગંગાદાસ આત્મારામ. |
| ૧૫૧ | સૌ. પુષ્પાવતી મટુલાલ આત્મારામ. |
| ૧૫૧ | સૌ. કુસુમ પરસોતમદાસ ટી. પટેલ. |
| ૧૫૧ | સૌ. મંજુલા નંદલાલ માધવદાસ. |
| ૧૫૧ | સૌ. જડાવ વસંતલાલ મગનલાલ મહેતા. |
| ૩૨૦૦ | કોન્સર્ટની ટીકીટોની ઉપજ |
| ૩૬૧૪ | પ્રદર્શનની ટીકીટોની ઉપજ |
| ૩૪૮૨૬ | |
| ૩૧૪૪ | દોડરોની અંદરની રકમ |
| ૩૭૯૭૦ | કુલ રૂપિયા |
| ૬૩૨૧૯ | અગાઉની યાદી |
| ૧૦૧૧૮૯ | કુલ તા. ૧ લી જાન્યુઆરી ૧૯૨૯ સુધી. |

આ વાત જ્યહારે હું કરૂં છું ત્યહારે આ સ્થિતિએ મંડળને લાવવામાં અમને અમૂલ્ય સહાયતા આપનાર બે ભાઇઓનાં નામો ખાસ દર્શાવવાની મ્હારી પવિત્ર ફરજ સમજું છું. સદ્દગત જમનાબાઇ સક્કઇ સંબંધી લખતાં રા. ચન્દ્રશંકર પંડ્યાએ સવાલ પૂછ્યો હતો કેઃ–" ભાઇ મોતીવાળા તથા ભાઇ કેશવલાલ જેવા કામ કરનાર પુરૂષ સહાયકો જમનાબ્હેનની સાથે ન હોત તો જમનાબ્હેન એકલાં શું કરી શક્યાં હોત ? " હું આભારની લાગણી સાથે જાહેરમાં આ સવાલનો જવાબ આપતાં જણાવીશ કે સદ્દગત જમનાબ્હેન જેટલે દરજ્જે પુગ્યાં તે આ સહાયતા વગર પુગી ન શકતે; અને સાથે સાથે એ પણ કહી દઇશ કે મંડળ આજે જે સ્થિતિએ પુગ્યું છે તે આખા પુરૂષ વર્ગમાંથી ભાઇ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, તથા ભાઇ કેશવલાલ ભીખાભાઇ મણિયારની વર્ષો સુધીની નિઃસ્વાર્થ સેવાને જ આભારી છે. બન્ને ભાઇઓએ પોતાની આખી જાત અમારી સેવા સારૂ ખરચી છે એમ હું કહું તો તે અતિશયોક્તિભર્યું ગણશો નહિ.

આ જ્યુબીલી મહોત્સવની યાદગીરી જ્યુબીલી પ્રોગ્રામમાં ભાગ લેનારી બ્હેનો તથા મંડળનાં સભાસદોમાંથી તથા પુરૂષહિતચિંતકોના દીલમાંથી કદી વિસરાશે નહિ એ વાત ચોક્કસ છે. પણ ભવિષ્યની પ્રજામાં પણ આ ઉત્સવની યાદગીરી જળવાઇ રહે તે માટે, મંડળના કાર્યકર્તાઓને હું સચિત્ર ' સીલ્વર જ્યુબીલી સુવેનીર ' કાઢી તે દરેક સભાસદને મફત આપવા તથા દરેક સભાસદને સદ્દગત જમનાબાઇ સક્કઇની એક સુંદર છબી ભેટ આપવાની સૂચના કરૂં છું; અને તેઓ તેનો અમલ કરશે એવી મ્હારી ઉમેદ છે.

મંડળની જ્યુબીલીના ઉત્સવના પ્રોગ્રામમાં સૌથી અગત્યની બાબત ગુજરાતી સ્ત્રીઓની પ્રાચીન તથા અર્વાચીન હસ્તકળાના નમુ-

નાઓનું પ્રદર્શન હું ગણું છું. આ પ્રદર્શન ઉઘાડતી વખતે મ્હેં થોડું પ્રાસંગિક વિવેચન કર્યું હતું, તેથી તેમાં જણાવેલી બાબતો ફરીથી જણાવવાની હું જરૂર જોતી નથી. પણ આ પ્રદર્શન સંબંધી કંઇક વધુ વિવેચન કરવાની જરૂર જોઉં છું. આ પ્રદર્શનમાં અમને ધાર્યા કરતાં વધારે સફળતા મળી છે એમ મ્હારે જણાવવું પડે છે. જુદી જુદી કોમનાં સ્ત્રીપુરૂષોએ પૈસા ખરચી જે મોટી સંખ્યામાં આ પ્રદર્શનની મુલાકાત લીધી છે અને અમારા કામની કદર કરનારા પોતાના અભિપ્રાયો પ્રદર્શનની વીઝીટબુકમાં જણાવ્યા છે તેથી અમને જે સાહસ લાગતું હતું તેમાં ફત્તેહ મળી છે એમ માનવાનું કારણ મળે છે. આ પ્રદર્શનમાં રાતદિન અથાગ શ્રમ લઇ પ્રદર્શન સંબંધી સુવ્યવસ્થા કરવામાં, તથા પ્રાચીન સુંદર નમુનાઓ, તથા જે. જે. સ્કુલ ઑફ આર્ટમાંથી પણ કેટલીક ચીજો ભેગી કરી આપવામાં જે સુંદર સહાયતા આપી છે તે સારૂ હું રા. કનૈયાલાલ હર્દેવરામ વકીલનો મોટો આભાર માનું છું; અને તેમની મહેનતના યત્કિંચિત બદલા તરીકે અમારા તરફથી તેમને સુવર્ણપદક અર્પણ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. જ્યુબીલીપ્રદર્શન કમીટી પાસે પેરાજ પદમસી મ્યુ. ગુ. સ્કુલ તથા પ્રીન્સેસ મ્યુ. ગુ. કન્યાશાળા તરફથી ઘણા મોટા નમુનાઓ મોકલવામાં આવ્યા હતા અને તે નમુનાઓ પ્રદર્શનમાં છેલ્લી ઘડીએ દાખલ કરવાનું અશક્ય હોવાથી, ભારે દીલગીરી સાથે આ સ્કુલોનાં બાળકોને નાસીપાસ કરવા પડયા હતા. સ્કુલોમાં શીખતા બાળકો સારૂ, ખાસ વખત રાખી ફી ઓછી લઇ સવગતા કરી આપી હતી જેનો લાભ મોટી સંખ્યામાં બાળકોએ લીધો હતો એ જણાવતાં મ્હને ખુશાલી ઉત્પન્ન થાય છે. પ્રદર્શનને અંગે જે જે સંસ્થાઓએ, કન્યાશાળાઓએ હસ્તકલાના નમુનાઓ અમને મોકલ્યા હતાં તેની દરેક સ્કુલને અમારા તરફથી સીલ્વર કપ આપવાનું નક્કી થયું છે. બપોરના ૧૨ થી ૩ પરામાં રહેતી બ્હેનો સારૂ પ્રદર્શન ઉઘાડું રાખવાની સૂચના તથા એક દિવસ ગરીબ સ્ત્રીઓને પ્રદર્શન મફત બતલાવવાની સુચના અમારાથી વખતના સંકોચને તથા બીજી અગવડોને લઇ અમલમાં મુકી શકાઇ નથી તેથી હું મ્હારી દીલગીરી પ્રદર્શિત કરૂં છું. પ્રદર્શનને લગતી ગોઠવણોની ખામીઓ સંબંધીની ટીકાઓ મ્હારી જાણ બહાર નથી. ભવિષ્યમાં વધુ સારી ગોઠવણ કરવાની હું ખાત્રી આપું છું. આવાં પ્રદર્શનો દર વર્ષે અથવા થોડે વર્ષે પણ ભરાતા રહે એ સૂચના પર અમે પૂરતું ધ્યાન આપીશું. પ્રદર્શનની મુદત એક દિવસ કરતાં વધારે અમે લંબાવી નહિ શકયાં તેનું કારણ એટલું જ છે કે કામ કરનારાઓ પર જોઇએ તે કરતાં વધુ બોજો પડયો હતો; અને તા. ૧૭ મી અને તા. ૧૮ મીએ પણ તેઓને જ કામ કરવાનું હોવાથી, તથા પ્રદર્શનની ચીજો સહીસલામત પાછી પુગાડવાની જોખમદારી અમારે શિર હોવાથી જાહેર પ્રજાની મરજી મુજબ ચાલવાનું નથી બન્યું, તેથી અમે સર્વે અમારી દીલગીરી જાહેર કરીએ છીએ. પ્રદર્શનમાં મુકાયલા સર્વોત્તમ નમુનાઓ સારૂ અગીઆર સોનાના ચાંદો આપવામાં આવ્યા હતા તેમાં ૧ એક સોનાનો ચાંદ શ્રીમતિ વિજયાકુમારી રણછોડદાસ વહોરાને મળ્યો છે, તથા ઉત્તમ નમુનાઓ સારૂ ૩૫ પાંત્રીશ રૂપાનાં ચાંદો આપવામાં આવ્યા છે, તેમાંથી ૯ નવ રૂપાનાં ચાંદો મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને તથા ૩ ત્રણ મંડળની શાન્તાકુઝની શાખાને મળ્યા છે. તે ઉપરાંત ૨૦ પ્રમાણપત્રો પણ મંડળને મળ્યા છે, જે સારૂ મ્હને ખુશાલી ઉત્પન્ન થાય છે.

પ્રદર્શનને અંગે ૧૦ દશ સ્ટોલો બાંધવામાં આવ્યા હતા તેમાં સ્ટોલકીપરો તરીકે નીચે જણાવેલી બ્હેનોએ દરરોજ સ્હોરના તથા રાતના નવ વાગતાં સુધી કામ કરી મંડળને આભારી કર્યું છેઃ (આ નામો અમે ગયા અંકમાં આપ્યા છે.)

આ મુજબ પ્રદર્શનને અંગે નીચે જણાવેલા બાઇ બ્હેનોએ સારૂ કામ કરી મંડળને આભારી કર્યું છેઃ (આ નામો અમે ગયા અંકમાં આપ્યા છે.)

તા૦ ૨૭ મી નવેમ્બરે મંડળ તરફથી જે કોન્સર્ટ કરવામાં આવ્યો હતો તેમાં ૮૨ બ્હેનો તથા કન્યાઓએ ઉમંગભર્યો ભાગ લઇ અમને આભારી કર્યાં હતા. તેઓની મંડળ તરફથી યોગ્ય કદર કરવામાં આવશે.

મંડળની પ્રથમ પત્રિકામાં અમે જણાવ્યું કે "મંડળની સીદ્ધાંત ... સંપ, સ્નેહ, ઐક્ય,

અને કોઈ પણ જાતના વિરોધ કે વિઘ્ન વગર ફતેહમંદ નીવડો એટલી પરમાત્મા પ્રત્યે અમારી પ્રાર્થના છે." જ્યુબીલીની ઉજવણી ફતેહમંદ નીવડી છે એ વાત હું કબૂલ કરૂં છું પણ તે વિરોધ કે વિઘ્ન વગર ફતેહમંદ નથી નીવડી તે સારૂ હું જાહેરમાં મ્હારી દીલગીરી પ્રદર્શિત કરૂં છું. મંડળ તરફથી મફત બતલાવાયલા એક નાટક સંબંધી જાહેરમાં કાર્યવાહક કમિટીના પ્રમુખ તરીકે વિરોધને મૂળમાંથી દાબી દેવા સારૂ બન્ને બાજુ વચ્ચે જે ગોઠવણ કરવામાં આવી હતી તે અનુસાર પ્રમુખતરીકે જાહેરમાં મ્હેં પુરતો ખુલાસો કીધો હતો, અને તે પછી છાપાંઓમાં આ સંબંધી ચર્ચા ચલાવવામાં નહિ આવે, એવી મારી ઉમેદ હતી પણ તે ઉમેદ ફળીભૂત થઇ નથી. મંડળ જેવી સંસ્થા તથા તેના અધિકારીઓ તરફ જ્યુબીલી જેવા પ્રસંગપર કલહ કંકાસનાં બી રોપવા જાહેરમાં સજ્જનને ન છાજતી ભાષામાં અઘટિત હુમલો કરવામાં આવ્યો છે, તે સારૂ તે લેખકોનો તથા તેવા લેખો પત્રોમાં દાખલ કરનાર અધિપતિઓનો હું દોષ કાઢું તો ખોટું નહિ જ લેખો એ તો મ્હારી ખાત્રી છે. પત્રકારો જ્યહારે પોતાની પવિત્ર ફરજો ભૂલી જઇ હલકી પંક્તિના લેખકોને સ્ત્રીઓની સંસ્થાને સારૂ ન છાજતાં વિશેષણો લગાડી હુમલો કરવામાં મદદ કરે અને તેવે વખતે સ્ત્રીઓની સંસ્થાઓના કાર્યકર્તાઓની વહારે જો એ અધિપતિઓ ન આવે તો સ્ત્રીઓની ઉન્નતિની આશા ક્યાંથી સંભવે ?

મંડળની જ્યુબીલી ઉજવણીનું કામ સ્ત્રીપુરૂષની બનેલી મોટી કાર્યવાહક કમિટીના હાથમાં સોંપવામાં આવ્યું હતું, અને તે કમિટીએ બધા સંજોગો ધ્યાનમાં લઇને પ્રદર્શન તથા કોન્સર્ટ સારૂ જે નિર્ણય કીધો તે મુજબ કામ લેવાની અમારી ફરજ હતી; તેથી મંડળને હલકી રૂપમાં આપી તેને જાહેરમાં ઉતારી પાડવાની કોશેષને કોઇ પણ સમજુ બાઇ યા બ્હેન પ્રશંસાપાત્ર ન જ લેખે એમ હું માનું છું. ખુદ જ્યુબીલીના પ્રોગ્રામમાં જુદે જુદે વખતે જાણીતી મુસલમાન, હિન્દુ તથા પારસી બ્હેનોએ પ્રમુખસ્થાન લીધાં હતાં. આમ મંડળની જ્યુબીલીની ઉજવણીના અગત્યના પ્રસંગો પર બધી કોમના હિતચિંતકોને ભાગ લેવાનું અમોએ આમંત્રણ આપ્યું હતું.

કોન્સર્ટ, નાટકો તથા સીનેમામાં બેસાડવા સંબંધી જે અવ્યવસ્થા થઇ હતી અને તેને અંગે જે કેટલાએક બાઇ બ્હેનોમાં અસંતોષ થયો છે તે હું જાણું છું. આ સારૂ ન્યાયાધીશ પાસે ન્યાય કરાવવાની જરૂર નથી, પણ ભવિષ્યમાં આવી સ્થિતિ ન થાય એવી ગોઠવણ કરવાની હું મ્હારી ફરજ સમજું છું. અમુક વ્યક્તિ તરફથી કોઇ વખતે ખોટું પગલું લેવાયું હોય, તેથી મંડળને દોષિત ન ગણવાને હું બધી બ્હેનોને તથા ભાઈઓને વિનવું છું. મંડળ જેવી આગેવાન જાહેર સંસ્થાની વ્યવસ્થા દોષિત રહે, એ શોભાસ્પદ નથી એ કબુલું છું છતાં દોષ કહાડનારાઓને બીન અનુભવી સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓનો ખ્યાલ, કામકાજ કરનારાઓની થોડી સંખ્યા, તથા તેમના પર પડેલો મોટો બોજો તથા જવાબદારી તથા નિયમોનો અમલ કરવાની તેઓની ફરજ આ વાતો વિસરી ન જવાની હું આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું. જ્યુબીલી જેવા માંગલિક પ્રસંગે કાર્યકર્તાઓના દોષો સારૂ જે બ્હેનો તથા ભાઇઓને ખોટું લાગ્યું હોય, તેઓને કંઇક આશ્વાસન મળે તે સારૂં અધિકારીઓની ખામીઓ સંબંધીની જોખમદારી હું મ્હારે શિર ખેંચી લઉં છું; અને મંડળની ત્રુટીઓ સારૂ મ્હને ક્ષમા આપવાનું જાહેરમાં સર્વ બાઇ બ્હેનોને વિનવું છું. આમ સર્વ વિરોધ ને વિઘ્નો વચ્ચે મંડળ પોતાના રજત-ઉત્સવનો પ્રોગ્રામ સાંગોપાંગ પાર પાડી શક્યું છે તે માટે હું દયાળુ પ્રભુનો ઉપકાર માનું છું.

રૂપેરી મહોત્સવના અનેરા પ્રસંગનો લાભ લઇ મંડળને સ્થાયી પાયા પર મુકવા અમોએ " જ્યુબીલી ફંડ " ઉઘાડયું હતું; અને મંડળ તરફથી ઉપાડી લેવામાં આવેલી જુદી જુદી પ્રવૃત્તિઓના નિભાવ માટે " શરૂઆતમાં હમણાં લગભગ એક લાખ રૂપિયાની અમારી માગણી આપણી દાનવીર ગુજરાતી પ્રજા ઉત્સાહથી વધાવી મદદકર્તા થશે જ" એમ મંડળ તરફથી પ્રગટ થયેલી જ્યુબીલી પત્રિકામાં અમે દર્શાવેલું હતું. તે મુજબ આ રકમ અમને કદરદાન ગુજરાતી પ્રજા પાસેથી મળી ગઇ છે. તે સારૂ હું અભિમાન લઉં તો માફ કરજો.

જ્યુબીલી મહોત્સવ ઉજવવામાં જે મદદ આપી છે તે સારૂ તેઓ બધાંનો હું આભાર માનું છું. મંડળના વર્ગોના શિક્ષકોમાં જ્યુબીલી પ્રસંગ પર સૌથી વધુ જોખમદારી શ્રીમતિ લીલાવતિ રણછોડદાસ વોરા તથા સંગીત શિક્ષક રા. લાલજી કલ્યાણજી ત્રિવેદી પર આવી પડી હતી. આ જોખમદારી તેઓ બંનેએ ભારે શ્રમ લઇ અદા કરી છે. મંડળ તરફથી આ બંનેનો આભાર માનું છું. અમોએ તેઓના કાર્યની કદર કરવા માટે તેઓને સુવર્ણ પદકો આપવાનું ઠેરવ્યું છે બીજા દરેક શિક્ષકોને ઉપયોગી ચીજો ભેટ આપી અમારી ખુશાલીમાં તેમને અમારા ભાગીદાર બનાવ્યા છે. નિમકહલાલીથી મંડળના સિપાહીઓએ રાતદિન મંડળની બ્હેનોની બનતી સગવડતા સાચવી છે; જેથી દરેકને 'બોનસ' આપવાનું ઠેરવ્યું છે, અને મુખ્ય સિપાઇ હનુમાનને અમોએ કંઇક સારૂં બોનસ આપવાનું નક્કી કર્યું છે. મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક રા બાપુલાલ બી. નાયક તથા શ્રી આર્ય નૈતિક નાટક મંડળીના માલિક રા. નકુભાઇ કાળુભાઇ શાહે મંડળની બ્હેનના લાભાર્થે કંઇ પણ ખર્ચ ન લેતાં ખેલો મફત બતાવ્યા તે સારૂ તેઓને સુવર્ણ પદકો અમો આપવા ઇચ્છીએ છીએ. ઇમ્પીરીએલ ફીલ્મ કંપની તરફથી એક જ દિવસે નક્કી કરેલા એક ખેલ ઉપરાંત પોતાના એક પબ્લીક શોની આવક જતી કરીને મંડળના પહેલા 'શો' માં જગા ન મળવાથી રહી ગયેલી બ્હેનોને 'મધુરી'ની ફીલ્મ બીજી વખતે મફત બતાવવાની ઉદારતા સીનેમાના માલિક મી. મહમ્મદઅલી રંગવાળાએ કરી હતી. તે સારૂ હું તેમનો આભાર માનું છું. આજ રીતે શ્રી જગદીશ ફીલ્મ કંપની તરફથી 'ગૃહલક્ષ્મી'ની ફીલ્મ બે જુદા જુદા થીએટરોમાં બતાવવા સારૂ તે કંપનીના માલેક શેઠ માધવદાસ ગોકળદાસ પાસ્તાનો તથા તે બતાવવા માટે ઇમ્પીરીએલ સીનેમા થીએટરના માલીકનો તથા વેસ્ટ એન્ડ સીનેમા થીએટરના માલિકનો હું બ્હેનોમાં આભાર માનું છું. આ નાટકો તથા સીનેમાની ગોઠવણ કરવા સારૂ રા. રમણિકલાલ જ. મહેતા તથા શ્રીયુત રામચન્દ્ર ભટ્ટનો પણ આ સ્થળે આભાર માનું છું. [illegible] પ્રદર્શિત [illegible]નન્દ ફીલ્મ કંપનીવાળા બાઇ

નાનુભાઇ દેસાઇએ થોડા દામે ભારે મહેનત લઇ મંડળના સભાસદોની, વોલન્ટીઅરોની, મંડળના જુદા જુદા વર્ગોની, કમિટીના સભાસદોની, છબીઓ લઇ, વખતસર અમને આપી હતી, તેથી તે ભાઇનો તથા રા. સા. ચુનીલાલ ગુલાબદાસ મુનીમે પ્રદર્શનની તથા મંડળની ગાર્ડન પાર્ટીની ફીલ્મ લેવડાવવા જે ઉદારતા બતાવી છે તે સારૂ તથા જ્યુબીલી મહોત્સવ પ્રસંગે, જ્યુબીલીનો ખાસ અંક 'ગુણસુંદરી'ના તંત્રી તરફથી મોટા ખર્ચે કાઢવામાં આવ્યો હતો તેથી તેમનો સર્વનો હું આભાર માનું છું.

જ્યુબીલીને પ્રસંગે ખાસ ભાષણકર્તાઓ શ્રીમતી સુલોચના દેસાઈ; તથા પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે વડોદરેથી આવી તથા માધવબાગના પાઠશાળાના શાસ્ત્રીએ બ્હેનોને જે જ્ઞાનદાન દીધું હતું, તે સારૂ ત્હેમનો આભાર માનું છું. શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, ગવૈયા ભાઇશંકર, રા. પ્રાણજીવનદાસ મેઘજી, પ્રોફેસર નિસાર અહમદખાં રામપુરવાળા, પંજાબના પંડિત શિવલાલ, શ્રીયુત ઉધવજી ગીગાભાઇ જોશી, શ્રીયુત ચુનીલાલ પટેલ, શ્રીયુત હરિપ્રસાદ ભટ, રા. કૃષ્ણ આયર અને બાઇ કલ્યાણી—આ સર્વ બાઈબ્હેનોએ પ્રદર્શનના દિવસોમાં માધવબાગમાં ગાયન, કથા, અને વાર્તાઓ પ્રદર્શનની મુલાકાત લેનારા પ્રેક્ષકોને સંભળાવી મનરંજન કર્યાં હતાં. તે સારૂ આ સર્વનો મંડળ તરફથી આભાર માનું છું. ગુજરાત વ્યાયામ મંડળવાળા મી० ગાંધીએ કોન્સર્ટ વખત મંડળની કન્યાઓને મ્યુઝીકલ ડ્રીલ વિગેરે સારૂ, તૈયારી કરવા જે સહાયતા આપી હતી તે માટે મંડળ તેમનો આભાર માને છે. ગુજરાત વ્યાયામ મંડળ, શ્રી કાનજી કરમસી માસ્તર સ્કુલના છોકરાઓના કસરતના પ્રયોગો તથા પ્રોફેસર કામતના હાસ્ય-પ્રયોગો ઉત્તમ રીતે ભજવી બતાવવામાં આવ્યા હતા તે સારૂ, તેઓને સોનાના ચાંદ આપવા અમે નક્કી કર્યું છે. મુંબઇના સેનીટરી ઇન્સ્ટીટ્યુટે પ્રદર્શનના પહેલા દિવસે તંદુરસ્તીને લગતી ફીલ્મો મફત બતાવી તે સારૂ તથા જ્યુબીલી પ્રોગ્રામના જુદા જુદા પ્રસંગોએ પ્રમુખસ્થાન લેનાર આગેવાન હિન્દુ તથા પરદેશના બાઈબ્હેનોનો અત્રે ફરીથી આભાર માનું છું. રમતગમતના મેળાવડામાં પરી-

ક્ષકોએ જે મહેનત લીધી હતી તે સારૂ મંડળ તરફથી હું તેઓનો પાડ માનું છું. મુંબઈના મ્યુનીસીપલ બોયઝ સ્કાઉટસના વડા મી૦ કુલકર્ણી અને બીજા મ્યુનીસીપલ સ્કાઉટ માસ્તરો, જૈન સ્વયંસેવક મંડળ, તથા શેઠ નારણજી ઇબજી અને મૂલચંદ મેઘજી લોહાણા બોર્ડીંગ હાઉસ તરફથી આવેલા ચાર સ્વયંસેવકોએ જુદી જુદી વખતે મદદ આપી તેથી તેઓનો, ગુજરાતી-ઇંગ્લીશ છાપાંઓનો તથા રીપોર્ટરોનો પણ હું મંડળ તરફથી આભાર માનું છું.

સેક્રેટરીઓ શ્રીમતી રસિકમણિ તથા શ્રીમતી મંગળા બ્હેન, રાતદિન એકચિત્તે ઉત્સાહપૂર્વક મંડળના કામકાજ પ્રત્યે લાગણીથી પોતાની ગુજરાતી બ્હેનોની ઉન્નતિ અને કલ્યાણ માટે સતત્ પ્રયાસ કરે છે તે માટે સર્વને મગરૂર થવાનું છે. આ બે બ્હેનો જેવી અનેક બ્હેનો ઉત્પન્ન થાય એવું હું ઇચ્છું છું. મંડળનો રજતમહોત્સવ સારી રીતે ઉજવાય તે માટે ત્હેમણે ઉત્તમ સેવાઓ કરી મંડળને ફત્તેહ અપાવી છે તે સારૂ હું તેઓને અભિનંદન આપું છું. શેઠ નટવરલાલ ખંભાતીએ પ્રદર્શનનાં રેડીઓ સેટ મોકલી મંડળને આભારી કર્યું હતું. કોન્સર્ટ વખતે શ્રીયુત ગમનલાલ પંડ્યાએ પ્રોગ્રામની ચોપડીઓ મફત છાપી આપી દરેક પ્રેક્ષકને ભેટ આપી હતી તે સારૂ, તેમનો તથા કોન્સર્ટ ફત્તેહમંદ કરવા ટાબ્લો, ઓરકેસ્ટ્રા સારૂ ઉત્તમ મદદ કરવા માટે સૌ. હંસા મહેતા, બી. એ. નો તથા સૌ. લીલાવંતી દેસાઈનો હું ખાસ આભાર માનું છું.

ભાઈ જયંતિલાલ રામદાસ ચુનીલાલ શ્રોફ એક કેળવાયલા જુવાન ગૃહસ્થ છે. તેમણે મંડળના વર્ગોની જાતે મુલાકાત લઈ ખાત્રી થયેથી ઉપર જણાવ્યા મુજબ પાંચ વર્ષ સુધી દર મહિને રૂ. ૩૦ કન્યાસંગીત વર્ગ ચલાવવાને આપવા કબુલ કર્યું છે; અને પાંચ વર્ષ પછી વાર્ષિક રૂ. ૩૬૦. મંડળને મળે તેટલી મુદ્દલ રકમ અમને સોંપી દેવાનું વચન આપ્યું છે. આ ઉપરાંત મંડળના જ્યુબીલી પ્રસંગ સારૂ ઉમંગથી સરસ કામ કરનારી કેટલીક બ્હેનોને પોતાને બંગલે એક નાની ગાર્ડન પાર્ટી પણ આપવાની તેમણે ઇચ્છા દર્શાવી છે. હિંદમાં જ્યારે પૈસાદાર કુટુમ્બોમાં આવા ઉમંગી ને ઉત્સાહી યુવકો, પોતાની બ્હેનોની ઉન્નતિ કરવા આગળ આવશે ત્યારે જ આપણી સ્ત્રીઓની કેળવણીની હિલચાલ જોર પકડશે; અને આપણી પ્રગતિ સત્વર સધાશે.

મંડળના પેટ્રન બ્હેન સૌ. લીલાવંતી ભંગવાદાસ શ્રોફ જેઓ મુંબઇના જાણીતા ઝવેરી કુટુમ્બનાં છે, તેઓએ જ્યુબીલી જેવા પ્રસંગપર સર્વ સભાસદોને મોટો ખર્ચે ગાર્ડનપાર્ટી આપી જે મદદ કરી છે તે સારૂ તે બ્હેનનો હું જ્યુબીલી કાર્યવાહક કમિટી તરફથી ખરા અંતઃકરણથી આભાર માનુ છું. પૈસાદાર ગુજરાતી બ્હેનો આ બ્હેનને પગલે ચાલી મંડળને આવી રીતે તથા બીજી અનેક રીતે ઉત્તેજન આપવાનું ચાલુ રાખશે તો ભવિષ્યમાં મંડળના કામકાજને કંઇ અડચણ નહિ પડે એ નિઃસંદેહ છે.

જ્યુબીલીની ઉજવણીને અંગે આ ઉપરાંત સીધી યા આડકતરી રીતે ઉપર જણાવેલા સર્વ ભાઇ બ્હેન સિવાય બીજાઓ તરફની જે મદદ અમને મળી હતી તે સર્વેનો હું આભાર માનું છું. પણ ખાંસ કરીને અમોને સરસ સહાયતા આપનાર ભાઇબ્હેનોનાં નાંમ આભારની લાગણી સાથે અત્રે જણાવવાની જરૂર જોઉં છું. શ્રીમાન્ સર જગમોહનદાસ વરજીવનદાસ નાઇટ; શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણિયાર મી૦ મનહરલાલ મટુભાઇ; શ્રીયુત જમનાદાસ મેઘજી; શ્રીયુત ભવાનીદાસ મોતીવાળા; શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા; શ્રીયુત રમણિક. અ. મહેતા; શ્રીયુત પ્રાણલાલ ચુનીલાલ જરીવાળા; શ્રીયુત હસમુખલાલ જાગીરદાર; શ્રીયુત ચંદુલાલ. ડી. સુથાર; શ્રીયુત કાન્તિલાલ ઠાકોર; શ્રીયુત મંગળદાસ મુન્શી; શ્રીયુત મોહનલાલ નાનાભાઇ પંડ્યા; શ્રીયુત ચન્દ્રવદન ઠાકોર; ગં. સ્વ. સુરજબાઇ ચન્દુલાલ કાજી; સૌ હસમુખ બ્હેન ઇશ્વરદાસ મ્હેતા; સૌ. કમળાવંતી ખંભાતી; કુ. વિજયા કુમારી વહોરા; સૌ. પુષ્પાવતી જાગીરદાર; સૌ. નંદગવરી મનુભાઇ ઠક્કર; સૌ વત્સલાં વિપિન મુન્શી ; કુ. મૃદુલા મુન્શી; સૌ. કુસુમગૌરી મુન્શી; ગં. સ્વ. વિમળાગૌરી ધીરજલાલ સેતલવાડ; ગં. સ્વ. ડાહીબાઇ દેસાઇ; સૌ. જ્યોતેન્દ્રમણિ ઠાકોર.

... દ્યાંત પડેલી ગુજરાતની બ્હેનોએ છેલ્લાં પચ્ચીસ વર્ષમાં જે થોડી ઘણી પ્રગતિ

# બાલુડી.

લેખકઃ રા. ચંદ્રકાંત મંગળજી ઓઝા.

( ભવ સાગર ગાજે )

ફુલડાંભરી ફુલછાબડી છલકે,
બાલુડી નિર્મળ મલકે રેઃ
ફુલછાબડી છલકે.—
કાલુડે બોલડે મોતી વેરાતાં,
વેણુ અમી લ્હેરાંતા રેઃ
ફુલછાબડી છલકે.—
એકજ મરકલડે મન મોહે,
મરક મરક મુખ સોહે રેઃ
ફુલછાબડી છલકે.—
ભવ્ય કપાળે ટીલડી ટમકે,
લોચને ચાંદની ચમકે રેઃ
ફુલછાબડી છલકે.—
દુધલા દાંતે હીરાકણિ હારે,
તરવરે વારે વારે રેઃ
ફુલછાબડી છલકે.—
પગમાં ઝાંઝરીઆં, કંકણુ કાંડે,
કુંકુમ પગલી માંડે રેઃ
ફુલછાબડી છલકે.—
બાલુડી રમત રમે રઢીઆળી.
કુદડી ફરે પાડે તાળી રેઃ
ફુલછાબડી છલકે.—
સુંદર સેંથી, ટીચુકડી વેણી,
ઓઢણી ઓઢે મજેની રેઃ
ફુલછાબડી છલકે.—
હીંચોળે હોંસે, હસી હસી વ્હાલા
વીરને ગાતી હાલાં રેઃ
ફુલછાબડી છલકે.— *

---

* અપ્રસિદ્ધ "રાસમુકુટ "માંથી.

# સંગીત શિક્ષણ.

—સંપાદકઃ રા. જદુરાય ડી. ખંધડીયા.—

## નોટેશનમાંની નિશાનીઓની સમજણ.

(૧) તીવ્ર સ્વરો માટે નિશાની કંઇ નથી.

(૨) કોમળ અથવા અર્ધસ્વર માટે કાળો અક્ષર મુકવામાં આવશે. જેમકે મ = મ કોમળ સમજવો.

(૩) મધ્ય સપ્તકના સ્વરો માટે કંઇ નિશાની નથી. પાછલા યાને મંદ સપ્તકના સ્વરો માટે ( ની આ પ્રમાણે સ્વરની પાછળ કૌંસ મુકાશે અને આગલો યાને તાર સપ્તક બતાવવા રે ) આ પ્રમાણે આગળ કૌંસ કરવામાં આવશે.

(૪) તાલનો ઠેકો બતાવવા ગાયનમાંના અક્ષર પાસે " આવી નીશાની કરવામાં આવશે. જેમકે—બા " બીના—આમાં ' બા ' પર તાલનો ઠેકો ગણવો,

(૫) ગાયનમાંના અક્ષરોને આ...ઇ...એમ લંબાવવા પડે છે તો તે આ...ઇ... બતાવવાને માટે એવા દરેક વધારાના સ્વર માટે...આમ ત્રણ મીંડા વચમા મુક્વામાં આવશે. જેમકે બા...બી ના. ( એટલે કે બા આ. બી. ના એમ સમજવું ). મ પ મ મ

### અધીરાઇ.

( રાગ માંડ—તાલ દાદરો )

મારું જીવન આ વહી જાય

મનીલા ! તેં તો વાળો રે

હસતા પ્રભાતથી ઉભો ખડો આ

હંસલો સરવર તીર

પહોર વીત્યા ને સાંઝ પડી તારા

વીત્યા વાયદા વીર......મનીલા.

( વધુ માટે કવિ ખબરદાર કૃત હમણાંજ બહાર પડેલો ભક્તિરસ કાવ્યસંગ્રહ "ભજનિકા" નામનું પુસ્તક જોવું )

આ રું જી વ ન વી તી જા.........યે

સા સા રે મ મ પ પ પ પ ની સા)

મ ની લા તેં તો વા ળો ... રે

પ ધ મ પ ગ સા રે ગ સા

હ સ તા પ્ર ભા ત થી ઉ ભો ખ ડો ... આ

મ મ મ મ મ ગ મ પ પ પ પ ધ ની

હં સ લો સર વર તી ર

પ પ પ ધ ની રે) સા)

પ હો ર વી ત્યા ને સાં ઝ ... ... પ ડી

સા) સા) ની પ મ પ પ પ ની પ પ

તા રા વી ... ત્યા ... વા ય દા વીર

સા) સા) ની રે સા) ની પ પ ની પ

મનીલા

બીજી વાર્તા દારૂની બદીથી થતી પાયમાલીનો તાદૃશ ચિતાર આપે છે. અનુવાદની ભાષા સરળ અને સુંદર છે. પહેલા પુષ્પની જેમ આ પુષ્પ પણ વાચકવર્ગનો જરૂર આદર પામશે.

**સાદી શિખામણ:** પુ. ૫ મું. પ્રકાશક: રા. મગનલાલ શંકરભાઇ પટેલ; મુ પાટણ મૂલ્ય: રૂ. ૩-૦-૦.

પ્રકાશકે અનેક નાના મોટા લેખકોના લેખો અને પુસ્તકોમાંથી સંગ્રહ કરેલા સખ્યાબંધ સુવચનો આ પુસ્તકોમાં પ્રકટ કર્યાં છે. "સાંજવર્તમાન"ના વાચકો એ સુવચનોથી અપરિચિત નથી. અત્યાર પહેલાં આવાં ચાર પુસ્તકો પ્રકટ થઇ ગયાં છે. એ પુસ્તકોને મળેલો આદર જોતાં ગુજરાતનો વાચકવર્ગ આવા વાચન માટે પક્ષપાત ધરાવે છે એમ માની શકાય અનેક પુસ્તકો જેઓ ન ખરીદી શકે તેમને આ પુસ્તકોમાંથી તત્વરૂપે ઘણી બાબતો મળી રહે છે. પુસ્તકનું કદ વગેરે જોતાં કીમત કંઇક વધારે ગણાય.

**હાર્વે-નરીમાન બદનક્ષી કેસ:** પ્રકાશક: શ્રી સત્ય પ્રકાશક કાર્યાલય, મુંબાઇ, ૪. મૂલ્ય: રૂ. ૫-૦-૦. ઘટાડેલું મૂલ્ય: રૂ. ૨-૮-૦.

મુંબાઇના આગલા ગવર્નર લોર્ડ લોઇડના સમયમાં કરોડોના આંધણ જે યોજના પાછળ થયાં અને હજી થાય છે તે બેકબે પૂરવાની યોજના અને તેના કામકાજને લગતા અનેક ગોટાળા સંબંધી રા. નરીમાને જાહેરમા કરેલા આક્ષેપોમાંથી ઉભો ગયેલો આ કેસ સરકારની કાળી બાજુ સચોટ રીતે બતાવે છે. એ કેસે આખા હિંદની દૃષ્ટિ રા. નરીમાનના આત્મભોગ તરફ ખેંચી રાખી હતી. એનુ પરિણામ સુવિદિત છે. એ કેસની વિગતવાર નોંધ આ પુસ્તકમાંથી વાચકોને મળી રહે છે. કેસ સાથે સંબંધ ધરાવનાર અનેક વ્યક્તિઓના ફોટોગ્રાફો પણ અપાયા છે. આ પુસ્તક રા. નરીમાને કરેલી સેવાનું સારું સ્મારક બની રહેશે. પુસ્તકનું મૂલ્ય કંઇક વધારે છે; પરંતુ કીમત પાછળથી ઘટાડી રૂ. ૨-૮-૦ રાખી છે.

**આદર્શ જૈન:** લેખક: શ્રી બંસી. પ્રકાશક: શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય; કલોલ.

અહિંસા પરમોધર્મની ભાવનાને મૂર્તિમંત કરતો, શાંતિચાહક આદર્શ જૈન કેવો હોઇ શકે તેની ભાવના જોરદાર શૈલીમાં રજુ કરતું, અને પારિભાષિક તત્વોથી નિરાળું આ પુસ્તક જૈનો તેમ જૈનેતરોને સરખું આદરણીય થશે. કવિ ન્હાનાલાલની શૈલીમાં આ પુસ્તક લખાયું છે, અને જૈનત્વની ભાવના સચોટ રીતે રજુ કરે છે. ટુંક સમયમાં એની બીજી આવૃત્તિ પ્રકટ થઇ છે. પુસ્તકમાં કીમત જણાવી નથી.

**સંવાદ સપ્તક:** પ્રકાશક: શ્રી અજરામરજી જૈન પાઠશાળા, લીંબડી. મૂલ્ય: દોઢ આનો. મુનિ શ્રી નાનચંદ્રજીએ પૂરી પાડેલી સામગ્રીમાંથી લખાયલા આ સાત સંવાદો જૈન સમાજને લગતા કુરિવાજોને, જૈનત્વની ભાવનાને, સ્ત્રીસુધારણાને અને એવા બીજા વિષયોને ઉદ્દેશી લખાયાં છે. શાળાઓમાં ભજવવા કામ લાગશે.

**આર્ય પર્વ ચરિત્ર:** કિંવા તહેવારોનું મહત્વ; લેખક: રા. હા. રામજી વાલજી, નખત્રાણા, કચ્છ મૂલ્ય: દસ આના. જુદા જુદા હિંદુ તહેવારો વિષે આ નાનકડા પુસ્તકમાં ઉપયોગી માહિતી આપવામાં આવી છે અને દરેક તહેવારનું મહત્વ સમજાવવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. ધાર્મિક હિંદુઓ માટે પુસ્તક ઉપયોગી છે.






# સ્ત્રી જગત્.

## હિન્દ.

**સૌ. શારદા બ્હેન મ્હેતા,** બી. એ. યુનીવરસીટીની સેનેટના ફેલો તરીકે ચુંટાવા ઉમેદવાર તરીકે બ્હાર પડયાં છે. નવો કાયદો અમલમાં મૂકાતાં નવેસરથી ચુંટણી થોડા સમયમાં થશે. અમને લાગે છે કે સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ રજુ કરવા માટે અને સ્ત્રી-કેળવણીના ઘડતરમાં ફાળો આપવા માટે સૌ. શારદાબ્હેન જેવાં સેવાભાવી બ્હેનની યુનીવરસીટીમાં જરૂર છે. ગુજરાતના રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો-ખાસ કરીને ગ્રેજ્યુએટ બ્હેનો તેમને ચુંટણીમાં સફળતા અપાવવા પોતાથી બનતું કરશે, એવી અમને આશા છે.

**બાળસપ્તાહ:** મુંબાઇનું છઠ્ઠું વાર્ષિક બાળ-સપ્તાહ ઉજવવાની તૈયારીઓ કરવા માટે એક પ્રાથમિક સભા લેડી સાઇકસના પ્રમુખપદે મળી હતી. આ સભાએ સપ્તાહ તા. ૨૫ થી ૩૦ મી માર્ચ સુધી ઉજવવાનું ઠરાવ્યું છે.

**ભગિનીસમાજ શોકસભા:** મુંબાઇના શ્રી ભગિની સમાજના ઉપપ્રમુખ શ્રી. સુરજબ્હેનના પતિ શ્રી. મણીલાલ ગાંધારના અકાલ અવસાન માટે ખેદ દર્શાવવા અને દીલસોજી દર્શાવવા એક શોકસભા લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે હિંદ સેવક સમાજના હોલમાં તા. ૨૧ મી ડીસેમ્બરે મળી હતી. પ્રમુખના વિવેચન બાદ સૌ. જયશ્રી રાયજીએ ઠરાવ મૂકયો હતો, જેને સૌ. રતનબાઇ પાવરીએ, શ્રી લક્ષ્મીબ્હેન ટેરાસાહીએ, શ્રી ગુલાબબાઇ શાહ વગેરેએ ટેકો આપ્યો હતો. સદ્‌ગતના આત્માને માન આપવા સભાએ ઉભા થઇ ઠરાવ પસાર કર્યો હતો. બં. સ્વ. સુરજબ્હેનને શિરે આવી પડેલા આ વૈધવ્ય-દુઃખ માટે અમે દીલથી તેમને આશ્વાસન દઇએ છીએ.

**શ્રી. મગનબ્હેન જયંતિ:** જૈન કોમના જાણીતાં સેવાભાવી બ્હેન શ્રી. મગનબ્હેનની જયંતિ તા. ૫ મી જાન્યુ. એ શ્રાવિકાશ્રમમાં શાસ્ત્રી જીવરામના પ્રમુખપદે ઉજવાઈ હતી. આશ્રમની બ્હેનોએ તેમની સેવાના વખાણ કર્યાં હતાં.

**બાનુ-ડૉકટરો:** ગયા ડીસેમ્બર માસમાં લેવાયલી ડૉકટરી ડીગ્રી-એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં શ્રી. હીરાબાઇ પાટીલ, શ્રી. બાનુ એમ. વકીલ, શ્રી. મેરીઆ લોબો, શ્રી. બીઆત્રીસ માથીઆસ, શ્રી. પ્રમીલા કપિલેશ્વરકર અને શ્રી. ઇન્દુમતી સેન્ડ્રત પાસ થયાં છે. ખેદની વાત છે કે પરિણામના લીસ્ટમાં એક પણ ગુજરાતી હિંદુ બ્હેનનું નામ નથી.

**તરવા શીખવાનો વર્ગ:** મુંબાઇના જાણીતા ગોળવાલા સ્વીમીંગ બાથના માલેકની બાહોશ પુત્રીઓએ પારસી બ્હેનોને તરવાનું શીખવવાની ગોઠવણ કેટલોક સમય થયાં કરી છે. પરિણામે ૩૫૦ બ્હેનોએ એ સંબંધી તાલીમ લીધી છે. આ વર્ગને મળેલી ફતેહ જોઇ હવે તેમાં હિંદુ અને મુસ્લીમ બ્હેનોને પણ દાખલ કરવાની ગોઠવણ કરી છે. દર સોમ અને શુક્રવારે બપોરે સાડાત્રણથી સાડાચાર વાગ્યા સુધી આ વર્ગો ચાલુ રહેશે. હિંદુ-મુસ્લીમ બ્હેનો જરૂર આ કસરતનો લાભ લે.

**કુ. માદી દેશાઇ:** મેડમ પાવલોવાએ મુંબાઇમાં કરેલા કેટલાક હિંદી ઢબના સુંદર નૃત્ય પ્રયોગોના પ્રસંગે કુ. માદી દેસાઇએ સંગીત વિષે અદ્‌ભૂત કૌશલ્ય દેખાડયું હતું. મેડમ પાવલોવા સાથે આવેલા એક ઉસ્તાદે તેમના સંગીતવાદનથી ખુશ

થઇ જણાવ્યું કે " હિંદી સંગીતની ખરી ખુબી આ બ્હેનનું સંગીત-સાંભળ્યું ત્યારે જ હું સમજી શક્યો. "

**આંધળી સ્ત્રીઓના લાભાર્થઃ** મુંબાઇ વિભાગના ગર્લ ગાઇડ્સ અને રસ્તે રખડતી ગરીબ આંધળી સ્ત્રીઓના લાભાર્થે એક દીલપઝીર જલ્સો એમ્પાયર થીએટરમાં મિસિસ બેપ્સી સબાવાળાના પ્રયત્નોથી તા. ૨૧ મી ફેબ્રુઆરીએ થશે. આ જલ્સામાં નાચ, સંગીત અને સીનેમા ફીલ્મનો મનોરંજક પ્રોગ્રામ રજુ થશે.

**એક શિક્ષિત કુમારીનું અવસાનઃ** અત્રેની એલ્ફીન્સ્ટન કોલેજના બી. એ. વર્ગમાં અભ્યાસ કરતાં કુમારી મણિબ્હેન કુંવરજી દેસાઇ ગયા માસની તા. ૧૭ મીએ રાત્રે ' ટાઇફોઇડ ' તાવથી વીસ વર્ષની અકાળ વયે અવસાન પામ્યાં છે. અનાવિલ જ્ઞાતિમાં બી. એ. સુધી અભ્યાસ કરનાર તેઓ પહેલાં બહેન હતાં. તેઓ ઘણાં શરમાળ, વિવેકી, મળતાવડા, અને નમ્ર સ્વભાવનાં હતાં; શિક્ષણનો ગર્વ ન હતો તેમનાં અકાળ અવસાનથી અનાવિલ જ્ઞાતિએ શિક્ષિત કુમારિકા ગુમાવ્યાં છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો !

**મહિલા વિશ્રામને દાનઃ** ના. વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે નવસારીના શ્રી. ચીમનાબાઇ મહિલા વિશ્રામના હમાબાઇ આશ્રમની મુલાકાત લઇ ત્યાંનું કામકાજ જોઇ સંતોષ પ્રકટ કર્યો હતો અને રૂ. ૧૦૦૦ ની ભેટ આપી હતી.

**સુરત યુવક સપ્તાહનો** સમારંભ ડીસેમ્બરની મધ્યમાં ઉજવાયો હતો. આ પ્રસંગે થયલી જુદી જુદી હરીફાઇઓમાં સ્ત્રીવિભાગમાં ઇનામો જીતી જનાર બ્હેનોનાં નામ આ પ્રમાણે છેઃ કુ. યમુના અભ્યંકર, કુ. ત્રિવેણીકા મુન્શી; સૌ. કુમુદિની ત્રિવેદી; બ્હેન રેની, કુ. ઉષા મ્હેતા, સૌ. સુંદરમતી મામાવાળા, બ્હેન કપિલા, બ્હેન કુમુદ; વનિતા વિશ્રામની બાળાઓ અને ભગિની સમાજ. કુ. યમુના સંગીત, વાદન ઉપરાંત સાઇકલીંગ અને બીજી હરીફાઇઓમાં ઇનામો અને થાળો જીતી ગયાં છે તે માટે અમે અભિનંદન આપીએ છીએ. ગુજરાતી માબાપો ધડો લેશે? આ સપ્તાહને અંગે તા. ૧૭ મીએ સૌ. કનુબ્હેન મ્હેતાના પ્રમુખપદે મળેલી સ્ત્રીઓની સભામાં સૌ. સરોજિની મ્હેતાએ " સ્ત્રીઓનો સામાજીક બળવો " એ વિષય પર મનનીય ભાષણ આપ્યું હતું. પુરૂષોને માટે અલાયદી જગ્યા રાખી હતી.

**ગુરૂકુળની બ્રહ્મચારીણીઓઃ** સુરત આર્યસમાજનો વાર્ષિકોત્સવ અને શ્રદ્ધાનંદ સંવત્સરી ગયા માસમાં ઉજવાઇ તેમાં ગણદેવી કન્યા ગુરૂકુળની બ્રહ્મચારિણીઓએ લાઠીના ગરબા, દાંડીયાના પ્રયોગો કર્યા હતા.

**બાલ ફિલમોઃ** સુરતનાં ગાંડીવ સાહિત્ય મંદિરે મહોલ્લે મહોલ્લે બાલવાર્તાની ફિલમો બતાવવાની પ્રવૃત્તિ આદરી છે.

**સ્ત્રી-સભાઃ** અંકલેશ્વરમાં મિસિસ ગીલ્બર્ટના પ્રમુખપદે ૭૦૦-૮૦૦ સ્ત્રીઓની મોટી સભા તા. ૧૮ મી જાન્યુ. એ મળી હતી. બ્હેન મણીગૌરી પંડયાએ શારદા બીલને ટેકો આપવા મૂકેલી દરખાસ્ત સભાએ વધાવી લીધી હતી. બીજાં બ્હેનોએ સ્ત્રી-વિષયો પર ભાષણ કર્યાં હતાં.

**અમદાવાદની ગુજરાતી કોલેજના** વિદ્યાર્થીઓએ પ્રિન્સિપાલ શિરાઝના આપખુદ વલણ સામે વિરોધ દર્શાવી હડતાળ પાડી છે તેમાં વિદ્યાર્થીની બહેનોએ પણ ભાગ લીધો છે. સાયમન કમીશન આવ્યું તે દિવસે છમાસિક પરીક્ષા હોવા છતાં પ્રીવીયસ વર્ગના વિદ્યાર્થીઓ ગેરહાજર રહ્યા હતા. એ ગેરહાજર રહેલા વિદ્યાર્થીઓને રૂ. ત્રણ દંડ આપી પરીક્ષામાં બેસવાનું ફરમાન નીકળ્યું હતું. એ મુજબ તા. ૧૫ મી એ પરીક્ષા હતી. એક પણ વિદ્યાર્થી કોલેજમાં ન જાય માટે વિદ્યાર્થીની બહેનોએ પીકેટીંગ કર્યું હતું. મીસ મંદાકિની પંડિત નામનાં રૂ. ૬૦ ની શિષ્યવૃત્તિ મેળવનાં એક બહેનને પ્રિન્સિપાલે શિષ્યવૃત્તિ લીએ છે તેની બ્હીક બતાવતાં તે બહેને પ્રિન્સિપાલ સાહેબ પોતાનાં ખીસ્સામાંથી એ રકમ આપતા નથી એવો રોકડો જવાબ આપ્યો હતો.

**યૂવક સપ્તાહઃ** અમદાવાદના યૂવકોનું ૧૯૨૯ નું સપ્તાહ તા. ૭ મી જાન્યુઆરીથી શરૂ થયું હતું. આ દિવસે દેશી માલનો આનંદ બજાર ભરવામાં આવ્યો હતો. ત્રીજે દિવસ ખાસ સ્ત્રીઓના દિવસ તરીકે ઉજવાયો હતો. બારન બ્લન

થીએટરમાં સંવાદો, ગરબાઓ વગેરેનો મનોરંજક કાર્યક્રમ રજુ થયો હતો. બાળાઓ અને યુવતીઓએ આ કાર્યક્રમથી સર્વને અત્યંત આનંદ આપ્યો હતો. ચોથો દિવસ બાળકોના દિવસ તરીકે ઉજવાયો હતો. આજનો કાર્યક્રમ પણ અત્યંત મનોરંજક થયો હતો. પડદાઓ અને પોષાક ખાસ તૈયાર કરાવ્યા હતા. ડૉ. હરિપ્રસાદે વિવેચન કરી સંઘ વિષે માહિતી આપી હતી. મ. ગાંધીજીએ પોતાના આશીર્વાદ સંઘની પ્રવૃતિ પર વર્ષાવ્યા હતા.

**પુસ્તકાલયઃ** અમદાવાદના રા. ઇશ્વરલાલે પોતાના પત્ની સ્વ. કંચનગૌરીના સ્મારક તરીકે રૂ. ૫૦૦૦ આપી એક સ્ત્રી–ઉપયોગી પુસ્તકાલય સ્થાપ્યું છે. આ પુસ્તકાલયના મકાનનું ખાતમૂહુર્ત ડૉ. હરીપ્રસાદ દેશાઇના હાથે તા. ૯ ઠી જાન્યુ. એ થયું હતું. ભિક્ષુ અખંડાનંદજીએ આ પુસ્તકાલયને રૂ. ૧૦૦૦ ની કીંમતના પુસ્તકો બક્ષીસ આપ્યાં છે. અમે એ બન્નેને ધન્યવાદ આપીએ છીએ.

**વાર્ષિક ઉત્સવઃ** શ્રી વનિતાવિશ્રામ ભગિની વિદ્યોતેજક સમાજ (અમદાવાદ)નો વાર્ષિક ઉત્સવ ૨૬ મી ડીસેમ્બરે શ્રીમતી પ્રાણુજમ ઠાકોરના પ્રમુખપદે ઉજવાયો હતો. ગરબા અને કસરતના કાર્યક્રમ પછી પ્રમુખે વિધવાઓના દુઃખ વિષે વિવેચન કર્યું હતું.

**"અમાનુષી રીબામણી"** ના મથાળા હેઠળ સહયોગી "સૌરાષ્ટ્ર" કમકમાટ ઉપજાવે એવા સમાચાર છાપે છે. છાપરી નામે ગામનો ધણી લાખો એ વાતનો નાયક છે. એને પાંચ પત્ની થઇ. બે મરી ગઇ; એકને કાઢી મૂકી. બાકીની બેમાંથી એક ૧૭–૧૮ વર્ષની પત્નીને તેણે અમાનુષી રીતે રીબાવી છે. પરણ્યા પછી તરત તેના હાથપગ બાંધી લોખંડની જાળીમાં પૂરીઃ રોજ મુઠી ચણા ને બરોબર પાણી આપતો. તેના વાળ પણ કાપી નાંખ્યા. ચાર વર્ષની રીબામણીને પરિણામે બાઇ હાડપીંજર બની ગઇ. આખરે એ રાક્ષસને પકડી ન્યાયની દેવડીએ ઉભો કર્યો છે.

**વારસા–હિસ્સાના હક્કઃ** ગયા અંકમાં અમે એક બ્હેનની કથની આપી હતી. બીજાં એક બ્હેન પોતાની કથની લખી મોકલે છેઃ "મારા માબાપ આબરૂદાર અને લખેશરી છે. ચાર ભાઇ છે જે માસિક રોટ બે હજારની આવકવાળા છે. મારી સ્થિતિ પ્હેલાં સારી હતી. વેપાર બેસતાં મારા પતિને નુકશાન ગયું. અત્યારે પેટપૂરતા રોટલા પણ મળવા મુશ્કેલ છે. છોકરાંને ભણાવવાં પણ શી રીતે? માબાપ અને ભાઇઓ મારી સ્થિતિ જાણે છે છતાં કોઇ મારી સામું જોતાં નથી. જ્યાં ચાલતા આવેલા હક્ક ન મળે ત્યાં વારસાના હક્કની શી આશા? એકજ લોહીમાંથી પેદા થયેલા છોવોનો હક્ક એક સરખોજ હોવો જોઇએ. સ્ત્રીઓએ એ હક્ક માટે તૈયાર થવું જોઇએ. મહાત્મા ગાંધીજીએ સ્વરાજ્ય માટે કાર્યક્રમ ઘડ્યો છે તેમ આપણે પણ ઘડવો જોઇએ ભીખ માંગ્યે કોઇ આપે તેમ નથી; સામા થઇ લીધેજ છુટકો." !

**વિધવા વિવાહનો** પ્રચાર દિવસે દિવસે વધતો જાય છે. અત્યાર સુધી વિધવા વિવાહનો વિરોધ કરતી અનેક ઉચ્ચ જ્ઞાતિઓમાં હવે વિધવા વિવાહ છુટથી થવા માંડયા છેઃ (૧) લખનવના કાયસ્થ રાયસાહેબ જવાલાપ્રસાદની બાલવિધવા પુત્રી શ્રી ગાર્ગીદેવીએ વિધવા થયા પછી પોતાનો અભ્યાસ જારી રાખ્યો હતો. બી. એ. થયા પછી ઇંગ્લાંડ જઇ લંડન યુનીવરસીટીની પીએચ. ડી. ની ડીગ્રી તેમણે મેળવી છે. તા. ૯ મી ડીસેમ્બરે એ બ્હેન પ્રો. કૃષ્ણકુમાર માથુર સાથે લગ્નથી જોડાયાં છે. કન્યાના ૮૦ વર્ષના વયોવૃદ્ધ પિતાએ સંમતિ આપી હતી અને અનેક સજ્જનોએ એમાં ભાગ લીધો હતો. (૨) વીશા સોરઠીઆ વણિક જ્ઞાતિમાં પોરબંદરના રા. મોરારજીએ કુતીઆણાની બાળવિધવા બ્હેન રામકુંવર સાથે પૂનર્લગ્ન કર્યું હતું. મુંબાઇમાં આ બન્ને સાથે એકજ પંગતે બેસી જમવાનો સમારંભ લગભગ ૧૫૦ કુટુંબોએ કર્યો હતો. આ રીતે જ્ઞાતિનો ૭૫ ટકા ભાગ પુનર્લગ્નની તરફેણમાં જણાયો છે. (૩) રામલાના રા. રવિશંકરે તેમનીજ ઔદિચ્ય જ્ઞાતિના બાલવિધવા બ્હેન મહાલક્ષ્મી સાથે રાણપુરની વિધવા વિવાહ સભાના આશ્રય હેઠળ પૂનર્લગ્ન કર્યું છે. આ સમારંભનાં ૪૦૦ શહેરીઓએ ભાગ લીધો હતો.

**સ્ટવ–સગડીના ભોગઃ** (૧) મુંબાઇ ફ્રીઅર રોડ પર દમયંતી નામે ૧૬ અને ચીચપોકલીપર ગુલાબદેવી નામે ૨૫ વર્ષની બે હિંદુ બ્હેનો સગડી સળગાવી, અભરાઇ પરથી સામાન ઉતારતાં કપડાં સળગવાથી દાઝીને મરી ગઇ. (૨) માધવબાગમાં રહેતા દામોદર જમનાદાસની પત્ની બ્હેન નિર્મળા પ્રાઇમસ સળગાવતા દાઝી તેને બુઝાવવા

જતાં પતિ પણ સખ્ત દાઝ્યા. બન્ને પરિણામે ગુજરી ગયાં, અને ૮ વર્ષના છોકરાને નિરાધાર મૂકી ગયાં. (૩) પરેલમાં સમરથ નામે ૨૫ વર્ષની હિંદુ બ્હેન ચા બનાવતાં સ્ટવથી દાઝી મરણ પામી છે. (૪) વસઇની કાશીબાઇ નામે ૫૮ વર્ષની હિંદુ બાઇ સગડીથી તાપતાં સાડી સળગી જવાથી મરણ પામી છે. (૫) ધનબાઇ નામે ૯ વર્ષની હિંદુ છોકરી સગડીથી દાઝી મરણ પામી હતી.

**સમાજની ભઠ્ઠીમાં:** (૧) આંબરણના ૫૫ વર્ષના પંડયા નરભેરામે હડીઆણાના જટાશંકરની ૧૫ વર્ષની પુત્રી સાથે વિવાહ કર્યો છે. (૨) પોરબંદરના ૫૫ વર્ષના એક મેમણ રાણાવાવની ૧૪ વર્ષની કન્યા સાથે વિવાહ કરવા ફાંફાં મારે છે. (૩) લીંબડીના ૪૨ વર્ષના એક મોહનલાલ એક સ્ત્રી હયાત છતાં અસાધ્ય રોગથી પીડાતી હોવાથી ૧૫ વર્ષની ઉમ્મરની બીજી પત્ની લાવવા તૈયાર થયા છે (૪) ચીતલની એક નાની બાળાનું વેવિશાળ દેલવાડાના કોઇ વૃદ્ધ સાથે થવાનું સંભ-…ાય છે. (૫) સર…ાન…ના ૫૦ વર્ષના એક યૂવાને …ક સ્ત્રી હયાત છ… ધારીની ૧૨–૧૩ વર્ષની …ન્યા સાથે વિવાહ કર્યો છે. (૫) છારીના એક ક્રુર …ાહ્મણ પિતાએ ૫૦ વર્ષની ઉમ્મરના એક યૂવાનને …તાની નાની ઉમરની દીકરી આપી છે. (૬) …ળવદના ઔદિચ્ય નારાયણની પુત્રી અંબાનું …ગપણ પિતાની ગરહાજરીમાં તેની …ાએ ૫૦ …ર્ષના દવે ભુદરલાલ સાથે કર્યું. પિતાએ તે સગ-…ણ તોડી બીજે વિવાહ કર્યો પણ ભુદરદાસના …ાણસોએ દબાણ કરી લગ્ન અટકાવ્યું. (૭) વીર-મગામના શેઠ જેઠાલાલ ૫૫–૬૦ ની ઉમ્મરે ૧૫ વર્ષની પત્ની પરણી લાવ્યા છે. (૮) ધંધુસરના ૫૦ વર્ષના પંડયા માધવજીએ ૧૨–૧૩ વર્ષની કન્યા સાથે વિવાહ કર્યો છે (૯) ચાવંડના ૫૦ વર્ષના કપોળ હરગોવિંદદાસના લગ્ન નાની ઉમ્મરની કન્યા સાથે થવાના છે.

**પુના કન્યાશાળાનો** વાર્ષિક મેલાવડો ડીસેમ્બરની આખરે સાંગલીના રાણી સાહેબના પ્રમુખપદે ઉજવાયો. રાણી સાહેબે સ્ત્રીઓના ઉદ્ધાર સંબંધમાં હાલમાં જે પ્રયત્ન થઇ રહ્યા છે તે માટે આનંદ દર્શાવ્યો હતો.

**મ્હૈસુરમાં સુધારા:** ધારાસભાએ બહુમતીએ ઠરાવ્યું છે કે લગ્ન માટે વરકન્યાની ઉમ્મર અનુક્રમે ૨૦ અને ૧૪ વર્ષની રાખવી. ધારાસભામાં અને બીજી સ્થાનિક સંસ્થાઓમાં સ્ત્રીઓને સભાસદ થવામાં અંતરાય હતો તે કાઢી નાંખવામાં આવ્યો છે. કલકત્તામાં મળેલી વૈદકીય પરિષદે લગ્ન માટે વરકન્યાની ઉમ્મર અનુક્રમે ૨૦ ને ૧૬ ની રાખવાની સલાહ આપી છે.

**આરોગ્ય અને શિશુ સપ્તાહ** મદ્રાસમાં ગયા માસમાં વાઇકાઉન્ટ ગોશને ખુલ્લું મુક્યું હતું. ત્રાવણકોરનાં મહારાણી રીજન્ટ અને પુદુકોટાના મહારાણી દરેકે આરોગ્ય મંડળીને રૂ. ૨૦૦૦ આપ્યા છે.

**બાળકને માટે ભોગ:** મદુરાની એક દક્ષિણી બાઇ શકુંતલાનો પંદર વર્ષનો છોકરો શીતળામાં સપડાતાં આંખો ગુમાવી બેઠો. બાળકની આંખો સાજી થાય તે માટે માતાએ રેણુદેવીને પોતાની જીંદગીનો ભોગ ધર્યો અને શરીર પર કેરોસીન છાંટી બળી મૂઈ. કહેવાય છે કે બાઇ કેળવાયલી હતી. અંધશ્રદ્ધાએ આમ એક પ્રેમાળ માતાનો ભોગ લીધો છે (૨) સિંધુ નદીમાં એક હોડી ડુબતાં ૧૯ જણા જળશરણ થયા. એમાં એક બાઇના ત્રણ દીકરા હતા. પુત્રોના મૃત્યુ સમાચાર જાણી માતા પણ મરણ પામી.

**પ્રગતિને પંથે:** (૧) મિસિસ માણેકજી સોરાબજીને સરકારે કાનાનોરમાં ખાસ મેજીસ્ટ્રેટ તરીકે નીમ્યાં છે. (૨) બેલારી મ્યુનીસીપલ કાઉન્સીલના સભાસદ તરીકે મદ્રાસની સરકારે મીસ એલ. રામુન્નીને નીમ્યા છે. (૩) તેનેવલીની કેળવણી સમિતિના સભાસદ તરીકે મિસિસ જે. એસ. જસ્ટીનની નીમણુક થઈ છે. (૪) કોચીન સ્ટેટમાં ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે નીમાનાર પ્રથમ મહિલા નિચુરના શ્રીમતી જાનકી અમ્મા છે.

**સાચું દાન:** (૧) કાશીના બાબુ બાળકૃષ્ણદાસ ખત્રીએ પોતાના પુત્રના લગ્ન પ્રસંગે રૂ. ૨૦૦૦૦ દાનમાં આપ્યા છે. આ રકમ ખત્રી જ્ઞાતિના બાળકોની કેળવણી માટે અને વિધવાઓની સહાયતા માટે વપરાશે. લગ્ન પ્રસંગ નાચ ને વરા કરી નાણું વેડફી નાંખનારા માટે આ દાખલો અનુકરણીય છે. (૨) બવાનીપુરના એક સજ્જને અઢીલાખ રૂપીઆનું ગુપ્તદાન આપ્યું છે. આ નાણાંનો ઉપયોગ હિન્દુ–વિધવાઓના લાભાર્થે કલકત્તાની હિન્દુ સભા

હસ્તક થશે. બહુ આગ્રહ કરવા છતાં એ ગૃહસ્થે પોતાનું નામ જાહેર નથી કર્યું.

(૧) **સંયુક્ત પ્રાંતમાં** જુલાઇની ૧લી તારીખ પહેલાં કે ૧૮ વર્ષથી ઓછાં વયે પરણેલા કોઇ પણ વિદ્યાર્થીને ૧૯૩૦ ની હાઇસ્કુલની પરીક્ષામાં બેસવા ન દેવાનો નિયમ સરકારે મંજુર કર્યો છે. (૨) દેરા ઇસ્માઇલખાનની વિક્ટોરીઆ હાઇસ્કુલમાં પરણેલા વિદ્યાર્થીઓ માટે પ્રવેશબંધી કરવામાં આવી છે. તેમજ શાળામાં હોય તે દરમ્યાન પરણે તે વિદ્યાર્થીને કાઢી મુકવાનું ઠર્યું છે.

**ખડગ બહાદુરને છોડશે ?** નેપાળની માયાદેવીને કલકત્તાના મારવાડી હીરાલાલના પંજામાંથી છોડાવવા અને સ્ત્રી-સન્માનની રક્ષા કરવા, હીરાલાલનું ખુન કરનાર વીર ખડગબહાદુરને ન્યાયાધીશે આઠ વર્ષની કેદની સજા ફરમાવી છે. બંગાલાની અને દેશના બીજા ભાગોની સ્ત્રીઓએ તેને છોડી દેવા કરેલી અરજી પર સરકારે હજી ધ્યાન નથી આપ્યું. એમ સંભળાય છે કે વડી ધારાસભાના સભાસદોએ પણ એ માટે વિનતિ કરી છે. આ વિનતિને પરિણામે માર્ચ મહિનામાં એ વીરને છોડી દેવામાં આવશે એવી વકી છે. આખા દેશની સન્નારીઓએ એ પ્રસંગે એ વીરના સ્વાગત માટે અગાઉથી તૈયારી કરી રાખવી જોઇએ.

**કલકત્તાનાં ગુજરાતી સ્ત્રીમંડળે** ડીસેમ્બરની આખરે સૌ. મા. કસ્તુરબાના પ્રમુખપદે મળેલી સભામાં ૧૬ વર્ષની ઓછા વયની કન્યાઓના લગ્ન ન કરવાનો, બાલવિધવાને લગ્નની છુટ આપવાનો અને મોટાં વયની વિધવાઓ સ્વેચ્છાથી લગ્ન કરે તો તેની નિંદા ન કરવાના ઠરાવો કર્યા છે.

**સ્ત્રીઓના હકો:** આ વિષય ઉપર બંગાળ સમાજ સુધારા સંઘના આશ્રયે ગયા માસમાં સર પી. સી. રાયના પ્રમુખપદે શ્રીમતિ કમલાદેવી ચટ્ટોપાધ્યાયે વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે: " જગતની સ્ત્રીઓમાં આજે નવી જાગૃતિ આવી છે આ ચળવળ સામાજિક, રાજકીય અને કેળવણી વિષયક એમ ત્રણ વિભાગમાં વહેંચાઈ ગઇ છે. યુરોપની સ્ત્રીઓ શિક્ષિત હોવાથી એમ માનવા લાગી છે કે દેશની પુનર્ઘટનામાં તેમનો હિસ્સો છે અને તેમ કરવાને તેઓ હકદાર છે. હિન્દ, જે આગળ સૌથી આગળ વધેલો દેશ કહેવાતો હતો તે આજે પાછળ પડી ગયો છે. આજે તેને શરમથી નીચું જોવું પડે છે. અત્યારે જે થોડી ઘણી જાગૃતિ આવી છે તે ઉપરાંત દુનીઆની સંસ્કૃતિમાં હિંદી સ્ત્રીઓએ કાંઇ ફાળો આપ્યો નથી. આપણું સામાજિક જીવનમાં આપણે ક્રાન્તિ કરવાની છે. તમારે સંસાર સુધારો કરવો હોય તો તેની શરૂઆત તમારા ઘેરથીજ કરો. સ્ત્રીઓ તરફથી બધી મનોવૃત્તિ બદલી નખાવવા માટે આપણે પ્રયાસ કરવાનો છે તો જ આપણે સુધારામાં ફત્તેહમંદ નીવડશું.

**હાવરામાં** ધીરધારનો ધંધો કરતી એક સ્ત્રીના દરદાગીના લૂંટી નિર્દય રીતે ખૂન કરી તેનું શબ પેટીમાં પૂરી તળાવમાં નાંખી દેવામાં આવ્યું હતું.

**દેશબંધુ દાસનાં** સ્મારક તરીકે કલકત્તામાં સ્થાપાયેલ સ્ત્રીઓ માટેની ઇસ્પિતાલના ચિત્તરંજન સેવાસદનનો નવો બ્લોક મહાત્મા ગાંધીજીએ તા. ૨ જી જાનેવારીએ ખુલ્લો મુક્યો છે.

**હિન્દની જાણીતી સ્ત્રીઓને** લગતી માહિતી એકત્ર કરી પુસ્તકાકારે પ્રકટ કરવાનું કામ પટનાની ભારતીય મહિલા મંડળીના શ્યામાદેવી મિશ્રાણીએ ઉપાડયું છે, આ પુસ્તકમાં હાલમાં હિન્દના સામાજિક કે બીજાં ક્ષેત્રમાં કાર્ય કરતી જાણીતી સ્ત્રીઓને લગતી દરેક માહિતી આપવામાં આવશે. સ્ત્રીઓની સામાજિક, રાજકીય સ્થિતિના ઇતિહાસ ઉપરાંત કાયદામાં તેઓની શી સ્થિતિ છે તેને લગતી માહિતી પણ આપવામાં આવશે. સ્ત્રીસંસ્થાઓ, સમાજો, કોલેજો, પુસ્તકાલયો, ઇસ્પિતાલો, વિગેરેની સવિસ્તર માહિતીનો સમાવેશ થશે.

**રેલ્વેના કાયદા:** આ સંબંધી અજ્ઞાનથી સ્ત્રીઓને મુસાફરીમાં ઘણીવાર ખમવું પડે છે. જે બ્હેનોને એ કાયદાનું પુસ્તક જોઇતું હોય તેમણે રા. આત્મારામ લલ્લુભાઇ શાહને, સસ્તુ સાહિત્ય મંદિર, મુ. કડી ( ઉત્તર ગુજરાત ) ને સરનામે લખી પોષ્ટેજ માટે એક આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું.

## એશિયા.

**સીલોનમાં** રાજકીય સુધારા કરવા માટે કમીશન નીમાયલું. એ કમીશને ૩૦ વર્ષની સ્ત્રીઓને અને ૨૧ વર્ષના પુરૂષોને મતાધિકાર આપવાની ભલામણ કરી. આ ભેદ દૂર કરાવવા ત્યાંની સ્ત્રીઓએ સ્ત્રી-મતાધિકાર મંડળ સ્થાપ્યું છે. આ પ્ર-

તેમજ પરિણામે ત્યાંની સ્ત્રીઓમાં ઘણી જાગૃતિ આવી છે.

**સુધારાના ભોગઃ** અફગાનિસ્થાનને પ્રગતિને પંથે ચઢાવવાના હેતુથી અનેક સુધારા દાખલ કરનાર શાહ રાણીને આખરે ગાદી ત્યાગ કરવો પડયો છે. ધર્માંધ મુલ્લાંઓને પડદો જાય, કેળવણી વધે, સ્ત્રીઓ સ્વતંત્ર થાય અને તેથી પરિણામે તેમની સત્તા જાય એ ન રૂચ્યું અને તેમણે બળવાખોરોને ઉશ્કેરી રાજાને ગાદી છોડવાની ફરજ પાડી છે. હિંદની પ્રગતિને અટકાવી રાખનાર પણ એવીજ રીતે આપણાં કહેવાતા ધર્મગુરૂઓ છે. ધર્માંધ મુલ્લાંઓને તાબે થઇ મરચા પટયા એશઆરામ ભોગવવાને બદલે રાજારાણીએ પોતાની સ્વતંત્રતા માટે રાજપાટનો ત્યાગ કર્યો છે.

**ચીનના પ્રમુખના પત્ની મિસિસ** ચ્યાંગ કૈ-શેક નાનકીંગમાં ધારામંડળના સભાસદ નીમાયાં છે અને તેમને એક પ્રધાન ઓફીસ સત્તા આપવામાં આવી છે. એનો ભાઇ નાણાખાતાનો પ્રધાન છે.

## આફ્રિકા.

**રોડેસીઆમાં** બોઅર યુદ્ધ વખતે સુંદર સેવા કરનાર મિસિસ ફેકપને બુલાવાયોની મ્યુની. ના સભાસદ નીમ્યાં છે.

## યુરોપ

**સ્ત્રી વિમાની** લેડી બેલી એકલી ૧૮૦૦૦ માઇલની મુસાફરી કરી ગયા માસમાં લંડન આવી પહોંચી છે. માર્ચ માસમાં તે લંડનથી નીકળી હતી અને મે માસમાં ફ્રાંસ, નાઇજરીઆ, મોરક્કો દ્વારા ને માસમાં કેપટાઉનથી પાછી ફરી હતી.

**લંડનમાં** મિસિસ ફીલીપ સ્નોડનને ઓનરરી મેજીસ્ટ્રેટ નીમ્યાં છે.

**નોરવીચના** શેરીફ તરીકે મીસ મેબલ કલાર્કસનની નીમણુક કરવામાં આવી છે.

**સ્ત્રી મેયરઃ** યોર્ક શહેરના મેયર તરીકે આવતે વર્ષે મિસિસ ક્રીચટનું ચુંટાશે. અત્યાર પ્હેલાં નોરવીચના મેયર તરીકે મીસ મેરી કોલમેન અને લીવરપુલના મેયર તરીકે મીસ માર્ગરેટ બીવન એ પદ ભોગવી ચૂક્યાં છે. બીજાં દસ શહેરોમાં એ પદ સ્ત્રીઓએ ભોગવ્યું છે.

**જગતના મહાપુરૂષઃ** મીસ મોડ રોયડન નામની અંગ્રેજ ઉપદેશીકા દુનીઆની મુસાફરી કરી ગયા માસમાં લંડન પહોંચી છે. 'રૂટર'ને આપેલી મુલાકાતમાં તેણે જણાવ્યું કે નાદુરસ્ત તબીયતને લીધે મહાત્મા ગાંધીજીનું રાજકીય બળ કાંઇક ઓછું થયું છે છતાં તેઓ જગતના સૌથી મહાન પુરૂષ છે. ૧૯૬૦ માં તેઓ ઇગ્લાંડની મુલાકાત લેનાર છે.

**વૃદ્ધલગ્નોઃ** ગયા વર્ષમાં ઇગ્લાંડમાં ૮૦ વર્ષની ઉમ્મરના લગભગ ૧૦૦ માણસો અને ૯૦ વર્ષની ઉમ્મરનો એક માણસ લગ્નની ગાંઠથી જોડાયા છે. એમાં બે સ્ત્રીઓ હતી જે પ્હેલીજ વાર પરણી. એક ૭૦ વર્ષનો બુઢ્ઢો ૧૮ વર્ષની કન્યા સાથે પરણ્યો; બીજા કેટલાક ૮૦ વર્ષના બુઢ્ઢાઓ ૨૦-૨૨ વર્ષની કન્યાઓ સાથે પરણ્યા. ૧૯ વર્ષની ઉમ્મરના બે છોકરાઓ ૪૦-૪૦ વર્ષની સ્ત્રીઓ સાથે પરણ્યા છે. પુરૂષોમાં મોટે ભાગે વિધુરો હતા, પણ ચાર જણ પ્હેલીજ વાર પરણ્યા છે; તેમની ઉમ્મર અનુક્રમે ૮૦, ૮૧, ૮૨ અને ૮૬ છે. એક ૧૮ વર્ષની છોકરી ૬૫ વર્ષના અને બીજી બે ૬૦ વર્ષના બુઢ્ઢા સાથે પરણી છે. ૧૬ વર્ષની ઉમ્મરના બે અને ૧૭ વર્ષની ઉમ્મરના ૧૭૨ છોકરાઓ પરણ્યા.

**નાલાયકઃ** શોર્ટહેન્ડ અને ટાઇપીસ્ટ તરીકેનો ધંધો ઇગ્લાંડમાં સ્ત્રીઓએજ હાથ કર્યો છે. એ સંબંધી ચોંકાવનારા ખબર મળે છે. હમણાં એ માટે સરકાર તરફથી લેવાયલી પરીક્ષામાં ૯૩૦ યુવતીઓ બેઠી હતી, એમાંથી ૭૦૮ નાપાસ થઇ છે. સેંકડો યુવતીઓ પોતે લખેલી શોર્ટહેન્ડ નોંધ ઉકેલી શકી ન હતી. લગભગ ૧૬૦ ઉપર યુવતીઓ શોર્ટહેન્ડમાં એક પણ માર્ક મેળવી શકી નહિ. ટાઇપરાઇટીંગ માટે પાંચ મીનીટના ત્રીસ શબ્દોની ઝડપ ઠરાવી હતી. એ માટે ૧૩૦ ને એક પણ માર્ક મળ્યો નથી. ગણીતના વિષયમાં ઘણીને મીંડું મળ્યું છે. ફક્ત ૪૧ પૂરેપૂરા માર્ક મેળવી શકી છે.

**અણઘટતો અંકુશઃ** ઇંગ્લાંડમાં નાટકોમાં કામ કરતી સ્ત્રીઓ—નટીઓ ઉપર હજી એક અણઘટતો અંકુશ ચાલુ રહ્યો છે. પ્હેલાંની જેમ તેઓ સમાજમાંથી બહિષ્કૃત નથી; તેઓ અમીર કુટુંબમાં પરણી શકે છે. ઘણા અમીર કુટુંબમાંથી ઘણી સ્ત્રીઓ નટીઓ તરીકે ધંધો કરે છે. છતાં નટીઓ સૈન્યના ગાર્ડસ વિભાગના અમલદારોને પરણી ન શકે. એવી હિમ્મત કરનાર અમલદારને રાજીનામુંજ

આપવું પડે. આ અંકુશ દૂર કરાવવા સખ્ત ચળવળ ચાલે છે.

**ત્રીસ લાખની સખાવતઃ** હડર્સફીલ્ડની મિસિસ સરાહ સાઇ પોતાની પાછળ લગભગ ૫ લાખ પાઉંડની મીલ્કત મુકી ગઇ; તેમાંથી ૨ લાખ પાઉંડ (લગભગ ૩૦ લાખ રૂપીઆ) તે જંગલી પ્રાણીઓની પાંજરાપોળ બાંધવા માટે જુદા કાઢી ગઇ છે. આવી પાંજરાપોળ સ્થાપવાથી મનુષ્યજાતિને નુકશાન થાય એવી દલીલ સાથે મામલો કોર્ટે ગયો છે.

**બાળક બદલાયું:** લીવરપુલની એક હોસ્પીટલમાં રમુજી ગોટાળો થઇ ગયો. એક બાઇએ ત્રણ માસ પ્હેલાં શીતળાથી પીડાતા બે વર્ષના દીકરાને હોસ્પીટલમાં મૂક્યો હતો. છોકરો સાજો થયા પછી તે પાછો લઇ આવી. તેને શંકા ન હતી પણ સાડાત્રણ વર્ષના તેના મોટા ભાઇએ તેની સાથે રમવાની ના પાડી. કંઇ ભૂલ થઇ છે કે કેમ તે સબંધી તેણે હોસ્પીટલમાં પૂછાવ્યું. બીજાં છોકરાં જોઇ પોતાનો છોકરો તેમાંથી શોધી લઇ જવા હોસ્પીટલના અધિકારીઓએ બાઇને જણાવ્યું. એક મોટા ઓરડામાં બાળકોને ભેળા કર્યા. બાઇ જેવી અંદર પેઠી કે તરતજ એક બાળક "મા" કહીને તેને ભેટી પડયો. એ તેનો ખરો બાળક હતો. વેબલો બદલાઇ જવાથી ગોટાળો ઉભો થયલો.

**ફેશનની ભોગ:** ૫૦ વર્ષની એક ફ્રેંચ બાનુના વાળ ધોળા થતા હતા. વાળનો રંગ બદલવા તેણે એક જાણીતી વાળ-સમારનારની દુકાનની મુલાકાત લીધી. દુકાનદારે રંગ લગાડી આપ્યો. તુરત તો અસર બહુ સારી જણાઇ ને બાઇ હરખાતી ઘેર ગઇ. ઘેર જઇ ટોપી ઉતારતાં અર્ધા ઉપર વાળ ટોપીની સાથેજ ચોંટી નીકળી આવ્યા. બાઇએ નુકશાની મેળવવા ફરિયાદ માંડી છે.

**હોલાંડમાં** મુખ્ય બેન્કની એક નવી શાખા ખોલાય છે જેમાં મીસ મેયર્સ મેનેજર તરીકે કામ કરશે. ધારાની સલાહકાર મીસ ફ્લીન્ટ છે અને બીજા હોદેદારો પણ સ્ત્રીઓજ રહેશે.

**વીએનામાં** શહેરની સ્વતંત્રતાના માનની નવાજેશ અત્યાર સુધી પુરૂષો ઉપરજ થઇ છે. એ માન મેળવનાર પ્રથમ મહિલા ભાવીની નહીં શ્રીમતી એમલી વીલબ્રાન્ડ-બોડીમસ છે. તેમની પાછળ બીજી બે મહિલાઓને એ માન મળ્યું છે: શ્રીમતી રોઝા મેરેડરને અને શ્રી. આના કાલીનાને.

**બલ્ગેરીઆમાં** સોફીઆ શહેરમાં કન્યાઓને વ્યાયામની તાલીમ આપવા વ્યાયામશાળા ચાલે છે, જ્યાં તેમને વ્યવહારિક કસરત કરાવવામાં આવે છે. વધારામાં તેમને હુન્નર ઉદ્યોગ શીખવવાના વર્ગો ઉઘાડવામાં આવ્યા છે. (૨) સ્ત્રીઓને માટે એક વિશ્રામ ભુવન સ્થાપવાની હિલચાલ ચાલે છે; જે માટે મ્યુ. એ મફત જમીન કાઢી આપી છે. આ ભુવનમાં સ્ત્રી-મુસાફરો ઉતારો રાખી શકશે. ઉપરાંત એમાં ચાલુ બજાર રખાશે જેમાં સ્ત્રીઓએ બનાવેલી વસ્તુઓ વેચાશે.

**એસ્થોનીઆની** પાર્લામેંટમાં અત્યારે કોઇ સ્ત્રી સભાસદ નથી પણ ઘણી સ્ત્રીઓ મ્યુ. ની સભાસદો છે. કેટલીક સ્ત્રીઓ ન્યાયાધીશ પણ છે.

**તુર્કીમાં લેટીન લીપી** ફરજીયાત થવાથી બધા સ્ત્રી પુરૂષો વૃદ્ધ કે યુવાનને એ લીપી શીખવા માટે વર્ગમાં જવું પડે છે. આ નવી લીપીનું શિક્ષણ એક વર્ષ સુધી આપવામાં આવશે.

## અમેરિકા.

**અમેરિકામાં** છેલ્લી ચુંટણીમાં ૯ મહિલાઓ ધારાસભાના સભાસદ તરીકે ચુંટાઇ છે; એમાંની ૪ મહિલાઓ પ્હેલાં પણ સભાસદ હતાં. ત્રણ નવી ચુંટાયલી મહિલાઓના નામ મિસિસ રૂથ હાના; મિસિસ રૂથ પ્રેટ અને મિસિસ રૂથ બ્રોયન એવન છે. (૨) નવા વર્ષમાં બાળઉછેર અને સુવાવડના વિષયને લગતો એ બીલો ચર્ચા માટે આવશે.

**સટ્ટાના બજારમાં:** અમેરિકામાં સેંકડોના સટ્ટાના બજારમાં હવે ઘણી સ્ત્રીઓ ભાગ લેવા લાગી છે. વોલ સ્ટ્રીટના બજારમાં સ્ત્રી-ગ્રાહકો માટે જુદા ઓરડાઓની સગવડ થઇ છે. મોટે ભાગે પરણેલી સ્ત્રીઓ યા જેમને વારસો મળ્યો હોય છે તેવી સ્ત્રીઓ આ બજારમાં આવે છે, જલ્દી ધનવાન થવાની લાલસાએ. આ સ્ત્રીઓ સટ્ટો ખેલે છે. પરણેલી સ્ત્રીઓ પતિથી છાની આ વેપાર કરે છે; પ્હેલાં સોદામાં ખોટ જાય તો મોટે ભાગે એ બજારમાં પાછી નથી આવતી. દલાલોને પણ એમને સંતોષ કેમ આપી શકાય તેનો ખાસ અભ્યાસ કરવા માંડયો છે.

કેનેડામાં સ્ત્રીઓને ધારાસભામાં સભાસદ તરીકે બેસવા સામે વાંધો ઉઠયો છે. વડી અદાલતે, એવો નિર્ણય આપ્યો છે કે ૧૮૬૭ ના કાયદામાં વપરાયલો 'માણસ' (Person) શબ્દ સ્ત્રીઓને લાગુ નથી પડતો. આ ચુકાદા સામે પ્રીવી કાઉન્સીલને પાંચ આગેવાન બાનુઓએ અપીલ કરી છે.

ચીલીના વ્યાપારી એજન્ટી તરીકે શ્રી. ઇનેઝ ઓર્ટુઝાર ગ્રેટબ્રિટન ખાતે નીમાયાં છે.

બ્રાઝીલમાં મતાધિકાર મળવાને પરિણામે શ્રી. અલઝીરા ટીક્ષીરા લાર્જની મ્યુ. ના પ્રમુખ બન્યાં છે અને બીજાં શહેરોની મ્યુ. મા બીજી પાંચ મહિલાઓ સભાસદ બની છે. (૨) સ્ત્રી-હકક માટે પ્રચારકાર્ય કરવામાં એરોપ્લેનનો ઉપયોગ હજી મીસ બર્થા લુટ્ઝ કર્યે જાય છે.

આજે ન્ટાઇનમાં સીનોરા સેલીન લૌથ ડી મેર્ગને સ્ત્રીઓને કાયદા સંબંધી સલાહ આપવાને એક મંડળ સ્થાપ્યું છે. એ મંડળ મારફત અનેક કાયદામાં સુધારા કરાવવાની ચળવળ પણ ઉપાડી લેવામાં આવી છે.



સાભાર સ્વીકારઃ (૧) કપોળ અને કપોળ મિત્ર (ખાસ સ્ત્રી અંક) ખાસ તંત્રીઃ સૌ. લીલાવતી મં. દેસાઇ. સ્ત્રીઓના લેખોથી ભરેલો સુંદર અને ઉપયોગી અંક. પુ. ૬; અંક ૧. (૨) હિન્દુત્વઃ તંત્રીઃ રા. અં. ચુ. પરીખ; પુ. ૧; અંક ૮-૧૧. વા. લ. રૂ. ૪-૦-૦. (૩) સમાજ સેવકઃ વ્યઃ રા. ગો. હી. ઠક્કર. વર્ષ ૫; અંક ૬-૭ વા. લ. રૂ. ૧-૪-૦. (૪) પાટીદારઃ તંત્રીઃ રા. ન. ઇ. પટેલ. વર્ષ ૬; અંક ૩. વા. લ. રૂ-૨-૦-૦ (૫) વનિતા વિજ્ઞાનઃ તંત્રીઓઃ શ્રી બાઇજીગૌરી મુન્શી અને શ્રી. શિવગૌરી ગજ્જર. વર્ષ ૨૦; અંક ૧૦. વા. લ. રૂ. ૧-૮-૦. (૬) પ્રચારકઃ વ્ય, સ્વામીશ્રી ધર્માનંદજી. પુ. ૩; અંક ૧૨. વા. લ. રૂ. ૨-૦-૦. (૭) સુદર્શનઃ આનંદ તંત્રીઃ બ્હેન જ્યોત્સ્ના શુકલ. પુ. ૧; અંક ૯-૧૧ વા. રૂ. ૩-૧૨-૦. (૮) ગાંડીવઃ તંત્રીઃ રા. નટવરલાલ વીમાવાળા. વ. ૬; અંક ૨૪-૨૭ વા. લ. રૂ. ૪) (૯) રીપોર્ટઃ શ્રી કાલુપુર સેવા સમાજ અને લક્ષ્મીપતરાય મફત વાચનાલયનો ચતુર્વાર્ષિક હેવાલ તથા હિસાબ. અને સૌ. અતિલક્ષ્મી ફ્રી લાઇબ્રેરીનો સં. ૧૯૮૩-૮૪ નો. (૧૦) શ્રી કૃષ્ણ ભક્તિ પંચરત્નઃ પ્રકાશકઃ રા. ઠા. પુરૂષોત્તમદાસ (મુ. રાસ જી. ખેડા). મૂલ્ય ૦-૨-૦ (૧૧) આત્મદર્શન અને સંદેશ અને ભાવનાઃ પ્રકાશકઃ શ્રી જૈન સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય, કલોલ મૂલ્ય દરેકનો અર્ધો આનો. (૧૨) પંચાંગઃ સં. ૧૯૮૫. પ્રકાશકઃ રા. ર. મો ચોકસી. (૧૩) ઉદ્યોગઃ તંત્રીઃ રા. ચં. અં. ભટ્ટ. વ. ૨; અં. ૧, વા. લ. રૂ. ૧-૮-૦ (૧૪) સત્સંગસુધાઃ તંત્રીઃ રા. કે. જ. પારેખ અને રા. કામદાર પુ. ૧; અં. ૧૦. વા. લ. રૂ. ૩-૦-૦ (૧૫) કપોળપત્રિકાઃ તંત્રીઃ રા. ગો. ર. વ. ૧; અં. ૮. વા. લ. રૂ. ૧-૦-૦. (૧૬) યશોદાઃ તંત્રીઃ રા. મ. ન. દોશી. વ. ૧; અંક ૧૨. વા. લ. રૂ. ૨-૦-૦. (૧૭) જાગૃતિઃ તંત્રીઃ રા. ધી. કે. તુરખીયા અને રા. તા. લ. દાણી. વ. ૫; અં. ૧; વા. લ. રૂ. ૨-૦-૦ (૧૮) ગૃહઉદ્યોગઃ તંત્રીઃ રા. મ. જે. ગજ્જર. વ. ૧; અં. ૩. વા. લ. રૂ. ૪-૦-૦.



મગનીયો ઘડીયાલ દુરસ્ત કરાવવા લઇ ગયો. પણ ઘડીયાલીએ ત્રણ રૂપીઆ કહ્યા ને રકઝક ચાલી. ચતુર ઘડીયાલીએ કહ્યું કે ઘડીયાલની કીંમત જે હોય તેથી ૪ થો ભાગ દુરસ્ત કરામણી આપો તો તકરાર મટે. મગનીઆએ કબુલ કીધું. ઘડીયાલ તૈયાર થઇ ગઇ એટલે મગનીઆએ ઘડીયાલ લઇ ચાલવા માંડયું.

ઘડીયાલીઃ "પણ પૈસા? ઘડીયાલની તમે કેટલી કીંમત આપેલી?"

મગનીયોઃ "એ ઘડીયાલ ચોરવા માટે મને ૭ મહીના સજા થયેલી છે!"



# ત્રણ પરિષદો.

## ૧ અખિલ હિંદ સ્ત્રી કેળવણી પરિષદ.

આ અતિ ઉપયોગી સંસ્થાની શરૂઆત ૧૯૨૭ ના વર્ષમાં મિસિસ માર્ગરેટ કઝીન્સના અથાગ પ્રયત્નોથી થઇ હતી. એ સંસ્થાને અંગે દરેક પ્રાંતમાં પ્રાંતિક કેળવણી પરિષદો દર વર્ષે ભરવાનું અને તેમાં પ્રતિનીધિઓ ચુંટી મોકલવાનું ચાલુ થયું છે. તે મુજબ આ વર્ષે પણ નવેમ્બર ડીસેમ્બરના અરસામાં પ્રાંતિક પરિષદો મળી હતી, જેની નોંધ ગયા અંકમાં અમે લીધી છે. પરિષદની પ્હેલી બેઠક પૂનામાં ના. મહારાણી ચીમનાબાઇ ગાયકવાડના અને બીજી દીલ્હીમાં ભોપાળના ના. બેગમ સાહિબાના પ્રમુખપદે મળી હતી. આ વર્ષે એની ત્રીજી બેઠક પટ્ણામાં મંડીના ના. રાણી સાહેબા લલિતકુમારીના પ્રમુખપદે તા. ૩ જી જાન્યુઆરીએ મળી હતી. પરિષદના સ્વાગતાધ્યક્ષ શ્રીમતી સરલાદેવી ચૌધરાણી હતાં.

પ્રમુખે પોતાના ભાષણમાં ચર્ચેલી બાબતો અને દર્શાવેલા વિચારોનો સાર

પ્રમુખનું ભાષણ આ પ્રમાણે છેઃ " હિંદમાં સ્ત્રીઓ કેટલી મોટી સંખ્યામાં અજ્ઞાન છે તેનો વિચાર કરતાં નિરાશા ઉત્પન્ન થાય છે. છેલ્લા આંકડા મુજબ દર હજારે ૨૧ સ્ત્રીઓ કેળવણી પામેલી છે. એટલે કે એમાંની ઘણીખરી તો ફક્ત કાગળજ લખી વાંચી શકે એટલું જ્ઞાન ધરાવે છે. ૧૯૨૫-૨૬ નો રીપોર્ટ જોતાં જણાય છે કે હિંદની સઘળી સ્ત્રીઓના ફક્ત ૧૩ ટકાજ નિશાળે જવા જેટલી ઉમ્મરની ગણીએ તો દર પંદર છોકરીએ એકજ છોકરી શાળામાં જાય છે. ૧૯૧૬ માં. ૦૯ ટકા પ્રમાણ હતું તે ૧૯૨૬માં વધીને ફક્ત ૧.૩૧ ટકા થયું છે. આ હિસાબે આપણી બધી કન્યાઓને નિશાળમાં જોતાં વર્ષો વીતી જશે.

આપણી સમક્ષ કેટલું ભગીરથ કાર્ય પડ્યું છે તેનો ખ્યાલ આ ઉપરથી આવશે. બીજા દેશોનો મુકાબલો કરતાં આપણને લાંબો વખત લાગશે. એને માટે ગંભીર પગલાં ભરવાની જરૂર છે. ખેતીવાડીની તપાસ માટે નીમાયલા કમીશને પોતાના રીપોર્ટમાં સ્ત્રીઓની અજ્ઞાન દશા પર ખાસ ભાર મુક્યો છે અને જણાવ્યું છે કે પુરૂષવર્ગમાં કેળવણીનો પ્રસાર કરવા ઇચ્છતા હો તો પ્રથમ સ્ત્રીઓને કેળવણી આપો. કેળવાયલી અને અભણ માતાના કુટુંબોની સરખામણી કરતાં આ વાતમાં રહેલું સત્ય જણાશે. કેળવણીનો માર્ગ સરળ કરવા આપણે પડદાની પ્રથા, બાળલગ્ન, યોગ્ય શિક્ષિકાઓનો અભાવ, ગામડામાં શાળાઓની સંખ્યા વગેરે ઘણી બાબતો વિષે વિચાર કરવો પડશે. કમીશને કેળવણી સંબંધી પ્રગતિ માટે આ પરિષદ પર મોટી આશા બાંધી છે, અને એ આશા સફળ કરવા આપણે કટિબદ્ધ થવું જોઇએ

કન્યાને શિક્ષણ આપવા માટે યોગ્ય આદર્શ કયો તે પણ આપણે પ્રથમથીજ વિચારવું જોઇશે. પાયો સારો હશે તોજ આપણે સારી ઇમારત ચણી શકીશું. આ સંબંધી જાણીતો નવલકથાકાર આનાતોલ ફ્રાંસે એક સુંદર આદર્શ રજુ કરે છે અને તે બાળકને જોરજુલમથી ગોખાવીને શીખવવાનો નહિ પણ તેને દરેક વિષયમાં રસ લેતો કરવાનો છે. આ આદર્શ કાર્યમાં યોજવા આપણે શું કર્યું છે ? અલબત્ત કેટલીક યૂનીવરસીટીઓએ પોતાના અભ્યાસક્રમમાં ઐચ્છિક વિષયો તરીકે ગૃહિણીને અને માતાને ઉપયોગી થાય એવા વિષયો–ગૃહવિજ્ઞાન, ચિત્રકામ, સંગીત વગેરે દાખલ કર્યાં છે. પરંતુ

કન્યા અને કુમારોની કેળવણીમાં આમ બહુ ભેદ પડાય તે ઇચ્છવાજોગ નથી. ખાસ કરીને ઉચ્ચ કેળવણીના પ્રદેશમાં ઉંચામાં ઉંચુ જ્ઞાન અને સંસ્કૃતિ મેળવવાનો સ્ત્રી-પુરૂષને સમાન હક્ક હોવો જોઇએ. સ્ત્રીને ગૃહજીવનને લાયક બનાવીનેજ આપણે બેસી રહેવાનું નથી. સ્ત્રી-પુરૂષે સાથે રહી દેશની પ્રગતિ સાધવાની છે એટલે જીવનના દરેક ક્ષેત્ર માટેની કેળવણી તેને આપવી પડશે.

"આપણી કેળવણીનો પ્રશ્ન આપણા સામાજીક રીવાજો સાથે ઘાડો સંબંધ ધરાવે છે. બાળલગ્નો અને પડદાની પ્રથા નાબુદ નહિ કરીએ ત્યાં સુધી આપણે કેળવણીનો પ્રસાર નહિ કરી શકીએ. આ પરિષદે એ સામાજીક અંતરાયો દૂર કરી સ્ત્રી-પુરૂષને સરખી તક મળે તે માટે પ્રયત્નો કરવા જોઇશે. પ્રાચીન સમયમાં જે પ્રકારે સ્ત્રીઓને હક્ક હતા-સ્વતંત્રતા હતી-તે પાછાં સ્થાપિત થવાં જોઇએ. આ પ્રકારે કેળવણીનો પ્રસાર નહિ ત્યાં સુધી આપણી માતૃભૂમિ સંસ્કૃત દેશોની વચમાં પોતાનું સ્થાન લઇ નહિ શકે."

**ઠરાવો.** પ્રમુખના ભાષણ પછી કેટલાક અગત્યના ઠરાવો થયા હતા. હૈદરાબાદના મિસિસ એન્સ્વરે શાળાઓમાં મોન્ટેસોરી અને કીન્ડરગાર્ટન પદ્ધતિઓ દાખલ કરવાનો ઠરાવ મૂક્યો હતો. મુંબાઇના સેવાસદનના મીસ એન્જીનીઅરે સ્ત્રીઓને ઔદ્યોગિક તાલીમ આપી સ્વતંત્ર રીતે પોષણ મેળવવા શક્તિ આપતા ઉદ્યોગગૃહો સ્થાપવાની હિમાયત કરી હતી. પંજાબના મિસિસ અત્વાંજિ આવી સંસ્થાઓ ઉભી કરવા માટે પ્રાંતિક સરકારો પાસે નાણા મદદની માગણી કરી હતી. જે શાળાઓ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં જાતિભેદ બતાવે તેને અપાતી મદદ બંધ કરવાની સરકારને ભલામણ થઇ હતી. વરકન્યાનું લગ્ન વય અનુક્રમે ૨૧ અને ૧૬ નું ઠરાવી 'શારદા બીલ'ને ટેકો આપ્યો હતો અને તેમાં એટલો સુધારો કરી લેવા ધારાસભાના સભાસદોને સૂચના કરી હતી. શિક્ષકોને ટ્રેનીંગ આપવા સંબંધી અને ખાણોમાં કામ કરતી મજુર સ્ત્રીઓની સ્થિતિની તપાસ માટે કમીશન નીમવાની ભલામણ કરનારા ઠરાવો પણ થયા હતા.

**બંધારણમાં ફેરફાર.** પરિષદના બંધારણમાં ફેરફાર કરવા વિષે ગરમાગરમ ચર્ચા થઇ હતી. પ્રાંતિક પરિષદોના આવેલા રીપોર્ટ જોતાં કેળવણી સાથે જેમને નિકટનો સંબંધ છે એવા સામાજીક વિષયો પરિષદના કાર્યક્રમમાં દાખલ કરવાનો ઠરાવ સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાયે રજુ કર્યો હતો. મિસિસ ફરદુનજીએ સુધારો મૂક્યો કે સામાજીક અને કેળવણી વિષયક કાર્યો માટે બે જુદી જુદી વિભાગી કમિટિઓ કામ કરે એવી ગોઠવણ રાખવી. મદ્રાસની બ્હેનોએ સામાજીક વિષય દાખલ કરવા સામે વાંધો લીધો હતો. આખરે સુધારેલો ઠરાવ પસાર થયો હતો. ભવિષ્યની પરિષદો એ મુજબ બે વિભાગમાં કાર્ય કરશે.

**ફંડની સ્થાપના.** પરિષદની ભલામણોને અમલમાં મૂકવા માટે ફંડની જરૂર જણાઇ હતી. આ ફંડ ઉભું કરવા અને તેની વ્યવસ્થા કરવા એક "અખિલ હિંદ સ્ત્રી મંડળ પરિષદે સ્થાપ્યું છે. આ ફંડમાં પ્રમુખશ્રીએ રૂ. ૧૦૦૦ ની ઉદાર ભેટ આપી છે.

**બીજી વિગતો.** બિહાર સ્ત્રી-પ્રગતિની દૃષ્ટિએ પછાત પ્રદેશ છતાં આ પરિષદમાં ઘણી સ્ત્રીઓએ આગેવાન ભાગ લીધો હતો હજી પડદાની પ્રથા નાબુદ કરવાની લડત ત્યાં હમણાંજ જન્મી છે. એ બાબતમાં મિસિસ સિંહાએ અજબ હિમ્મત બતાવી છે. તેમણે પડદો ફગાવી દઇ "સંમતિવય કમિટિ" પાસે હિમ્મતભરી જુબાની આપી હતી અને આ પરિષદની વ્યવસ્થા માટે અત્યંત જહેમત ઉઠાવી હતી. જેમના જેવાંજ બીજાં મિસિસ દુર્ગાપ્રસાદ છે, જેમણે આખી પરિષદને ગાર્ડન પાર્ટી આપી હતી. ચીનથી મિસિસ સુન-યાટ-સેને પરિષદને ફતેહ ઇચ્છતો સંદેશો મોકલ્યો હતો અને પુરૂષોની સાથે રહી દેશની પ્રગતિ અને સ્વતંત્રતા સાધવાની ભલામણ કરી હતી. પરિષદમાં આવેલા પ્રતિનીધિઓ પ્રાચીન સમયમાં અતિ વિખ્યાત થયેલા દસહજાર વિદ્યાર્થીઓને શિક્ષણ આપતા નાલંદાના વિદ્યાલયના ખંડેરો જોવા ગયા હતા. બિહાર પ્રદેશમાં ચાલતાં ગૃહઉદ્યોગોની ઝાંખી કરવાની ગોઠવણ પણ થઇ

હતી. પરિષદની આવતા વર્ષની બેઠક માટે મીસ બ્હાદુરજીએ મુંબાઇ તરફથી આપેલું આમંત્રણ સ્વીકારાયું હતું. સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાય મંત્રી તરીકે ફરી ચુંટાયા હતા.

### ૨. હિંદી રાષ્ટ્રીય સંસાર સુધારા પરિષદ.

આ પરિષદની ૪૧ મી બેઠક રા. મુકુંદ જયકરના પ્રમુખપદે કલકત્તામાં

**પ્રમુખનું ભાષણ.** તા. ૨૫ મી ડીસેમ્બરે મળી હતી. સ્વાગતાધ્યક્ષ મી. નિર્મળચંદ્ર હતા. પરિષદમાં સ્ત્રીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. પ્રમુખના ઉપયોગી ભાષણનો સાર આ પ્રમાણે છે.

" આપણી સામાજીક પ્રવૃત્તિના દરેક અગત્યના વિભાગમાં લાક્ષણિક ફેરફારો થઇ ગયા છે. અને ખાસ કરીને આ ફેરફારો સ્ત્રીઓની ઉન્નતિ અને પુનરૂદ્ધારને લગતા છે. થોડાજ વખત પહેલાં, સામાજીક સુધારા અંગત કોમોના નજીવા અને નાના પ્રશ્નો ગણાતા. સ્ત્રીકેળવણી, મ્હેરામણી, વિધવા-પુનર્લગ્ન, તેમજ એવા પ્રકારના બીજા પ્રશ્નો થોડીક વધુ સ્થાનિક અગત્યના કે કોમી દૃષ્ટિના ગણાતા. હવે એ બધું ફેરવાઇ ગયું છે અને આવા કોમી કે સ્થાનિક વિચારો એક સમૂહમાં એકત્ર થયા છે અને અત્યારે આપણા સમાજના મૂળ અસ્તિત્વને ઘેરો ઘાલી રહ્યાં છે.

જ્ઞાતિની સંસ્થામાં ખાસ કરીને સૌથી વધું નોંધવા યોગ્ય સુધારો થયો છે. આજે, આપણા સ્વતંત્રતાપ્રાપ્તિના પ્રયાસોમાં જ્ઞાતિની સંસ્થા અંતરાયરૂપ છે એવી માન્યતા ઘણી પ્રબળ બની જાય છે, એમાં જરા પણ શંકા નથી.

આપણા ધર્મચુસ્ત હિંદુઓની શુદ્ધિની હિલચાલ, મૂળ, પરધર્મમાંથી પુનર્શુદ્ધિ કરવાના ઇરાદાથી ઉત્પત્તિ પામી હતી. તેણે આ ફેરફારમાં આવકારદાયક વધારો કર્યો છે.હિંદુ સમાજને દૃઢતર બનાવવામાં બને બાજુથી શુદ્ધિની ચળવળે મદદ કરી છે. યોગ્ય શુદ્ધિ કર્યા પછી એક ક્ષુદ્ર ક્ષત્રિય કેમ ન બની શકે ? અબ્રાહ્મણો એમ પુછે છે. આપણાં ધર્મશાસ્ત્રો એવી ક્રિયાનો નિર્દેશ કરે છે. ઘણાં સાધુ પુરૂષોએ એ ક્રિયા કરી છે. સંગઠન એટલે સંયોગ, એકીકરણ અને સંમેલન લોકો એક સરખા ધોરણે આવે નહિ ત્યાં સુધી આ અસંભવિત છે.

અર્વાચીન યુગનું એક બીજું મહાન લક્ષણ તે સ્ત્રીપ્રવૃત્તિ. મીલ્કત મેળવવાની અને રાખવાની સ્ત્રીની સત્તા, વારસાઇ કાયદા સાથે સંબંધ ધરાવતી છે હિંદુ કાયદામાં આ સત્તા વખતો વખત બદલાતી ગઇ છે. સ્ત્રીઓને, આજે પુત્રી, પત્ની અને વિધવાઓ તરીકે જે સ્થિતિ આપવામાં આવી છે તે વૈદિક સમયના કરતાં ઘણી ઉતરતી છે. હિંદી ઇતિહાસમાં તે સમય સર્વોત્તમ ગણાશે. વેદોમાં ઘણું સૌન્દર્ય છે પરંતુ તેમાંનું સર્વોત્તમ તો આર્યમાનસને જુદી જુદી દૃષ્ટિએ વ્યક્ત કરવામાં છે. તે દિવસોમાં સ્ત્રીઓનો દરજ્જો ઘણોજ ઉચ્ચ હતો. આજે ઘણી ખરી બાબતોમાં સ્ત્રીઓ નિરાધાર છે. પરંતુ તે સમયમાં સ્ત્રીઓ એ બાબતોમાં ઘણીજ સ્વતંત્ર હતી. તે યુગમાં લગ્ન પણ ફરજીઆત ન હતું અને સ્ત્રીઓ આજીવન-દે. મોટાં ભાગ

સુધી અપરિણીત રહી શકતી, અને વિદ્યાભ્યાસ અને લોકકલ્યાણનાં કાર્યો કરતી. આજે લગ્નપ્રસંગે લેવાતી પ્રતિજ્ઞાઓમાં વધુપિતા વરને કહે છે કે: "મારી પુત્રીને ધન મેળવતી તમારે અટકાવી નહિ." તેના ઉત્તરમાં વર કહે છે: "હું તેને તેમ કરતી અટકાવીશ નહિ." રાજદરબારોમાં તેમજ મહાન પંડિતોમાં વેદ અને બીજા પ્રશ્નો સંબંધમાં ચર્ચા કરતી પંડિતાઓના પણ દૃષ્ટાંતો છે. સ્ત્રીઓ અપરિણીત રહેતી અને પુરૂષોની સાથે પોતાનું સ્થાન લઇ સરખું માન ભોગવતી. પત્નીનો દરજ્જો પણ ઘણોજ ઉચ્ચ હતો. ગૃહસ્થાશ્રમના સુખ માટે પત્ની એ ઇશ્વરની સર્વોત્તમ બક્ષીસ છે એમ વૈદિક કવિએ કહ્યું છે. વધુ પુખ્ત વયની હતી. પત્ની પૂરેપૂરી આત્મ પ્રતિષ્ઠાવાળી હોવી જોઇએ એ પરિણીત જીવનનું સુંદર લક્ષણ છે. પતિગૃહે સિધાવતી વધુને પિતા નીચે પ્રમાણે વૈદિક આશીર્વાદ આપે છે:–

"શ્વસુરની, તારાં સાસુની, તારા દીયરની, તારી નણંદની અધિષ્ઠાત્રી થા."

ગૃહની વ્યવસ્થા કરવાની યોગ્યતા એ ગૃહસ્થાશ્રમનાં સુખની જરૂરીયાત હતી. સ્ત્રીઓને પતિથી જુદા માલેકીના હકકો ઘણા વિસ્તૃત હતા. તે એટલે સુધી કે પત્નીની સંમતિ વિના પતિ દેવને કાંઇ અર્પણ કરી શકતો નહિ. સ્ત્રીઓ પુનર્લગ્ન કરતી. પતિ તરતજ અવસાન પામેલો હોવાથી અત્યંત શોકમગ્ન એક વિધવાને ઉદ્દેશીને કહેવાયું છે:–"ઉઠ, સ્ત્રી જેનું જીવન ગયું છે તેની પડખે તું સુતી છે. તારો પતિ જે મરણ પામ્યો છે તેનાથી દૂર જીવંત દુનીઆમાં આવ અને તારો હાથ પકડી તને પરણવા ઇચ્છતો હોય એવા બીજાની પત્ની બન."

સ્ત્રીઓની પડતી ઘણી મોડી શરૂ થઇ. બીજી જાતો સાથે જ્યારે લડવાનો પ્રસંગ આવ્યો ત્યારે પુરૂષોને ઘણી અગત્ય મળી ગઇ. અને ત્યાર પછી દીકરાના જન્મને વધુ મહત્ત્વ મળવા લાગ્યું.

આ અંધકારસમયે ઘણા સુધારકો પ્રકાશમાં આવ્યા. તેમાંનો સૌથી ઉત્તમ અને છતાં સૌથી ખરાબ મનુ હતો. મનુએ ઘણી ઓછી નડતરનાં ધોરણે કામ કર્યું. અને આ ક્રિયા 'યાજ્ઞવાલ્કય' આવ્યો ત્યાં સુધી ચાલુ રહી. અને તેણે "મિતાક્ષરા" દ્વારા સ્ત્રીને બધી મિલ્કતની હકદાર દર્શાવી આજની સ્ત્રી પણ 'મિતાક્ષરા' થી કાંઇ વધુ નહિ ઇચ્છશે. 'મિતાક્ષરા' ની વ્યાખ્યા પ્રમાણે દરેક મીલ્કત 'સ્ત્રીધન' બની જશે. પરંતુ સમય જતાં વિરોધી પક્ષો ઉપસ્થિત થયાં.

કોઇ પણ વ્યક્તિને આ માટે દોષપાત્ર ઠરાવવાની મારી ઈચ્છા નથી, પરંતુ તેઓ જે પદ્ધતિ પ્રમાણે કાર્ય કરે છે તેને હું દોષપાત્ર ઠરાવું છું. હિંદુ કાયદામાં એવી ઘણી બાબતો છે જે સુવ્યવસ્થિત કરવી જોઇએ. એટલે આ સુધારાના કાર્ય માટે કોઇ કાયદો થવાની જરૂર છે. સંયુક્ત હિંદુ કુટુંબમાં વિધવાની સ્થિતિ સુધરે એ જોવાની ખાસ જરૂર છે. જ્યારે પતિ કુટુંબથી જુદો પડયા પહેલાં મરી જાય છે ત્યારે તેની વિધવા ઉપર કેટલાં દુઃખો આવી પડે છે તે આપણે સૌ જાણીએ છીએ. જો તેને છોકરો ન હોય તો પતિનો ભાગ તેને મળતો નથી. તેના ભરણપોષણ માટેના નિયમો અન્યાયી છે. હિંદુ વિધવાએ પોતાની વય પહેલાં સાધ્વી થવું એવી ખોટી માન્યતા પ્રચલિત છે. દત્તક લેવાના તેના હક્કોમાં કાપકુપ થઇ છે. જુદા પડેલાં હિંદુની પત્નિને કાંઇ સંતાન ન હોય તો તેને તેની મિલ્કતનો ભાગ કેમ લેવા દેવામાં ન આવે તે સમજી શકાતું નથી.

છોકરીનું લગ્ન વય વધારીને ૧૬ વર્ષનું કરવાની માંગણી આજે સ્ત્રીઓ કરી રહી છે. અને એ મેળવવા માટે તેઓ ૧૬ વર્ષથી ઓછાં વયનું લગ્ન ગુન્હો ગણાય એવી માંગણી કરી રહી છે. શારદાબીલમાં લગ્નવય ૧૪-વર્ષનું કરવામાં આવ્યું છે. સહવાસ માટેના ચોક્કસ વય માટે હિંદી સરકારે નીમેલી સમિતિ બેઠેલી છે. તેના નિર્ણય વિના પણ એમ કહી શકાશે કે પરિણીતા માટે ૧૬ કે એટલાં વર્ષનું વય અને બીજીઓ માટે ૧૮ વર્ષનું વય રાખવામાં આવે તો તે યોગ્ય ઠરશે.

પતિની પસંદગી માટે સ્ત્રીઓ વિસ્તૃત ક્ષેત્ર હોવું જોઇએ એવી માંગણી કરે છે. હાલની પદ્ધતિ ઘણી વાંધા પડતી છે. કોમમાંજ લગ્ન કરવાની પદ્ધતિને લીધે જોઇએ એવી પસંદગી થઇ શકતી નથી અને કેટલીક વખત તો પાસેનાજ સંબંધીઓમાં પરણવાનો પ્રસંગ આવી જાય છે. તેથી પોતાની કોમની બહાર લગ્ન કરી શકાય

એવો સુધારો લગ્નના કાયદામાં કરવાની માંગણી વધતી જાય છે. મુંબઈ ઇલાકામાં આ સંબંધમાં પ્રગતિ થઇ છે. મુંબઇની વડી અદાલતના સ્વ. ન્યાયમૂર્તિ લલ્લુભાઇ આશારામ શાહે ઉચ્ચ વર્ગના પુરૂષના નીચ વર્ગની સ્ત્રી સાથેનાં લગ્ન કાયદેસર ઠરાવ્યાં છે. પરંતુ સ્ત્રીઓને આથી સંતોષ નથી. તેઓ પ્રતિલોમ લગ્ન-એટલે કે ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓ અને નીચ જ્ઞાતિના પુરૂષોનાં લગ્ન પણ એવીજ રીતે કાયદેસર ગણાય એમ માંગે છે. ટુંકમાં તેઓ પોતાની પસંદગી પ્રમાણે જ્ઞાતિની સંકુચિત મર્યાદા વિના લગ્ન કરવાની માંગણી કરે છે. કેટલાક આને ઘણી સાહસિક માંગણી ગણશે. પરંતુ મોડી વહેલી એ સફળ થવાનીજ છે એમ મને લાગે છે.

એજ રીતે, છુટાછેડા, પુનર્લગ્ન, અને ભરણ પોષણ સંબંધના આજના કાયદાને મૂર્ખાઇ ભરેલા અને એકપક્ષી છે તેમાં અર્વાચીન સમાજની જરૂરીઆત પ્રમાણે સુધારા કરવાની સ્ત્રીઓ માંગણી કરે છે. કેટલાક સંજોગોમાં છુટાછેડા માટે અરજી કરવાના હક્કની પણ માંગણી થઇ છે.

સામાજિક સુધારા એ શબ્દોમાં પણ ઘણા ફેરફારો થયા છે અને બીજા દેશોની જેમ એના અર્થમાં સમાજની તંદુરસ્તી, સહી સલામતી અને સુખની કાંઇ પણ પ્રવૃત્તિનો સમાવેશ થાય છે. આપણી ફરતેની દુનીઆમાં થતા અનેક સુધારાઓનાં કાર્યને થોડાંક વર્ષોમાં પૂર્ણ કરી નવું સ્વર્ગ અને નવી પૃથ્વી સર્જતા હોય એમ લાગે છે. માનવસમાજનાં આ પુનર્જન્મમાં આપણે હિંદીઓ કયો ભાગ ભજવવાનું પસંદ કરીશું ? આ આજનો પ્રશ્ન છે."



**ઠરાવો.** આ પરિષદે કેટલાક અગત્યનાં ઠરાવો પસાર કર્યાં હતા. સ્પર્શ્યાસ્પર્શ્ય દૂર કરવા સંબંધી અને જુદી જુદી જાતોમાં લગ્ન કરવા સંબધી છૂટ આપવા વિષેના ઠરાવો પર ગરમાગરમ ચર્ચા ચલી હતી. સર પી. સી. રોયે સ્પર્શ્યાસ્પર્શ વિષે જુસ્સાદાર ભાષણ કર્યું હતું. પંજાબના પંડિત ભુમાનંદે જ્ઞાતિનો નાશ કરવાનો ઠરાવ મૂકયો હતો. આંતરકોમી લગ્ન વિષેનો ઠરાવ સૌ. કમલાદેની ચટ્ટોપાધ્યાયે રજુ કર્યો હતો, જેને મદ્રાસના મીસ નલમુથુ અમ્મલે ટેકો આપ્યો હતો. બાળલગ્ન નાબુદ કરવા અને શારદા બીલને ટેકો આપવા વિષેનો ઠરાવ મિસિસ બ્રીજલાલ નેહરૂ એ મૂકયો હતો. દારૂની બદી અટકાવવા વિષેનો ઠરાવ રેવરંડ હરબર્ટ એન્ડરસને રજુ કર્યો હતો.

### ૩ અખિલ હિંદ સ્ત્રી-સામાજીક પરિષદ્.

આ પરિષદની બેઠક કલકત્તામાં તા. ૨૭ મીએ ત્રાવણકોર રાજ્યના રીજન્ટ મહારાણી સાહેબા શ્રી પાર્વતીદેવીના પ્રમુખપદે મળી હતી. મયુરભંજના ના. મહારાણી સુચારૂદેવી સ્વાગતાધ્યક્ષ હતાં. આખા હિંદમાંથી જુદા જુદા ભાગમાંથી લગભગ હજાર ઉપર સ્ત્રીઓએ આ પરિષદ્માં ભાગ લીધો હતો.

**પ્રમુખનું ભાષણ.** પ્રમુખના ભાષણનો સાર આ પ્રમાણે છે:" મને આજે આપે પ્રમુખ નીમી જે માન આપ્યું છે તે મારા રાજ્યને આપ્યું છે એમ હું ગણું છું. સ્ત્રીકેળવણીના વિષયમાં ત્રાવણકોર અપૂર્વ સ્થાન ભોગવે છે. હજી એક સદી પ્હેલાં

પશ્ચિમમાં પણ સ્ત્રીઓની સ્થિતિ કાયદાની દૃષ્ટિએ સંકુચિત હતી. તેમણે વર્ષોની જહેમતભરી લડત પછી પોતાના હક્ક મેળવ્યા છે.

પ્રાચીન સમયમાં હિંદમાં સ્ત્રીઓનો દરજ્જો ઉંચો હતો. વેદની ઘણી રૂચાઓ સ્ત્રીઓએ લખેલી છે; તેઓ પુરૂષોની જેમ મંત્રદૃષ્ટા હતી; શાસ્ત્રો લખની અને ગણીતમાં પારંગત હતી. સ્ત્રીઓના વારસા હિસ્સાના હક્ક સંબંધી હિંદુ કાયદો પ્હેલાં ઘણો વિશાળ હતો. અદાલતોએ પોતાના નિર્ણયોથી એ ક્ષેત્રને સંકુચિત કરી નાંખ્યું છે. આટલું છતાં અહિંના જેટલા સ્ત્રીઓના મીલકત સંબંધી હક્ક પશ્ચિમમાં સુરક્ષિત નથી. મારા પોતાના પ્રદેશ-કેરલમાં સ્ત્રી કુટુંબની અધિષ્ઠાત્રી ગણાય છે અને મીલ્કતો કુટુંબના વડીલ તરીકે તેમને નામે હોય છે.

મુસ્લીમ કાયદાથી પણ સ્ત્રીઓને મીલ્કત સંબંધી વિશાળ હક્ક મળ્યા છે. પેગમ્બર સાહેબ બહુપત્નીના કે પડદાના હિમાયતી ન હતા. તેમણે ચાર પત્નીની હદ ઠરાવી તે આરબોમાં થતી અનેક પત્નીઓનો રીવાજ સુધારવા માટે. ચાલુ યુદ્ધોના કારણેજ સ્ત્રીઓની રક્ષા માટે પડદાનો રીવાજ દાખલ થયો હતો. પાછળથી પડદો પ્રતિષ્ઠારૂપ ગણાયો અને અંધ અનુકરણથી હિંદુ કુટુંબોમાં પણ દાખલ થયો. અત્યારે એ પ્રથાની અગત્ય નથી. ખરૂં કહીએ તો સ્ત્રીપ્રગતિના માર્ગમાં એ મોટા અંતરાયરૂપ છે. જગતના મહાપુરૂષો ઘડનાર માતા છે અને માતાને જો આપણે અજ્ઞાન અને પછાત રાખીશું તો દેશની ઉન્નતિ કદી નહિ થાય.

આપણી લગ્નપ્રથા પતિપત્નીની સંમતિ અને પસંદગીના ધોરણ પરજ રચાઇ છે. બાળલગ્ન અને બાળવિધવાના પ્રશ્નો આપણી પ્રગતિને રોકી રાખનારા છે. બાળવિધવાની મોટી સંખ્યા બાળલગ્નને જ આભારી છે; સાથે સાથે પુનર્લગ્નનો વિરોધ પણ સંગીન કારણ છે. કોઇ પણ શાસ્ત્ર આ પ્રકારની સ્થિતિ માટે સમર્થન ન આપે. અતિ મોટી વયે લગ્ન કરવાના કેટલાંક માઠાં પરિણામ આવે છે પણ તેથી અનેક ગણા વધુ માઠાં પરિણામ બાળલગ્નથી આવે છે. આ બાબતમાં આપણે સ્ત્રીઓજ વધારે દોષને પાત્ર છીએ. માતા કે પત્નીના દુરાગ્રહ પાસે ઘણા સુધારક પુરૂષોને નમતું આપવું પડે છે. આ રીતે પ્રગતિમાં અંતરાયરૂપ થતાં આપણે અટકવું જોઇએ. સ્ત્રીઓ સામાજીક અને રાજકીય પ્રગતિમાં યોગ્ય હિસ્સો આપતી થાય એવા ઉપાયો આપણે લેવા જોઇએ. એ ઉપાયોમાં કેળવણીનો પ્રચાર સૌથી વધારે અગત્યનો ઉપાય છે. પુરૂષો આપણો માર્ગ સરળ કરવા તૈયાર છે. દિવસે દિવસે સ્ત્રીઓની કેળવણીવિષયક પ્રગતિ વધતી જાય છે એ શુભ ચિન્હ છે. છતાં વધારે કાર્યસાધક પ્રગતિ તો ફરજિયાત કેળવણી દાખલ થશે ત્યારેજ કરી શકશે. આપણે જુના વિચાર છોડી, આપણી અશક્તિનો અને નબળાઇનો ખ્યાલ ત્યાગી કેળવણી લેશું ત્યારે જ પુરૂષો સાથે સહકાર કરી આપણી જાતિની અને દેશની પ્રગતિ સાધી શકીશું."

**ઠરાવો.** બીજે દિવસે આ પરિષદે કેટલાક અગત્યના ઠરાવો કર્યા હતા. સ્ત્રીઓની કેળવણી સંબંધી ઠરાવ મિસિસ રૈયે રજુ કર્યો હતો. બાળલગ્ન અને વરવિક્રય નાબુદ કરવા વિશેનો ઠરાવ મ. દેશબંધુ દાસના પુત્રી સૌ. અપર્ણાદેવીએ મૂક્યો હતો. ઉપરાંત વારસા હિસ્સાના હક માટે હિંદુ કાયદામાં સુધારા કરવા સંબંધી, કારખાનાને લગતા સ્ત્રી-મજુરો સંબંધી કાયદામા સુધારા કરવા વિષેના તેમજ બીજા ઠરાવો પસાર થયા હતા.

**ઉપસંહાર.** આ ત્રણે પરિષદોએ સ્ત્રી-પ્રગતિની દૃષ્ટિએ ઘણું સુંદર કામ બજાવ્યું છે અને દેશની સ્ત્રીઓને પોતાની ત્રુટીઓ અને અવનતિનો ખ્યાલ આપી જાગ્રત કરવામાં મોટો ફાળો આપ્યો છે. અમને આશા છે કે હિંદની સુશિક્ષિત બ્હેનો આ પરિષદોએ બતાવેલા કાર્યપ્રદેશ પોતાના હાથમાં લઈ એ સંબંધી સંગીન કામ કરવાની શરૂઆત બનતી ત્વરાએ કરી દેશે, અને પોતાના જ્ઞાન અને વ્યવસ્થાશક્તિનો લાભ પોતાની અજ્ઞાન બ્હેનોને આપશે. એ બાબતમાં હિંદનો પુરૂષવર્ગ તેમને પોતાથી બનતો સર્વ સહકાર આપવાને કદી પણ ચૂકશે નહિં.